# HISTORY OF THE ACHÆMENIDÈS:

BEING

## A CHRONICLE OF THE PARSEE MONARCHS

OF THE

## ACHÆMENIAN DYNASTY OF ANCIENT PERSIA,

COLLATED FROM THE WORKS OF

EUROPEAN AND ORIENTAL AUTHORS,

WITH SPECIAL REFERENCE TO

THE LATEST RESEARCHES IN ACHÆMENIAN INSCRIPTIONS AND ARCHITECTURE,

BY

BARJORJI PALANJI DESAI

AND

PALANJI BARJORJI DESAI,

*Authors of the History of the Sassanides.*

---

*"Adataiya.dá bavátie Parsahyá Martiyahyá dūrae arshtish paradhmata? Adataiya.dá baratya Párs martiya dūrae hachá Pársá hamaram patiyajatá?"*

*Inscription on the Nakshe Rustam.*

---



---

Bombay:

PRINTED AT THE DUFTUR ASHKARA PRESS,

No. 87 COWASJI PATEL STREET, FORT.

A. D. 1889. A. Y. 1258.

TO

SIR JAMSETJE JEEJEEBHOY, BART., C.S.I.,

THE HEAD OF THE PARSEE COMMUNITY,

BY THE PHILANTHROPY OF WHOSE ANCESTORS

THE PARSEES OF INDIA HAVE GAINED HONOUR AND RENOWN,

THIS WORK,

ILLUSTRATIVE OF THE GREATNESS OF THE

ANCIENT PERSIAN EMPIRE

AND

COMMEMORATIVE OF THE FORMER PRESTIGE AND FAME

OF ZOROASTRIANS,

IS RESPECTFULLY DEDICATED BY

*THE AUTHORS.*

૩૫૮૭

# તવારીખે હખામનીઆન:

યાને

## ઈરાનના હખામની તબક્કાના પાર્સી પાદશાહોની
## તવારીખ.

ઈંગ્રેજી તથા ફારસી ગ્રંથો ઊપરથી, તેમજ ખીલારોકી તખ્તીઓ
અને બીજી છેલી શોધોને આધારે,


બનાવનાર

**બરજોરજી પાહલનજી દેસાઈ,**

તથા

**પાહલનજી બરજોરજી દેસાઈ.**

તે

"તવારીખે સાસાનીઆન" ના કર્ત્તા.


"અગરચે તું વીચારે કે કેટલા તે મુલકો (હતા) જે દારયવુશ ધરાવતો હતો, (તો આ) ચીતાર જો. જેઓ મારૂં તખ્ત ઉચકેછે તે ઊપરથી તું તેઓને ઓળખશે. હવે કોઈ (આ બીનાથી) નાવાકેફ રહી શકશે કે પાર્સી મર્દનો ભાલો દુરવેર પહોંચ્યો હતો? હવે કોઈ નાવાકેફ રહી શકશે કે પાર્સી મર્દો લડાઈને ખાતર પાર્સથી ઘણા દુરવેર ગયા હતા?"

નક્શે રૂસ્તમ ઊપરનો પાદશાહ દારયવુશનો લેખ.


મુંબઈ,

દફતર આશ્કારા છાપાખાનાંમાં છાપી છે.

કોટ:—કાવસજી પટેલ સ્ટ્રીટ, નાં૦ ૮૭.

૧૮૮૯ ઇસવી. ૧૨૫૮ યજદેજર્દી.

જરતોશ્તી શીરકાના

**વડા અકાબર સાહેબ,**

**સર જમશેદજી જીજીભાઈ, બેરોનેટ, સી. એસ. આઈ.,**

જેઓના બુજર્ગોની સખાવતથી

હીંદુસ્તાનના પારસી ટોળાને નામદારી અને કીર્તી મળીછે,

તેઓને

**પારસીઓની પુરાતન પાદશાહતની મોટાઈ**

અને

**જરતોશ્તીઓની આગળી જાહોજલાલીની યાદગારીનું**

**આ પુસ્તક**

તેના બનાવનારાઓએ

**માન સાથ અર્પણ કર્યું છે.**

# દી બા ચો.

"**હોરમજદ** બુજર્ગ ભગવાન (છે), જેણે આ ભુમી પેદા કીધી, જેણે પેલું આસમાન પેદા કીધું, જેણે માણસ જાતને પેદા કીધું, જેણે માણસને વાસ્તે રેહેઠાણ પેદા કીધું, જેણે દારયવુશને પાદશાહ કીધો, સઘળાઓનો એકલો પાદશાહ, સઘળાઓનો એકલો ફરમાવનાર.. .... **હોરમજદની મરજીથી** પાર્સ સીવાયના આ મુલુકો જે મેં મેળવી લીધાછે તેઓ ઉપર હું હાકમી ચલાઉંછું........ઓ મર્દ! આ **હોરમજદનું** ફરમાન છે, જે તને પોંહોંચેછેઃ—રસ્તો મા છોડતો જે રાસ્ત છે; મા બીગાડતો, મા બંધ કરતો."[1]

જે નામચીન પાદશાહે પોતાના મજકુર યાદગાર સખુનોમાં જગતના પેદા કરનારનું નામ જબાન ઉપર લઇને પોતાના મહાભારત કામની શરૂઆત કીધીછે તેજ બખ્તાવર શેહનશાહને પગલે ચાલીને અમો અમારૂં નાનું કામ શરૂ કરી તેના આજના વંશજોની હજુર ધરીયેછીયે. બુલંદ બખ્ત **દારાયસ હીસ્તાસ્પીસ** કહેછે કે તેની તમામ ફતેહોમાં તેના પવીત્ર મજહબના એકલા ખોદા અહુરમજદે મદદ આપી હતી, તેવીજ મદદ ઉપર મુસ્તાક રહીને જરતોશ્તી આલમ આગળ તેજ દલેર પાદશાહે રચેલી શેહનશાહતની તવારીખનું આ પુસ્તક નજર કરવાને તેજ ખાવંદની બક્ષેશથી અમો શકતીવાન થયાછીયે. પાદશાહ **દારા**નો હોરમુજદ તેજ અમારો અને સર્વે જરથોસ્તીઓનો ખોદા છે; અને તે નામદારને ખોદાએ દુનીયાના મુલકો ફતેહ કરવાની તોફીક બક્ષી ત્યારે અમે તે પાદશાહ અને તેનાં આખાં વંશની સઘળી ફતેહોનો હેવાલ એકઠો કરવાની સરજત પામ્યા છીયે.

કદીમ ઇરાનમાં પાર્સી પાદશાહતો માત્ર બેજ થઇ ગઇ છેઃ પહેલી હખામની, અને બીજી સાસાની. પાર્સીઓને માટે સહી અને સંપુર્ણ તવારીખ માત્ર એજ બે શેહનશાહતોની મળી શકે એમ છે. એઓમાંની બીજી શેહનશાહતની બની એટલી સંપુર્ણ તવારીખનું પુસ્તક ૧૮૮૦ નાં સાલમાં "**તવારીખે સાસાનીઆન**" નાં નામથી અમે બહાર પાડવાને શકતીવાન થયા હતા. આજે એઓમાંની પહેલી શેહનશાહતની બની શકી એટલી સપુર્ણ તવારીખનું પુસ્તક "**તવારીખે હખામનીઆન**"ને નામે બહાર પાડવાને અમે શકતીવાન થયાછીયે. તોપણ **કુરૂશ** અને **દારયવુશ**;—**ક્ષયાર્શા** અને **અર્તક્ષત્ર**;—**બહુમન** અને **દારાબ**;—એ સઘળા અને તેમનાજ જમાનાના બીજા પાર્સી પાદશાહોની એક સીલસીલાબંધ આખી તવારીખ પાર્સી કલમથી

---

[1] પાદશાહ દારાયસ હીસ્તાપીસનો નક્શે રૂસતમ ખાતેનો લેખ—જર૦ અજ્યા૦, અંક ૫, સફે ૨૪૯—૫૧. આ આખા લેખને માટે જુઓ સફે ડ.

લખાયલી આ પહેલીજ છે એમ અમે કહેતા નથી. અમારી આગમજ "ઈરાનની તવારીખ" નાં નામથી મી૦ **બેહરામજી ભીખાજી કાંગાએ,** અને "તવારીખે કદીમ ઈરાન" નાં નામથી મી૦ **જમશેદજી પાહુલનજી કાપડીયાએ** ૧૮૬૨ અને ૧૮૬૮ નાં વરસોમાં બે જુદાં જુદાં દફતરો પ્રગટ કીધાં હતાં. મી૦ **કાંગાનું** પુસ્તક પાર્સીઓમાં એવું પહેલુંજ હતું કે જેમાં ગુમ થયલી હખામની પાદશાહતનું ટુંક વર્ણન દાખલ કીધું હતું. તે પછી મી૦ **કાપડયા** વાળું મોટું પુસ્તક બહાર પડયું તેમાં આ બાબતમાં ઘણું અજવાળું પાડયું હતું અને તેથી તે ઘણું ઉપયોગી થઈ પડયું હતું. એ બંને ગ્રહસ્થોએ એ રીતે ઘણી મેહનતે એક આખા ટોળાની તવારીખને પાર્સી આલમ વચે હયાતીમાં આણવાની પહેલ કરી માન લીધું હતું. પણ ઉપલાં બંને પુસ્તકોમાં જ્યારે ઈરાન દેશની તમામ જુદી જુદી પાદશાહતોની તવારીખ સંક્ષેપમાં સમાવીછે, ત્યારે અમારૂં પુસ્તક તેઓમાંની માત્ર એકજ યાને હખામની પાદશાહતનું વર્ણન વાંચનાર આગળ રજુ કરેછે. એટલામાટે આ દફતરને સંપુર્ણતામાં અને હકી. કતોના જથામાં પહેલવહેલુંજ ગણી શકાશે.

આ નવી તવારીખ સંબંધી એક વાત જાણવાજોગ એ છે કે એમાં એક તદન ગુમ થઈ ગયલી શેહનશાહતની બીના સમાવેલીછે. જે હખામની વંશની આ તવારીખ છે તેના પાદશાહો પાર્સીઓ હતા. ખરા અને પહેલવહેલા પાર્સીઓ તેઓજ હતા, તેઓ આગમજ જો કોઈ પાર્સીઓ હોય તો તેઓ વીશે આજે આપણ કશું જાણતા નથી. હવે એ હખામની ટોળાના પાર્સીઓ, તેમના પાદશાહો, અને તેમની પાદશાહત વીશે આજ ૫૦—૬૦ વરસો આગમજ બહુ ગુચવાડો ચાલતો હતો. ઉગમણુ તરફના મહમદીઆન કે બીજા તવારીખનવેશોને તેઓ વીશે કશી ખબર ન હતી. **ફીરદોસી તુસી**—જેનાં નામ ઉપર હજારો આફ્રીન અને દુઆ હોજો !—પોતાનાં યાદગાર "શાહનામા" માં આ પાર્સી પાદશાહો વીશે કેવળ અજાણો જણાયછે. તે વખ્તે અસલી યુનાની તવારીખનવેશોના ગ્રંથોમાંથી **કાઈરસ** અને **કમ્બાઈસીસ, દારાયસ** અને **જર્કસીસ,** વગેરે હખામની પાદશાહોના નામો છુટાં છવાયાં મળ્યાં હતાં, અને તે ઉપરથી એકીમીન્યન વંશના કોઈ પાદશાહો ઇરાનમાં પાદશાહી ચલાવી ગયલા યુરોપીયન વીદ્વાનો જાણતા હતા. પણ એ પાદશાહોની શાહનામામાં કયાં જગા કરવી તે કોઇ જાણતું ન હતું, અને તેથીજ ગુચવાડો ચાલતો હતો. અંતે તેનો તોડ એમ નીકાળ્યો કે શાહનામામાંના કયાની તેજ આ હખામની પાદશાહો હતા, કાંએકે **ફીરદોસીએ** કયાની ટોળાના ઈરાની પાદશાહોનો જે હેવાલ આપ્યોછે તેમાંનો કેટલોક હખામની ટોળાના પાર્સી પાદશાહોને મળતો આવતો દીસેછે. આ ઉપરથી આજ આશરે પોણાશો વરસ ઉપર યુરોપના વીદ્વાનો એમ માનતા હતા કે કયાની અને હખામની ટોળાઓ કંઈ એકેકથી જુદા નથી, માટે એ ટોળાઓના પાદશાહોબી એકનાએકજ છે. **ફીરદોસીએ** જણાવેલાં કયાની પાદશાહોનાં નામો અવસ્તાવાણીનાં લખાણોમાંથી મળી આવેછે; પણ તેમ યુનાની તવારીખનવેશોમાં મુખ્ય **હીરોડોટસે** અને ત્યારબાદ **થ્યુસીડીડીસ** તથા **જેનોફને** જણાવેલાં હખામની પાદશાહોનાં નામો ઇરાનમાં

પર્વતો ઉપર કોરાવેલા નવાઇ જેવા લેખોમાંથી મળેછે. એ લેખોની શોધ તથા તેમનાં ઉકળાણ તવારીખના બનાવોની એક અજાયબી છે. એ શોધ અને ઉકળાણથી મુખ્ય કરીને જર્મન અને ફ્રેંચ વીદ્વાનો મારફતે આખી દુનીયાએ જાણી લીધું કે કયાની અને હખામની કંઈ એક નહી પણ જુદા ટોળાઓ હતા, અને તેઓ ઇરાનમાં જુદે જુદે વખ્તે જુદા જુદા ભાગો ખાતે અમલ ચલાવી ગયા હતા. તેમનાં નામો જુદાં હતાં તેમજ તેમનાં કામો પણ જુદાં હતાં. ટુકમાં તેઓ દરેક વાતે એકેકથી જુદા હતા. મળતાપણું માત્ર એટલીજ હદમાં છે કે **ગુશ્તાસ્પ** અને તે પછીના કયાની પાદશાહો અને જરતોસ્તીઓ સર્વ શકતીમાન પરમેશ્વરને જે નામે ઓળખતા હતા તેજ નામથી તે સાહેબને હખામની પાદશાહો અને પારસીઓ પણ ઓળખતા હતા, તથા તેમના મજહબનો મૂળ પાયો એકસરખોજ હતો, માટે તેમનો ધર્મ પણ એકજ હતો.

એ રીતે ત્યારે જે પાદશાહોનું વર્ણન શાહનામાંમાં અને અવસ્તાવાણીમાં નથી તે યુનાની ગ્રંથો અને ખીલારોકા લેખોમાં છે. અને આ પાછળા આધારો ઉપરથીજ અમે અમારૂં હાલનું પુસ્તક રચ્યુંછે.

ખીલારોકા લેખો અને તેમનાં ઉકળાણથી હખામની પાદશાહોની કાર્કીર્દીને નવો જીવ મળ્યોછે, તેમાં કશો સંદેહ નથી; તેમ નહી બનત તો આજસુધી એ પાદશાહતની જે ભાગી તુટી વાતો હતી તેબી માત્ર યુનાની ગ્રંથોમાંજ ડટાઈ રહેત, અને આજના પારસીઓ તેથી કેવળ અજાણ્યા અને બેનસીબ રહી જાત. એટલામાટે આ હખામની શેહનશાહતને પાછી જીવતી કરવાનું માન મજકુર લેખો ઉકળાવનારા વીદ્વાનોને ઘટેછે, જેમાં મુખ્ય અને પહેલો દરજ્જો નામીચા જર્મન વીદ્વાન ગ્રોટેફેંડને અને બીજો તેહરાનની દરબારના આગળા બ્રીટીશ એલચી સર **હેનરી રોલીન્સન**ને આપી શકાશે. એ ઉકળાણને લીધેજ તેઓ બંનેનાં નામો યાદગાર રહી જશે. હખામની શેહનશાહતને સજીવણ કરનારાઓમાં એક ત્રીજું નામ **જયાર્જ રોલીન્સન**નું છે, જે મજકુર સર **હેનરી**નો ભાઇ થાયછે. તેણે પુરાતન પાદશાહતોના મોટા ગ્રંથો રચ્યાછે, જેમાં એક પાદશાહત દાખલ હખામની વંશની જાહોજલાલી વીસ્તારવા માટે એક આખું દફતર લખ્યુંછે. કોઇબી યુરોપીયન વીદ્વાને જો આ પાદશાહતને છુટી પકડીને તેની સ્વતંત્ર તવારીખ આપી હોય તો તે આ **રોલીન્સન** એકલોજ છે. આ વીદ્વાન તવારીખનવેશનો આ અમુક ગ્રંથ આ પુસ્તક બનાવવામાં અમને બહુ ઉપયોગી થઇ પડયોછે. વળી બીજાંબી કેટલાંક પુસ્તકો અમને વધતાં કે ઓછાં મદદગાર થઈ પડયાંછે, તેમની એક ટીપ શેવટે આપીછે.

મોટા અફસોસની વાત છે કે ઇરાન દેશની તવારીખ લખનારને પોતાની હકીકતોને માટે મુખ્ય કરીને તેની જોડ શત્રુ દાખલનો સંબંધ રાખનારા દેશોના તવારીખનવેશો ઉપરજ આધાર રાખવો પડેછે. અમારી પહેલી કેતાબ "**તવારીખે સાસાનીઆન**" લખતી વેળા જેમ રૂમી લખનારાઓ ઉપર મોટો આધાર રખાયો હતો તેમ આ નવી કેતાબ "**તવારીખે હખામનીઆન**" માટે અમને યુનાની લખનારાઓને બસ પડવું પડયુંછે, એમ કીધા વીના છુટક નથી, કેમકે પુરાતન જમાનાની હખામની

શેહનશાહતની તવારીખનો એક સ્વદેશી લખનાર તરફનો કુરજો પણ આજસુધી જળવાઈ રહેલો આપણી કને નથી. સાસાની પાદશાહોનું દફતરખાનુ આરબ શત્રુઓએ બાળી નાખ્યું હતું, તેમજ હખામની પાદશાહોનું દફતરખાનુ **સેકંદરે** બાળી નાખ્યું હતું. અને તેથી પાર્સી તવારીખ પાર્સી કલમથી જળવાઈ રહેલી મળવી અશક્ય છે. પણ એકબારગી હખામની તવારીખની ખરેખરી નોધ યુનાની લખનારાઓએ, અને સાસાની તવારીખની તેવીજ નોધ રૂમી તવારીખનવેશોએ લીધી હોત તો આપણને આટલો બધો અફસોસ કરવાની જરૂર રહેત નહી. પણ રૂમ તથા યુનાનને ઇરાનના સાસાની તેમજ હખામની પાદશાહો સાથ લડાઇઓ થયલી હોયાથી, અને તે મુલુકો ઉપર એ પાદશાહોના મહાભારત હુમલા તથા કેટલીકવાર ફતેહો થયલી હોયાથી, ત્યાંના તવારીખનવેશો પાર્સી પાદશાહોની ખરેખરી મર્દાન્ગી જાહેર કરી જાય એ કેવળ અશક્ય છે, એમ જો કોઈ ધણી મત ઉચારે તો તેમાં કેટલીક સચાઇ છે એમ અમે હીમતથી કહીશું. જેમ સાસાની તવારીખમાં તેમજ આ તવારીખમાં ઠેકાણે ઠેકાણે અમે કેટલાક એવા દાખલાઓ પકડી કહાડયાછે કે જેમાં જેમ રૂમી તેમજ યુનાની તવારીખનવેશોએ પોતાના રાજકારોબારીઓની ચોકસ એબો, શીકસ્તો, ખુહારી, દગા ફટકા, નહાસભાગ, નબળાઈ, અને એવીજ બીજી ખામીઓ છુપાવેલી આસપાસના સંજોગો ઉપરથી દેખાઈ આવેછે. હવે એવી વખ્તે જો આપણી કને ઇરાનની ખાસ સ્વદેશી તવારીખ હોત તો તેને આધારે સામી પક્ષનાં લખાણોનાં વધારે ભયંકાર ભોપાળાં પકડી કહાડવાને આપણ શકતીવાન થઈ શકત. માઠાં ભાગ્યે જ્યારે તેવું કશું નથી ત્યારે સામી પક્ષનાં લખાણોમાં જે કંઈ ઘણુંજ અસંભવીક અને પાયા વીનાનું લુલું લખાણ છે તેજ પકડી આપવાને અમે પોતાને થોડાઘણા શકતીવાન થયલા સમજીયે છીયે. દુખ ભરેલું એ છે કે ઇરાનની ખાસ સ્વદેશી તવારીખની ગેરહાજરીમાં યુરોપીયન લખનારાઓનેબી યુનાનીઓને આધારે ચાલવું પડેલું હોયાથી તેઓએબી ઘણુંકરીને તેમના જણાવેલા હેવાલોને ખરા ગણાવાની અને ગણવવાની ફરજ વીચારી છે—જોકે તેઓએ કોઈ કોઈ ઠેકાણે તે હેવાલોમાં અતીષયોકતી, ખોટારૂં અને સ્વદેશાભીમાનની ખોટી બડાઇ ખુલ્લી જોઈ લીધીછે. આમ ચોકસ ઠેકાણે ખોટારૂં પકડી આપનારા ઇંગ્રેજ તવારીખનવેશોમાં **થર્લવાલ, રૉલીન્સન** અને **કૉકસ** છે; અને તેમનેજ પગલે ચાલીને અમેબી બની આવ્યું ત્યાં એવાંજ ખોટારાં પકડી કહાડવાની અદના તજવીજ કીધીછે.

**હીરૉડોટસ**ની તવારીખમાં ઇરાનની મોટાઈને કેટલોક ઇનસાફ મળેલોછે; પણ માત્ર પાદશાહ **જર્કસીસ** સુધીનોજ હેવાલ આપ્યા બાદ તેની તવારીખ ખતમ થાયછે. તેણે આ હેવાલમાં ઘણીએક ભુલ ભરેલી હકીકતો પાર્સી પાદશાહોના સંબંધમાં—અગત્ય કરીને **કમ્બાઈસીસ** અને **જર્કસીસ**ના સંબંધમાં—જણાવી છે, જેનાં ખાસ કારણો અમે લાગુ પડતે ઠેકાણે આપેલાં છે. અવસ્તા વાણીનાં પુસ્તકો યુરોપમાં પહેલાં દાખલ કરનાર નામીચો ફ્રેંચ સીપાહ અને શોધક **એંકુટલ ડુ પેરાં** પોતાની "જગતની તવારીખ" માં જણાવેછે કે પાર્સીઓની તવારીખ લખતાં **હીરૉડોટસ**ને

જ્યાં ખરી વાતો મળી આવી નથી ત્યાં તેણે કલ્પીત વાતો ઘુસાડી દીધીછે; અને આમ હકીકતો જોડી કહાડવાની તેની આદતજ હતી. પણ એટલુંજ નથી. યુનાન ઉપરની પાર્સીઓની ચહડાઇ વીશેનાં **હીરૉડોટસ**નાં આખાં દાસ્તાનમાં ખરૂં શું છે અને બનાવટ ભરેલું કેટલું છે તે સર **જ્યાર્જ કૉક્સે** ખુલ્લું પાડી આપવાની તજવીજ કીધીછે, જેથી **હીરૉડોટસ**ની તવારીખની સચાઇ ઉપર ઘણો શક નાખવાનું કારણ મળેછે.

બીજો પુનાની તવારીખનવેશ **જે.નોફન** છે, જેણે વળી ખાસ મતલબોને થકી પોતાના વખતના ઇરાની પાદશાહ **આર્તાજર્કસીસ** 'નીમન' (અર્દશીર) ને બુરો દેખાડવામાં કશું બાકી રાખ્યું નથી. વળી તેણે પોતાની તવારીખમાં કેટલીક ચોક્કસ બાબતોના સંબંધમાં અજાયબ જેવી રીતે ઢાંકપીછોડો કરવાની તજવીજ કીધીછે, **ફીરદોસી** અને બીજા મહમદીઆન તવારીખનવેશોની હકીકતો ઉપરથી પકડાઈ આવેછે.

એક ત્રીજો પુનાની તવારીખનવેશ, જેનાં લખાણ ઉપર ઘણો આધાર રાખી શકાતો નથી, તે **આર્યન** નામનો છે. એ ધણીએ **સેકંદર**નું ચરીત્ર લખ્યુંછે, જેની શેરેહ ચલાવવાના હુંનરમાં તો તેણે મહમદીઆન નામાં લખનારાઓનેબી બાજુએ મેલ્યાછે ! એ ધણીએ **સેકંદર**ની ઇરાન ઉપરની ચહડાઇમાં તે સરદારને દેવતાઈ માન આપ્યુંછે અને બાર પંદર લડાઇઓમાં તેને મરતો મરતો બચી ગયલો દેખાડી તેનામાં દેવતાનો અંશ હતો તે સાબિત કરવા માગ્યુંછે. હવે આ અને એજ કીસમના પુનાની લખનારાઓ ઉપર આપણી તવારીખનો આધાર રહ્યોછે, એ જોકે બહુ દુખ ભરેલુંછે તોપણ પાર્સીઓ વીશેની આ જાતની મતલબી અને તેટલામાટે કેટલેક દરજ્જે ખોટી તવારીખ આપવામાં આવીછે તેનોજ આપણને અફસોસ નથી. પુનાની લખનારાઓએ પોતાનાજ દેશ અને દેશીઓની કીર્તી દેખાડીછે અને ખુબીઓ ગાઇછે, અને તેમ કરતાં ઇરાનીઓ પોતાના સંબંધમાં જેટલી હદ સુધી આવ્યા તેટલીજ હદ સુધી તેમને લગતું ભાગું તુટું, થોડું ઘણું, જોયલું કે સાંભળેલું, ખરૂં કે ખોટું તેઓએ ટપકાવી લીધુંછે; માટે વળી એ કીસમનાં અધુરાં લખાણ ઉપરથીજ અમોને હખામની તવારીખની ઇમારત ઉઠાવવી પડીછે. એટલામાટે આ તવારીખમાં વાંચનાર જ્યારે ઇરાન દેશના આથમણ ભાગ તરફ બનેલા તરેહવાર અને પુષ્કળ બનાવોની હકીકતો વાંચશે ત્યારે તેને ઉગમણ તરફ બનેલા બનાવો વીશે લગભગ કશું મળવાનું નથી ! ઇરાનની હકુમત છેક પંજાબ સુધી હતી; પણ આખી તવારીખમાં ઉગમણ તરફના મુલુકો સંબંધી જાણે કંઈ બન્યુંજ ન હોય તેમ આપણી તવારીખ તે બનાવોના સંબંધમાં ઘણે દરજ્જે ચુપ રહેલી માલુમ પડશે. એ મોટી ખામી છે; તે માટે અમે બહુ દલગીર છીયે; પણ અમે ઉપર જણાવેલા સબબને લીધે એ ખામી દુર કરવાને આજનો ગમે એવો સ્વતંત્ર તવારીખનવેશ લાઇલાજ છે. જે કંઇ પુનાનીઓથી મળ્યું તેજ આપણી કને છે—બીજું કશું નથી; જે હતું તે તો **સેકંદરે** ફના કીધુંછે.

એક પુનાની તવારીખનવેશ **ટીસ્યસ** નામનો થઈ ગયોછે, જેણે આશરે પંદર વરસો પાદશાહ **અર્દશીર**ની દરબારમાં એક તબીબ દાખલ ગુજાર્યાં હતાં. તેણે ઇરાન

દેશનો એક ઇતીહાસ લખ્યો હતો, પણ માઠાં ભાગ્યે તેના થોડાક કકડા સીવાય આજે તેમાંનું કશું બાકી રહ્યું નથી. હીરીન આ તવારીખનવેશની તારીફ કરતાં લખેછે કે અગરજો તેનો આખો ગ્રંથ આજ સલામત હોત તો તે હીરૉડોટસની બરાબરનો ગણાત. આપણ એટલું ઉમેરીશું કે જો ટીસ્યસનો ઇતીહાસ આજ હયાત હોત તો યુનાની તવારીખનવેશોનું ઘણું ભોપાળું બહાર આવત, તથા આપણી તવારીખ ઘણી રીતે સંપુર્ણ બની શકત. પણ ઇરાનને લગતુ સર્વ નાશ પામવાનેજ સરજાયલું હતું, માટે ટીસ્યસનો ગ્રંથ કેમ કાયમ રહે? અને યુનાનીઓ તેને કાયમ રહેલો જોવાને કેમ રાજી થાય?

યુનાની લખનારાઓએ કયાં કયાં ગોથું ખાધુંછે, અથવા વાંચનારને ગોથું ખવાડવા માંગ્યુંછે, તે જયાં જયાં બની આવ્યું ત્યાં ત્યાં અમે દેખાડી આપવાની તજવીજ કીધીછે. તેઓએ એકેકથી ઉલટી હકીકતો લખીછે, નહી કબુલ રાખી શકાય એવી ગણત્રીઓ આપીછે, નહી બની શકે એવા બનાવોને જન્મ દીધોછે;—તે સઘળું બનતી જોસ્તેજોઇ અને મેહેનતથી શોધી કહાડવાની અમે ફરજ વીચારીછે. એટલા માટે આ તવારીખ ગમે એટલી મુસ્કેલી વચે લખવાની ફરજ પડીછે, તેનો આધાર ગમે એટલો યુનાની લખનારાઓ ઉપર રાખવો પડયોછે, તોપણ તેને તદન અધુરી કે ખામીથી ભરપુર ગણી શકાશે નહી. પારસીઓને યુનાનીઓએ જેવા ચીતાર્યાછે તેવાજ અમે પણ તેમને દેખાડયાછે; તોપણ આ ચીત્રમાં જયાં કસુર યા ખામી, ભુલ કે અતીષયોક્તી, અમને માલુમ પડીછે યા બીજા યુરોપીયન તવારીખનવેશોએ બતાવીછે, ત્યાં તે દેખાડી આપવાની તક અમે જતી મેલી નથી. હરેક નવાંસવાં કામને પાર ઉતારતાં પુષ્કળ મેહેનત પડેછે; તેજ રીતે આ તદન નવી ધોરણમાં નવાં કામને સંપુર્ણ કરતાં ઘણી ધીરજ અને ખંત, ઘણી મેહેનત અને કાળજીનો ખર્ચ કરવો પડેલો ચંચલ વાંચનાર સહેજમાં પીછાની શકશે. એક નહી પણ અનેક જાતના ગ્રંથો ઉપરથી આ પુસ્તકને તૈયાર કરવા માટે અવસ્યની બાબત મદદમાં લેવી પડીછે તે લગભગ દરેક પાને આપેલી નોટો વગેરે ઉપરથી માલુમ પડી આવશે.

આ તવારીખ એક તદન નવાજ ટોળાની હોવાથી તેને કયાની ટોળા સાથ ભેળી નાખનારાઓ કેટલા ભોળવાયાછે તે દેખાડવા માટે અમે એક ખાસ પ્રકરણ લખીને ખરૂં શું છે તે દેખાડી આપવાની તજવીજ કીધીછે. વળી અમે આ તવારીખમાં જરતોસ્તી મજહબની ચહડતી પડતીનો ઇતીહાસ આપવા માટે ખાસ અભ્યાસ અને અવલોકનથી એક પ્રકરણ દાખલ કીધુંછે, જેમાં હખામની પારસીઓના ધર્મ વીશેની કેટલીક હકીકતો લખીછે.

એક બીજી વાત આ તવારીખના સંબંધમાં જણાવવાની છે તે એ કે તેમાં અમે હખામની ભાષાની અવસ્તા ભાષા સાથ સરખામણી કરીને એ બંનેનાં વ્યાકરણોનો મુકાબલો કરવાની ખાસ પણ અદના તજવીજ કીધીછે. એ કોશેશમાં અમે એરવદ શેહરયારજી દાદાભાઈ ભરૂચાનાં જંદ વ્યાકરણની મદદ લીધીછે, તથા વળી અમારી એ તજવીજમાં અમોને એરવદ એદલજી કેરશાસ્પજી આંટીઆ તરફથી

ચોકસ મદદ મળીછે, માટે આ ઠેકાણે અમારા આ બંને કાબેલ મીત્રોનો ખાસ ઉપકાર માનીયે છીયે. વળી એજ પ્રકરણ જોડે **રૉલીન્સને** આપેલાં હખામની નામો અને તેમની સમજણ અમે આ તવારીખમાં ઉતારી લેવાની અગત્ય જોઈછે, પણ તે સમજણમાં અમને કેટલીક ખામી માલુમ પડવાથી અમોએ અમારી તરફથી તે ઉપર શરેહ કરવાની જરૂર વીચારીછે. અમને ઉમેદ છે કે તે શરેહ વાંચનારને મદદગાર થઈ પડશે.

આ તવારીખમાં ઘણુંખરાં પાર્સી નામો યુનાનીઓ ઉપરથી જેમ મળ્યાં તેમજ લખવાની અમને ફરજ પડીછે, કેમકે અસલ પાર્સી નામો કયાં હતાં તે માલુમ પડતું નથી. કોઈ કોઈ નામો શાહનામાંનાં જાણીતાં નામો સાથ સરખાવી શકાય એવાં લાગવાથી અમે તે છુટથી વાપર્યાંછે; અને બીજાં થોડાંક નામો ફાર્સી ઢપમાં જે રીતે ઉતારી શકાય તે રીતે દાખલ કીધાંછે. આ છેલી કીસમનાં નામો સુચવવા માટે અમે એરવદ **શેહરીઆરજી**ના આભારી છીયે. વળી આ પુસ્તકને કેટલોક આશ્રો આપવા માટે સર જ૦ જીજીભાઈ ત્રાન્સલેશન ફંડના ત્રસ્ટી સાહેબોનો પણ ઉપકાર માનીયે છીયે, તથા આ પુસ્તક તૈયાર કરવામાં જે જે ગ્રંથોની અમને મદદ લેવી પડીછે તે સર્વના કર્તાઓને પણ આ પુસ્તક આભારી છે. જે ગ્રંથોની મુખ્ય મદદ લીધીછે તેમનીજ ટીપ નીચે આપીયે છીયે:—

## ઈંગ્રેજી પુસ્તકો.

Ancient History of the Persians, &c.

Bundehesh.

Sir G. W. Cox, History of Greece, Vols. I. & II.

Sir E. Creasy, Fifteen Decisive Battles of the World.

Grote, History of Greece, Vols. V. to VIII.

M. Haug, Essays on the Parsees, &c.

,, ,, First Speech of Zoroaster.

Heeren, Historical Researches.

Plutarch, Lives of "Artaxerxes" and "Alexander".

G. Rawlinson, History of Herodotus, Vols. I. to IV.

,, ,, Ancient Monarchies, Vols. III. & IV.

Rollin, Ancient History, Vols. I. & II.

Darab Dastur Peshotan Sanjana, Next of Kin Marriages [in old Iran.

Strabo, Geography, Vol. III.

The Holy Bible.

Thirlwall, History of Greece, Vols. III. & IV.
Thucydides, History of the Peloponnesian War.
Xenophon, Anabasis, &c.
,, Cyropœdia.
,, Hellenics, or Grecian History.

**ગુજરાતી પુસ્તકો—**

અર્દ્વિસુર યશ્ત બા માએની—એરવદ તેહમુરસ દીનશાહ અંકલેશ્વરીયા.
ખોર્દેહ અવસ્તા બા માએની—એરવદ કાવસજી એદલજી કાંગા.
જરતોશ્તી અભ્યાસ—મી૦ ખ૦ રૂ૦ કામા.
જંદ ભાષાનું નાધલું વ્યાકરણ—એર૦ શેહરયારજી દાદાભાઈ ભરૂચા.
તવારીખે તવાએફે ઈરાન—મી૦ જમશેદજી પાહલનજી કાપડીયા.
તવારીખે સાસાનીઆન—મેશર્સ બ૦ પા૦ દેસાઈ અને પા૦ બ૦ દેસાઈ.
દારાબ નામું.
પુરાતન જમાનાના પાર્સીઓ—મી૦ પાહલનજી બરજોરજી દેસાઈ.
બહમન નામું.
વંદીદાદ—એરવદ કાવસજી એદલજી કાંગા.

**ફારસી પુસ્તકો—**

નીજામીનું સેકંદર નામું.
ફીરદોસીનું શાહનામું.
મીરખુંદની રોજેતસસફા.



# સાંકળીયું.

બાબ ૯—મહાત્મા કાઇરસ (કુરૂશ)—૩.



બાબ ૧૦—કમ્બાઇસીસ (કબુજીય).



બાબ ૧૧—સ્મર્દીસ (બર્દીય).



બાબ ૧૨—દારાયસ હીસ્તાસ્પીસ (દારયવુશ)—૧.



બાબ ૧૩—દારાયસ હીસ્તાસ્પીસ (દારયવુશ)—૨.



બાબ ૧૪—દારાયસ હીસ્તાસ્પીસ (દારયવુશ)—૩.



બાબ ૧૫—દારાયસ હીસ્તાસ્પીસ (દારયવુશ)—૪.



બાબ ૧૬—મહાત્મા જર્કસીસ (ક્ષયાર્શા)—૧.



બાબ ૧૭—મહાત્મા જર્કસીસ (ક્ષયાર્શા)—૨.



બાબ ૧૮—મહાત્મા જર્કસીસ (ક્ષયાર્શા)—૩.



બાબ ૧૯—બહમન (અર્તક્ષત્ર).

# નક્શે રૂસ્તમ ખાતેનો મોટા "પારસી" પાદશાહ દારાયસ હીસ્તાસ્પીસનો યાદગાર લેખ.

હોરમજદ બુજરગ ભગવાન (છે), જેણે આ ભૂમી પેદા કીધી, જેણે પેલુ આસમાન પેદા કીધું, જેણે માણસ જાતને પેદા કીધું, જેણે રેહઠાંણ પેદા કીધું માણસને વાસતે. જેણે દારયવુશને પાદશાહ કીધો, સઘલાઓનો એખલો પાદશાહ, સઘલાઓનો એખલો ફરમાવનાર૦ હું દારયવુશ પાદશાહે બુજરગ, પાદશાહોનો પાદશાહ. પાદશાહ મુલુકોનો સઘલી જાત જાતના, પાદશાહ આએ ભૂમીનો મોહટી દુરવેરની, વીશતાસપનો છોકરો હખામંનીશ (ખાનદાન) વાલો, પારસી, પારસીનો છોકરો, ઇરાની, ઇરાની તોખમનો૦ કેહેછે દારયવુશ પાદશાહ. હોરમજદની મરજીથી આએ મુલુકો મેં મેલવી લીધાછે પારસ સીવાએના, તેઓની ઉપર હું હાકેમી ચલાઉ છેઉં, માહરે વાસતે ખંડણી (તેઓ) લાયા, જે તેઓને માહરી તરફથી કેહવામાં આવીઉ તે (તેઓએ) કીધું. ધરમ જે માહરો (હતો) તે (તેઓએ) ધરીઓ, મદાયાન, સુશતર, પેહલુ, હેરાત, બલખ, સોગદ, ખારેજમ, જરક, સરસવત, સતગુશ, કનદાહર, હીનદુસતાન, સકાએ હોમવરકા (હોમાવરાન ?), સકાએતીગરઓદા (તાઇગિરીસ ઉપરના ?), બાબુલ, સુરીઆન, અરબસતાન, મીસર, અરમની, કતપદુકા, સપારતા, ઇઉનાન, સકા જેઓ પેલે (પાર) દરીઆની, સકુદર, કોહલા પેહરનારા ઇઉનાની, પુતીઆ, કુશીઆ, મચીઆ કરકા૦ કેહછે દારયવુશ પાદશાહ, હોરમજદે જારે આએ દુનીઆ ઉપર નજર કીધી * * * * પછે તે મહને આપી, મહને પાદશાહ કીધો, હું પાદશાહ છેઉ, હોરમજદની મરજીથી મેં તેને જગોઆમાં સથાપી બેસાડી, જે તેઓને મેં કહીઉં તે તેઓએ કીધું, જેમકે માહરી મરજી હતી (તેમ). " અગરચે તું વીચારે કે કેટલાં તે મુલુકો (હતાં) જે દારયવુશ પાદશાહ ધરાવતો હતો, (તો આએ) ચીતાર જો. 'તેઓ માહરૂં તખત ઉચકેછે તે ઉપરથી તું તેઓને ઓલખશે.' હવે કોઇ (આએ બીનાથી) નાવાકેફ રેહી શકશે કે પારસી મરદનો ભાલો દુરવેર પોંહચીઓ હતો ? હવે કોઇ નાવાકેફ રેહી શકશે કે પારસી મરદો ઘણું દુરવેર પારસથી લડાઇને ખાતર ગીઆ હતા "? કેહછે દારયવુશ પાદશાહ, આએ જે કીધું મેં તે તમામ હોરમજદની મરજીથી કીધું, હોરમજદે મને મદદ પોહચાડી, જાહરે હું કામ કરતો હતો (તાહરે). મહને હોરમજદ બચાવે સર * * થી અને મારા કુટંબને અને માહરા મુલુકને. આએ હું હોરમજદને અરજ કરૂં છેઉં આએ મને હોરમજદ બખશે. ઓ ! મરદ ! આએ હોરમજદનું ફરમાન છે જે તુહને પોંહચેછે, રસતો મા છોડતો જે રાસત છે, મા બીગાડતો, મા બંધ કરતો.

## પુરાતન પહેલવહેલી પાર્સી પાદશાહત.



# તવારીખે હખામનીઆન:

યાને

## ઈરાનના હખામની તબક્કાના પાર્સી પાદશાહોની તવારીખ.

### બાબ ૧.

## દેશ અને દેશીઓ.

**૧.** પહેલી પાર્સી શેહેનશાહતો હખામની અને સાસાની: તેમની હદ—વીસ્તાર—મોટાઇ; હખામની શહેનશાહતની બીજી શહેનશાહતો સાથ સરખામણી. પર્સીસ પ્રાંત—તેનું નામ અને વીસ્તાર; પર્સીપોલીસ અને પાર્સાગર્દ શહેરો. હખામની પાદશાહોએ ફતેહ કરેલા પ્રાંતો અને મુલુકોની ટીપ.

**૨.** પાર્સીઓ—યુનાની મુખથી તેમની સ્તુતી—તેઓ અસલથીંજ આર્ય હતા; સચાઈના સાથી—સચાઇના તરીકા—ગરજને વખ્તે જુઠું બોલવાનો દોષ; એક બીજી ખુબી: માતપીતાનો ખુની કોઇ નહી; સફાઈ સુઘડાઈ: પાણીને ખરાબ કરવું નહી. ખાનપાનનું લખલુટપણું: સાલગરેહની ખુશહાલી—શરાબ અને તે પછીનાં કામકાજ; મુલાકાતના પ્રકાર: અકેકને માન આપવાની રીત; પારકી રાહરસમ એખત્યાર કરવાની આદત: જુદદીન સાથ જમવાનો રેવાજ; ખોરાક દાખલ ગાય વગેરેનું ગોશ્ત; ઘણાં ફરજંદોની મોટાઇ—બચ્ચાંની કેળવણી; પહેલવહેલી સાદાઇ; પરદેશી બદી: ગુલામબાગી; સગાંઓમાં લગન—એક ખોટું તહોમત; વહેમો; માણસના ભોગનું તહોમત—તેનું ખોટારૂં; અનેક બાયડીઓનો રેવાજ; વેપાર વણજની ગેરહાજરી—ધંધા વીશે ધીક્કાર; પાદશાહ તરફ માન અને ચાહ; ધારાની સતાનો અધીકતા. પાર્સાગર્દી ટોળો. પરચુટણ રીતભાંતો.

### ફસલ ૧. પર્સીસ.

પુરાતન ઈરાન દેશ ખાતેની બે મોટી પાર્સી પાદશાહતો પોતાના વખ્તના દુનીયામાં બહુ મશહુર થઈ ગઇ છે. આ બેમાંની પહેલીએ ઇસ્વી સનેની પુર્વે, અને બીજીએ ઇસ્વી સનેની પછી, યુનાનીઓ અને રૂમીઓ જેવી તે વખ્તની મોટી યુરોપીયન પ્રજાઓ જોડે યુદ્ધમાં ઉતરીને એશીયા અને યુરોપ ખંડો વચેના ઘણો સંબંધ વધારી આપ્યો હતો. આ બે પાર્સી પાદશાહતોમાંની છેલ્લાની તવારીખ[૧] અમે આગી ચુકયા છીયે;

---

૧ જુઓ "તવારીખે સાસાનીઆન."

અને આ પુસ્તકમાં હવે પહેલી શહેનશાહતની તવારીખ આપવાનો ઇરાદો રાખીયે છીયે. આ બંને પાદશાહતોમાં જે વધારે મોટી હતી તે પહેલીજ છે. તવારીખમાં તે હખામનની પાદશાહતને નામે ઓળખાઇછે. બીજી સાસાની પાદશાહત છે. સાસાની પાદશાહોનું રાજ્ય ઉત્તરે કૉકેસસ પર્વત, કેસ્પીયન સમુદ્ર અને તુરકસ્તાન સુધી; પુર્વે સીંધુ નદી સુધી; દક્ષીણે ઇરાની અખાત તથા અરબસ્તાનના મુલુક સુધી; અને પશ્ચીમે સીર્યા અને એશીયા માઇનરના મુલુકો સુધી વધેલું હતું. પણ હખામની પાદશાહોના મુલુકોની હદ મોહદુદ એ કરતાં ઘણી બહોલી પથરાયલી હતી. એ શહેનશાહતની ઉતરે કાળા તથા કેસ્પીયન સમુદ્રો, કૉકેસસ પર્વત, અને એકગમથી ડેન્યુબ નદી યુરોપ ખંડમાં, તથા બીજીગમથી જીહુન નદી એશીયા ખંડમાં; ઉગમણે ટીબેટનું જંગલ, પંજાબની મોટી નદીઓ અને સીંધનો પ્રાંત ભરતખંડમાં; દક્ષીણે હીંદી મહાસાગર, ઇરાની અખાત, અરબસ્તાન, તથા ન્યુબ્યાનાં જંગલો આફ્રીકા ખંડમાં; અને આથમણે ભુમધ્ય તથા ઇજીયન સમુદ્રો, મોટી સર્ટીસ તથા સ્ટ્રાઇમન નદીઓ, અને યુનાન દેશ તથા ટાપુઓ યુરોપ ખંડમાં; એ રીતે આવેલાં હતાં.

હખામની તબક્કા અથવા વંશના પાર્સી પાદશાહોના મુલુકોની આ હદનો વીસ્તાર અતી મોટો હતો. આ મુલુકો ઉગમણથી આથમણ સુધી લગભગ ૩૦૦૦ માઇલની લંબાઈ, તથા ઉતરથી દક્ષીણ તરફ કેયે ૫૦૦ તો કેયે ૧૫૦૦ માઇલની પોહોળાઈ ધરાવતા હતા. એ રીતે આ મોટાં રાજ્યનો વીસ્તાર ૨૦ લાખ ચોરસ માઇલનો હતો. **રૉલીન્સન** આ સઘળી વીગતો આપીને કહેછે[૧] કે ઇરાની શહેનશાહતનો આ વીસ્તાર આજના યુરોપ ખંડના અરધોઅરધ ભાગ કરતાં પણ વધારેછે.[૨] એટલુંજ નહી પણ એજ લખનાર ગણત્રી આપેછે તેમ હખામની પાદશાહતની પહેલાં પશ્ચીમ એશીયામાં જે જે મોટી પાદશાહતો થઈ ગઈ તેઓમાંની બેબીલોન્યન કરતાં આ પાર્સી પાદશાહત ઓછામાં ઓછી આઠ ગણી, અને એસીર્યન કરતાં ઘણું કરીને ચાર ગણી મોટી હતી. વળી મીડયન શેહેનશાહત કરતાં પણ આ હખામની શહેનશાહાત વીસ્તારમાં ચાર ગણી મોટી હતી; કેમકે મીડયન પાદશાહોનો મુલક તેમની મોટાંમાં મોટી જાહોજલાલી વખ્તે ૫૦૦૦૦૦ ચોરસ માઇલ કરતાં વધારે વીસ્તારનો ન હતો.[૩] પણ આ સઘળી સ્તુતી છતાં આપણે જાણવું જોઇયે કે હખામની શહેનશાહતનો ઉપર કહેલો વીસ્તાર અને હદ પહેલેથી છેલે સુધી કાયમ રહ્યાં ન હતાં. એ હદ અને વીસ્તાર મોટા હખામની પાદશાહો **કાઈરસ** અને **દારાયસ**ની ફતેહોને આભારી હતાં, અને તે ઇ૦ સ૦ પુ૦ ૫૦૬ થી ઇ૦ સ૦ પુ૦ ૪૭૯ સુધી ચાલુ રહ્યાં હતાં. આ છેલાં વરસ પછી તે ઘટવા માંડયાં હતાં, જેના સબબો આપણ આગળ ચાલતાં જોઇશું.

---

૧ "પુરાતન પાદશાહતો," દફતર ૪, સફે ૧—૨.

૨ યુરોપનો વીસ્તાર ૩૮૩૦૦૦૦ ચોરસ માઇલનો છે.

૩ "પુરાતન પાદશાહતો," દફ૦ ૩, સફે ૬.

હવે આ મોટી પાર્સી શહેનશાહતનો વધારો અને ખીલવણી માત્ર એક નાના પહાડી પ્રાંતમાંથી શરૂ થયાં હતાં, જે પ્રાંત કેટલેક ઠેકાણેથી સાંકડો, વળી પાકને માટે કંગાલ અને લંબાઇમાં ૫૦૦ માઇલથી વધારે ન હતો. આ મુલકનું નામ પર્સીસ છે, અને તે રૂમીઓએ આપ્યું હતું. હખામની પાદશાહોએ પહાડો ઉપર કોરાવેલી તખ્તીઓમાં પોતાના મુલકને 'પાર્સા' કહ્યોછે, જે ઉપરથી ત્યાં વસનારાઓ 'પાર્સી'ને નામે ઓળખાયા, અને તેમને યુનાનીઓએ 'પર્સી' ને નામે પીછાન્યા. આ લોકોને યહુદીઓ સાથ પણ કામ પડયું હતું માટે તેઓ તેમના મુલકનું નામ 'પારાસ' આપી ગયાછે. આ સઘળાં પુરાતન નામો ઉપરથીજ આજના 'પાર્સ' અને 'પર્ષ્યા' નામો નીકળ્યાંછે. પાર્સ પ્રાંત અને તે માંહેલાં 'પર્સીપોલીસ' (પાર્સીઓનાં શહેર) નું વર્ણન આગળ પ્રગટ થઇ ચુકેલાં પુસ્તકમાં[1] અમે આપી ચુકયા છીયે, માટે આ ઠેકાણે તેને ફરીને ઉતારી લેવું દરૂસ્ત લાગતું નથી. પર્સીસની રાજધાની દાખલ પ્રથમ પાર્સાગર્દ (પાર્સીઓનો કીલ્લો) ઓળખાયું હતું, અને ત્યારબાદ એ શહેરથી ૩૦ કે ૪૦ માઇલની વેગળાઇએ પર્સીપોલીસ મુખ્ય શહેર થઈ પડયું હતું. તેઓ બંનેને મેદાનોમાં વસાવેલાં હતાં, પણ પર્સીપોલીસનું મેદાન પાર્સાગર્દ કરતાં વધારે મોટું તેમજ વધારે ફળદ્રુપ હતું. તે મર્દશ્તનું મેદાન હતું, જેમાંથી બંદામીર અને પુલવાર નામની નદીઓ પસાર થતી હતી. પર્સીસનો વીસ્તાર એક લાખ ચોરસ માઇલનો હતો, જેથી ગણત્રી થઇછે કે તે હાલના ઇંગ્લાન્ડ દેશ કરતાં પાંચ ગણો નાનો હતો, અને આજના સ્પેન દેશના અરધા ભાગ કરતાં કંઇક મોટો હતો.[2] પણ એમ છતાં આ પ્રાંતનો અરધોઅરધ ભાગ વસ્તી વગરનો, ઉજડ, અને રેતાળ હતો; જયાં પાણીની બહુ તંગી હતી અને જમીન તદન ખારી હતી.

પર્સીસના આ એક પ્રાંત ઉપરથી મહાત્મા **કાઈરસ** પાદશાહે પોતાના રાજ્યની અતી મોટી હદ વધારી મેલી, અને તેની પછી તેના બેટા **કમ્બાઈસીસે** તથા તેના જમાઇ **દારાયસ હીસ્તાસ્પીસે** મુલુકોમાં ઘણા પ્રાંતો જીતી લઇને પુષ્કળ વધારો કીધો. વધારાના આ સર્વ પ્રાંતોનું આ ઠેકાણે વર્ણન આપવાની જરૂર નથી, તોપણ તેમનાં નામોની ટીપ લ્યાં ઉતારી લેવી જોઇયેછે. આ નવા પ્રાંતોમાંના કેટલાકની હકીકત આગળ ચાલતાં ચોકસ ઠેકાણે વાંચનારના જોવામાં આવશે. આ ટીપ પાદશાહ **દારાયસે** પર્વતો ઉપર કોરાવેલી તખ્તીઓમાં જેમ આપીછે તેમ ઉતારી લીધીછે. એઓમાં સર્વથી મોટી અને તેટલામાટે સર્વથી છેલી નક્ષે રૂસ્તમ ખાતેની છે, જેને મળતાં તખ્તીમાંના **અસલ** નામો પણ અમે ઉતાર્યાંછે :—

---

૧ "તવારીખે સાસાનીઆન." જુઓ બાબ ૧.

૨ પુરા૰ પાદ૰, દફ૰ ૪, સફે ૧૪.

| બાહીસ્તુનની તખ્તીમાં: | પર્સીપોલીસની તખ્તીમાં: | નક્શે રૂસ્તમની તખ્તીમાં: | નક્શે રૂસ્તમની તખ્તીમાંનાં અસલ નામો: |
|---|---|---|---|
| પર્શીયા. | સુસ્યાના. | મીડયા. | માદ. |
| સુસ્યાના. | મીડયા. | સુસ્યાના. | ઉવજ. |
| બેબીલોન્યા. | બેબીલોન્યા. | પાર્થીયા. | પર્થવ. |
| એસીરીયા. | અરેબ્યા. | આરીયા. | હરઈવ. |
| અરેબ્યા. | એસીરીયા. | બેકટ્રીયા. | બાખ્ત્રિશ. |
| ઈજીપ્ત. | ઈજીપ્ત. | સોગદયાના. | શુઘુદ. |
| સ્પાર્ટા. | આર્મીન્યા. | ઓરાસ્મ્યા. | ઉવાર્ઝ્મ. |
| અયોન્યા. | કેપેડોશ્યા. | ઝરંગ્યા. | જ઼રક. |
| મીડયા. | સ્પાર્ટા. | એરેકોશ્યા. | હરઉવતિશ. |
| આર્મીન્યા. | અયોન્યા. | સતેગીદયા. | થતગુશ. |
| કેપેડોશ્યા. | સગર્શીયા. | ગંદારીયા. | ગદાર. |
| પાર્થીયા. | પાર્થીયા. | હીંડયા. | હિદુશ. |
| ઝરંગ્યા. | ઝરંગ્યા. | સકયા. | { સકા હઉમવર્કા.<br>સકા તિગ્રખુદા. |
| આરીયા. | આરીયા. | બેબીલોન્યા. | બાબિરુશ. |
| ઓરાસ્મ્યા. | બેકટ્રીયા. | અરેબ્યા. | અરબાય. |
| બેકટ્રીયા. | સોગદયાના. | એસીરીયા. | અથુરા. |
| સોગદયાના. | ઓરાસ્મ્યા. | ઈજીપ્ત. | મુદ્રાય. |
| ગંદારીયા. | સતેગીદયા. | આર્મીન્યા. | અરમ. |
| સકયા. | એરેકોશ્યા. | કેપેડોશ્યા. | કતપતુક. |
| સતેગીદયા. | હીંડયા. | સ્પાર્ટા. | સ્પર્દ. |
| એરેકોશ્યા. | ગંદારીયા. | અયોન્યા. | યઉન. |
| મીસ્યા. | સકયા. | સકયા. (માઈકલેડસ?) | { સકા ત્યઈય તરદરય. |
| | મીસ્યા. | અયોન્યા. | યઉના. |
| | | સ્કોડ્રી(?). | સ્કુદ્ર. |
| | | ટેકેબ્રી(?). | તકબ્રા. |
| | | પ્યુટીયન. } પ્રજાઓ. | પુતિયા. |
| | | ઈથીયોપીયન. } પ્રજાઓ. | કુશિયા. |
| | | માર્દીયન(?) } પ્રજાઓ. | મચિયા. |
| | | કાર્યીયન. } પ્રજાઓ. | કર્કા. |

## ફસલ ૨. પાર્સીઓ.

પુરાતન પાર્સીઓની યુનાની દફતરોમાં જાબજા વખાણ થએછે. **ઈસ્કાઈલસ** નામે એક યુનાની કવી, જેણે ખામખા પોતાના વતન ઉપરની પાર્સી પાદશાહ **જર્ક્સીસ**-ની ચહડાઈ ઉપરથી "પાર્સીઓ" નામનો એક નાટક રચીને તેમાં પોતાના જાતભાઈઓને રાજી કરવાની નેમ રાખીછે, તે પોતેબી યુનાન ઉપર ચહડાઇ લાવીને તેની ખરાબી કરનારાં પાર્સી લશ્કરના સદગુણો જોઇને એટલોબધો છક થઈ ગયલો જણાયછે કે ઉપલા નાટકમાં તેમને "બાહદુર મનનાં લોકો"[1] દાખલ પીછાન્યા વીના તેને ચાલ્યું નથી.

અસલી પાર્સીઓ એક આર્ય પ્રજા હતી. તેમની આગમજ ઈરાનમાં તુરતનીજ રાજ્ય ભોગવી ગયલી મીડ પ્રજા પણ આર્ય વંશની હતી. વંદીદાદની પહેલી પરગરદવાળું 'ઐર્યનેમ-વએજો'[2] તેમનું પ્રથમ વતન હતું. નામાંકીત **ફીરદોસી**એ તેને 'ઈરાનવેજ' નાં નામથી આશ્કારા કીધુંછે, અને એ અસલ વતનનાં નામ ઉપરથીજ આજે હીંદુસ્તાનને 'આર્યવૃત' નું નામ મળ્યુંછે. ઈરાનવેજના પુરાતન વતનીઓમાં પાર્સીઓ અને મીડ લોકો સમાયલા છે; તો જોકે વંદીદાદમાં, યા અવસ્તાના બીજા કોઈ પણ ભાગમાં, જેમ મીડ લોકોનું તેમજ પાર્સી લોકોનું કશું નામ યા તેઓ સંબંધી ઈશારો પણ આવેલો જણાતો નથી. યુનાનીઓ, અને હીંદુઓ, અને બીજી ઘણી પ્રજાઓ અસલ આર્ય હતી, પણ તે દરેક પોતાના જુદાં જુદાં નામને બદલે માત્ર 'આર્ય' નાં સાધારણ નામથી ઓળખાઈછે. બીજું એ કે અવસ્તાવાણી હખામની પાદશાહોના જમાના આગમજના ઘણા પુરાના વખ્તમાં બનેલી હતી, અને તે વખ્તે ઈરાની આર્યોના પાર્સીઓ કે મીડ લોકો જેવા ટોળાઓ અને તાયફાઓ બન્યા ન હતા, કેમકે "તવારીખનો પીતા" **હીરૉડોટસ** કહેછે[3] કે તેના જમાનામાં મીડ લોકો 'આર્ય' નાં નામથી ઓળખાતા હતા, અને પર્સીસ પ્રાંતમાં વસનારા લોકોજ પોતાને પાર્સીના નામથી ઓળખાવતા હતા. માટે જેમ મીડયાના રહેવાસીઓ દાખલ મીડ લોકો તેમજ પર્સીસના વતનીઓ દાખલ પાર્સીઓ 'ઈરાની' અથવા 'આર્ય' (અવસ્તાનું 'ઐર્ય') નાં સાધારણ અને માન ભરેલાં નામથીજ પોતાને ઓળખાવવામાં ઈજ્જત ભરેલું સમજતા હતા. હખામની પાદશાહો, અને તેમાં અગત્ય કરીને મોટો **દારાયસ હીસ્તાપીસ** પોતાની તખ્તીઓમાં પોતાને "આર્ય કુળનો" જણાવવા અને જાહેર કરવામાં મગરૂરી મેળવી ગયોછે. નક્શે રૂસ્તમ ઉપરના પોતાનાં લેખોમાં આ નામવર પાર્સી પાદશાહ લખેછે કે તે અને તેના બાપદાદા આર્ય હતા. અને વળી સાસાની પાદશાહો, જેઓ પોતેબી પાર્સીઓ હતા, તેઓ પોતાને આર્ય વંશના જણાવીને જેઓ પોતાથી ઉતરતા હતા તેમને 'અન-આર્ય'[4] નું નામ આપી ગયાછે.

અવસ્તામાં પાર્સીઓ કે મીડ લોકોનું જુદું નામ આવ્યું નથી તેનું દેખઈતું કારણ એ છે કે એ બંને પ્રજાઓ જુદે જુદે નામે ઈરાનમાં સાહેબી ભોગવી ગઈ તે બનાવો

---

૧ "પાર્સીઓ", સફે ૯૪. ૨ પરગરદ ૧, ફકરો ૧. ૩ દફતર ૭, પ્રકરણ ૬૨.
૪ આ ઉપરથી આજનો ગુજરાતી શબ્દ "અનારી" નીકળ્યોછે.

ઈ૦ સ૦ પુ૦ સાતમી અને આઠમી સદીઓમાં બન્યા હતા, અને તેમની આ સાહેબી વખ્તે તેઓ જે પ્રાંતોમાં વસતા હતા તે પ્રાંતો ઉપરથી તેમને બીજી પ્રજાઓથી જુદા પાડીને ઓળખાવવા માટે ખાસ નામો મળ્યાં હતાં; બાકી જેમ તેમના હાથ હેઠળની બીજી પ્રજાઓનું તેમજ તેમનું સાધારણ નામ તો એકજ હતું. આ આર્ય પ્રજા પોતાના વખ્ત પ્રમાણે સુધરેલી અને સારા ગુણો ધરાવનારી હતી. પાર્સીઓ કે મીડ લોકોનો સુધારો યુરોપની યુનાની જેવી પ્રજાના જેવો યા તેટલોબધો ન હતો; પણ પાર્સીઓમાં નીતી અને નેકીના જે સઘળા ગુણો હતા તેઓમાંના ઘણાથી યુનાનીઓ પોતાના ગમે એટલા સુધારા છતાં ખાલી હતા. **હીરૉડોટસ** પાર્સીઓની રીતભાત અને ચાલ-ચલણનું જે કેટલુંક અરધું સાચું અને અરધું જુઠું, કેટલુંક સહરાવેલું અને કેટલુંક અધુરૂં વર્ણન આપેલેછે[1] તેમાં તે પાર્સીઓના સચાઈવગેરે સદગુણોની બહુ તારીફ કરેછે. પણ પાર્સીઓના આ અને એવાજ બીજા ગુણોથી ઘણાખરા યુનાનીઓ અજાણ્યા હતા.

પાર્સી રીતભાત વીશે આ ઠેકાણે લંબાણ હેવાલ આપવાની જરૂર નથી, કેમકે તે સઘળો અમે આપી ગયા છીયે.[2] પણ હીઆં પાર્સીઓ વીશે **હીરૉડોટસે** જે કંઇ કહ્યુંછે તે ઉતારી લઈ તેમાં ખરૂં કેટલુંછે અને ખોટું કેટલુંછે તે ટુકમાં બતાવી આપવાની અમે નેમ રાખીયે છીયે. **હીરૉડોટસ** એક મોટો તવારીખનવેશ થઇ ગયોછે, અને તેનો આધાર ઘણા તવારીખનવેશોએ પકડયોછે, તથા તે ઇરાનીઓ અથવા પાર્સીઓ વીશે જે કંઇ કહી ગયોછે તે સઘળું ખરૂં માનવામાં આવ્યુંછે. માટે પાર્સી પાદશાહતની આ તવારીખમાં આ તવારીખનવેશની વીગતોમાં શી શી ભુલ છે અથવા સરીયામ ખોટારૂં કયાં કયાં છે તે દેખાડી આપવાની અમારી ફરજ સમજીયે છીયે.

પાર્સીઓની સચાઇ વીશે **હીરૉડોટસ** લખેછે કે "તેમના દીકરાઓને પાંચમાં વરસથી વીશમાં વરસ સુધી માત્ર ત્રણજ બાબતોમાં સંભાળથી તાલીમ આપવામાં આવેછે, જેમકે—ઘોડા ઉપર સ્વારી કરવી, તીર ફેંકવા, અને સાચું બોલવું."[3] વળી તે લખેછે કે "જે કામ કરવું કાયદા વીરૂધ હોય તે કામ વીશે વાત કરવી પણ પાર્સીઓ ગેરકાયદેની ગણેછે. તેઓ ધારેછે કે જગતમાં સર્વથી નામોસી ભરેલી ચીજ જુઠું બોલવું છે; તેથી ઉતરતી ખરાબ ચીજ કરજ કરવું છે: કારણ કે એક કરજદારને બીજાં કારણો ઉપરાંત જુઠું બોલવાની ફરજ પડેછે."[4] પાર્સીઓની સાચવટને માટે આ કરતાં વધારે ઉતમ ખાતરીપત્ર બીજું એકે નહી મળશે. અને **હીરૉડોટસે** જે જે કંઇ લખ્યુંછે તે પાર્સીઓનું ગોયા ધર્મનું ફર્માન ટાંકયુંછે. આ તવારીખનવેશ એક ઠેકાણે[5] આપણને એવું સમજાવવાની તજવીજ કરેછે કે પાર્સીઓ ગરજને થકી જુઠું બોલતા હતા. જુઠાણાં વીશેના તેમના ભારી ધીકાર છતાં આ જાતની તેઓમાં ત્રુટ હોય એ નહી માનવામાં આવે એવું છે, અને આમ લખીને **હીરૉડોટસે** પોતાના આગલા અભીપ્રાયને ગોયા પોતેજ તોડયોછે. ગરજને માટે કોઇ ઘણી જુઠું બોલ્યો હોય

---

૧ દફ્૦ ૧, પ્ર૦ ૧૩૦ થી ૧૪૦ સુધી, તેમજ બીજાં દફતરોના છુટા છવાયા ભાગોમાં.

૨ "તવારીખે સાસાનીઆન", બાબ ૨.

૩ દફ્૦ ૧, પ્ર૦ ૧૩૬.

૪ દફ્૦ ૧, પ્ર૦ ૧૩૮.

૫ દફ્૦ ૧, પ્ર૦ ૭૨.

અથવા બોલવાની બીજાને ભલામણ કરે તો તે માત્ર એકજ માણસનું કામ ગણાય; તે બદી આખી પ્રજાને લાગુ પાડી શકાય નહી.[૧]

પાર્સીઓની એક બીજી ખુબી એ હતી કે તેઓમાં કોઈ પણ માત પીતાનું ખુન કરનાર ન હતો. **હીરૉડોટસ** લખેછે કે "પાર્સીઓનો એવો એતેકાદ છે કે તેઓમાંના કોઈ એકે પણ હજીસુધી પોતાના બાપ યા માનું ખુન કર્યું નથી; પણ એવા બનેલા સઘળા દાખલાઓ વીશે તેઓ એવું માનેછે કે જો છેક તળીયે સુધી શોધ ચલાવવામાં આવે તો એવું માલુમ પડશે કે તે ખુન કરનારૂં બાળક જનાકારીનું ફળ છે, અથવા તો કોઈનું લાવી રાખેલું છે; કાંએકે પાર્સીઓ કહેછે કે એક ખરો પીતા પોતાનાજ બાળકને હાથ મારીઓ જાય એ બનવાજોગ નથી."[૨] કદાચ પાર્સીઓ આ બાબતમાં મગરૂરી લે તો તે કેવળ ખરી છે, કેમકે પાછલા સફાઓમાં આપણ જોઈશું તો માલુમ પડશે કે એક પણ પાર્સીએ પોતાના માત પીતાનું ખુન કરવાનો દાખલો મળ્યો નથી એટલુંજ નહી, પણ રાજકુટુંબમાં વખતેવખત ખટપટ ચાલ્યા છતાં એક પણ પાદશાહનો જીવ તેના હકદાર શાહજાદાએ લીધો હોય એમ જણાતું નથી.

સફાઈ સુઘડાઈની બાબતોમાં પાર્સીઓ નમુના જેવા હતા. તવારીખનો પીતા લખેછે[૩] કે પાર્સીઓ "પોતાના શરીરના મેલ વડે નદીનાં પાણીને કદી ખરાબ કરતા નથી, તેમજ તે પાણી વડે પોતાના હાથ પણ ધોતા નથી; વળી તેઓ બીજાઓને પણ તેમ કરવા દેતા નથી." જે નદીનું પાણી રહેવાસીઓના પીવામાં અને બીજા વપરાસમાં આવતું હોય તેજ પાણીમાં શરીરનો મેલ આમેજ થવા દેવો એ તનદરોસ્તીની બાબતમાં કેટલુંબધું અવગુણકારક છે તે અસલી પાર્સીઓ બરાબર સમજતા હતા, અને તેમની આગમજ વંદીદાદમાં પણ પાણીને પવીત્ર ગણવાનું જે ફરમાન છે તે પણ એજ કાનુન ઉપર રચાયલું છે. એજ કારણને થકી તેઓ એક કોહોડના દર્દીને વસ્તીમાં રહેવા દેતા ન હતા, અને પરદેશી કોહોડીયાઓને ગામમાંથી હાંકી કહાડતા હતા. **હીરૉડોટસ** એ બાબતમાં લખેછે[૪] કે "જો એક પાર્સીને કોહોડ થયો હોયતો તેને કોઈ શહેરમાં દાખલ થવા દેતા નથી અથવા બીજાઓ જોડે કશું કામ પાડવા દેતા

---

૧ લાર્ચર નામે એક લખનાર એવું કહેવા માંગેછે કે દારાયસે પોતે રાજ્ય મેળવ્યા આગમજ ઇરાની ઊમરાઓની સભામાં પોતાની ગરજને માટે જે ભાષણ કીધું હતું તે સચાઈથી વેગળું હતું, માટે પાર્સીઓને સચાઇના સાથી કહેવા ભુલ ભરેલું છે. આ ધણીએ હીરૉડોટસ ઊપરથી ભુલાવો ખાધેલો દીસેછે. જે ભાષણની તે વાત કરેછે તે આ તવારીખનવેશે પોતાનાંજ ભેજાંમાંથી ઊપજાવી કહાડેલુંછે. લાર્ચરે ઊપલો શક જાહેર કરવા આગમજ દારાયસના પોતાના કોરાવેલા લેખોની તપાસ કરી હોત તો તેને જણાત કે તેમાં એજ પાર્સી પાદશાહે સચાઇને કેવો બુલંદ મર્તબો આપ્યોછે અને જુઠાણાંને કેવું હીણ્યું છે. એક ઠેકાણે તે કહે છે કે "હું કુફર નથી; હું જુઠો નથી, હું જુલમગાર નથી, અને તેથીજ હોરમજની મારા ઊપર મેહેરબાનગી છે." બીજે ઠેકાણે તેણે પોતાના વારેસોને બોધ દીધોછે કે—જુઠા માણસને લઇ ચલાવવો નહી પણ સજા કરવી. હવે પાર્સીઓને તેમના ધર્મેજ સાચું બોલવા શીખવેલુંછે; પણ યુનાનીઓના દેવતાઓ તો સચાઇ અને જુઠાઇ વચે કશો તફાવત જોતા ન હતા. લાર્ચર આ જવાબ ઊપરથી શું કહેશે?

૨ દફ૦ ૧, પ્ર૦ ૧૩૮. ૩ દફ૦ ૧, પ્ર૦ ૧૩૮. ૪ તેજ.

નથી....જે પરદેશીઓને આ રોગ થયો હોય તેમને દેશ છોડી જવાની ફરજ પાડવામાં આવેછે." અને આખી અસલી પાર્સીઓના સંબંધમાં ઘણી વખાણવાલાયક રીતભાત છે કે "બીજા ધણીના દેખતાં ઓકવા યા કુદરતી હાજતે જવાની તેઓમાં મનાઈ" હતી.[૧]

ખાના પીનામાં પાર્સીઓ અસલથીજ અંદાજો રાખતા નથી એવું જણાયછે. મોજ મજાહના તેઓ આજેજ નહી પણ અસલથીજ શોકીન નજર આવેછે. આપણને જણાવવામાં આવ્યુંછે[૨] કે "વરસના સઘળા દીવસોમાં પાર્સીઓ જેને સર્વથી મોટો મર્તબો આપેછે તે તેમની સાલગરેહનો દીવસ છે. તે દહાડે ખાનાના સુફરા ઉપર સરેસ્તા કરતાં વધારે સારાં પકવાનો લાવવાનો રેવાજ છે. માતબર પાર્સીઓ એ દીને એક બલદ, એક ઘોડો, એક ઉંઠ અથવા એક ગોરખર આખુંને આખું ભુંજી કહાડીને તેની જીયાફત કરેછે; પણ ગરીબ વર્ગો એક મેંઢાં અથવા એક બકરાં ઉપરજ સંતોષ પકડેછે. તેઓ સંગીન ખોરાક થોડોજ ખાયછે, પણ તે પછી ફળ ફળાદી વગેરે પુષ્કળ ખાયછે, જેની તબકો થોડી થોડી કરીને સુફરા ઉપર લાવી મેળવામાં આવેછે. એજ મુજબ શરાબના પણ પાર્સીઓ થોડા તલબગાર ન હતા. આપણો તવારીખનવેશ તે વીશે આ મુજબનું વર્ણન આપેછે[૩]:—"તેઓ શરાબના ઘણા શોકીન છે અને તે મોટા જથામાં પીયેછે .. .. .. વળી શરાબ પી છાકટા થયા પછી અગત્યની બાબતો વીશે તકરાર ચલાવવાની પાર્સીઓમાં સાધારણ રીતી છે; અને પછી બીજે દીને તેઓ હુશીયાર હોય તે વેળા આગળી રાત્રે તેઓએ જે ચુકાદો કર્યો હોય તે, જે ધણીનાં ઘરમાં તે ચુકાદો થયો હોય તે ઘરધણી રજુ કરેછે: જો એ વખ્તે તે કબુલ રાખવામાં આવેછે તો તેઓ તે મુજબ અમલ કરેછે; જો તે મંજુર રહેતો નથી તો તેઓ તેને રદ કરેછે. કોઈ કોઈ વખ્તે પહેલો વીચાર કરતી વેળા તેઓ સાવધ હોયછે, પણ જ્યારે એમ બનેછે ત્યારે તેઓ શરાબબાજી પછી તકરારની બાબત ઉપર હંમેશાં ફરીને વીચાર કરેછે." કદાચ **હીરૉડોટસ**નાં આ વર્ણનમાં કેટલીક અતીશયોકતી હશે, તોપણ અસલી પાર્સીઓના શરાબના શોક વીશે બે મત છેજ નહી.

તેઓની એકેકને મળવા ભેટવાની અને સલામ અકરામની રીત આજે આપણને નવાઈ સરખી લાગેછે. આપણો તવારીખનવેશ લખેછે કે "જ્યારે તેઓ મહોલાઓમાં એકબીજાને સામસામા મળેછે ત્યારે બંને જણની પદવી સહેલથી માલુમ પડી આવેછે: જો તેઓ એકસરખી પદવીના હોયછે તો તેઓ કંઈપણ બોલ્યા વીના એકબીજાને હોઠ ઉપર ચુંબન કરેછે. અગરજો એક જણ બીજા કરતાં સહેજ ઉતરતી પદવીનો હોયછે તો ચુમી ગાલ ઉપર આપવામાં આવેછે; પણ જો પદવીનો તફાવત મોટો હોયછે તો ઉતરતા દરજજાવાળો જમીન ઉપર વાંકો વળી જાયછે."[૪] મોટાને નાનાએ માન આપ-

---

૧ દફ્‌૦ ૧, પ્ર૦ ૧૩૩. ૨ તેજ. ૩ તેજ.

૪ દફ્‌૦ ૧, પ્ર૦ ૧૩૪.

વાનો શુભ રેવાજ[2] ઈરાનીઓ અને પાર્સીઓમાં અસલથી હતો,[2] અને આજની ઘણા મુલકોમાં એવોજ રેવાજ ચાલુ છે. પાર્સીઓની એક આદત વીશે **હીરૉડોટસે** જે કંઇ લખ્યુંછે તે એટલું તો ખરૂં છે કે અગરજો આજે તે હૈયાત હોત તો આજે પણ તે એમજ લખત. તે કહેછે કે[3] "એવી કોઇપણ પ્રજા નથી કે જે પાર્સીઓની પેઠે પારકી રાહરસમોને સહેલથી પોતાની કરી લેતી હોય. જેમકે તેઓએ મીડ લોકોના પોશાકને પોતાના કરતાં ચહડતો ગણીને તે અખ્ત્યાર કર્યોછે; અને લડાઇમાં તેઓ ઇજીપ્શ્યન લોકોનાં બખ્તરો પહેરેછે." આજે જ્યારે આપણ પ્રથમ હીંદુઓની અને પાછળથી યુરોપીયનોની નકલ કરવામાં કશી હરકત જોતા નથી, ત્યારે આપણા અસલના પુર્વજોએ તેમજ કરી ગયા હોય તેમાં આપણને નવાઇ લાગતી નથી. પણ એ ઉપરથી એમ ઠરેછે કે આજે તેમજ અસલ પાર્સીઓનો પોતાનો કોઇ ખાસ પહેરવેસ હતોજ નહી. જે સારૂં દીસે તે અખ્ત્યાર કરવું એજ પાર્સીની ખાસીયત જણાયછે. અને મોજ જોકમાં પણ તેમજ છે. આજે પાર્સીઓને મોજીલા કહેવામાં આવેછે,[4] અને આજ હડી હજાર વરસો ઉપર પણ પાર્સીઓને માટે એમજ કહેવાયું હતું; કારણ કે **હીરૉડોટસ** લખી ગયોછે કે "કોઇપણ મોજને માટે તેઓ જેવા સાંભળેછે તેવાજ તેઓ તેને પોતાની કરી લેછે."[5] હડી હજાર વરસો ઉપરની આ સચાઇને આજની પાર્સી રીતભાતથી ઘણો ટેકો મળ્યોછે. જેમ પોશાકમાં તેમજ મોજ મજાહ-માંબી પાર્સી બચ્ચો હમેશાં નવું નવું પસંદ કરનારો છે. પછી તે નવી મોજ ગમે એવી ખર્ચાલી હોય, ગમે એવી નુકસાનકારક હોય, ગમે એવી નજીવી હોય. અસલી પાર્સી-ઓનાં ખાનાંપીનાં વીશે બોલતાં આ વાત નોંધવાજોગ છે કે તેમને જુદદીનો સાથ જમવાની[6] કશી છોટ ન હતી, અને તેમ કરવામાં ધર્મનો કશો અટકાવ હોય એમ તેઓ સમજતા ન હતા. અલબત તેમના ધર્મમાં તેવો કશો અટકાવ ન હતો, તોપણ આજના પાર્સીઓની પેઠ તેઓ તેમ કરવા સામે ખોટો અટકાવ રાખી બેઠા ન હતા. વળી તેઓ કંઇ આજની પેઠે મહીનાના ચોકસ દીવસો ગોસ્ત ખાવાથી પરહેજ રહેતા ન હતા, પણ તેને બદલે ગાય, ઘોડા, ઉંટ, ગોરખર વગેરેનું ગોસ્ત ખાતા હતા,[7] જેમ આજે થતું નથી. અલબત તેઓ માણસખાઉ નહી હતા,[8] અને તે બાબતમાં તેમને ચોકસ મનાઇ હતી.[9] તેઓમાં વળી સ્ત્રી પુરૂષોની જીયાફતો ભેગી થતી હતી.[10]

---

૧ દફ્‌૦ ૭, ૫૦ ૧૭.

૨ નવસારીના મોટા દેસાઇ ખાનદાનમાં આજસુધી એવો રેવાજ છે કે એક વડો ખાનદાની જતો હોયતો બીજા સઘળાઓએ ઊઠી ઊભા થવું અને જો તે મજલેસમાં બેસનાર હોયતો તેને ચહડતી પદવીની બેઠક આપવી.

૩ દફ્‌૦ ૧, ૫૦ ૧૩૫.

૪ "પારસીઓ" વીશે મુંબઇના માજી ગવર્નર સર રીચર્ડ ટેમ્પલનું ભાષણ—ગુજરાતી તરજુમો.

૫ દફ્‌૦ ૧, ૫૦ ૧૩૫. ૬ દફ્‌૦ ૯, ૫૦ ૧૫-૧૬. ૭ દફ્‌૦ ૧, ૫૦ ૧૨૬—૧૩૯.

૮ દફ્‌૦ ૩, ૫૦ ૨૫. ૯ દફ્‌૦ ૫, ૫૦ ૧૮. ૧૦ વંદીદાદ, ૫રગા૦ ૭, ૫૦ ૨૩—૨૪.

બાળકોની વૃદ્ધીને માટે પુરાતન પારસીઓ બહુ આતુર હતા. **હીરૉડોટસ** લખેછે કે "લડાઇમાં બહાદુરી પછી મર્દાનગીની જે સર્વથી મોટી સાબેતી ગણાયછે, તે ઘણા બેટાઓનો પીતા થવાની છે. જે ધણીને ઘેર બેટાઓની સર્વથી મોટી સંખ્યા હોય તે ધણી ઉપર પાદશાહ દરસાલ કીમતી ભેટ સોગાદ મોકળાવેછે. કાંએકે તેઓ એવો મત ધરાવેછે કે સંખ્યા તે બળ છે."[1] બાળકોની કેળવણીના સંબંધમાં લખતાં આપણો તવારીખનવેશ જણાવેછે કે બચ્ચું પાંચ વરસનું થાય ત્યાં સુધી તે પોતાની જીંદગી પોતાની મા અને બીજી ઓરતો જોડેજ રહીને ગુજારેછે, અને એ પછી ૨૦ માં વરસ સુધીની મુદતમાં તેને માત્ર સવારી કરવા, તીરો ફેંકવા અને સાચું બોલવાને લગતી કેળવણી આપવામાં આવેછે.[2] ઘોડસ્વારીમાં અને તીરંદાજીમાં અસલી પારસીઓ નામ કહાડી ગયાછે, પણ પાંચમાંથી વીશમાં વરસ સુધી "સાચું બોલવા" ની તાલીમ મળતી હતી તે વીશે અમે ધારીયે છીયે કે તે ધર્મની કેળવણી હોવી જોઇયે. જરતોસ્તી ધર્મનો પાયોજ સચાઈ ઉપર રચાયલોછે, માટે સાચું બોલતાં શીખવું તે એ ધર્મને પીછાનતાં શીખવા બરાબર છે; અને તેટલામાટે પારસીઓ પોતાના બેટાઓને ઘોડસ્વારી અને તીરંદાજીની તાલીમ જોડે જે બીજી તાલીમ આપતા હતા તે તેમના મજહબની તાલીમ હતી.

પારસીઓ પ્રથમ બહુજ સાદા હતા, અને તેમની તે સાદાઇમાં તેમની ખુબી અને તારીફ હતી. મહાત્મા **કાઈરસ**ના વખ્તમાં તેઓ ચામડાંના પોશાક પહેરતા હતા અને તે વખ્તે તેમના મુલક પહાડી હોવાથી ખેતી જેવું પણ કંઇ ન હતું. તે વેળા તેઓ શરાબની લહેજતથી અજાણ્યા હતા અને પાણી પીને સંતોષ પકડતા હતા. મોજમજાહની તેમને ખબરજ ન હતી.[3] પણ પાછળથી આ મોજમજાહ નવા નવા મુલકોની ફતેહ પછી એટલીબધી હદ સુધી વધી ગઇ કે તેજ તેમના નાશનું કારણ થઇ પડી. કેટલીક મોજમજાહ તેઓએ પરદેશીઓ ઉપરથી લીધી તેમાં થોડી ઘણી બદીઓ પણ હતી. એ બદીઓમાંની એક ગુલામબાર્ગીના ગુનાહને લગતી હતી. **હીરૉડોટસ** કહેછે[4] કે એ બદી તેઓએ યુનાનીઓ ઉપરથી લીધી હતી, પણ જ્યારે વંદીદાદમાં એ બદી વીશેના ઇશારા આવેલાછે અને તેમાં તેના ગુનાહનું વર્ણન છે[5] ત્યારે અમને લાગેછે કે એ બદીથી પુરાતન જરતોસ્તીઓ અજાણ્યા હોય નહી. પણ જે બદી યુનાનીઓ ઉપરથી પારસીઓએ લીધેલી હોવી જોઇયે તે તો અતલગના એશીઓ સાથની શાદીને લગતી છે. યુનાની અને બીજા પરદેશી લખનારાઓ હખામની તથા સાસાની પારસીઓ ઉપર નજદીકનાં એશીઓ સાથ લગ્ન કરવાનો વાંક મેળી ગયાછે, પણ એ વાંક કેટલો ખોટો છે અને તે પારસીઓને નહી પણ ખુદ યુનાની અને રૂમીઓનેજ કેટલીબધી હદ સુધી લાગુ પડેછે તે અમે પુરતા દાખલા દલીલ સાથ બતાવી આપેલુંછે.[6] તોપણ **હીરૉડોટસે** પોતાની તવારીખમાં ચોકસ હખામની પાદશાહોની આ બદફેલીના એકાદ બે

---

૧ દફ્૦ ૧, પ્ર૦ ૧૩૬. ૨ તેજ. ૩ દફ્૦ ૧, પ્ર૦ ૭૧. ૪ દફ્૦ ૧, પ્ર૦ ૧૩૫.

૫ વંદીદાદ, પ્રરગ૦ ૧, ૫૦ ૧૨; ૫રગ૦ ૮, ૫૦ ૩૧—૩૨.

૬ જુઓ "તવારીખે સાસાનીઆન," સફે ૩૦—૩૮.

દાખલા આપેલાછે તેને જો ખરાજ માનીયે તો તેવા એક બે જણનાં પાપને માટે આખી કોમ અથવા પ્રજાને કશો દોષ લાગતો નથી. સ્વછંદી અને સ્વાર્થી પાદશાહો ચાહે તે કરી શકેછે. તેમની મરજી તેજ તેમનો કાયદો હોયછે.

હખામની પાર્સીઓ ઉપર એક બીજુ તોહોમત એ મેળાયુંછે કે તેઓ બહુ વહેમી હતા, અને વહેમને ખાતર તેઓ માણસોનો જીવ લેવાને પણ ચુકતા ન હતા. **હીરૉડોટસે** એ બાબતમાં એકાદ બે દાખલાઓ આપ્યાછે, જેમાં તે જણાવેછે કે યુનાન ઉપર ચહડાઈ લઈ જતી વેળા એકવાર **જર્કસીસ** પાદશાહે નવ રસ્તા નામની જગા ઉપર નવ જવાન મર્દો અને તેટલીજ જવાન સ્ત્રીઓને જીવતી ડટાવી હતી.[૧] વળી તે લખેછે કે **જર્કસીસ**ની રાણી **એમેસ્ત્રીસે** પોતાના બુઢાપાના વખ્તમાં જમીનની નીચેના કોઈ દેવતાનાં માનને ખાતર ઉંચાં ખાનદાનનાં ૧૪ ઇરાની બાળકોને જીવતાં ડાટવાનો હુકમ આપ્યો હતો. આ તોહોમતો તદન ખોટાં છે, કેમકે હખામનીઓ જમીનની નીચે વસતા કોઇ પણ દેવતાને ઓળખતા ન હતા. પણ **હીરૉડોટસ** જ્યારે આમ કહેવાની હીમત કરેછે કે "જીવતાંજીવત ડાટવાનો આ રેવાજ ઇરાનમાં સાધારણ છે,"[૨] ત્યારે તેના આપેલા મજકુર દાખલાઓનું જુઠાણું ખુલ્લું જણાયછે. આ બાબતમાં તેને કોઇએ ભમાવેલો હોવો જોઇયે. પણ પાર્સીઓના બીજા કેટલાક વહેમો કદાચ આપણ કબુલ રાખીશું; જેમકે ઓવાબની તાસીર, ભવીષ, સગન વગેરે જોવું. પણ એ વહે-મોથી યુનાનીઓ પોતે કંઇ બકાત નહી હતા.

**હીરૉડોટસ** કહેછે કે પાર્સીઓ એકથી વધારે બાયડી કરતા હતા, અને વળી તે કરતાં વધારે સ્ત્રીઓને રાખતા હતા.[૩] પાર્સીઓ ઉપર આ એક નવું તોહોમત છે, તોપણ તેના ટેકામાં આપણા તવારીખનવેશે એક પણ ઇરાનીનો એવો દાખલો નથી આપ્યો કેજેમાં તેણે એકથી વધારે બાયડી કીધેલી હોય. કદાચ પાદશાહોની અનેક રાણીઓ ઉપરથી તેણે હખામની પ્રજાનેપી અનેક સ્ત્રીઓ કરનારી ગણી હશે. જે મજહબને હખામની પાર્સીઓ માન આપી ગયાછે તેમાં માત્ર એકજ બાયડી કરવાનો હુકમ છે,[૪] અને તેજ મુજબ જેમ સાસાની વખ્તમાં તેમજ આજના જમાનામાં પણ પાર્સી-ઓ અમલ કરતા આવેલાછે. હખામની પાર્સીઓમાં જુદદીન સાથ લગ્ન કરવાની કશી છીટ ન હતી, અને તેમના ધર્મમાં એ વીશે કશી ખુલ્લી મનાઈ કીધેલી જણાતી નથી.

પુરાતન પાર્સીઓ ઉપર **હીરૉડોટસ** એક બીજું તોહોમત એ મુકી ગયેછે કે તેઓમાં વેપારવણજ સુજે ન હતો. વેપારી જીણસોની આપલે માટે પાર્સીઓ બજાર ભરવાના રેવાજથી અજાણા છે, અને તેઓ જાહેર બજારમાં કદી ખરીદી કરતા નથી, તથા તેમના આખા દેશમાં એક પણ બજાર નથી: આ સઘળા **હીરૉડોટસ**ના શબ્દો છે.[૫] આમ કરવાનું કારણ તે એવું સમજાવેછે કે ખરીદી અને વેચાણથી ઠગાઇ અને જુઠાણું જન્મ લેછે, અને પાર્સીઓ તો સચાઇના સાથી અને જુઠાઇને ધીકારનારા હોવાથી તેઓ

---

૧ દફ્‌૦ ૭, પ્ર૦ ૧૧૪. ૨ તેજ. ૩ દફ્‌૦ ૧, પ્ર૦ ૧૩૫.
૪ વંદીદાદ, ફરગ૦ ૧૪, ફ૦ ૧૫. ૫ દફ્‌૦ ૧, પ્ર૦ ૧૫૩.

ઉપલી બદીઓને આધીન થવાથી કરતા હતા. આ સઘળું ખરૂં છે, તોપણ નાનાં કે મોટાં બજાર વીના અને એક યા બીજી રીતની ખરીદી કે વેચાણ વીના પારસીઓ પોતાના ગુજરેલા લોગ અને બાપકાંને, પોતાની માટાઈ અને મોભાને થોડોવાર પણ તકાવી શકે એ કેવળ અશક્ય છે. તોપણ આટલી વાત ખરી છે કે પારસી અમીરજાદાઓ વેચવું સાટવું જાણતા ન હતા, કેમકે તેઓ પોતાની સતા અને દોલતનાં જોરથી ચાહે તેવી ચીજો દેશ પરદેશથી મેળવી શકતા હતા,[1] પણ વચલે વર્ગના અને ગરીબ લોકો તો દુકાનો ઉપરથી પોતાની ખરીદી કરતા હતા,[2] જેમ નહી બને તો ઇરાનમાં સદાનો દુકાળ ચાલે. પારસીઓમાં વેપારવણજ ઉપરાંત જુદા જુદા ધંધાદારીઓમાં આપણને તબીબનો, નજુમ જોનારનો, ધર્મગુરૂનો, સીપાહીનો, ખેડુતનો, શીલ્પ શાસ્ત્રીનો, વગેરે ધંધાઓનાં નામો મળેછે. બીજી પ્રજાઓ જોડે પારસીઓ પણ ધંધો કરનારાઓને ધીકારતા હતા એવું **હીરૉડોટસ**નું કહેવું[3] ભુલભરેલું છે, અને યુનાનીઓની તે વખતની તેવી ચલગત ઉપરથી તેણે પારસીઓનું માપ લીધેલું જણાયછે.

હવે અસલી પારસીઓની રીતભાત વીશે આપણને થોડુંજ જણાવવાનું બાકી રહ્યુંછે. તેઓ બહાદુર હતા અને હીચકારાપણાંને ધીકારનારા હતા.[4] તેઓ ઉદાર દીલના હતા, અને સામા માણસ તરફ હમદર્દીપણું કેમ બતાવવું તે તેઓ જાણતા હતા.[5] તેઓ કેળવણી પસંદ કરનારા અને પોતાના દેશ તથા પાદશાહ તરફ ચાહ અને માન ધરાવનારા હતા. પાદશાહને તેઓ વફાદારીથી વળગી રહી સઘળું માન આપતા હતા, તોપણ તે માત્ર ઘટતુંજ માન હતું. અઘટીત માન આપીને તેઓએ પોતાને ગુલામ જેવા બનાવી દીધા ન હતા. **હીરૉડોટસ** લખે છે કે તેના વીચાર મુજબ પારસીઓમાં આ એક "ડહાપણ ભરેલો કાયદો છે કે માત્ર એકજ વાંકને લઇ પાદશાહ કોઇને પણ સજા ફરમાવી શકે નહી, તથા કોઇપણ પારસીએ પોતાના ગુલામની એકજ તકસીરને માટે તેને કશી જાતની ભારી સજા કરવી નહી; પણ દરેક બાબતમાં તકસીરવારે કરેલી સેવાઓ તેના ગુનાહ સામે મેળવી, અને જો ગુનાહ તેની સેવાઓ કરતાં વધારે માલુમ પડે તોજ નુકસાન ખમનારે સજા કરવાનું કામ ચલાવવું."[6] આ ફકરા ઉપરથી જણાયછે કે પુરાતન પારસીઓ ગુલામો પાસે કામ લેતા હતા ખરા, તોપણ તેઓ બીજી પ્રજાઓની પેઠે તેઓ ઉપર સખ્તાઇ વાપરતા ન હતા. પણ પાદશાહોના સંબંધમાં બોલતાં આપણો તવારીખનવેશ એક બીજે ઠેકાણે[7] જણાવી ગયોછે તે મુજબ ઇરાન દેશના ધારાની સતા પાદશાહની સતા કરતાં પણ ચહડતી હતી; અને એટલામાટે પાદશાહ આગળથી ચાલતા આવેલા ચોકસ ધારાઓ તોડવાને કેવળ અશક્ત હતો.

---

૧ સ્ટ્રેબો, પ્ર૦ ૧૫.

૨ જેનોફન, "કાઇરોપીડયા", દફ૦ ૧, પ્ર૦ ૨, ફસલ ૩.

૩ દફ૦ ૨, પ્ર૦ ૫૬૭.

૪ હીરૉડોટસ, દફ૦ ૯, પ્ર૦ ૬૨, ૭૧, ૧૦૭; દફ૦ ૭, પ્ર૦ ૧૧.

૫ તેજ, દફ૦ ૧, પ્ર૦ ૭૨. ૬ તેજ, પ્ર૦ ૧૩૭. ૭ તેજ, દફ૦ ૩, પ્ર૦ ૮૦.

હુકમાં, માત્ર આપખુદી સીવાય તે કશું કરી શકતો ન હતો કેજે દેશના ધારાને અનુસરતું નહી હોય. પાર્સીઓ પોતાના પાદશાહની જીંદગીનો સંભાળ લેવાને બહુ આતુરતા ધરાવતા હતા,[૧] અને તખ્તના વારેસને સલામત જોવા માટે તેમને એટલીબધી કાળજી હતી કે પાદશાહ પોતાનો વારેસ મુકરર કરે નહી ત્યાંસુધી તેઓ તેને લડાઇમાં ઉતરવા દેતા ન હતા.[૨]

પાર્સીઓની દશ ટોળીઓ અથવા ખાનદાનોના હીરૉડોટસ અને બીજાઓ નામો આપી ગયાછે તેઓ સર્વમાં "પસાર્ગદી" અથવા બરાબર બોલીયે તો પાસાર્ગદી ખાનદાન અથવા ટોળો સર્વથી પહેલો અને સર્વથી ચહડતો હતો. હખામની પાદશાહો એજ ટોળાના હતા.

હખામની જમાનામાં સોનાં રૂપાંનાં ઘરેણાં વપરાતાં હતાં,[૩] અને સોનાંનાં બાવળાં બનાવવાનો પણ પાદશાહોમાં રેવાજ હતો.[૪] પાદશાહ **દારાયસ હીસ્તાસ્પીસે** પોતાની એક વહાલી રાણીનું આ કીમતી ધાતુનું બાવળું બનાવ્યું હતું. પોતાનાં સીર ઢાંકણ દાખલ પાર્સીઓ પાઘડી પહેરતા હતા,[૫] અને માથાં ઉપર પાઘડી કાયમ રહેવાથીજ **હીરૉડોટસ** કહી જાયછે કે પાર્સીઓની માથાંની ખોપરી ઘણી નરમ હોયછે. પણ જ્યારે તે એમ કહેછે કે આ ખોપરી એટલી નરમ હોયછે કે તે ઉપર એક કાંકરો લાગે તો જખમ પડેછે, ત્યારે આપણને હસવું આવેછે; અને **હીરૉડોટસ** પોતાના વીચારો વખેવખ કેવા બદલીને એકેકથી ઉલટા કરી નાંખેછે તેનો આ એક નવો દાખલો છે, કેમકે પાર્સીઓ જો એટલા નબળા હોયતો તેઓની બહાદુરીની કદી તારીફ તે કરી શકેજ નહી.

---

૧ હીરૉડોટસ, દફ્૦ ૧, ૫૦ ૮૮; દફ્૦ ૪, ૫૦ ૧૩૫; દફ્૦ ૭, ૫૦ ૧૦ દફ્૦ ૮, ૫૦ ૯૯.

૨ તેજ, દફ્૦ ૭, ૫૦ ૨—૩.

૩ તેજ, દફ્૦ ૭, ૫૦ ૮૩.

૪ તેજ, દફ્૦ ૭, ૫૦ ૬૯.

૫ તેજ, દફ્૦ ૩, ૫૦ ૧૨.

## બાબ ૨.

# હુનર અને ઉદ્યોગ.

૧. પાર્સી બહાદુરી અને હીકમત; દુશ્મનો તરફ સખી દીલગુર્દી; લડાઇના રથ અને હાથીઓ—લડાઈ કરવાની રીત—ફતેહ અને શીકસ્ત—હથીયારો—લશ્કરની સરદારી—પાર્સી લશ્કરની મોટાઈ—ફતેહ પછીનાં કામો. દરીયાઈ કાફલો—બોટોના પુલ. ધંધા ઉદ્યોગની બેફીકરાઇ—ખરાબીનું મુળ.

૨. ઇમારતબંદીનો હુનર: યુનાનીઓ તરફથી ગેરઈનસાફ—યુરોપીયન શોધકોથી નવું અજવાળું. પાર્સી ઇમારતબંદી: ચાર નામીચા મહેલો—તેમનાં ખંડીયેર; પર્સીપોલીસ ખાતેના મહેલોનાં ખંડીયેર—તે ઉપરના દાદર, ચીત્રકળા, કોતરકામ અને લેખ; મહેલો બંધાવનારા પાદશાહો; દારાયસનો મહેલ—જર્કસીસના મહેલ સાથ સરખામણી; એક પુરાનો મહેલ; મહેલોની બહારની ભાગળો અને દરવાજાઓ; સ્થંભોવાળાં દેવાનખાનાં—૧૧૬ સ્થંભવાળાંનો શણગાર; ચહેલ મીનાર; સુસાનો મહેલ; કુરૂશના મહેલો; પથરનો મીનારો અને પથરનો તખ્તો. કુરૂશનું અસ્તોદાન—બીજાં અસ્તોદાનો. પાર્સી શીલ્પશાસ્ત્ર; ગોધા અને વીચીત્ર પ્રાણીઓનાં બાવળાં; જાત જાતનાં પથરનાં કોતરકામો—તેમની સ્તુતી. પાર્સી સીક્કાઓની ત્રણ જાત—તે ઉપરનાં નક્ષીકામ. જમીનની મોજણી. ટપાળખાતું—હરકારા. જાહેર બાંધકામોની સંભાળ—નહેરો.

### ફસલ ૧. યુદ્ધ કળા.

પાર્સીઓ લડાયક હતા એટલુંજ નહી પણ તેઓ બહાદુર અને હીકમતવાળા હતા. વળી તેઓ કેદ પકડાયલા શત્રુ સાથ બહુ અછી રીતે વર્તતા હતા, જે વીશે તેમના દુશ્મનો પણ સ્તુતી કરી ગયાછે. આગળ ચાલતાં આપણ જોઇશું કે કેટલાક શત્રુઓને તેમના પડતા વખ્તમાં પાર્સી પાદશાહોએ આગળી સઘળી શત્રુતા ભુલી જઇને બહુ માન સાથ પોતાની દરબારમાં રાખ્યા હતા, અને તેઓમાં કોઇને જ્યારે મીત્ર ગણીને પોતાની જોડે રાખ્યા હતા ત્યારે કોઇને ચોકસ શહેરો અને પ્રાંતો અથવા તો વાડી વજીફાઓ ઉપજ ખાવા માટે આપ્યા હતા. લીડયાના રાજા **ક્રીસસ,** મીસરના રાજા **સેમેટીકસ,** યુનાની સરદાર **થેમીસ્ટોક્લીસ,** અને એ વીના બીજા ઘણા શત્રુઓ જેઓ બહુ કડવાસથી ઇરાન સામે લડયા હતા તેઓ સર્વને તેમના પડતા વખ્તમાં પાર્સી પાદશાહોએ કેવા નવાજ્યા હતા તે આગળ ચાલતાં આપણ પુરતી વીગતો સાથ જોઇશું. તે બહાદુર બાપદાદાઓનો સખી દીલગુર્દી આજસુધી પાર્સીઓમાં જળવાઈ રહ્યોછે.

પાર્સીઓ નીતીમાન હતા તેની જોડ તેઓ હીમતવાન હતા. આપણી તવારીખ દેખાડશે કે એશીયા અને આફ્રીકા ખંડની તેમના વખ્તમાં જાણીતી એકપણી પ્રજા તેમના સામે લડાઇમાં ઉતરીને ફતેહ મેળવવાને શક્તીવાન થઈ ન હતી. બેબીલન અને મીડયાની શહેનશાહતો પાર્સી બળ અને બહાદુરી, હીમત અને હીકમત આગળ ગુલામ થઇ પડી હતી. સ્કીથ્યન જેવી લુટારૂ પ્રજામાંબી એટલો બધો ધાક બેસી ગયો હતો કે તે ઇરાનનાં રાજ્યમાં ફટકવા પામી ન હતી. યુનાન સુધી પાર્સી હીમતે પગ લંબાવ્યો હતો, અને ત્યાં જો તેની જીત થઈ નહીજ હોય તો તે તેની બહાદુરી અને હીકમતની ખામીથી નહી પણ લડાઇનાં હથીયારોની અસમ્પુર્ણતા

અને લશ્કરની બીન કવાયદને લીધે હતું. બાકી યુનાનીઓ કરતાં ઇરાનીઓ હીમત અને મર્દાનગીમાં એક રેસ ભાર પણ ઓછા ન હતા, એમ **હીરોડોટસ** પોતે કહી જાય છે.[1] તે વખતના લડાઇના હુનર અને લશ્કરના પોશાક વગેરે બાબતોને આ ઠેકાણે નહી લંબાવતાં અમે પાર્સી લશ્કરને લગતી થોડીક વીશેષ[2] બાબતોજ હ્યાં નોંધીશું.

લડાઇમાં પાર્સીઓ રથો થોડાજ વાપરતા હતા;—બલકે હખામની શહેનશાહતની હૈયાતીની પહેલી પોણી મુદતમાં આપણ આ ચારેઠાનું નામ પણ સાંભળતા નથી. **કાઈરસ** કે **કમ્બાઈસીસ, દારાયસ** કે **જર્કસીસ** જેવા મોટા પાદશાહોની મહાભારત ચહડાઇઓમાં યા લડાઇઓમાં આવા રથોનું નામ જણાતું નથી. છેક શહેનશાહાતની આખરીએ સેકંદર સાથની પહેલી બે લડાઇઓમાં પણ આ રથોની હસ્તી માલુમ પડતી નથી. માત્ર છેક આ બેં લા ની છેલી લડાઇ વખતે આવા ૨૦૦ લડાઇના રથો લશ્કરો સાથ હતા, એવું તવારીખનવેશો આપણને જણાવી ગયાછે. પણ એમ છતાંબી પાદશાહોએ કરાવેલાં કોતરકામોમાં આવા રથોની તસ્વીર જણાઇછે. એજ મુજબ પાછળથી હખામની પાદશાહોએ લડાઇમાં હાથીઓને પણ આણ્યા હતા એવું જણાયછે. આર્બેલાની લડાઇમાં એવા ૧૫ હાથીઓ ગણાયા હતા. પણ લડાઇમાં તેઓએ શો ભાગ લીધો હતો તેની કશી નોંધ આપણને મળી નથી.

લશ્કરોની સફ સમારતી વખતે પ્રથમ લડાઇના રથો, પછી આજુબાજુએ ઘોડસ્વારો, તથા વચમાં પેદલ ફોજને રાખવામાં આવતી હતી. આ ફોજોમાં જેઓ બહાદુર હોય તેમને આગળ રાખતા હતા. લડાઇમાં પાર્સીઓ પહેલો હુમલો કરવા છતાં દુશ્મનો ઉપર એકદમ ધસી જઇને તેમને હાથોહાથની લડાઇમાં શીકસ્ત આપવાનું પસંદ કરતા ન હતા. તીર અને ગોફણની મારફતે પોતાનો મારો ચાલુ રાખ્યા પછી જો દુશ્મનો પોતેજ ધસીને નજદીક આવતા તો ઇરાનીઓ તેમની જોડે ભાલા અને તલવાર વડે લડતા હતા, જેમાં કેટલીક વખતે તો સહેજમાં લડાઇનો અંત આવી જતો હતો.

ફતેહને માટે પાર્સીઓ પોતાનાં ભારી લશ્કર ઉપર વીશ્વાસ રાખતા હતા, પણ તેમાં તેમને ઘણીવાર નીષ્ફળ થવું પડતું હતું. લશ્કરની સરદારી પાદશાહ લેતો અને તેની ગેરહાજરીમાં માત્ર એકજ પાર્સી અથવા મીડ સેનાધીપતી નેમાતો હતો, જે પોતાની બહાદુરી દેખાડવા માટે લડાઇમાં પહેલો આગળ પડતો હતો. લશ્કરને હીમત પકડવાને આ એક રૂડો દાખલો હતો, પણ એથી એક મોટો ગેરફાયદો એ થતો હતો કે અગરજો આ સરદાર લડાઇમાં માર્યો જતો તો સઘળી ફોજ પોતાની હાર થયલી સમજતી અને નહાસવા માંડતી. લશ્કરોનો વડો સરદાર એક હતો, તોપણ દર દશ, શો, હજાર અને દશ હજાર માણસે એકેકો ચહડતી પદવીનો સરદાર નેમાતો હતો. આ સર્વ સરદારો વડા સેનાધીપતીના હુકમ મુજબ અમલ કરતા હતા.

---

૧ દફ ૭, પ૦ ૨૧૧.

૨ પાર્સીઓના લડાઇના હુનર વીશે જુઓ "તવારીખે સાસાનીઆન," સફે ૫૭ થી ૬૩.

હખામનની પાદશાહોના વખ્તમાં તેમની મોટાઈ વખ્તે ભુમધ્ય સમુદ્રનો સઘળો કબ્જો તેમનાજ હાથમાં હતો. પાદશાહ **કાઈરસે** એ સમુદ્રના પુર્વ ભાગના એશીયા મૈનર તરફના આયોન્યન ટાપુઓ ફતેહ કરવાથી ઈરાનને દરીયાઈ કાફલાનું મોટું બળ ભેગું કરવાનું દર જરૂરની વેળાએ બની આવતું હતું. ઈરાનીઓ પોતે કંઈ દરીયાવર્દી લોકો ન હતા, માટે તેઓ દરીયાને માર્ગે ચહડાઈઓ લઈ જતી વેળા પોતાની આયોન્યન તેમજ ઇજીપ્શ્યન પ્રજાઓને માથે લડાઈનાં બારકસો ભેગાં કરવાનું કામ નાંખતા હતા. પણ આમ પારકે હાથની મદદથી કોઈજવાર પાર્સીઓ દરીયાઈ લડાઈમાં ફાવતા હતા, અને તેથી હંમેશાં ફીનીશ્યન જેવી વફાદાર પ્રજાનાં દરીયાઈ બળથીજ તેમને ફતેહ મળતી હતી. પાર્સીઓનાં લડાઈનાં બારકસોમાં જેઓ સર્વથી ચહડતાં ગણાતાં હતાં તેમની ઝડપ આજનાં આપણા સ્ટીમરોના જેવડી હતી એમ ડૉ૦ **સ્મીત્ઝ** જણાવેછે. **રૉલીન્સન** પાર્સીઓની વહાણો બાંધવાની કળા વીશે લખતાં તેઓ બોટોના પુલો બાંધતા હતા તેની સ્તુતી કરેછે. **દારાયસ** અને **જર્કસીસે** બૉસ્પોરસ અને હેલેસ્પોંટની ખાડીઓ ઉપર આવા પુલો બાંધ્યા હતા, જે ખાડીઓમાંની પહેલી એક અને બીજી પોણા માઈલ જેટલી પોહોળી હતી. **જર્કસીસે** બાંધેલા આ પુલનું વર્ણન આગળ ચાલતાં આપણ વાંચીશું. જોકે પાર્સીઓ લડાઈને વખ્તે દરીયાઈ બારકસોને માટે પારકે આધારે પડતા હતા તોપણ તેમાંના લડાઈ કરનારા માણસો તો સઘળા ઈરાનીજ હતા. પાર્સીઓ અને મીડ લોકો, અને કોઈક વાર સકી લોકો સીવાય બીજી કોઈપણ પ્રજાને લડાઈનાં બારકસોમાં લડવા મોકળવામાં આવતી ન હતી. જેમ માણસોની સંખ્યા ઉપર તેમજ બારકસોની સંખ્યા ઉપર પાર્સીઓ પોતાની ફતેહનો આધાર બાંધતા હતા," અને તેવા વીચારથી દુશ્મનોનાં થોડાં બારકસોને ઘેરી લેવાની મતલબ રાખીને તેઓ એક અર્ધગોળ ચકરડાંમાં દુશ્મનો સામે ધસી જતા હતા, અને પોતાની હાર થશે એવી કશી પણ ધાસ્તી વીના, થોડાંક બારકસોને ભવીષ્યની મદદને માટે હેલાયદાં નહી રાખતાં, સઘળાંનેજ ધસી જવાનો હુકમ આપતા હતા. આથી જેમ આપણ ધારી શકીયે તેમ ભારી ખરાબી થતી હતી, અને જેમ વાહાણો બાંધવાની કળાથી પોતે બેનસીબ હતા તેમજ તે ચલાવવાની કળાથી પણ અજાણા હોવાથીજ પાર્સીઓ યુનાન દેશ પુરેપુરૂં ફતેહ કરવામાં નીશ્ફળ થયા હતા.

પાર્સીઓનાં હથીયારોમાં આપણને ભાલો, કમાન, તીર અને કટારીનાં નામો[1] મળેછે, અને તે વીનાએ બીજાં ઘણાં હથીયારો તેઓમાં જાણીતાં હશે; પણ દારૂગોળાની ઉત્પતી તે વેળા થયલી ન હોવાથી બંદુક અને તોપ જેવી શસ્ત્ર અસ્ત્રકળાથી તેઓ અજાણા હતા. પાર્સી લશ્કરના પોશાક વીશે **હીરૉડોટસે** વર્ણન[2] આપ્યુંછે તે મુજબ પાર્સી સીપાહ પોતાનાં માથાં ઉપર "ટીઆરા" નામની એક ટોપી પહેરતો હતો, અને બાંહે સાથના એક રંગબેરંગી ડગલાથી શરીરને ઢાંકતો હતો, જે ઉપર માછલીની પેઠે

૧ અવસ્તામાંથી આજ ચાર હથીયારો માટે આ મુજબના ચાર શબ્દો મળેછે:—**અશત્ર**, થનવરે, ઇષુ, કરેત.

૨ ૬૫૦ ૭, પ્ર૦ ૬૧.

લાખંડનાં ભીંગડાં જડી લીધેલાં હતાં. પગમાં પાયજામા અને બુટ પહેરતો હતો. હાથમાં મોટી કમાન, ટુંકો ભાલો અને તીર પકડતો હતો, તેમજ ઢાલ પોતાનાં રક્ષણને માટે રાખતો હતો. તેની એક બાંધે તીરનો ભાથો લટકાવેલો રહેતો હતો, અને જમણી કમરેથી ખંજર લટકતું હતું.

લસ્કરોની કુચ બહુ ભપકા સાથ થતી હતી.[१] લસ્કરોની સરદારી ઘણું કરીને પાદશાહી ખાનદાનનાજ,[२] અથવા તે ખાનદાન તરફ જીવ આપી દે એવા વફાદારીને માટે સારી પેઠે કસાયલા ધણીઓને મળતી હતી. પાદશાહનાં પોતાનાં લશ્કર ઉપરાંત વળી રાણીનું પોતાનું પણ લશ્કર હતું. પાદશાહો જે રાણીઓ ઉપર ખુશ થઇ જતા હતા તેમને બક્ષેશોથી નવાજી નાંખતા હતા, અને આ બક્ષેશોમાંની એક લશ્કરની નવાજેશ હતી.[३] સરહદના બચાવ માટે લસ્કરો રાખવામાં આવતાં હતાં,[४] અને સર્વ લશ્કરોમાં ખુદ પાર્સી લશ્કર વધારે બહાદુર, વધારે દરજ્જાવાળું અને વધારે વફાદાર હતું. પાર્સીઓથી ઉતરતા મીડ સીપાહીઓ ગણાતા હતા. **હીરોંડોટસ** લખેછે કે પાર્સી લશ્કર જીત મેળવ્યા પછી દુશ્મનના મુલકને આગ લગાડી મેળતું હતું,[५] અને જીતાયલા યાને કેદ પકડાયલા શત્રુઓને ગુલામ બનાવતું હતું;[६] તોપણ જીતાયલા ખાનદાનીઓ તરફ બહુ દયા અને ભલાઈ બતાવવામાં આવતી હતી.[७]

પાર્સીઓ વેપારી યા ઉદ્યોગી પ્રજા ન હતી. તેઓના ઉપયોગની દરેક વસ્તુ દેશાવરો ખાતેથી પુરતા જથામાં પુરી પડતી હતી; જેમકે બેબીલન અને સાર્દીસ ખાતેથી ફરશ, કાશમીર ખાતેથી શાલ, મીસર ખાતેથી ઝીણા કુમાશનું કપડું, યુનાન ખાતેથી સુંદર ધાતુકામ, બેબીલોન્યા ખાતેથી મલમલ, અને એ રીતે દેશાવરોના પણ પોતાનીજ મોટી શહેનશાહતને તાબેના મુલુકો ખાતેથી પર્સીસના પાર્સીઓના જાત જાતના ઉપયોગને માટે ભાત ભાતની એટલીબધી વસ્તુઓ ખેંચાઈ આવતી હતી કે તે જીનસોને થકી પોતે મહેનત કરવાની તેઓ અગત્ય જોતા ન હતા. તેમની આ બેદરકારીને લીધે તેઓ માત્ર લડાઇનેજ પોતાનો પેશો કરી બેઠા, અને તેથીજ તેમને જલદીથી ખમવું પડયું. જો તેઓમાં કોઇપણ જાતનો બીજો વહેવાર અગત્ય ધરાવનારો ઉદ્યોગ હોય તો તે ઘણોજ નાના પાયા ઉપર અને તેટલામાટે દુર્બળ હોવો જોઇયે. આ રીતે સઘળા

---

૧ હીરોંડોટસ, દફ્૦ ૭, પ્૦ ૪૦.

૨ તેજ, દફ્૦ ૫, પ્૦ ૧૧૬; દફ્૦ ૬, પ્૦ ૪૩; દફ્૦ ૭, પ્૦ ૬૧, ૬૨, ૬૪—૬૯, ૭૨—૭૩, ૮૩, ૮૮; દફ્૦ ૯, પ્૦ ૧૦૮—૧૧૩. ૩ તેજ, દફ્૦ ૯, પ્૦ ૧૦૮.

૪ તેજ, દફ્૦ ૨, પ્૦ ૩. અવસ્તાના વખતથી આમ સરહદ ઊપર બચાવને માટે ફોજો રખાતી હોવી જોઇયે. એ ફોજ અથવા તેના વડાને 'સરેજપાનો' નામ મળેલુંછે, જે ઊપરથી ફારસી 'મર્જબાન' શબ્દ નીકળ્યોછે.

૫ તેજ, દફ્૦ ૧, પ્૦ ૧૬૧; દફ્૦ ૬, પ્૦ ૧૯; ઇત્યાદી. પાર્સીઓના ધર્મથી આ વાત ઊલટી લાગેછે. આતશને તેઓ બહુ માન આપતા હતા.

૬ તેજ, દફ્૦ ૧, પ્૦ ૧૬૧; ઇત્યાદી. ૭ તેજ, દફ્૦ ૩, પ્૦ ૧૫.

ઉત્તમ હુન્નરો તેઓ મુકી બેઠા હતા અને તેથીજ વીદ્યાભ્યાસની બાબતમાં હખામની પાર્સીઓ એક સુન્ય જેવા તવારીખમાં જાહેર થયાછે.

## ફસલ ૨. ઈમારતબંદી, શીલ્પશાસ્ત્ર અને નક્શીકામ.

પણ એક ચોક્સ જાતના ઉત્તમ હુન્નરમાં હખામની પાર્સીઓ બહુ કુશળ હતા. તેઓ એક લડાયક પ્રજા હતી ખરી, પણ તેમની આખી જીંદગી લડાઇઆંજ ગુજરતી ન હતી. લડાઇને વખ્તે તેઓ મુલુકો વધારીને અને શત્રુઓનો સંહાર કરીને પોતાનો કાબુ વધારતા તથા નામ કહાડતા હતા; પણ તેમ વળી સુલેહને વખ્તે તેઓ એક જુદાંજ કામમાં રોકાઇને પોતાનું નામ કહાડી ગયાછે. એ માટે ઇરાનના યુરોપીયન મુસાફરોનાં દફતરોમાં તેમની જાબજા સ્તુતી થઇછે. તેમના વખ્તના યુનાનીઓ જ્યારે પોતાની નવરાસનો વખ્ત વીદ્યાભ્યાસમાં અને ફીલસુફી તકરારોમાં ગુજારતા હતા ત્યારે પાર્સીઓ તે વેળા ઇમારતબંદીના હુન્નરની ખીલવણીમાં ગુજારતા હતા. જોકે ઇરાનમાં આ હુન્નરની એસીર્યનો અને બેબીલોન્યનો ઉપરથી નકલ કરવામાં આવી હતી, તોપણ એ બંને પ્રજાઓને પાછળ નાંખી દે એવી કળા અને કુનેહ, તથા હીકમત અને ચતુરાઇ પાર્સી બાંધકામોમાં જાહેર થઇછે. અસલી યુનાની લખનારાઓ ઇરાનીઓને દરેક બાબતમાં ગેરઇનસાફ કરી ગયાછે. તવારીખના ઘણાખરા બનાવોમાં આ ગેરઇનસાફ થયલોછે; અને યુનાનીઓ સાથની ઇરાનીઓની લડાઇઓનાં વર્ણનોમાં આ ગેરઇનિસાફ ખુલ્લો જાહેર થઇ ચુકયોછે. પણ એટલુંજ નથી. ઇમારતબંદીના જે હુન્નર વીશે આપણ બોલીયે છીયે તે વીશેબી યુનાની લખનારાઓએ ઇરાનીઓને ઘટતો ઇનસાફ આપ્યો નથી. તેઓ બેબીલોન્યનો અને એસીર્યનોના એ હુનરની પુષ્કળ વખાણ કરી ગયાછે; પણ ઇરાનીઓનાં બાંધકામોમાં તેવું સ્તુતી કરવાજોગ તેમને કશું જણાયુંજ નથી. **હીરોડોટસ** તથા **જે.નોફનની** આ બાબતની ચુપકીદી વીશે એવો બચાવ થયોછે કે પહેલો તવારીખનવેશ જેમ બેબીલન અને નીનીવેહ ખાતે ફર્યો હતો તેમ તે ઇરાનમાં ફરેલો ન હતો.[૧] પણ જ્યારે **હીરોડોટસ** પોતાની તવારીખમાં ઠેકાણે ઠેકાણે ચોકસ બાબતો ઇરાનીઓથી સાંભળેલી જણાવેછે, ત્યારે શું તેને ખબર આપનારા ઇરાનીઓએ પોતાના પાદશાહોના બાંધેલા ભપકાદાર મહેલો વીશેની ખબર તેને નહીજ આપી હશે? અથવા **જે.નોફન** જેવો સીપાહ દશ હજાર યુનાની ફોજ જોડે ઇરાન ખાતે લડવા ગયો હતો, અને ત્યારપછી તેણે પાર્સીઓની તવારીખના ગ્રંથો લખ્યા હતા, તો શું તેણે ઇરાનમાં સુસા અને હમદાન ખાતે, પર્સીપોલીસ અને પાર્સાગર્દ ખાતે ત્યાંના જગપ્રસીદ્ધ મહેલોમહેલો એક પણ દીઠો ન હશે, અથવા તેમની મોટાઇ વીશે અછડતું સાંભળ્યું પણ નહી હશે? વળી **ટીસ્યસ** નામનો યુનાની તવારીખનવેશ તો ૧૭ વરસોની મુદત સુધી ઇરાનના પાર્સી પાદશાહની દરબારમાં વસી ગયો હતો: તો શું એવડી મોટી મુદત સુધી તેના દીઠામાં એકબી પાદશાહી મહેલ કે કોતરકામ આવ્યુંજ નહી? બચીત, યુનાની લખનારાઓની

૧ પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૨૩૨—૩૩.

આ બાબત સંબંધી ચુપકીદી તેમની તવારીખની સચાઈ વીશે શક પેદા કરવાને પુરતી છે; અને તેમનાં લખાણો જો ભુલ ભરેલાં નહી હોય તો ખામી ભરેલાં તો છેજ, એમ ચોકસપણે સાબેત થાયછે. છેક મેસીડોન્યન લોકોની ઈરાન ઉપરની ચહડાઈ પછીનાજ યુનાની તવારીખનવેશો આ ગંજાવર બાંધકામો વીશેનાં લખાણો કરી ગયાછે,—પણ અફસોસ! કે તે વખ્તે તો આ મહેલો અને હવેલીઓ તદન નાશ પામેલી હાલતમાં આવી પડેલી હતી.

પણ યુનાની લખનારાઓએ ઇરાનીઓને આ ચોકસ બાબતમાં જે જાતનો ઇનસાફ નથી આપ્યો તે આજના યુરોપીયન મુસાફરોએ પુરતો આપીને પુરાતન પાર્સીઓની એક બીજીજ મોટાઇને સુધરેલી દુનીયા આગળ જાહેરમાં મેલીછે. ઇંગ્રેજ, ફ્રેંચ અને જર્મન વીદ્વાનો અને મુસાફરોએ પર્સીપોલીસના અને બીજા મહેલોની ભેટ લઇને તેમનું બારીક વર્ણન આપણી સન્મુખ રજુ કર્યુંછે. એઓમાં **શાર્ડીન, નાઈબુર, કેર પૉર્ટર, ઉજ઼્લી, બર્નુફ, લૉફ્ટસ, શીલ, ફ્લૅન્ડીન, વીલ્યમ્સ, ફર્ગસન, ટેક્સ્યર, મોર્યર** વગેરે અત્યારસુધીમાં જાણીતા થઈ ચુકેલા મુસાફરો અને લખનારાઓનાં નામો પાર્સીઓ મગરૂરી સાથ યાદ રાખશે, એમાં થોડોજ શક છે.

પાર્સી ઇમારતબંદીના નમુનાઓ બે રૂપમાં માલુમ પડયાછે: (૧) મહેલો, અને (૨) અસ્તોદાનો. કેટલેક ઠેકાણેથી વળી આતશ રાખવાનાં મકાનોની ખંડણ ઇમારતોની નીશાનીઓ પણ મળીછે, પણ તે ઉપર શોધક બુદ્ધીના મુસાફરોનું ઝાઝું લક્ષ લાગેલું દીસતું નથી. જે મહેલોની કંઇક નોંધી લેવાજોગ નીશાનીઓ હજી સુધી હૈયાત રહેલીછે તેમની સંખ્યા માત્ર ચારનીજ છે. આ ચારમાંનો એક હમદાન ખાતેનો, બીજો સુસા ખાતેનો, ત્રીજો પર્સીપોલીસ ખાતેનો, અને ચોથો આ છેલાં પાર્સી શહેરની પડોશમાં બાંધેલો, તથા પાછળા હખામની પાદશાહોનાં મુખ્ય રહેઠાણ દાખલ ગણાતો મોટો મહેલ છે. આ સઘળા મહેલો ઉપર તરેહવાર આફતો ગુજરી છે. છેલો મોટો મહેલ મેસીડનના રાજા **સેકંદરે** ઇરાન ઉપરની પોતાની ચહડાઈ વખ્તે બાળી નાંખીને પોતાનાં નામ અને કોમને સદાની એબ લગાડી છે. હમદાનવાળા મહેલની નીશાનીઓ જુજ છે. સુસા ખાતે **દારાયસ હીસ્તાસ્પીસ** અને તેના મહાત્મા **બેટા જર્કસીસે** બાંધેલા મહેલનાં તો માત્ર ગોયા મુળ્યાંજ બાકી રહ્યાંછે,—ઉપરની સઘળી ઇમારત તારાજ થઇછે.[૧] પર્સીપોલીસ ખાતેના મહેલની વ્યવસ્થા હમદાન

---

૧ ૧૮૫૨ નાં સાલમાં સર કેનેટ લૉફ્ટસે સુસા શહેર ખાતેના પુરાતન પાર્સી મહેલોની ખંડણ ઇમારતોના ઢગળા ખણી કહાડવાની તજવીજ કીધી હતી ત્યારપછી એ અસલી રાજધાની શહેર વીશે કોઇએ ફરીને તજવીજ કીધી નથી. એનું કારણ એવું જણાવવામાં આવેછે કે ઇરાની સરકાર આ ખંડીયેર ઇમારતોનું ખોદકામ ચલાવવા દેવાને નાખુશ છે, અને તે કામ માથે લેનારના માર્ગમાં બહુ મુશ્કેલી નાંખેછે. ૧૮૮૪ નાં સાલમાં મો. ડયુ લાફોયના વડાપણાં હેઠળ એક ફ્રેંચ કાફલાને એવો હુકમ આપીને મોકલ્યો હતો કે લૉફ્ટસે જ્યાંથી પોતાનું કામ અધુરૂં નાંખ્યુંછે ત્યાંથી તેણે ચાલુ કરવું. મો. ડયુ લાફોય અને તેના સોહબતીઓ ૧૮૮૫ ની શરૂઆતમાં સુસા તરફ જઇ પુગ્યા અને તેમને મદદ આપવાની આરાબીસ્તાનના હાકમે સઘળી કબુલત આપવા છતાં તેમને

બાતેના મહેલના જેવીજ થયલીછે. આ સઘળા મોટા, શોભાયમાન, અને પ્રખ્યાત મહેલોમાં વપરાયલો કીમતી સામાન તમામ લુટાઈ ગયોછે. તેમાંની સઘળી નાદર કારીગરી નાશ પામીછે. પથરોમાં લાગુ કરેલી સોનાં રૂપાં તથા બીજી ધાતુઓની ખીલીઓ અને ચપરાસો ચોરાઈ ગઈછે, અને ખુદ પથરાઓબી—પછી મોટા કે નાના સર્વ—આસપાસના રહેવાસીઓ પોતાની ઇમારતો બાંધવા માટે ઉઠાવી ગયાછે. એ રીતે આ ચારે નામીચા મહેલો આજે જમીનદોસ્ત પડેલાછે.

પણ એમ છતાંબી, નાકદર **સેકંદરે** જે મહેલ ફના કીધો હતો તેની હજી સુધી એટલીબધી નીશાનીઓ બચેલી જણાયછે કે તે ઉપરથી આ મરણ પામેલી પણ ઉતમ અને સ્તુતીપાત્ર ઇમારતનાં ખોખાંને ઉભું કરવાને મુસાફરો કંઇક શકતીવાન થયાછે. આ મોટા મહેલો તરફજ તેમનું ધ્યાન ખેંચાયલું રહ્યુંછે; કેમકે જે કંઇ જોવાનું છે તે ત્યાંજ સહેજસહાજ બાકી રહેલુંછે. આગનો ભોગ થવા છતાં એ પાદશાહી ઇમારત પોતાની નામના ભવીષ્યની સુધરેલી પ્રજાઓની તારીફ મેળવવા માટે જાળવી શકીછે. મુસાફરોનાં ખોદકામ, ભરત અને માપ, અને નક્ષાઓથી આ ઇમારત બીજી નામચીન પાર્સી ઇમારતોના નમુના દાખલ આપણી આગળ રજુ થાયછે. તેના નક્ષાજ નહી પણ તસ્વીરો લેવાઇછે, અને તેના દરેક ભાગની લંબાઈ પહોળાઇ વગેરેનાં ભરતો લેવાયાંછે અને બયાનો અપાયાંછે. એટલામાટે આ ઘણા મહેલોના એક મહેલનું થોડુંક વર્ણન આપણ આ ઠેકાણે ટપકાવી લઇશું.[૧]

પર્સી પોલીસ ખાતેના મહેલો એક ઉંચા તખ્તા ઉપર બાંધેલા જણાયછે. પર્વતોની હારની તળેટીમાં પથરની એક મોટી અને કંઇકે સપાટ બેઠક અથવા મોરચા ઉપર આ મહેલો બાંધ્યા હતા. કેટલાકો કહેછે કે કુદરતી પથરની સપાટી જોડે બીજા પથરો જોડી લઇને આ મોરચો અથવા તખ્તો બનાવ્યો હોય એમ જણાયછે. આ

---

બહુ મુશ્કેલી નડી. તોપણ તેઓએ કામ ચલાવ્યું અને તેનાં ફળ દાખલ કેટલીક એવી બીના જાહેરમાં આણીછે કેજે ઊપરથી સુસા તરફ અને ઇરાનમાં બીજે કેટલેક ઠેકાણે આવાં ખોદકામ કરવાની ઘણી અગત્ય સાબેત થઇછે. સુસા શહેર આબે ખેરખાહ નામે એક નદીથી બે ભાગમાં વહેંચાયલુંછે. શહેરનો જે નાનો ભાગ કહેવાયછે ત્યાં સઘળાં આતશખાનાંઓ, મહેલો અને કીલ્લા વગેરે આવેલાંછે. એજ ભાગમાં અસલી પાર્સી પાદશાહોના મહેલોના ઢગલા પડેલાછે. જે પાર્સી મહેલ માલુમ પડયોછે તે પાદશાહ દારાયસનો બંધાવેલો હતો એમ મો. ડયુ લા ફૉયનાં ખોદકામના નમુનાઓ ઊપરથી માલુમ પડેછે. તેના જણાવ્યા મુજબ પાછળથી આ મહેલ આગમાં બળી ગયો હતો અને તેને પાછળા પાદશાહ આર્તાજર્કસીસ નીમને ફરીને બાંધ્યો હતો. આ ફ્રેંચ શોધકને માલુમ પડયુંછે કે મહેલની દેવાલો ઊપર મીનો લગાડેલી બહુજ ખુશનુમા રંગની અને શોભઇતી ઇંટરડીઓનું પડ કરી લીધું હતું. આ ઇંટરડીઓ પાર્સી હુન્નરના નમુના નથી, પણ પાર્સી શહેનશાહતની આગમજ થઇ ગયલા ઇલામી વંશના વખ્તનો એ હુન્નર છે એવું મો. ડયુ લા ફૉયનું મત છે, કેમકે એ છેલાં વંશના વખ્તના મહેલોની નીશાનીઓ મળીછે તેમાંબી એજ જાતની ઇંટરડીઓ વાપરેલી જણાઇછે.

૧ આ બયાનના સારનો મુખ્ય આધાર રૉલીન્સન ઊપરથી લેવામાં આવ્યોછે. (પુરા૦ પાદ૦ દર૦ ૪, પ્ર૦ ૫.)

જોડેલા પથરા આજે ઢીલા પડી ગયાછે, પણ તેમને બે ત્રિકોણાકારની ચપરાસ વડે જોડી લીધેલા જણાયછે, જે ચપરાસ કીમતી તેમજ હલકી ધાતુઓની હતી, અને તે આજે તમામ ગેબ થઇ ગઇછે. કેટલાક પથરા તો ૫૦ થી ૫૫ ફીટ લાંબા અને ૬ થી ૧૦ ફીટ પહોળા હતા. તેઓને જેમ ફાવે તેમ એકેક ઉપર મજબુતી પકડે એવી રીતે ગોઠવીને ઓછાંમાં ઓછી ૨૦ ફીટની ઉંચાઇ સુધી ચહડાવી લેવામાં આવ્યા હતા. પથરનો આ મોરચો મો. **ફ્લૅન્ડીને** ગણત્રી કર્યા મુજબ ૧૫૧૯ ફીટ લાંબો અને ૯૩૮ ફીટ પહોળો છે. મી૦ **ફર્ગ્યુસન** તેની પહોળાઇ ૯૫૦ ફીટ સુધી વધારે છે. આ આખો મોરચો સઘળી બાજુએથી એકસરખી ઉંચાઇનો નથી. એવું જણાયછે કે અસલ બાંધનારે તેને પ્રથમ એકસરખી ઉંચાઇનો બનાવીને તેના ઉપર જુદી જુદી ઇમારતોની ગોઠવણ મુજબ બીજા ઉંચા મોરચા બાંધ્યા હતા; કેમકે એવી ત્રણ ચહડ ઉતર ઉંચાઇની અગાસીઓ મુસાફરોને જણાઇછે. આ ત્રણમાંની સર્વથી નીચી યાને બીજીઓ સાથ સરખાવતાં જે ઉંચાઇમાં ઓછી છે, તે ૮૦૦ ફીટ લાંબી અને ૧૮૦ ફીટ પહોળી છે, તથા નીચે આવેલાં ખુલ્લાં સપાટ મેદાનથી તે માત્ર ૨૩ ફીટ ઉંચી છે. બીજી અગાસી ઉત્તર બાજુએ છે, જે ઉપર કહેલી દક્ષીણ બાજુ તરફની કરતાં ત્રણગણી પહોળી છે. તેની ઉંચાઈ ૩૫ ફીટની છે. આ બંનેની વચે એક ત્રીજી અગાસી છે, જેની ઉંચાઇ તેઓ કરતાં વધારે યાને ૪૫ ફીટની, લંબાઈ ૭૭૦ ફીટની અને પહોળાઇ ૪૦૦ ફીટની છે. આ વચલી અગાસી અથવા ફરસબંદી ઉપર પાદશાહોના સઘળા કીમતી અને તારીફ લાયક મહેલો બાંધેલા જણાયછે.

આ મહેલો ઉપર જવા માટે ઠેકાણે ઠેકાણે કાળા સંગેમરમરના દાદર બનાવેલાછે. આ દાદરો પહોળા છે એટલુંજ નહી પણ ચહડવાને માટે એટલા તો સહેલા છે કે યુરોપીયન મુસાફરો પોતાના ઘોડા સુધાં તે ઉપર ચહડી જાયછે. કદાચ પાર્સી પાદશાહોએ પોતેબી એવીજ સહેલાઇથી ચહડી જવા માટેજ આવા નીચી સીડીના દાદરો બામબા બનાવ્યા હશે. દરેક સીડી ત્રણથી ચાર ઇંચ કરતાં વધારે ઉંચી નથી. દાદરોમાંનો એક જે સર્વથી મોટો અને ભપકાદાર છે તે ઉત્તર બાજુ તરફ બાંધેલા મોરચાને લગતો છે, અને તે ૨૨ ફીટ પહોળો છે. **ફર્ગ્યુસન** આ કારીગરીની તારીફ કરતાં કહેછે કે દુનીયામાં મળી આવતા એવા દાદરોમાં તે સર્વથી ઉત્તમ નમુનો છે.[૧] આ દાદર છોડયા પછી એક બીજો શરૂ થાયછે અને તે ઉપર થઇને વચલા મોરચા ઉપર જવાયછે. આ દાદરની લંબાઇ ૨૧૨ ફીટની છે. તેનાં પગઠયાં ૧૬ ફીટ પહોળાં છે, અને દર દશ ફીટે એવાં એકત્રીશ પગથીયાંઓ બાંધી શકાય એવાં તે નીચાં છે. હવે આ બંને ઉપલા અને નીચલા દાદરોમાં તફાવત એ છે કે મેદાનની સપાટીથી શરૂ થતો નીચલો દાદર તદન સાદો છે, પણ તેની ઉપરનો બીજો દાદર નક્શીઓથી ભરપુર છે. આં ઉપલા દાદરની બંને બાજુઓની દેવાલો ઉપર સીંહ અને ગોધાની લડાઇનાં, હથીયારબંધ નકીબ અને ચોપદારોનાં, સરવનાં ઝાડોનાં, પાદશાહોને માટે ભેટ લાવનારી પ્રજાઓનાં, તથા બીજી બપ જોગી વસ્તુ લાવનારા ખેદમતગારોનાં ચીત્રો પથર ઉપર

---

૧ નીનીવેહના મહેલો, સફે ૧૦૨-૧૦૩.

કોતરેલાં નજર આવેછે. પણ આ આખા દાદર ઉપર ત્રણ ઠેકાણે ત્રણ મોટા પથરો આવા કથા ચીતાર વીના કોરા રાખેલા જણાયછે, જેમાંના માત્ર એકજ પથર ઉપર આ લેખ કોતરેલોછે:—"**જર્કસીસ,** મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, પાદશાહ **દારા-યસનો** બેટો, હખામની." એવું અનુમાન કરવામાં આવેછે કે ઉપલા બાકીના બે કોરા પથરો ઉપર ઉપલા લેખનો બેબીલોન્યન અને સ્કીથ્યન જબાનોમાં તરજુમો લખવાની નેમ રાખી હશે.

મહેલોના ઉપલા બે મોટા દાદરો ઉપરાંત બીજા છ દાદરો મુસાફરોએ નોંધ્યાછે. આમાંના બે **દારાયસ** પાદશાહના મહેલને લગતા, તથા બીજા બે **જર્કસીસના** મહેલને લગતા છે. આ છેલા ઉપર **જર્કસીસનો** લેખ છે, અને તેની ઉપરથી કોતર-કામ ફીકેલું છે. બાકીના બે દાદરોમાંનો એક પાદશાહ **આર્તાજર્કસીસ ઓકસનો** બાંધેલો જણાયછે. **દારાયસના** મહેલની પશ્ચીમ બાજુ ઉપર તે બાંધેલોછે, અને એવું ધારવામાં આવેછે કે મહેલમાંથી જનાનખાનાંમાં જવાનાં કામને સહેલું કરવા થકી આ દાદર બાંધ્યો હશે. લાંબી ગોધા અને સીંહની લડાઇ વગેરેનાં ચીત્રો કોતરેલાંછે. છેલો યાને છઠો દાદર પણ આજ પાદશાહનો બંધાવેલો જણાયોછે, જે ઉપરનું કોતર-કામ તદ્દન બીગડી ગયું છે. તેના ઉપર આ પાદશાહનાં નામનો એક લેખ પણ મી૦ **ફીલને** મળ્યોછે. વળી એક દાદર તો ખુદ પહાડમાંજ પગથયાં કોરીને બનાવેલો મળી આવ્યોછે.

આ સઘળા દાદરો ઉપરથી જે જે મહેલોમાં જવાનું હતું તેમની સંખ્યા મુસાફરો દશની ગણાવેછે, જેમાંના પાંચ બીજાઓ કરતાં મોટા અને કીમતી હતા. આ પાંચમાં-ના ચાર ફરસબંદી ઉપરના વચલા યાને સર્વથી ઉંચા ઓરચા ઉપર બાંધેલા હતા, અને પાંચમો ઓરચા અને પર્વતની વચેની જગા ઉપર હતો. ચારમાંનો એક મોટાં દેવાનખાનાં જેવો હતો, અને બાકીના ત્રણ ઉપર કહેલા ત્રણે પાદશાહો—**દારાયસ, જર્કસીસ** અને **આર્તાજર્કસીસ ઓકસ**—ના બંધાવેલા હતા. આમાંનો **દારાયસનો** મહેલ મોટાં દેવાનખાનાંવાળા તથા **ઓકસના** બાંધેલા મહેલોની વચે આવ્યો હતો. તે ૧૩૫ ફીટની લંબાઇ અને ૯૭॥ ફીટની પહોળાઇનો હતો. બીજા સઘળા મહેલો કરતાં તે ઉંચો છે; **જર્કસીસનો** મહેલ તેના કરતાં ચાર પાંચ ફીટ નીચો છે. તે માંહેલાં નાનાં મોટાં દેવાનખાનાંઓની રચનાનું વર્ણન આપવાનું આ ઠેકાણે બને એમ નથી. આ મહેલને માથે બીજો મજલો હોય એમ જણાતું નથી, તોપણ **ફર્ગ્યુસનનો** એવો વીચાર છે કે જે જે દેવાનખાનાંઓમાં સ્થંભો જણાયાછે ત્યાં ત્યાંથી બીજો મજલો ચહડાવેલો હોવો જોઇયે.[1] આ મહેલની ઉંચાઈ ૨૨ થી ૨૫ ફીટની હતી. તેનો એકંદર ઘેરાવો શુમારે ૧૩૦૦૦ ફીટનો હતો.[2] **રૉલીન્સન** કહેછે કે **દારાયસનો** આ મહેલ બહારથી તો

---

૧ નીનીવેહના મહેલો, પૃષ્ઠ ૧૨૪—૧૩૧.

૨ આ ઉપરથી જણાયછે કે દારાયસનો મહેલ આસીરીયન મહેલો કરતાં ઘણોજ નાનો હતો. નીનીવેહ ખાતેના પાદશાહ સેનાચરીબના મહેલનો ઘેરાવો શુમારે આશરે ૪૦૦૦૦ ચોરસવારનો યાને ૩૬૦૦૦૦ ફીટનો હતો.

નાંઓ અને નાટકશાળાઓ, સુરીઅ મહેલો, ટુર્કી મસ્જીદો, અને ખ્રીસ્ટી દેવળોથી—સારી-પેઠે માહીતગાર છે."૧ ખુબી પીછાનનારા ઘણાઓને આ રીતે હેરત ઉપજાવનારી અને તેમની વખાણ મેળવનારી જે ઉત્તમ કારીગરીના નમુના આજે બચી રહ્યાછે તે ૧૦૦ મીનારાનાં અને ૪૦ મીનારાનાં મોટાં દેવાનખાનાંઓ છે. આ દેવાનખાનાંઓમાંના બે પર્સીપોલીસ ખાતેના ઉપર કહેલા પથરના મોરચા ઉપર બાંધેલાં હતાં, જેમની બાંધણી લગભગ એકમળતીજ માલુમ પડીછે. આમાંનું એક હખામની અમલની શરૂઆતનું અને બીજું પાર્સી પાદશાહોના ભારી દમામ વખતનું જણાયછે. ૧૦૦ મીનારાવાળું દેવાનખાનું વધારે પુરાણું મનાયછે, જેની એક અગાસી બહાર ખેંચી કહાડેલી હતી. અગાસી પોતે ૧૮ ફીટ લાંબી અને ૫૨ ફીટ પહોળી હતી, જેને ૩૫ ફીટની ઉંચાઇના ૧૬ સ્થંભો ઉપર ઉઠાવેલી હતી. આ સ્થંભો આઠ આઠની બે હારમાં ઉભા કરેલા હતા. અગાસી આખી ઇમારતના મુખડા ઉપર હતી, જેની પછાડીથી ૨૨૭ ચોરસ ફીટનું મોટું દેવાનખાનું બાંધેલું હતું. દશ દશ સ્થંભોની દશ હારમાં ૧૦૦ સ્થંભો આ દેવાનખાનાંમાં ૩૫ ફીટની ઉંચાઇ સુધી ઉભા કરેલા હતા, જેમાંનો દરેક અકેકથી નજદીક વીશ ફીટને તફાવતે હતો. આ આખાં દેવાનખાનાંથી ૫૧૦૦૦ ફીટ જગા રોકાઇ હતી. દેવાનખાનાંની ચારે દેવાલોની જાડાઇ ૧૦॥ ફીટની હતી અને દરેકમાં બબે દરવાજા હતા. આ દરવાજાઓ અકેકની સામસામે બાંધેલા હતા. તેમની દરેક બાજુએ ત્રણ ત્રણ ચોરસ મથાળાંના તાક અથવા તાકાંબારી બાંધેલી હતી, તથા તેઓમાં કોતરકામ અને નક્ષીકામનો સણગાર કરેલો હતો. પણ ઉત્તર તરફના દરવાજાઓ તરફ આવા તાકને બદલે સાત બારીઓ બનાવેલી હતી. આ દેવાનખાનાંમાં કરેલાં કોતરકામ અને શણગાર ઉપરથી એવું જણાયછે કે તે એક જાહેર ઇમારત હતી. તેને તખ્તગાહ અથવા મજલીસગાહનું નામ મળ્યું છે. જેમ પાદશાહોના મહેલોમાં ખીદમતગારો વગેરેના ચીતાર કોરેલાછે તેવું ત્યાં કશું જણાતું નથી. ત્યાં તો, તેથી ઉલટું, પાદશાહ રાક્ષસોનો સંહાર કરતો, અથવા તો તાજ સુધાં પોતાનાં તખ્ત ઉપર બેઠેલો નજર આવેછે અને તેના જમણા હાથમાં સોનાનો રાજદંડ આપેલોછે. કોઇ ઠેકાણે પાદશાહની જોડે પાંચ ખીદમતગારોના ચીતારો છે, અને તેમની નીચે દશદશની પાંચ હારમાં ભાલા, તલવાર, તીરકમાન અને ઢાલ સાથ પહેરેગીરોનો ચીતાર આપેલોછે. આવા ચીતારો દેવાનખાનાંના દરવાજાઓ ઉપર કોરેલાછે, અને બે આગળા દરવાજાઓ ઉપર એ રીતે પાદશાહ જોડે ૨૦૦ ખીદમતગારો વગેરેનાં ચીત્રો બનાવેલાંછે. પાછળા દરવાજા ઉપર પાદશાહને ત્રણ તબકાવાળી બેઠક ઉપર ગોઠવેલાં તખ્ત ઉપર બીરાજેલો ચીતાર્યોછે. આ દરેક તબકા ઉપર રાજ્યને તાબેના પ્રાંતોના રહેવાસીઓને તેમના દેશી લેબાસમાં દેખાડયાછે.

હવે એક આવડાં મોટાં દેવાનખાનાંમાં રોશની કયાંથી દાખલ થતી હશે, એ મુસાફરોને માટે એક મોટી મુઅવણ પેદા કરનારો સવાલ છે. ૨૨૭ ફીટની લંબાઇ તથા તેટલીજ પોહોળાઇવાળાં એક મોટાં દેવાનખાનાંમાં ૮ દરવાજાઓથી જેવું જોઇયે તેવું

---

૧ ફુરા૦ પાર્શ૦, દફ૦ ૪, સફે ૨૬૯.

ઉજેરડું દાખલ થઇ શકે નહી. વળી દેવાનખાનાની માત્ર એકજ, ઉત્તર તરફની, બાજુએ બારીઓ હતી, અને બાકીની ત્રણડે બાજુઓ ઉપર દરવાજા સીવાય બારીઓ હતી નહી: ત્યાં તો બારીને બદલે ટાંકાંબારીઓ હતી. એટલામાટે એવું ધારવામાં આવેછે કે દેવાનખાનાંમાં છાપરાં ઉપરથી રોશની દાખલ કરવાની કંઈ ગોઠવણ કીધી હશે, અથવા તો ટાંકાંબારીઓને માથેથી બારીઓ મેલી હશે. **ફરગ્યુસન** તથા **ફર્ગ-સન**ના વીચાર મુજબ છાપરાં ઉપરથી રોશની દાખલ કરવાની ગોઠવણ થઇ હશે; પણ **સૉલોમન**નાં દહેરાંમાં તેમજ એસીર્યન ઇમારતોમાં બારીઓ ઘણી ઉંચી હતી તે ઉપરથી **રૉલીન્સન** ધારેછે કે હાં પણ ગોખલાને મથાળેથી બારીઓ બનાવેલી હશે. દેવાનખાનાં-ની અગાસીની બંને બાજુઓ ઉપર મોટા કદના પથરના ગોધાઓ કોરેલા હતા, પણ તેમની શીકલ એટલી તો ખરાબ થઇ ગયલીછે કે તેઓ માણસનાં રૂપના હતા કે નહી, તથા તેમને પાંખ હતી કે પાંખ વીનાનાજ હતા, તે કશું ચોકસપણે કહેવાઈ શકાતું નથી. અગાસીવાળા સ્થંભો પથરના મોટા કકડાઓને એકેક સાથ સાંધીને બના-વ્યા હતા. તેમની કુંભીઓ અથવા ખાંભી એ ગ્રીફીન પક્ષી અથવા ગોધાઓને એકેકને પીઠ કરીને બેસાડયા હોય એવી શીકલની બનાવી હતી, અને સ્થંભની આખી ઉંચાઈ ઉપર અરધાં ચક્ર જેવી નક્ષી ઉપરથી નીચે સુધી એકસરખાં કદ અને તફાવત-ની કોરી કહાડેલી હતી. સ્થંભોના ખાંભીની ત્રણ જાત જણાયછે. ગ્રીફીન અથવા ગોધાની શીકલ ઉપરાંત કેટલેક ઠેકાણે કમળ ફુલ તેનાં પાદડાં સાથે, અથવા ફુલ વીના ખાલી પાદડાં સ્થંભ જોડે કોરેલાં હતાં; અને એ નક્ષી જોડે વળી કેટલીક કુંભીઓ ગોધા વગેરેની શીકલ ધરાવતી હતી.

એકશો ને શોલ સ્થંભોવાળાં દેવાનખાનાંનો આ હેવાલ છે, તો જોકે આ સંખ્યામાં-ના માત્ર આઠ સ્થંભોજ આજે મુસાફરોના દીઠામાં આવેછે. અને વળી આ બચેલા સ્થંભોમાંનો એક પણ તેની અસલ સ્થીતીમાં જણાતો નથી, તેથી તેની ઉંચાઈ પણ ભાંગી પડેલા સ્થંભના કકડાની મધ્ય રેષા ઉપરથી ગણી કહાડવામાં આવેલીછે.

'ચહેલ મીનાર', યાને ચાલીશ મીનારાવાળું દેવાનખાનું પાદશાહ **જર્કસીસ**નાં નામથી ઓળખાયછે. તેની સ્તુતી ઉપર જણાવેલાં 'સદ મીનાર' કરતાં પણ વધારે થઇછે. **ફર્ગસન** તેની તારીફમાં લખેછે કે "તેનાં કદની બરાબરી કરી શકે એવું એક પણ દેવળ ઇંગ્લંડમાં નથી; તેમજ ફ્રાન્સ કે જર્મનીમાં પણ એવું એકે નથી કે જેણે આટલીબધી જગા રોકી હોય."[૧] ચહેલ મીનારનું દેવાનખાનું સમચોરસ ન હતું. તેની લંબાઈ ૩૦૦ ફીટની અને પહોળાઈ ૨૪૬ ફીટની ગણાઇછે. તેના ચાલીશ મીનારાઓને ચાર નાના મોટા ભાગોમાં વહેંચવામાં આવેલા છે, જેમનો મોટો ભાગ ૩૬ સ્થંભોનો એક સમચોરસ છે, જે વડે શુમારે ૨૦૩૦૬ ફીટની જગા રોકાઇ હતી. આ દેવાનખાનાંની ત્રણ બાજુઓ ઉપર છ છની બબે હારમાં બાર બાર સ્થંભોના ભપકાદાર ઝરૂખાઓ બાંધેલા હતા. તેઓ દેવાનખાનાંથી ૭૦ ફીટની વેગળાઇએ હતા. તેમની લંબાઈ ૧૪૨ ફીટની અને પહોળાઈ ૧૩૦ ફીટની હોવાથી તેઓમાંના દરેક વડે

૧ ફુરા૦ પા૬૦, દ૫૦ ૪, સફે ૨૬૪, નોટ ૧૪.

૬૨૬૦ ફીટની જગા રોકાઈ હતી. આ આખી ઇમારતમાં જેણે મુસાફરોને વધારે હેરત કર્યાછે તે આ સ્થંભોની ઉંચાઇછે. **ફલૅન્ડીન**નાં ભરત મુજબ દરેક સ્થંભ ૬૪ ફીટ ઉંચો હતો. હાલની બીસ્માર હાલતમાંબી તેઓ ૬૦ ફીટની ઉંચાઈ ધરાવેછે. આ મોટાં દેવાનખાનાંની સઘળી રચના **જર્કસીસ**ના મહેલને મળતીજ છે, પણ તફાવત એટલોજ છે કે હ્યાં લાકડાંને બદલે પથરના સ્થંભો બનાવેલાછે.

ઉપલા સફાઓમાં આપણે પર્સીપોલીસ ખાતેના મહેલો વગેરેનું બયાન વાંચ્યુંછે. એ ઉપરાંત બીજે ઠેકાણેનાં બાંધકામોના જે હેવાલ આપણને મળ્યાછે તે આ કરતાં બહુ ઉતરતા અને લુખ્ખા છે. ઈસ્તખ્ર, પાર્સાગર્દ, અને સુસા ખાતેના મહેલો અલબત ઘણા ભપકાદાર હોવા જોઇયે; પણ તેઓ વીશે આપણું જ્ઞાન બહુજ કમતી છે, કેમકે એ મહેલોનાં ખંડીયેરોમાંથી તેમનું ખોખું ઉભું કરવાને મુસાફરો કેવળ અશક્ત જણાયાછે. સુસા અને પર્સીપોલીસ ખાતેના મહેલો પાદશાહોનાં શીયાળાની મોસમનાં રેહઠાણો હતાં. સુસા વાળો મહેલ **જર્કસીસ**ના ચહેલમીનારને બરાબર મળતો જણાયોછે. તેનેબી એક ઇંટરડીના બાંધેલા ઉંચા ઓટલા ઉપર બાંધ્યો હતો. તે ઉપરના લેખ ઉપરથી જણાયછે કે પાદશાહ **દારાયસ હીસ્તાસ્પીસે** આ મોટાં દેવાનખાનાં રોકો મહેલ બંધાવેલો હતો, અને પછી પાદશાહ **આર્તાજર્કસીસ લોંગીમાનસે** તેની મરામત કીધી હતી. **જર્કસીસ**ના ચહેલમીનારની નકલ આ અસલ મહેલ ઉપરથી થયલી હોવી જોઇયે, એમ અનુમાન થયુંછે.

પાર્સાગર્દ ખાતેથી બે મોટી ઇમારતોનાં ખંડીયેર મળ્યાંછે. આમાંનાં એકની લંબાઇ ૧૪૭ ફીટની અને પોહોળાઇ ૧૧૬ ફીટની હતી. તે ઉપરના એક લેખમાં આ સાદા શબ્દો નજરે આવ્યાછે:—"હું છું કુરૂશ, પાદશાહ હખામની." આ ઇમારત અથવા મહેલની વચોવચમાં સ્થંભોવાળી એક બીજી ઇમારત હતી, જેની ઉંચાઇ મહેલની પોતાની દેવાલો કરતાંબી વધારે હતી, એમ માત્ર એકજ હયાત રહેલા સ્થંભની લંબાઇ ઉપરથી માલુમ પડેછે. આ બાકી રહેલો સ્થંભ કુંભી અથવા થાંભ વીના ૩૬ ફીટ ઉંચો છે. એ ઉપરાંત બીજા સાત સ્થંભોના પાયા અથવા થડ મુસાફરોને મળી આવ્યાંછે, અને તેમની ગોઠવણ ઉપરથી એવું અનુમાન કરવામાં આવ્યુંછે કે દર ચાર સ્થંભોની ત્રણ હારમાં બાર સ્થંભો આ ઠેકાણે હશે. આ મહેલની પડોસમાંજ ૧૨૫ ફીટ લાંબા અને ૫૦ ફીટ પોહોળા એક બીજા મહેલની નીશાનીઓ મળી આવીછે, જ્યાં દર છ સ્થંભોની બે હારમાં બાર સ્થંભો છે. તે ઉપરનો લેખબી ઉપલાના જેવોજ પાદશાહ **કુરૂશ (કાઈરસ)** નાં નામનો છે. પાર્સાગર્દ ખાતેની બીજી ભાગેલી ઇમારતોમાંની એક ૫૨) ફીટની ઉંચાઇનો એક ચોરસ બરૂજ છે. તે પથરના મોટા કકડાઓનો બાંધેલોછે. એક બીજું બાંધકામ એક પથરનો તખ્તો છે, જે તમામ ચોરસ પથરોનો અછી સફાઈ અને કારીગરીથી બાંધી લીધેલોછે. તેમાંનો એકેક પથર ઘણે ઠેકાણે ૮ થી ૧૦ ફીટ લાંબો છે. પથરના આ તખ્તાની ખુબીમાં કહેછે કે તેની બરાબરનો સુંદર અને વળી આવડો મોટો નમુનો બીજે કેથે નથી.

ઈસ્તખ્ર ખાતેનો મહેલબી ખંડીયર હાલતમાં છે. તેનોબી માત્ર એકજ સ્થંભ હયાત રહ્યોછે, તોપણ બીજા આઠનાં થડ અથવા પાયા જણાયાછે.

પાસાગર્દ ખાતે મહેલો ઉપરાંત બીજું જે બાંધકામ મુસાફરોના દીઠામાં આવ્યું છે તે **કાઈરસનું** અસ્તોદાન છે. બહુજ સુંદર સફેદ સંગેમરમરના તખ્તા ઉપર આ અસ્તોદાન બાંધેલું છે. તે બહુ ઉંચું છે. સંગેમરમરની ઉપલી બેઠકને સાત તબકે ઉંચી ચહડાવીને આ ઇમારત બાંધીછે. તે જેમ ઉંચી ચહડી છે તેમ તે મથાળેથી સાંકડી થતી ગઇછે. એ સાત તબકાઓને માથે **કાઈરસનું** અસ્તોદાન બાંધેલું છે, જેને માથે પુનાની દહેરાંઓ મીસાલે એક પથરનું છાપરૂં બાંધી લીધેલું છે. અસ્તોદાનની એક પણ બારી નથી, પણ માત્ર એક નાના, નીચા, સાંકડા દરવાજામાંથી તેમાં દાખલ થવાનો માર્ગ બાંધેલો જણાયછે. અસ્તોદાનવાળો ઓરડો ૧૧ ફીટ લાંબો છે, પણ તેની પહોળાઇ અને ઉંચાઈ એકસરખી યાને સાત સાત ફીટની છે. છેક સપાટીથી તે મથાળાં સુધીની ઉંચાઈ હાલ ૩૬ ફીટની છે; પણ પથરનું છાપરૂં ધસી ગયું છે તેનેબી સાથે ગણવામાં આવે તો એક યા દોહડ ફુટનો બીજો વધારો થાય. અસ્તોદાનની બેઠક છેક તળીયે સપાટી ઉપર ૪૭ ફીટ લાંબી અને ૪૩॥ ફીટ પહોળી છે. તેની આસપાસ કેટલાક સ્થંભોની ખંડીયેર નીશાનીઓ જણાયછે. તેઓ ગોળાકાર તથા સફાઇદાર છે અને તેમની સંખ્યા ૨૪ ની હશે એમ અનુમાન કરવામાં આવેછે. એમ ધારવામાં આવેછે કે આ સ્થંભો કોઈ એક મોટી ઇમારતના હશે, અને તેની વચે અસ્તોદાનવાળી ઇમારત બાંધી લીધી હશે.

પાર્સી પાદશાહોનાં બીજાંબી અસ્તોદાનો મળી આવ્યાંછે, પણ તે સઘળાં પહાડો ઉપર કોતરકામ કરીને બનાવેલાંછે. તેઓ ઘણાંખરાં ઉંચાં છે, જેથી સર્વ રાહદારીની તે ઉપર નજર પડી શકેછે. પણ તેમને પહોંચવાનું કામ બહુ દીકટ છે. આ જાતનાં આઠ અસ્તોદાનો મળી આવ્યાંછે, જેમાંનાં ત્રણ પર્સીપોલીસની ઇમારતોની પડોસમાં છે, ચાર મુર્ઘાબ નદીની વાબ્ય સરહદ ઉપર નક્ષ રૂસ્તમ પહાડ ઉપર બાંધેલાંછે, અને બાકીનું એક પર્સીપોલીસની દક્ષીણ તરફના પર્વત ઉપર છે. આ સઘળાં અસ્તોદાનોની રચના લગભગ એકસરખી છે. દરેકના ત્રણ તબકા પાડેલા જણાયછે. સર્વથી ઉંચે પાદશાહ ત્રણ પથરની બેઠક ઉપર ઉભો રહીને બંદગી કરતો જણાયછે અને તેની સન્મુખ તેનું ફરોહર[1] છે. આ સઘળું પથર ઉપર માત્ર કોતરકામ કરેલું છે. એ ચીત્રોની નીચે દર ચૌદની બે હારમાં ૨૮ ખીદમતગારો અને પહેરેગીરો વગેરેનાં ચીત્રો છે. સર્વથી નીચે ચાર સ્થંભોની સાદી પણ સુંદર રચના કરીને તેઓની વચમાં એક દરવાજાની શીકલ બનાવી છે, જેનો ઉપલો અરધો ભાગ તદન ખડકનો છે, પણ બાકીનો નીચલો અરધો ભાગ કોરી કહાડીને તેમાંથી ખુદ અસ્તોદાન તરફ જવાનો માર્ગ બનાવ્યોછે. આ માર્ગ વાટે અંદર દાખલ થયા પછી ૧૩॥ ફીટ લાંબો અને ૭ ફીટ પહોળો એક મેહરાબદાર ઓરડો બાંધી લીધેલો જણાયછે. તેમાં થઇને આગળ વધતાં જમીનથી ચાર ફીટની ઉંચાઇ ઉપર એક બીજો મેહરાબદાર માર્ગ આવેછે તેની આગળ લંબાઇમાં ૬ ફીટ ૧૦ ઇંચ અને પહોળાઇ તથા ઉંચાઇમાં ૩ ફીટ ૩ ઇંચ જેવડું એક

---

૧ મી૦ ખ. રૂ. કામા પાંખવાળાં માણસનાં ચીત્રને ફરોહર કહેછે; મી૦ રૌલીન્સન તેને હોરમજદનું ચીત્ર ગણેછે.

કોતરકામ માલુમ પડેછે. આ અસ્તોદાનની જગા છે. કેટલેક ઠેકાણે એવી અનેક જગા બનાવેલીછે. **દારાયસ**નાં અસ્તોદાનમાં જુદી જુદી ત્રણ મેહરાબદાર જગામાં ઉપર જણાવેલી લંબાઈ, પોહોળાઈ અને ઉંચાઇવાળી જુદી જુદી ૯ જગા બનાવેલી છે, જ્યાં ૯ ધણીઓનાં અસ્તોદાન બનાવી શકાય.

નક્ષે રૂસ્તમ બાતેનાં ચાર પાદશાહી અસ્તોદાનોની હરોલમાં એક સુંદર ચોરસ બરૂજ બાંધેલો છે. તે માત્ર ચાર મોટા સંગેમરમરના કકડાઓનો છે, જેમને બહુજ સફાઇથી કાપીને કશી પણ વસ્તુ વીના એકેક સાથ અજાયબ જેવી રીતે જોડી લીધેલાછે. તે ૩૬ ફીટ ઉંચો અને દરેક બાજુથી ૨૪ ફીટનો છે. તેનો દરવાજો વચેથી છે, જે ઉપર સીડીની મારફતે ચહડી શકાયછે. તેમાંથી એક ૧૨ ફીટ પોહોળા અને ૧૮ ફીટ ઉંચા ઓરડામાં દાખલ થવાયછે. આ ઓરડાને મથાળે પથરના ચાર કકડાઓથી છાપરૂં બનાવી લીધુંછે, જેઓમાંનો દરેક ૨૪ ફીટ લાંબો, ૯ ફીટ પોહોળો અને ૩ ફીટ જાડો છે. મથાળેથી તેમને એવી રીતે કાપ્યા છે કે તેમની ચારે બાજુએથી તેમને ઢોળાવ મળે.

ઇરાની બાંધકામોની આવીજ બીજી બંડીયેર ઇમારતો ઘણે ઠેકાણેથી મળી આવી છે, પણ હવે આ બાબતને વધારે લંબાવવાની જરૂર નથી. પાર્સીઓના ઇમારત-બંદીના હુન્નરનાં ઉપલાં વીવેચનમાં આપણે જોયુંછે કે કેટલેક ઠેકાણે પથરોમાં કોરેલાં ચીત્રો મળી આવ્યાંછે. પણ તે ઉપરાંત પાર્સીઓએ પાદશાહ પેહલવાનોનાં પથરનાં બાવળાં બનાવવાનો હુન્નર ખીલવ્યો હોય તેની કશી નીશાનીઓ આપણને મળી નથી. સાસાની પાદશાહતના વખતમાં પથરનાં બાવળાંઓ બનાવવાનો રવૈયો હશે, કેમકે એક પાદશાહ **શાપુર** ૧ લાનું પથરનું એક બાવળું મુસાફરોને મળી આવ્યુંછે. પાદશાહોનાં આ જાતનાં બાવળાંને બદલે હખામની જમાનામાં ગોધાઓ અને સીંહોનાં કોરી કહાડેલા પથરનાં બાવળાંઓ મહેલોના ઝરૂખાઓ અને દેવાનખાનાંઓની અગાસીઓનાં ખુણાંઓમાં ગોઠવેલાં મળી આવ્યાંછે. એ બાવળાંઓ મોટાં કદનાં છે. તેમની બે જાત જણાય છે. એક શુદ્ધ પ્રાણી,—પછી તે સીંહ હોય કે ગોધો,—બીજી રાક્ષસી દેખાવનાં, યાને ગરૂડ પક્ષીની પાંખ અને માણસનાં ડોકાં સાથનાં, પ્રાણી. એઓમાં ઘણાં-ખરાં પહેલીજ જાતનાં બાવળાં મળી આવ્યાંછે. એ બંનેમાં કોતરનારે પોતાનો અછો હુન્નર દેખાડયોછે. આ બાવળાં મુજબનાં વીચીત્ર પ્રાણીઓની ઉત્પત્તી ઇરાનમાં થયલી નથી, પણ એસીર્યન નમુનાઓ ઉપરથી તેમને ઉપજાવી કહાડેલાંછે. તોપણ તેમની ઇરાની નકલમાં ઘણો સુધારો નજરે આવેછે. ઇમા-રતોની દેવાલો ઉપર અને બીજે ઠેકાણે જે જે કોતરકામ છે તેમાં પાદશાહ અને તેની દરબાર, અને ખીદમતગારો અને રૈયતોનાં સરઘસો, સીંહ અને ગોધા, અને ઘોડા અને ખચ્ચર, અને મેંઢાં અને ઉંટ, અને લડાઇના રથો, સરોવરનાં ઝાડો, અને કમળ ફુલ તથા તેનાં પાદડાં વગેરેના નક્ષ ઉપરાંત કેટલાક રાક્ષસોનાં પણ કોતરકામ નજરે પડેછે, જેમની જોડે પાદશાહો અને શેકારીઓને એકલે હાથે લડાઇ કરતા દેખાડયાછે. આ રાક્ષસોનાં શરીરના ભાગો તરેહવાર કીસમના બતાવ્યાછે. કોઇનું

માથું ગ્રીફીનના જેવું, પાંખ પક્ષીના જેવી, પુછડી વીછુના જેવી, અને પંજા ગરૂડના જેવા; તો વળી કોઇનું માથું ગરૂડના જેવું, કાન ગધેડાંના જેવા, શરીર સીંહના જેવું, ગર્દન, પીઠ અને છાતી પક્ષીના જેવી, અને તોપણ પગ અને પુછડી પશુના જેવાં. એવાજ રાક્ષસોના નક્ષ એસીર્યન ઇમારતો ઉપર પણ જણાયાછે, પણ ઇરાની ચીત્રકળા કંઇ તેમના ઉપરથી ઉપજાવી કહાડેલી નથી. **રૉલીન્સન** કહેછે કે આ નક્ષમાં ઇરાનીઓએ એસીર્યન કારીગરની કલ્પના ઉછીકી લીધી છે, પણ ઇરાની બુદ્ધીએ તેમાં એટલો તો સુધારો, વધારો અને ફેરફાર કરી નાંખ્યોછે કે તે ગોયા ઇરાની કલ્પના શકતીનુંજ ફળ હોય એમ જાહેર થાયછે.[1] કેટલેક ઠેકાણે વળી બબે પુછડીઓ, અને મેંઢાં તથા સાબરનાં જેવાં શીંગડાં સાથના પાંખવાળા સીંહો, અને ગ્રીફીન તથા 'સ્ફી-ન્ક્સ' અને બીજા નામ વીનાના જુદી જુદી જાતના કલ્પીત રાક્ષસોનાં કોતરકામ મુસાફરને તેની મેહેનતનાં દામ દાખલ વીસ્મય પમાડેછે, રાજી કરેછે, તથા તેનું મન વેરી નાંખેછે. સીંહ અને ગોધાની લડાઇનાં કોતરકામ પણ પ સીં પો લી સ ના મહેલોની દેવાલો ઉપર ઠેકાણે ઠેકાણે છે, જેમની સ્તુતીમાં **રૉલીન્સન** કહેછે કે જેવી રીતે ઇરાની શીલ્પશાસ્ત્રીઓએ પ્રાણીઓના રાજાને તેનો શેકાર પકડતી વેળા કોતર્યોછે તે કરતાં વધારે અછી રીતે એસીર્યન શીલ્પ શાસ્ત્રીનો હુન્નર જાહેર થયો નથી.[2] દેવાલો ઉપરના પાદશાહોના નક્ષોમાં કોઇ ઠેકાણે તે આતશને બળતો રાખીને બંદગી કરતો ઉભોછે,[3] કોઇ ઠેકાણે તેની જોડ એક ખેદમતગાર અને કોઇ ઠેકાણે એક ચમ્મરબરદાર તથા એક છત્ર ઉઠાવનાર ચાલતા જણાયછે. બીજે ઠેકાણે તે તખ્ત ઉપર બીરાજ્યોછે અને આસપાસ હજુરીયાઓ ઉભા છે. ખેદમતગારો અને રૈયતોનાં ટોળાંમાં કોઇ ઠેકાણે એકજ તરેહના અને બીજે ઠેકાણે જુદી જુદી ઢપ અને રોનકના માણસો ચીતાર્યાછે. એક ઠેકાણે એક હબસીનો નક્ષ ગોયા કુદરતીજ છે. બીજે ઠેકાણે સ્કીથ્યનો અથવા તુરાનીઓને ચીતાર્યાછે.

ઝવેરાતો અને સીક્કાઓ ઉપરનાં નક્ષીકામ જેવી જોઇયે તેવી ખુબી ધરાવનારાં જણાતાં નથી. એક ઝવેરાત ઉપર એક ઇરાનીની અરધાં કદની તસ્વીર કોરેલી મળી આવી છે, અને તે ઉપરથી આગળા પાર્સીઓની આ જાતની કળા આપણી જાણમાં આવીછે. આ અર્ધ બાવળું સાઇપ્રસના ટાપુમાં આવેલા સેલેમીસના ઇરાની હાકમનું ધારવામાં આવે છે, જેની સઘળી ઢપછબ સંભાળથી રચેલી જણાયછે. પણ ઇરાની સીક્કાઓ ઉપરનું નક્ષીકામ આ કરતાં વધારે કઠોર જણાયછે. આ સીક્કાઓ ત્રણ કીસમના મળી આવ્યાછે. એઓમાં જે સર્વથી જુના છે તેમની એક બાજુએ પાદશાહને તાજ પહેરાવીને તથા હાથમાં કમાન અને ભાલો આપીને બેસાડયોછે; અને બીજી બાજુએ કોઇવાર કોઇ ઘોડસ્વાર, કોઇ વાર કોઇ વહાણનો આગળો ભાગ,

---

૧ પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૩૧૩—૧૪.

૨ પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૩૧૯.

૩ અસ્તોદાનો ઉપરનો સાધારણ દેખાવ આજ છે.

અને કોઈ વાર પાદશાહને કમાન ઉપર ચીલ્લો ચહડાવેલો દેખાડયોછે. બીજા નમુનામાં એક બાજુ ઉપર પાદશાહ સીંહ જોડે લડાઈ કરેછે, અને બીજી તરફ કોઈ વાર લડાઇનાં બારકસ અને કોઈ વાર કીલ્લેબંદીવાળું શેહર અને તેની નીચે બે સીંહોને એકેકની પીઠે પીઠ કોતરેલાં નજરે આવેછે. ત્રીજી જાતના નમુનામાં પાદશાહને તેના ખીદમતગાર અને ગાડીવાન જોડે રથમાં હંકારી જતો બતાવ્યોછે. પાદશાહ આ બંનેની વચે છે. ગાડીવાન બે ઘોડાનો રથ હાંકેછે અને ખેદમતગાર પાદસાહને ચમ્રી ઓઢાડેછે. સીક્કાની એક બાજુ ઉપર આ નક્ષીકામ છે ત્યારે બીજી બાજુ ઉપર દરીયાનો દેખાવ છે, જેનાં પાણી ઉપર લડાઇનું બારકસ તૈયાર ઉભું છે. આ ત્રીજી જાતનો સીક્કો બંને બાજુએથી પાદશાહની લડાઇગાહની તૈયારીઓનોજ ખ્યાલ આપેછે. બીજો નમુનો શેકારગાહનો વીચાર પેદા કરેછે, અને પહેલો નમુનો પાદશાહને શેકારમાં અથવા લડાઇમાં જતો જાહેર કરેછે. આ સઘળા સીક્કાઓ ચહડ ઉતર કદના જણાયછે. પહેલો નમુનો સર્વથી નાનાં અને ત્રીજો સર્વથી મોટાં કદનો છે. આ સીક્કાઓ ચલણી હતા કે માત્ર હરેક બનાવની યાદગારીમાં પડાવામાં આવતા હતા, તે જણાતું નથી. પાદશાહ **દારાયસ**ના સીક્કા સોનાંના તેમજ રૂપાંના હતા. યુનાનીઓ તેમને 'દારીક'ને નામે ઓળખાવી ગયાછે. **દારાયસ**ના આ સોના રૂપાંના સીક્કાઓ છેક યુરોપ સુધી મશહુર થયા હતા. તેના સોનાના સીક્કાનો વજન ૧૨૩.૭ ગ્રેનનો હતો અને તેની કીમત લગભગ ૩૧૧ જેટલી થતી હતી. રૂપાંનો સીક્કો વજનમાં આશરે ૨૩૫ ગ્રેનનો હતો. આ સીક્કાઓને "દારીક" નામ કેમ મળ્યું તે ચોકસ કહેવાઈ શકાતું નથી. કોઈ કહેછે કે હખામની શબ્દ "દારા" યાને પાદશાહ ઉપરથી એ નામ મળ્યું છે; બીજાઓ કહેછે કે **દારાયસ હીસ્તાસ્પીસે** પહેલા સીક્કા પડાવ્યા તેથી તેણે તેમને પોતાનું નામ આપ્યું હતું. સીક્કાની એક બાજુ ઉપર પાદશાહ તીરકમાન લઈ એક ઘુટણ મંડી બેઠેલો જણાયછે; બીજી બાજુ ઉપર કોઈ ચાર ખુણાનો કકડો છે, પણ તે શું છે તેની સમજ પડતી નથી. કદાચ આ સીક્કાની નકલ પાર્સી પાદશાહોએ લીડયાના સીક્કા ઉપરથી કરી હોય, કેમકે તે દેશના સીક્કાની એક બાજુએ તીરકમાન સાથનો પાદશાહ બેઠેલો પાડયોછે અને બીજી બાજુએ ઉપર મુજબ કંઈ ચોરસ કકડાનો નક્ષ બનાવેલો જણાયછે.[1]

ઇરાની નક્ષો ઉપરથી પુરાતન પાર્સીઓના પોશાક વગેરેનો આપણને જેટલો ખ્યાલ આવી શકે તેટલો તેમના વપરાસની વસ્તુઓનો આવતો નથી. શરાબની જાંમો અને ખાનાંની ઢાંકણ સાથની રકાબીઓ અને એવીજ બીજી થોડીક જીનસો સીવાય બીજું કશું જાહેર થયું નથી. પણ તેમના બેસવા ઉઠવાના તથા એવાજ બીજા સરસામાન વીશે આપણને પર્વતો ઉપરના નક્ષોએ તેમજ ઇમારતો ઉપરનાં કોતરકામે જેવાને તેવાજ અજ્ઞાન રાખ્યાછે.

પણ માત્ર ઇમારતબંદીના હુનરમાંજ પાર્સીઓ કુશળ હતા એમ નથી. **હીરોડોટસ** ઉપરથી આપણને માનવાને કારણ મળેછે કે તેઓ જમીનની મોજણી પણ કરી

---

૧ જુઓ. એ વીશે રૉલી-સનકૃત હીરોડોટસ દફ્‌તર ૧, સફે ૫૬૬.

જાણુતા હતા.[૧] પણ આ મોજણીને માટે ફર્સંગ કરતાં વધારે નાનું માપ જમીનના કકડા ગણવા માટે તેઓમાં જણાયલું હોવું જોઇયે. વળી પાર્સીઓ પોતાના ટપાળને માટે પણ કંઇકિ ગોઠવણ કરી શકયા હતા.[૨] **હીરૉડોટસ** જણાવેછે કે કાસદોની મારફતે પેગામો રવાના થતા હતા, અને જે શેહર ખાતે કાસદ જનાર હોય તે શેહર જ્યાંથી તે ઉપડનાર હોય ત્યાંથી જેટલા દીવસની મંજલ ઉપર હોય તેટલા માણસો અને ઘોડાઓ દર મંજલ ઉપર તૈયાર રહેતા અને એક દીવસની મંજલ એક કાસદ પુરી કરી બીજી મંજલવાળા ઘોડસ્વાર થઇ તૈયાર ઉભેલા બીજા કાસદને પોતાની કનેના સઘળા દસ્તાવેજો સ્વાધીન કરતો, અને એ રીતે દરેક કાસદ વરસાદ, બર્ફ કે બીજી કોઇબી હરકતની દરકાર ન કરતાં દરરોજની પોતાની મંજલ પુરી કરતો હતો. આમ થવાથી એક શેહરથી બીજે શેહર પાદશાહી નામાંઓ અને ફરમાનો વગેરે રવાના કરી શકાતાં હતાં. પણ બીજી સાધારણ પ્રજાને આ જાતની ગોઠવણનો લાભ મળતો હતો કે નહી તે જણાતું નથી. **હીરૉડોટસ** કહેછે કે આ કામ બજાવવામાં આવતું તેને પાર્સીઓ "અંગારમ"[૩] ને નામે ઓળખતા હતા. પુરાતન પાર્સીઓ પોતાના દીવસોના જુદા જુદા ભાગ પાડતા હતા. જ્યારે ખુદ અવસ્તામાં વખ્તની વહેંચણી કીધેલી આપણને મળેછે[૪] ત્યારે પાર્સીઓ તેથી બેખબર હોય એ બનેજ નહી.

પાદશાહો જાહેર બાંધકામોની સંભાળ લેવાને બહુ ખંતી રહેતા. **હીરૉડોટસે** પાર્સીઓ પોતાનાં દેશમાં કેવી રીતે સંભાળ લેતા હતા તે વીશે આપણને કશા દાખલા આપ્યા નથી, પણ જ્યારે મીસર દેશ પાર્સી પાદશાહતને તાબે હતો તે વેળા મેમ્ફીસ શેહર નાઇલ નદીની રેલથી તણાઇ નહી જાય તે માટે પાર્સી પાદશાહોએ લીધેલા ઇલાજની આ તવારીખનવેશ નોંધ લે છે,[૫] ત્યારે આપણને માનવાને કારણ મળેછે કે પાદશાહો પોતાના દેશનાં જાહેર બાંધકામોની સંભાળ ઓછી લેતા નહી હશે. વળી પાદશાહો અધુરાં રહેલાં કામો પુરાં કરવાને સદા તૈયાર રહેતા હતા. અધુરો રહેલો એક પાદશાહનો મહેલ બીજો પાદશાહ પુરો કરાવતો હતો, એટલુંજ નહી પણ **હીરૉડોટસ** ઉપરથી આ દાખલો ઘણો મોતેબર મળેછે કે મીસરના એક રાજાએ પોતાનાં રાજ્યમાં એક નેહર ખોદીને તેમાં રાતા સમુદ્રનું પાણી લેવાની ગોઠવણ કીધી હતી, પણ

---

૧ દફ્ર૦ ૬, પ્ર૦ ૪૨. ઇરાની ફર્સંગ ૩૦ ફર્લોંગનો હતો. હીરૉડોટસ એક બીજે ઠેકાણે (દફ્ર૦ ૨, પ્ર૦ ૬) કહેછે કે જેમનો મુલક નાનો હોય તેઓ તેની મોજણી વાવથી અને ફર્લોંગથી કરતા, પણ જેમના મુલકની હદ મોટી હતી તેઓ ફર્સંગથી માપતા હતા. આ ઉપરથી જણાયછે કે આ નાનાં માપો પાર્સીઓને જાણીતાં હોવાં જોઇયે. આજે મોટા વીસ્તારની જમીનો માઇલથી મપાયછે: પુરાતન પાર્સીઓનો ફર્સંગ લગભગ ચાર માઇલનો હતો. ૨ દફ્ર૦ ૮, પ્ર૦ ૯૮.

૩ સર હેનરી રૉલીન્સન ધારેછે કે આ શબ્દ "હકારેહ" ને અર્થે અસલી પાર્સીઓ જે શબ્દ વાપરતા હશે તેનો યુનાની અપભ્રંશ હશે.—રૉલીન્સનકૃત હીરૉડોટસ, દફ્ર૦ ૪, સફે ૨૭૯, નોટ ૧.

૪ અવસ્તામાંથી વરસના, મહીનાના અને દીવસના વીભાગોની હકીકત મળેછે.

૫ દફ્ર૦ ૨, પ્ર૦ ૯૯.

તે કામ પાછળથી અધુરૂં રહી જવાથી પાર્સી પાદશાહ **દારાયસે** તે પુરૂં કીધું હતું.[૧] આ ઉપરથી જણાયછે કે પાર્સીઓ નેહરોનાં બાંધકામની અગત્ય અછી રીતે સમજતા હતા. પણ એટલુંજ નથી. જાહેર બાંધકામો કરતી વખ્તે યા તેની સંભાળ લેતી વખ્તે જો ઇજિનેરોની કસુર માલુમ પડતી તો પાદશાહો તેમને સજા કરવાની ફરજ સમજતા હતા. હેલેસ્પોંટની ખાડી ઉપર **જર્કસીસે** બાંધેલા બોટોનો પુલ તુફાન થવાથી ભાગી ગયો ત્યારે તે પુલની દેખરેખ રાખનારાઓને એ પાદશાહે મોતની સજા ફરમાવી હતી.[૨]

એક બીજી વાત જાણવાજોગ છે, અને તે પુરાતન પાર્સીઓ પોતાના જમાનાની સ્થીતી મુજબ વીદ્યાભ્યાસના અને નવી શોધ ખોળના કેવા શોકીન હતા તે બતાવેછે. **હીરૉડોટસ** લખેછે કે એશ્યાખંડનો મોટો ભાગ **દારાયસે** શોધી કહાડયો હતો,[૩] અને સીંધુ નદીનું મુખ પણ તેનીજ ઉલટને લીધે શોધી કહાડવામાં આવ્યું હતું. એ નદી દરીયામાં કઈ જગા ઉપર પડેછે તે શોધી કહાડવા થકી તેણે **સ્કાઈલેકસ** નામે એક શખ્સ જોડે એક કાફલો રવાના કીધો, જેણે ૩૦ મહીના સુધી તપાસ કરીને અંતે આ મોટી નદીનું મુખ શોધી કહાડયું, જેથી **દારાયસને** પાછળથી પંજાબનો મુલક ફતેહ કરવામાં મદદ મળી હતી.[૪]

પાર્સીઓના ઇમારતબંદીના હુન્નરની સારી તારીફ થઇછે, અને તેની ખુબીઓનું વર્ણન કરતાં **રૉલીન્સન** લખેછે કે તેમની અસલી ઇમારતો એટલીબધી મજબુત અને તકાઉ હતી કે તેમની બાંધણી પછી આજસુધીમાં હજારો વરસો વીતી જવા છતાં, વખ્તની ગીર્દેશ છતાં, ધર્તીકંપની ખરાબીઓ છતાં, વેરભાવીક અથવા કમબુદ્ધીના દુશ્મનોના જુલમાત છતાં, તેઓ હજી સુધી ભાગી તુટી હાલતમાં પણ ઉભી રહીછે, અને ૨૩૦૦ વરસો ઉપર તેમને જે હાલતમાં છેલો હાથ મારીને તૈયાર કીધી હતી તેવી ને તેવીજ તેઓ આજે પણ સંપુર્ણ કારીગરીની રહીછે. વળી તે કહેછે કે ઇમારતબંધીની પોતાની ઢબ ઇરાનીઓ એસીર્યનો ઉપરથી શીખ્યા ન હતા, પણ ખુદ યુનાનીઓએ પોતાની સુંદર ઇમારતોનો નમુનો હાંથી મેળવ્યો હતો.[૫]

---

૧ આ અસલી નેહરનાં મુખ આગળ સુએજ ખાતેના પથર ઊપર ઇરાની ખીલારોકી જમાનમાં કોરેલો એક નાનો લેખ મળી આવ્યોછે, જે ઊપર લખ્યુંછે કે "દાર્યવુશ નક વજર્ક," યાને "મોટો પાદશાહ દારાયસ." ૨ હ૦ ૭, પ્ર૦ ૩૫.

૩ હ૦ ૪, પ્ર૦ ૪૪. ૪ તેજ. ૫ પુરા૦ પાદ૦, હ૦ ૪, સફે ૩૧૦.

## બાબ ૩.

# ભાષા.

૧. વીદ્યાભ્યાસની ખામી—પારસીઓ ઉપર અજ્ઞાનપણાંનું તોહમત—તેનો રદ જવાબ. ખીલારોકી તખ્તીઓ—હખામનીઓમાં એક વહેવારૂ ભાષાની ખુટ—હખામની ભાષા—તે વીશે વીદ્વાનોનાં મત—અવસ્તા ભાષા સાથ તેનો સંબંધ. હખામની વ્યાકરણ, અવસ્તાનાં વ્યાકરણના મુકાબલા સાથે:—નામ: પુલ્લીંગ; સ્ત્રીલીંગ—તેની વીભકતીઓ; સર્વનામ; વીશેષણ; ક્રીયાપદ; અવ્યય. બીજું મળતાપણું; લીપીનો ફર્ક. બીહીસ્તુન ઉપરની તખ્તીઓ—બીજી તખ્તીઓ અને લેખો—તેમનાં કોતરકામની મુદત. ખીલારોકા અક્ષરો—તેમાં મીડયનો તરફનો સુધારો; મીડયન ભાષા સાથ હખામનીનો સંબંધ—મીડ ભાષા વીશે એક ભુલ ભરેલો તર્ક.

૨. હખામની નામો—તેમનો ગુણ; નામોની મુળાક્ષરો વાર ટીપ, તેમના અર્થ તથા અવસ્તાના મુકાબલા સાથે. તવારીખમાં આ નામોનો વપરાસ—યુનાનીઓ તરફની ચેરચુંઠ.

### ફસલ ૧. ભાષા અને તેનું વ્યાકરણ.

પુરાતન પારસીઓ વીદ્યાવાન ન હતા. વીદ્યાભ્યાસ તેમનો ધંધો ન હતો. **રૉલીન્સન** વાજબી લખેછે કે જે ધીરા અભ્યાસ અને મેહેનત ભરેલી ખોળથી વીદ્યા પોતાનો વધારો પામેછે તેથી ઉલટીજ બુદ્ધીની આ પ્રજા હતી.[૧] જેમ ઉદ્યોગો તેઓએ બીજી પ્રજાઓને સોંપી દીધા હતા, તેમજ વીદ્યાની પુઠ પકડવાનું કામ પણ બેબીલોન્યન અને યુનાની લોકને માટે રાખીને પોતે એ બાબતમાં કશી કાળજી ધરાવી ગયા નથી. પણ તેમના અમલ હેઠલ તેમને તાબેના મુલુકોમાં વીદ્યા વધી તેમાં અટકાવ નાંખવાને બદલે તેઓએ તેને વધવા દીધી;—એ બીના દેખાડી આપેછે કે તેઓ વીદ્યાના શત્રુ ન હતા. પણ તેમજ વળી તેઓએ તે વીદ્યાના વધારાનાં કામમાં મદદ આપી હોય એમ પણ નથી. પોતાના રાજ્યની શરૂથી તે આખર સુધી પોતાના સાસાની વંશજોથી ઉલટીજ રીતે હખામની નેયાગાનોએ વીદ્યાને પડતી નાંખી, અને તેથી તવારીખનવીશો એક આવાજે તેમની એ ખામીને મોટું રૂપ આપી ગયાછે, તે ત્યાં સુધી કે તેમના જણાવ્યા મુજબ પાદશાહો કદી ચોપડી ઉંઘાડતા ન હતા, અથવા વીદ્યાની કોઇ પણ બાબતનો અભ્યાસ કરતા ન હતા. વળી તેમનાં કાગજો, નામાંઓ, ફરમાનો અને ઘણુંકરીને લેખો પણ દરબારના મુનશીઓ ઘડતા હતા, જેમને તેમ કરવાનો પાદશાહ યા તેના પ્રધાનોથી હુકમ મળતો હતો અને તેઓ તેમને પોતાના શબ્દોમાં રચતા હતા.[૨] પણ એટલુંજ નથી. ઇરાની પાદશાહોનાં લખી વાંચી જાણવાનાં ટુક જ્ઞાન ઉપર પણ શક ઉઠાવવાનું સાંકડું મન દેખાડવામાં આવ્યુંછે, અને તેનું કારણ એ કે **પ્લેટો** યા **જેનોફન** પારસી શાહજાદાની કેળવણી વીશેના પોતાના હેવાલમાં તેમની લખવા વાંચવાની કેળવણી વીશે કશું જણાવી ગયા નથી![૩] પારસી પાદશાહોને માથેનું આ તોહમત એક ઘડી પણ ટકી રહે એમ નથી: તેઓ પોતાના મુનશીઓ કને ફરમાનો વગેરે લખાવતા હતા તે ઉપરથી તેઓને માથે લખવા વાંચવાના સાધારણ હુનરની બેખબરીનો દોષ મુકવામાં **રૉલીન્સન** જેવો

૧ પુરા० પાદ० દફ० ૪, સફે ૩૨૭.

૨ તેજ, સફે ૧૮૫.

૩ તેજ, સ० ૧૮૫, નોટ ૨.

સુદ્ધાં લખનાર પણ ભોળવાયલો દીસેછે. એક રાજ્ય નાબુદ થાય તેની જોડે તેનું સર્વસ્વ જવું જોઇયે; અને તેમજ હખામની પાદશાહતના પડી ભાગવામાં તેની સઘળી મોટાઈ નાશ પામી, અને તેની જોડે તેનાં દફતરો પણ નાશ પામ્યાં હતાં. ઇરાની પાદશાહોની તવારીખનાં દફતરો બનતાં હતાં, ચર્મપત્ર ઉપર તે લખાતાં હતાં, પાદશાહ તે વંચાવતો હતો, અને તેમાં પાદશાહી ફરમાનો વગેરેની બીના પણ દાખલ થતી હતી, એમ બૈબલ[1] ઉપરથી જણાયછે. વળી મહાત્મા **સેકંદરે** પાર્સી પાદશાહતનું શેવટ આણતી વેળા મહેલમાંનું દફતરખાનું બાળી નાખ્યું હતું, એ વાત કંઈ છુપી નથી.[2] પણ જો એ સઘળી સાબેતીઓ રદ જાય તો પર્વતો ઉપરના આજ ૨૩૦૦ વરસો ઉપરના લેખો કોઇથી રદ થવાના નથી. એ લેખો દેખાડેછે, અને વળી ખાતરીપુર્વક રીતે દેખાડેછે, કે પાર્સીઓ અને તેમના પાદશાહોમાં જો કંઇજ વીદ્યાભ્યાસ નહી હોય તોપણ તેઓ પોતાના સહાસકર્મા વગેરે જાળવી રાખવાને બહુ ખંતી હતા.

આ લેખોથી એક ભાષા બનીછે અને તે 'ખીલારેખી' ને નામે ઓળખાયછે.[3] એ ભાષા પથરો ઉપર અક્ષરો કોતરવાનેજ કામની જણાયછે; તે બીજી રીતના વહેવારૂ ઉપયોગને માટે મુશ્કેલ છે. અસલી બેબાલોનયનો અને એસીર્યનોની ભાષા પણ ખીલારેખીજ હતી. પણ તે ઉપરાંત તેમના વહેવારૂ ઉપયોગને માટે તો એક જુદીજ ભાષા હતી, જે સાધારણ વપરાસમાં આવતી હતી. એટલામાટે એવું ધારવામાં આવેછે કે મીડયનો તેમજ હખામન્યનો ખીલારેખી લીપીને માત્ર ડુંગરો ઉપરના પોતાના લેખો સલામત રાખવાની મતલબથીજ વાપરી ગયા હશે, પણ બીજાં સાધારણ લખાણોને માટે તો તેમની હખામની ભાષા જુદીજ રીતે લખાતી હશે. એવી જુદી ભાષાનાં કશાં પુસ્તકો મળ્યાં નથી, પણ જે દફતરખાનું પર્સીપોલીસના મહેલની જોડે **સેકંદરને** હાથ નાશ પામ્યું તે જો હૈયાત રહ્યું હોતતો, જેમ સાસાની પાદશાહોની સાધારણ ભાષા પહેલવી માલુમ પડેછે, તેમ હખામની પાદશાહોની સાધારણ ભાષા કેવી હતી તે વીશે આપણને પુરતું જ્ઞાન થાત. તેઓ ચર્મપત્ર ઉપર લખતા હતા, અને તે લખાણ જે સહેલી, વહેવારૂ ભાષા અથવા લીપીમાં થયું હશે તેમાંજ પાદશાહોની તવારીખનાં દફતરો પણ લખાયાં હશે, એમ ધારી શકાયછે.

પર્વતો ઉપરના લેખોથી એક ભાષા બનીછે અને હખામની વખતના ઇરાનીઓની સાધારણ ભાષા અથવા લીપીની ગેરહાજરીમાં આ લેખોની ભાષાએ તેમની નોક સાચવીછે. ડુંગરો ઉપર ખીલાના આકારના અજાયબ જાતના અક્ષરોની મારફતે આ ભાષાનું લખાણ કરવામાં આવ્યુંછે. આવી ખીલારેખી ભાષા કંઈ હખામનીઓની પોતાનીજ હોય એમ નથી. એ જાતના અક્ષરોથી લખાતી અને વંચાતી ભાષા ઘણા

---

૧ જુઓ Esther, પ્ર૦ ૩, ૫૦ ૧૨; પ્ર૦ ૬, ૫૦ ૧; પ્ર૦ ૮, ૫૦ ૯; પ્ર૦ ૯, ૫૦ ૨.

૨ અર્દાવીરાફનામું, પ્ર૦ ૧. સાસાની લેખો અને સીક્કાઓ, સફે ૧૩-૧૪, તથા નોટ.

૩ તેને આ નામ એટલા માટે મળ્યું છે કે તેના અક્ષરો સઘળા ખીલા જેવાછે. જેમકે કને માટે |≥, ખને માટે <<|Y, ગને માટે <|Y>, એવા ખીલાઓની આકૃતીઓ વપરાયછે.

પ્રકારની જાહેર થઇછે. એવા છ પ્રકારો છે, જેમાં અક્ષરો સઘળા તીરનાં માથાંવાળા ખીલાની શીકલના છે; તો જોકે તેમાંની ભાષા, શબ્દરચના, વગેરે જુદાં છે. જેમકે ૧—જુની સ્કીથીક-બેબીલોનયન; ૨—સુસીયાનયન; ૩—આર્મીનયન; ૪—ત્રણ લીપીવાળી તખ્તીઓમાંની સ્કીથીક; ૫—એસીર્યન; અને ૬—હખામની ઇરાની. આ સઘળી ભાષાઓના અક્ષરોની ઢબ એકસરખી છે, તો જોકે દરેક ભાષા અકેકથી જુદી છે. વળી ઉપલી છ ભાષાઓમાંની પહેલી ચારને અકેક સાથ થોડો ઘણો સંબંધ છે ખરો, પણ છેલી બે એ ચારથી તદન જુદીજ છે એટલુંજ નહી પણ એ બે પોતે પણ અકેકથી જુદી છે. **હીરૉડોટસ**ના વખ્તમાં ઇરાની ખીલારોકાં લખાણોની કોઇને ખબર હોય એમ લાગતું નથી, કેમકે **દારાયસ** પાદશાહે યુનાન ઉપર ચહડાઇ લઇજતી વેળા બૉસ્ફોરસની ખાડીના કાંઠા ઉપર બે તખ્તીઓ કોરાવીને તેમાં પોતાની ફોજમાં શામેલ થયલી જુદી જુદી પ્રજાઓનાં નામો ઉતાર્યાં હતાં તે વીશે જણાવતાં આ તવારીખનવેશ માત્ર એટલુંજ લખેછે કે પાદશાહે એક તખ્તી યુનાની ભાષામાં અને બીજી એસીર્યન જબાનમાં બનાવી હતી.[૧] હવે ખરૂં જોતાં આ છેલ્લી એસીર્યન જબાન તે કંઇજ નહી પણ એસીર્યન ખીલારોકી તખ્તીમાંના અક્ષરોને મળતાજ અક્ષરોથી લખેલી હખામની જબાન હતી, અને ખરેખર **દારાયસે** એજ ભાષામાં પોતાની તખ્તી કોરાવેલી હોવી જોઇયે. તેણે બીજી તખ્તી યુનાની ભાષામાં કોરાવી તેનો સબબ શોધવા જવું પડે એમ નથી. ઇરાની પાદશાહોના તાબા તળે જેમ આર્ય તેમજ તુરાની અને સેમીટીક પ્રજાઓ પણ હતી, અને તેથી તેવી પ્રજાઓના મુલુકોમાં તખ્તી મારવી પડતી તો ત્યાં તે પ્રજાની ભાષામાં હખામની ભાષાની તખ્તીનો તરજુમો આપવાની જરૂર જણાતી હતી. મીસરની ઇરાની ફતેહ પછી ત્યાંની તખ્તીમાં હખામની તખ્તીમાંનાં ફરમાનનો ઇજીપ્શ્યનોની ચીત્રોની ભાષામાં તરજુમો આપવો પડયો હતો. એજ મુજબ ઉપલી બૉસ્ફોરસના કાંઠા ઉપરની તખ્તીમાં જે યુનાની ભાષા વાપરી હતી તે હખામની ભાષામાં કરેલાં લખાણનો માત્ર તરજુમોજ હોવો જોઇયે.

હખામની ખીલારોકી ભાષા એ રીતે ઇરાની પાદશાહોની અને રાજ્ય કરતી કોમની ભાષા હતી. તે એક ઉત્તમ ભાષાની પુત્રી હતી અને એક બીજી તેવીજ ભાષા જોડે માસી ભાણેજના જેવો સંબંધ ધરાવતી હતી. હખામની ભાષા પાછળી પેહલવી અને પાજંદ અને ફારસી ભાષાઓની માતુશ્રી જેવી છે, પણ એ ભાષા પોતે પુરાની અવસ્તા ભાષા ઉપરથી નીકળી હતી. **બર્નુફ, લૅસન, વેસ્ટર્ગાર્ડ**, અને વળી **હાઉગ**નો પણ એવો વીચાર છે કે ઇરાનની જાહોજલાલીના વખ્તમાં હખામની (અથવા મીડો-પર્સીક) અને અવસ્તા (અથવા સોગ્દો-બેકટ્રયન) ભાષાઓ વપરાતી હશે, જેમાંની પહેલીનું ખીલા રોકા લેખો અને તખ્તીઓનાં રૂપમાં ઇરાનના પશ્ચીમ ભાગમાં અને બીજીનું અવસ્તાની ભાષા દાખલ ઇરાનના પુર્વ ભાગમાં મથક હતું. પણ એ વીચાર આજે કબુલ રાખી શકાશે નહી. અવસ્તા અને હખામની જેમ અકેકથી જુદી નથી તેમજ

૧. હીરૉડોટસ, ફ૦ ૪, પ૦ ૮૭.

જુદી જુદી બોલીઓ દાખલ તેઓ મકાનના જુદા જુદા ભાગોમાં એકજ વખતે વપરાતી પણ ન હતી. **મૅક્સ મ્યુલર** જેવા ભાષાશાસ્ત્રીનું કહેવું એક અભ્યાસીને તપાસ કરતાં લગભગ ખરૂં લાગ્યા વીના રહેશે નહી કે અવસ્તા અને હખામની એકજ વખતની ભાષાઓ ન હતી, પણ માત્ર એકજ ભાષાનાં બે જુદે જુદે વખતે જાહેર થયલાં બે જુદાં જુદાં રૂપો હતાં. મુળમાં એક ભાષા પાછળથી ચોક્સ સબબોને લીધે બીજા તબક્કા ઉપર આવીને જે ફેરફાર દેખાડે તેવી આ બંનેની સ્થીતી હતી.[૧] મુળ ભાષા અવસ્તા હતી અને તેના ઉપરથી હખામની ભાષા નીકળી હતી; અથવા તો અવસ્તા ભાષા બીગડયા પછીનું જે રૂપ તે હખામની ભાષા હતી. તેમને સરખાવી જોતાં ખુલ્લું જણાયછે કે અવસ્તા પછીની હખામની હતી—અવસ્તાનો તબક્કો ઉતર્યા પછી હખામનીનો તબક્કો શરૂ થયલો હતો. તેમનું વ્યાકરણ અને તેમના શબ્દો તેમજ બીજી રચના એ સઘળું દેખાડી આપેછે. બેરન **બુન્સન મૅક્સ મ્યુલર**ની આગમજ આ બંને ભાષાઓના એક પછી એક થયલા તબક્કાઓ વીશે ઇશારો કરી ગયો હતો.[૨] અવસ્તા અને સંસ્કૃત ભાષાઓ વચેનો સંબંધ આજે બોરશેદની રોશની પેઠે જાહેર થઇ ચુકયોછે; માટે એ બંને જોડે હખામની પાર્સીઓની ભાષા અતલગનો સંબંધ ધરાવેછે. એવો મોટો સંબંધ ધરાવનારી એક ભાષા પોતાના ભંડાર દાખલ માત્ર પર્વતો ઉપરના લેખો અને છુટી છવાઇ તખ્તીઓમાંજ સમાઇ રહી હોય, એમ તો કોઇથી કહેવાઇ શકાશે નહી. તેમાં રચાયલાં મોટાં અને વળી નામીચાં દફતરો હોવાં જોઇયે;—જેવું એક દફતર પાર્સી પાદશાહોની તવારીખનું હતું એમ બૈબલ ઉપરથી આપણા જાણવામાં આવ્યુંછે: અને દીનકર્દ તથા અર્દાવીરાફનામાં ઉપરથી જણાયછે કે પાર્સી પાદશાહોનું દફતરખાનું ઘણું મોટું હતું, જેની રખેવાળી કરનારાઓ, જેઓ પુસ્તકાનીકારીઓ અને બીજા ઓહદેદારો હશે, તેમને **સેકંદરે** કતલ કીધા હતા.

પણ આ સઘળું આજે નાશ પામીને માત્ર પર્વતો ઉપરની થોડીએક તખ્તીઓમાંજ હખામની ભાષાનું લખાણ જળવાઇ રહેલું મળી આવેછે. અને એ નજીવા સંગ્રહ ઉપરથીજ એક ભાષાને સજીવન કરી તેનું વ્યાકરણ બનાવવામાં આવ્યુંછે. એ વ્યાકરણ આ ભાષાની જે જાતની બાંધણી દેખાડેછે તેને અવસ્તા અને સંસ્કૃત સાથ કેટલોબધો સંબંધ છે તે બતાવવાની અમે આ બાબની મુખ્ય નેમ રાખીછે.

હખામનીઓની ભાષાને તેમની આગમજ અમલ ભોગવી ગયલા મીડ લોકોની ભાષા સાથ બહુ સંબંધ છે—બલકે તેઓ એકની એકજ છે. જેમ હખામનીઓ તેમજ મીડ લોકો પણ આર્ય હતા. ભાષાઓની સરખામણી તેમના શબ્દોનાં મુળનાં મળતાપણાં ઉપરથી કરવાનું વધારે સહેલ થઇ પડેછે, અને એ રીતે તપાસ કરતાં હખામની અને અવસ્તા ભાષાઓ કેવી બરાબર દીકરી અને માનો સંબંધ ધરાવેછે તે સહેજમાં

---

૧ "લડાઇનાં મથક ઊપરની ભાષાઓ" સફે ૭૨.

૨ "તવારીખની ફીલસુફી," દફ્૦ ૩, સફે ૧૧૦—૧૧૫.

માલુમ પડી આવેછે. તેઓ બંનેનાં વ્યાકરણો દેખાડી આપેછે કે અવસ્તા ઉપરથી બીગડેલી અથવા બદલાયલી જે ભાષા તે હખામની છે. એટલામાટે યશ્તો બન્યા પછી અવસ્તાની ભાષાએ જે રૂપ ધારણ કીધું તે આ નવી ભાષાનું હતું. એક ઉપરથી બીજી ભાષા નીકળતી વખ્તે જેમ બનેછે તેમજ આ હખામની ભાષાના સંબંધમાં પણ બન્યું-છે; અને એક ભાષા બીજીમાં બદલાઈ જવા છતાં પોતાની અસલીયાત જેવી કાયમ રાખી શકેછે તેવીજ અવસ્તાની ભાષાએ પણ પોતાની મા તરીકેની ખાસીયત તપાસી રાખેલી નજર આવેછે. આ સઘળું કેટલે દરજજે ખરૂં છે તે આ બંને ભાષાઓનાં વ્યાકરણોના કાયદાઓની ટુક તપાસ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવશે.

## નામ.

વ્યાકરણના સઘળા ભાગો હખામની ભાષામાંથી મળી આવેછે. અગત્ય કરીને તેનાં નામોને વીભકતીના જે જે પ્રત્યયો લાગેછે તે અજાયબ જેવી રીતે અવસ્તાને મળતા છે. તેમાં એવો કાયદો છે કે જે નામ રકારાંત હોય, યાને જેને છેડે 'ર' અક્ષર હોય, તે નામને પ્રથમ વીભકતીનો પ્રત્યય લગાડતી વખ્તે છેડેનો 'ર' નીકળી જાયછે. એજ કાયદો હખામની ભાષાના રકારાંત નામોને પણ લાગુ પડેછે. જેમકે અસલ બોલ બ્રાતર્, પીતર્, વગેરેમાંથી છેવટનો ર નીકળી જઈને પહેલી વીભકતીનાં એકવચનમાં 'બ્રાતા', 'પીતા' થઈ જાયછે. એજ કાયદો નકારાંત નામોને પણ લાગુ પડેછે. જેમકે અસલ બોલ 'નામન્' તેનું પહેલી એક વચનમાં 'નામ' થયું.

**વીભકતી**—હખામની ભાષામાં સઘળી મળીને છ વીભકતીઓ છે, જેઓ ઉપરાંત બીજી બે જોકે ખુલ્લી રીતે વપરાયલી જણાતી નથી, તોપણ તેમનો ભાવાર્થ જુદીજ વીભકતીઓથી સમજાયછે. ૩ જી અને ૪ થી વીભકતીઓ એ ભાષામાં નથી, પણ આ બેમાંની ત્રીજીનું કામ કોઈવાર પાંચમી કે સાતમીથી અને કોઈવાર છઠીથી, અને ચોથીનું કામ છઠીથી સરતું જણાયછે. કદાચ આ બંને (૩ જી અને ૪ થી) વીભકતીઓ ભાષા-માં હોય, પણ જે લેખોનું લખાણ જળવાયલું મળ્યું છે તેમાં તો તેઓ ખુલ્લી જાહેર થયલી નથી. વીભકતીઓના જે જે પ્રત્યયો જણાયાછે તે ઉપરથી સીદ્ધ થાયછે કે તેઓ મુળ અવસ્તા ભાષાનાજ પ્રત્યયો છે અને માત્ર ભાષાની ઉપજનીપજના સરેસ્તાને અનુ-સરતો ફેરફાર તેઓમાં થયોછે. અમને એમ લાગેછે કે હખામની ભાષાની ઉત્પત્તીમાં અવસ્તાની જોડે ખુદ ગાથાવાળી ભાષા, જે અવસ્તાની ભાષા કરતાં પણ પુરાણી છે, તેની પણ મદદ છે, કેમકે કેટલેક ઠેકાણે જે પ્રત્યયો જોવામાં આવેછે તે અવસ્તાનાં પાછળાં લખાણોને બદલે આગળાં જુનાં લખાણોમાં વપરાયલા પ્રત્યયોને મળતા છે. જેમકે ગાથામાં છઠી વીભકતીનો પ્રત્યય 'હ્યા' ( ) અથવા 'ખ્ય' ( ) છે; તશ્નીઓવાળી ભાષામાં એ પ્રત્યય 'હ્યા' છે, પણ વંદીદાદ વગેરેમાંથી એ પ્રત્યય 'હે' ( ) મળેછે. ગાથામાં સઘળા સ્વરો લાંબા અથવા દીર્ઘ બોલાયછે. જેમકે 'અહુરા-મજ્દા': પણ અવસ્તામાં તે ટુકા થઈ ગયાછે, જેમકે અહુર-મજ્દ. પણ એજ શબ્દ હખામનીમાં 'અઉર-મજ્દા' મળેછે.

પુલ્લીંગ—જ્યારે પુલ્લીંગ નામ ઉકારાંત હોય, યાને જો તેની આખેરીએ ઉ સ્વર હોય, તો તેને પહેલી વીભકતીના એક વચનનો પ્રત્યય શ્ અથવા સ્ લાગેછે; જેમકે કુરૂ+શ્, દાર્યવુ+શ્. એજ કાયદો અવસ્તાનો પણ છે. તેમાં ઉકારાંત પુલ્લીંગ નામને પહેલી વીભકતી એકવચન (૧/૧) નો પ્રત્યય સ્ ([illegible]) લાગેછે, જેમકે પસુ+સ. અવસ્તામાં પહેલી અનેકવચનનો પ્રત્યય છે, પણ હખામનીમાંથી તે મળતો નથી. જો પુલ્લીંગ નામ અકારાંત હોય તો તેને છઠી એકવચનમાં પ્રત્યય હ્યા લાગેછે; જેમકે અસ્પ+હ્યા (=ઘોડાનું), મદ+હ્યા (=મીડનું). આ પ્રત્યય લાંબો અને તેટલામાટે ગાથાનો છે; અવસ્તામાં તેને બદલે હે વપરાયેલોછે, જેમકે અસ્પ+હે(=ઘોડાનું). ઉકારાંતની છઠી એકવચનમાં પ્રત્યય લાગ્યા આગમજ 'ઉ' ની ગુણા થઇ જાયછે; જેમકે કુરૂ—કુરઓશ્ (=કુરૂશનું). આ કાયદો અવસ્તાને મળતો છે. તેમાંબી 'પસુ' શબ્દની છઠી એકવચન 'પસઉશ્' (=પશુનું) થાયછે. ઉકારાંતની પહેલી અનેક વચનનો પ્રત્યય 'વ' છે, જેમકે દખ્યુ+વ. અવસ્તામાં એ પ્રત્યય 'ઓ' ([illegible]) જેવો લાગે છે પણ તે ખરેખરો પ્રત્યય નથી, કેમકે શેવટનાં ઉ ([illegible]) ની ગુણા 'અઉ' ([illegible]) થઇને તેને અનેકવચનનો પ્રત્યય 'ઓ' ([illegible]) લાગવાથી 'અવો' ([illegible]) થાયછે; જેમકે 'પસુ' ઉપરથી પહેલી અનેકવચન 'પસવો' ([illegible]—[illegible]) થયું. પહેલી અનેકવચનનો પ્રત્યય અકારાંતમાં 'આહ' મળેછે, જેમકે 'બગ' (દેવતા) ઉપરથી અનેકવચન 'બગાહ' (દેવતાઓ). અવસ્તામાં આ પ્રત્યય 'અંઘો' ([illegible]) છે, જે વેદના अस: ને મળતો છે.

સ્ત્રીલીંગ—સ્ત્રીલીંગ નામો ઘણું કરીને આકારાંત હોયછે, અને તેઓ કોઇજ વાર ઇકારાંત મળેછે. અવસ્તામાં પણ એમજ છે. આકારાંત સ્ત્રીલીંગ નામો પહેલી એકવચનમાં શો પ્રત્યય લેછે તે જણાયું નથી: અવસ્તામાં તેમને માટે કશો પ્રત્યય નથી. પણ ઇકારાંત સ્ત્રીલીંગ નામો પહેલી એકવચનમાં શ્ પ્રત્યય લેછે, જેમકે— શિયાતિ+શ (=સુખ). અવસ્તામાં એવો કાયદો છે કે જે ઇકારાંત નામો અસલથીજ સ્ત્રીલીંગ હોય, પણ પુલ્લીંગ ઉપરથી સ્ત્રીલીંગ થયાં ન હોય, તેમને પહેલી એકવચનમાં —સ્ ([illegible]) પ્રત્યય લાગેછે; જેમકે—પઇતિ+સ્ ([illegible]+[illegible]) (=ધણી). આકારાંત સ્ત્રીલીંગ નામો છઠી એકવચનમાં પ્રત્યય 'યા' ([illegible]) લેછે; જેમકે 'તઓમા+યા' (=કુટુંબનું). અવસ્તામાં પણ તેમજ છે, પણ તેમાં તેનો કાયદો એમ સમજાવ્યો છે કે આકારાંત સ્ત્રીલીંગ નામોને માત્ર છઠીજ નહી પણ ત્રીજીથી સાતમી સુધીની એક વચનની દરેક વીભકતીના પ્રત્યયો લાગ્યા આગમજ નામ અને પ્રત્યયની વચમાં એક 'ય' ([illegible]) દાખલ થાયછે; જેમકે 'ગાથા' શબ્દની છઠી એકવચન ગાથ+ય +અસ્ ([illegible]+[illegible]+[illegible])=ગાથયાઓ (=ગાથાનું—કવીતાનું). એ રીતે જોતાં અવસ્તામાં 'ય' કંઇ છઠી વીભકતીનો કોઇ પ્રત્યય નથી પણ વચમાં દાખલ થનારો એક વીશેષ વર્ણ છે. ઇકારાંત સ્ત્રીલીંગ નામોની છઠી એકવચનમાં પણ ય ઘુસેલો જણાયછે; જેમકે બુમિ+ય (=જમીનનું). આ ય વીશે પણ અવસ્તાના ઉપર લખેલા કાયદા મુજબજ સમજવું. અવસ્તામાં જેમ આકારાંત નામમાં તેમજ ઇકારાંત નામ-

માંથી ત્રીજીથી સાતમી સુધીના પ્રત્યયો લાગ્યા આગમજ નામ અને પ્રત્યયની વચમાં એક ય દાખલ થાયછે; જેમકે 'દએવી' (=દેવી) શબ્દને ત્રીજીનો પ્રત્યય 'અ' લાગે તે આગમજ વચમાં ય ઘુસવાથી દએવી+ય+અ='દએવ્યા' ([illegible]=[illegible]+[illegible]+[illegible]) થાયછે. એજ મુજબ સાતમી સુધીની બીજી વીભકતીઓનું પણ સમજવું. છઠી અનેક વચનનો પ્રત્યય 'નામ્' છે; જેમકે 'બગ' (દેવતા) ઉપરથી 'બગનામ્' (=દેવતાઓ-નું). અવસ્તામાંબી તેમજ છે, તોપણ કોઈ વખ્તે યાને વ્યંજનથી આખર થતાં નામોને 'નામ્' ([illegible]) ને બદલે 'આમ્' ([illegible])[1] પ્રત્યય લાગેછે; જેમકે આતર્+આમ્=આથ્રામ ([illegible]=[illegible]+[illegible]=આતશનું). બીજી વીભકતીનો પ્રત્યય એકવચનમાં 'મ્' છે; જેમકે અસ્પ+મ્. અવસ્તાનો પ્રત્યય પણ એજ છે. અવસ્તામાં જો નામનો છેલો અક્ષર વ્યંજન હોય તો તેને 'એમ' ([illegible]) અને જો સ્વર હોયતો તેને 'મ્' ([illegible])[2] પ્રત્યય લાગેછે; જેમકે અસ્પ+મ્=અસ્પેમ્ (=ઘોડાને); માઓંઘ્+એમ્=માઓંઘેમ્ (=માહ તાબને). બીજી અનેકવચનનો પ્રત્યય પહેલી અનેકવચનને મળતોજ યાને 'આ' છે: જેમકે 'મર્ત્ય' ઉપરથી મર્ત્ય+આ=મર્ત્યા (=માણસોને). અવસ્તામાં એ વીભકતીના પ્રત્યય વીશે પહેલી અનેકવચન માટે ઉપર આપેલો ખોલાસો હાંબી લાગુ પડેછે.[3] આઠમી વીભકતીનો પ્રત્યય 'અ' છે. એવો કાયદો છે કે જે અકારાંત નામ હોય

---

૧ સ્પીગલ ધારેછે કે ખરો પ્રત્યય તો આમ્ ([illegible]) છે અને તેની આગમજનો ન્ ([illegible]) માત્ર કાનને મધુર લાગવાથી દાખલ થયલોછે.

૨ ઇંગ્રેજી whom અને him માંનો *m* પ્રત્યય આને મળતોજ છે.

૩ બૉપનો એવો વીચાર છે કે અસલમાં બીજી અનેકવચનનો પ્રત્યય ન્સ્ હતો. આ ઉપરથી રૉલીન્સન કહેછે કે એ પ્રત્યય ગૉથીક ભાષામાં હજી મળેછે. તે જણાવેછે કે સંસ્કૃતમાં આ પ્રત્યયમાંનો માત્ર ન્ રહી ગયો અને ગ્રીક, લેટીન તથા લીથુઆન્યન ભાષાઓમાં સ્ રહી ગયો, પણ અવસ્તામાં ન અને સ્ બંને ઊડી ગયા અને તેમને બદલે ઓ ([illegible]) દાખલ થયો, અને તે ઉપરથી ખીલારોકી ભાષામાં 'આ' થયો. પણ અવ-સ્તામાંથી છેક એટલીબધી હદ સુધી ઊપલો પ્રત્યય ગેબ થયો નથી. તેમાં બીજી અનેક વચનનો પ્રત્યય આન્ ([illegible]) છે; જેમકે અસ્પ—અસ્પાન્. પણ તે ઉપર કેટલીક વખ્ત આ પ્રત્યયમાંનો શેવટનો ન્ નીકળી જઈ માત્ર આં ([illegible]) રહી જાયછે; જેમકે 'અમેષ સ્પેન્ત' ([illegible] [illegible]) શબ્દની બીજી અનેકવચનનું એક રૂપ 'અમેષાં સ્પેન્તાં' ([illegible] [illegible]) થાયછે. વળી કેટલેક ઠેકાણે એકલો શ્ ([illegible]) લાગેછે; જેમકે 'સઐવેશ્ચ' ([illegible]) (=ફાયદાઓને). આ શ્ પ્રત્યય ગ્રીક અને લેટીન સ્ ને મળતો છે. પણ વળી બૉપ કહેછે તેવો અસલ પ્રત્યય ન્સ્ પણ અવસ્તામાંથી મળી આવેછે; જેમકે 'અએસ્માંસ્' ([illegible]) (=બાળવાનાં લાકડાંઓને). આ ખોલાસા ઊપરથી જણાશે કે બૉપના મત મુજબ ન્સ્ શુધ અને અસલ પ્રત્યયને બીજી કોઇ પણ પુરાની ભાષાએ જાળવી રાખ્યો નથી તે અવસ્તામાં જળવાઈ રહ્યોછે. એરવદ એ૦ કે૦ આંટીયાનો એવો વીચાર છે કે ન્સ્ કંઇ ખરો પ્રત્યય નથી, કેમકે તેમાંનો સ્ તો આન્ ([illegible]) પ્રત્યય લાગ્યા પછી કાનને ખુશ લાગવા માટે વધારાનો દાખલ થયોછે. એજ મુજબ એ સ્ અક્ષર બીજા શબ્દોનાં બીજી વીભકતીનાં અનેકવચનનાં રૂપ બનાવતી વખ્તે પણ વધેછે, પણ તે વેળા તેની પાસે ચ ([illegible]) ઊભયાનવયી અવ્યય આવેલો હોવો જોઇયે. જેમકે ગાથાઓસ્ચ, ઊર્વરાઓસ્ચ, ઇત્યાદી.

તેમને આઠમા એકવચનમાં આકારાંત કરવાં; જેમકે મર્ત્ય (માણસ) ઉપરથી મર્ત્યા (ઓ માણસ!). અવસ્તામાં ૮ માને માટે કશો પ્રત્યય નથી. તેમાં કેટલીક વખ્તે નામો પોતાના અસલ આકારમાંજ રહેછે, અને કોઇવાર પહેલી એકવચનમાં આઠમાનું રૂપ લેછે. તખ્તાનો કાયદો આ ઠેકાણે ગાથાની ભાષાના કાયદાને અનુકુળ જણાયછે. પાંચમીનો પ્રત્યય પ્રથમ 'અત્' હતો, પણ પાછળથી શેવટનો ત્ નીકળી જવાથી માત્ર અ રહી ગયો, અને તેથી અકારાંત નામો પાંચમીમાં આકારાંત રૂપે વપરાયાં; જેમકે અસ્પ+અત્=અસ્પા (ઘોડાથી). આ અત્ પ્રત્યય અવસ્તાને મળતો છે, કેમકે તેમાં પાંચમી એકવચનમાં ત (illegible) કે અત્ ([illegible]) પ્રત્યય લાગેછે; જેમકે અસ્પ+અત્=અસ્પાત્ ([illegible]=[illegible]+[illegible]) (=ઘોડાથી); પઉરુ+ત્=પઉરુઉત્ ([illegible]=[illegible]+[illegible]) (=ઘણાથી). પાંચમી અનેકવચનનો પ્રત્યય 'ભીશ્' છે; પણ એ પ્રત્યય અવસ્તામાં ત્રીજી અનેકવચનને માટે વપરાયછે. ત્યાં પાંચમી અનેકવચનનો પ્રત્યય તો 'બ્યો' ([illegible]) છે. આ ફેરફારનું કારણ એવું જણાયછે કે તખ્તાની ભાષામાં ત્રીજી અને ચોથી વીભકતીઓનાં રૂપ મળતાં નથી, અને શરૂઆતમાં કહ્યું તેમ ત્રીજીનો અર્થ પાંચમીમાં સમાયલોછે. સાતમી વીભકતીનો પ્રત્યય 'ય' છે, પણ (૧) અકારાંત પુલ્લીંગ નામો 'ઇય' પ્રત્યય લેછે અને (૨) આકારાંત સ્ત્રીલીંગ નામો 'યા' લેછે: જેમકે (૧) અર્મિન+ઇય=અર્મિનૈય; (૨) અથુરા+યા=અથુરાયા. ઇકારાંત સ્ત્રીલીંગ નામો ૭ મી વીભકતીમાં કોઇવાર અમસ્થો 'યા' પ્રત્યય લેછે, જેમકે અપિ+યા. વળી કોઇવાર તેઓ શેવટની 'ઇ' ની ગુણા કરીને આ પ્રત્યય લેછે; જેમકે બખ્ત્રીનું બખ્ત્રૈયા. ૭ મી એકવચનનો પ્રત્યય અવસ્તામાં ઇ ([illegible]) છે, પણ અકારાંત પુલ્લીંગ નામોમાં આ પ્રત્યય દાખલ થયા પછી શેવટનો અ ([illegible]) નીકળી જઇને 'ઇ' નો 'એ' ([illegible]) થઇ રહેછે: જેમકે અસ્પ+ઇ=અસ્પે. તખ્તાની ભાષામાં અકારાંત નામો ૭ મી એકવચનમાં 'ઇય' પ્રત્યય લેછે. અવસ્તામાં પણ કેટલીક વખ્તે આ પ્રત્યય જોવામાં આવેછે. તેમાં ૭ મી એકવચનના ઇ પ્રત્યય પછી એક અ ([illegible]) આવીને આખો 'ય' ([illegible]) બનેછે; જેમકે—ગ્રિવ+ઇ+અ ([illegible]+[illegible]+[illegible]) =ગ્રિવય. ૭ મી અનેકવચનના પ્રત્યયો જેમ અવસ્તામાં તેમજ હખામની ભાષામાં એકસરખાજ છે. અવસ્તામાં એ પ્રત્યયો હ્વ, હુ, ષુ, શ્[1] અને બ્વ ([illegible], [illegible], [illegible], [illegible]) છે; ખીલારાકામાં એમને મળતો 'ષુવ' પ્રત્યય છે, જે અસલ 'સ્વ' ઉપરથી ફેરવાયલોછે; જેમકે—'મદ' ની ૭ મી અનેકવચન 'મદૈષુવ.' આ દાખલામાંનાં અકારાંત નામ—મદ—અને પ્રત્યય—ષુવ—ની વચમાં એક ઇ દાખલ થઇછે, જેમ થવું અવસ્તાને અનુસરતું છે. તેમાંભી અકારાંત નામ અને ૭ મી અનેકવચનના પ્રત્યય વચે એક 'ઇ' ([illegible]) દાખલ થાયછે; જેમકે અસ્પ+ઇ+ષુ=અસ્પૈષુ (=ઘોડાઓમાં).

---

૧ અવસ્તામાં ષુ અને બ્વ કંઇ ખરેખરા પ્રત્યયો નથી, પણ સ્વરોના એક ચોકસ કાયદાને લીધે હુ અને હ્વ બદલાઇને આ રૂપ થયલાંછે. તે કાયદો એમ છે કે અ અને આ સીવાય જો કોઇભી સ્વર ઉ ([illegible]) ની આગમજ આવે તો હ બદલાઇ જઇને ષ ([illegible]) થઇ જાયછે.

અવસ્તા અને હ્ઝવારેશની ભાષાઓ, અવસ્તા અને સંસ્કૃત જેવી યા ગ્રીક અને લેટીન જેવી, એકેકથી જુદી નહી પણ એકેકને લગભગ સઘળી રીતે ચોકસ ફેરફાર છતાં મળતી આવતી છે, અને એક પછી બીજી અથવા એક ઉપરથી બીજી ભાષા ઉત્પન્ન થઈ છે તે દેખાડવા માટેની અમારી ઉપલી તજવીજમાં બીજી ઘણી શાહદતો હજી ટાંકવાની બાકી રહેલીછે. અવસ્તામાં એક એવો કાયદો છે કે ર્ (r) અને ન્ (n) એ બે વ્યંજનોથી આખર થતાં નામોને ૧ લી વીભકતીનો પ્રત્યય મુદલ લાગતો નથી, એટલુંજ નહી પણ નામની આખરનો આ વ્યંજન પોતે પણ ઉડી જાયછે; જેમકે 'નામન્' શબ્દની ૧ લી એકવચન 'નામ' ([illegible]—[illegible]); 'દાતર્' શબ્દની ૧ લી એકવચન 'દાત' ([illegible]—[illegible]). આ બંને શબ્દોમાંના શેવટના વ્યંજનો ન્ અને ર્ નીકળી ગયાછે. હવે એજ કાયદો હ્ઝવારેશની ભાષામાં પણ જળવાઇ રહેલો જણાયછે; તફાવત એટલોજ છે કે વ્યંજનના ઉડી જવા પછી શબ્દમાંનો અકારાંત સ્વર આકારાંત યાને લાંબો થાયછે, અને તે ગાથા પ્રમાણે છે; જેમકે 'બ્રાતર્' અને 'પિતર્' એ શબ્દો પહેલી એકવચનમાં શેવટનો ર્ નીકળી જવા પછી 'બ્રાત' અને 'પિત' નહી થતાં 'બ્રાતા' અને 'પિતા' થયાછે. આ ભાષામાં તકારાંત નામોનો છેલો અક્ષર પણ એજ રીતે ઉડી જતો જણાયછે; જેમકે—'નપતર્' નું 'નપત' (=પૌત્ર) નહી થતાં પહેલી એકવચનમાં 'નપા' થયું છે.

**નપુસક નામો**—વળી એક બીજો કાયદો નપુસક નામો સંબંધી છે અને તે આપણું વધારે ધ્યાન ખેંચેછે. અવસ્તામાં કાયદો છે કે અકારાંત નપુસક નામોની ૧ લી તથા ૨ જી વીભકતીઓ એકવચન તથા અનેકવચનમાં એક સરખીજ છે; જેમકે જનાન ([illegible]) (=જ્ઞાન) શબ્દની એકવચનની ૧ લી તેમજ ૨ જી વીભકતી એકસરખી યાને 'જનાનેમ્' ([illegible]) છે. એજ કાયદો હ્ઝવારેશનીમાં પણ છે; જેમકે—'હમરન' (=લડાઇ) શબ્દની એકવચન તથા અનેકવચનમાં ૧ લી તથા ૨ જી વીભકતી એકસરખી યાને 'હમરનમ' છે.

## સર્વનામ.

અવસ્તામાં સર્વનામોને સઘળી વીભકતીઓ જેમ લાગેછે તેમ જોતાં બીજી શાખાઓમાંથી મળતાં સર્વનામોથી કંઇ ઘણાં જુદાં પડતાં જણાતાં નથી. મળતાં આવતાં સર્વનામોનો એક આખો કોઠોજ અમે નીચે આપીયે છીયે જે ઉપરથી વધારે ખાતરી થશે:—

| પહેલો પુરૂષ એકવચન. | | | પહેલો પુરૂષ અનેકવચન. | | |
|---|---|---|---|---|---|
| | અવસ્તા: | હ્ઝવારેશની: | | અવસ્તા: | હ્ઝવારેશની: |
| ૧ લી | અઝેમ્ | અદમ્ | ૧ લી | વએમ્ | .. .. |
| ૨ જી | મા, મામ્, આમામ્ | મામ્,—મૈય | ૨ જી | અહ્મ, નો, ને | .. .. |
| ૩ જી | [મા] | .. .. | ૩ જી | અહ્માકાઇશ્ | .. .. |
| ૪ થી | મે, મોઇ | .. .. | ૪ થી | અહ્મઇબ્યાચ, ને, નો | .. .. |
| ૫ મી | મત્ | મ | ૫ મી | .... .... | .. .. |
| ૬ ઠી | મન, મવ, મે, મોઇ | મના | ૬ ઠી | અહ્માકેમ, ને, નો | અમાકહમ્ |
| ૭ મી | મે, | .. .. | ૭ મી | .... .... | .. .. |

### બીજો પુરૂષ એકવચન.

| અવસ્તા: | | ઇરાનની: |
|---|---|---|
| ૧ લી | તુમ, તૂમ્, ત્વેમ્ | તુવમ |
| ૨ જી | થ્વા, થ્વામ્ | થુવામ |
| ૩ જી | થ્વા | .. .. |
| ૪ થી | તે, તોઇ, થ્વોઇ | .. .. |
| ૫ મી | થ્વત્ | .. .. |
| ૬ ઠી | તે, તોઇ, થ્વહ્યા, તવ | તય,—તૈય |
| ૭ મી | થ્વે, થ્વોઇ, થ્વહ્મિ | .. .. |
| ૮ મી | તૂમ્ | તુવમ્ |

### બીજો પુરૂષ અનેકવચન.

બીજો પુરૂષ અનેકવચનના સઘળા પ્રત્યયો અવસ્તામાં છે, પણ તખ્તીની ભાષામાંથી તે મળ્યા નથી.

ત્રીજો પુરૂષ એકવચનની સઘળી વીભકતીઓના પ્રત્યયો અવસ્તામાં જેવા મળે છે તેવા એકમળતા ઇરાનની ભાષામાંથી મળતા નથી.[1]; પણ તેને બદલે દર્શક સર્વનામના પ્રત્યયો નીચે મુજબના એકસરખા મળે છે:—

પહેલી વીભકતી:

| | પુલ્લીંગ: | | સ્ત્રીલીંગ: | | નપુસક લીંગ: | |
|---|---|---|---|---|---|---|
| | એકવચન. | અનેકવચન. | એકવચન. | અનેકવચન. | એકવચન. | અનેકવચન. |
| અવ૦: | અએમ્. | ઇમે. | ઇમ્. | ઇમાઓ. | ઇમત્. | ઇમા. |
| ઇરા૦: | ઇયમ્ | ઇમૈય. | ઇમામ્. | ઇમાં. | ઇમ. | ...... |

બીજી વીભકતી:

| | પુલ્લીંગ: | | સ્ત્રીલીંગ: | | નપુસક લીંગ: | |
|---|---|---|---|---|---|---|
| | એકવચન. | અનેકવચન. | એકવચન. | અનેકવચન. | એકવચન. | અનેકવચન. |
| અવ૦: | ઇમેમ્. | ઇમાં. | ઇમાંમ્. | ઇમાઓ. | ઇમત્. | ઇમા. |
| ઇરા૦: | ઇમ્. | ઇમૈય. | ઇમામ્. | ઇમા. | ઇમ્. | ઇમા. |

પુલ્લીંગ: ૩ જી વીભકતી:

| | એકવચન. | અનેકવચન. |
|---|---|---|
| અવસ્તા: | આંન અના. | ...... |
| ઇરાનની: | અના. | ...... |

---

૧ તખ્તીનાં લખાણોમાંથી ત્રીજો પુરૂષ, પુલ્લીંગ, ૧ લી એકવચન 'હોવ,' અનેક વચન 'અવૈય'; તથા સ્ત્રીલીંગ ૧ લી એકવચન 'હોવ,' અનેકવચન 'અવા'; તથા નપુસકલીંગ એકવચન 'અવ', એવાં રૂપો મળેછે. પણ એને મળતાં અવસ્તામાં દર્શક સર્વનામ 'અવત્' (૰૰૰) નાં રૂપો આ મુજબનાં મળેછે:—પુલ્લીંગ, ૧ લી અને ૨ જી એકવચન 'અઓમ', અનેકવચન 'અવે, અવ'; સ્ત્રીલીંગ ૧ લી એકવચન 'અવ', અનેકવચન 'અવાઉ'; બીજી એકવચન 'અવાંમ', અનેકવચન 'અવાઉ'; નપુસકલીંગ, ૧ લી એકવચન 'અવત્'. રૉલીન્સન ધારેછે કે તખ્તીમાંનો ૩ જો પુરૂષ એકવચન 'હોવ' તે અવસ્તાના 'હો' (૰૰) ઉપરથી નીકળ્યો છે.

સંબંધી સર્વનામો પણ બંને ભાષાઓમાં મળતાંજ છે. જેમકે:—

| અવસ્તા: | હખામની: |
|---|---|
| પુલ્લીંગ—યો. | હ્ય. |
| સ્ત્રીલીંગ—યા. | હ્યા. |
| નપુંસકલીંગ—યત્. | ત્ય[1]. |

બીજાં સર્વનામો:—

| અવસ્તા: | હખામની: | |
|---|---|---|
| કો. | ક | (=કોણ). |
| હ્વો. | ઉવ. | (=પોતે). |
| હૌર્વ. | હરૂવ. | (=સઘળું, સર્વ). |

## વી શે ષ ણ.

વીશેષણના સંબંધમાં પણ અવસ્તા અને હખામની ભાષાઓ એકસરખી દેખાયછે. તેઓ બંનેમાં તેના ત્રણ અર્થ જણાયછે. અસલ અને શુદ્ધ વીશેષણને અવસ્તામાં અધીકાર્થકની નીશાની 'તર' (...) અને 'યહ્‌' (...) લાગેછે. હખામનીમાં પણ તેમજ છે; જેમકે—અપ+તર (=વધારે દુર). અવસ્તાના 'યહ્‌'ને મળતી હખામનીની બીજી નીશાની અથવા પ્રત્યય 'યાસ્'છે. અવસ્તામાં અતીશયાર્થકના પ્રત્યયો બે છે:—'તેમ' (...) અને 'ઇશ્ત' (...). હખામનીમાં પણ તેમજ છે; જેમકે—ફ્ર+તમ (=પહેલું); મથ્+ઇશ્ત (=સર્વથી મોટું).

જેમ ગુણવાચક વીશેષણો તેમજ સંખ્યાવાચક વીશેષણો પણ બંને ભાષાઓમાં એકસરખાંજ છે; જેમકે—

| અવસ્તા: | હખામની: | અર્થ: |
|---|---|---|
| ફ્રતેમ (...) | ફ્રતમ. | પહેલું. |
| બિત્ય[2] (...) | દુવિતિય. | બીજું. |
| થ્રિત્ય (...) | ત્રિતિય. | ત્રીજું. |
| નાઉમ (...) | નવમ. | નવમું. |

## ક્રી યા પ દ.

અવસ્તાની પૈકે તસ્નીઓનાં લખાણોમાં ક્રીયાપદના વીભાગોની બહોળી ગોઠવણ જણાતી નથી. તેમાં ભવીષ્યકાળનું રૂપ તો છેજ નહી. એ કાળની મતલબ સંશયાર્થ-વર્તમાનકાળથી સરતી જણાયછે. અવસ્તામાંની આજ્ઞાર્થ, સંશ્યાર્થ અને શકયાર્થના અર્થ ભવીષ્યમાં થાયછે. પણ જાણવાજોગ એ છે કે બંને ભાષાઓમાં કાળોના પ્રત્યયોનો મુકાબલો ઘણી અછી રીતે થઇ શકેછે. અહ્ (સં૦ અસ)=હોવું, થવું: એ ધાતુ ઉપરથી બંને ભાષાઓમાં ત્રણેઉ પુરૂષોના વર્તમાનકાળના પ્રત્યયો નીચે મુજબ લગાડી શકાયછે:—

---

૧ અવસ્તામાં અસલ શબ્દ ત્યિતિય હોવો જોઇયે જેમાંથી ત્ નીકળી ગયોછે.

૨ અસલ અવસ્તા ... (યત્) શબ્દના અક્ષરોનો ક્રમ ફેરવાયાથી 'ત્ય' બન્યુંછે.

**એકવચન:**

| | અવસ્તા : | હખામની : | અર્થ. |
|---|---|---|---|
| ૧ લો પુ૦ | અહ્+મિ=અહ્મિ. | અમિય. | હું છું. |
| ૨ જો પુ૦ | અહ્+હિ=અહિ. | અહ્ય. | તું છે. |
| ૩ જો પુ૦ | અહ્+તિ=અસ્તિ. | અસ્તિય. | તે છે. |

**અનેકવચન:**

| | અવસ્તા : | હખામની : | અર્થ : |
|---|---|---|---|
| ૧ લો પુરૂષ : | અહ્+મહિ=મહિ[૧] | અમહ્ય | અમે છીયે |
| ૨ જો ,, : | અહ્+થ=સ્ત[૨] | [જણાયો નથી] | તમે છો |
| ૩ જો ,, : | અહ્+અંતિ=હેન્તિ[૩] | હતિય | તેઓ છે |

ભુતકાળમાં પહેલો પુરૂપ એકવચનનાં રૂપ દાખલ તખ્તામાં 'હું હતો' એ વાકયને માટે 'અહમ્' શબ્દ માલ્યોછે, જેને મળતું અવસ્તાનું કોઈ રૂપ નથી. ભુતકાળને માટે જેમ અવસ્તામાં તેમજ હખામનીમાં ક્રીયાપદને માથે એક 'આ' ઉમેરવામાં આવેછે; જેમકે જન્=મારવું, તે ઉપરથી આજનમ્=મેં માર્યો. એને મળતું અવસ્તાનું રૂપ અજનેમ્ ([illegible]) છે. વળી બીજા અથવા પુર્ણ ભુતકાળને માટેનો અવસ્તાનો કાયદો હ્યાં પણ જળવાયલો રહ્યોછે; તે એકે એ કાળમાં ક્રીયાપદને આણતી વખ્તે ધાતુને બેવડો કરવો અને પછી વચન પ્રમાણેનાં નવાં પ્રત્યયો લગાડવાં. જેમકે કર્=કરવું, તે ઉપરથી 'ચખ્રિયા.' અવસ્તામાં કેરે ([illegible])=કરવું, તે ઉપરથી ચાખ્રા ([illegible]).

હખામનીમાં ભુત કૃદંત ધાતુને ત પ્રત્યય લગાડવાથી બનેછે; જેમકે કર્ (=કરવું) +ત=કર્ત (=કીધેલું). આમ થવાનો અવસ્તામાં એવો કાયદો છે કે કોઈબી ધાતુને 'ત' ([illegible]) પ્રત્યય લાગ્યાથી કર્મણી ક્રીયાપદનાં ભુત કૃદંત બનેછે; જેમકે ઉપલા હખામની દાખલાને મળતું જ કેરે ([illegible])=કરવું, તે ઉપરથી કેરેત ([illegible])=કીધેલું.

**અવ્યય.**

સ્થળ અને કાળવાચક અવ્યયો તખ્તાઓમાંથી પુરતાં મળેછે; તેમનો તેમજ બીજાં અવ્યયોનો અવસ્તા સાથેનો મુકાબલો નીચે આપ્યોછે:—

| અવસ્તા : | હખામની : | અર્થ : |
|---|---|---|
| યત્ | યથા | જયારે |
| પશ્ચ | પસાવ | પછી |
| પર, પૌર્વ | પરુવમ | આગળ |
| આઅત્ | થકતા | ત્યારે |
| અવધ, કધ, અધ | કદા | ક્યાં |
| તધ | અવદા | ત્યાં |
| નોઇત્ | નિય | નહી |
| મા | મા | નહી. |

૧ જોઇયે 'અસ્મહિ', પણ ધાતુ નીકળી જઇ માત્ર પ્રત્યયજ રહી ગયો.

૨ 'અસ્થ' જોઇયે, પણ ધાતુની શરૂઆતનો અ નીકળી ગયો.

૩ 'અહેન્તિ' જોઇયે, પણ ધાતુમાંનો પ્રથમનો અ નીકળી જવાથી આ રૂપ રહ્યું.

ઉભયાનવયી—આ જાતના જે બે અવ્યયો અવસ્તામાંથી મળેછે તેજ તખ્તીઓમાંથી પણ આબાદ મળેછે. જેમકે (૧) અવ૦ ઉત ([illegible]): હખા૦ ઉત=બી, પણ; (૨) અવ૦ ચ ([illegible]): હખા૦ ચ=અને.

શબ્દયોગી—આ અવ્યયોમાં નીચલા અકેકને મળતા છે:—

| હખામની: | અવસ્તા: | | અર્થ: |
|---|---|---|---|
| હચા | હચ | ([illegible]) | થી |
| નિ | નિ | ([illegible]) | માં, નીચે |
| હદા | હધ | ([illegible]) | સાથે |
| ઉપ | ઉપ | ([illegible]) | નજદીક |
| અતર | અંતરે | ([illegible]) | માંહે |
| પતિય | પઇતિ | ([illegible]) | તરફ, સામે |
| અનુપ | અનુ | ([illegible]) | જેવું, પ્રમાણે |
| અબિશ્ | અઇબિ / અઇવિ | ([illegible]) / ([illegible]) | ઉપર, તરફ |
| ઉપરિય | ઉપઇરિ | ([illegible]) | ઉપર |
| પરિય | પઇરિશ્ | ([illegible]) | આસપાસ |
| હમ | હમ | ([illegible]) | સાથે, માંહોમાંહે |
| તર | તરો | ([illegible]) | પેલેપાર, આગળ |
| પરા | ફ્રા, ફ્ર. | ([illegible], [illegible]) | આગળ, અગાઉ. |

છુટા પાડનારા અવ્યયોમાં નીચલા મળતા આવેછે:—

| હખામની: | અવસ્તા: | | અર્થ: |
|---|---|---|---|
| વ | ([illegible]) | વા | અથવા |
| અવથા | ([illegible]) | અવથ | એ પ્રમાણે |
| યથા | ([illegible]) | યથા | જેમ |
| યદિય | ([illegible]) / ([illegible]) | યેજિ / યેઇધિ | અગરજો |

હખામની ભાષાનાં લખાણની રૂઢી પણ અવસ્તાને મળતીજ જણાઇછે, અને તે બીજી આર્ય ભાષાઓથી ઉલટી નથી. વીશેષણોનાં જાતી, વચન અને વીભકતી, જે નામનો તેઓ ગુણ બતાવતાં હોય તેમનાં જાતી, વચન અને વીભકતીને મળતાંજ હોયછે. સંબંધી સર્વનામો જે નામને માટે મેળાયાં હોય તેનીજ જાતી, વચન વગેરે લે છે. ક્રીયાપદના બે કર્મ હોય તો જેના ઉપર વીશેષ ભાર હોય તે છઠી વીભકતીમાં મેળાયછે, ઇત્યાદી. એક બાબતમાં હખામની અને અવસ્તા ભાષાઓ અજાયબ જેવું મળતાપણું દેખાડેછે, જેવું બીજી આર્ય ભાષાઓમાં જવલેજ હશે. તે એકે ઘણીવાર સર્વનામ ક્રીયાપદ વીના એકલુંજ વપરાયછે; જેમકે **કુરૂશ**ની તખ્તીમાં તે જણાવે છે કે "અદમ્ કુરૂશ્," યાને "હું **કુરૂશ** (છું)." જેમ આં ક્રીયાપદ મુળગો નથી તેમજ અવસ્તામાં

પણ તે એવાજ દાખલામાં નજર આવતો નથી; જેમકે [illegible] (અજેમ્ યો અહુરો મજદાઓ) યાને "હું કે જે અહુરમજદ (છું)".

અવસ્તા સાથના હખામની ભાષાના મુકાબલાની મજકુર ટુક તપાસ પુરી કર્યા આગમજ તેમની લખવાની રૂઢીનો એક ફર્ક જણાવવો જોઇયે. આ વાત ઘણી અચરતી ભરેલી છે કે સર્વ આર્ય ભાષાઓ જ્યારે ડાબાથી જમણા હાથ તરફ લખાયછે, ત્યારે અવસ્તા ભાષા જમણા હાથ તરફથી લખાયછે. પણ અવસ્તા ઉપરથી નીકળેલી હોવા છતાં હખામની એજ રીતે લખાતી નથી; તોપણ ખુદ તેના ઉપરથી ઉત્પંન થયલી પેહલવી અને પાજંદ તથા ફાર્સી ભાષાઓ અવસ્તાની માફકજ જમણા હાથ તરફથી લખાયછે. હવે પેહલવી અને અવસ્તાના અક્ષરોની ઢબ આર્ય નહી પણ સેમીટીક છે, અને તેટલામાટેજ તેઓ હીબ્રુ ભાષાની પેઠે જમણા હાથ ઉપરથી લખાયછે. એ ભાષાઓની લીપીનો મુળ પાયો ફીનીશ્યન અક્ષરો ઉપરથી લીધેલોછે, જે પ્રજા ભાષા લખવા માટેના અક્ષરોની પહેલી શોધ કરનાર કહેવાયછે.

બીજારોકી જબાનનાં લખાણો અત્યારસુધી જેટલાંબી મળી આવ્યાં તે સઘળાં માત્ર ખડકો ઉપર કોરેલા લેખોમાં, ઇમારતો ઉપરની તખ્તીઓમાં, તથા હુનરકામના સુંદર નમુનાઓ ઉપરના ટુકા લેખોમાંજ મળી આવ્યાંછે. ખડકો ઉપરનું સર્વથી લાંબું લખાણ બીહીસ્તુન ખાતેથી મળ્યુંછે. આ ખડક ઉપરના લેખોમાં સઘળી મળીને પાંચ હાર બનાવેલીછે અને તે દરેકમાં ૪૦૨ લીટીઓ છે. બીહીસ્તુન ખાતે બીજી છુટી છવાઇ નાની નાની દશ તખ્તીઓ છે, જેમાં સઘળી મળીને ૧૦૯ લીટીઓ છે. આ સઘળી તખ્તીઓ પાદશાહ **દારાયસ હીસ્તાસ્પીસ**ની કોરાવેલીછે અને તેમાં તેણે પોતાનાં રાજ્યની શરૂઆતમાં બલવો કરનારાઓ ઉપર મેળવેલી ફતેહોનો હેવાલ લખેલોછે. બીહીસ્તુનથી ઉતરતો દરજ્જો નક્ષે રૂસ્તમના ખડક ઉપર બાંધેલાં **દારાયસ**નાં અસ્તોદાન ઉપરના લેખોનો છે. અલ્વંદ પર્વતની તળેટીમાં અને હમદાન શેહરની પડોસમાં **દારાયસ** તથા તેના બેટા **જર્કસીસ**ના કોરાવેલા બે લેખો મળી આવ્યાછે. એજ મુજબ વૅન શેહર ખાતે એક ખડક ઉપરથી પાદશાહ **જર્કસીસ**નો એક ટુકો લેખ મલ્યોછે. મહેલો ઉપરના લેખોમાં પાર્સાગર્દ ખાતેના મહેલ ઉપર **કાઈરસ** પાદશાહનાં નામની એક લીટી કોરેલીછે. વળી પર્સીપોલીસના મહેલો ઉપરથી **દારાયસ, જર્કસીસ** અને **આર્તાજર્કસીસ ઓકસ**નાં નામો સાથની ટુકી તખ્તીઓ અથવા નાના લેખો મળી આવ્યાછે. સુસા ખાતેના મહેલના ખંડીયેરમાંથી **આર્તાજર્કસીસ નીમન**નાં નામનો એક ટુક લેખ મળી આવ્યોછે. વળી સુએજની પડોસમાંથી એક પથર મળ્યોછે, જે ઉપરના લેખમાંથી **દારાયસ હીસ્તાસ્પીસ**નું નામ મળેછે. **જર્કસીસ**નાં નામ સાથના કેટલાક નક્ષીદાર વાસણો મળી આવ્યાંછે, તેમજ બેબીલન વગેરે ઠેકાણેથી **દારાયસ** અને બીજા પાદશાહોનાં નામો કોરેલા નળાકાર પથરો મળ્યાછે.

આ સઘળા લેખો ઉપરથીજ એક ભાષા ઉભી કરવામાં આવીછે, જેનાં વ્યાકરણનો અવસ્તાનાં વ્યાકરણને કાયદે એક ટુક મુકાબલો અમે ઉપર આપ્યોછે. આ સઘળા લેખો અને તખ્તીઓ ઉપરના અક્ષરો એકસરખા જણાતા નથી. પર્વતો ઉપરના લેખોના

અકેકો અક્ષર બબે ઇંચ જેવડો મોટો છે, પણ 'વાસ' ઉપરનો અક્ષર એક ઇંચના છઠા ભાગ જેટલો છે. આ સઘળા લેખો કંઇ એકજ વરસમાં યા એકજ જમાનામાં કોરેલા જણાતા નથી. **રૉલીન્સન** કહેછે કે ઓછામાં ઓછાં ૧૮૦ વરસોની મુદત સુધી આ લેખોનું કામ ચાલેલું જણાયછે, કેમકે જ્યારે સર્વથી પુરાના લેખમાં આપણ **કુરશનું** નામ જોઇયે છીયે, ત્યારે સર્વથી પાછળો **આર્તાજર્કસીસ ઓકસ** પાદશાહનાં નામનો જણાયછે, અને એ રીતે જોતાં આ બંને પાદશાહો વચે પોણીબશો-થી વધારે વરસો વીતી ગયલાં હોવાથી એટલીબધી મુદત સુધી લેખોનું કોતરકામ ચાલેલું જાહેર થાયછે. પણ આ લાંબી મુદત છતાં આ સઘળા લેખોનાં લખાણની ઢપ એક-સરખીજ જણાઇછે. પાછળા લેખોમાં માત્ર બેજ નવા અક્ષરો દાખલ થયા હતા. એક બીના જાણવાજોગ છે કે આ લેખો પાછળા પાદશાહોના વખ્તમાં પુરતી સંભાળથી લખાયલા જણાતા નથી, કેમકે તેઓમાં જોડણી અને વ્યાકરણની કેટલીક ખામીઓ જાહેર થઇછે.[1]

લેખોની ભાષા હખામનીઓએ મીડયન પ્રજા કનેથી લીધેલી કહેવાયછે, તો જોકે તેમ ગણવાને કશી શાહદતો મળી નથી.[2] જ્યારે મીડ લોકો પ્રથમ બલ્ખના મુલક તરફથી છુટા પડીને જાગ્રોસના પર્વતો તરફ આવી વસ્યા ત્યારે ત્યાં બે જાતની ભાષા વપરાતી હતી: એક અસલી આર્મીન્યનોની તુરાની ભાષા, અને બીજી એસીર્યનોની સેમીટીક ભાષા. આ બંને પ્રજાઓ તથા તેમની ભાષાઓ અકેકથી જુદી હતી તે છતાં તેઓ પોતપોતાની ભાષા લખવા માટે એકજ જાતના અક્ષરો વાપરતી હતી. હવે તેઓ વચે જ્યારે મીડ લોકો આવ્યા ત્યારે આ ત્રણે જુદી જુદી પ્રજાઓ એકજ મુલકમાં ભેગી થઇ: આર્ય, સેમીટીક અને તુરાની. આ ત્રણે પ્રજાઓ—મીડ, એસીર્યન અને આર્મીન્યન—જેમ અકેકથી જુદી તેમ તેમની ભાષાઓ પણ અકેકથી જુદી હતી. પણ તેમ છતાં છેલી બંને પ્રજાઓ પોતપોતાની ભાષા લખવા માટે ઉપર કહ્યું તેમ એક-સરખા **અક્ષરો** વાપરતી હતી, તેમ મીડ લોકોએ પણ પોતાની ભાષા લખવા માટે તેજ જાતના અક્ષરો વાપરવા માંડયા, અને તે અક્ષરો ખીલારોકા હતા. હવે સેમી-ટીક અને તુરાની લોકોનાં આ ખીલારોકાં લખાણોની ઢપ બહુજ કઢંગી હતી. તેમના અક્ષરોની સંખ્યા, તેમના ઉચારોની મુશ્કેલી, અને તેમજ અકેક અક્ષર માટે દશથી પંદર નીશાનીઓને ભેગી ગોઠવવાનો ગુચવાડો મીડ લોકોને પસંદ આવ્યો નહી. એટલામાટે તેઓએ પોતાની સાદી ભાષા માટે સાદી નીશાનીઓ પસંદ કીધી, અને અક્ષરો માટે ખીલાઓની આકૃતી લઇને દરેક અક્ષરની રચના અથવા બનાવટમાં ફેરફાર કરી નાંખ્યો. દાખલા તરીકે સેમીટીક અને તુરાનીમાં દરેક ઉચારને માટે ૩૦૦ થી ૪૦૦ જુદી જુદી નીશાનીઓ હતી, તથા દરેક અક્ષર લખવા માટે ૧૪ થી ૧૫ ખીલાઓને ભેગા કરવા પડતા હતા. પણ મીડયનોએ એ સઘળી કડાકુટ નહી કરતાં પોતાના અક્ષરોની સંખ્યા ઘટાડી નાંખીને માત્ર ૨૪ ની રાખી, જેને

૧ પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૨૩૦.

૨ તેજ, દફ૦ ૩, સફે ૧૫૭, નોટ ૧૨.

પાછળથી ૩૭ સુધી વધારવામાં આવી હતી, અને દરેક અક્ષરને માટે પાંચથી વધારે નીશાનીઓ રાખી નહી.

હખામનીઓના વખ્તમાં આ અક્ષરોની સંખ્યામાં બીજા એનો વધારો થયો હતો. આપણે ઉપર જોયુંછે કે મીડયન બીલારોકી જબાન ઉપરથી હખામની જબાન નીકળેલી કેટલાકો ધારેછે, જેનો તેઓ કને કશો પુરાવો નથી. હવે આ તર્ક આ બંને ભાષાઓ એકેક સાથ મળતી આવવા ઉપરથી બંધાયલોછે. પણ તેની જોડે વળી કેટલાક યુરોપીયન લખનારાઓએ એક એવોબી તર્ક ચલાવ્યો હતો કે અવસ્તાની ભાષામાં મીડયાના અસલ લોકોની ભાષા મળી આવીછે. આ તર્ક ઉભો કરનાર મો. **એંકુટલ ડુ પેરોં** હતો,જેને પગળે **રહ્ક, હીરીન** અને બીજા કેટલાક વીદ્વાનો ચાલ્યા હતા. તે મનું કહેવું એમ હતું કે **જરતોશત** પેગામ્બર રએ શેહરમાં જન્મયો હતો, કેજે શેહર આજરબાઇજાનના પ્રાંતમાં હતું, અને એજ પ્રાંતમાં આતશની આરાધનાએ પ્રથમ જન્મ લીધો હતો. વળી તેઓ આગળ વધીને એમ જણાવી ગયાછે કે મીડયાના મોટા રાજા **કયાકસારીસ**ના વખ્તમાં અવસ્તાનું ભણતર મીડયા દેશ ખાતે બન્યું હતું. આ સઘળું જાહેર કરનારાઓને તેમ કરવાનો મુખ્ય સબબ એ મળ્યો હતો કે જેમ જરતોસ્તી ધર્મમાં તેમજ મીડયન લોકોના ધર્મમાં આતશની આરાધનાને મુખ્ય મર્તબો આપેલો તેમને જણાયો હતો. આગળ ચાલતાં એક પ્રકરણમાં સીદ્ધ કરવાની આપણ તજવીજ કરીશું કે મીડયન લોકો અસલ જરતોસ્તી હતા અને પાછળથી મીડયા ખાતે જઈ વસ્યા હતા, તેથી તેમનો ધર્મ અસલ જરતોસ્તી નહી રહેતાં બીગડી જઇને લગભગ માજી ધર્મ જેવો થઈ ગયો હતો, અને આ બંને ધર્મોને પ્રથમ એકબીજા સાથ કશો સંબંધ ન હતો. એ ઉપરથી મજકુર તર્ક કેવળ ખોટો માલુમ પડશે; પણ વળી આજ સુધીમાં આ બીના તો ખુલી સાબેત થઈ ચુકેલીછે કે અવસ્તાનાં ભણતરો પાછળથી મીડયા ખાતે જઈ વસેલા જરતોસ્તી આર્યો તે વખ્તની મોહોડે રાખવાની રીત મુજબ પોતાની જોડે યાદદાસ્તમાંજ લઇ ગયા હતા. એ રીતે જોતાં જેઓ મીડયા ખાતે જઇ વસ્યા તેઓ પ્રથમ જરતોસ્તી હતા, અને પાછળથી તેઓ ઉપર ત્યાં ચાલતા માજી ધર્મનો વગ અને દબાણ ચાલ્યાથી તેનાં પરીણામ દાખલ એ બંને ધર્મોનો મીશ્ર થયો.[1]

એ રીતે ત્યારે અવસ્તા ભાષા મીડયાની નથી, પણ મીડયા ખાતે જઈ વસેલો જરતોસ્તી આર્યોનો એક ટોળો પોતે પ્રથમ અવસ્તાની ભાષા વાપરતો હતો, જેથી પાછળથી એ ટોળાની નવી યાને મીશ્ર ભાષામાં અવસ્તાનો ભાગ રહી ગયો હતો. મીડયન ભાષામાંનાં માત્ર થોડાંક નામો અને ગણત્રીના શબ્દો સીવાય આજે કશું બાકી રહેલું નથી, માટે તેઓની ભાષા અવસ્તાને કેટલી આભારી હતી તે બતાવવું તદન અશક્ય છે. પણ મીડયન ભાષા હખામનીને મળતી જણાઇછે—હખામની નામો મીડયન નામોને, હખામની અક્ષરો અને લખાણની રૂઢી મીડયન અક્ષરો અને રૂઢીને, ખુલી રીતે મળેછે—તે ઉપરથી, તેમજ આગળા સફાઓમાં હખામનીનો અવસ્તા સાથનો

---

૧ પુરા૦ પાદ૦, દપ૦ ૩, સફે ૧૩૮.

મુકાબલો કરવાની આપણે તજવીજ કીધીછે તે ઉપરથી, મીડયન ભાષા અવસ્તાને કેટલી આભારી હોવી જોઇયે તેનો કંઈક ખ્યાલ આવી શકેછે.

આપણે ઉપર જોયુંછે કે હખામની અને અવસ્તા ભાષાઓ લગભગ એક મળતી છે, અને તેનું કારણ તપાસતાં કહ્યુંછે કે અવસ્તા ઉપરથી હખામની નીકળેલીછે. આ બીના સાબેત કરવા માટે આ ઠેકાણે એકજ દાખલો આપીશું :—

### અસલ હખામની ઈબારત.

૧ ૨ ૩
બધ વજ્રક અઉર-
૪ ૫ ૬
મજ્દા હ્ય ઈમામ્ બૂમીમ્
૭ ૮ ૯ ૧૦
અદા હ્ય અવમ્ અસ્માનમ્
૧૧ ૧૨ ૧૩ ૧૪
અદા હ્ય મર્તીયમ્ અદા
૧૫ ૧૬ ૧૭ ૧૮
હ્ય શિયાતીમ્ અદા મર્તીયહ્યા
૧૯ ૨૦ ૨૧
હ્ય દાર્યવૂમ્ ક્ષાયથિયમ્
૨૨ ૨૩ ૨૪
અકુનઉશ્ અઈવિમ્ પરુવનામ્
૨૫ ૨૬ ૨૭
ક્ષાયથિયમ્ અઈવિમ્ પરુવનામ્
૨૮ ૨૯ ૩૦
ફ્રમાતરમ્૦ અદમ્ દારયવુશ્
૩૧ ૩૨ ૩૩
ક્ષાયથિય વજ્રક ક્ષાયથિય
૩૪ ૩૫ ૩૬
ક્ષાયથિયાનામ્ ક્ષાયથિય દહ્યુ-
૩૭ ૩૮
નામ્ વીસ્પ જનાનામ્
૩૯ ૪૦ ૪૧
ક્ષાયથિય અહ્યાય બૂમિયા
૪૨ ૪૩
વજ્રકાયા દૂરઈઆપિય
૪૪ ૪૫ ૪૬
વિશ્તાસ્પહ્યા પુત્ર હખામનિ-
૪૭ ૪૮ ૪૯
શિય પાર્સ પાર્સહ્યા પુત્ર
૫૦ ૫૧ ૫૨
અરિય અરિય ચિત્ર૦

### અવસ્તામાં ઉતારો.

૧ ૨ ૩
બધો વજ્રકો અહુરો-
૪ ૫
મજ્દાઓ હ્યો ઈમામ્
૬ ૭ ૮ ૯
બૂમિમ્ દાત્ હ્યો અકુમ્
૧૦ ૧૧ ૧૨ ૧૩
અસ્મનેમ્ દાત્ હ્યો મષીમ્
૧૪ ૧૫ ૧૬ ૧૭
દાત્ હ્યો ષાઇતીમ્ દાત્
૧૮ ૧૯ ૨૦ ૨૧
મષ્યેહે હ્યો દારયકુમ્ ક્ષાયેઇ-
૨૨ ૨૩
થીમ્ અકેરેનકુત્ એઉમ્
૨૪ ૨૫
પોઉરૂનામ્ ક્ષાયેઇથીમ્
૨૬ ૨૭ ૨૮
અકુઇમ્ પોઉરૂનામ્ ફ્રમાતા-
૨૯ ૩૦
રેમ્૦ અઝેમ્ દારયકુશ્
૩૦ ૩૨ ૩૩
ક્ષાયેઇઠ્યો વજ્રકો ક્ષાયેઇ-
૩૪ ૩૫
ઠ્યો ક્ષાયેઇઠ્યાનામ્ ક્ષાયેઇ-
૩૬ ૩૭
ઠ્યો દખ્યુનામ્ વીસ્પો
૩૮ ૩૯ ૪૦
જનનામ્ ક્ષાયેઇઠ્યો અઇઙ્-
૪૧ ૪૨
હાકુ બૂમયાકુ વજ્રક્યા
૪૩ ૪૪
દૂરએ-અઇપિ વિશ્તાસ્પહ્યા
૪૫ ૪૬ ૪૭
પુથ્રો હખામૈનિષ્યો પાર્સો
૪૮ ૪૯ ૫૦ ૫૧
પાર્સહ્યા પુથ્રો ઐર્યો ઐર્યો
૫૨
ચિથ્રો૦

### ગુજરાતી તરજુમો.

હોરમજ્દ બુજરગ ભગવાન (છે), જેણે આ ભૂમી પેદા કીધી, જેણે પેલું આસમાન પેદા કીધું, જેણે માણસ જાતને પેદા કીધું, જેણે માણસને વાસ્તે રહેઠાણ પેદા કીધું, જેણે દારયવુશને પાદશાહ કીધો, સઘળાઓનો એકલો પાદશાહ, સઘળાઓનો એકલો ફરમાવનાર. હું દારયવુશ, પાદશાહે બુજર્ગ, પાદશાહોનો પાદશાહ, સઘળી જાતજાતના મુલુકોનો પાદશાહ, મોટી દુર વેરની આ જમીનનો પાદશાહ, વીશ્તાસ્પનો દીકરો, હખામનીશ (ખાનદાન) વાળો, પાર્સી, પાર્સીનો દીકરો, ઈરાની, ઈરાની તાખમનો.

પાદશાહ **દારાયસ હીસ્તાસ્પીસે** નક્શે રૂસ્તમ ખાતેની તખ્તીમાં પોતાનાં રાજ્યોની એક લંબાણ ટીપ આપીછે. આ તખ્તીના લેખમાંથી અમે શરૂઆતના થોડાક ફકરા ઉપર ઉતારી લીધાછે, અને તેની પાસેજ તે ફકરાઓને અવસ્તા ભાષામાં ઉતાર્યા હોય તો તે કેવા દીસે તે દેખાડવા માટે અને આ બંનેને સરખાવી જોવાનું વાંચનારને બની આવવા માટે અમે આ હખામની અને અવસ્તાના ફકરાઓને પાસે પાસે ઉપજાવી લીધાછે.[૧] આ ઉપરથી વાંચનાર જોશે કે અવસ્તા ભાષા અસલ હોવાથી અને હખામની તે ઉપરથી નીકળેલી હોવાથી પહેલી કરતાં બીજી કેટલીક બાબતમાં કસુરવાળી અને ખામી ભરેલી લાગેછે.

## ફસલ ૨. હખામની નામો અને તેમની સમજણ.

ઉપલી ફસલમાં આપણ જોઈ ચુકયા છીયે કે હખામની ભાષા અવસ્તા ઉપરથી નીકળેલી હતી અને તે એક આર્ય ભાષા હતી. આ ફસલમાં એજ બીના એક બીજી રીતે સાબેત કરવાની તજવીજ કરવામાં આવીછે, તે એમ કે હખામની વખ્તમાં વપરાયલાં નામો લગભગ અવસ્તાને મળતાં નામો છે, અને માત્ર લાંબો જમાનો પસાર થવાને લીધેજ તેઓમાં કેટલોક ફેરફાર નજર આવેછે. નીચે જે ટીપ આપીછે તેને માટે અમો **જયૉર્જ રૉલીન્સન**ને આભારી છીયે, પણ તેમાં કેટલીક નવી શરેહ ઉમેરવાની અમે અમારી તરફથી અદના તજવીજ કીધીછે, અને તેને અમે ચોરસ કૌંસ [ ]માં મુકવાની જરૂર વીચારીછે. આ ટીપ દેખાડવાને પુરતી છે કે હખામની નામો અસલ આર્ય નામો છે, તે અવસ્તાનાં નામો છે, અને તે જરતોસ્તી નામો છે. એ નામો આપણને દેખાડેછે કે હખામની પાર્સીઓનાં જેટલાં નામો જાહેર થયાંછે તે, તેમજ તેમના વખ્તમાં જાણીતા થયલી કેટલીક પ્રજાઓ, તથા નદીઓ, અને વળી તેમના ઇજદો વગેરેનાં નામો સઘળાં અવસ્તામાં જાણીતાં થઈ ચુકેલાં છે. આ ઇજદ અમશાસ્પંદોમાં હોરમજદ, બહમન, અસ્પંદાદ, આદર, ખોરશેદ, માહ, તીર, મેહર, બેહરામ, ગોવાદ, વગેરેનાં નામોજ માત્ર નહી પણ તેમની આરાધનાના ઇશારા પણ જોઇયે છીયે. તેમજ વળી **જરતોશત**નું નામ તેમાંથી મળી આવેછે, અને તેની જોડે તેના બાપ **પોરોશસ્પ**નું નામ પણ છેક હખામની વખ્ત સુધી કાયમ રેહલું આપણા જોવામાં આવેછે.

હખામની નામોનો એક ખાસ ગુણ એ છે કે ઘણાંખરાં નામોની રચના ચોકસ મુળ તત્વો ઉપરથી થયલીછે. આ મુળ તત્વોમાં એક મુખ્ય 'આર્ય' છે. એ શબ્દ ઘણાંખરાં નામોની શરૂઆતમાં વપરાયલો જણાયછે, અને તે પોતેજ દેખાડી આપેછે કે એ તત્વવાળું નામ આર્ય છે અને તેથી એ નામવાળો પુરૂષ કે બીજું હરકોઇ પણ આર્યજ છે. એક બીજું મુળ તત્વ 'આત્ર' અથવા તેનાં ફેરવાયલાં રૂપ મુજબ 'આર્ત' છે. એ શબ્દ આતશને માટેનો છે, કેજે અવસ્તાનો શબ્દ છે. એક ત્રીજો મુળ શબ્દ 'બગ' દેવતાને માટે વપરાયોછે, અને તેબી અવસ્તાનોજ શબ્દ છે, તોંપણ

---

૧. આ અસલ ફકરાઓ તથા તેમનો તરજુમો સી૰ ખ. રૂ. કામાના જરતોસ્તી અભ્યાસ, દફ૰ ૧, અંક પાંચમા ઉપરથી ઉતારી લીધાછે.

ઘણા પાછળા વખતનો છે. શબ્દોના પહેલા કકડાઓ એ રીતે અવસ્તાને મળતા છે એટલુંજ નહી પણ તેમના પાછળા કકડાઓ પણ તેવાજ જાહેર થયાછે. એ પાછળા કકડાઓમાં મુખ્ય 'અસ્પ', 'મન', 'પતી', 'પાન', 'પાત', 'દાત', 'તખ્મ', વગેરે છે, અને એ સઘળા પણ અવસ્તાવાણીનાજ છે. આપણ હવે આ સઘળા શબ્દોનું પ્રથક્કરણ કરીયે, પણ તે આગમજ વાંચનારને યાદ આપી મેલવી જોઇયે છે કે જે નામો નીચે ઉતાર્યાછે તે સઘળાં યુનાની ગ્રંથકારોએ પોતાને ગમે તેવી રીતે મરડી મચડીને બનાવેલાં છે, જે ઉપરથી આપણ અવસ્તાને મળતાં નામો શોધવાની સ્વતંત્ર તજવીજ કરીશું.

## અ.

**અમર્દાઈ**: એક ઇરાની ટોળો. **પૉટ** નામે એક વીદ્વાનનાં મત મુજબ અ (જં૦ હુ=સારૂં)+મર્દ (માણસ) એવા બે બોલનો આ શબ્દ બન્યોછે, જેનો અર્થ 'પેહલવાન'નો થાયછે. પણ સર **હેનરી રૉલીન્સન** એમ સમજાવે છે કે 'માણસ'ને માટે અસલ હખામની શબ્દ 'મર્તિય' (જં૦ મેરેતો) છે અને તેનો અર્થ 'મૃત્યુ' એવો થાયછે માટે 'અ'નો અર્થ જં૦ 'હુ'ના જેવો થાય નહી.

[જો 'અ'નો અર્થ 'નહીં' લઇયે તો આ ટોળાનાં આખાં નામનો અર્થ 'અમર લોકો' એવો થાય.]

**અસ્પામીત્રાસ**: જં૦ અસ્પ (ઘોડો)+મિથ્ર (દોસ્ત)=ઘોડાનો શોકીન.

**અનાફીસ**: [ખોલાસો મળતો નથી.]

**અસ્પાથીનીસ**: અસલ હખામની નામ **અસ્પચન**: અસ્પ+(સં૦) ધંજ=ઘોડાઓમાં માતબર; અથવા જં૦ અસ્પથ (સવાર)+ ઇન્ (પ્રત્યય).

[આનો અર્થ 'ઘોડા શોધનાર' અથવા 'ઘોડાની ખાહેશ કરનાર' એવો થઇ શકે. અવસ્તાના ધાતુ ચિ ([illegible])નો એક અર્થ શોધવું અથવા ખાહેશ કરવી એવો થાયછે, અને તેને 'ન' ([illegible]) પ્રત્યય લાગ્યા પછી ([illegible]) 'ચિન' માંની ઇ નીકળી જઇ અ દાખલ થવાથી 'ચન' થયું હોય.]

**અમેસ્રીસ**: [ખોલાસો મળતો નથી.]

**આત્રાદાતીસ**:

[આ શબ્દની વ્યુત્પત્તી આ મુજબની થઇ શકેછે:—અવસ્તાના આતર્ ([illegible]) (આતશ)+દાત (દીધેલું)=આતશને અથવા આતશે આપેલું. આ અસલ શબ્દ ઉપરથી 'આદરદાદ' શબ્દ બની શકે. અવસ્તામાં 'આતરેદાત' શબ્દ મળેછે.]

**આત્રોપાતીસ**: જં૦ આતર્+પઇતિ (સાહેબ)=આતશનો સાહેબ.

[અસલ શબ્દ 'આતરે પાત' ([illegible]) થઇ શકે; અને જો 'પા' (બચાવવું) ધાતુ લઇયે તો તેને ભુતકાળનો 'ત' પ્રત્યય લાગ્યાથી 'પાત'નો અર્થ 'રક્ષણ થયલું' થાય અને આખા શબ્દનો અર્થ 'આતશથી રક્ષણ થયલું' એવો થાય, જે બંધબેસ્તો અર્થ છે. 'પઇતિ' ([illegible]) શબ્દ આ ઠેકાણે લેવાની જરૂર નથી; અસલ યુનાની શબ્દખી 'આત્રોપાત' છે, જે ઉપર 'ઇસ' પ્રત્યય એવું દેખાડવા માટે મેળવામાં આવ્યોછે કે આ શબ્દ કર્તા રૂપેછે.]

**આર્તાઈકતીસ:** આર્તા (ઘણુંજ યાને મોટું)+ઉક્ત=વખાણાયલો.

[આનો અસલ અર્થ 'સાચો બોલાયલો' થવો જોઇયે, અને તેને માટે અવસ્તામાં 'એરેતો-ઉખ્ધ' ([illegible]) શબ્દ અસલમાં હોવો જોઇયે.]

**આર્તાઈન્તીસ:**
**આર્તાન્તીસ:** } આર્તા (મોટું)+વન્ત્.

[આ વ્યુત્પત્તી આપીને સર **હે૦ રૉલીન્સન** આ શબ્દનો અર્થ 'મોટાઇવાળો' એવો કરવા માગેછે. કદાચ આ નામનો ખરો અર્થ 'સચાઇવાળો' પણ થઈ શકે, કેમકે અવસ્તામાં 'એરેતો' નો અર્થ 'મોટાઇ' ને બદલે 'સચાઇ' નો થાયછે, જેને 'વંત્' ([illegible]) પ્રત્યય લાગેછે.]

**આર્તાકમીસ:** આર્તા + (જં) તખ્મ (મજબુત)=ઘણો જોરાવર.

[અવસ્તાના ધાતુ 'તુજ્' ([illegible]) નો અર્થ મજબુત કરવું થાયછે, પણ આ ઠેકાણે જે ધાતુ લેવો જોઇયે તે 'તુચ્' ([illegible]) (જન્મ આપવો) છે, કેમકે તે ઉપરથીજ 'તઉખ્મન્' ([illegible]) (બી અથવા તોખમ) શબ્દ નીકળેલોછે. એ રીતે લેતાં આખા શબ્દનો અર્થ 'સાચાં તોખમનો' એવો થાય.]

**આર્તાજર્ઝસીસ:** અસલ હખામની—**અર્તક્ષત્રા:** આર્તા+ક્ષત્રા (પાદશાહ).

[આ શબ્દનો અર્થ 'મોટા પાદશાહ' ને બદલે 'સાચો પાદશાહ' થવો જોઇયે. અને તેને માટે અસલ અવસ્તાનો શબ્દ એરેતો-ક્ષથ્ર ([illegible]) હોવો જોઇયે. એજ મુજબ 'ભલા પાદશાહ' ને માટે અવસ્તામાં ([illegible]) 'વહુક્ષથ્ર' શબ્દ મળેછે.

**આર્તાજારીસ:** આર્તા + (જં૦) જર્ (સોનું)=સોનાથી ભરપુર.

[આ નામ **આર્તાજર્ઝસીસ**નું બીજું રૂપ હોય એમ લાગેછે. એનો અર્થ 'સચાઇનો ચળકાટ' એવો થઇ શકે. ધાતુ 'જર્' ([illegible]) નો અર્થ 'ચળકવું' થાયછે. પાછળા વખતનું **અર્દશીર** નામ આ ઉપરથીજ નીકળેલું હોય. એ નામનું અસલ અવસ્તા રૂપ 'એરેતો-ક્ષથ્ર' થાય, અને તેમજ 'જર્' ધાતુ ઉપરથી બીજું રૂપ બની શકે.]

**આર્તેમ્બારીસ:** (જં૦) આતર્+બર=આતશને લઈ જનાર.

[અથોરનાનોના ચોકસ દરજ્જાઓમાંનો એક આ 'આતશ લઈ જવા' નો હોવો જોઇયે. એ અર્થનો અસલ અવસ્તાનો શબ્દ મળતો નથી. પણ જેમ 'પાણી લઈ જનાર' નું નામ અવસ્તામાંથી મળેછે તેમ આતશ લઇ જનારનું પણ હશે. વંદીદાદની પાંચમી પરગરદમાં આપણ 'આબેરેતર્' ([illegible]) યાને 'નાહાન નહવાડવા સારૂં પાણી લઈ જનાર' એવા એક અથોરનાનના અમલદારનું નામ જોઇયે છીયે. એવીજ રીતે કોઈ ચોકસ ક્રીયાને માટે આતશ લઇ જનારને વાસ્તે પણ કોઈ 'આતરે બરેતર્' ([illegible]) જેવો બોલ હોય, અને તે ઉપરથી હખામની પારસીઓમાં ઉપલું નામ આવ્યું હોય.]

**આર્તાપાતસ:** આતર્ + પા (બંચાવવું)=આતશથી રક્ષણ થયલો.

[ આ શબ્દનું સાધારણ જાણીતું રૂપ **આદરબાદ** થાયછે. અસલ રૂપ 'આતરે પાત' ([illegible]) થઇ શકે.

**આર્તાફ્રનીંસ:** આતર્ + પ્રિ (બંચાવવું)=આતશનું રક્ષણ કરનાર.

[ સર **હેનરી રૌલીન્સને** આ શબ્દની વ્યુત્પત્તીમાં સંસ્કૃત ધાતુ 'પ્રિ' લીધોછે, જેનો અર્થ 'બંચાવવું' થાયછે; પણ તેને બદલે અવ૦ ફ્રી ([illegible]) સં૦ પ્રી (વખાણવું અથવા બંદગી કરવી) ધાતુ હ્યાં વધારે બંધ બેસ્તો લાગેછે, અને ઉપલાં આખાં નામનો અર્થ 'આતશની બંદગી અથવા વખાણ કરનાર' એવો થઈ શકેછે.]

**આર્તાબાજ઼સ:** આતર્ + (સં૦) ભજ્ (સેવા કરવી)=આતશની પુજા કરનાર.

[ સર **હેનરી** આ શબ્દમાં તેમજ બીજા ઘણામાં અવસ્તાના ધાતુ છોડી દઇને સંસ્કૃત ધાતુ કાંય પકડેછે તેની સમજ પડતી નથી. સં૦ ભજ્‌ને મળતો અવ૦ બજ્ ([illegible]) ધાતુ છે, અને બંનેનો અર્થ એકસરખોજ છે. અગરજો આ બજ્ ધાતુને પડતો મેળીને વક્ષ્ ([illegible]) (વધવું) ધાતુ લઇયે તો અસલ અવસ્તા ભાષાનો 'આતરેવક્ષ' ([illegible]) શબ્દ બનેછે, જેનો અર્થ આતશ વધારવાનું યાને રોશન રાખવાનું કામ કરનાર મોબેદ—આતર્વક્ષી—નો થાયછે.

**આર્તાકીઈસ:** અથવા **આર્તાકીઅસ:** આર્તા (ઘણુંજ) + હખા (દોસ્ત)=ઘણીજ દોસ્તી રાખનાર.

[ અગરજો હ્યાં 'આર્તા' ને આતર્ (આતશ) નાં રૂપમાં નહી લઇયે પણ 'એરેત' ના રૂપમાં લઇયે તો તેનો અર્થ 'સાચી દોસ્તી રાખનાર' થાય.]

**આર્તાબાર્જ઼નીસ:** આર્તા + (જં૦) બેરેજ્ (ચળકવું)=ઘણોજ તેજસ્વી.

[ આ અર્થ તદન ખોટો છે. અવસ્તામાં 'બેરેજ્' ([illegible]) ધાતુનો અર્થ વધવું-ઉંચું થવું થાયછે, કંઇ ચળકવું થતો નથી. અમારી સમજણ મુજબ આ નામના આ મુજબના ભાગ થવા જોઇયે: આતરે (આતશ) + બેરેજ઼ (બુલંદ)=બુલંદ આતશ. અને આ ઉપરથીજ 'આદરબુર્જીન' શબ્દ નીકળેલો હોય.][1]

**આર્તાબાર્દીસ:** અસલ હખામની શબ્દ **આર્તાવર્દીય:** આર્તા (જં૦ એરેત અથવા અરેત) + વર્દીય (જં૦ વેરેતો + ય)=ઘણોજ વખાણાયલો.

[ આ વ્યુત્પત્તી અમને દરૂસ્ત લાગતી નથી. આખા શબ્દના સર **હેનરીએ** છુટા પાડી દેખાડેલા ભાગો ખરા છે, પણ તેમના અર્થ દરોબસ્ત નથી. 'અર્ત' નો અર્થ તેણે અતીષયાર્થકમાં લીધોછે, પણ અવસ્તામાં તો 'અરેત્' ધાતુનો અર્થ 'સાચું અથવા વાજબી બોલવું' એવો થાયછે; તેમજ 'વેરેતો' ([illegible]) શબ્દના ધાતુ 'વરેત્' ([illegible]) નો અર્થ પણ તે લખેછે તેમ 'વખાણવું' થતો નથી. તેનો અર્થ તો 'આડ માર્ગે લઈ જવું' અથવા 'ઘેરી લેવું' એવો થાયછે.

---

૧ એરવદ એ. ક. આંટીયાનો વીચાર એવોછે કે જો ધાતુ બરાજ્ લઇયે તો તેનો અર્થ સર હેનરી રૌલીન્સને કીધોછે તેવો થઇ શકે.

એટલામાટે અવસ્તાને કાયદે જો ઉપલાં નામનો અર્થ કરીયે તો '**સચાઇને આડ** માર્ગે લઇ જનાર' અથવા 'સચાઇને ઘેરી લેનાર' એવો થાયછે.]

**આર્તામીનીસ:** આર્તા+મન=મોટાં મનનો.

[જુઓ 'આર્તાફીઇસ' શબ્દમાં આપેલો ખોલાસો. ઉપલાં નામનો **અર્થ** 'સાચાં મનનો' થવો જોઇયે. અવસ્તામાં એ નામનું અસલ રૂપ અષ+મનંઘો ([illegible]) થાય. 'અષ' અસલ શબ્દ 'એરેતો' ઉપરથી બન્યોછે અને તે તેનું બીજું રૂપ છે.]

**આર્તાબાનસ:** અસલ 'આતર' ઉપરથી નીકળી આ શબ્દ 'આત્રાબાનસ' થયો હશે એમ ધારવામાં આવેછે. વળી તેને 'આત્રાપાનસ' પણ ગણવામાં આવેછે, અને તે ઉપરથી તેને આ રીતે છુટો પાડયોછે:—જં૦ આતર્+પા=આતશનું રક્ષણ કરનાર.

[આ શબ્દ પાછળા વખતનાં **અર્દવાન** નામનું હખામની રૂપ છે. અસલ અવસ્તાનું રૂપ આત્રવન્ ([illegible]) હોવું જોઇયે, જેનાં મુળ તત્વો આ મુજબનાં છે:—આતર્+વન્ (રક્ષણ કરવું). આ છેલા ધાતુ ઉપરથી જણાયછે કે સર **હેનરી**એ 'પા' ધાતુ લીધોછે તેની કશી જરૂર નથી.]

**આર્તાસીરસ:** આર્તા+સુર (સં૦ સુર્ય) અથવા થુર (ખોરશેદ)=ચલકતો ખોરશેદ.

[અમને લાગેછે કે આ એક આતશનું નામ છે, અને તે **આદર ખોરદાદ** છે. તે આ રીતે:—અવ૦ આતરે+હૂરૈદાત ([illegible]) અથવા હૌર્વતાત ([illegible]). આ ઉપરથી હખામની આત્ર+થુરદાત બન્યો હશે, અને છેલાં તત્વમાંથી 'દાત' નીકળી જવાથી આત્ર થુર (=આદર ખુર) રહી ગયું હોય.]

**આર્તીફીઉસ:** [ખુલાસો મળતો નથી.]

**આર્જાનીસ:** જં૦ અઓજો (જોર)=જોરાવર; અથવા અ (સં૦ સુ)+જન (માણસ) =ભલો માણસ.

[આ શબ્દના અર્થ વીશે આ રીતની અટકળ થઇછે. જો બીજી અટકળ ખરી હોયતો અસલ અવસ્તાનો શબ્દ 'હુજન્' ([illegible]) થવો જોઇયે; અથવા જો અસલ શબ્દ ઉસ્-જનો ([illegible]) લઇયે તો તેનો અર્થ 'બુલંદ જન્મ પામેલો' થાય.]

**આર્તીસ્તાની:** [ખોલાસો મળતો નથી.]

**આશાસ્પીસ: અશાસ્પોસ:** જં૦ અઇર્ય, સં૦ આર્ય (ભલું)+અસ્પ=ઉતમ ઘોડા ધરાવનાર.

[કદાચ આ શબ્દ શાહનામાવાળા **અર્જાસ્પ** નામની મુકાબેલ મુકી શકાય. અવસ્તામાં તેનું નામ 'અરેજત્ અસ્પ' (=કીમતી ઘોડા ધરાવનાર) મળેછે.]

**આર્યબીગનીસ:** અઇર્ય+(સં૦) ભજ્ (સેવા કરવી) તે ઉપરથી 'ઉતમ (યાને ખોદા) ની સેવા કરનાર', એમ સર **હેનરી** અર્થ ઉઠાડેછે.

**આર્યશાગ્નીસ:** અઇર્ય+રામન્ (ખુશી)=ભલી યાને ઉતમ વસ્તુનો શોકીન.

**આર્યરથીસ:** અઇર્ય+રતુ (સરદાર)=ભલો સરદાર.

**આરીજંતાઈ:** એક મીડયન ટોળાનું નામ છે. અઇર્ય+જન્ (જાણવું)=ઉતમ તોખ્મથી ઉતરેલો.

**આરીમઝસ:** અઇર્ય+મજ્ (મોટું).

[આ નામનો ખરો અર્થ ઉઠતો નથી; 'બુલંદ મોટાઇવાળો' એમ થઈ શકે.]

**આર્યોમાર્દસ:** અઇર્ય+મર્દ (ફા૦)=ભલો પેહલવાન.

[મર્દ શબ્દનું અવસ્તાનું રૂપ મર્ત્ય (........) છે, જેનો અર્થ 'મરણ પામનાર' થાયછે. એ રૂપ ઉપરથી હખામની શબ્દ 'આર્યમર્દ' થઈ શકે.

**આર્સામીનીસ:** અર્સ અથવા (સં૦) અર્ઘ્ય (માન લાયક) + મન=માન લાયક મનવાળો.

[આ શબ્દના પહેલા કકડાને જો અવ૦ 'અરેજ્' (....) (સાચું બોલવું) ધાતુ ઉપરથી લઇયે તો આખો અર્થ 'સાચાં મનનો' એવો થાય, અને તેનો અસલ શબ્દ અર્શ-મનંઘ્ (........) થાય.]

**આર્સામીસ:** હખામની શબ્દ **અર્શામ:** અર્શ+મા.

[આનો અર્થ નક્કી થયો નથી; પણ જો ઉપર કહ્યું તેમ 'અરેજ્' ધાતુ લઇને તેની ઉપર 'આમા' (....) (અજમાયશ કરવી) ધાતુ ઉમેરીયે તો 'અર્શામા' યાને 'સચાઇની અજમાયશ કરનાર' એવો અર્થ નીકળેછે.]

**ઈથામીત્રીસ:** [અર્થ નક્કી થયો નથી.]

**ઈન્તાફ્રનીસ:** અસલ હખામની **વીદફ્રન:** } સં૦ વિદ્ (જ્ઞાન)+પ્ર (બચાવવું)=
**ઈન્તાફ્રીસ:** " " **વીદફ્ર:** } જ્ઞાનનું રક્ષણ કરનાર.

[અવ૦ વિદ્ (....) (જાણવું)+ફ્ર (....) ઉપરથી આ શબ્દો નીકળી શકે.]

**ઈથામાત્રીસ:** } હખા૦ વીથ (ઘર અથવા મહેલ)+મિત્ર=મકાનનો શોકીન.
**ઈથામીત્રીસ.** }

[અવ૦ વિસ્ (....) (મહોલ્લો) તે ઉપર 'મહોલ્લાનો દોસ્ત' એવો અર્થ થઈ શકે.]

**એકીમીનીસ:** અસલ હખા૦ શબ્દ **હખામનીશ્:** હખા (દોસ્ત)+મત્ (સાથે, ધરાવતો)(=મીત્રો ધરાવતો, મીત્રાચારી ભરેલો.

[આ શબ્દના બંને કકડાઓમાં અવસ્તાના તત્વો મેળાયલાંછે. અવસ્તામાં 'હખ' (......) અથવા 'હખી' (......) નો અર્થ દોસ્ત અથવા સાથી થાયછે, અને તે ઉપર જો 'મન્' (....) (વીચારવું) ધાતુ ઉપરથી નીકળેલો 'મનંઘ્' (......) (વીચાર, મન) શબ્દ મુકીયે તો 'હખમનો' (........) શબ્દ થાય, જેનો અર્થ 'દોસ્તી ભરેલો વીચાર ધરાવનાર' એવો થાય. અવસ્તામાં એવીજ રીતના 'વોહૂમનો' (........), 'અકમનો' (......), વગેરે શબ્દો મળેછે.

**એતાફ્સા:** [અર્થ નક્કી થયો નથી.]

**ઓઈયોબાજસ**: અસલ હખામની **વહ્યબાઝુશ**: જં૦ વહ્ય (ચહડતુ)+બાજુ (હાથ)=મજબુત હાથનો.

[અમે ધારીયે છીયે કે જેમ ઉપર આવી ગયલા 'આર્તાબાજસ' અથવા નીચે આવતા 'બગબાજસ', 'ફ્રનીબાજસ' વગેરે શબ્દોમાંના સાધારણ 'બાજસ' નો અર્થ 'પ્રાર્થના કરનાર' નો લીધોછે તેમજ આ ઠેકાણે પણ લેવો જોઇયે, અને 'ઓઇયો' ને અવસ્તાના 'વહ્યો' (...) સાથ નહી પણ 'વયો' (...) સાથ સરખાવવો જોઇયે. આમ થવાથી આ આખાં નામનો અર્થ 'પવનની પ્રાર્થના કરનાર' નો થાયછે, અને તે દરોબસ્ત લાગેછે; કેમકે હખામનીઓ જેમ આતશને તેમજ પવનને પણ પોતાનો એક ઇજદ ગણતા હતા.]

**ઓઆરીજસ**: [અર્થ નક્કી થયો નથી.]

**ઓઈબારીસ**: અસલ હખા૦ **ઉબર**: હખા૦ ઉ (જં૦ હુ)+બર=સારૂં યાને ખુશખબર લઈ જનાર.

**ઓકસ**: **ઑપર્ટ** મુજબ આ નામનો પહેલો કકડો જં૦ 'વોહુ' (દોલતમંદ) છે; **પૉટ** કહેછે કે હખા૦ ઉ+ખુજ (ફા૦) (મીજાજ) મળીને આ નામ બન્યું છે, અને તેનો અર્થ 'સારા સ્વભાવનો' અથવા 'ખુશ મીજાજનો' થાયછે.

**ઓતાનીસ**: અસલ હખા૦ **હુતન**: હખા૦ ઉ+તન=મજબુત તનનો.

[અવસ્તા મુજબ આ નામનો અર્થ 'ખુબસુરત બદનનો' (હુ+તન) થવો જોઇયે.]

**ઓતાસ્પીસ**: સં૦ વાત્ (પવન)+અસ્પ= તુફાનનો ઘોડો.

[**પૉટે** કરેલો આ અર્થ મનપતીજ નથી. અવસ્તામાં 'વાતો-અસ્પો' (...) એવો એક શબ્દ મળેછે, અને તેની મતલબ 'પવનના જેટલી ઝડપથી દોડનાર ઘોડો' એવી થાયછે.]

**ઓમાનીસ**: અસલ હખા૦ **ઉમનીશ**.

[આ શબ્દનો અર્થ 'નેક મન' નો થાયછે. આ એક અમશાસ્પંદનું નામ છે, કે જે કાઇજ નહી પણ **બહુમન** (અવસ્તાનો 'વોહૂમનો') છે.]

**ઓમાર્તીસ**: અસલ હખા૦ **ઉમર્થ**: યાને બહાદુર.

[આ શબ્દનું અવસ્તાનું રૂપ 'હુમક્ય' જેવું કંઈ થવું જોઇયે, જેનો અર્થ 'નેક માણસ' થાય.]

**ઓમીંસદાતીસ**: જં૦ 'અહુરમજદ'નું ટુકું રૂપ.

[દેખાઇતી રીતે આ કંઈ અવસ્તાના મજકુર શબ્દનું ટુકું રૂપ નથી. 'અહુરમજદ' હખામનીમાં 'અઉરમજદ' લખાયોછે, જે ઉપર 'દાત' શબ્દ ઉમેરવાથી 'અહુરમજદદાત' જેવો કંઈ શબ્દ બને; પણ અવસ્તામાં આ જાતનો કોઈ શબ્દ આવતો નથી. ત્યાં 'મજદધાત' (...) શબ્દ વપરાયોછે, જેનો અર્થ 'હોરમજદનું પેદા કીધેલું' એવો થાયછે. ફારસીમાં એ નામ **હોરમજદદાદ** થવું જોઇયે.]

**ઓક્ષશ્રીસ**: અસલ હખામની **ઉક્ષથ્ર**: ઉ+ક્ષથ્ર=ભલો પાદશાહ.

[અસલ અવસ્તા રૂપ 'હુક્ષથ્ર' છે.]

## ક.

**કમ્બાઈસીસ :** અસલ હખા૦ **કબુજિય :** સં૦ કમ્ (વખાણવું)+ઉજ્ (બોલનાર)=ભાટ અથવા કવી. હજી આ શબ્દનો ખરો અર્થ જણાયો નથી.

**કસ્પાઈ :** એક પ્રજાનું નામ છે : જં૦ હુ+અસ્પ.

[ઉપલાં નામનો અવસ્તાનાં મુળતત્વો મુજબનો અર્થ ‘ઉતમ ઘોડાવાળુ’ એવો થાયછે. એજ અર્થને મળતો શબ્દ ‘હ્વૈસ્પાઇ’ ([illegible]) અવસ્તામાંથી મળેછે, જેનો અર્થ ‘સારા ઘોડાવાળુ’ એવો થાયછે. ‘મસ્પાઇ’ નામે એક ટોળાનું નામ છે, જેનો અર્થ મોટા ઘોડા રાખનાર થાયછે. તે અર્થ ધ્યાનમાં લેતાં ઉપલાં ‘કસ્પાઇ’ નામનો અર્થ ‘નાના ઘોડા ધરાવનાર’ પણ થઈ શકે.]

**કયક્સરીસ :** } અસલ હખા૦ **ઉવક્ષતર :** ઉ (જં૦ હુ)+અક્ષ (આંખ)=સુંદર
**કયઝારીસ :** } આંખવાળો.

[અવસ્તાના હુ+વક્ષ્+તર ([illegible]+[illegible]+[illegible]) આ ત્રણ કકડાઓને ભેગા કરીશું તો તે ઉપરથી અસલ હખામની નામ ‘ઉવક્ષતર’ નીકળેલુ જણાશે. આ રીતે ગોઠવેલા અવ૦ ‘હુવક્ષ્તર’ શબ્દનો અર્થ ‘ઉતમ રીતે વધારે વધનાર’ અથવા ‘ઉગનાર’ થઈ શકેછે.]

**કાઈરસ :** અસલ હખા૦ **કુરૂશ્** : પ્રથમ આ શબ્દનો અર્થ ‘સુર્ય’ કરવામાં આવતો હતો, અને તેને સં૦ સૂર્ય, જં૦ હ્વરે ([illegible]) અને ફારસી ખુર (خور) સાથ મળતો દેખાડવામાં આવતો હતો ; પણ પાછળથી સીદ્ધ થયુંછે કે હખા૦ **ક** સં૦ **સ** ની જગા ઉપર બદલી શકાતો નથી.

**કેનારસ્પીસ :** સં૦ કરીન્ (ચાલાક)+અસ્પ=ચાલાક ઘોડા ધરાવનાર.

## ગ.

**ગોબ્રાયસ :** અસલ હખામની **ગઓબરૂવ :** ફા૦ ખુબ+રૂમ ; અથવા સં૦ ગો (ભાષા)+બ્રુ (કેહવું)=ભાષણ કર્તા ; અથવા જં૦ ગઓ (ગાય)+ભ્રવત (ભવાં)=ગોધાનાં જેવાં ભવાંવાળો.

[આ શબ્દને ‘ગઓબરંત’ ([illegible]) આમ ગોઠવીયે તો ‘ગાય લઈ જનાર’, અથવા ‘ગોવાળીયો’ એવો અર્થ ઉઠેછે. અથવા જો ‘ગઓ’નો અર્થ ‘જમીન’ લઇયે અને ‘બર્’ ([illegible]) ધાતુનો અર્થ ‘કાપવું’ લઇયે તો ‘જમીન કાપનાર’ યાને ‘ખેડુત’નો અર્થ નીકળેછે.]

**ગોમાતીસ :** અસલ હખા૦ **ગઉમત :** જં૦ ગઓ+મત=ગાય ઢોર ધરાવનાર.

## ચ.

**ચોઆસ્પીસ :** એક નદીનું નામ છે : અસલ હખા૦ **ઉવસ્પ :** હુ+અસ્પ.

[જુઓ ‘કસ્પાઈ’ શબ્દ નો અમે આપેલો ખુલાસો.]

**ચેશાસ્મીસ :** [અર્થ નકી થયો નથી.]

## જ.

**જ઼અઉશ્તીસ:** જં૦ ક્ષત્ર+ઉશ્ત્ર (ઉંટ)=ઉંટોનો સાહેબ.

[અવસ્તાનો 'જરથુશ્ત્ર' ([illegible]) શબ્દ આ નામને મળતો જણાયછે, અને કદાચ તે ઉપરથીજ આ નામ અપભ્રંશ થયું હશે. બંનેમાં 'ઉશ્ત્ર' શબ્દ સાધારણ છે, અને અવ૦ 'જ઼રથ્' નું હખામનીમાં 'જ઼અ' થયલું લાગેછે. 'જ઼રથુશ્ત્ર' નામનો અર્થ આજ સુધી ચોક્સ થયલો નથી, જોકે તેના જુદા જુદી રીતના નવ અર્થો થયાછે અને તેમાં ઉપલો દશમો અર્થ (ઉંટોનો ધણી) નવો ઉમેરાયોછે.]

**જ઼અીતીસ:** અસલ હખા૦ **ક્ષત્રીત:** ક્ષત્ર+ઇત=જેને રાજ મળ્યું હોય તે.

**જ઼ર્કસીસ:** અસલ હખા૦ **ક્ષયાર્શા:** ક્ષય (પાદશાહ)+અર્શ (બુજર્ગ)=બુજર્ગ પાદશાહ.

[અર્શ ([illegible]) નો અર્થ અવસ્તા મુજબ 'જવાન' અથવા 'બહાદુર' નો થાયછે, માટે આ આખા શબ્દનો અર્થ 'બહાદુર પાદશાહ' નો થવો જોઇયે.]

**જ઼રીયાસ્પીસ**=જં૦ જ઼ર્ (સોનુ)+અસ્પ=સોનેરી ઘોડાવાળો.

**જોરોઆસ્તર:** સર **હેનરી રૉલીન્સન** મુજબ—જ઼ીરૂ+ઇશ્તર=ઇશ્તર (વીનસ) દેવીનું બાળક. બર્નુફ મુજબ—જ઼રથ્+ઉશ્ત્ર=પીળાં ઉંટ ધરાવનાર. બ્રૉકહાઉસ મુજબ—જ઼ર+થુશ્ત્ર=સોનેરી તારો.

[આ શબ્દના આ ઉપરાંત બીજા ઘણા અર્થો થયાછે, જેમકે—જ઼ર+થુશ્ત્ર=સોનું ઘડનાર; જ઼રથ્+ઉશ્ત્ર=બુઢું ઉંટ રાખનાર; જ઼રથ્ (જ઼રધ્)+ઉશ્ત્ર (સં૦ उत्तर)=સરસ દીલ ધરાવનાર; જ઼રથ્ (સં૦ गरत्)+ઉશ્ત્ર (उत्तर)=સૌથી સરસ ગાનાર; જ઼રથ્ (સં૦ जरत्)+ઉશ્ત્ર (उत्तर)=વડો ધર્મગુરૂ; જ઼રથ્ (સં૦ हरत्)+ઉશ્ત્ર=ઉંટ પકડનાર; સં૦ जरत् (ગાનાર)+त्वष्ट्र (એક દેવતા)=ત્વષ્ટ્રા દેવતાની સ્તુતી કરનાર; જ઼ર્ (સં૦ हल्)+ઉશ્ત્ર=ખેતી માટેનાં ઉંટો ધરાવનાર.]

## ત.

**તખ્માસ્પતીસ:** અસલ હખા૦ **તખ્મસ્પાદ:** જં૦ તખ્મ (જોરાવર)+પઘતિ=જોરાવર ધણી.

[કદાચ આ નામની વ્યુત્પત્તી આ મુજબની હોય:—તખ્મ+અસ્પ+પઇતિ='તખ્માસ્પઇતિ ([illegible])=જોરાવર ઘોડાનો ધણી. ફાર્સી નામ **તેહમાસ્પ**નું આ મુળ હોય એમ લાગેછે.]

**તન્યોક્ઝાર્સીસ:** જં૦ તનુ (શરીર)+વજ઼ર્ક (હખા૦) (બળવાન, મોટો)=બળવાન શરીરવાળો.

**તાઇગ્રીસ:** અસલ હખા૦ **તીગ્ર:** એક નદીનું નામ છે, જેનાં પાણીના ઝડપ ઉપરથી તેને 'તીર' નું નામ મળેલું લાગેછે.

[આજે ફાર્સીમાં આ નદી 'તીર' (تیر) ને નામેજ ઓળખાયછે. અસલ અવસ્તામાં તેનું નામ 'तिघ्रिश्' ([illegible]) છે.]

**તાઈગ્રેનીસ**: 'તીગ્ર' નો અર્થ 'તીર' નો થાયછે તે ઉપરથી આ નામનો અર્થ 'તીરંદાજ' કરવામાં આવ્યોછે.

[અવસ્તામાં તિજ્ ( [illegible] ) (તીક્ષ્ણ થવું) ધાતુ ઉપરથી 'તિઘ્ર' ( [illegible] ) (અણીદાર અથવા તીક્ષ્ણ) શબ્દ નીકળ્યોછે, જે પાછળથી નામ રૂપે 'તીર' ને અર્થે હખામની જમાનામાં વપરાયો હશે, અને તેજ 'તિઘ્ર' શબ્દમાંથી 'ઘ' નીકળી જઇને આજે ફારસીમાં 'તીર' શબ્દ રહ્યો હશે. ઉપલાં યુનાની નામનો હખામની શબ્દ **તીગ્રન** હોવો જોઇયે.]

**તીઆરૂપીસ**: [અર્થ નક્કી નથી.]

**ત્રાઈતનતીખ્મીસ**: જં૦ તખ્મ તથા ત્રાઇતિન ઉપરથી.

[અવસ્તામાં **ફરેદુન** માટે 'થ્રએતઓન' ( [illegible] ) નામ વપરાયલું છે, જેના ઉપર 'તખ્મ' ( [illegible] ) શબ્દ ઉમેર્યાથી ઉપલું આખું નામ બની શકેછે, કેમકે 'થ્રએતઓન' ને મળતું સંસ્કૃતનું વેદીક નામ **ત્રૈતન** છે. ઉપલાં આખાં નામનો અર્થ 'ફરેદુનના જેવો જોરાવર' એવો થઇ શકેછે. પણ હખામનીમાં 'ત્રૈતન' શબ્દ અથવા નામ ક્યાંથી આવે? કદાચ 'થ્રએતઓન' ઉપરથી અપભ્રંશ થઇને હખામનીમાં 'થ્રાઇતિન' જેવું કંઇ રૂપ થયું હોય.]

**તીરીદાતીસ**: યાને તીર ફરેસ્તાને અર્પણ કરેલું.

[આ નામ ઉપરથી પાછલું **તીરદાદ** નામ નીકળેલું છે. 'તીર' નું અસલ અવસ્તા રૂપ 'તિશ્ત્ર' ( [illegible] ) છે, માટે આખાં નામને 'તિશ્ત્રો દાત' ( [illegible] ) એવું રૂપ આપી શકાય.]

**તીસ્પીસ**: અસલ હખા૦ **ચીશ્પાઈશ**: આ નામ પ્રથમ અવ૦ 'તવિષિ' (જોરાવર) ઉપરથી નીકળેલું ગણાતું હતું, પણ પાછળથી તખ્તીઓમાંથી એ નામનો ખરો ઉચ્ચાર મળી આવ્યાથી જણાયું કે ઉપલી સમજણ ખોટી હતી. ત્યારપછી હખા૦ 'ચીશ' (બાલ) ઉપરથી આ શબ્દ નીકળેલો સમજાવવામાં આવેછે. ચીશ+પા+ઇશિ=વધારે ઉગાડનાર, યાને લાંબા બાલવાળો.

**તરીબાઝુસ**: } તીર (ફરેસ્તો)+(જં૦) બજ્ (વખાણવું)=તીર ફરેસ્તાની આરાધના
**તીરીબાસીસ**: } કરનાર.

## દ.

**દાતામીસ**: આ શબ્દ 'માદાતીસ' ને મળતો હશે, અને માત્ર અક્ષરો ફેરબદલ થયા હશે, એવી અટકળ થઇછે.

[જુઓ 'માદાતીસ' શબ્દ.]

**દાદાસીસ**: અસલ હખા૦ **દાદરશીશ**: હખા૦ 'દર્શ' (હીમત કરવી) ધાતુનું આ બેવડું રૂપ હોવું જોઇયે.

[અવસ્તાના ધાતુ 'દરેષ્' ( [illegible] ) (હીમત કરવી) ઉપરથી એક શબ્દ 'દરેષિ' ( [illegible] ) નીકળ્યોછે, જેનો અર્થ 'મજબુત, જોરાવર' એવો થાયછે. આ શબ્દને બેવડો કર્યાથી 'દિદરેષી' ( [illegible] ) થાય, અને તે ઉપરથી ઉપલું હખામની નામ બન્યું હોય.]

**દામાસ્પીઆ**: હખા૦ દમ (તામે કરવું)+અસ્પ મળીને આ નામ બનેલું **પૉટ** જણાવેછે.
[કદાચ આ નામ અવસ્તાના **જામાસ્પ** ઉપરથી નીકળ્યું હોય. તેમ જો કરે તો તેની ઉત્પત્તી આ મુજબની થવી જોઇયે:—જમ્+અસ્પ=‘ઘોડાપર જનાર’ યાને સ્વારી કરનાર.]

**દાશયસ**: } અસલ હખા૦ **દાર્યવુશ**: હખા૦ (દર પકડવું) ધાતુ ઉપર પ્રત્યય લાગ્યાથી
**દારિયુસ**: } આ નામ બનેલું ગણાયછે. પણ તેનો ખરો અર્થ જણાયો નથી.

**દાતીસ**: ‘દા’ ઉપરથી વીશેષણ રૂપ.
[અવસ્તાના ‘દાત’ યાને ‘આપેલું, બનાવેલું’ ઉપરથી આ નામ બનેલુંછે. ફાર્સીમાં એને મળતો ‘દાદેહ’ (داده) શબ્દ છે.]

**દોતસ**: [અર્થ નક્કી થયો નથી.]

## ન.

**નાબાર્જેનીસ**: જં૦ નવ્ (નવું)+બેરેજ્ (તેજસ્વી)=નવા પ્રકાશ સાથનું.
[પણ અવસ્તામાં ‘બેરેજ્’ (ﺳ‍ﺭﺯ) નો અર્થ ‘પ્રકાશવું’ થતો નથી, પણ ‘વધવું, ઉંચું થવું’, એવો થાયછે. માટે આ નામ કદાચ ‘નોબુર્જીન’ હોય. જુઓ ‘આર્તાબાર્જેનીસ’ નો ખુલાસો.]

## પ.

**પરીસાતીસ**: પરૂ (જં૦ પુરૂ=ઘણું)+જં૦ શીતી (જમીન)=જેની કને ઘણી જમીન હોય તે.
[અમારા ધારવા મુજબ ઉપલાં નામનો ખરો અર્થ ‘પરીથી જન્મ પામેલું’ એવો થવો જોઇયે. એ નામ આજના ફાર્સી ‘પરીજાદેહ’ (پری زاده) ને મળતું છે. અવ૦ પઇરિક (ﻣﺴﯽ) (=પરી)+જાત (ﻣﺴﯽ) (=જન્મેલું) ઉપરથી ‘પરીની તોખમનું’ એવો અર્થ થઇ શકેછે, તો જોકે અવસ્તામાં ‘પઇરિક’ (પરી) શબ્દ ખરાબ ચાલની ઓરતને માટે વપરાયોછે.]

**પાતીશફ્રીસ**: જં૦ પઇતિ+રફ્ન (ખુશાલી), યાને ખુશીનો સાહેબ.

**પાસીસ**: [અર્થ નક્કી નથી.]

**પ્રીકસાસ્પીસ**: અવસ્તાનો **પોઉરૂષસ્પ**: જં૦ પોઉરૂ (ભરપૂર)+અસ્પ=પુષ્કળ ઘોડા ધરાવનાર.

## ફ.

**ફ્રઑર્તીસ**: અસલ હખા૦ **ફ્રવર્તીશ**: આ નામનો અર્થ ‘રક્ષણ કરનાર’ થાયછે.

**ફ્રદાસ્મીનીસ**: જં૦ ફ્રદત (સખી)+મન=સખી મનનો.

**ફ્રદાતીસ**: જંદ ‘ફ્રેદત’ ઉપરથી આ નામ બન્યુંછે.

**ફારન્દાતીસ**: ફારન (બેહરામ ફરેશ્તો)+દાત (આપેલું, અર્પણ કરેલું)=બેહરામ યજદને અર્પણ કરેલું.
[‘બેહરામ’ને માટે અસલ અવસ્તાનો શબ્દ ‘વેરેથ્રઘ્ન’ (ﻣﺴﯽ) છે, જેનો ખરો અને મુળ અર્થ ‘વેરેથ્ર નામના દેવને મારનાર’ એવો થાયછે.

હખામનીમાં એ શબ્દ પાછળથી 'વરહરાન' થઈ ગયો, જે ઉપરથી યુનાનીઓએ તેને ઉપર આપેલાં નામ (કારન) મુજબ છેક બગાડી નાખ્યોછે. એ નામનું સાધારણ રૂપ **બેહરામદાદ** થઈ શકે.]

**ફાર્નાપતીસ**: ફાર્ના (પુષ્કળ)+પતી (ધણી); અથવા બીજી રીતે વરહરાન+પાત= યાને બેહરામ ઇજદથી રક્ષણ થયલું.

[આ છેલો અર્થ ખરો છે. આ નામને મળતું ફારસીમાં '**બેહેરામબાદ**' થઈ શકે, અને અસલ અવસ્તામાં 'વેરેથ્રઘ્નપાત' ([illegible]) થઈ શકે.]

**ફાર્નાબાજૂસ**: કારન (બેહરામ)+જં૦ બજ્ (વખાણ કરવી)=બેહરામ ઇજદની સેતાયશ કરનાર.

**ફાર્નાસ્પીસ**: ફાર્ના (પુષ્કળ)+અસ્પ=ઉતમ અથવા ઘણા ઘોડા ધરાવનાર.

[અવસ્તામાંથી 'ફ્રીનાસ્પ' ([illegible]) શબ્દ મળી આવેછે, જેનો અર્થ 'ઘોડા ઉપર પ્યાર રાખનાર' થાયછે. પણ ઉપલાં નામને બરાબર મળતો શબ્દ તો 'ફ્રેનાસ્પ' થવો જોઈયે, તો જોકે તે અવસ્તામાંથી મળતો નથી.]

**ફાર્નાક્ષ્રીસ**: ફ્રન+ક્ષત્ર.

[કદાચ આ નામનું અસલ રૂપ 'પેરેન ક્ષથ્ર' ([illegible]) યાને 'મોટો પાદશાહ' થઈ શકે.]

**ફાર્નાસીસ**: ફ્ર. (પુષ્કળ)+ની (લઈ જવું)+ક=સરદાર અથવા આગેવાન.

[અવસ્તાના ફ્ર+નિ+અક ઉપરથી આ શબ્દ બની શકે, જેનો અર્થ ઉપર મુજબજ થઈ શકે.]

## બ.

**બગપાતીસ**: જં૦ બાઘ (નસીબ)+પતી=નસીબનો ધણી; અથવા બીજી રીતે— બઘ (ખોદા)+પાત=ખોદાથી રક્ષણ થયલો.

[છેલો અર્થ ખરો છે, કેમકે 'બાઘ'નો અર્થ 'નસીબ' કરવો કેવળ ભુલ ભરેલું છે. અવસ્તામાં 'નસીબ'ને માટેનો શબ્દ 'બખ્ત' ([illegible]) છે. વળી 'પઇતિ' અને 'પાત' શબ્દોના ઉચ્ચાર તેમજ અર્થમાં પણ ફેર છે; માટે ઉપલા શબ્દનો **પૉટે** જે પહેલો અર્થ આપ્યોછે તે કરતાં **ઑપર્ટ**નો બીજો અર્થ વધારે ભરૂસેદાર છે.]

**બગીઉસ**: જં૦ બઘ (ખોદા)+યજ્ (ઇજવું).

[અવસ્તાના બજ્ ([illegible]) (બંદગી કરવી) ધાતુ ઉપરથી ખોદાને માટે 'બઘ' ([illegible]) શબ્દ નીકળ્યોછે. અવસ્તામાં કેટલેક ઠેકાણે એ શબ્દ પાછળથી ખોદા અથવા ઇજદને માટે વપરાયલોછે, જે ઉપરથી 'દેવતાની બંદગી કરનાર' એવા અર્થનો શબ્દ બનાવવો હોય તો 'બઘ-યસ્ન' ([illegible]) નામ બની શકેછે.]

**બગસાસીસ**: જં૦ બઘ+સં૦ સક્ (મજબુત થવું)=દેવતા જેવો મજબુત.

**બગોઆસ** અથવા **બગવાસ**: **પૉટ** મુજબ—સં૦ ભગવત્ (સુખી, નસીબવાન);

**ઑપર્ટ** મુજબ—બઘ+અવ્ (મદદ કરવી)=દેવતાથી રક્ષણ થયલો.

[કદાચ આ નામનો પહેલો અર્થ ખરો ઠરે. અવસ્તામાં 'ત' થી આખર થતાં વીશેષણોને પહેલી વીભક્તીનાં એક વચનનો પ્રત્યય લાગ્યા આગમજ 'ત'ની આગમજ એક 'ન્' દાખલ થાયછે, અને ઉપલો પ્રત્યય કેજે 'સ' છે તે લાગતી વેળા 'ન્' નીકળી જાયછે. એટલામાટે અગરજો આ નામ પ્રથમ 'બગોઅત્' હોય તો સંસ્કૃતના 'ભગવત્' ને તે બરાબર મળેછે, પણ અવસ્તાના મજકુર કાયદાને લીધે 'બગોઅત્'નું પ્રથમ 'બગોઅન્ત્' અને પછી 'બગોઅન્ત્સ્' યાને 'બગોઆંસ' થઈ ગયું, જેનું ખરૂં રૂપ બગ્વાંસ્ ([illegible]) થાય. અને તે ઉપલાં હખામની **બગ્વાસ** નામને બરાબર મળતું છે.]

**બગોફાનીસ: પૉટ** મુજબ—સં૦ ભગવાન્=ઉત્તમ. **ઑપર્ટ** મુજબ—જં૦ બઘ+ પા=રક્ષણ કરતો ખોદા.

**બાદ્રીસ:** સં૦ ભદ્ર=નસીબવાન.

[અવસ્તામાં 'બુધ્ર' ([illegible]) નો અર્થ 'સુગંધ આપનાર' થાયછે તે ઉપરથી કદાચ ઉપલાં નામને 'ખુશબોદાર'ને અર્થે વાપર્યું હોય.]

**બાર્જેન્તીસ:** }
**બાર્સઈન્તીસ:** } જં૦ બેરેજ (તેજસ્વી)+અંત=ચળકતો.

[અવસ્તાનો શબ્દ 'બેરેજન્ત' (બુજર્ગ અથવા મોટો) ([illegible]) ઉપલાં નામનું મુળ રૂપ છે. પણ 'બેરેજ'નો અર્થ 'તેજસ્વી' કરવામા સર **હેનરી રોલીન્સને** ઘણે ઠેકાણે ભુલ ખાધીછે.

**બાર્જેનીસ:** જં૦ બેરેજ (તેજસ્વી)+અન.

[આ નામ કદાચ 'બુર્જીન' હશે.]

**બાર્સીનીસ:** જં૦ બેરેજ (તેજસ્વી)+ઈન.

[આ નામ પણ 'બુર્જીન'નું અસલ રૂપ હશે.]

**બાસ્સાકીસ:** [અર્થ નકી નથી.]

**બુબારીસ:** સં૦ બૂ (ક્રીયાનો આતશ)+બર (લઈ જતો)=ક્રીયાનો આતશ લઈ જનાર.

**બોગીસ:** જં૦ બઘ=ખોદા.

**મ.**

**મગીઉસ:** 'બગીઉસ' નું બીજું રૂપ હશે.

['બઘ' (ખોદા, ફરીશ્તો) એ અવસ્તાનો શબ્દ છે. જેમ એ શબ્દ ઉપરથી હખામની નામો નીકળેલાંછે તેમ આ અને નીચલાં કેટલાંક નામો 'મગ' શબ્દ ઉપરથી પણ નીકળ્યાંછે, અને તેમને 'બઘ'ના અર્થમાંજ લેવામાં આવેછે. અવસ્તામાંથી 'મઘ' ([illegible]) શબ્દ પણ મળેછે, પણ તેનો અર્થ કંઈ 'બઘ'ના જેવો થતો નથી. વળી અવસ્તામાં 'બ'ને બદલે 'મ' વપરાતો જણાતો નથી. કદાચ હખામનીમાં 'મગ' પદથી શરૂ થતાં નામોને 'માગી' અથવા 'મોગ' શબ્દો સાથ વધારે તાલુકો હશે. અવસ્તામાંથી 'મગવ' ([illegible]) નામે એક ટોળાનું નામ મળેછે.]

**મગબાતીસ**: મગ (બગ)+સં૦ ભાત (પ્રકાશેલો)=ખોદાથી રોશન થયલો.

[આ નામ 'બગપાતીસ' ને મળતુંજ લાગેછે. જુઓ તે વીશેનો ખુલાસો.]

**મગબાજ.સ**: મગ (બગ=ખોદા)+સં૦ ભજ્ (ભજવું)=ઇશ્વરને ભજનાર.

[સં૦ ભજ્ ધાતુને મળતોજ અવ૦ બજ્ ધાતુ છે, જેનો અર્થ 'બંદગી કરવી' થાયછે.]

**મગબીજ.સ**: અસલ હખા૦ **બગબક્ષ**: ખોદાનો બક્ષેલો.

[આને મળતું અસલ અવસ્તાનું રૂપ 'બગોબખ્ત' (અવસ્તા લિપિ) છે.]

**મગદોરતીસ**: અસલ હખા૦ **બગદઉશ્ત**: મગ (બગ)+દઉશ્ત (મીત્ર)=ખોદાને ચાહનાર.

**મગપાનસ**: 'બગોફાનીસ' ને મળતુંજ આ નામ છે.

**મગસીદ્રસ**: કદાચ અસલ હખામનીમાં **બગચીત્ર**: મગ (બગ)+ચીત્ર (તોખમ)=આકાશ ઉપરથી ઉતરી આવેલો, અથવા ખોદાનાં તોખમનો.

**મજ.રીસ**:
**મજસીસ**:
**મજીઉસ**:
જં૦ મજ્ (મોટું) ઉપરથી આ સઘળાં નામો નીકળેલાંછે. આમાંનું બીજું મજ્+ક મળીને અને ત્રીજું મજ્+યજ્ (પુજવું) મળીને બનેલાંછે.

[પણ 'મજરીસ' કેમ બન્યું તે આપણને જણાવવામાં આવ્યું નથી. કદાચ મજ્ (અવસ્તા લિપિ)+ક્ષથ્ર (અવસ્તા લિપિ) (પાદશાહ) ઉપરથી અપભ્રંશ થઇને 'મોટા પાદશાહ' ના અર્થને માટે આ નામ પાછળથી વપરાયું હોય.]

**મસ્સજીસ**: મજસીસને મળતુંજ.

**માદાતીસ**: હખા૦ માહ અથવા મા (ચંદ્ર)+દાત (આપેલું)=ચંદ્રને અર્પણ કરેલું, અથવા ચંદ્રે આપેલું.

[**માહદાદ** આ અસલ નામનો અપભ્રંશ. અસલ અવસ્તાનું રૂપ 'માઓદાત' (અવસ્તા લિપિ) થઇ શકે.]

**માર્દોન્યસ**: અસલ હખા૦ **મર્દુનિય**: સં૦ મૃધ્ (મારી નાંખવું) તે ઉપરથી મૃધન (લડાઇ), અને તે ઉપરથી ઉપલાં નામનો અર્થ 'પેહલવાન' થઇ શકેછે.

[અવ૦ ધાતુ 'મેરે' (અવસ્તા લિપિ) (મરી જવું) ઉપરથી 'મર્ત્ય' (અવસ્તા લિપિ) શબ્દ બન્યોછે, જે અવસ્તાનાં લખાણની ચોકસ ખુબીને લીધે 'મશ્ય' (અવસ્તા લિપિ) થઇ ગયોછે, જેનો અર્થ 'માણસ' થાયછે. આ 'મશ્ય' ઉપરથી ઉપલું હખામની નામ નીકળેલું હશે, જેનો અર્થ 'મરવાને યોગ્ય, મૃત્યુ' એવો થવો જોઇયે. અગરજો અવ૦ 'મરેધ્' (અવસ્તા લિપિ) (મારી નાંખવું) ધાતુ ઉપરથી આ નામ નીકળ્યું હોયતો તેનો અર્થ 'લડાયક' અથવા 'પેહલવાન' થઇ શકે.]

**માર્દોન્તીસ**: [અર્થ ચોકસ નથી.]

**મસ્પાઈ**: એક ઇરાની ટોળો: સં૦ મેહ (મોટું)+અસ્પ=જેઓ કને મોટા ઘોડા હોય તે.

[અસલી ઇરાનીઓમાં એવા ચોકસ ટોળાઓ જણાયછે કે જેઓ પોતાના ઘોડાઓની ખુબી ઉપરથી વધારે જાણીતા થયલાછે. 'કસ્પાઇ' નામના જે ટોળા વીશે ઉપર નામ આવી ગયુંછે તેવોજ આબી એક ટોળો હોવો જોઇયે, કેજે પોતાના ઘોડાઓનાં ઉંચાં કદને લીધે વખણાયો હશે.]

**મસીસ્તીસ:** અસલ હખા૦ **મથીશ્ત**: આગેવાન; જં૦ મજીશ્ત=સર્વથી મોટો.

**મીથ્રીદાતીસ:** } અસલ 'મિથ્ર' ઉપરથી 'મિત્ર' અને પછી 'મેહર' થઈ ગયુંછે. મિથ્ર
**મેહરદાતીસ:** } (મેહર)+દાત=મેહરનું બક્ષેલું, અથવા મેહર ઇજદને અર્પણ કરેલું.

[આ ઉપરથી ફારસી નામ **મેહરદાદ** ([illegible]) બનેછે.]

**મીત્રીઉસ:**
**મીથ્રાઈનીસ:** } આ સઘળાં નામો 'મેહર' કે 'મિથ્ર' ઉપરથીજ નીકળેલાંછે, જેમને લાગેલા પ્રત્યયોની સમજણ આગલાં નામોમાં આપેલીછે.
**મીથ્રીનીસ:**

**મીથ્રઉસ્તીસ:** જં૦ મિથ્ર+આવસ (પુજા કરવી)=મેહરની પુજા કરનાર.

[આ અર્થ **ઑપર્ટ**નો કરેલોછે, પણ અવસ્તામાં 'આવસ' (પુજા કરવી) જેવો કોઈ ધાતુ છેજ નહી.]

**મીથ્રોબાર્જેનીસ:** જં૦ મિથ્ર+બરેજ (તેજસ્વી)=ખોરશેદ જેવો પ્રકાશીત.

[ખરો અર્થ 'મેહર જેવો બુલંદ' થાયછે. જુઓ અવ૦ ધાતુ 'બરેજ'ના ખરા અર્થ વીશે 'આર્તાબાર્જેનીસ' નામનો ખોલાસો. ઉપલાં નામ ઉપરથી **મેહેર બુર્જીન** નામ નીકળેલુંછે.]

**મીત્રોબાતીસ:** મિથ+સં૦ ભાત=મેહરથી પ્રકાશીત થયલું.

[અવસ્તામાં 'બા' ([illegible]) (પ્રકાશવું) ધાતુ સંસ્કૃતના ધાતુને મળતોજ છે. આ નામ ઉપરથી **મેહરબાદ** નામ બનેછે.]

**ર.**

**રીયોમીથ્રીસ:** જં૦ રય (ચળકાટ)+મિથ્ર (શોકીન)=ચળકાટનો શોકીન.

**રોક્ષાના:** } જં૦ રજ ઉપરથી આ નામ નીકળ્યુંછે.
**રોકસાના:** }

[આમ **પૉટ** કહેછે; પણ અવ૦ ધાતુ રજ ([illegible]) નો અર્થ તો 'છોડી દેવું' થાયછે, માટે તે ઉપરથી નહી પણ 'રૂચ્' ([illegible]) (પ્રકાશવું) ધાતુ ઉપરથી આ નામ બન્યુંછે, અને તે ઉપરથી 'રઓક્શન' ([illegible]) અને 'રઓચન' ([illegible]) (રોશની, દીવસ) શબ્દો બન્યાછે; માટે 'રોક્ષાના' નામનો અર્થ 'રોશન' થવો જોઈયે, અને આ 'રોશન' ([illegible]) શબ્દ પોતે પણ અવસ્તાના મજકુર શબ્દો ઉપરથીજ નીકળેલોછે.]

**સ.**

**સતાસ્પીસ:** જં૦ સત (સો)+અસ્પ=એકસો ઘોડાવાળું.

**સતીબાર્જેનીસ:** સં૦ જાતી (ઓલાદ)+જં૦ બેરેજ=નામીચી ઓલાદ.

**સત્રોપાતીસ:** હખા૦ ક્ષત્રમ (તાજ)+પાત=તાજથી રક્ષણ થયલો.

**સ્પામીત્રસ:** અસ્પ+માત્ર=ઘોડાઓનો શોકીન; અથવા સ્પક (કુત્રો) લઈયે તો કુત્રાંનો શોકીન.

**સ્પેન્દાદાતીસ:** જં૦ સ્પેન્ત (પવીત્ર)+દાત=પવીત્રાત્માને અર્પણ કરેલું.

[ખરો અર્થ આ મુજબનો થઈ શકેછે:—અસલ શબ્દ 'સ્પેન્તો દાત' ([illegible]), જે ઉપરથી ઉપલો શબ્દ અપભ્રંશ થયલોછે. 'સ્પેન્' ([illegible])

(વૃદ્ધી કરવી) ધાતુ ઉપરથી 'સ્પેન્ત' (વૃદ્ધી કરનાર) શબ્દ બન્યોછે, જેની જોડે 'દા' ધાતુ ઉપરથી થયલું ભુતકૃદંત 'દાત' મેળ્યાથી 'સ્પેન્તોદાત' નામ બનેછે, જેના તરેહવાર અર્થો થઈ શકે. આજે આ નામને આપણ **સપંદાદ** કહીયે છીયે.]

**સ્પીતાસીસ**: જં૦ સ્પિત્ (પવીત્ર થવું)+અક.

**સ્પીતાદીસ**: પવીત્ર આત્માએ આપેલું.

**સ્પીતમસ**: સ્પેન્ત+મજ=સર્વથી પવીત્ર.

[આ નામ દેખાઈતી રીતે અવસ્તાનું 'સ્પિતમ' ([illegible]) છે, જેનો અર્થ ઉપર કહ્યો તેજ છે. **જરથોશત**ના વડવાનું એ નામ છે.]

**સ્પીતમીનીસ**: જં૦ સ્પેન્ત+મન. **પૉટ** મુજબ—પવીત્ર સ્વભાવનો.

[અગરજો આ શબ્દ 'સ્પિતમાન'ને મળતો નહી હોય, કેજે એલકાબ હજરત **જરથોશત**ને માટે વપરાયોછે, તો આ નામ બચીત બે ગેબી માનો શકતીઓમાંની એક સપેનામીનો (અવસ્તામાં સ્પેન્તો મઇન્યુ [illegible]) નું અપભ્રંશ થયલું હોવું જોઇયે, જેનો ખરો અર્થ 'વૃદ્ધી કરનાર મીનો' અથવા 'છુપો રહી આબાદી કરનાર' થાયછે.]

**સ્પીથોબાતીસ**: જં૦ સ્પિત+સં૦ ભાત=પવીત્ર આત્માથી પ્રકાશીત થયલો.

[ખરો અર્થ 'વૃદ્ધી કરનારથી પ્રકાશીત થયલો' થાયછે. અસલ શબ્દ 'સ્પેન્તોભાત' થઇ શકે.]

**સ્પીથ્રીદાતીસ**: 'સ્પેન્દાદાતીસ'ને મળતોજ શબ્દ છે.

**સ્તામીનીસ**: જં૦ સ્તા (ઉભું રહેવું)+મન=સ્થીર મનનો.

**સ્મર્દીસ**: અસલ હખા૦ **બર્દિય**: **ઑપર્ટ** મુજબ—જં૦ બેરેજય (કીર્તીવાન) ઉપરથી આ નામ નીકળ્યું છે.

**સ્મર્દોમીનીસ**: જં૦ બેરેજય+મન=મોટાં મનનો.

**સીત્રાખ્મીસ**: અસલ હખા૦ **ચીત્ર તખ્મ**: સં૦ ચિત્ર(ચીતાર)+જં૦ તખ્મ(જોરાવર.)

**સીબારીસ**: અસલ હખા૦ **ઉબર**: આ નામ 'ઇબારીસ'ને મળતુંજ છે.

**સીરોમીત્રસ**: કદાચ જં૦ સ્રિર (સોહામણું)+મિથ્ર (શોકીન) ઉપરથી આ નામ બન્યું હશે.

**સીસીમીથ્રીસ**: જં૦ સુચ્ (પ્રકાશવું)+મિથ્ર=રોશનીનો શોકીન.

**સીસાઇનીસ**: [અર્થ નક્કી થયો નથી.]

## હ.

**હુઉસ્તાનીસ**: **ઓસ્તાનીસ**: **ઓસ્થાનીસ**: **હીસ્તાનીસ**: (ફા૦) ખુશ+(જં૦) તન (શરીર)=સારાં અથવા મજબુત તનનો.

[અવસ્તાનો અસલ શબ્દ 'હૂસ્તાન' ([illegible]) હોવો જોઇયે, જે આ રીતે બની શકેછે:—હુ+ઉશ+તન=દીલને ખુશ ગર્મી આપનાર. અસલ હખમાની નામને યુનાનીઓ મરડી મચડીને કેવાં બીગાડી નાંખેછે અને કેટલીબની રીતે બોલી તથા લખી જાયછે તે મજકુર નામનાં ઉપર આપેલાં જુદાં જુદાં રૂપો ઉપરથી માલુમ પડેછે.]

**હાઈદાર્નીસ:** અસલ હખા૦ **વીદર્ન:** **ઑપર્ટ** મુજબ—'તાબે કરનાર,'

[ અવ૦ વી-દર્ (...) (=હાથ પકડીને લઇ જવું, ટેકો આપવો ) ધાતુ ઉપરથી જો આ નામ બન્યું હોયતો તેનો અર્થ 'મદદગાર' અથવા એવોજ કોઇ થઇ શકે.]

**હાયશ્મીનીસ:** સં૦ વૈર્ય (ઉત્તમ)+મન=ઉત્તમ મનનો.

[ અવ૦ વઈર્ય (...) (=મુખત્યાર) શબ્દ ઉપરથી આ નામનો અર્થ 'સ્વતંત્ર મનનો' થઇ શકે.]

**હીમ્યસ:** 'ઇમ્યસ' ને મળતું જ નામ: જંદ અવસ્તાના **યિમક્ષયત** (જમશેદ) ઉપરથી આ નામ નીકળેલું ધારવામાં આવેછે.

**હીસ્તાસ્પીસ:** અસલ હખા૦ **વીશ્તાસ્પ:** જં૦ વિસ્ત+અસ્પ=ઘોડા ધરાવનાર.

[ ફા૦ **ગુશ્તાસ્પ** નામ આ ઉપરથીજ બન્યુંછે, અને જે અવસ્તાનું નામ છે તેજ હખામનીમાં જળવાઈ રહ્યુંછે. અવસ્તાનો 'વ' ફાર્સી 'ગ' સાથ બદલાયછે તેનો આ એક દાખલો છે.

**હીસ્તીખમીસ:** ઉસ્ (ઘણુંજ)+તખ્મ=ઘણો જોરાવર.

[ અવસ્તામાં ઉસ્ (...) ધાતુનો અર્થ 'ઘણું' થતો નથી, પણ ઉંચે, ઉપર, બુલંદીથી, બહાર, સીવાય, એવા અનેક થાયછે.]

**રૉલીન્સને** જે જે હખામની નામોની ટીપ આપીછે તેમને ઉપર મુજબ ઉતારી લેતાં અમોએ અમારી તરફથી કરેલી શરેહ ઉપરથી વાંચનાર જોશે કે કેટલાંબધાં નામોના ખોટા અથવા ભુલ ભરેલા અર્થો થયાછે, અને કેટલાંબધાં નામો અવસ્તાને કાયદે હખામનીમાં જેવી રીતનાં બનવાં જોઇયે તેને બદલે યુનાનીઓએ તેમને બીગાડી નાખ્યાંછે. આ સઘળાં નામો આપણી તવારીખમાં આવશે એમ નથી, તોપણ હખામની જમાનામાં વપરાતાં જેટલાં નામો મળી આવ્યાંછે તેમને જાળવી રાખેલાં નીરૂપયોગી નથી એમ સમજીને અમે તેમને આ ઠેકાણે ભેગાં ઉતારી લીધાંછે, તો જોકે એબી ઘણાં અધુરાં નામો છે. યુનાનીઓએ આપેલાં જે જે નામોનાં અસલ હખામની નામો મળી આવ્યાંછે તેજ હખામની નામોમાંનાં ઘણાંખરાં જે આપણે મહોડે જલદીથી ચહડી જાય એવાં છે તેમને બનતાં સુધી અમો આ તવારીખમાં વાપરવાનું દરૂસ્ત ધારીયે છીયે. જેમકે યુનાની નામ **કાઈરસ** છે તેને અમે **કુરૂશ**ને નામે પણ ઓળખાવ્યુંછે, કેમકે અસલ હખામની નામ એજ છે. વળી યુનાની નામ **આર્તાજર્ક્સીસ** છે તે હખામનીમાં **અર્તક્ષત્ર** મળેછે, પણ એજ છેલાં નામ ઉપરથી પાછલથી ફાર્સીમાં **અર્દશીર** નામ બન્યુંછે, માટે અમે આ વધારે મહોડે ચહડેલું અને સહેલું તથા મીઠું નામ વાપરવાનું પસંદ કરીયે છીયે. બીજાં નામોને માટેબી એમજ સમજવું.

# બાબ ૪.

# જરતોશ્તી મજહબની તવારીખ.

## ફસલ ૧. મજહબની ખાલેસી.

મજહબ—તેમાં ફેરફારો; મજહબની તવારીખના વીભાગો. જરતોશ્તનો ધર્મ; તે આગમજનો મજહબ: કુદરતની પરસ્તેશ—સોમનો રસ—કવી અને કર્પન—અનેક દેવતાઓ—તેમની ટીપ. અનેક દેવતાઓ બાબે જરતોશ્તની નાપસંદગી અને શીખવણી; એકજ દેવતા 'અહુરમજદ'—તેમ નહી માને તે 'દએવ'—તેમ માને તે 'અસુર'; ગાથામાંની નીતી—તેનો ભેદ: બે એકેકથી ઉલટી શકતીઓ—વૃદ્ધી અને નાશ એકેકને માટે ઉપયોગી—વૃદ્ધી કરનાર શકતીને પસંદ કરવી—બદીનો ધીકાર—નેકી પસંદ કરનારને છ બક્ષેશો.

જરતોશ્તી મજહબની અપક્ષપાત તવારીખની ખોલ કરનારને એ ધર્મે પોતાની શરૂથી તે હાલ સુધીની ચહડ ઉતર સ્થીતીમાં અનેક રૂપો લીધેલાં માલુમ પડેછે. એ તવારીખનો ટુક ઇતેખાબ અમે આગળ[1] આપી ગયા છીયે, માટે આ ઠેકાણે જોકે તેજ હકીકતોને પાછી દાખલ કરવાની મતલબ રાખી નથી, તોપણ હખામની પાર્સીઓના મજહબની તવારીખની નોધ વીના આ ગ્રંથ અસંપુર્ણ ગણાય; માટે આ પ્રકરણમાં પુરાતન પાર્સીઓના ધર્મની ફેરવાયલી પ્રકૃતીઓ દેખાડવાની નેમ રાખીછે, જેમાં એ મજહબની શરૂઆતની ચહડતી પડતીનો થોડોક સાર પણ સમાઈ શકશે.

જરતોશ્તી ધર્મ આજ કાલનો નથી. પુરાના ધર્મોમાંનો તે એક છે, અને એવું કહેવાયછે[2] કે એવો કોઇજ પુરાતન ધર્મ હશે કેજે આ મજહબની પેઠે આજ સુધી પોતાની વધતી કે ઓછી અસલીયાત સાથે હૈયાતી ભોગવી શકયો હોય. પણ આ અસલીયાત ધરાવ્યા છતાં આજનો જરતોશ્તી ધર્મ કાંઈ હજરત **જરતોશ્તે** પોતે જાહેર કરેલો ખાલેસ ધર્મ નથી. એ મજહબની તવારીખ શોધવા જતાં આપણને અનેક પ્રકૃતીઓની તપાસ લેવી પડેછે, કેમકે કાળક્રમ પ્રમાણે, રાજપાટની ચહડતી પડતી પ્રમાણે, લોકોની સમજણશકતી પ્રમાણે, દીનદુશ્મનોની સજાઈ પ્રમાણે, તરેહવાર રૂપો એ મજહબને ધારણ કરવાં પડયાંછે; અને એવાં એકપછીએક બદલાયલાં અનેક રૂપો પછી આજે જે હાલતમાં એ ધર્મ દેખાવ દે છે તેમાં અને અસલ મજહબની સાદાઈમાં કેટલોબધો તફાવત પડવો જોઇયે તે સહેલથી વીચારી શકાશે. આપણ આ સઘળા ફેરફારોને વીભાગોમાં વહેંચીશું. પ્રથમ, જે રૂપમાં **જરતોશ્તે** પોતાનો મજહબ જાહેર કીધોછે તે; બીજું પાછળથી તેમાં આસપાસની પ્રજાઓ સાથના સંબંધોને લીધે જે ભેળ અને ફેરફાર થયોછે તે; અને ત્રીજું, હખામની પાર્સીઓના વખ્તમાં એ ધર્મ જે હાલતમાં માલુમ પડયો હતો તે. ત્યારપછીના વખ્તમાં તેણે કેવું રૂપ પકડયું—યાને **સેકંદર** પછી, અને પાર્થ્યન લોકોના અમલમાં તે કેવી ખરાબ હાલતમાં આવી ગયો હતો તે, તથા ત્યારબાદ સાસાની પાર્સીઓના વખ્તમાં તે પાછો કેટલે દરજ્જે સુધર્યો

---

૧ "તવારીખે સાસાનીઆન", બાબ ૪.

૨ "જંદ અવસ્તા અને પાર્સીઓનો ધર્મ," સફે ૨—૩.

તે, તથા પાર્સી પાદશાહતના નાશ પછી આજસુધીમાં તેની કેવી વળે થઈ—તે વીશે આ ઠેકાણે વર્ણન કરવાની મકસદ રાખી નથી.

**જરતોશ્તનો** ધર્મ સુધારાનો ધર્મ હતો: તેની આગમજ જે મજહબ ચાલુ હતો તેમાં દીસતી ખામીઓ સુધારીને એ ધર્મની તેણે સ્થાપણા કરી હતી. તેની આગમજનો આર્ય[1] ધર્મ કુદરતની પરસ્તેશનો ધર્મ હતો. કુદરતની શકતીઓને માનવાનો, તેમની સત્તા અને દરજ્જો પીછાની તેમને આરાધવા અને સંતોખવાનો, તે ધર્મ હતો. તે વખ્તે અઈર્યનેમ્-વએજો (ઈરાનવેજ) ના મુલકમાં આર્ય પ્રજા વસતી હતી. ત્યારપછી જેમ જેમ વસતી વધતી ગઈ, ગુજરાણ ચલાવવાની જરૂરીયાતોમાં વધારો થતો ગયો, બુદ્ધી ખીલતી ગઈ અને નવી યુકતીઓ સુઝ પડતી ગઈ, તેમ તેમ આ પ્રજાના તાયફાઓ છુટા પડતા ગયા. કદાચ તેઓ પ્રજાના ઉતરતે વર્ગના લોકો હશે,—તેઓ બીજા વર્ગો કરતાં વધારે મુફલેસ અને દુર્બળ હશે,—કેમકે જયારેબી વતન છોડીને એક તાયફો બીજે મુલક જાયછે ત્યારે તેની મુખ્ય ફરીયાદ ગરીબાઈ અને કંગાળીયતપણાંની હોયછે. આવા અનેક તાયફાઓ છુટા પડયા, પણ અસલ વતનમાં એક ટોળો હજી બાકી રહ્યો, જે પાછળથી આર્યનાં નામથી ઓળખાયો. 'આર્ય'નો અર્થ 'સાહેબ' અથવા 'ધણી'નો થાયછે; અને જેઓ આર્ય નહી હોય તેમને અન-આર્યનું નામ મળ્યું હતું. યુનાનીઓ પોતાના દેશ અને પ્રજા સીવાય બાકીના સર્વ દેશો અને પ્રજાઓને જંગલી કહેતા હતા; તેમજ આર્ય પ્રજા પોતાની કોમ અને દેશ સીવાયની બીજી સર્વ પ્રજાને અન-આર્ય ગણતી હતી. પણ ઈરાનવેજમાંથી જે તાયફાઓ છુટા પડયા તેઓ સર્વ એકજ યાને 'આર્ય'ને નામેજ ઓળખાતા હતા.[2] તેઓ સર્વનો ધર્મ એકસરખો અને એકજ હતો; અને તે કુદરતની શકતીઓનો ધર્મ હોવો જોઈયે. રોશની, વરસાદ, પવન, આતશ, જમીન, પાણી, વગેરેને તેઓ મોટા દેવતા દાખલ માનતા હતા. તે વખ્તે તેમને માત્ર એકજ ખોદાનો વીચાર હોય એમ જણાતું નથી; કેમકે એકને બદલે અનેકને તેઓ માન આપતા અને દરેકને તેઓ એકસરખી શકતીનો ગણતા હતા. એ સર્વને તેઓ 'અસુર'ને નામે ઓળખતા હતા, અને તેટલા માટે એકથી વધારે અસુરો તેમને જાણીતા હતા.[3] તે વખ્તે વળી એક દેવતાની આરાધના ખાસ હતી, જેનું નામ 'સોમ' અથવા 'હઓમ' છે. એક જાતનો કેફી પ્રવાહી બનાવીને તે વખ્તના આર્યો પોતાના આ દેવતાને અને

---

૧ 'આર્ય' શબ્દ સંસ્કૃત છે; અવસ્તામાં તે 'અઈર્ય' લખાયછે.

૨ મી૦ માહદેવ મોરેશ્વર કુંટે કહેછે કે યુનાનીઓ ઈરાનવેજમાંથી છુટા પડીને યુરોપ તરફ ગયા, અને જે મુલક વસાવ્યો તેને તેઓએ 'હેલાસ' નું નામ આપ્યું તે 'આર્ય' નું અપભ્રંશ છે. તેઓ પોતાને 'હેલેનીસ' કહેવાડતા હતા, અને એ નામ પણ 'અઈર્યનેમ્-વએજો' માંના પહેલાં પદનું અપભ્રંશ હોવું જોઈયે, એવો તેનો વીચાર છે.—"આર્ય પ્રજાઓની ઊથલ પાથલ," પ્ર૦ ૧, સફે ૬૬—૬૭.

૩ 'અસુર' શબ્દ વેદીક છે, જેને મળતો અવસ્તાનો શબ્દ 'અહુર' છે. ઘણા 'અહુરો' ની આરાધનાનો ખ્યાલ અવસ્તામાં 'અહુરાઉંઘો' શબ્દ મળેછે તે ઊપરથી આવી શકેછે. ગાથામાંથી પણ એ શબ્દ મળેછે.

બીજાઓને નજર કરતા, અને પછી તેમના ધર્મગુરૂઓ તે પી જતા હતા. આ ધર્મ-ગુરૂઓ 'કવિ'ને નામે ઓળખાતા હતા. તેમનો એક બીજો વર્ગ 'કર્પન' નામનો હતો. વેદીક સોમ તે અવસ્તાનો હઓમ છે. એ બંને સીવાય વેદ અને અવસ્તાના બીજા એકમળતા દેવતાઓનાં એકસરખાં નામો આ મુજબનાં હતાં[1] :—

વેદીક: ઇંદ્ર, સર્વ, મિત્ર, અર્યમન, વૃત્રહન, નાસત્ય, વાયુ, અર્મતિ, ઇત્યાદી.
અવસ્તા: અંદ્ર, સૌર્વ, મિથ્ર, ઐર્યામન, વેરેથ્રઘ્ન, નાઓંઘહતી, વયુ, આર્મઇતિ, ઇત્યાદી.

આર્ય પ્રજાના દેવતાઓ આ અને એવાજ બીજા હતા. 'દેવતા' શબ્દ અસલ આર્ય ધાતુ 'દિવ્' (ચલકવું) ઉપરથી નીકળ્યોછે, અને એ ધાતુ ઉપરથી જેઓ 'ચલકાટ આપનારા' તેઓ 'દેવ' કહેવાયા.[2] આ 'દેવ' તે ઉપલી ટીપમાં જણાવ્યા તે હતા. એ સર્વેની અને એવાજ બીજા ઘણાઓની આરાધના કરવાને આર્ય મન લલચાયું; અને તોપણ તેની લાલચ એટલાંમાંજ અટકી નહી. તેણે બીજા નવા દેવ અથવા દેવતાઓ કલ્પી કહાડયા, અને તે નવાઓનેબી એક સરખોજ દરજ્જો આપ્યો.

પણ સઘળાજ આર્યો આ અનેક દેવતાઓને આરાધવાને રાજી હતા નહી. તેઓમાંના કેટલાકોને આ અનેકની પુજા વાંધા ભરેલી લાગી. તેઓ પોતાના દેવતાને 'અસુર' નાં નામથી ઓળખવાને રાજી હતા, પણ સઘળાનેજ 'અસુર' ગણવાનું તેમને ઠીક લાગ્યું નહી. આ ઉપરથી આર્યોમાં બે પક્ષો થઇ. અલબતે આ પક્ષો વચ્ચે લાંબો વખત સુધી મતફેર ચાલ્યા કીધો હશે અને પછીજ સુધરેલા આર્યોએ પોતાના વીચાર મુજબની નવી વળાણ લેવાની હીમત કીધી હશે. એ હીમતને આગળ વધારનારો અને આકાર આપનારો નર **જરથોસ્ત** હતો. રીગ વેદમાં જે કેટલાક દેવતાઓની સ્તુતી આપણ જોઇયે છીયે તે **જરથોસ્તની** આગમજના આર્યોની આરાધના વેળાના દેવતાઓ હતા. પણ તે સઘળા એકસરખી સ્તુતીને પાત્ર નથી એમ **જરથોસ્તને** લાગ્યું. તેને વળી એમ લાગ્યું કે આવી સ્તુતીને અનેક દેવતાઓ યોગ્ય હોય નહી. વળી આ દેવતાઓને આરાધવા અને તેમની મદદ માંગવા માટે 'સોમ' નામનો જે પ્રવાહી પીધા પછી ધર્મગુરૂઓ ઘેલી બની અને મસ્તીમાં આવી જઇ મારફાડ કરતા હતા તેબી **જરથોસ્તે** પસંદ કીધું નહી. તેને લાગ્યું કે પરસ્તેશને લાયકનો માત્ર એકજ દેવતા હોવો જોઇયે. તેજ સર્વ પેદાયશનો કર્તા અને સૃષ્ટીનો સૃજનાર હોવો જોઇયે. નેકી અને બદી તેનાંજ અખુટ ડહાપણમાંથી નીકળવાં જોઇયે. એટલામાટે તેણે ઘણા અસુરો (અહુરાઉંઘો) ને બદલે માત્ર એકજ '**અહુર**' ને કલ્પ્યો અને તેને '**મઝ્દ**' નું નામ આપ્યું કે જે આખાં નામનો અર્થ 'હૈયાતી ભોગવનાર મોટા ગ્નાની'નો થાયછે. એ ઉપરથી **જરથોસ્તે** પોતાને પગલે ચાલનારાઓને તેમજ વીરૂધ પક્ષીઓને દેખા-

---

[1] મધ્ય એશીયા અથવા ઇરાનવેજમાં પાર્સીઓ અને હીંદુઓના વડવાઓ એકઠા શેવટ સુધી વસેલા હોવાથી દેવતાઓનાં નામો તેઓમાં એકસરખાં જળવાઇ રહેલાંછે.

[2] અવસ્તામાંથી પણ એજ ધાતુ મળેછે, જે ઉપરથી 'દએવ' [illegible] શબ્દ નીકળેલોછે. પ્રથમ એ શબ્દ સારે અર્થે વપરાતો હતો; પાછળથી તે અર્થ તદન બદલાઇ ગયો હતો.

કર્યું કે જે સર્વોપરી દેવતા તેણે પસંદ કીધોછે તે હૈયાતી ભોગવેછે, યાને સઘળે તે સર્વ-વ્યાપક છે, એટલુંજ નહી પણ તે સર્વ કરતાં મોટું જ્ઞાન ધરાવનાર યાને દરેક બનતા, બનેલા અને બનવાના બનાવની ખબર રાખનાર છે. એવો એકે દેવતા આગળાં આર્ય મગજે ઉપજાવી કહાડયો ન હતો, માટે એકલા '**અહુરમજદ**' સીવાય બાકીના સર્વ તે વખતના જાણીતા દેવતાઓની આરાધના **જરથોશ્તે** રદ કીધી. સોમની કીયા અને તેને લગતું સર્વ હસી કહાડયું અને તેને ખરાબીનું મુળ ગણ્યું. **હોરમજદ**ને સર્વોપરી ગણીને આતશને તેનો કેબલો કીધો. અમશાસ્પંદોને તેણે **હોરમજદ**ની બરાબરીયા અથવા તેનાથી ઉતરતાબી નહી ગણતાં તેઓ માત્ર કલ્પીત શકતીઓ છે એમ ગણીને તેમની સમજણ આપી.૧

**જરથોશ્ત**ની આગમજના આર્ય ધર્મગુરૂઓ 'કવિ' ને નામે ઓળખાતા હતા, પણ **જરથોશ્ત**ના વખત પછી તેને પેગામ્બર ગણનારા ટોળાએ પોતાના ગુરૂઓને 'કવા' નું નામ આપ્યું. એ ગુરૂઓ સોમ વગેરેનો ધીકાર કરનારા હતા માટે વેદમાં આ 'કવા'-ગુરૂઓના ટોળાને ઇંદ્ર દેવતાના શત્રુઓ ગણ્યાછે. આ ઇંદ્ર એકવાર આખી આર્ય પ્રજાનો દેવતા હતો. પણ **જરથોશ્તે** એકલા અહુરમજદ સીવાય બીજા સર્વને રદ કરવાથી તે અને બીજા દેવતાઓ જરતોસ્તીઓના ધીકારમાં આવી ગયા અને 'દેવ' (યાને 'ચળકતા') ઉપરથી તેઓ 'દએવ' (યાને 'બુરા') થઇ પડયા. એ રીતે અસલ 'દેવ' શબ્દનો ખરો અર્થ અવસ્તા ભાષામાં બદલાઇ ગયો. જરતોસ્તીઓએ જ્યારે એ રીતે અસલ શબ્દો 'કવિ', 'દેવ', વગેરેને બદલી નાખી બીજાંજ રૂપ અને અર્થમાં લીધા, ત્યારે સોમના રસની હીમાયત કરનારા આર્ય ટોળાએ પોતાના હરીફોને 'મજદા' નામના એકજ 'અહુર' (અસુર) ને આરાધતા જોઇને તેમને 'અસુર' નું નામ આપી પોતાના ટોળાથી હલકા પાડયા, જોકે એ શબ્દ (અસુર)-નો મુળ અર્થ ઘણો સારો છે અને વેદનાં ઘણાં જુનાં અને પહેલવહેલાં લખાણોમાં અગ્ની વગેરે મોટા દેવતાઓને 'અસુર' કહેલાછે. ત્યારે એ રીતે આ બંને વીરૂધ પક્ષો જુદાં જુદાં નામોથી ઓળખાઇ. એકને 'અસુર' નું અને બીજાને 'દએવ' નું નામ મળ્યું. 'અસુર' તે ઇરાનીઓ—બલકે જરતોસ્તીઓ; 'દએવ' તે પાછળા બ્રાહ્મણ ટોળાના લોકો.

**જરથોશ્તે** શીખવેલા ધર્મની ખુબીઓ વર્ણવવી બેજા છે. પણ તેણે બનાવેલા ગાથામાં જે નીતી શીખવીછે તેની આ ઠેકાણે કંઇક નોધ લેવી જરૂરની છે, કેમકે પાછળા વખતનાં લોકોએ ભુલાવો ખાઇને ધર્મમાં બીગાડો કરવાનું કારણ આપ્યુંછે તે આ નીતીની ખરી સમજણ પાછળથી ભુલી જવાને લીધે બન્યુંછે. જ્યાંસુધી એ ખરી સમજણ મનમાં તાજી રહે નહી ત્યાંસુધી ભુલાવો ચાલુ રહે તેમાં નવાઇ નથી. **જરથોશ્તે** પોતાના શાગેર્દો અને બીજાઓને સમજાવ્યુંછે કે નેકી અને બદી કંઇ બે જુદી જુદી

૧ જરતોસ્તના આ સુધારેલા ધર્મ વીશે જુઓ "તવારીખે સાસાનીઆન," બાબ ૪, ફસલ ૨; તથા ડૉ૦ હાઊગના પાર્સીઓ વીશેના રસાલા, બીજી આવૃતી, પા૦ ૨૯૪, ઇત્યાદી.

ચીજો નથી પણ એકજ છે; તેમની ઉત્પત્તી પણ એકજ મુળમાંથી થયલીછે; તોપણ તેઓ એકેકથી ઉલટી લાગવાને લીધે જુદાપણું ધરાવેછે, અને તેથી તેઓ બે ભાગમાં વહેંચાઈ ગઇછે. એટલામાટે તેણે સમજાવ્યું કે આ એકેકથી ઉલટી ચીજો ઉપર બે અણદીઠ શકતીઓનો કાબુ છે, જેઓ વચે સદાની લડાઈ ચાલી જાયછે. આ બે શકતીઓમાંની એક 'સ્પેન્તો મૈન્યુ' અને બીજી 'અઙ્ર મૈન્યુ' નામની છે. આ બેમાંની પહેલી પેદાયશને બનાવનારી અને બચાવનારી છે; બીજી તેને કોતાહ કરનારી અને તેનો અંત લાવનારી છે. એ રીતે તેઓ બંને એકસરખા દરજાની છે. તેમનાથી પેદાયશનું કામ આગળ ચાલેછે; કેમકે જો એક શકતી વૃદ્ધી કરે પણ તે વૃદ્ધીનો નાશ નહી થાયતો નાશ કરનારી શકતીથી જેવી ખરાબી થાય તેવીજ ખરાબી આ વૃદ્ધી કરનારી શકતી પણ કરેછે. એટલામાટે વૃદ્ધી થવા પછી ચોકસ વખ્તે તેનો નાશ થવો જોઇયે, અને તે નાશ કરનારી શકતી કરેછે. એ રીતે આ બંને શકતીઓ ગુણગારી છે— જોકે તેઓ એકેકથી ઉલટી છે; બંને એકસરખું કામ બજાવનારી છે—જોકે દેખાઇતી રીતે એક ભલી અને બીજી બુરી છે. પણ તેઓ બંને અહુરમજદની પોતાની શકતીઓ છે: અહુરમજદે પોતાનાં કામના બે વીભાગો પાડેલાછે તે આ બે શકતીઓ ઉપરથી પીછાની શકાયછે. મારવાનું અને જીવાડવાનું કામ તેનુંજ છે એમ સાધારણ રીતે એક જરતોસ્તી માનેછે તે **જરતોશત**ની આ નીતીની શીખવણીનું પરીણામ છે. તોપણ પાછળથી મારવાનું કામ હોરમજદની ઉપલી નાશ કરનારી શકતીનું નહી પણ હોરમજદના એક હરીફ હારેમનનું સમજવા અને સમજાવવામાં આવ્યું હતું; અને **જરતોશત**ના ચોખ્ખા મજહબમાં પહેલો બીગાડો એ ખોટી શીખવણીથી શરૂ થયો હતો. ઉપલી બંને શકતીઓ હોરમજદની પોતાની છે અને તેઓ એકસરખી સતા ધરાવનારી છે, માટે સાધારણ રીતે તેમને હોરમજદે પેદા કીધેલી ગણીયે તો ખોટું નથી—જોકે તેઓ કંઈ હૈયાતી ભોગવનારી યા આકાર ધરાવનારી હોય એવું કશું નથી. તેઓ માત્ર કલ્પના છે. તેમને માત્ર મનની આંખેજ જોઈ શકાય એમ છે. તેમની પીછાન માત્ર ખયાલથીજ થઇ શકેછે.

તોપણ આ બંને શકતીઓ એકેકની હરીફ છે: એક પેદાયશની વૃદ્ધી કરેછે અને બીજી તેનો નાશ કરેછે: માટે **જરતોશતે** શીખવ્યું કે નાશ કરનારી શકતીને પસંદ કરવાને બદલે વૃદ્ધી કરનારીનેજ પસંદ કરવી જોઇયે. એ વીશે તેના પોતાના શબ્દો આ છે:—"આ બંને મીનોમાંની એક પસંદ કરો; પણ નેક થજો, બદ ના થતાં."[1] આ ઉપરથી સમજવાનું છે કે બે મીનોમાંની ગમે તેને પસંદ કરવાનું **જરતોશત** પોતાના ચેલાઓ અથવા શ્રોતાજણોની રૂડી બુદ્ધી ઉપર રાખેછે, તોપણ દરેકને પોતાની બુદ્ધી વાપરતાં મદદ થઇ પડે એટલામાટે તે તેમને વીનવેછે કે તેઓએ બદ નહી થવું પણ નેક થવું; એટલે જે ખરાબ રસ્તે—ફનાઇને, નાશને રસ્તે—લઈ જનારી શકતી જે અહ્રમૈન્યુ (ગનામીનો) છે તેને પસંદ નહી કરવી, પણ નેકી અને ખુબી ભરેલી, વૃદ્ધી અને આબાદાની કરી આપનારી જે સ્પેન્તો મૈન્યુ (સપેનામીનો) છે તેને પસંદ કરવી. **જરતો-**

---

[1] **ઇજશ્ને, હા ૩૦, ફકરો ૩.**

**શ્તના** મઝકુર સખુનોનો આ ભાવાર્થ છે. જરતોસ્તી મજહબના શત્રુઓ દેવપરસ્ત કહેવાતા હતા, તેઓ એ ધર્મના મોટા હરીફ થઈ લાગ્યા હતા, માટે **જરતોશ્તે** પોતાના સાંભળનારાઓ આગળ પોતાની હોરમજદી અને તેઓની દેવપરસ્તી દીનના કાનુનો ખુલ્લા મેલીને સર્વ કોઇને સુચવ્યું કે આ બેમાંથી તેઓએ પોતાને ગમે તે દીન એખ્ત્યાર કરવી. પણ જો કોઇ એ બંને ધર્મો કબુલ રાખવાનું મન કરે—યાને એક ખોદાને માનવાનું તેમજ અનેક દેવતાઓને પુજવાનું તે પસંદ કરે—તો તેમને સાફ મના કીધીછે કે "તમારેથી દેવપરસ્તી અને અહુરમજદી એ બંને મજહબો એખ્ત્યાર થઈ શકશે નહી."[1] એ રીતે આ બેમાંની એકજ અને તેબી હોરમજદી દીન પસંદ કરવાનો **જરતોશ્તે** બોધ દીધેલોછે, અને તમામ જગતના પેદા કરનાર દાખલ એકજ ખોદાને ગણવાના સબબો જાહેર કર્યાછે,[2] તથા તેની ભકતીથી નેક રસ્તે ચાલનાર અને વૃદ્ધી કરનાર માણસને હોરમજદ તરફથી છ તરેહની બક્ષેશો મળેછે એમ કહીને તે બક્ષેશોનાં નામો આપ્યાંછે, જે નામો પાછળથી અમશાસ્પંદો દાખલ જાહેર થયાંછે. તે બક્ષેશો આ છે:—૧—ભલું મન, ૨—સર્વથી બુલંદ સચાઈ, ૩—દોલત, ૪—તાબેદારી અને ભકતીભાવ, ૫—તનદરોસ્તી, અને ૬—અમરી.[3]

એ રીતે **જરતોશ્તની** દીન એક ખોદાનેજ માનવાનું શીખવનારી હતી. તેની બીજી ખુબીઓ અનેક છે, જે વીશે અમારાં આગળાં દફતરમાં[4] પુરતી સમજણ આપેલીછે. પણ એ સઘળી ખુબીઓ સાથની આ દીન જેવીને તેવી હાલતમાં હંમેશાં રહી શકી નથી. **જરતોશ્તના** વખત પછી તેમાં ઘણું નવું ઉમેરાયું અને ઘણું અસલી જતું રહ્યું.

---

## ફસલ ૨. બીગાડો કેમ દાખલ થયો?

તવારીખના જમાના આગમચના બનાવો; વંદીદાદનો જમાનો—પહેલી ૫રગરદની રચના કયાની જરતોસ્તી પાદશાહોના વખતમાં: યસ્ન હપ્તંગઈતી—ખાલેસ ધર્મમાં બીગાડાની શરૂઆત; ગાથાના ચોકસ ભાગો જરતોસ્તના નથી; ગાથા અને વંદીદાદના જમાનાઓ વચ્ચે ફર્ક—તે દરમયાન બીગાડાની ઉત્પત્તી; અવસ્તાના પાછળા કલામોમાં જરતોસ્તની શીખવણીથી ઉલટું; જરતોસ્ત ધર્મ સ્થાપનાર નહી પણ ધર્મ સુધારનાર—તે અને તેના ચેલાઓ સુધારાવાળા. જરતોસ્ત પછીનો પહેલો બીગાડો: યસ્ન હપ્તંગઈતીની બંદગી; હોરમજદ જોડે અમશાસ્પંદોની પરસ્તેશ; વંદીદાદના જમાનામાં બીગાડાનો વધારો—હોરમજદનો બરાબરીયો અને હરીફ હારેમન! હઓમની આરાધના—તેનો રસ—હઓમ અને સોમ વચ્ચે તફાવત—હઓમની ક્રીયા વીશે ડૉ૰ હાઉગનું મત. પોર્યોદકેશી લોકો સાથ જરતોસ્તીઓનું જોડાણ—ખરાબીનાં બીની પહેલી વાવણી—ઈજદોની આરાધના—તેમનાં કરતાં હોરમજદની ઉતરતી સ્થીતી!

તવારીખના જમાના આગમજ બનેલા બનાવો વીશે ચોકસપણે બોલતાં એક તવારીખનવેશને પુષ્કળ મુસ્કેલી નડેછે. **જરતોશ્તે** અસલી આર્ય ધર્મને સુધારીને બનાવેલો ખાલેસ મજહબ તેનાં મરણ પછી ક્યારે અને કોણના જમાનામાં બીગડવા માંડયો, અથવા કોણના જમાના સુધી તે પોતાની સ્વછ હાલતમાં રહ્યો, તે નકી કરવાનું

---

૧ ઈજશ્ને, હા ૩૦, ૫૦ ૬. ૨ તેજ, હા ૪૩, ૫૦ ૪૪.

૩ તેજ, હા૰ ૪૭, ૫૦ ૧—૨. ૪ તવારીખે સાસાનીયાન, બાબ ૪.

કામ મુશ્કેલ અને તવારીખની ગેરહાજરીને લીધે કેવળ અશક્ય છે. કવા **વીસ્તાસ્પ** (શાહનામાંના કએ **ગુશ્તાસ્પ**) ના વખતમાં હજરત **જરથોસ્ત** ધર્મ ફેલાવ્યો હતો એમ અવસ્તા ઉપરથી જણાયછે.[1] એ પાદશાહનું રાજ્ય બલ્ખના મુલકમાં હતું, અને તે પુરાતન શેહનશાહતનું મુખ્ય શેહર એજ "ઉંચા વાવટાવાળું બલ્ખ"[2] હતું. **ગુશ્તાસ્પ** એ રીતે પહેલવહેલો જરતોસ્તી પાદશાહ હતો; પણ તેના પછી બલ્ખમાં કોણ કોણ જરતોસ્તી પાદશાહો થઈ ગયા અને કયાંસુધી તેમનો તે અમલ ચાલુ રહ્યો તે કહેવું કેવળ અંધારાંમાં ગોથાં ખાવા સરીખું છે. વંદીદાદની પહેલી પરગરદ રચાઈ તે જમાનામાં બલ્ખ ખાતે કયાની પાદશાહિ યાને પાદશાહ **ગુશ્તાસ્પ**નાજ વંશજોની હકુમત હતી કે નહી તે કહી શકાતું નથી. તેમાં બલ્ખને "ઉંચા વાવટાવાળું" યાને રાજધાની શેહર દાખલ જણાવેલું છે, પણ આ પરગરદ રચાઈ તે વખ્તે તેજ રાજધાની કાયમ હતી કે નહી તે કહેવાઈ શકાતું નથી. કેટલાકો એવો તર્ક બાંધેછે કે **ગુશ્તાસ્પ**ના જમાના પછી કેટલીક મુદતે એસીર્યા દેશના **નાઈનસ** નામે એક પાદશાહે, અથવા બીજાઓ મુજબ **સેમીરામીસ** નામે બેબીલોન્યાની એક રાણીએ, બેકત્રયા (બલ્ખ) ફતેહ કરીને ત્યાંના **હુક્ષત્ર** નામે પાદશાહને શેકસ્ત આપી હતી અને ત્યાં એ વખ્ત પછી એસીર્યન અમલ ચાલુ થયો હતો. પણ એ અટકળ પાછળી શોધો ઉપરથી લગભગ ખોટી પડીછે, કેમકે એસીર્યન તવારીખના ખણી કહાડવામાં આવેલા લેખો ઉપરથી જણાયછે કે જે મુદતમાં એસીર્યન પાદશાહત પોતાનાં પુર તેજમાં ખીલી રહી હતી તે વેળા બેકત્રયા (બલ્ખ) તેના કબજામાં ન હતું, એટલુંજ નહી પણ તે એસીર્યન પાદશાહોથી તે વેળા તદન સ્વતંત્ર હતું.[3] એસીર્યન અમલનો પુર દમામ ઈ૦ સ૦ પુ૦ ૧૪ મી અને ૧૩ મી સદીઓમાં હતો એમ જણાયછે, માટે ડૉ૦ **હાઉગ** માનેછે કે વંદીદાદની રચના એ જમાનાની આગમજ થયલી હોવી જોઇયે, કેમકે એસીર્યન અમલમાં યા ત્યારપછી બલ્ખ "ઉંચા વાવટાવાળું" યાને રાજધાની શેહર હોય નહી. જોકે અમે ઉપર કહ્યુંછે તેમ વંદીદાદની પહેલી પરગરદમાં બલ્ખને ઉપલા એલકાબથી ઓળખ્યું છે તેથી કંઈ તે વેળા તે કયાની શેહનશાહતની રાજધાની દાખલ કાયમ હતું એમ ઠરતું નથી, તોપણ વંદીદાદનો જમાનો એસીર્યન અમલની પુર દમામવાળી મુદત કરતાં ઘણો જુનો હોવો જોઇયે એમાં શક જણાતો નથી. **નાઈનસ**નો જમાનો છેલ્લી શોધખોળ મુજબ ઈ૦ સ૦ પુ૦ ૨૦૫૯ નો છે, તે વખ્તે કંઈ તેની શેહનશાહત મોટું બળ ધરાવતી ન હતી, અને તે જ્યારે બળવાન હતી ત્યારે તેણે બલ્ખ જીત્યું ન હતું. વળી **નાઈનસ**ની આગમજ તો ઈ૦ સ૦ પુ૦ ૨૨૩૪ માં "મીડયન" નામે એક આર્ય ટોળાએ બેબીલન જીતી લઈ કેટલાંક વરસો સુધી ત્યાં હકુમત ચલાવી હતી. ડૉ૦ **હાઉગ જરથોસ્ત**નો જમાનો ઈ૦ સ૦ પુ૦ ૨૩૦૦ વરસો ઉપર મુકેછે, માટે તે જો કબુલ રખાયતો ત્યારપછીનાં ૧૦૦૦ વરસોમાં હરકોઇ વખ્તે વંદીદાદની રચના થવી

---

૧ જરતોસ્તના પહેલા ચેલાઓમાંનો એક મુખ્ય પાદશાહ ગુસ્તાસ્પ હતો એમ ગાથા ઉપરથી માલુમ પડેછે.

૨ વંદીદાદ, પરગરદ ૧, ફ૦ ૭. ૩ પુરા૦ પાદ૦, ફ૦ ૩, સર્ગ ૧૦૭, નોટ ૧.

જોઇયે. અને **જરતોશ્ત**ના ખાલેસ મજહબમાં જે કંઈ બીગાડો થવાનો વંદીદાદની પહેલીજ પરગરદ ઉપરથી આપણને ઇશારો મળેછે તે ઉપલી મુદતમાં બનવું જોઇયે. એ મુદતને દરમયાન અવસ્તાવાણીના બીજા કેટલાક પવીત્ર કલામોની રચના થયલી હોવી જોઇયે, જેઓમાં "યસ્ન હપ્તંગહઇતી" વગેરેને મેળવામાં આવીછે. આ કલામો પુરાણા—વંદીદાદની પહેલી પરગરદ કરતાં પણ પુરાણા—છે, કેમકે તેમની ભાષા ગાથાવાણીને મળતી છે. પણ એ કલામોમાં જે જાતની ધર્મનીતી આવેલીછે તે દેખાડી આપેછે કે તેમની રચનાના જમાનાથીજ **જરતોશ્ત**ના ખાલેસ મજહબમાં બીગાડો થતો ચાલ્યો હતો.

હવે આ બીગાડો કયારથી શરૂ થયો—**જરતોશ્ત** પછી કેટલી મુદતે શરૂ થયો—તે કોઇથી પકે પાયે કહી શકાશે નહી. પણ જ્યારે "યસ્ન હપ્તંગહઇતી" ની ભાષા ગાથાવાણીને મળતીજ છે, ત્યારે એવું ગુમાન જાયછે કે **જરતોશ્ત** પછી થોડીજ મુદતમાં આ બીગાડો શરૂ થવો જોઇયે. તે શો છે તેની હવે આપણ ટુંક તપાસ લઇએ.

ગાથાવાણી **જરતોશ્તે** બનાવી હતી એમ સાધારણ રીતે મનાયછે, અને જેટલી હદ સુધી તેમાં ખુદ **જરતોશ્ત**ના પોતાના વચનો છે તેટલી હદ સુધી તે કલામો તેના પોતાનાજ બનાવેલા કબુલ રાખવા જોઇયે. પણ પાંચ ગાથાનાં નામથી જે વચનો આજ સુધી આપણી કને જળવાઇ રહ્યાંછે તે સઘળાંજ **જરતોશ્ત**નાં હોય એમ લાગતું નથી; કેમકે કેટલેક ઠેકાણે[1] આપણા જોવામાં એવાં વાકયો આવેછે કે જેમાં **જરતોશ્ત** પોતે બોલતો જણાતો નથી પણ **જરતોશ્ત**ને માટે કોઇ બોલતું હોય એમ ખુલ્લું માલુમ પડેછે. એ ઉપરથી એવું સમજાયછે, અને તે ખરૂં લાગેછે, કે જ્યાં **જરતોશ્ત** પોતે બોલતો નથી પણ તેને માટે બોલવામાં આવેછે તે ગાથાનો ભાગ **જરતોશ્તે** નહી પણ તેના સર્વથી પહેલા ચેલાઓ—**ફરશોસ્તર** અને **જામાસ્પ**—એઓએ રચ્યો હશે. હવે જ્યારે ખુદ ગાથાના ચોકસ ભાગોના સંબંધમાં આમ છે ત્યારે ગાથાની રચના થવા પછી કેટલીક મુદતે રચાયલી "યસ્ન હપ્તંગહઇતી" ની રચના **જરતોશ્ત**થી થયલી માનવી કેવળ અશકય છે, એટલુંજ નહી પણ વળી એ બંદગી **જરતોશ્ત**ના ઉપર કહેલા શાગેર્દો યા તેમના બીજા જોડીયાઓએ રચી હતી એમ માનવાને પણ કશું કારણ મળતું નથી; કેમકે જે ધણી એક મજહબને સુધારનાર અને સ્વચ્છ કરનાર મહાપુરૂષની શાગેર્દી કરે તેજ ધણી તેજ મહાપુરૂષના સુધારાઓ ઉપર પાણી ફેરવીને આગળી તર્ક કરેલી બાબતોને પાછી નવેસરથી તાજી કરવાની હીમત ચલાવે,—અને તેબી પોતાના ઉસ્તાદની હૈયાતી પછી તુરતજ,—એ નહી મનાય એવી વાત છે. પણ તોબી આ વાત માનવાજોગ છે કે **જરતોશ્ત** પછી થોડીક સદીઓમાં તેના સુધારેલા મજહબ ઉપર તેને પગળે ચાલનારાઓએ પાણી ફેરવ્યું હતું, અને તેમ કરીને તેઓ પોતે સુધારાવાળા હોવા છતાં બીગાડાવાળાઓને મળી ગયા હતા.

આપણ ઉપર કહી ગયા છીયે કે અનેક દેવતાઓને માનવાનું **જરતોશ્ત**ને પસંદ આવ્યું નહી તેથી તેણે એકલા એકજ ખોદાની પરસ્તેશમાં પોતાનો મજહબ ઉભો કીધો. તેની આગમજ "સ્પેન્તા" નામે આતશની સંભાળ લેનારા અને તેની

---

1 જુઓ છેલા ત્રણ ગાથાઓ, અગત્ય કરીને ઇજશ્નેનો હા ૫૧.

ખુબી જાહેર કરનારાઓનો એક વર્ગ હતો, જે વર્ગમાંનો **જરથોશ્ત** પોતે પણ એક હતો. તેઓને પોતાની બાજુએ ખેંચી લેવા માટે તેણે આતશને પોતાના ખોદાનાં નુર અને કેબલા દાખલ ગણ્યો ખરો, પણ તે ઉપરાંત બીજી ઘણી બાબતો તેણે છોડી દીધી. "હઓમ" (સોમ) ની ક્રીયાને તેણે ધીકારી, અને તેનો રસ કહાડીને પીનારાઓને તેણે સખ્ત શબ્દોમાં ધીકારી કહાડયા. દુન્યાની સઘળી ખરાબી તેઓથીજ થાય છે એવો તેણે આ કેફી વસ્તુ પીનારાઓ ઉપર દોષ મેલ્યો. ગાથામાં જેમ હઓમનું નામ નથી, તેમજ મિથ્ર, અનાહીત, જેવા યજદોનુંજ નહી પણ જેમને આજે આપણ અમશાસ્પંદોને નામે ઓળખીયે છીયે તેઓમાંના એકનું પણ નામ અમશાસ્પંદ તરીકે જણાવેલું નથી. ગાથામાં ભલુ મન (વોહુમનો—બહમન), અશોઇ (અષ-વહિસ્ત—અર્દીબેહસ્ત) વગેરે મનસ્થ નામો આપણ જોઇયે છીયે, પણ એ નામો તેમાં અમશાસ્પંદ રૂપે વપરાયાં નથી. તેમાં એક પણ ઠેકાણે **જરથોશ્તે** હરકોઈ અમશાસ્પંદને અથવા યજદને તેનું નામ લઈ આરાધ્યો નથી કે યાદ કીધો નથી; વખાણ્યો નથી કે તેનાથી કંઇ યાચ્છા કીધી નથી. ગાથામાં **જરથોશ્ત** સઘળો આધાર પોતાના એકનાએક પેદા કરનાર ઉપર બાંધ્યો છે, જેને બદલે અનેકને માનનારાઓથી તે જુદો પડયો છે. અનેક દેવતાઓનાં નામોની હસ્તી નાબુદ કરીને માત્ર એકજ પરમેશ્વરનું સ્મરણ કરવા અને કરાવવાની તેની નેમ હતી; માટે **જરથોશ્ત** નવો ધર્મ સ્થાપનાર ન હતો, પણ ચાલુ ધર્મમાં જે તેને બીગાડા જેવું લાગ્યું તે ગાળી કહાડીને રદ કરનાર—યાને બીજા બોલીમાં બોલીયે તો તે ધર્મ સુધારનાર—હતો. એ રીતે ત્યારે તેનો ધર્મ સુધારાનો હતો; ચાલુ ધર્મમાં સુધારો કરીને તેણે નવી ગોઠવણ રચી હતી. એટલામાટે તે ધર્મનો સુધારો કરનાર પહેલવહેલો મહાપુરૂષ હતો, અને તેના ચેલાઓ તેના સુધારેલા ધર્મનો ઝુંડો ઉઠાવનારા પહેલવહેલા સુધારાવાળા હતા.

પણ જેમ સુધારાનાં દરેક કામમાં બને છે તેમ **જરથોશ્તના** આ સુધારાના સંબંધમાં પણ બન્યું. દરેક સુધારાના આરંભમાં એકદીલીની જરૂર હોયછે, કેમકે તેવી એકદીલીથીજ સુધારાનું કામ મજબુત જડ ઘાલી શકે છે. પણ તે એકદીલી સદા રહેતી નથી; સુધારાવાળામાં બપનારાઓ પાછળથી ઢીલા થઇ જાયછે; તેમના આગેવાનની હૈયાતીમાં તેઓ બહુ મજબુતી દેખાડેછે, પણ તેનાં મરણ બાદ તેઓ પોતાનું કામ આગળ વધારી શકતા નથી. તેથી બને છે એમ કે તેઓની પક્ષ નબળી પડી જવાથી તેમનો મોભો રહેતો નથી ત્યારે તેઓમાંના ઘણાએક પોતાનાં આગળાં કામ ઉપર પાણી ફેરવી દઇને શેવટે પોતાના હરીફો જોડે મળી જવાને શરમાતા નથી. **જરથોશ્તના** સુધારેલા સાદા પણ પવીત્ર મજહબના સંબંધમાં પણ એમજ બનેલું જણાયછે. તે મહાપુરૂષની હૈયાતીબાદ તેના કોઇએક પાછળા શાગેર્દ અથવા શાગેર્દોએ અસલી વીચારનાઓ અને પોતાના નવા સુધારેલા મજહબને નાપસંદ કરનારાઓને ચોકસ કારણોને થકી રાજી કરવાની મતલબથી એકલા એકજ ખોદા અહુર-મજદનેજ આરાધવા અને વખાણવાને બદલે તેની જોડે તેના ૬ મદદગારો—અમશાસ્પંદો—ની આરાધના ઉભી કીધી, અને એ રીતે અહુરમજદની જોડે આ અમશાસ્પંદોની પરસ્તેશમાં

જે નવી બંદગી જોડાઈ તે "યસ્ન હપ્તંગહાતી" નામની હતી. એ રીતે જે કામ **જરતોશ્તે** પસંદ નહી કીધેલું પણ પોતાના મજહબમાંથી રદ કરેલું તે તેની હૈયાતીબાદ પાછો પગપેશારો કરવા પામ્યું, જેનું પહેલું મંડાણ તે ઉપલી 'યસ્ન' હતી. ખરી વાત છે કે જરતોસ્તી ધર્મમાં પછવાડેથી જે બીજી તરેહવાર ઉંચી અને ઉલટી, અણ-ઘટતી અને અણગમતી બાબતોનો ભેળ થયો હતો તેવું કશું આ યસ્નમાં નથી; તોપણ જ્યાં અહુરમજદ એકલોજ પરસ્તેશને લાયકનો ઠરી ચુકયો હતો ત્યાં હવે તેની જોડે, તેના મસલત આપનારા હોય તેમ, તેની રાજ્યસભાના દરબારીઓ હોય તેવી રીતે, છ અમશાસ્પંદો પણ દાખલ થયા; એ ધર્મના બીગાડાનું પહેલું કામ ખુલ્લું જાહેર થાયછે. એ યસ્નમાં જેમ અહુરમજદની તેમ તેની જોડે દાખલ કરેલા છ અમશાસ્પંદોની, તેઓ દરેકનું નામ દઈને, ગોયા તેઓ અહુરમજદના જેવીજ આરાધનાને યોગ્ય હોય તેમ, સ્તુતી કરવામાં આવીછે; અને "યજમઈદે" યાને "અમો પરસ્તેશ કરીયે છીયે," એવા શબ્દથી તેમની આરાધના શરૂ કીધીછે. જરતોસ્તી ધર્મની ખાલિસીમાં પેવશ થયલો પહેલો બીગાડો એ રીતે આ યસ્ન હપ્તંગહાતી હતી.

**જરતોશ્તની** હૈયાતીબાદ કેટલીક સદીઓ પછી વંદીદાદ—અવસ્તા મુજબ "વી-દએવો દાત"—ના મોટા ભાગની રચના થઈ હતી. હવે જ્યારે આપણ એકવીશ નુસ્કોમાંનાં આ ૧૯ માં નુસ્ક ઉપર આવીયે છીયે—કેમકે તે નુસ્કોમાંનું જો કંઈ પણ બાકી રહ્યું હોયતો તે માત્ર આ એકજુંજ છે—ત્યારે આપણને જણાયછે કે તે બનવાના વખ્તમાં ખાલિસ જરતોસ્તી મજહબમાં અનેક પ્રકાર-ના બીગાડા દાખલ થઈ ચુકેલા હતા. યસ્ન હપ્તંગહાતીમાં અહુરમજદ અને અમશાસ્પંદો જોડે આતશ, પાણી, જમીન, ફરોહરો વગેરેની આરાધના થયલી આપણ જોઇયે છીયે. પણ એ યસ્નના વખ્ત પછી, ઉપલા ઇજિદો ઉપરાંત, વળી સુરજ, ચંદ્ર, સેતારા, રોશની, પર્વત, કુવત, હઓમ, વગરે વગરે આકાશી ગ્રહો, કુદરતની ચોકસ શકતીઓ અને આ પૃથ્વી ઉપરની નીર્જીવ વસ્તુઓ, એ સર્વની આરાધના કરવાનું ચાલુ થયલું જણાયછે. એ રીતે **જરતોશ્તની** આગમજ જે જે આરાધના ચાલુ હતી તે પાછી જરતોસ્તી મજહબ પાળનારાઓમાં કાયમ થઈ, એટલુંજ નહી પણ તે ઉપરાંત બીજી નવી નવીનો વધારો થતો ગયો; અને એ રીતે જે મજહબને એક આગળા મજહબનાં કોતલાંમાંથી સમારી તથા સ્વચ્છ કરીને **જરતોશ્તે** આલમની હજુર મેલ્યો હતો તે પાછળથી એટલોબધો ખરાબ થતો ચાલ્યો કે કદાચ પેલો **અસલ** મજહબ આ પાછળા બીગડેલા ધર્મ કરતાં વધારે સારો ગણી શકાય. વંદીદાદના જમાનામાં **જરતોશ્તનો** ધર્મ કેટલીબધી હદ સુધી બીગડયો હતો તે તેની બીજી **સઘળી** પરગરદો કરતાં પુરાણી ગણાતી પહેલીજ પરગરદ ઉપરથી માલુમ પડેછે.

ફરી ફરીથી આપણે કહ્યુંછે કે **જરતોશ્તનો** મજહબ એક ખોદાને **માનવાનું** શીખવનારો હતો; તેનો એકલો ખોદા અહુરમજદ હતો, જેનો કોઈ મદદગાર કે સલાહકાર **જરતોશ્તે** કલ્પેલો ન હતો, જેનો કોઈ હરીફ કે શત્રુ તે મહાપુરૂષે ધારેલો ન હતો. અને તોપણ જ્યારે યસ્ન હપ્તંગહાતીમાં હોરમજદના મદદગારો અને સલાહકારો

દાખલા આપણુ છ અમશાસ્પંદોને ઉભા કીવેલા જોઇયે છીયે ત્યારે વંદીદાદની સર્વેથી પુરાણી પહેલીજ પરગરદમાં હોરમજદના હરીફ અને શત્રુને દાખલ કીવેલો આપણુ જોખમ વાંચીયે છીયે! જરતોશ્ત અહુરમજદને તમામ સૃષ્ટીનો સાહેબ કહેછે, માનેછે, અને આપણી પાસ મનાવેછે; ત્યારે વંદીદાદમાં આપણુ તેથી ઉલટુંજ જોઇયે છીયે. તેમાં આપણુ વાંચીયે છીયે કે પેદાયશ કરનારો એકલો હોરમજદ નથી, પણુ હારેમન તેનો હરીફ છે અને તે હરીફ પણુ પેદાયશ પેદા કરવાની શક્તી ધરાવેછે. અલબત તેને બુરી પેદાયશનું નામ મળ્યું છે, પણુ એ બુરી પેદાયશ હારેમન અથવા ગનામીનો અથવા અહરમૈન્યુ અહુરમજદની ભલી પેદાયશની વીરૂધમાં, તે પેદાયશને હેરાન કરવા અને તેનો નાશ કરવાની મતલબથી બનાવતો જણાયછે. હવે જરતોશ્તની ગાથાવાણી આપણને શીખવેછે કે રોશની તેમજ અંધકાર,[1] સુખ અને દુખ,[2] ભલું અને બુરૂં મન,[3] એ સર્વ અહુરમજદની પેદાયશ છે. પણુ વંદીદાદમાં તો આપણુને એથી જુદું અને ઉલટું શીખવવામાં આવેછે. ત્યાં આપણુ જોઇયે છીયે કે જે સઘળું ભલું, સારૂં અને સુંદર છે તે હોરમજદનું પેદા કીવેલું છે, પણુ જે સઘળું બુરૂં છે તે તેના મજકુર હરીફ ગનામીનોનું બનાવેલું છે.[4] હોરમજદની પેદાયશને તોડવા માટે તેનો એક હરીફ છે, તે તેના જેટલોજ શક્તીવાન છે, અને તેજ ભલી પેદાયશનો નાશ હોરમજદની મરજી વીરૂધ કરેછે, એમ હાંજ, વંદીદાદની આ પહેલી પરગરદમાંજ, આપણુ પહેલવહેલું શીખીયે છીયે. હોરમજદના હરીફનું નામ પણુ હાંજ આપણુને પહેલું મળેછે. ગાથામાં એવો કોઈ શત્રુ નથી; યસ્ન હપ્તંગહાતીમાં તેની કલ્પના કરેલી જણાતી નથી;—પણુ માત્ર વંદીદાદથીજ આપણુ શીખીયે છીયે કે ગનામીનો બુરો છે અને તે ખુદ હોરમજદનો નાશકારક હરીફ છે.

હવે આ ઠેકાણે ચપળ વાંચનારને આમ ફરીથી જણાવવાની કશી અગત્ય રહીજ નથી કે અહરમૈન્યુ યાને ગનામીનો જરતોશ્તના જાહેર કરેલા એકનાએક ખોદાનો કોઈ ખરેખરો હરીફ યા જોડીયો નથી, પણુ તેતો તેની બે મુખ્ય, એકસરખા દરજાની, એકસરખો ફાયદો કરનારી, તોપણુ એકેકની વીરૂધમાં કામ કરનારી શક્તીઓમાંની એક છે. જે શક્તી સ્પેન્તોમૈન્યુ (સપેનામીનો) નામની છે, અને જે ભલી પેદાયશોનો વધારો કરનારી ગણાયછે, તેની સામે પેદા કરેલી બીજી શક્તી તે અહરમૈન્યુ (ગનામીનો) છે, જે વીશે આપણે ટુકમાં આગળ ખોલાસો મેળવ્યોછે.[5] આ ઉપરથી જણાશે કે જરતોશ્તની ફીલસુફી ભરેલી શીખવણી પાછળથી કોઈ સમજી નહી શક્યું તેથી તેનો ખરાને બદલે ખોટો અર્થ થયો હતો, અને તેથીજ ધર્મમાં મોટો અનર્થ થયો હતો. આ અનર્થ કરનારાઓ હજીબી જરતોસ્તીજ હતા, હજીબી તેઓ એક

---

૧ ઇજસ્ને, હા ૪૪, ૫૦ ૫. ૨ તેજ, હા ૪૫, ૫૦ ૯.

૩ તેજ, હા૦ ૪૮, ૫૦ ૪. ૪ જુઓ અગત્ય કરીને પરગરદ ૧.

૫ જુઓ ઊપર, ફસલ ૧. એ બાબતમાં વાસ્તવીક ખોલાસા માટે જુઓ અમારી "તવારીખે સાસાનીઆન," બાબ ૪, ફસલ ૧, સફે ૮૯—૯૧.

ખોદાને માનનારા હતા, હજીબી તેઓ મુર્ત્તીપુજાને ધીકારતા હતા, હજીબી તેઓ સોમના રસ પીનારાઓને પોતાના શત્રુ ગણતા હતા અને પોતે ખેતીવાડીનાં કામમાં મશગુલ હતા: પણ એ સઘળું છતાં તેઓમાં એક બુરો વીચાર એ પેવશ થયો હતો કે દુન્યામાં જે કંઈ ખરાબી થાયછે તે હજરત **જરતોશ્તે** કલ્પેલી સ્પેનામાનીની હરીફ શકતી ગનામીનોથી થતી ન હતી, પણ તે કરનાર તો હોરમજદનો પોતાનો હરીફ હારેમન હતો! પેગામ્બરના ભેદ ભરેલા કલામો નહી સમજવાથી, તેમની ખુબી ભુલી જવાથી, સ્પેંતોમીનો અને સ્પેંતાતેમો મીનો[1] એ બંનેને અકેકથી જુદી નહી પણ એકનીએકજ શકતી ગણવાથી આ મોટા ઠપકાને લાયકનો ખોટો ખયાલ તેમનાં મનમાં ઉભો થયો હતો. ગાથા મુજબ સ્પેંતો મીનો વૃદ્ધી કરનારી શકતી છે; અહ્‌ર મીનો નાશ કરનારી શકતી છે: પણ સ્પેંતાતેમો મીનો ઘણીજ વૃદ્ધી કરનારી શકતી છે, જેની બરાબરી ઉપલી બેમાંની એક પણ શકતી કરી શકે નહી. એ રીતે પ્રથમ જે એક શકતી હતી તે પાછળથી એક ફરેશ્તા જેવી થઇ પડી; જે શકતી એક વડી શકતીની પેદા કરેલી જેવી હતી તે હવે પોતાને પેદા કરનારની બરાબરની થઈ પડી!

પણ એટલુંજ નથી. ધર્મનો બીગાડો આટલી હદ સુધીજ આવીને અટકેલો જણાતો નથી. સોમના રસને અને તે પીનારાઓને **જરતોશ્તે** ધીકારીને તેમને તથા તેમના તાયફાને પોતાના શત્રુઓ ગણ્યાછે, પણ દેજસ્નેના જમાનામાં તેજ શત્રુઓ પાછા મીત્ર થઇ ગયલા જણાયછે; કેમકે હઓમ (સોમ) ની સ્તુતીમાં એક આખો મોટો હા રચવામાં આવ્યો છે અને તેમાં તેના રસની ખુબીઓ વર્ણવી છે. પણ માત્ર હઓમની ખુબી ગાવાથી સોમના પુજારીઓ જરતોસ્તીઓ સાથ મળી ગયા હતા એમ સમજવું નહી. તેઓને તો દેવપરસ્તોનું જે નામ મળ્યું હતું તેજ નામે તેઓ હજીબી ઓળખાતા હતા: વળી હઓમનો જે રસ ગાળવામાં આવતો તે સોમની ક્રીયાથી જુદોજ હતો. કફ ચહડયા આગમજ હઓમનો રસ પી જવામાં આવતો હતો; અને વળી હઓમ અથવા સોમના રોપાને નામે પ્રથમ જે ઝાડ આર્ય લોકને જાણીતું હતું તેને બદલે પાછળા જરતોસ્તીઓએ એક બીજુંજ ઝાડ પસંદ કીધું હતું.[2] ડૉ૦ **હાઉગ** કહેછે કે હજરત **જરતોશ્તની** આગમજના લોકો, જેઓ જરતોસ્તી મજહબને પસંદ કરવા છતાં હજી પોતાની આગળી કેટલીક રાહ રસમ અને આરાધનાને વળગી રહેલા હતા તેમને રાજી કરવા માટે, તેમને પોતાની તરફ ખેંચી લેવા માટે, **જરતોશ્તના** પાછળા શાગેર્દોએ અને મોટા ધર્મગુરૂઓ—જરથુશ્ત્રો-તેમો—એ તે આગળી દીનવાળાઓને પસંદ પડતી જે કેટલીક ક્રીયાઓ પોતાના સુધારેલા ખાલેસ ધર્મમાં દાખલ કીધી હતી તેમાંની એક આ હઓમની ક્રીયા છે. આગળી દીનવાળા આ લોકો "પોર્યોદકેશી"

---

૧ આ બંને અકેકથી જુદી જુદી શકતીઓછે. સ્પેંતોમીનો તે સાધારણ રીતે ઓળખાતી સપેના મીનો શકતી છે, જે સઘળી ભલી પેદાયશ પેદા કરનારી છે. પણ સ્પેંતાતેમો મીનો તે અહુરમજદનું પોતાનું બીજું નામ છે. જેમકે "સ્પેંતાતેમો નામ અહ્મિ," યાને "ઘણીજ વૃદ્ધી કરનારી મીનો નામ મારૂં છે."—જુઓ હોરમજદ યશ્ત.

૨ પાર્સીઓ વીશેના રસાલાઓ, બીજી આવૃતી, સફે ૨૫૯.

("પડુઇર્યો-ત્કએષો") ને નામે ઓળખાયાછે. તેઓ ઘણા દેવતાઓને માનનારા હતા તોપણ તેઓ પેલા મુર્તીપુજક અને છાકટા દેવપરસ્તોને છેક મળી ગયલા હોય એમ લાગતું નથી. એ લોકોને રાજી કરવા માટે જેમ **જરતોશત**ની ખાલેસ દીનમાં નવી ક્રીયાઓ દાખલ થઈ તેમ વળી નવી બંદગીઓ જુદા જુદા ઇજદ અમશાસ્પંદોની યાદમાં જોડાઈ; અને એ રીતે મિથ્ર, વયુ, અષિ, વેરેથ્રઘ્ન, વગેરે આગળા નરનારી ઇજદો જેઓને **જરતોશતે** પોતાની સુધારેલી દીનમાંથી પછાત રાખ્યા હતા તેમને જરતોસ્તી મજહબને નામે ઓળખાતા ધર્મમાં પાછા દાખલ કરવામાં આવ્યા, અને **જરતોશતે** કલ્પેલું નહી પણ તર્ક કરેલું દેવતામંડળ પાછું સજીવન થયું. અલબત એ દેવતામંડળ દેવપરસ્તોનાં દેવતામંડળથી ઘણી વાતે જુદું હોવું જોઇયે, તોપણ જરતોસ્તીઓના ઇજદ અમશાસ્પંદોનાં જે નામો સઘળા આર્યો એકઠા વસ્તા હતા ત્યારે તેઓમાં ચાલુ હતાં તેજ નામો આ નવાં દેવતામંડળમાં માલુમ પડયાંછે. જરતોસ્તી ઇજદ અમશાસ્પંદોમાંના કેટલાકનાં નામો પુરાતન રીગવેદમાંથી મળી આવેછે, કે જેમાં દર્શાવેલો ધર્મ **જરતોશત**ની આગમજનો હતો. એટલાજ માટે એ નામો **જરતોશત**ના ગાથાઓમાં નથી. ત્યાર પછી બનેલી યસ્ન હપ્તંગહાતિમાં આપણ અમશાસ્પંદોનાં નામો જોઇયે છીયે, અને વંદીદાદ તથા યજશ્નેમાં નરનારી ઇજદોના નામો વાંચીયે છીયે.

એ રીતે એકને બદલે અનેક દેવતાઓની આરાધના ધીકારનારા અને તર્ક કરનારા મજહબમાં પાછી તેવાજ અને તેનાતેજ દેવતાઓની આરાધના દાખલ થઈ. તેમ થવાથી જરતોસ્તીઓ અને પોર્યોદકેશી લોકો જોડાઈ ગયા, અને એ જોડાણથી ખાલેશ દીનમાં ખરાબીનાં પહેલવહેલાં બી વવાયાં. કેમકે એ વખ્ત પછી એવું બન્યું કે આ નવા પણ નાના ઇજદોની સ્તુતી જોડનારાઓએ એટલીબધી હદ કીધી કે તેઓએ પોતપોતાના મનગમતા ઇજદોને હોરમજ્દ કરતાં પણ વધારે ચહડતો દરજ્જો આપ્યો, અને હોરમજ્દ તે ગોયા તેમનો જોડીયો—બલકે કેટલેક ઠેકાણે તો તેમનો મદદનીશ—હોય તેમ તે સર્વશકતીવાન સાહેબને તેનીજ પેદા કીધેલી શકતી—ઇજદો—ની આરાધના કરતો અને મદદ માંગતો આપણ જોઇયે છીયે.[૧] એ સઘળું જરતોસ્તી મજહબનો બીગાડો દેખાડેછે. જે ધર્મને સ્વચ્છ કરનારે એકલા એકજ ખોદાને માનવા તથા મનાવવાનું ફરમાવેલું, તેનાજ મજહબમાં અનેક દેવતાઓને માનવાનું દાખલ થાય, તથા વળી તે દેવતાઓની તેમને પેદા કરનાર પોતેજ આરાધના કરે, એ **જરતોશત**ના સાદા, સ્વચ્છ, ખોદાઈ મજહબમાં કેવડો મોટો બીગાડો ગણાય!

યશ્તોના જમાના પછી **જરતોશત**ના મજહબમાં બીજો કેટલો નવો બીગાડો થયો હશે તેની આપણને ખુદ અવસ્તાવાણી ઉપરથી કશી શાહદત મળતી નથી. પણ તવારીખનવેશો ઉપરથી આગળ ચાલતાં આપણ જોઇશું કે આ ધર્મમાં હજી બીજો ઘણો બીગાડો વખ્ત જતાં દાખલ થવા પામ્યો હતો, તે એટલીબધી હદ સુધી કે દેવતાઓની મુર્તીઓ પણ બનાવવામાં આવતી હતી અને તેમને સરઘસ કહાડીને ફેરવવામાં આવતી હતી!

૧ જુઓ આવાં, મેહર વગેરે યશ્તો.

## ફસલ ૩—કેટલાક ઈજ઼દોની એસીર્યન દેવતાઓ સાથ સરખામણી.

બલ્ખનાં રાજપની સમાપ્તી; બેબીલન ખાતે જ઼રતોશ્તી રાજ્ય—તે વીશે તર્ક. મીડ તાયફાનું ઈરાન છોડી જવું—તેનું એસીર્યન અને તુરાની લોકો સાથ ભેળાવું—મીડયા ખાતે જ઼રતોશ્તી ધર્મમાં ભેળ; ઈરાની, તુરાની અને સેમીટીક ટોળાઓનાં એકમળતાં દેવતા મંડળો—તેમની ટીપ. 'અહુર' અને 'અશુર'—તેઓ વચ્ચેનો તફાવત—અશુરની નીશાન—તેને 'ફરોહર'નું મળેલું નામ—મનુષ રૂપી ગોધા અને સીંહનાં પુતળાં અને ચીત્રો—તેમની ઉત્પત્તી એસીર્યનો ઉપરથી; 'નીન' અને 'બેહરામ'—તેમની મળતી આવતી નીશાનીઓ; 'નરસીંહ' અને 'નેર્યોસંગ'—શું તેઓ એકજ છે? એક કલ્પના. અવસ્તાના ગનામીનોની ઉત્પત્તી એસીર્યન 'અનુ' ઉપરથી; બીજા ઈજ઼દોની સરખામણી: 'અનાહીત'ની ઉત્પત્તીનું મુળ; એસીર્યન દેવી 'એસ્ટાર્ટ'—તેના એલકાબ; અનાહીત સાથ બીજી દેવીઓની સરખામણી—અનાહીત અને એસ્ટાર્ટ—અનાહીતના એલકાબો—તે અને એસ્ટાર્ટ વચ્ચે મળતાપણું.

જ઼રતોશ્તી ધર્મની પહેલવહેલી સ્થાપના બલ્ખ બામીમાં પાદશાહ **ગુશ્તાસ્પ**નાં રાજ્યમાં થઈ હતી, એમ **ફીરદોસી** આપણને જણાવી જાયછે. એ બીનાને ગાથાવાણીથી ટેકો એમ મળેછે કે **જ઼રતોશ્ત**ના પહેલા શાગીર્દોમાંનો એક મુખ્ય પાદશાહ **ગુશ્તાસ્પ** પોતે હતો. પાદશાહનું ખાનદાન કયાનીને નામે ઓળખાયછે, અને તે અવસ્તામાં કવા **વીસ્તાસ્પા**ને નામે જાણીતો થયલોછે. **ગુશ્તાસ્પ** પછીના પાદશાહોનાં નામ નીશાન અવસ્તામાંથી મળતાં નથી. ત્યારપછીની તવારીખ સઘળી અંધારાંમાં છે, માટે આ કયાની વંશની પાદશાહત કયાં સુધી ચાલી હશે તે કહેવાઈ શકાતું નથી. વળી એ પાદશાહત પછી બલ્ખ અને તેને લગતા મુલુકોમાં કોનો અમલ ચાલ્યો તેબી ચોકસપણે કહેવાઇ શકાય એમ નથી. કેટલાક અસલી તવારીખનવેશોના જણાવ્યા મુજબ એસીર્યન લોકોએ બલ્ખને તાબે કરીને તેને પોતાની સલતનતનો એક પ્રાંત બનાવ્યું હતું. આમ કયારે બન્યું તે વીશે ચોકસ તારીખ મળવી કઠણ છે. આ બીનાની સચાઇ હજી પુરવાર થતી નથી, તોપણ જો એમ બન્યું હોયતો તે આગમજ ઘણાં વરસો ઉપર, પણ **ગુશ્તાસ્પ**ના જમાના પછી, બેબીલોન ખાતે પરદેશી ટોળાના જે આઠ પાદશાહો અમલ ચલાવી ગયલા ત્યાંનો એક સ્વદેશી તવારીખનવેશ **બેરોસસ** જણાવેછે તેઓ જ઼રતોશ્તી પાદશાહો હોય એમ જણાયછે. આ મીડ ટોળાના પાદશાહો હતા એમ ઉપલો ઇતીહાસ કર્તા લખેછે.

હવે તવારીખમાં જેઓ મીડ લોકોને નામે ઓળખાઇ ગયાછે તેઓ આર્ય હતા, અને વધારે હકીકતો ઉપરથી એવું ગુમાન જાયછે કે તેઓ જ઼રતોશ્તી હતા. કદાચ તેઓ કેવળ જ઼રતોશ્તી નહી હોય તોપણ તેમના અને જ઼રતોશ્તી ધર્મ-મતો એક બીજા સાથ એટલાંબધાં ભળી ગયાં હતાં કે તેઓ લગભગ એકજ લાગી જાયછે. કહેછે કે બેબીલોન ખાતે રાજ્ય ચલાવી ગયલા જે આઠ પાદશાહોને મીડયન વંશના દાખલ તવારીખનવેશ **બેરોસસ** ઓળખાવી ગયો છે તેઓમાંના પહેલાનું નામ **જ઼રતોશ્ત** હતું.[1] **રૉલીન્સન**[2] મુજબ આ પાદશાહનું નામ બેબીલોન તખ્તીઓમાંથી **કુદુર-નખુન્તા**

૧ હાગ, "જ઼રતોશ્તનું પહેલું ભાષણ," સફે ૨૩.

૨ પુરા૦ પા૦૯૦, દફ૦ ૧, સફે ૧૫૯—૧૬૦, તથા નોટ.

મળી આવ્યું છે. હવે આ બંને નામો ઉચ્ચારમાં ગમેએટલાં જુદાં છે તોપણ તેમના અર્થ એકજ છે, એમ સર **હેનરી રૉલીન્સન** આપણને સમજાવેછે. તફાવત એટલોજ છે કે 'જ.રતોશ્ત' નામ જ્યારે આર્ય જબાનનું છે ત્યારે 'કુદુર-નખુન્તા' તેનો સેમીટીક તરજુમો છે. હવે ઉપલો **જ.રતોશ્ત** નામ ધરાવનારો પાદશાહ તે પોતેજ હજરત **જ.રતોશ્ત** હોય એમ સાબેત થતું નથી,[૨] પણ તે જ.રતોશ્તી મજહબનો કોઇ વડો ગુરૂ હોવો જોઇયે, કેજે આગળા વખ્તમાં એ નામેજ ઓળખાતો હતો. **બેરોસસ** તવારીખનવેશે આ હાકમને મીડ ટોળાના પાદશાહને નામે ઓળખાવ્યોછે, પણ તે વખ્તે મીડ નામનો કોઈ ટોળો જાણીતો હોય એમ જણાતું નથી. મીડ ટોળાને નામે જે તાયફો પાછળથી જાહેર થયો હતો તે ઉપલાથી તદન જુદોજ હોવો જોઇયે. એવું અનુમાન કરી શકાયછે કે પેગામ્બર **જ.રતોશ્તને** પાદશાહ **ગુશ્તાસપનો** આશ્રો હતો, માટે એ પાદશાહ અથવા તેના પછી તેના વારેસો અને તખ્ત આવનારાઓએ નવા મજહબના ફેલાવાને માટે જે જે તજવીજો કીવેલી હોવી જોઇયે તેમાંની એક બેબીલનની ફતેહ પણ હશે. ત્યાં તેણે 'જ.રતોશ્ત' યાને એક વડા ધર્મગુરૂને એક મોટી ફોજ આપીને મોકલ્યો હશે, અને તે **જ.રતોશ્તે** બેહદયાના તે વખ્તના રાજાને શેકસ્ત આપીને ત્યાં કયાની પાદશાહનાં નામથી પોતાનો અમલ ચાલુ કીધો હશે. કદાચ એમ પણ બન્યું હોય કે જ.રતોશ્તી ધર્મના ફેલાવાને માટે પાદશાહ **ગુશ્તાસ્પનો** વડો બેટો તેહમતન **અસ્ફંદીયાર** (અવસ્તાનો 'સ્પેંતોદાત') મોટું લશ્કર લઈ બેબીલન તરફ ધસી ગયો હોય અને ત્યાં ફતેહ મેળવીને પછી તે દેશને કયાની રાજ્ય સાથ જોડી દેવા અને ત્યાં જ.રતોશ્તી મજહબનો વધારો કરવાની મતલબથી તેણે એક એવા માણસને રાજ્ય આપ્યું હોય કેજે ધર્મગુરૂનું તેમજ રાજાનું કામ એકસરખી રીતે બજાવી શકે. તે વખ્તે રાજાઓ ધર્મગુરૂ પણ હતા. તેઓ દીનના તેમજ દુન્યાના પાદશાહ ગણાતા હતા. માટે બેબીલન ખાતે નવું કયાની રાજ્ય ચલાવનાર પહેલો પાદશાહ 'જ.રતોશ્ત' નાં નામથી ઓળખાયો તે તેનું જાતી નામ નહી પણ સેફાતી નામ હતું, કેમકે જ.રતોશ્તી ધર્મ ફેલાવનારા વડા ગુરૂઓ પાછળથી 'જ.રતોશ્ત' નાં નામથીજ ઓળખાઈ ગયાછે. હવે આ ફતેહ કરનારૂં કયાની લશ્કર જીહુન નદી પસાર કરી, મીડયાના મુલકમાં રહીને બેબીલન તરફ કુચ કરી ગયું હશે તે ઉપરથી બેબીલન ખાતે રાજ્ય ચલાવી જનારા પાદશાહોને મીડયા ખાતેથી આવેલા સમજીને તેમને મીડયનનું નામ આપવામાં આવ્યું હશે. અગર નહીતો **બેરોસસ** તેમને બેકત્રયનને નામે ઓળખત.

આ માત્ર એક તર્ક છે, અને ખરી તવારીખની ગેરહાજરીમાં એ તર્ક ઉભો કરવાનું કારણ મળ્યું છે. અવસ્તામાંથી મીડ જેવી કોઈ પ્રજાનું નામ મળતું નથી, તે ઉપરથી જણાયછે કે પાછળથી જે ટોળો ઇરાનવેજમાંથી ઉતરી આવીને મીડયાના મુલકમાં જઈ વસ્યો તેને આ નામ મળ્યું હશે. હવે આ ટોળો કયારે છુટો પડયો તે પણ ચોકસ નથી. પણ એમ જણાયછે કે તે પોતાની જોડ જે ધર્મ લઈ ગયો હતો તે જ.રતોશ્તી અથવા તેને લગભગ

૧ તવારીખે સાસાનીઆન, સફે ૯૯—૧૦૦.

મળતો ધર્મ હતો. અલબત આ ધર્મને તે ટોળો તેની અસલ સ્વચ્છ હાલતમાંજ લઇ ગયો હોય એમ નથી, કેમકે આપણે ઉપર જોયું તેમ વંદીદાદની પહેલી પરગરદ, જે પાછળી સઘળી પરગરદો કરતાં ઘણી પુરાણી છે, તે મીડયન લોકોના અમલ કરતાં બહુ જુની છે તે છતાં તેમાંથી એકલા હોરમજદ (પેદા કરનાર) ને બદલે તેની હરીફાઇમાં હારેમન (પેદાયશ) ને ઉભો થયલો આપણ જોઇયે છીયે. એ રીતે મીડયા ખાતે જઇ વસનારો ટોળો એકલા હોરમજદનેજ પેદાયશના સાહેબ દાખલ ગણીને તેનીજ એકલી પરસ્તેશ કરતો હતો એમ જણાતું નથી. કદાચ તે આ ભુલ ભરેલા વીચારો લઇનેજ મીડયા ખાતે જઈ વસ્યો હોય—કેમકે તે ઇરિનવેજ છોડી જાય તે આગમજ આ ભુલ ભરેલા વીચારો ત્યાં ચાલતા હતા એમ વંદીદાદ ઉપરથી જણાયછે; અથવા કદાચ મીડયા ખાતે જઈ વસ્યા પછી એ ટોળામાં આ ભુલ ભરેલો વીચાર પેવશ થયો હોય. વંદીદાદની પહેલી પરગરદની રચનાનો જમાનો મુકરર થાય તોજ આપણાથી ચોકસપણે કહેવાઈ શકાય કે આ બેમાંની વધારે માનવાજોગ બીના કઈ હતી. પણ આટલી વાત સીદ્ધ થઇછે કે જ્યારે મીડ લોકોનો આર્ય તાયફો મીડયા ખાતે પહેલવહેલો જઇ વસ્યો તે આગમજ ત્યાં જુની અર્માની અને એસીર્યન નામની બે પ્રજાઓની બોલીઓ ચાલુ હતી.[૧] આ જુની અર્માની ભાષા તુરાની હતી, અને એસીર્યનોની ભાષા સેમીટીક હતી. તેઓમાં મીડ તાયફાની આર્ય (ઇરાની) ભાષા વધી, અને એ રીતે ઉપલી બોલી બોલનારી પ્રજાઓ જોડે મીડ તાયફો ભેળાવો જોઇયે, અને વખ્ત જવે તેમની બોલીઓજ નહી પણ તેમના ધર્મની બાબતોથી પણ માહીતગાર થઇને તે પોતાના મજહબમાં તે ધર્મોમાંની કેટલીક બીના દાખલ કરવાને લલચાયો હોય. અને જ્યારે આપણ આ સેમીટીક અને તુરાની તાયફાઓના ધર્મોની તપાસ કરીયે છીયે ત્યારે એવું લાગેછે કે **જરતોશત**ના સ્વચ્છ મજહબમાં જે ન હતું તે પાછળથી દાખલ થયું તેમાં તુરાની અને સેમીટીક મજહબોમાંની કેટલીક બાબતો પણ આમેજ થયલી હશે.

કદાચ એમબી હોય કે આ ટોળાના ધર્મ સંબંધી વીચારો તે જુદદીન તાયફાઓએ પોતાના કરી લીધા હોય. તેઓ સર્વનાં દેવતામંડળોમાં ઘણું એવું છે કેજે એક-મળતું લાગેછે. એસીર્યન લોકોનાં દેવતામંડળમાં સર્વથી વડો દેવ **અશુર** નામનો હતો, અને તેની નીશાન માત્ર એક પાંખ સાથનું ચક્ર હતું. તેનાથી ઉતરતા દરજાના ત્રણ દેવતાઓમાંનો એક પાતાળનો અને બીજો પાણીનો હતો. વળી એક દેવતા પવનનો, બીજો સુર્યનો, ત્રીજો ચંદ્રનો, ચોથો સેતારાઓનો, એ માસાલ એસીર્યનોમાં કુદરતી શકતીઓના મવકલ સઘળા દેવતાઓ હતા. તેઓમાં વળી કેટલીક દેવીઓ પણ હતી: જેમકે એક દેવી સર્વથી મોટી અને વડી ગણાતી હતી; બીજી સુર્ય દેવી હતી; ત્રીજી એક દેવતાની સ્ત્રી હતી; અને ચોથી ખુબસુર્તીની રાણીને મળતી હતી. હવે એજ મુજબ તુરાની લોકોમાં પણ કુદરતી શકતીઓની દેવતારૂપે આરાધના થતી હતી. તેઓમાં આતશની અને જમીનની દેવીઓ, તથા પવન, પાણી, સુર્ય, ચંદ્ર એ સર્વના દેવતાઓ હતા. હવે જરતોસ્તી ધર્મના દેવતામંડળ વીશે જેઓને થોડું ઘણુંબી ગ્નાન

---

૧ પુરા૦ પા૬૦, ૬૫૦ ૭, સફે ૧૫૧; રૉલીન્સન કૃત હીરૉડોટસ, ૬૫૦ ૧, સફે ૪૨૬.

હશે તેઓ જોશે કે આવાજ દેવતાઓ ઇજદ અમશાસ્પંદોના નામથી એ મજહબમાં પણ જાણીતા છે. તેમાંથી જમીનની અને પાણીની, બામદાદની અને બીજી નારી ઇજિદો છે; તેમાંથી પવન, આતશ, આફતાબ, માહતાબ, સેતારા, વરસાદ, રોશની, ફતેહ, આકાશ વગેરેના નર ઇજિદો છે. આપણ આ ત્રણઉ અકેકથી જુદા તાયફાઓ (મીડ-ઇરાની, એસીર્યન-સેમીટીક, અને સ્કીથ્યન-તુરાની) નાં એકમળતાં દેવતામંડળોની એક સામટી ટીપ આપીને જોઇયે કે તેઓ અકેકને કેવી પ્રકારે મળતાં આવે છે:—

| **મીડ--ઈરાની.** | **એસીર્યન--સેમીટીક.** | **સ્કીથ્યન--તુરાની.** | **અર્થ.** |
|---|---|---|---|
| અહુર-મજદ. | અશુર. | પાપીઉસ. | વડો દેવતા. |
| અનાહીત (નારી ઇજદ) | હીયા (દેવતા). ઇશ્તાર (દેવી). એસ્ટાર્ટ. (") | થામી--મસદસ (દેવતા). | પાણીનો દેવતા અથવા દેવી. |
| આતર. | .. .. .. .. | તાબીતી. | આતશનો દેવતા. |
| અર્મઇતિ (નારી ઇજદ). | મીલીટ્ટા. બેલ્ટીસ. (દેવી). | અપીય (દેવી). | જમીનની દેવી. |
| હ્વરે-ક્ષયત. | શમસ, સાન. | ઓઇતોસીરસ. | સુર્ય દેવતા. |
| માહંઘ. | સીન. | આર્તીમપાસા. | ચંદ્ર દેવતા. |
| વયુ. | વુલ. | [ 'પાપીઉસ' હશે એમ મનાયછે]. | પવન અથવા આકાશનો દેવતા. |
| વેરેથ્રઘ્ન. | નીન. | [નામ મળ્યું નથી--દેવતા છે]. | બળદેવ. |
| અહુરમેન્યુ. | અનુ. | .. .. .. .. | પાતાળ અથવા દોજખનો દેવતા. |

જોકે આ ત્રણઉ તાયફાઓમાં બીજા અનેક દેવતાઓ છે તોપણ ઉપલી ટીપ ખુલ્લું દેખાડેછે કે ચોથી હારમાં આપેલા અર્થ મુજબના દેવતાઓ ત્રણઉમાં જણાયછે. એ ઉપરથી આપણી ઉપર કહેલી અટકળને ટેકો મળેછે કે અગરજો મીડ લોકો ઇરાનવેજમાં-થી છુટા પડે તે આગમજ તેઓમાં ધર્મ સંબંધી ખોટા વીચાર પેવશ થયલો નહી હોય તો તે વીચાર તેમના મીડયા ખાતે આવી વસવા પછી અને એસીર્યન અને સ્કીથ્યન પ્રજાઓ સાથના સંબંધ પછી દાખલ થયો હતો; કેમકે જે શકતીઓની આરાધના જરથોસ્તે પોતાના સુધારેલા મજહબમાંથી તર્ક કરી હતી તેજ અને તેવીજ બીજી આરાધનાઓ મીડયા ખાતે આગમજથી જઇ વસેલી તુરાની અને સેમીટીક પ્રજાઓમાં ચાલુ હતી. વળી એમબી જણાયછે કે પેર્યોદકેશી લોકોમાં જે કેટલીક વાતો જાણીતી ન હતી, પણ જે આ જુદદીન ટોળાઓમાં મશહુર હતી, તે પાછળથી મીડ લોકોના ઇરાની તાયફાનાં ધર્મમતમાં ભેળાઇ ગઈ હતી.

'અશુર' એસીર્યન લોકોનો સર્વથી વડો દેવતા હતો, તેવોજ જરતોશ્તીઓનો અહુર-મજદ પણ છે. પણ 'અહુર' અને 'અશુર' એ એકમળતા શબ્દો ઉપરથી આ બંને વડા દેવતાઓને એકમળતા ઠરાવવાની આપણે ભુલ કરવી જોહતી નથી. બંને જુદી જુદી ભાષાઓના શબ્દો છે માટે તેમના ધાતુઓ અને તેમના અર્થો પણ જુદા

જુદા હોવા જોઇયે. વળી તેમની ખુબી અને શકતીનાં વર્ણનો પણ બહુ તફાવત ધરાવેછે, તે હંઇ સુધી કે અહુર-મજદની શકતી આગળ અશુર એક નાના દેવતા સરીઓ લાગી જાયછે.[૧] પણ અશુર દેવતાની જે નીશાન એસીર્યનોમાં જાણીતી હતી, તેજ પાછળથી મીડ અને હખામની ચીતારો ઉપર આપણ જોઇયે છીયે. એ નીશાન એક પાંખવાળું ગોળ ચકરડું છે, જેમાં પાછળથી એક માણસની સુરતનો વધારો કરવામાં આવ્યો હતો. હવે આ માણસની સુરત સાથનાં તેમજ તે સુરત વીનાનાં પાંખ સાથનાં ચક્રને એસીર્યનો પોતાના વડા દેવતાની નીશાન અથવા કેબલા દાખલ ગણતા હતા. આવોજ ચીતાર પાદશાહ **દારાયસ**નાં અસ્તોદાન ઉપર તેમજ બીજે ઠેકાણે જોવામાં આવ્યોછે, જે અલબત એસીર્યન લોકો ઉપરથીજ લીધેલો ખુલ્લે ખુલ્લો સાબેત થાયછે. તોપણ કેટલીક તરફથી એવું સમજાવવાની કોશેશ થઇછે કે એતો પાદશાહનું 'ફરોહર' છે. કદાચ મીડ અને હખામની જરતોશતીઓ આ ચીતારની એવી સમજણ ધરાવી ગયા હશે, પણ તેઓએ તેની નકલ કીધી હતી તેમાં કશો શક જણાતો નથી. એ ઉપરથી જણાયછે કે મીડ લોકોએ એસીર્યન વગેરે લોકો ઉપરથી નકલ કરીને જે કંઇ એખત્યાર કર્યું હતું તેમાંની એક આ વડા દેવતાની સુર્ત અથવા મુર્તીની નકલ છે. એક બીજી નકલ પાંખવાળા ગોધા અને સીંહોની છે. આપણ આગળાં પ્રકરણમાં જોઇ ગયા કે પાદશાહોના મહેલોમાં જે એક નવાઇ જેવું કોતરકામ જણાયછે તે માણસની શીકલનાં પણ સીંહ અને ગોધાનું શરીર ધરાવનારાં મોટાં કદનાં પ્રાણીઓનાં પુતળાંનું છે. હવે આ મનુષરૂપી ગોધા અને સીંહનાં કોતરકામ ઇરાની મગજની કલ્પના હોય એમ નથી. મીડ અને હખામની પાદશાહોના મહેલો ઉપર આ ચીત્રો અને કોતરકામો જગા મેળવે તે આગમજ તેમને એસીર્યન મહેલો અને મંદીરો ઉપર જગા મળી ચુકી હતી— જોકે એસીર્યન કરતાં હખામની ચીતારો અને કોતરકામો વધારે ખુબીવાળાં સાબેત થયાંછે. એસીર્યન લોકોના બે જુદા જુદા દેવતાઓ માટે આ બંને પ્રાણીઓની નીશાન તેઓમાં જાણીતી હતી. જેમ અશુર દેવતાને માટે પાંખ સાથનું ગોળ ચક્ર, તેમ નીનીપ અથવા નીન—જેને ઉપલી ટીપમાં બળદેવને નામે ઓળખ્યોછે અને જે **વેરેથ્રઘ્ન** (બેહરામ)ને મળતો દેવતા જણાયછે તે—દેવતાની નીશાની મનુષરૂપી ગોધાની અને નરગાલ નામે દેવતાની નીશાની મનુષરૂપી સીંહની જણાઇછે. આ બંને દેવતાઓને અકેક સાથ સંબંધ હતો, અને તેમની એ નીશાનીનાં પુતળાંઓ બન્યાં હતાં, જે ઉપરથી પાછળથી મીડયન અને હખામની પાદશાહતોમાં મહેલો ઉપર આ જાતનાં પ્રાણીઓનાં પુતલાંઓએ જગા મેળવી હતી. બેહરામ યશ્તમાં આપણ વાંચીયે છીયે કે તે ઇજદ જે તરેહવાર રૂપો ધારણ કરતો હતો તેઓમાંનું એક નર ગોધાનું હતું. બેહરામ કુવતનો સાહેબ ગણાયોછે, અને તેવોજ ગોધાની નીશાનવાળો ઉપલો એસીર્યન દેવતા નીન પણ હતો. આ ગોધા અને સીંહની મુર્તીઓને ઇરાની મજહબ સાથ શો તાલુકો છે તેની કશી સમજણ આપણને કોઇ તરફથી આપવામાં આવી નથી. પણ જો એસીર્યન ગોધા ઉપરથીજ હખામની ગોધાની નકલ થયલી હોયતો કદાચ એમ અટકળ

૧ તવારીખે સાસાનીઆન, સફે ૧૧૯, નોટ ૨.

થઈ શકે કે ઈરાનીઓએ બેહરામ ઈજદની નીશાન દાખલ આ ગોધાની મુર્તીની બનાવટ પોતાનાં બાંધકામોમાં દાખલ કીધી હોય: તેમજ નેર્યોસંઘ નામનો એક ઈજદ જરતોસ્તીઓમાં જાણીતો છે, તેનાં નામ ઉપરથી 'નરસીંહ' શબ્દ ઉપજાવી શકાયછે; માટે તે ઈજદની નીશાન દાખલ નર સીંહોના ચીતાર બનાવવામાં આવ્યા હોય. જો નીન અને બેહરામ મળતા આવેતો નરગાલ કદાચ નેર્યોસંઘ સાથ મળે: જેમ નીનને નરગાલ સાથ સંબંધ હતો, તેમ બેહરામને નેર્યોસંઘ ફરેશ્તા સાથ સંબંધ છે; કેમકે તેઓ બંને આતશ સાથ તાલુકો રાખેછે.

અગરજો અમારો આ તર્ક ખરો ઠરે—કે જરતોશ્તી ધર્મમાં દાખલ થયલી કેટલીક બાબતો એસીર્યન લોકો સાથ મીડ લોકોને સંબંધ પડયા પછીજ દાખલ થઈ હતી—તો એક બીજી બીના એજ તર્કના સંબંધમાં અમારે એ જણાવવાની છે કે પાછળથી જરતોશ્તી ધર્મમાં હોરમજદના બરાબરીયા દાખલ હારેમનની ઉત્પત્તી થઈ તે એસીર્યન લોકોના પાતાળના દેવતા અનુને મળતો આવેછે. **જરથોશ્ત** હારેમન જેવી કોઈ પણ શકતીને પીછાનતો ન હતો. તેણે કલ્પેલી સપેનામીનો શકતીના હરીફ દાખલ ગનામીનો હતી એ વાત ખરી, પણ આ છેલી શકતી હોરમજદની સામેની શકતી હતી એવું **જરથોશ્તે** ફરમાવેલું નથી. **જરથોશ્ત**ના શીખવ્યા મુજબ તો હોરમજદની પેદા કીધેલી બે શકતીઓ સપેનામીનો અને ગનામીનો એકેકની હરીફ હતી, કંઇ તેઓમાંની એક યા બીજી હોરમજદ સાથ હરીફાઇ કરનારી ન હતી. વળી તેમને **જરથોશ્તે** કદી પણ પુરૂષપણું ધરાવનારી જાહેર કીધી નથી. તેમને માત્ર મનસ્થ, યાને મનમાંજ વીચારી શકાય એવી, ગણાવીછે. હવે આ બંને શકતીઓ એકેકની હરીફાઇમાં હતી તે વીચાર પાછળથી વીસરી જવાયો, સપેનામીનો શકતી ઉડી ગઇ અથવા તે શકતી તેજ હોરમજદ છે એમ ભુલથી વીચારવામાં આવ્યું, અને ગનામીનો માત્ર કલ્પીત શકતી હતી તે હવે એક પુરૂષપણું ધરાવનારી થઇ પડી;—તે ખરાબીનો દેવ ગણાયો અને તેને હોરમજદની મુકાબેલ મુકવામાં આવ્યો. હવે આ ભુલ ભરેલો વીચાર મીડ લોકે એસીર્યનો સાથ આવી વસીને તેમની રીતભાંત અને ધર્મમત એખત્યાર કીધા પછીજ જરતોશ્તીઓમાં દાખલ થયો ન હશે, પણ એસીર્યન લોકોના અનુ નામે દેવતા વીશેની કલ્પના તો ગનામીનો એટલે દોજખના દેવ સંબંધી જરતોશ્તીઓના પાછળા વીચારને મળતી લાગે છે. આ અનુ દેવતાનાં નામોમાંનાં થોડાંક એવાં છે કેજે આબાદ ગનામીનોને મળતાં આવેછે. જેમકે અનુ દેવતા "દેવો અને પરીઓનો સાહેબ", "નીચલી દુન્યાનો રાજા", "અંધકાર" અથવા "મોતનો સાહેબ" હતો. પણ આમ છતાંબી આ દેવતા એસીર્યન લોકોમાં અશુર દેવતાના જેટલુંજ માન પામેલો હતો, જેમ ગનામીનોના સંબંધમાં જણાતું નથી.

વયુ, વએ, અથવા વાત ઇજદ એસીર્યન લોકોના વુલ અને ઇંડો-સ્કીથીક લોકના વતો દેવતાને મળતોજ છે; તેમજ બોરશેદ અને મોહર (માહતાબ) ઇજદોનું પણ સમજવું. જરતોશ્તીઓની 'અર્મઇતિ' **જરથોશ્ત**ના વખતમાં માત્ર એક મનસ્થ શબ્દ હતો તે પાછળથી સ્ત્રી ઇજદ થઈ લાગીછે, તેબી એસીર્યનોની મીલીદા દેવી સાથ મળેછે.

મીલીદ્દા દેવીઓની રાણી હતી, તેમજ અર્મઇતિનો અર્થ પ્રથમ 'ભલો વીચાર' થતો હતો, તે પાછળથી પુરૂષપણું મેળવીને સઘળી સ્ત્રી ઇજદોમાં સર્વથી વડી એક નારી-અમશાસ્પંદ દાખલ ઓળખાઇછે. એક બીજી સ્ત્રી-ઇજદ અનાહીત છે, જે એસીર્યન લોકોની એસ્ટાર્ટ દેવીને આબાદ મળતી આવેછે. તવારીખનવેશ **બેરોસસ** લખી ગયોછે કે ઇરાનમાં અનાહીત જેવી કોઇ સ્ત્રી-ઇજદ પ્રથમ હતીજ નહી, પણ હખામની પાદશાહ બીજા **આર્તાજર્કસીસે** તેણીને પોતાના મુલકમાં દાખલ કીધી હતી.[1] પણ એ વાત આપણ કબુલ રાખીશું નહી. જો ઉપલો તવારીખનવેશ જણાવેછે તેમ ઇરાનમાં અનાહીત-નું દાખલ થવું છેક ઇ૦ સ૦ પુ૦ ૪૦૧ થી ૩૫૯ સુધીનાં વરસોમાંજ થયું હોય તો અવસ્તાવાળી અનાહીત ફરેસ્તાની સ્તુતી એ વખ્ત પછી, અથવા ઘણુંજ તો એ મુદતમાં, જોડાવી જોઇયે. પણ તેવું કશું નથી. યશ્તોનો જમાનો ઇ૦ સ૦ પુ૦ પાંચમી સદી કરતાં ઘણો પુરાણો છે, અને અનાહીતની આરાધના ઇરાનમાં એ કરતાં પણ ઘણા પુરાતન વખ્તથી ચાલતી આવેલી હોવી જોઇયે; કેમકે એ સ્ત્રી ઇજદનું નામ ઇજશ્ને અને વંદીદાદમાં પણ જોવામાં આવેછે. પણ આ વાત ખરી છે કે પાછળા હખામની પાદશાહોના વખ્તમાં આ સ્ત્રી-ઇજદની આરાધના બીજી મર્તબે, નવા આકારમાં ચાલુ થઇ હતી. 'અનાહીત' શબ્દ સાથ બીજી ભાષાઓના શબ્દોની સરખામણી કરવામાં આવીછે. એ શબ્દ ઉપરથીજ આજનો ફાર્સી 'નાહીદ' શબ્દ નીકળેલોછે. પણ નાહીદ તો એક સેતારાનું નામ છે, અને તે શુક્રનો સેતારો ગણાયછે. હવે એસ્ટાર્ટ, જેને આપણ અનાહીત સાથ સરખાવવા માંગીયે છીયે, તેની કેટલેક ઠેકાણે—જેમકે ફીનીશ્યામાં—ખુબસુર્તીની દેવી ('વીનસ') દાખલ આરાધના થઇછે; અને વીનસનો ગ્રહ કોઇજ નહી પણ શુક્ર સેતારો છે. પણ આ ઉપરથી અમારૂં કહેવું એમ નથી કે અનાહીત પ્રથમ એક સેતારો હતી. તેતો પાણીની ઇજદ છે, અને તેથી તેને યુનાની લોકોની 'એફ્રોડીટ' દેવી સાથ પણ સરખાવવામાં આવીછે.

ઇશ્તાર અથવા એસ્ટાર્ટ એસીર્યનોમાં લડાઇની દેવી ગણાઇછે. તે (૧) 'ફતેહની રાણી', (૨) 'લડાઇમાં સજા કરનારી', (૩) 'હુમલામાંથી બચાવ કરનારી,' (૪) 'આસ્માન અને જમીનની શેઠાણી', (૫) 'અસુરાહ', યાને નસીબવાન અથવા સુખી (૬) 'બાનુ' હતી. આ સઘળા એલકાબો અથવા તેમને મળતી ખુબી અવસ્તામાંની અનાહીત પણ ધરાવેછે, જે ઉપર કહ્યું તેમ 'અર્દ્વિસૂર અનાહીત' ને નામે ઓળખાઇછે. પણ એટલુંજ નથી. એસીર્યન દેવી ઓરત જાતનાં ફર્જંદ જણવાનાં કામ ઉપર મવક્કલ હતી; તેજ મતલબનું લખાણ અનાહીત વીશે પણ મળેછે. અનાહીત લડાઇની ઇજદ હતી, તેમાં કશો શક નથી. કહેછે[2] કે અનાહીતની આરાધના મીસરમાં છેક પુરાણા વખ્તમાં થતી હતી, જ્યાં તેણીને 'અનત' અથવા 'અંતા' યાને 'લડાઇની દેવી' નાં નામથી ઓળખવામાં આવતી હતી. મીસરનાં લોકો તેણીની મુર્તી બનાવતી વેળા તેના એક હાથમાં એક ઢાલ અને ભાલો આપતા, અને બીજા હાથમાં કોઇ શત્રુનો વધ કરવા માટે થાયછે ત્યારે અસલનું કેટલુંક મુકી દેવાયછે અને નકલમાં કેટલુંક નવું ઉમેરાયછે.

---

૧ રૌલીન્સન કૃત હીરોડોટસ, ઇ૫૦ ૨, સફે ૫૪૬. ૨ તેજ, સફે ૪૪૬.

એજ મુજબ આ બાબતમાં પણ બનેલું સમજવું. એસીર્યન દેવી 'દેવતાઓની વડી' કુહાડી ઉઠાવેલી દેખાડતા હતા. એમ છતાં પણ મીસરમાં આ એક પરદેશી દેવીની આરાધના દાખલ થયલી હતી, પણ તે દાખલ કરનારા ઇરાનીઓ ન હતા; કેમકે હખામનની પાદશાહો મીસર ફતેહ કરે તે આગમજ ત્યાં તેણીનું નામ મશહુર થઈ ચુકેલું હતું.

હવે આપણ આપણા મુકાબલા ઉપર આવીયે. આપણે ઉપર કહ્યુંછે કે એસીર્યનોની એસ્ટાર્ટ દેવી 'અસુરાહ' કહેવાતી હતી. જરતોસ્તીઓની અનાહીતનું આખું નામ અર્દ્વિ-સૂર-અનાહીત છે. અસુરાહનો અર્થ 'નસીબવાન' અથવા 'સુખી' થાયછે; 'સૂર' નો અર્થ 'પ્રતાપી' થાયછે. જેમ એસીર્યન દેવી 'બાનુ' નો એતાબ ધરાવતી હતી તેમ તેજ એતાબ અનાહીતને પણ મળેલોછે. આવાં યશ્તની ફેનુમનમાંજ તેણીને 'બાનુ' નાં નામથી ઓળખાવીછે. પણ તે ઉપરાંત ખુદ આવાં યશ્તમાં એક 'બાનુ' માત્ર નહી પણ 'ખુબસુર્ત બાનુ' દાખલ ચારથી વધારે ઠેકાણે તેણી વીશે સુંદર વર્ણન આવેલુંછે.[1] એ રીતે અનાહીત એક સુંદર બાનુ છે, પણ તેમજ તે વળી લડાઈ ઉપર એક મવક્કલ સ્ત્રી ઇજદ છે. તેણીની મારફતે લડાઈ જીતવા થકી **હોશંગ, જમશેદ, ફરેદુન, કેશ્શાસ્પ, કાઉસ, કેખુસરો, તુસ, જામાસ્પ** વગેરે પાદશાહો અને પેહલવાનોએ તેને વીનવીછે, અને તેમના માંગ્યા મુજબની મદદ તેણીએ તેમને આપીછે. વળી **ફરેદુન** અને **કેખુસરો**, તેમજ **ગોશ્તે ફરીયાને** તેણીની મારફતે પોતાના ચોકસ કીના લીધાછે.[2] એક બીજી વાત જાણવાજોગ છે, અને તે એકે અનાહીત ઇરાનીઓ ઉપરજ મેહરબાનગી રાખનારી સ્ત્રી-ઇજદ હતી, અને તેટલામાટે જ્યારે સ્કીટયન **જોહાક** અથવા તુરાની **અફ્રાસીયાબ**, અને ઇરાનીઓથી ઉલટા તાયફાના બીજા ધણીઓએ તેણીને આરાધી તથા તેની મદદથી ઇરાનીઓને શીકસ્ત આપવા માંગી ત્યારે અનાહીતે તેમને મદદ આપી નહી.[3] આ સઘળા દાખલાઓ એવું દેખાડેછે કે અનાહીતની આરાધના ઇરાનમાં **જરથોશ્ત**ની પણ આગમજની હતી. પણ એ વીશે ચોકસાઇથી કશું કહી શકાય એમ નથી. અગરજો **જરથોશ્ત**ની આગમજ તેણીની આરાધના હોયતો તે મહાપુરૂષે પોતાના ધર્મસુધારા વખ્તે તેણીનું નામ બીજા કેટલાક ઇજદોની પેઠે કહાડી નાખેલું હોવું જોઇયે. પણ બીજી તરફથી જ્યારે આપણ જોઇયે છીયે કે રીગવેદમાંથી **જરથોશ્ત**ની આગમજના ઇરાની ઇજદોનાં નામ એકસરખાં મલી આવેછે તેમ અનાહીતનું નામ તેમાંથી મળતું નથી. એ ઉપરથી લાગેછે કે અનાહીતની પરસ્તેશ **જરથોશ્ત** પછીજ જન્મ પામેલીછે, અને તે એસીર્યનો ઉપરથી જરતોસ્તીઓને મળીછે. લડાઇની ફતેહ અને બચાવ ઉપરાંત અનાહીત વળી અશોઇની પેદાયશનું રક્ષણ કરીને,[4] તથા દુન્યામાં આબાદી પાંથરીને[5] 'આસ્માન અને જમીનની શેઠાણી' નો એલકાબ ખરો પાડી આપેછે. એસ્ટાર્ટ અને અનાહીત વચેના આ સરખામણી ઘણીક રીતે અધુરી જણાશે, પણ જ્યારેબી એક ઉપરથી બીજાની ઉત્પત્તી ગણાઇછે. આવાં યશ્તમાં યા અવસ્તાનાં બીજાં કોઇબી લખાણમાં એવું ખુલ્લું કેયે

૧ આવાં યશ્ત, કર્દા ૪, ૧૬, ૧૯, ૩૦, ઇત્યાદી. ૨ કર્દા ૬ થી ૨૦ સુધી.
૩ કર્દા ૮, ૧૧, ૧૫, ઇત્યાદી. ૪ કર્દા ૨૧. ૫ કર્દા ૧૯.

જણાવેલું નથી કે અનાહીત બીજા ઇજદ અમશાસ્પંદો કરતાં વડી હતી. પણ કેટલેક ઠેકાણે જ્યારે આપણ જોઇયે છીયે કે બીજા પાદશાહ પેહલવાનોની પેઠે અહુરમજદે પોતેબી અનાહીત કનેથી બક્ષેશો માંગીછે,[2] તથા તેણીને ચોકસ કામો માટે વીનંતી કરીછે[2] ત્યારે આપણને જણાવછે કે અનાહીતનો દરજ્જો કંઇ નાનો નથી. વળી એસીર્યન દેવીની પેઠેજ અર્દ્વિસૂર અનાહીત "પરણવા લાયકની કન્યાઓ" ને "પાદશાહી લાયક તથા ખુબીવાળાં ઘરો અને બહાદુર ધણી" બક્ષે છે, તેમજ "જણતી ઓરતો" ને "આસાનીથી જન્મ આપવું" બક્ષેછે.[3] એસીર્યન એસ્ટાર્ટને બદલે યુનાની વીનસ દેવીનું ખુબસુરતીને લગતું વર્ણન અનાહીતને બરાબર મળતું આવેછે, જેમાં એક અજાયબ જેવી સુરખામણી બને દેવીઓના કમરબંદ સંબંધી છે. વીનસના કમરબંદમાં એવી ખુબી હતી કે જ્યારે તેણી તે બાંધતી ત્યારે સર્વ કોઇ તેણી ઉપર ફીદા થતું હતું. અનાહીતના કમરબંદ વીશેબી એવુંજ બયાન આવેલું છે.[4]

આપણી તકરારને હવે વધારે લંબાવવાની કશી અગત્ય રહી નથી. જરતોસ્તી ધર્મમાં પાછળથી દાખલ થયલા કેટલાક ઇજદો મુળમાં એજ મજહબના હોય કે નહી હોય તોપણ એસીર્યન યાને સેમાટીક તાયફાના દેવતાઓ સાથ તેઓ મળતા આવેછે તે સાબેત કરવા માટે આટલો લંબાણ ખોલાસો કરવાની ફરજ પડીછે. અમે કબુલ કરીયે છીયે કે આ મુકાબલો ઘણો અધુરો છે, પણ એટલીબી હદ સુધી એવી તજવીજ આગળ થઇ નથી એમ અમો માનીયે છીયે.

---

## ફસલ ૪. માજી ધર્મ—જરતોશ્તી મજહબ સાથ તેનો સંબંધ.

માજી લોકો કોણ હતા? એક નવું સીદ્ધાંત. આતશની આરાધના; માજીઓનો વગ—તેમનો સાદો ધર્મ, પણ જરથોસ્તી ધર્મથી જુદો—'ચાર તત્વો' સંબંધી માજીઓનો ધર્મ—તત્વો તરફનું તેમનું માન—તેમને ખરાબ નહી કરવા વીશે ફરમાન. આતશખાનાં; જરતોસ્તી ધર્મમાં પહેલો બીગાડો—તે વીશેનું અનુમાન. માજી ઉપરથી જરતોસ્તી રેવાજો:—(૧) હોરમજદના હરીફની ઉત્પત્તી; (૨) બર્સમ; (૩) લાસને ઠેકાણે પાડવાની રીત—'દખ્મ' બોલનો અસલ અર્થ—અસ્તોદાન—વંદીદાદની ચોકસ પરગરદો બનવાનો જમાનો. મીડ-જરતોસ્તીઓના મજહબમાં ભેળ—તેમના પાછળા ધર્મ વીશે સંદેહ.

હજરત **જરતોશત**નો મજહબ પ્રથમ કેવો ખાલેસ હતો, તેમાં પાછળથી એક ખોદાની પરસ્તેશ ચાલુ રેહેવાને બદલે તેનો એક હરીફ કેમ ઉભો થયો, તથા અવસ્તાના કેટલાક ઇજદો એસીર્યનોના દેવતાઓ સાથ કેવા મળતા આવેછે, તે વીશે અમે ઉપલી ફસલોમાં સમજણ પાડીછે; અને હવે મજહબની તવારીખ સંપુર્ણ કરવા માટે એક બીજી અગત્યની બાબતનું જ્ઞાન મેળવવાનું રહેલું છે. અલબત આ કામમાં અમોને કેટલાક વીચારો તદન નવાજ સુઝ પડયાછે, અને તે અમે દલીલો સાથ જાહેર કરવાની તક લીધીછે. આ વીચારો આપતાં અમારા આગળા વીચારોથી અમે કંઇક વેગળા જતા જણાઇશું; પણ વીદ્યાની શોધખોળને અનુસરીને ચાલતાં આ ફેરવાયલા વીચારોને માટે જરાબી દલગીર થવું જોઇતું નથી. અમે આગળ એમ માનતા હતા કે ઇરાનમાં

---

૧ કર્દે ૫. ૨ કર્દે ૨૧. ૩ તેજ. ૪ કર્દે ૩૦.

મોટા કાબુ લાંબા વખત સુધી ભોગવી ગયલા માજી ધર્મગુરૂઓનો અસલ એક જરતોસ્તી ટોળો હતો; પણ નીચલા સફાઓ ઉપરથી વાંચનાર જોશે કે તે વીચારને વળગી રહેવાનો કશો સબબ નથી.

આપણે ઉપર જોયું છે કે મીડ લોકોનાં નામથી જે આર્ય તાયફો પાછળથી ઓળખાયોછે તેણે મીડયાના મુલકમાં મથક કીધું તે વેળા ત્યાં એસીર્યન અને સ્કીઢ્યન લોકો વસ્તા હતા. તેઓ બંને આર્ય તાયફાનાં ધર્મ અને રાહરસમથી ઉલટાજ પ્રકારનાં ધર્મ અને રાહરસમ પાળનારા લોકો હતા, કેમકે તેઓમાંની પહેલી પ્રજા સેમાટીક અને બીજી તુરાની મુળની હતી. તેઓ બંને વળી એકેકથી ઉલટા ગુણો બતાવનારી પ્રજાઓ હતી, પણ લાંબા વખતના વસીલાથી તેઓ એકેક સાથ ભળી ગઈ હતી, અને તેઓમાં જયારે આર્ય તાયફાવાળા મીડ લોકો જઈ વસ્યા ત્યારે તેમનોબી તેઓ વચે સમાસ થયો હતો.

અસલ જરતોસ્તી ધર્મમાં જે મોટો ભેળ, વધારો કે બીગાડો જે કંઈ થયો તે મીડયા બાતેજ થયો હશે એમ દીસેછે. પ્રથમ બહ્ખ્ખામા અને તેને લગતા મુલુકોમાં જે સ્વછ મજહબ **જરતોશત** પેગામ્બરે શીખવેલો હતો તે ધર્મ પાળનારો એક ટોળો અસલ વતનમાં સમાસ થઇ શકયો નહી તેથી અથવા પોષણ થઈ શકયું નહી તેથી, અથવા બીજાં હરકોઈ કારણને માટે વતન છોડીને આગળ વધ્યો અને મીડયા તરફ ઉતર્યો, જે વેળા ત્યાં ઉપલી જુદદીન પ્રજાઓ વસ્તી હતી. બહ્ખ્ખામીવાળા જરતોસ્તીઓનું શું થયું તે આપણ જાણતા નથી. **ગુશ્તાસ્પ** પાદશાહ પછી ચોકસ મુદતે ત્યાં જે અફડાતફડી થઇ હશે તેનાં એક પરીણામ દાખલબી કદાચ ઉપલો જરતોસ્તી તાયફો મીડયા તરફ નીકળી ગયો હોય. તે મીડયા બાતે જઈ વસ્યો તેથીજ તે 'માડ' ને નામે ઓળખાયોછે. **ગુશ્તાસ્પ** પછીજ તે ત્યાં જવા જોઇયે; અને **ગુશ્તાસ્પ** સુધીનાજ ઘરાની પાદશાહો અને પેહલવાનોનાં નામો અવસ્તાવાણીમાં આપણ વાંચીયે છીયે તેનું એક કારણ કદાચ એજ હશે કે **ગુશ્તાસ્પ** પછી બહ્ખ્ખામીમાં શું થયું તેની ઉપલા જરતોસ્તી તાયફાને ખબર હતી નહી. વળી એમબી તર્ક બાંધી શકાયછે કે વંદીદાદ, યસ્ના વગેરે લખાયાં અથવા જોડાયાં તે સઘળું મીડયા બાતેજ બન્યું હશે, કેમકે જેમ ગાથા પછીનાં એ સઘળાં પાછળાં ભણતરોમાં **ગુશ્તાસ્પ** સુધીનાંજ નામો છે તેમજ વળી ગાથાની ખુબીથી ઉલટી જાતની જે કેટલીક શીખવણીઓ ત્યાં વસનારી જુદદીન પ્રજાઓમાં ચાલુ હતી તે તે ભણતરોમાં આપણ જોઇયે છીયે.

આપણે ત્રીજી ફસલમાં તકરાર લીધીછે કે જરતોસ્તી ધર્મમાં ઘણા દેવતાઓની પરસ્તેશ અથવા આરાધના દાખલ થઈ તેને કદાચ એસીર્યન લોકો સાથ મીડ-જરતોસ્તીઓના આમેજ થવાને લીધે કારણ મળ્યું હશે. પણ એજ તકરાર વધારે મજબુતી સાથ માજીઓ સાથના સંબંધને લાગુ પડેછે. જેમ એસીર્યનો તેમજ સ્કીઢ્યનો આફતાબ અને માહતાબને, આતશ અને પાણીને, નમતા અને માનતા હતા. પુરાતન આર્ય ધર્મમાં પણ સુર્ય, ચંદ્ર, અગ્ની, વગરેની આરાધના ચાલુ હતી—જેને પાછળથી **જરતોશત** રદ કરીને એકલા એકજ ખોદા અહુરમજદને માનવાનું પોતાના ચેલાઓને

શીખવ્યું હતું. માડ-જરતોસ્તીઓ પણ આ નવા સુધરેલા તરીકાને કબુલ રાખનારા હતા; પણ જ્યારે પોતાના અસલ દેવતાઓને માનનારી બીજી પ્રજાઓ વચ્ચે તેઓ જઈ ઉભા અને તેમને તેઓએ તેજ દેવતાઓને યાદ કરતી દીઠી, ત્યારે આ ખાલિસ દીનવાળાઓનું મન ઉપલા સઘળા કુદરતી પદાર્થો તરફ દોડયું, અને એ રીતે માડયામાં વસનારા એસીર્યન, સ્કીથ્યન અને માડયન ટોળાઓના ધર્મોના એકઠા ઝુમખા બની ગયો.

જે વખ્તે ઉપલા બે જુદેદીન તાયફાઓ વચ્ચે માડ તાયફો જઈ વસ્યો તે વખ્તે સ્કીથ્યન યાને તુરાની લોકો આર્મીન્યા, આજરબાઇજાન, કુર્દીસ્તાન અને લુરીસ્તાનના ડુંગરો ઉપર વસતા હતા. તેઓ માજી[1] ધર્મ પાળતા હતા. અલબત આ માજી ધર્મ કંઈ હજરત **જરતોશત**નો મજહબ ન હતો. આ સ્કીથ્યન માજીઓ આર્ય તાયફાના ન હતા, માટે જરતોસ્તી ધર્મ સાથ તેમના ધર્મને તાલુકો હતોજ નહી. અને તોપણ જે અસલી લખનારાઓએ[2] **જરતોશત**ને એક આર્મેની, અથવા એક માડ, તરીકે ઓળખાવી ગયાછે, તેઓના વીચાર મુજબ માજી ધર્મ **જરતોશતે** સ્થાપ્યો હતો, અને તેની પ્રથમ સ્થાપના ઉપલા પર્વતો ઉપર થઈ હતી, જ્યાં કેટલાંક પુરાણાં મકાનોને આજે

---

૧ માજીઓનું નામ વગર તફાવતે પુરાતન જમાનાની કેટલીક પ્રજાઓના ધર્મગુરૂઓ અને વીદ્વાનોને અપાયું હતું, અને તેમ ઇરાનીઓમાંથી માજીઓ હતા, બલકે ઇરાની ધર્મગુરૂઓને પણ એ નામ મળ્યું હતું, એમ સાધારણ રીતે મનાયછે. કેટલાક લખનારાઓ મુજબ જરતોસ્ત પહેલો માજી હતો માટે તેનો ધર્મ માજીઓનોજ હતો. ફરવરદીન યશ્ત મુજબ જરતોસ્ત પહેલો અથોરનાન હતો, અને અથોરનાન તે જરતોસ્તી ધર્મગુરૂઓના એક ચહડતા તબકાનું નામ છે, માટે એમ સાર ખેંચાતો હતો કે અથોરનાનોને ધર્મગુરૂ દાખલ માજીઓનું નામ મળ્યું હશે, તથા માજી અને અથોરનાન એકજ છે. પણ અમે આ ફસલમાં જે ખોલાસો કરવા માંગીયે છીયે તે ઉપરથી વાંચનાર જોશે કે આજના અથોરનાનો તે પુરાતન માજીઓ જેવાછે ખરા, પણ જરતોસ્તના વખ્તના અથોરનાનો યા ધર્મગુરૂઓ તે કંઇ માજીઓ ન હતા. બીજી એક યા વધારે પ્રજાઓના માજી ધર્મ-ગુરૂઓ હતા તેમની નકલ કરવાથી અથવા તેમની શીખવણીઓ મુજબ અમલ કરવાથીજ જરતોસ્તીઓમાં જરતોસ્ત પછી માજી ધર્મગુરૂઓ દાખલ થવા પામ્યા હતા એમ લાગેછે. એ પછી જરતોસ્તી અને માજી ધર્મગુરૂઓ એકેક સાથ ભેળાઇ ગયા અને તેઓ બીજી પ્રજાઓમાં જ્યારે માજીઓને નામે ઓળખાયા ત્યારે જરતોસ્તીઓમાં તેમનું અસલ અથોરનાન દાખલનું નામ રહીજ ગયું. યુનાનીઓ અને રૂમીઓ વગેરે જરતોસ્તી ધર્મગુરૂઓને એકસરખી રીતે માજીને નામે લખી ગયાછે, પણ જરતોસ્તી મજહબનાં લખાણોમાં કે બીજાં તે પછીનાં કોઇબી લખાણોમાં જરતોસ્તી ધર્મગુરૂઓને માજીને નામે ઓળખેલા જણાતા નથી. આ ઉપરથી જણાયછે કે અસલ માજી ધર્મ જરતોસ્તીથી જુદોજ હતો, અને અમે જે વીગત આપીયે છીયે તે મુજબ તે પાછળથી જરતોસ્તી ધર્મમાં દાખલ થવા પામ્યો હતો. ગાથામાંના જે શબ્દ ઉપરથી 'માજી' બોલની ઊત્પત્તી કહાડવાની કેટલાકો તજવીજ કરેછે તે તકલીફ જણાયછે. વંદીદાદના જે શબ્દ "મગવ" ઉપરથી આ નામ નીકળેલું બીજાઓને લાગેછે તે એકબારગી ખરૂંબી હોય, પણ ત્યાં તો એ 'મગવ' ટોળાને તેની કુમારાવસ્થાને માટે ધીકારી કહાડેલોછે.

૨ ટીશ્યસ મુજબ તે આર્માની હતો; બોરનવાળા મુસા અને સેકંદરીયાવાળા કલેમન્સ મુજબ તે મીડ હતો.

આતશખાનાંઓ દાખલ ઓળખવામાં આવ્યાંછે.[1] પણ એકબારગી આ અસલી ઇમારતો ખરેખર પુરાણા વખ્તનાં આતશખાનાંઓનીજ હોય તોબી આ દલીલ ખોટી છે કે **જરશતોશતે** ત્યાં પોતાના ધર્મનો પાયો નાંખ્યો હતો. આજરબાઇજાન પ્રાંત અસલ આતશખાનાંઓને માટે વખણાયો હશે એમ તેનાં નામ ઉપરથી જણાયછે ખરૂં, પણ આ આતશખાનાંઓ **જરશતોશતના** ધર્મની રૂએજ બંધાયલાં સાબેત થશે નાહી. આતશની આરાધના પુરાતન પ્રજાઓમાં ઘણા જુના વખ્તની અને એકસરખી રીતે ચાલતી આવેલીછે. જેમ **જરશતોશતે** તેમજ બીજા પેગામબરોએ તેને મોટો દરજ્જો આપેલોછે:[2] અને તેવોજ ચહડતો દરજ્જો અસલી સ્કીથ્યન લોકોએ પણ આતશને આપેલો હોય તો તેમાં નવાઇ નથી. એ પ્રજા જે ચોકસ દેવતાઓની આરાધના કરતી હતી તેમાં એક દેવતા આતશનો હતો, જેને તેઓએ **હીરૉડોટસ** મુજબ[3] 'તાબીતી'-નું નામ આપ્યું હતું.

આ માજી લોકો એક અજાયબ જાતની પ્રજા જણાયછે. ઇરાનની તવારીખમાં લાંબી મુદત સુધી આપણ તેમનું નામ વાંચીયે છીયે. સાસાની પાદશાહત વેળા તેમનો વગ વસીલો ઇરાની દરબારમાં ભારી હતો; પાર્થીન પાદશાહત વેળા પણ તેમનો કાબુ હતો; હખામની પાદશાહોનેબી તેમના વીના ચાલતું ન હતું; મીડયન પાદશાહોના ધર્મના રાહબર માજીઓ હતા; અને કહેછે કે ગાથાવાણીમાં[4] હજરત **જરશતોશતે** 'મઘવ' નામે જે ટોળાને માટે ઇશારો કીધોછે તે આ માજી ટોળોછે. હવે આ ટોળાના આવા મોટા વગવસીલાનું મુળ જોઇશું તો મીડ તાયફો એસીર્યન અને સ્કીથ્યન લોકો સાથ જઇ વસ્યો ત્યારથી તે શરૂ થતું જણાશે. **હીરૉડોટસ**[5] કહી જાયછે કે મીડયન લોકોના છ તાયફાઓમાંનો એક માજી હતો. પણ મીડ લોકોની શેહનશાહત ચાલુ થવાની

---

૧ નક્શે રૂસ્તમ અને એવીજ બીજી જગાઓ ઊપર સર આર. કેર પૉર્ટર અને બીજા મુસાફરોએ આ મકાનો દીઠાંછે.

૨ એ બાબે જુઓ 'આતશ' વીશેનો રસાલો: બાબ ૩ તથા ૪; "નૂરેએલમ"-ના ઑગસ્ટથી અકટોબર ૧૮૮૪ સુધીના ત્રણ અંકોમાં. ૩ ફક૦ ૪, પ્ર૦ ૪૫.

૪ ગાથા વોહુક્ષથ્ર: ઇજસ્ને હા ૫૧, ૫૦ ૧૫. ગાથાવાણીમાં માજી ટોળાનું નામ આવ્યુંછે એ ખરી વાત, પણ ત્યાં જરતોસ્તે પોતે તેમને નામ દઇ વર્ણવ્યા હોય એવું કશું નથી. ઊપલા ફકરાની સમજણમાં ડાં૰ હાઊગ લખેછે કે 'માજી' નું અસલ રૂપ ગાથામાં આવેલો 'મગવસ' શબ્દ છે, જે ઊપરથી ખીલારોકી જબાનમાં 'મગુશ' બોલ નીકળ્યોછે, અને આ ફકરા મુજબ માજી તે જરતોસ્તના સર્વથી પહેલા ચેલાઓ હતા એવું જણાયછે (રસાલાઓ બીજી આવૃતી, સફે ૧૬૯, નોટ ૧). અમને એમ લાગેછે કે ગાથામાં ઊપલો ફકરો પાછળથી ઘુસેલો હશે. માજી ઇરાનીઓ અને મીડ જરતોસ્તીઓ વચ્ચે સંબંધ પડયા પછી જરતોસ્તી શાસ્રોમાં જે જે ફેરફારો અને વધારા ઘટાડા—બલકે બીગાડા થયા તે વખ્તે આ માજી ('મગવસ') ટોળાની સ્તુતીવાળો ફકરો ગાથામાં દાખલ થયલો હશે. એમ ઘણા ફકરાઓ પાછળથી અવસ્તાવાણીમાં દાખલ થયલા જાહેરછે. ૫ ફક૦ ૧, પ્ર૦ ૧૦૧.

ઘણાં વરસ આગમજથી તેમને માજી તાયફા સાથ બનાવ થયો હતો તે વાત આપણે વીસરી જવી જોઈતી નથી. તે વાત ધ્યાનમાં રાખ્યા પછી આપણ કહી શકીશું કે સેંકડો વરસોના સમાગમ અને મેળાપને લીધે માજી ટોળો મીડ થઈ ગયો હતો અને મીડ ટોળો માજી બની ગયો હતો—યાને કે તુરાની અને ઇરાની ટોળાઓ એકેક સાથ મળી ગયા હતા. તેમના આ મળી જવાથે કરીને મીડ લોકોના ધર્મમાં અસલ માજી ટોળાના સ્કીથ્યન ધર્મનો પણ કેટલેક દરજ્જે ભેળ થવો જોઈયે અને વળી માજી તે એક ધર્મગુરૂઓનોજ ટોળો હતો તેથી સાદો ધર્મ ધરાવનારા જરતોસ્તી મીડ લોકોને માજી તાયફાએ પોતાના ધર્મ અને ક્રીયાના ભભુકથી વધારે અને વળી જલદીથી આંજી નાંખ્યા હોય. સ્કીથ્યન માજી તાયફો એક તુરાની પ્રજા હતી. આ લોકો મીડયા અને તેની આસપાસ વસનારા સ્કીથ્યનોના ધર્મગુરૂ હતા. તેમનો ધર્મ પોતે પણ સાદો હતો, તોપણ તે મીડયનોના સાદા એક ખોદાને માનનારા અહુરમજદી-જરતોસ્તી ધર્મ જેવો ખાલેસ ન હતો. એસીર્યનોના દેવતામંડળ જેવું તેઓમાં કાંઈ ન હતું, પણ તોબી અનેક દેવતાઓને આરાધવાના અન્યાયથી તેઓ બકાત ન હતા. તેઓ ચાર તત્વો—આતશ, પાણી, હવા અને માટી—ની પરસ્તેશ કરતા હતા. કોઈ અસલી લખનારાઓ કહી ગયા છે કે માજી ટોળો માત્ર આતશ અને પાણીનેજ માનતો હતો; બીજાઓએ આ બેમાં વળી જમીનના દેવતા અથવા દેવીનું નામ વધાર્યું છે; પણ **હીરૉડોટસ,**[1] **સ્ટ્રેબો**[2] અને બીજા તવારીખનવેસોએ ઉપર કહેલાં ચારે તત્વોને માજી ધર્મનાં દેવતામંડળમાં દાખલ કરી આપ્યાંછે. એક લેખે જોઈશું તો માજી ધર્મ સર્વથી પહેલા આર્ય ધર્મમાંથી ફુટી નીકળેલી એક અસલી શાખા જેવો હતો; કેમકે આપણા પહેલવહેલા આર્ય બાપદાદાઓ એજ મુજબ કુદરતી વસ્તુઓની પરસ્તેશ કરતા હતા. તેઓ ઉપલા ચાર ઉપરાંત આફતાબ, માહતાબ, આકાશ, પવન, બામદાદ વગેરેને પણ વખાણી ગયાછે, જેની સાબેતી રીગવેદ ઉપરથી જાબજા મળેછે. હવે જ્યારે મીડ લોકોને આ માજી ધર્મગુરૂઓ સાથ પ્રથમ સંબંધ થયો ત્યારે તેઓએ તે ગુરૂઓના અનેક દેવતાઓની આરાધનાને પોતાના ખાલેસ મજહબ તરફ વફાદાર રહીને પુરતા ધીક્કાર સાથ હસી કહાડી હશે; પણ રફતે રફતે વખત જતે તેમને પોતાની સાદાઈમાં પારકી ઝલેહ દાખલ કરવાનું મન થયું હશે, અને એ રીતે તેમના ખાલેસ જરતોસ્તી મજહબ ઉપર એકગમથી એસીર્યન અને બીજીગમથી માજી દેવતાઓનું બેવડું દબાણ ચાલ્યું હશે. કદાચ એમબી બન્યું હશે કે તેમને મીડયા કરતાં વધારે આગળ જગા મળી નહી હશે, તે મેળવતાં મુસ્કેલી નડી હશે, એસીર્યન લોકે પોતાનાં બળને લીધે તેમને આગળ વધતા અટકાવ્યા હશે, અને એ રીતે મીડયામાંજ તેમને ઠરીઠામ થવાની ફરજ પાડવા સાથે તેઓને માથે ચોકસ જાતની શરતો લાગુ કરી હશે તથા તેમાં પોતાનો ધર્મ કબુલ રાખવાની જરૂર દેખાડી હશે. વાખાના મારેલા, આશ્રો શોધવા ગયલા, પરદેશીઓને પોતાના મુલકમાં રાખવા આગમજ એવીજ શરતો થતી હતી. મીડ લોકોના સંબંધમાંબી

---

૧ દફ્‌૦ ૧, પ્ર૦ ૧૩૧.

૨ ભુગોળ વીદ્યા, દફ્‌૦ ૧ તથા ૩ માંના જુદા જુદા ફકરાઓ.

એમજ બન્યું હોય. વળી કદાચ એમબી બન્યું હોય કે **જરતોશતની** આગમજના પોર્યોદકેશી લોકો જેઓ અહુરમજદ ઉપરાંત અનેક ઇજિદોને માનતા હતા તેમની જોડે ઇરાનવીજમાં મળી ગયા પછી મીડ તાયફો મીડયામાં જઇ વસ્યો હોય અને ત્યાં પોતાના ઇજિદોને મળતા દેવતાઓ જોઇને તેણે અસલ ઇજિદ અમશાસ્પંદોની પરસ્તેશ ઉપર વધારે વહાલ બતાવવા માંડયું હોય, અને બીજી તરફ સ્કીથ્યન ધર્મગુરૂઓને પોતાના ખાસ અથવા નવા ગુરૂ દાખલ કબુલ રાખ્યા હોય. મીડયા ખાતે ઠરીઠામ થયા ત્યારેજ તેઓ 'મીડ' ને નામે ઓળખાયાછે; તે આગમજ તેઓ મીડ નહી પણ ઇરાની જરતોસ્તી હતા. પણ ઠરીઠામ થયા બાદ તેઓએ ઉપર મુજબ અમલ કીધો હશે.

આ રીતે બંને બલકે ત્રણુે વીરૂધ ટોળાઓ—ઇરાની, તુરાની અને સેમીટીક—નો સમાસ થયા બાદ એક નવી જાતનો ધર્મ જાહેર થયો, અથવા બરાબર બોલીયે તો ખાલિસ જરતોસ્તી મજહબે મીડયા ખાતે નવી વળાણ પકડી. જો અપક્ષપાત નજરથી જોવામાં આવશે તો જણાશે કે વંદીદાદમાં જે જે વર્ણનો છે તે માજી અને જરતોસ્તી લોકોના મેળાયા પછીની ધર્મની વળાણ બતાવેછે. તેમાં જેમ જમીનને તેમ આતશને, જેમ પાણીને તેમજ હવાને, ખરાબ નહી કરવાના હુકમો અને તાકીદો છે, તથા સજાઓ ફરમાવેલીછે, તે આપણ સર્વને રોશન છે. એટલી વાત ધ્યાનમાં રાખ્યા પછી અગરજો માજી ધર્મનો તરીકો તપાસીશું તો તે વંદીદાદનાં ફરમાનોને ઘણે દરજ્જે બરાબર મળતોજ જણાશે. આ તરીકા મુજબ માજીઓ કુદરતનાં ઉપર કહેલાં ચાર તત્વોને માનતા હતા. આતશ, પાણી, હવા અને જમીન તેમની પ્રાર્થનાની મુખ્ય વસ્તુઓ હતી. તેઓના મનકલ્પીત દેવતા જેવું કશું હતું નહી, જેથી તેઓ કોઇ પણ અણદીઠ, મનસ્થ યાને મનમાં વસેલા, દેવતાને પીછાણવા માટે તેની મુર્તી બનાવતા ન હતા. તેઓ માત્ર દેખાઇતા પદાર્થોને તેમનું બળ જોઇ આરાધતા હતા. એઓમાં આતશ સર્વથી વડો હતો. તેનું બળ, તેનો પ્રકાશ, તેના ગુણ, તેમની અકલને હેરાન કરતાં હતાં, અને તેથી માજી લોકો આતશને પોતાના પેદા કરનારથીજ ઉતરતો ગણતા હતા— જોકે તેમનો કોઇ સર્વશકતીવાન પરમેશ્વર હતો કે નહી તે ચોકસપણે જણાયું નથી. આતશને માટે તેઓ મકાનો બાંધતા ન હતા પણ તેના પ્રકાશને આકાશ ઉપરથી મળેલો ગણીને તેઓ તેના યજ્ઞકુંડ પર્વતો ઉપર બનાવતા હતા. તેને તેઓ સદા બળતો રાખતા હતા, તેને પવીત્ર ગણીને તેની સેવામાં ચોકસ ગુરૂઓને મુકરર કરતા હતા, જેમની ખાસ ફરજ એ હતી કે આ પવીત્ર પ્રકાશને બુઝાઇ જવા દેવો નહી;[1] પણ જો કોઇ ફુક મારીને તેને બુઝાવે તો તેનું તે કામ એક મોટો ગુનાહ ગણાતું હતું.[2] વળી આતશમાં મુડદું બાળવાની પણ મોટી તકસીર હતી.[3] પણ એમ છતાંબી તેઓ આતશને ભોગો આપતા હતા, જે બેળા માસનો કશો ટુકડો તે ઉપર નહી નાંખતાં માત્ર ચરબીનો નાનો કકડો ફકત સોહરમને ખાતર તેઓ તે ઉપર મુકતા હતા.[4]

---

૧ સ્ત્રેબો, ફસ૦ ૧૫, પ્ર૦ ૩, ૫૦ ૧૫. ૨ તેજ, ૫૦ ૧૪.

૩ તેજ. સ્ત્રેબો લખેછે કે એમ કરનારને મોતની સજા મળતી હતી; હીરો૦, ફસ૦ ૩, પ્ર૦ ૧૬.

૪ તેજ, ૫૦ ૧૩.

આતશ પછીનો દરજ્જો પાણીનો છે, અને કહેછે કે માજી લોકો નદી, સરોવર, ઝરા વગેરેનાં પાણીને પણ આરાધતા અને ભોગો આપતા હતા. પણ આમ કરતી વેળા પાણીમાં લોહીનો એક છાંટો પણ નહી પડે તેની તેઓ પુરતી સંભાળ લેતા હતા. વળી ભોગ આપેલાં પ્રાણીનાં છાણ કે હાડકાં વગેરેથી પણ પાણીને ખરાબ કરવાની તેઓમાં સખ્ત મનાઇ હતી. કહેછે કે નદીનાં પાણીમાં હાથ ધોવાનું પણ તેઓમાં ગુનાહનું કામ ગણાતું હતું. તેઓ લાસને પાણીમાં કદી નાંખતા ન હતા.[1] જમીન-નેબી એવુંજ માન મળતું હતું, અને તે વીશેનો સર્વથી સરસ દાખલો એ છે કે જેમ માજી લોકો લાસને આતશમાં બાળવાનો તેમજ તેને જમીનમાં ડાટવાનો પણ ગુનાહ સમજતા હતા. તેઓ જેમ બીજા દેવતાઓને તેમજ પવનને પણ ભોગો આપતા હતા, એમ **હીરૉડોટસ** ઉપરથી માલુમ પડેછે. આ સઘળા હેવાલ ઉપરથી અવસ્તાના અભ્યાસીને તપાસવાનું છે કે વંદીદાદમાં કેટલુંબધું એવું છે કેજે ઉપલાં ટુક વર્ણન સાથ આબાદ સરખાવી શકાય. તે સરખામણી કરવાને અમે પુરતા શકતીવાન છીયે; પણ ઉપલી હકીકત પછી હરકોઇ શખ્સ કહી શકશે કે જે બાબતોની વંદીદાદમાં મનાઇ ગણાયછે તેવીજ મનાઇઓ માજી ધર્મમાં પણ હતી. પણ સરખા-મણીને માટે એટલુંજ બસ નથી. માજી લોકોમાં ધર્મગુરૂને અતી મોટો દરજ્જો મળ્યો હતો. કોઇબી ધર્મને લગતું કામ અથવા ક્રીયા ધર્મગુરૂ વીના થતું ન હતું. આ ગુરૂ ગોયા દેવતા અને પુજારી વચે કામ કરનાર જેવો હતો. ગુરૂ પોતેજ ભોગને કાપતો, ભણતર ભણતો, અને અગત્ય જોગી ક્રીયા કરતો હતો. વળી તે બાબની તાસીર કહેતો, સગન જોતો અને ભવીષ્ય વર્તતો હતો. આ છેલું કામ તે પોતાના હાથમાં આમલીની પતલી ડાંખળીઓ લઇને બજાવતો હતો. આ ડાંખળીઓને તે મોટો મર્તબો આપતો, અને તે વગર ક્રીયાનું કામ અટકી પડતું હતું. પોતાની અને પોતાનાં કામની આવી મોટી અગત્ય બતાવીને માજી ધર્મગુરૂ જજમાનોમાં પોતાને વીશે મોટો વીચાર પેદા કરતો હતો. તે સફેદ જામો પહેરતો અને માથાં ઉપર ઉંચી ટોપી મુકતો, જેને એટલીબધી નીચેથી લંબાવેલી હતી કે તેથી તેના જડબાં અને હોઠો પણ ઢંકાઇ જતાં હતાં. તે હાથમાં આમલીની ડાખળીઓની બારી લઇને પોતાના બીજા હમશરીકો જોડે સરઘસના આકારમાં આતશની જગા તરફ જતો, જ્યાં તેઓ સઘળા ગોળ ચકરડાંમાં ઉભા રહીને લાંબો વખ્ત સુધી ભણતર ભણતા

---

૧ સ્ત્રેબો, દફ૦ ૧૫, પ્ર૦ ૩, ૬૦ ૧૬.

આ સઘળી બીના જણાવતાં સ્ત્રેબો લખેછે (૬૦ ૧૪) કે પાણીને તેઓ આ રીતે ભોગ આપતા હતા:—તળાવ, નદી કે ફુવારા આગળ જઇ એક ખાડો ખોદી તે ઊપર ભોગવાળાં પ્રાણીને કાપતા, અને સંભાળ લેતા કે લોહીનો એક પણ છાંટો સ્વછ પાણીમાં પડે નહી. પછી ગોસ્ત પાદડાંમાં મુકતા, માજી ધર્મગુરૂ ડાંખળી વડે તેને અડકીને ભણતર ભણતો, તથા દુધ અને મધ સાથ તેલ ભેળીને આતશ ઊપર નહી, પાણીમાં નહી, પણ જમીન ઊપર તે પ્રવાહી ધોળતો હતો. હાથમાં પાતળી ડાંખળીઓની બારી લઇને તે લાંબો વખ્ત સુધી ભણતો હતો.

હતા.[૧] આ દેખાવથી તેમના જજમાનો ઉપર ભારી અસર થતી હતી, અને તેવીજ અસર મીડ-જરતોસ્તીઓ ઉપર પણ થઈ, કેમકે તેમના સાદા ધર્મમાં એવું કશું ન હતું. આતશની બુજર્ગીથી તો જરતોસ્તીઓ પોતે માહીતગાર હતાજ. તેમના પોતાના પેગામ્બરે તેમને તેની ખુબી શીખવી હતી; અને તેવી ખુબીઓવાળા એક દેવતાને આ માજી લોકો પણ માનેછે એવું જોઈને મીડ-જરતોસ્તીઓ તેઓના ધર્મને પોતાના ધર્મથી કંઇ ઘણો જુદો સમજ્યા નહી. વળી સ્કીટ્યન લોકો પશ્ચીમ એસ્યામાં ઘણા પુરાણા વખ્તથી આવી વસેલા હતા તેથી તેઓમાં પણ ઇરાની (આર્ય) લોકોની સંસારી તેમજ ધર્મ સંબંધી કેટલીક રીતભાંતો આમેજ થઈ ચુકેલી હતી. અને તેવી આમેજ થયલી રીતભાંતવાળા માજી લોકો વચ્ચે પોતાને જઈ પડેલા જોઈને મીડ-જરતોસ્તીઓએ તેમને વધારે વહાલથી કબુલ રાખ્યા હોય. **જરતોશ્તે** મુર્ત્તીપુજાને ધીકારી હતી: માજીઓ પણ તેને ધીકારતા હતા. બંનેને આતશને માટે માન હતું; અને એજ મીસાલે કેટલીક બાબતોમાં બંને એકસરખા હોવાથી બંનેનું દીલ એકસરખી રીતે એકેક તરફ દોડયું હોય; અને તેથી શેવટે માજી અને જરતોસ્તી મજહબો એકેક સાથ ભેળાઇને એક થઇ ગયા હોય. પણ હજી સુધી જરતોસ્તી ધર્મનું નામ કાયમ છે, માટે એવું ધારી શકાયછે કે એ મજહબને કાયમ રાખીને તેમાં માજી ધર્મની થોડીક મુખ્ય અને તેથી ગુણ થાય એવી બાબતો દાખલ કરવામાં આવી હોય.

સ્કીટ્યન માજીઓ સાથનાં જોડાણ પછી જ્યારે મીડયન જરતોસ્તીઓનો વગ વસીલો વધતો ગયો અને તેમની સંખ્યા મોટી થતી ગઈ ત્યારે ત્યાં વસનારી પ્રજાઓમાંની એક દાખલ માજી લોકો પણ ગણાવા લાગ્યા, તો જોકે તે અસલ એક સ્કીટ્યન તાયફો હતો અને મીડયામાં જઈ વસ્યો હતો. **હીરૉડોટસ** લખેછે કે છ મીડયન તાયફાઓમાંનો એક માજીઓનો હતો,[૨] તેનું કારણ એજ જણાયછે. એ રીતે માજીઓ મીડ-જરતોસ્તીઓ સાથ ગોયા એકજ પ્રજા હોય તેમ મળી ગયા.

હવે આપણ જોઇયે કે માજી ધર્મે મીડ-જરતોસ્તીઓને પોતાના કાબુ હેઠલ કેટલે દરજ્જે ખેંચી લીધા હતા. જરતોસ્તીઓ 'બર્સમ'ને નામે જે વસ્તુ વાપરેછે તે ખચીત માજી લોકોની આમલીની ડાંખળીઓને મળતી આવેછે. ક્રીયામાં જે કામ બર્સમનું છે. તેવુંજ કંઈ પવીત્ર કામ આમલીની ડાંખળીઓનું સ્કીટ્યન માજીઓ ગણતા હતા. હવે બર્સમ વીશે ગાથાવાણીમાં કશું આવેલું નથી. એટલુંજ નહી પણ ગાથા પછીના જમાનામાં બનેલી યસ્ન હપ્તંગહઇતિમાં પણ બર્સમનું નામ નથી. એ ઉપરથી ઠરે છે કે બર્સમનો રેવાજ **જરતોશ્ત** પછી ઘણી મુદતે દાખલ થયો હતો. પણ

---

૧ સ્ત્રેબો, દફ્‌૦ ૧૫, પ્ર૦ ૩, ફ૦ ૧૫.

**સ્ત્રેબો લખેછે કે માજીઓમાં જેઓ આતશને રોશન કરતા હતા તેઓ 'પાઇરીથાઇ'-ને નામે ઓળખાતા હતા, અને યજ્ઞકુંડ ઊપર પુશ્કળ રાખ પાંથરી તે ઊપર આતશ મુકીને માજી તેની જાળવણી કરતો હતો. માજીઓ આતશગાહ તરફ દરરોજ જતા અને આતશની આગળ ડાંખળીઓ પકડીને ઘણો વખ્ત સુધી બંદગી કરતા હતા.**

**૨ દફ્‌૦ ૧, પ્ર૦ ૧૦૧.**

શું મીડ--જરતોસ્તીઓએ મીડયા ખાતે માજી ધર્મગુરૂઓનું જોઇને તે દાખલ કીધો હશે? બર્સમ બાબેની સરખામણી જાણવાજોગ છે. માજીઓ જુદી જુદી ક્રીયા વેળા ડાંખળીઓની જુદી જુદી સંખ્યા વાપરતા હતા: કોઇવાર ત્રણ તો કોઇવાર પાંચ; એકવાર સાત તો બીજીવાર નવ. ડૉ૦ **હાઉગ**ના જણાવ્યા મુજબ આજે જરતોસ્તી ધર્મગુરૂઓ ચોકસ ક્રીયાઓ વેળા ઓછામાંઓછી પાંચથી વધતાંમાંવધતી તેત્રીશ ડાંખળીઓને બદલે પીતલના તાર બર્સમ દાખલ વાપરેછે.[૧] માજીઓ આ ડાંખળીની સંખ્યા હંમેશાં એકીપરજ લેતા હતા: આજે આપણા મોબેદો પણ તેમજ કરેછે.

પણ બર્સમ અથવા એવીજ બીજી થોડી અગત્યની વસ્તુઓ પડતી નાંખીને એક બહુ અગત્યના રેવાજની સરખામણી વીશે આ ઠેકાણે લગાર લંબાણથી નોધ લેવાની જરૂર છે. એ રસમ લાસને ઠેકાણે પાડવાને લગતી છે. આપણે આગળ જોયું છે કે માજી લોકો આતશ, પાણી, હવા અને જમીનને પવીત્ર ગણી માન આપતા હતા. એ કારણને થકી તેઓ આતશ ઉપર માત્ર ફુક મારવાનું કે પાણીમાં માત્ર હાથ ધોવાનું કામ પણ ગુનાહ ભરેલું સમજતા હતા; તેમજ વળી જમીન યા હવાને ખરાબ કરવાની પણ તેઓમાં મનાઈ હતી. એ મનાઈ જ્યારે નજીવી ચીજોના સંબંધમાં હતી ત્યારે લાસ—જેને તેઓ તદન અપવીત્ર ગણતા હતા તે—ના સંબંધમાં ઘણી મહાભારત અગત્ય ધરાવનારી ગણાય તેમાં નવાઈ નથી. તેઓ લાસને આતશમાં બાળવાનું ધીકારતા હતા, તેમજ તેને જમીનમાં ડાટવાનું બી તેમને પસંદ ન હતું. વળી લાસને પાણીમાં નાંખવાનું કામ અતીઘણું ખરાબ ગણાયું—કેમકે જે પાણીમાં હાથ નહી ધોઈ શકાય તે પાણીને લાસ જેવા એક અપવીત્ર નસાથી ખરાબ કરવાનો શી રીતે હુકમ આપી શકાય? હવે અસલી જરતોસ્તીઓમાં પણ તેમના પેગામબરે ફરમાવેલી આ જાતની મનાઈ હતી કે નહી તે કશું જણાતું નથી. વંદીદાદમાંજ આ સઘળી મનાઇઓનો હેવાલ આપણ જોઇયે છીયે. પણ તેની આગમજ લાસને ડાટવાનો, તથા વળી તેથી વધારે આગળા જમાનાઓમાં લાસને બાળવાનો, રેવાજ હશે એમ એક શબ્દ ઉપરથી ખુલ્લું સાબેત થાયછે. એ શબ્દ 'દખ્મ' (ـــ) છે. તેના ધાતુ દજ્ (ـــ) નો અર્થ 'બાળવું' એવો થાયછે, જે ઉપરથી આ શબ્દ નીકળ્યોછે. એટલામાટે 'દખ્મ' નો અસલ અર્થ લાસને બાળવાનાં કામ અથવા તે માટેના મકાનનો થવો જોઇયે. પણ પાછળથી એજ શબ્દ 'કબર' ને માટે વપરાયોછે, જે ઉપરથી જણાયછે કે જોકે આ શબ્દના અસલ અર્થ મુજબ પ્રથમ જરતોસ્તીઓમાં કદાચ લાસને બાળવાનો રેવાજ હશે, અને ત્યારબાદ ડાટવાનો રેવાજ દાખલ થયો હોય, જે ઉપર કરેલાં બાંધકામને, અસલ અર્થ ભુલી જવાયાને લીધે, 'દખ્મ' (યાને કબર) નું નામ મળ્યું હશે. હજરત **જરતોશત**ના જમાનામાં લાસને અવલ મંજલ કેમ પુગાડવામાં આવતી હતી તે વીશે ગાથામાંથી કશો ઇશારો મળતો નથી; પણ **જરતોશત**ની આગમજના ઇરાનીઓ વેદ ધર્મ પાળતા હતા અને તે ધર્મમાં લાસને બાળવાનો રેવાજ હતો એ વાત ચોકસ જણાયલીછે. માટે 'દખ્મ' શબ્દ તે વખ્તનો પુરાણો હોવો જોઇયે,

૧ રસાલાઓ, બીજી આવૃતી, સફે ૩૯૭.

અને તેનો અસલ અર્થ બાળવા સાથ તાલુકો રાખતો હોવો જોઈયે. હવે 'દખ્મ'નો અર્થ વંદીદાદમાં કેટલેક ઠેકાણે 'કબર'નો કીધોછે અને તેમને ભાંજી તોડી નાંખવા ફરમાવ્યુંછે,[૧] તથા કબર બાંધવાનાં કામને ગુનાહ ભરેલું ગણ્યુંછે.[૨] એ ઉપરથી જણાયછે કે જે વખતના જરતોસ્તીઓમાં જેમ લાસને બાળવાનો તેમજ તેને ડાટીને ઉપર કબર બાંધવાનો રેવાજ ચીકાર પામ્યો હશે, તે વેળા 'દખ્મ' નો અર્થ 'કબર'-નો લેવાયો હશે. વંદીદાદની પહેલીજ પરગરદમાં આ બંને કામો—નસાને બાળવા તથા ડાટવાનાં—ને ગુનાહ ભરેલાં કહ્યાંછે. હોરમજદ કહેછે કે તેણે જ્યારે "તેરમું સૌથી સરસ શેહર બહાદુર અને અશો લોકોથી વસેલું ચખ્ર પેદા કીધું ત્યારે ગનામીનોએ નસાને બાળવાને લગતાં ગુનાહ ભરેલાં અને પાપનું નીવારણ નહી થાય એવાં કામો ઉત્પંન કીધાં;"[૩] તેમજ જ્યારે દશમું સૌથી સરસ અને સોહામણું હરખહતી શેહર પેદા કીધું ત્યારે તેની વીરૂધમાં નસાને ડાટવાનાં ગુનાહ ભરેલાં અને પાપની માફી નહી થઈ શકે એવાં કામો ઉત્પંન કરવામાં આવ્યાં.[૪] આ ઉપરથી જણાયછે કે વંદીદાદની પહેલી પરગરદના જમાનામાં જરતોસ્તીઓ લાસને જેમ બાળતા નહી હશે તેમ ડાટતા પણ નહી હશે, તોપણ એ કામો બીજી તરફ થતાં હશેજ. એજ મીસાલે લાસને પાણીમાં નાંખવાની પણ પાછળી પરગરદોમાં મનાઈ કીધીછે, કેમકે એક ઠેકાણે[૫] ફરમાવ્યું છે કે જે ધણી પાણીમાં પડેલી લાસ અથવા નસો જુએ તેની ફરજ છે કે ડોકાં સુધીનાં પાણીમાં પણ જઈને તે નસાને બહાર ખેંચી કહાડે. અને વળી ફરમાવ્યું છે[૬] કે જે ધણી પાણીમાં નસો નાંખે તે હંમેશાં હંમેશ સુધીનો અપવીત્ર રહેછે. હવે માજી લોકો લાસને હવામાં ખુલ્લી પણ મેલતા ન હતા, કેમકે તેથી લાસ કોહીને હવા બીગડે. નસાથી હવા બીગડેછે અને તે બીગડેલી દર્દી હવા દરૂજે નસુશનાં નામથી એક દર્દ દાખલ માણસજાત ઉપર ગલબો કરેછે તે વીશે વંદીદાદમાં અનેક ઠેકાણે વર્ણન આવેલું છે.[૭]

આ રીતે પુરાતન માજીઓમાં આતશ, પાણી, હવા અને જમીનને બીગાડવાની જેવી મનાઈ હતી તેવીજ મનાઇ વંદીદાદ ઉપરથી પણ જોવામાં આવેછે. આ બીના દેખાડેછે કે માજીઓ સાથના મીડ-જરતોસ્તીઓના સંબંધ પછી સુઘડાઇના ઘણા-ખરા કાયદા બંધાયા હતા, કેમકે માજી લોકોના સુઘડાઈ વીશેના ચોકસ મુખ્ય ધારાઓ મીડ-જરતોસ્તીઓને બહુ પસંદ પડયા હતા.

લાસને બાળવાથી આતશ અપવીત્ર થાયછે; દરીયામાં ફેંકી દેવાથી પાણી બીગડે-છે; ડાટવાથી જમીન ખરાબ થાયછે; અને ખુલ્લી મેલવાથી હવા જેહરી બનેછે: આ સઘળી માજી લોકોની ફીલસુફી હતી, અને તેથી તેઓએ પોતાની લાસને ઉપલી એક પણ રીતે ઠેકાણે પાડવાનું પસંદ નહી કરતાં એક નવાઈ જેવો રસ્તો લીધો અને તે એકે તેને તેઓ કુત્રાં અથવા માસ ખાનારાં પક્ષીઓ પાસે ખવાડી દેવા લાગ્યા. હવે

---

૧ પરગ૦ ૭, ૫૦ ૫૧—૫૨, ઇત્યાદી.
૨ પરગ૦ ૩, ૫૦ ૩૬—૩૯.
૩ પરગ૦ ૧, ૫૦ ૧૭.
૪ તેજ, ૫૦ ૧૩.
૫ પરગ૦ ૬, ૫૦ ૨૬—૨૯.
૬ પરગ૦ ૭, ૫૦ ૨૫—૨૭.
૭ દાખલા તરીકે પરગ૦ ૫, ૫૦ ૨૭—૩૨; તેમજ પરગ૦ ૮.

એજ રવૈયો જરતોસ્તી લોકોમાં આજ સુધી ચાલુ છે. તફાવત એટલોજ છે કે આજે લાસને કુત્રાંને બદલે માત્ર પક્ષીઓજ ખાયછે. વંદીદાદ આપણુને ખુલ્લું દેખાડેછે કે તે વખ્તના જરતોસ્તીઓ પણ લાસને ઉંચી જગા ઉપર મુકતા અને ત્યાં પક્ષીઓ તે ખાઇ જતાં હતાં. **હીરૉડોટસ** કહી જાયછે કે માજીઓ દરેક માણસની લાસને કુત્રાં અથવા પક્ષી કને ખવાડી દીધા વીના તેને ડાટતા ન હતા.[૧] સ્ત્રેબો પણ કંઇક એમજ કહેછે.[૨] ખરૂં જોતાં આ ગુનાની લખનારાઓની હકીકત તદન ખરી નથી, કેમકે જે ચીજને ડાટવામાં આવતી હતી તે લાસ નહીં પણ હાડપંજર અથવા છુટાં પડેલાં હાડકાં હતાં. વંદીદાદમાં ફરમાવેલું છે[૩] તે મુજબ તે વખ્તના જરતોસ્તીઓ માજીઓની પેઠેજ લાસનાં બાકી રહેલાં હાડકાંને સાચવી રાખવા માટે એક હેલાયદી જગા બનાવતા હતા, જેને અવસ્તામાં 'ઉજદાન' કહેછે,[૪] અને આજે તે "અસ્તોદાન" અથવા હાડકાં રાખવાની જગાને નામે ઓળખાયછે. આ અસ્તોદાન કેમ બનાવવું તેની જે વીગત[૫] આપણુને મળેછે તે આજે ઇરાનમાં પર્વતો ઉપરથી હખામની પાદશાહોનાં મળી આવેલાં અસ્તોદાનો કરતાં કંઇક જુદી છે.

એ રીતે ત્યારે માજીઓ અને મીડ-જરતોસ્તીઓની કેટલીક અગત્યની રાહરસમો એકમળતી આવેછે, જે ઉપરથી **રૉલીન્સન** ધારે છે[૬] કે વંદીદાદની ૮, ૯, ૧૦, ૧૧, ૧૬ અને ૧૭ મી પરગરદોમાં સુઘડાઇ અને પવીત્રાઇનાં જે સઘળાં ફરમાનો છે તે પરગરદો જરતોસ્તીઓને બદલે માજીઓની બનાવેલી દીસેછે. આ બાબત ગમે તેમ હોય પણ અંતે એમ અનુમાન કરીયે છીયે કે મીડ-જરતોસ્તીઓ મીડયા ખાતે જઈ વસ્યા ત્યારપછી વંદીદાદ રચાયો હતો. પણ તેનો જમાનો ઘણો પુરાણો હોવો જોઇયે. તે દીવસથી માજીઓ મીડ-જરતોસ્તીઓ ઉપર કાબુ વધારતા ગયા અને તે દીવસથી ખરા અસલ જરતોસ્તી ધર્મની ખાલિસીમાં બીજી ચીજોનો ભેળ થતો ગયો અને તે પ્રથમ જેવો પારદર્શક હતો તેવો પાછળથી રહ્યો નહીં.

એમ કરતાં ઇરાનમાં દક્ષીણ તરફ બીજા જરતોસ્તી તાયફાઓ આવી વસ્યા. માઝન્દરાન, ઘીલાન, ખોરાસાન, દુશાક, હેરાત, એ સઘળા ભાગો ખાતે આર્ય તાયફાઓ આવી ચહડયા, અને મીડ-જરતોસ્તીઓનું જોઇને તેઓએભી રફતે રફતે પોતાના ખાલિસ મજહબમાં નવી નવી રીતો દાખલ કરવા માંડી હોયતો તે બનવાજોગ છે. પણ આ સઘળા તાયફાઓનું પાછળથી શું થયું તેની કશી તવારીખ આપણુને મળી નથી. જેમ જેમ જમાના વીટતા ગયા તેમ તેમ મીડયા ખાતેના જરતોસ્તીઓનો વગ વસીલો વધતો ગયો. અકત્રયાનાં રાજ્યની સમાપ્તી પછી ઇરાનમાં એસીર્યન અમલ ચાલતો હતો, પણ મીડ-જરતોસ્તીઓનો કાબુ શેવટે ઘણો વધી ગયો અને એસીર્યનોનો

---

૧ ઇપ૦ ૧, પ્ર૦ ૧૪૦.

૨ ઇપ૦ ૧૫, પ્ર૦ ૩, ફ૦ ૨૦. તે લખેછે કે માજીઓ લાસને ખવાડીજ દેછે, પણ ડાટતા નથી. ૩ પરગ૦ ૬, ફ૦ ૫૦—૫૧. ૪ તેજ, ફ૦ ૫૦.

૫ તેજ, ફ૦ ૫૧. આ બાબે વધારે ખોલાસા સારૂ જુઓ "પુરાતન જમાનાના પાર્સીઓ," પ્ર૦ ૩, ૬૫. ૬ પુરા૦ પાદ૦, ઇપ૦ ૭, સદી ૧૭૫.

બરગશ્તે દહાડો બેઠો. મીડ-જરતોશ્તીઓનાં મીડયા ખાતેનાં નાનાં રાજ્યે એસીર્યન હકુમત સામે માથું ઉંચકયું અને પોતાનું સ્વતંત્રપણું હાથ કીધું, તથા પાછળથી એક મોટી શેહનશાહત સ્થાપી. આમ થવાથી હવે માજી ધર્મગુરૂઓનો કાબુ અનીઅણો વધી ગયો, અને તેની જોડે નવી દોલતની પ્રાપ્તી થવાથી નવી બદીઓ વધતી ગઈ, જેથી ધર્મમાં નવા બીગાડા દાખલ થતા ચાલ્યા. મીડ-જરતોશ્તીઓની શેહનશાહત વેળાના મીડ લોકો ખરેખરા જરતોશ્તી મજહબ પાળનારા હતા એવી આપણને કોઈબી શાહ-દત મળી નથી; પણ તેમના પુરાતન પુર્વજો મીડયા ખાતે આવી વસ્યા તે વેળા તેઓ ચુસ્ત જરતોશ્તીઓ હતા એમ જયારે આપણે જોયું છે ત્યારે તેમના વંશજોનેબી એજ ધર્મ પાળનારા ગણવા જોઇયે. તેઓ આર્ય હતા એટલુંજ ચોકસપણે જાહેર થયલું છે, પણ આ મીડ-આર્યો વળી જરતોશ્તી-આર્યો હતા અને તે વીશેનાં કારણો અમે ઉપલા સફાઓમાં પુરતી રીતે સમજાવ્યાંછે.

આ ફસલમાં અમે જે કંઈ દેખાડવા માંગ્યુંછે તે માજીઓ અને જરતોશ્તીઓની કેટલીક રાહરસમો એકમળતી આવેછે તેજ છે. આ જાતનો મુકાબલો આગળ થયલો અમે જાણતા નથી, અને તેથીજ તે બાબે લંબાણથી સમજણ લેવાની જરૂર વીચારીછે.

---

## ફસલ ૫. હખામની પાર્સીઓનો ધર્મ.

પર્સીસનો પાર્સી તાયફો—તેનો સ્વચ્છ ધર્મ; કુરૂશનો ધર્મસુધારો; કમ્બાઈસીસના વખ્તમાં માજીઓનો વગ—એક માજી ધર્મગુરૂની ઠગાઇ—માજીઓ સામે પાર્સીઓનો તીરસ્કાર—પાર્સી પાદશાહત વેળા માજી મજહબની પડતી; માજીઓના બલવાના સબબો; 'જુદાઈનો સાહેબ' હારેમત—બલવાની નેમ રાજદ્વારી નહી પણ ધર્મસંબંધી. હખામની પાર્સીઓને જરતોશ્તી ગણવાનાં કારણો. પર્વતો ઉપરનાં કોતરકામો—ફરોહર વગેરેના નક્ષની કલ્પના એસીર્યનો ઉપરથી. વીષયનું તાત્પર્ય.

હવે આ મીડ-જરતોશતીઓની શેહનશાહતના વખ્તમાં ઇરાન દેશના પર્સીસ નામે પ્રાંતમાં એક નાનો ટોળો વસતો હતો, જે પોતાના બાપદાદાઓના ધર્મને બનતાં સુધી સ્વચ્છ હાલતમાં રાખવાને આતુર હતો. કદાચ તે આ મીડ-જરતોશ્તીઓમાંનો એક ટોળો હોય; અથવા કદાચ તે ઇરાનવેજમાંથી ઉતરી આવેલા બીજા તાયફાઓમાંનો એક હોય. ગમે તેમ હોય તોપણ તે એક આર્ય ટોળો હતો, અને જોકે તે જરતોશ્તી મજહબ પાળતો હતો એમ કોઈબી તરફથી સાબેત થયું નથી તોપણ તેના એકનાએક સર્વશકતીમાન પરમેશ્વરનાં નામ ઉપરથી સાબેત થાય છે કે તે પુરાતન જરતોશ્તી મજ-હબ પાળનારોજ તાયફો હતો. આ ટોળાનું એક નાનું સરખું રાજ્ય હતું, જેના પાદ-શાહો મીડયન પાદશાહોને ખંડણી આપતા હતા. પણ પાછળથી એ નાના ટોળાના એક પાદશાહ **કાઈરસે** સ્વતંત્ર થઇને મીડયાના પાદશાહ **એસ્તાયજીસને** જબરી શીકસ્ત આપી, અને પોતે એક મોટું રાજ્ય સ્થાપ્યું. એ રાજ્ય તે હખામની પાદશાહોનું હતું, અને તેમની તવારીખ તે આપણી આજની તવારીખની બાબત છે. હવે જે મીસાલે મીડ પાદશાહોના વખ્તમાં હતું તેજ મીસાલે પાર્સી પાદશાહોના વખ્તમાં પણ માજીઓનો કાબુ વધેલો જણાયછે. તે એટલીબધી હદ સુધી કે પાછળા વખ્તના હખામની

પાદશાહો ગોયા માજી ધર્મગુરૂઓના હાથમાં પુતળાં સરીખા હતા. જે. **નોફ્ન** મુજબ પાર્સીઓમાં માજીઓનો કાબુ વધારનાર પાદશાહ **કુરૂશ** પોતેજ હતો.[૧] પ્લીની નામે પુરાણો રૂમી ફીલસુફ કહી ગયો છે કે તેના જમાનામાં[૨] આ માજીઓ ગોયા પાદશાહોના પોતાનાબી ધણી હોય એવો તેમનો મર્તબો હતો. પણ હખામની પાદશાહતની શરૂઆતમાં માજીઓનો એટલોબધો દોર હોય એમ લાગતું નથી. જેમ પર્સીસ પ્રાંતનાં નાનાં રાજ્યમાં પાદશાહ અને તેની પ્રજાનો એક ઓદા હોરમજદને માનવાનો જે સાદો ધર્મ હતો તેજ **કાઈરસે** મોટી શેહનશાહત સ્થાપી તે વખ્તે પણ હોવો જોઇયે; અને તે વખ્તે માજી ધર્મનો જો કાંઈ પણ ભેળ પર્સીસ ખાતેના પાર્સી ધર્મમાં થયો હોય તો તે ઘણો થોડો હોવો જોઇયે.

પણ એમ છતાંબી માજી લોકો પ્રજામાં તેમજ રાજ્યમાં માથું મારતા ગયા, અને એ રીતે તેમનો કાબુ જરા જરા કરીને વધતો ગયો તે હાંસુધી કે જ્યારે **કમ્બાઈસીસ** (કમ્બુજીય) પાદશાહ મીસર દેશ ફતેહ કરવા ગયો ત્યારે તે પોતાનાં ઘરનો સઘળો કારભાર એક માજી ધર્મગુરૂને સોંપી ગયો હતો. આ ગુરૂએ પોતાના હાથમાં કાબુ આવેલો જોઇને આખા ઇરાન દેશમાં પોતાનો ધર્મ બરપા કરવાનો કસ્દ કીધો, અને એ ખાસ નેમ ધ્યાનમાં રાખીને તેણે સઘળો રાજ્યાધીકાર પોતાના હાથમાં લેવાની નીમકહરામી કીધી. **કમ્બાઈસીસ**નો પોતે ભાઇ છે એવું જાહેર કરીને એ પાદશાહની ગેરહાજરીમાં તે તેનું તખ્ત પચાવી બેઠો, અને પાદશાહ મીસર ખાતેથી પાછો ફરતાં માર્ગમાં મરણ પામવાથી આ માજી ધર્મગુરૂને પાદશાહ થઈ બેસતાં ઝાઝી હરકત નડી નહી. તેણે પ્રજાને રાજી રાખવા માટે કેટલીક જાતની છુટ મેલી અને ચોકસ મુદત સુધી કરો માફ કીધા, તથા આમ કરીને પછી તેણે રાજ્યમાંનાં સઘળાં આતશનાં મકાનો ભાંજી તોડી નાંખ્યાં તથા તેમને બદલે માજી ધર્મ મુજબની ક્રીયા અને કાનુનો ચાલુ કીધાં. અગરજો આ ઠગારાનો અમલ ઝાઝા દીવસ ચાલ્યો હોત તો આખા દેશમાં માજી ધર્મ ચોબાજુએ ફેલાઈ જાત પણ સારાં ભાગ્યે આમ ઘણો વખ્ત સુધી ચાલ્યું નહી. પોતાના અસલ ધર્મને હીણું લાગે એવી કેટલીક બાબતો તેમાં દાખલ થતી જોઇને શુદ્ધ પાર્સી-જરતોશ્તીઓનાં દીલ કચવાવા લાગ્યાં; અને એટલાંમાં આ ઠગારાની ઠગાઈ જાહેર પડવાથી, અને **દારાયસ હીસ્તાસ્પીસ** નામે એક પાર્સી અમીરે તેને કાપી નાંખવાથી આખી પાર્સી પ્રજા માજી લોકો સામે ઉશ્કેરાઈ અને તેઓમાંના જે કોઈ

---

૧ કાઇરોપીડીયા, દફ્૦ ૮, પ્ર૦ ૧, ૫૦ ૨૩.

આ ફકરા ઊપરથી શરેહ કરતાં એક લખનાર જણાવેછે કે પ્રથમ કાઇરસ પોતાની ચહડાઇઓ અને કુચ વેળા પાર્સી ધર્મગુરૂઓની સલાહ લેતો હતો, પણ બેબીલનની ફતેહ પછી તેણે મીડ લોકના ધર્મગુરૂઓ, જે માજીઓ હતા, તેમને પોતાનાં રાજ્ય અને મહેલમાં તેણે દાખલ કરી મર્તબો આપ્યો.—કાઇરોપીડયા, રેવરંડ જે. એસ. વૉટસનનો તરજુમો, સફે ૨૩૯.

૨ પ્લીનીનો જમાનો ઇસ્વી સનની પહેલી સદીનો હતો, કેમકે તે ઇ૦ સ૦ ૭૯ માં મરણ પામ્યો હતો. એટલામાટે તેણે જે પાદશાહોને માટે લખ્યુંછે તે પાર્થીન પાદશાહો હોવા જોઇયે.

હાથમાં આવ્યા તેમની કતલ ચલાવી, તથા પોતાના ધર્મમાં બીગાડો દાખલ કરનારી આ પ્રજાને શીકસ્ત મળવાના દીવસને યાદગાર રાખવા માટે દર સાલ એક જશન કરવા લાગ્યા.[૧] આ બનાવ પછી **દારાયસ** પાદશાહ થયો, જેના લેખોમાં ઠેકાણે ઠેકાણે જણાવેલું છે કે મજકૂર ઠગારાએ ભાંગી નાંખેલાં આતશખાનાંઓ તેણે નવેસરથી બંધાવ્યાં હતાં, અને દેશમાં જે જુઠાઈ બરપા થઈ હતી તેને જડમુળથી ઉખેડી નાંખીને તેણે હોરમજદના યાને હોરમજદી દીનના કાનુનો પાછા ચાલુ કીધા હતા.

આ બીના ઉપરથી કેટલીક બાબતોનું ગ્નાન થાયછે. પહેલું એકે માજીઓનો ધર્મ જરતોસ્તી ધર્મથી જુદો હતો, અને હખામની પાદશાહો પ્રથમ માજી ધર્મને માન આપતા ન હતા, પણ પોતાનો અહુરમજદી મજહબ પાળતા હતા. તેઓએ ઠેકાણે ઠેકાણે આતશખાનાંઓ બંધાવ્યાં હતાં, અને **કમ્બાઈસીસ** સુધી એ રીતે અહુરમજદી ધર્મ ખીલતો ગયો હતો. પણ એ પાદશાહની ગેરહાજરીનો અને પોતાને મળેલી સત્તાનો લાભ લઈને ઉપર કહેલા ઠગારા માજી ધર્મગુરૂએ ઇરાનમાં બલવો ઉઠાવ્યો, અને તેને બીજા માજીઓએ ટેકો આપ્યો. તેઓએ પહેલું કામ એ કીધું કે આતશખાનાંઓ જ્યાં જ્યાં હતાં ત્યાંથી ભાંજી નાંખ્યાં. આ આતશખાનાંઓ પહેલા હખામની પાદશાહોના વખ્તથી પર્સીપ ખાતે બંધાયલાં હોવાં જોઈયે, કેમકે આ પાદશાહો આતશને બુજર્ગી આપતા હતા એવું ચોકસ માલુમ પડેછે. વળી આ પાદશાહો જરતોસ્તી મજહબ પાળનારા હતા એમબી માલુમ પડેછે. અલબત **જરતોશ્તનો** પ્રથમનો ખાલેસ મજહબ તેઓ કને એમનો એમ જળવાઈ રહેલો તો નહીજ હોય, તોપણ તેઓએ જ્યારે હોરમજદનું નામ પોતાની જબાન ઉપર સદાનું કાયમ રાખ્યું હતું, અને જુઠાઈને તર્ક કરવાનું પસંદ કરીને "જુઠાઇના સાહેબ" (હારેમન) ને ધીકાર્યો હતો, ત્યારે ખુલ્લું સાબેત થાયછે કે હખામની પાર્સીઓ એક ખોદાને માનનારા હતા તથા તેમની દીન કંઇજ નહી તો અહુરમજદી હતી. **દારાયસ** પાદશાહના લેખોમાં છે કે ઉપલા ઠગારાના વખ્તમાં દેશમાં જુઠાઈ બરપા થઈ હતી. આ જુઠાઈ કંઇજ નહી પણ હોરમજદના હરીફ દાખલ હારેમનને ઉભો કરવાનો ફતવો હોવો જોઈયે, અને તે ફતવો માજી લોકોથી મળેલો હોવો જોઈયે. અને એ રીતે એ ખોટો ફતવો જરતોસ્તી મજહબમાં સજીવન કરનારા માજીઓ હોવા જોઈયે. કેટલાક તવારીખનવેશો એમ જણાવી ગયાછે કે ઉપલા ઠગારા માજી અને તેના ધર્મવાળાઓએ ઇરાનમાં બલવો કીધો તેની નેમ રાજદ્વારી હતી અને તેમાં મીડ લોકોબી શામેલ હતા, કેમકે મીડ રાજ્યની મહાત્મા **કાઈરસે** સમાપ્તી આણી તેનું વેર લઈ પાછું પોતાનું રાજ્ય સ્થાપવાની નેમથી આ બલવો કરવામાં આવ્યો હતો. પણ એ તર્ક ઘણી રીતે ખોટો પડેછે, તેમાં મુખ્ય એકે આ બળવા વીશે લખતાં **દારાયસ** પોતાના લેખોમાં જણાવે છે કે બલવો માત્ર માજીઓનો હતો; ત્યાં તે મીડ લોકોનું નામ મુદલ જણાવતો નથી. વળી બાજુ એ કે જો બલવાની નેમ રાજદ્વારી હોત તો તુર્ત રાજધાની શેહર દાખલ પર્સીપોલીસને બદલે મીડયામાં એકબેટાના યાને હમદાનને સ્થાપવામાં આવત, અને એવાજ

૧ આ બનાવનો વીગતવાર હેવાલ બાબ ૧૧ માંથી મળી શકશે.

બીજા ઘણા ફેરફાર કરી શકાત. પણ તેવું કશું થયું નથી, અને જે કંઈ થયું છે તે ઉપરથી એટલુંજ સીદ્ધ થાય છે કે આ બનાવો સંસારી અથવા ધર્મસંબંધી હતો, અને તે ઉઠાવનારા માજી ધર્મગુરૂઓજ હતા.

અમારો વીચાર એવો છે કે હખામની પાર્સીઓનો ધર્મ અહુરમજદી-જરતોશ્તી હતો. કોઈ પુછશે કે હખામની પાદશાહોના પુષ્કળ લેખોમાં માત્ર હોરમજદનાં નામ સીવાય એક પણ ઠેકાણેથી **જરતોશ્તનું** નામ યા ઇશારો પણ મળતો નથી તો એ પાદશાહો જરતોશ્તી દાખલ કેમ ગણાય? આનો ઉત્તર એ છે કે પર્વતો ઉપરના લેખો માત્ર રાજદ્વારી બાબતો સંબંધી છે, કંઇ ધર્મ સંબંધી બાબતોના નથી. અગરજો આપણી કને હખામની વખ્તનાં બીજાં લખાણો હૈયાત હોત તો તે ઉપરથી આ પાદશાહો અને તેમની પાર્સી પ્રજાઓના ધર્મ વીશે ખરેખરો ખોલાસો મળત; પણ તેવાં લખાણોની ગેરહાજરીમાં માત્ર રાજદ્વારી બાબતોને લગતા લેખોમાં પાદશાહો પોતાના પેગામ્બરનું નામ જણાવી ગયા નથી તેપરથી તેઓ જરતોશ્તી ન હતા એમ ઠરતું નથી. તેઓ અહુરમજદી હતા એમ તો કોઇથી નાપાડી શકાશેજ નહી; અહુરમજદ નામ લેખોમાં જાબજા મળેછે. એવા રાજદ્વારી લેખોમાંની પાદશાહો પોતાના કામની ફતેહમંદી હોરમજદથી થયલી જણાવે તો તેઓ કેવા અને કેટલાબધા દીનચુસ્ત અને સર્વશકતીમાન **એક** ઉપર વીશ્વાસ રાખનારા હોવા જોઇયે? તેમનો આ પરમેશ્વર તે અહુરમજદ છે; અને આ વાત વીચાર કરવાજોગ છે કે પૃથ્વી ઉપર હૈયાતી ભોગવી ગયલી અસંખ્યાત પ્રજાઓમાં જો કોઈબી પ્રજાએ પોતાના ખોદાને 'અહુરમજદ'નું નામ આપ્યું હોય તો તે જરતોશ્તીઓ છે—કેમકે હજરત **જરતોશ્તે** જાહેર કરેલો સર્વ શકતીમાન ઇશ્વર એજ છે. અને તેટલામાટે જે પ્રજાના ખોદાનું નામ અહુરમજદ હોય તે પ્રજા વગર તકરારે જરતોશ્તી દાખલ સાબેત થવી જોઇયે.

પણ એટલુંજ નથી. તખ્તીઓમાં માત્ર અહુરમજદનુંજ નામ આવેલું નથી. **દારાયસ** અને **જરકસીસ**ના લેખોમાં જ્યારે આ એકજ પરમાત્માનું નામ જાહેર થયું છે ત્યારે તેમની પછીના બીજા પાદશાહોની તખ્તીઓમાં એવાં કેટલાંક નામો આપણ જોઇયે છીયે કે જે ઉપરથી પણ હખામની પાર્સીઓ જરતોશ્તીઓ દાખલ સાબેત થાયછે—જોકે તેમનો તે જરતોશ્તી ધર્મ અસલ ખાલેસ નહીં પણ ભેળવાળો હતો. વળી **હીરૉડોટસ** અને બીજા તવારીખનવેશોએ હખામની પાર્સીઓના ધર્મ વીશે જે હકીકત જણાવીછે તે **જરતોશ્ત** પછી તેના ધર્મે જે વળાણ લીધી તેને મળતીજ છે. તેઓ સુરજ, ચંદ્ર, આતશ, પાણી, પવન, વગેરેને આરાધતા હતા. પાણીની સ્ત્રી ઇજદ અનાહત નામની હતી. તેઓમાં વળી કેટલાક મહીનાઓનાં નામો હતાં તે આબાદ આપણા આજના મહીનાઓને મળતાં આવેછે.[1] તેઓમાં કેટલાક ઇજદ

૧ પાદશાહ દારાયસની તખ્તીઓ ઉપરથી અર્દીબેહસ્ત (અત્રિયદિય), શેહરેવર (થુરવાહર), આદર (અત્રિયાતિય), દએ (બગયદિશ), બહમન (વિયખ્ન) વગેરે મહીનાઓનાં નામો મળેછે, અને તેજ નામના ફરેશ્તા ઉપરાંત હખામનીઓમાં નીચલાં ઇજદોનાં નામો મશહુર હતાં: સપંદારમદ, આવાં, મેહર, તીર, બેહરામ, ઇત્યાદી. એકંદર લેતાં હખામની પાર્સીઓને નીચલા જરતોશ્તી દાખલ ઓળખાતા ઇજદ અમશાસ્પંદો વીશે વધતી યા ઓછી ખબર હોવી જોઇયે:—હોરમજદ, બહમન, અર્દીબેહસ્ત, શેહરેવર, અસ્પંદાદ, આદર, આવાં, ખોરશેદ, મોહર, તીર, મેહર, બેહરામ, રાશ, ગોવાદ, આસ્માન.—જુઓ "પુરાતન જમાનાના પાર્સીઓ," પ્ર૦ ૨, સફે ૨૬.

અમશાસ્પંદોનાં નામો આજે મળી આવેછે તે અવસ્તાનાં લખાણોમાંથી મળતાં નામો ઉપરથી અપભ્રંશ થયલાં પણ તેજ નામો છે. આ અને એવીજ બીજી દલીલો[1] ઉપરથી માલુમ પડેછે કે હખામની પાર્સીઓ જરતોસ્તીઓ હતા, તેમનો પરમાત્મા અહુરમજદ હતો, અને જોકે તેમના પેગામ્બરનું નામ તખ્તીઓમાંથી મળતું નથી તોપણ તેઓના ધર્મના ચોકસ ફરમાનો અને રેવાજો, તથા તેમના ઇજદોનાં નામો આબાદ પાછળા વખ્તના બીગડેલા જરતોસ્તી મજહબને મળતાં આવતાં જણાયછે. વળી બીજી તરફથી જોઇશું તો હખામની ભાષા કેટલેઅંશે દરજ્જે અવસ્તાની ભાષાને મળતી આવેછે અને તે ઉપરથીજ તે અપભ્રંશ થયલી સાબિત થાયછે. એ દાખલા ઉપરથી પણ હખામનીઓના ધર્મ વીશે કંઇક રીતે ખાતરી મળી શકશે. હખામની ભાષા અવસ્તાનીજ ભાષા ઉપરથી નીકળેલીછે એમ આપણે એક આગળા બાબમાં[2] ખુલ્લું દેખાડી આપ્યુંછે. એ ઉપરથી જણાયછે કે અવસ્તાની ભાષા ઘણી પુરાણી હતી, અને તે પુરાણી હોવાને લીધેજ એવું ઠરેછે કે જેઓ યસ્તો વગેરેનો જમાનો ઇ. સ. પુ. પાંચમી સદી ઉપર મેલેછે તેઓ ભુલ કરેછે. તે ભણતરોનો જમાનો એ મુદત કરતાં પુરાણો હોવો જોઇયે—એટલો બધો કે તેમાં જણાવેલા ઇજદો વગેરેની આરાધનાનું સ્વરૂપ હખામની પાર્સીઓના વખ્તમાં બદલાઇ જવાને પુરતી મુદત મળી શકે.

બીસારોકી તખ્તીઓ ઉપરાંત પર્વતો ઉપરના નક્ષો આપણને કેટલીક નવી વાતો જાહેર કરેછે. તેમાં પાંખવાળા માણસો ગોયા હવામાં ઉડતા હોય એમ કોતરેલા દીઠામાં આવેછે, જેમને અવસ્તામાં જણાવેલાં ફરોહરની નીશાની ગણવામાં આવેછે. પણ એ કોતરકામ કંઇ ખુદ અવસ્તાવાણીના સંબંધનાંજ હોય એમ નથી. વળી આ કોતરકામોમાં કેટલીક ગમ એક પાદશાહ જેવા ધણીને સીંહ અથવા કોઇ ભયંકર કલ્પીત પ્રાણીઓ સાથ લડાઇ કરતો બતાવ્યોછે. એ સઘળા નક્ષ એસીર્યનોનાજ કલ્પેલાછે. પણ એજ કોતરકામ ઉપરથી શાહનામાંવાળા, જેહાં પેહલવાન રૂસ્તમની સફેદ દેવ સાથની લડાઇનો ચીતાર જન્મ પામ્યો હોય તો તેમાં થોડીજ નવાઇ છે.

---

જરતોસ્તી ધર્મની તવારીખ આપવા માટે આ બાબ તેની અસલ ધારેલી હદ કરતાં ઘણો લંબાણ થઇ ગયોછે. તે પુરો કરતી વેળા તેનાં મુળતત્વોને પાછાં ખેંચી કહાડવાં અવશ્યનાં છે. આપણે જોયુંછે કે શરૂઆતમાં જરતોસ્તી ધર્મ ખાલેસ હતો. તે ખાલેસ એટલામાટે હતો કે આર્ય લોકોના અસલ મજહબમાં અનેક દેવતાઓને માનવાનું ફરમાવેલું હતું તે **જરથોસ્ત**નાં સુધરેલાં મગજને અનુકુળ નહીં લાગવાથી તેણે એકલા એક દેવતા—અહુરમજદ—સીવાય બીજા સઘળાઓની આરાધનાને ગુનાહ ભરેલી ગણીને કહાડી નાંખી અને એકજ પરમાત્માને આરાધવાનું શીખવ્યું. તેને માથે પાદશાહતનો સાયો હોવાથી તે ફાવ્યો અને તેનો મજહબ ફેલાવો પામ્યો; પણ તેનાં મરણ

---

1 હખામની પાર્સીઓના ધર્મ વીશે જુઓ "પુરાતન જમાનાના પાર્સીઓ," બાબ ૧ અને ૨. તે પુસ્તકમાં માજીઓ વીશે આપેલા કેટલાક વીચારો આજે ફેરવવાની તેના બનાવનારને જરૂર જણાઇછે.

2 બાબ ૩.

બાદ કેટલીક મુદત રહીને તેના આ ગાળીને સ્વચ્છ કીધેલા મજહબમાં પાછો અસલી વેદીક ધર્મનો કેટલોક ભેળ થવા લાગ્યો. આ વખ્તે આર્ય ભુમીમાં જગાની સંકડાસ આલવાને લીધે જુદા જુદા તાયફાઓમાં લોકો જુદાં જુદાં સંસ્થાનો કરતા ગયા. આમાંનું એક સંસ્થાન કેસ્પીયન સમુદ્રની દક્ષીણે મીડયા તરફ થયું, જયાં આ આર્ય તાયફો—જેનો મજહબ જરતોસ્તી હતો તે—જઈ વસે તેની આગમજ સેમીટીક અને તુરાની તાયફાઓ ઠરીઠામ થઈ ચુકેલા હતા. આ બંને ટોળાઓ સાથ આપણો ઉપલો જરતોસ્તી ટોળો પણ મળી ગયો. અને ઇરાનીઓના આદત મુજબ પોતાના સાદા મજહબ કરતાં બીજા ટોળાઓના ધર્મોમાં તેણે જે કંઇ નવું જોયું તે તેઓ ઉપરથી ઉપજાવી લીધું, અને તેની એવી વળાણ જોઇને એસીર્યન (સેમીટીક) તાયફાએ તેમજ સ્કીથ્યન-માજી (તુરાની) તાયફાએ પોતપોતાથી બનતી તજવીજ કરીને આ નવા આર્ય ટોળાને પોતપોતાના ધર્મો તરફ ખેંચવા માગ્યો. આનું શેવટ એ આવ્યું કે આપણા આર્ય તાયફાના મજહબમાં કેટલુંક નવું દાખલ થયું. અને આ નવી ચીજોમાંનું થોડું ઘણું **જરતોશત**ની આગમજના આર્ય ધર્મમાં જાએજ હતું માટે આર્ય ટોળાએ તે માટે ઝાઝી હરકત જોઈ નહી. આ પછી તુરાની તાયફાના માજી ધર્મગુરૂઓએ આ નવા ટોળામાં વધારે ને વધારે પગપેશારો કરવા માંડયો, અને શેવટે પોતે તેના ધર્મગુરૂ થઈ લાગ્યા. આ રીતે જરતોસ્તી તાયફાના ધર્મમાં બીગાડ ચાલ્યો, અને તે બીગાડ જમાનાઓ ગુજરતા ગયા તેમ વધતોજ ગયો. વખ્ત હમેશાં તરેહવાર નવા બનાવોને જન્મ આપેછે તે મુજબ ધર્મમાં તરેહવાર ફેરફારો થતા ચાલ્યા, જેથી અસલ ખાલિસી ઉપર નકલના ધુમાડાનું પડ ફરી વળ્યું. કોઈ કોઈવાર ધર્મને અસલ સ્થીતીમાં લાવવાની કંઈ કંઈ તજવીજો થઈ, પણ હવે જમાનાઓ વીતી જવા બાદ આમ લોકોને અસલના સુધા અને ખાલિસ માર્ગ ઉપર લાવવાનું કઠણ થઈ પડયું. ખાલિસ ધર્મ માત્ર નામનોજ રહી ગયો. તે માત્ર એક કોટળું થઇ પડયો અને માંહેલો ગર વગર સંભાળે બીગડી ગયો. તેમાં વળી બાહેરની નાપસંદ ચીજો આમેજ થઈ, અને જોકે લોકો ધર્મને નામે જીવ કહાડી આપવાને તૈયાર થયાં તોપણ તે ધર્મ તેઓ પોતેજ સમજી શકયાં નહી. સમજી નહી શકયાં તેથી તેમને તે સમજાવવાની તજવીજો થઈ, તરજુમાઓ બન્યા, શરેહો રચાઇ, અને એ સઘળું છતાં પ્રજા અજ્ઞાન થતી ચાલી. જે હાલત મીડયન શેહનશાહત વખ્તે હતી તેજ હાલત હખામની શેહનશાહત વખ્તે પણ રહી. અસલને બદલે નકલ દીપી નીકળી. ધર્મને બદલે ક્રીયા અને રસમ ફાવતાં ચાલ્યાં. ઇરાની મન પારકી બુદ્ધીની નકલ કરવાને સદા તત્પર છે. તે પ્રથમથી તેવું હતું અને આજેબી તેવુંજ છે. તે વીશે **હીરોડોટસ** ફરીયાદ કરી ગયોછે અને આજેબી તેની ફરીયાદ ચાલુજ છે. નકલ કરવાની એ તમેને લીધેજ ખાલિસ જરતોસ્તી મજહબને બીગડવાનું મોટું કારણ મળ્યું, અને તેથીજ આજે તે જેવો દેખાયછે તેવી સ્થીતી ઉપર આવી ઉભો છે.

---

બાબ ૫.

# કયાનીઓ અને હખામનીઓ.

૧. સર જૉન માલ્કમનો તર્ક : કયાનીઓ તેજ હખામનીઓ; તેમ ગણવાનાં કારણો:—નામોનું મળતાપણું; કએખુસરો અને કાઇરસ—તેમની જન્મ કહાણી એકસરખી; બીજા પાદશાહો અને બીજી વીગતો; કયાની અને હખામની વંશોની સમાપ્તીની એકસરખી હકીકત—છેલા પાદશાહો દારા અને દારાયસ. બીજી તરફનો તકરાર : (૧) હખામનીઓ તેજ કયાનીઓ નથી; (૨) બહમનથી દારા સુધીના પાદશાહો કયાની નહી પણ હખામની છે. હખામની અને કયાની વચ્ચે તફાવત : (૧) પાદશાહોનાં નામોનો, (૨) તેમના દેશોનો, (૩) તેમનાં ખાનદાનોનો, (૪) તેમના જમાનાનો, (૫) તેમની ભાષાનો, અને (૬) તેમની તવારીખનો. ખીલારોકા લેખોથી નવું અજવાળું : હખામની અને કયાની પાદશાહોની ટીપ—તેમનાં નામો કયાં મળેછે અને કયાં નથી મળતાં; દેશો અને પ્રાંતોની ટીપ—તેમનાં નામો વીશે ખોલાસો. તકરારનું તાત્પર્ય.

૨. બહમનથી દારા સુધીના પાદશાહો—તેમને કયાની ગણવાની ભુલ—તેનું કારણ; શાહનામા અને બુનદેહશના દાખલા. હખામની રાજ્યની સમાપ્તી—તે વીશે યુનાની તવારીખ અને શાહનામાંમાં એકમળતી હકીકત—શાહનામાં અને બુનદેહશનો ગુચવાડો—તબ્રી અને યુનાની તવારીખના ટેકા. શાહનામાંમાંની વીગતો : બહમન પછીના અને તેની આગમજના કયાની પાદશાહો—તેમના અમલની મુદત—બહમન પછીનું રાજધાની શેહર ઇસ્તખ્ર, તેની આગમજનું બલ્ખ. શાહનામાંના ગુચવાડાનો ખોલાસો : હખામની વંશની સમાપ્તી આગમજના પાદશાહો—તેમનો બહમન અને તેની પછીના કયાની ગણાતા પાદશાહો સાથ મુકાબલો—તેઓમાં દીસતો ફર્ક અને તેનાં કારણો—આ ફર્ક કહાડી નાંખવાની કલ્પના; અરદેશર દરાજદસ્ત અને આર્તાજર્કસીસ લૉંજીમાનસ એકજ—અરદેશરના બાપ બપાવા તેજ આર્તાજર્કસીસના પણ નથી—ગુશ્તાસ્પ અને દારાયસ હીસ્તાસ્પીસના જમાનાઓ વચ્ચે મોટો ગાળો—એક હજાર વરસનો ગાળો કેમ પુરાય? બહમન પછીના પાદશાહો : હોમાય અને પરીસાતીસ; સેકંદર અને એલકજાંડર. તકરારની સમાપ્તીમાં નવી આડકતરી દલીલો.

## ફસલ ૧. કયાની પાદશાહો અને હખામની પાદશાહો વચ્ચે તફાવત.

છેલાં પ્રકરણમાં અમે એક તકરારી બાબતનો નીવેડો આણવાની તજવીજ કીધીછે, અને તે એકે હખામની પાર્સીઓ આર્ય હતા, તેમની ભાષા અવસ્તાને મળતી હતી, અને તેમનો ધર્મ જરતોસ્તી ધર્મ હતો. હવે આ પ્રકરણમાં એક બીજી તકરારી બાબતની ચુનોચરા કરવાની અમે તક લીધીછે, અને તે કયાની પાદશાહો તથા હખામની પાદશાહો સંબંધી છે. કેટલાકોનો એવો વીચાર છે કે આ બંને વંશોમાં કશો તફાવત નથી અને તેઓ એકનાંએકજ છે. બીજાઓ કહેછે કે આ બંને એકેકથી જુદાં વંશો છે અને તેઓ વચ્ચે અતીઘણો ફર્ક છે. આ બંને બાબતોની તપાસ લઈ તેનો નીર્ણય કરવાની આ ઠેકાણે અમે મતલબ રાખીછે. જોકે એ બાબત વીશે આગળ ઘણું લખાયુંછે તોપણ ખુદ આ તવારીખને લગતો આ સવાલ હોવાથી તે બાબત ઉપર વીવેચન કરવાની અગત્ય દીસતી છે, અને તેથી અમે એ બીના આ ઠેકાણે હાથ ધરવાનું દરૂસ્ત ધારીયે છીયે.

સર **જૉન માલ્કમ** આજ આશરે પોણાસો વરસોની વાત ઉપર ઇરાન દેશની તવારીખના પોતાના ગ્રંથમાં કયાની અને હખામની પાદશાહો એકનાએકજ હતા એવું

જાહેર કરી ગયો હતો; અને ત્યારપછી તેને પગલે આજ સુધીમાં ઘણા લખનારાઓ આવ્યાછે. **માલ્કમને** કયાની પાદશાહોની હકીકત નામાંકીત **ફીરદોસી અને તે** પછીના બીજા મહમદીયાન ગ્રંથકારોનાં દફતરો ઉપરથી મળી હતી. હખામની પાદશાહોની તવારીખ તેને યુનાની ગ્રંથકારો ઉપરથી હાથ લાગી હતી. આ બંને જાતની તવારીખો જુદા જુદા લખનારાઓથી લખાઇ હતી. મહમદીયાન લખનારાઓને કે **ફીરદોસીને** હખામનીઓ વીશે કશી ખબર ન હતી; યુનાની લખનારાઓ કયાની પાદશાહો વીશે કેવળ બેખબર હતા. તેઓ બંનેએ પોતપોતાને જાણીતાં આ બંને વંશોમાંનાં એકને કોઇ બીજાં સાથ સંબંધ છે કે નહી તે વીશે તદન અજાણ્યા રહીને પોતાનાં દાસ્તાનો અને હેવાલો લખ્યાંછે. એમ કરવામાં તેઓ કેવળ વાજબી હતા. જેમ યુનાનીઓએ હખામની વંશને કયાની વંશ સાથ મેળવવાની તજવીજ કીધી ન હતી, તેમ મહમદીયાનોએ કયાની વંશ તેજ હખામની વંશ છે એમ દેખાડવા માંગ્યું ન હતું. એનું કારણ એજ કે તેઓને એકથી બીજાં વંશની હૈયાતીની મુદલ ખબર હતીજ નહી. પણ સર **જૉન માલ્કમને** આ ખબર હતી. તેણે એક દફતરમાં એક વંશની તવારીખ વાંચી, અને બીજાં દફતરમાં બીજાં વંશનો ઇતીહાસ જોયો. આ બંનેમાંના કેટલાક પાદશાહોનાં નામો તેને કોઇ ચમત્કારીક રીતે એકેકને મળતાં આવતાં જણાયાં. વળી કોઇ કોઇ પાદશાહોની જન્મકથા તેને લગભગ એક મળતી જણાઇ. હવે એથી બીજું શું જોઇયે? કયાનીઓના જમાના પછી હજારો વરસો વીટી ગયાં હતાં, તેમજ હખામનીઓની પાદશાહત પછીબી બાવીશશો વરસો ગુજરી ગયાં હતાં. માટે એવડી લાંબી મુદતમાં એક માણસ અથવા વંશનાં નામનીશાન અને કામકાજોમાં સેંકડો જાતના ફેરફારો થવા જોઇયે. તે સઘળા ફેરફારો છતાં નામો કંઈ કંઇ રીતે મળતાં આવી જાય, અને કામકાજો લગભગ એક સરખાં જણાય, તો શું તે બંને પાદશાહો અથવા વંશો એકનાએક નહી ઠરે?

**માલ્કમની** એ તકરાર હતી, અને તે ઉપરથી તેણે પોતાનું મત મજબુત કીધું. તેને મોટો હર્ષ ઉપજયો, અને તેનાં પરીણામ દાખલ તેણે પોતાની તવારીખમાં કયાની અને હખામની વંશોને એકેક સાથ ભેળી નાંખ્યાં, અને તેમના પાદશાહો એકેકથી જુદા નથી એમ દેખાડવા માટે પોતાની તરફથી જબરી કલ્પના દોડાવીને એક ઇમારત રચી. યુનાનીઓએ જાહેર કરેલાં હખામની વંશનો પાદશાહ **કાઈરસ** તેજ **ફીરદોસી**નો જણાવેલો કએ **ખુસરો** પાદશાહ છે, તથા શાહનામાંનો **ગુશ્તાસ્પ** તેજ યુનાનીઓનો **દાશયસ હીસ્તાસ્પીસ** છે, એટલુંજ નહી પણ હખામની **કમ્બાઈસીસ અને જર્કસીસ** તે કયાની **લોહરાસ્પ અને અસ્ફંદીયાર** છે, એમ ખુલ્લું જાહેર કરવામાં આવ્યું. આ નવાઇ જેવી ગોઠવણને વળી કેટલીક રીતની મજબુતી મળી. **કાઈરસનું** હખામની નામ **કુરશ** છે, જેને "ખુસરૂ" માં ફેરવી નાખીયે તો **કાઈરસ** આબાદ કએ **ખુસરોને** મળેછે. "હીસ્તાસ્પીસ" નામ યુનાનીઓએ **ગુશ્તાસ્પ** ઉપરથી બીગાડીને કાં નહી બનાવ્યું હોય? **કમ્બાઈસીસને** યુનાનીઓએ **કાઈરસનો** બેટો ગણ્યોછે, પણ કએ **ખુસરો** પછી ઇરાનનાં તખ્ત ઉપર આવનાર **લોહરાસ્પ** તેનો

પોતાનો બેટો નહી હોવા છતાં તેને તે મોટા કયાની પાદશાહે બેટા કરી લીધો હતો ખરો. અને **જર્કસીસ હીસ્તાસ્પીસ**ના બેટાનો બેટો હતો તેમ **અસ્ફંદીયાર ગુશ્તાસ્પ**નો બેટો હતો.

આ રીતે નામોનું ચોકઠું તો બંધબેઠું; અને તેમજ કેટલાક પાદશાહોની "તવારીખ" પણ બરાબર મળતી આવતી જણાઈ. **હીરૉડોટસે કાઈરસ**ના જન્મની હકીકત જે મીસાલની આપીછે તેને લગભગ મળતીજ હકીકત કએ **ખુસરો** વીશે **ફીરદોસીએ** આપેલીછે. વળી બીજી એક અગત્યની બીના એ છે કે **કાઈરસ**ના હાથ ઉપર તેનો મમાવો **એસ્તાયજીસ** માર્યો ગયો અને તેનો મુલક ઇરાનને તાબે થયો હતો, તેજ મુજબ કએ **ખુસરો**ના હાથ ઉપર તેનો મમાવો **અફ્રાસીયાબ** બેજાન થયો અને તુરાન દેશ ઇરાનને તાબે થયો હતો. આ અચુક શાહદતો ઉપરથી **માહકમ** કએ **ખુસરો** અને **કાઈરસ**ને એકનાએક ઠરાવે તેમાં નવાઈ નથી. એજ મીસાલે જયારે **ગુશ્તાસ્પ** અને **અસ્ફંદીયારે** ઘણા મુલુકો જીત્યા હતા અને **અસ્ફંદીયારે** જરતોસ્તી ધર્મના ફેલાવાને માટે દેશેદેશ લડાઇ લઇ જવાની કમર બાંધી ચોતરફ ફતેહ મેળવી હતી; ત્યારે **દારાયસ હીસ્તાસ્પીસ** અને **જર્કસીસ**ની લડાઇઓ અને ફતેહો ઓછી ન હતી. **જર્કસીસ** છેક યુનાન ઉપર ચહડાઇ લઈ ગયો હતો. આ રીતે પુરાવાઓ મળવાથી **માહકમ** કયાની પાદશાહોને હખામની પાદશાહો સાથ ભેળી નાંખી ગયોછે. પણ તેમ કરવાનાં તેને ઉપર જણાવ્યા ઉપરાંત બીજાંબી કારણો મળ્યાં હતાં. **ફીરદોસી** મુજબ કયાની વંશની આખરી રૂમી પાદશાહ **સેકંદરે** આણી હતી, જેની સાથની લડાઇમાં શીકસ્ત પામીને ઇરાની પાદશાહ **દારા** માર્યો ગયો હતો. એજ મુજબ યુનાની તવારીખ પ્રમાણે હખામની વંશની આખરી **એલેકઝાંડર** પાદશાહથી આવી હતી, જેની જોડે એ વંશનો છેલો પાદશાહ **દારાયસ** ત્રણ લડાઇઓ લડી માર ખાઇને બેજાન થયો હતો. આ રીતે બંને વંશોની આખરી આવવાના બનાવો પણ એકસરખાજ છે, એટલુંજ નહી પણ ઇરાની પાદશાહોનાં નામો **દારા** અને **દારાયસ** એકમળતાં અને એકનાંએકજ છે. **સેકંદર** અને **એલેકઝાંડર** નામો વચ્ચે કશો ફર્ક નથી. **જર્કસીસ** પછીનો તખ્તનશીન પાદશાહ **આર્તાજર્કસીસ લોંજીમાનસ**ને નામે ઓળખાયો છે, અને **અસ્ફંદીયાર**નો બેટો **બહમન** પોતાના બપાવાનાં તખ્ત ઉપર બેઠો હતો તેને મહમદીયાન લખનારાઓ **અરદેશર દરાજદસ્ત**ને નામે ઓળખી ગયાછે. 'આર્તાજર્કસીસ' યુનાની નામ છે, જે ઉપરથી 'અરદેશર' નામ બની શકે છે, અને 'લોંજીમાનસ' (લાંબા હાથવાળો) નો જે અર્થ તેજ 'દરાજદસ્ત' નો પણ અર્થ છે. એટલામાટે આ બંને પાદશાહો પણ એકેકથી જુદા નહી પણ એકનાએકજ ઠરેછે.

આ સઘળી દલીલો **માહકમને** અને ત્યારપછી તેના જેવો વીચાર ધરાવનારાઓને ઘણી અચરતી ઉપજાવનારી તોપણ બહુ મજબુત લાગી, અને એ સર્વ દલીલો ઉપરથી સીદ્ધ કરવામાં આવ્યું કે કયાની વંશના પાદશાહો ખરેખરા અને સહી છે, અને તેમને યુનાનીઓ હખામની વંશના પાદશાહોને નામે ઓળખી ગયાછે. શું આ વાત ખરેખરી છે? વાંચનાર કદાચ ઉપલી સઘળી બીના ઉપરથી એમજ માનવાનું મન કરે, પણ હજી આપણને બીજી તરફની તકરાર જાણવીછે. એ જુદી તકરાર રજુ કરનારાઓ

જે દલીલ લાવેછે તે તવારીખનું વધારે જ્ઞાન બતાવનારી છે. તેઓની દલીલના બે ભાગ પાડી શકાશે. તેઓ એક બાબતમાં સર **જૉન માલ્કમ**ના તર્કથી વીરૂધ જાયછે અને કહે છે કે કયાની વંશ તેજ હખામની વંશ નથી, પણ બંને જુદાં જુદાં છે; બીજી બાબતમાં તેમનું કહેવું એમ છે કે **બહુમન—અરદેશર દરાજ્દસ્ત—થી દારા** સુધીના પાદશાહો કંઈ કયાની વંશના નથી, પણ હખામની વંશના છે, **અને** તેઓ આ છેલ્લાં વંશના **આર્તાજર્કસીસ લોંજીમાનસથી દારાયસ કોડોમાનસ** સુધીના પાદશાહોમાંના કેટલાકોને બરાબર મળતા છે.

સામી પક્ષની તકરાર તેનાં જુદાં જુદાં રૂપમાં આપણ એક પછી એક તપાસીયે. પહેલાં તો હખામની વંશ તેજ કયાની વંશ નથી એમ કહેવાનાં કારણો શાં શાં છે તે જોઈયે. તે કારણો આ મુજબનાં છે :—

૧. કયાની પાદશાહોનાં નામો હખામની પાદશાહોનાં નામોથી જુદાં છે ;
૨. તેમના દેશો જુદા જુદા છે ;
૩. તેમનાં ખાનદાનો જુદાં જુદાં છે ;
૪. તેમના જમાના જુદા જુદા છે ;
૫. તેમની ભાષા જુદી જુદી છે; અને
૬. તેમની તવારીખ—અથવા તેમનાં કામો પણ એકેકથી જુદાં છે.

(૧) સર **જૉન માલ્કમ** કએ **ખુસરો** નામ હખામની **કુરૂશ**ને મળતું ગણેછે એટલુંજ નહી પણ બંનેના અર્થોમાં પણ કશો તફાવત નથી એમ કહેછે. પણ ખરૂં જોતાં તેમ નથી. ભાષા શાસ્ત્રની બેખબરીને લીધે તેણે આ તકરાર રજુ કરવામાં જબરૂં ગોથું ખાધું છે. કએ **ખુસરો** નામ પેહલવી 'ખુસ્રોબ' ઉપરથી નીકળ્યું છે, **અને** એ પેહલવી નામનું મુળ અવસ્તાના કવિ **હુસ્રવંઘ**માંથી મળેછે. અવસ્તામાં એ નામે જે પાદશાહ ઓળખાયોછે તેને **ફીરદોસી**એ કએ **ખુસરો**ને નામે ઓળખ્યોછે એ નામનો મુળ અર્થ આ રીતે કહાડી શકાયછે :—હુ (ખુ) (સારૂં)+ સ્રવઙહ્ (શ્રવસ્) (કીર્તી) યાને "સારી કીર્તીવાળો." પણ **કાઈરસ** અથવા **કુરૂશ**નો અર્થ એવો થતો નથી. યહુદીઓમાં એ પાદશાહ બહુ જાણીતો અને માનીતો હતો, જેને તેઓ 'ઓરેશ' ને નામે પીછાની ગયાછે. પણ **કુરૂશ**નો અર્થ તો "ઓરશેદ" થાયછે માટે કદાચ **કુરૂશ અથવા ખોરેશ** ઉપરથી અક્ષરો ફેરવાઈ જઈને **ખુસરૂ** નામ બની જાય તોબી અવસ્તાના કવિ **હુસ્રવંઘ** અથવા શાહનામાના કએ **ખુસરો**નો જે અર્થ થાયછે તે યુનાની **કાઈરસ** અથવા હખામની **કુરૂશ**નો થતો નથી. એજ મુજબ **ગુશ્તાસ્પ અને દારાયસ હીસ્તાસ્પીસ**નાં નામો વચે પણ કશો સંબંધ નથી. **ગુશ્તાસ્પ**નો અવસ્તાનો લોગત **વીસ્તાસ્પ** છે, અને અવસ્તાનો **વ** ફાર્સીના **ગ** સાથ ફેરવાઈ શકેછે, માટે યુનાની **હીસ્તાસ્પીસ** તેજ અવસ્તાનું **વીસ્તાસ્પ** અથવા શાહનામાંનું **ગુશ્તાસ્પ** નામ છે, તેમાં કશો શક નથી. પણ તેટલામાટે કયાની **ગુશ્તાસ્પ** તેજ હખામની **દારાયસ હીસ્તાસ્પીસ** હોય એમ ઠરતું નથી, કારણ કે **હીસ્તાસ્પીસ** તો **દારાયસ**ના બાપનું નામ છે, અને એ નામ ધરાવનાર હખામની જોકે પાદશાહી કુટુંબનો

હતો તોપણ તે તખ્ત ઉપર બેસી પાદશાહી ભોગવી ગયો ન હતો. માટે તેનું નામ જો **ગુશ્તાસ્પ** નામને મળે તો પછી બંને એકમળતા કેમ હોય? હખામની પાદશાહોમાં **દારાયસ** નામના એકથી વધારે થઇ ગયાછે માટે તેઓને જુદા બતાવવા માટે તેમના બાપનાં નામથી અથવા બીજી રીતે ઓળખાવ્યા છે; જેમકે **દારાયસ** હીસ્તાસ્પીસ, **દારાયસ** નોથસ, **દારાયસ** કોડોમાનસ ઇત્યાદી. વળી **અસ્ફંદીયાર ગુશ્તાસ્પ**નો બેટો હતો તેમ **જર્કસીસ દારાયસ હીસ્તાસ્પીસ**નો બેટો હતો, માટે તેઓ બંનેને પણ એકેક સાથ મેળવવાની તજવીજ થઇ છે, કેજે કેવળ હસવા સરખી અને તવારીખનું અજ્ઞાનપણું દેખાડનારી છે; કાંએકે જ્યારે આપણ શાહનામાં ઉપરથી જાણીયે છીયે કે **અસ્ફંદીયાર** ગમે એવો બહાદુર અને લડાયક હોવા છતાં તે ઇરાનનાં તખ્ત ઉપર બીરાજવા પામ્યો ન હતો અને તેનું મોત તેના પીતાની હૈયાતીમાંજ આવ્યું હતું, ત્યારે હખામની **જર્કસીસ** તો ઇરાનનાં તખ્ત ઉપર બીરાજી પોતાના બાપની હૈયાતી બાદ ઘણાં વરસો સુધી પાદશાહી ભોગવી ગયો હતો. તેઓ બંનેનાં નામોબી એકબીજા સાથ કશી નીસ્બત ધરાવતાં નથી. **લોહરાસ્પ**ને **કમ્બાઇસીસ** ગણવાની તજવીજબી એવીજ નબળી છે. એ રીતે **માલ્કમ**ની તકરાર આ બાબતમાં રદ જાય છે કે હખામની પાદશાહો તેજ કયાની પાદશાહો હતા.

(૨) વળી એ પાદશાહો જેમ એકનાએક ઠરતા નથી તેમ તેમના દેશો પણ એકેક સાથ કશો સંબંધ ધરાવતા જણાતા નથી. હખામનીઓનું ઇરાન તેજ આજનું ઇરાન છે. તેમનું મુળ વતન પર્સીસનો પ્રાંત હતો, જેમાં તેઓએ તરેહવાર ફતેહોથી પુષ્કળ મુલુકો વધારી દીધા હતા. તેમનું રાજધાની શેહર પ્રથમ ઇસ્તખ્ર અને પછી સુસા હતું. પણ કયાની પાદશાહોનું મુખ્ય શેહર બલ્ખ હતું, અને તેમનો મુલક આજનાં ઇરાનની ઉત્તરે અને ઉગમણે આવેલો હતો, જ્યાં અવસ્તાવાણી મુજબ દશ મહીના શીયાળો અને બે મહીના ગર્મી પડતી હતી. આજનાં ઇરાનમાં રૂતુની એવી કશી પીડાકારી નથી. કયાની પાદશાહોનો મુલક ઇરાનવેજ (અવસ્તા મુજબ અઇર્યનેમ્ વએજો) ને નામે ઓળખાતો હતો, જેને ઘણા વીદ્વાનો મધ્ય એશ્યામાં આવેલો જણાવી ગયાછે; પણ તેથીને ઉલટું આજનું ઇરાન તો એશ્યાના મુલુકોમાં દક્ષીણે આવેલું છે. પેગામ્બર **જરથોસ્ત**નો જન્મ રએ શેહરમાં થયો હતો જ્યાંથી તેણે બલ્ખ ખાતે પાદશાહ **ગુશ્તાસ્પ**નાં રાજધાની શેહરમાં જઈ પોતાનો ધર્મ ફેલાવ્યો હતો. અગરજો **ગુશ્તાસ્પ** તેજ **દારાયસ હીસ્તાસ્પીસ** હોય તો તેનું મુખ્ય શેહર તો સુસા હતું, જ્યાં તેણે બંધાવેલા મહેલનું ખંડીયેર આજે યુરોપીયન મુસાફરોને હાથ લાગ્યું છે.

(૩) કયાની અને હખામની પાદશાહો જ્યારે એકેકથી જુદા ઠરે ત્યારે તેમનાં ખાનદાનો એકમળતાં હોય એમ તો બનેજ નહી. કયાની પાદશાહો રાજ્યના ધણી હતા તેમજ તેઓ ધર્મના વડા હતા, અને તેથી તેમને 'કવિ' અથવા 'કવા' નો એલકાબ મળ્યો હતો, અને તે ઉપરથી તેઓનું ખાનદાન 'કવિ' ને નામે ઓળખાયું; અને શાહનામાંમાં એ ખાનદાનના દરેક પાદશાહને આપણ 'કએ' ના એલકાબથી ઓળખાવેલા જોઇયે છીયે તેનું કારણ પણ એજ છે. પણ હખામની પાદશાહો કંઇ ધર્મના

વડા હતા નહી. તેમના વખ્તમાં જે ધર્મગુરૂઓ હતા તેઓનોજ સઘળો કાબુ ધર્મને લગતી દરેક બાબતમાં ચાલતો હતો. એ પાદશાહોનું ખાનદાન તો તેમના મુળ પુરૂષ **હુખામનીશ** ઉપરથી ઓળખાયુંછે, જે એ ખાનદાનનો પહેલો પાદશાહ હતો. એ રીતે જોતાં બંને ખાનદાનો વચે કશો સંબંધ ન હતો.

(૪) ખાનદાન જુદાંછે તેની જોડે વળી તેમના જમાના પણ જુદા છે, અને એ જુદાપણુંબી એક બે સદીનું નહી પણ નવશો વરસોનું છે. કયાનીઓની પાદશાહત પછી ઇરાનવેજમાં પરદેશી અને જુદદીન એસીર્યનોનો અમલ ચાલેલો ગણાયછે, પણ તે કેટલાં વરસ ચાલ્યો તે નકી કહી શકાતું નથી. હખામનીઓ કઇ સદીમાં રાજ્ય ચલાવી ગયા તે ચોકસ થયુંછે, અને તેમની આગમજ મીડ લોકોનો અમલ કેટલી મુદત સુધી ચાલ્યો તે પણ ચોકસ થયલુંછે. આ મીડ લોકોએ એસીર્યનોના અમલ સામે બળવો ઉઠાવી તેમને મારી કહાડીને પોતે ઇરાનના ધણી થઇ બેઠા એમ તવારીખમાં મશહુર છે; પણ તેમના હાથ ઉપર શીકસ્ત ખાધા આગમજ અને કયાની વંશની સમાપ્તી આણી પોતે ઇરાનનું રાજ્ય હાથ કરી લીધું ત્યાર પછી એસીર્યનોનો અમલ ઇરાનવેજમાં કેટલી મુદત સુધી ચાલ્યો તે નકી થયું નથી. ગમે તેમ હોય તોપણ આટલું તો ચોકસ ઠરેછે કે કયાનીઓ પછી ઓછામાં ઓછા બે ટોળાના પાદશાહોએ ઇરાનમાં રાજ્ય ચલાવ્યા પછી હખામની વંશનું રાજ્ય ચાલ્યું હતું. **જરતોશત** પેગામ્બર **ગુશતાસ્પ** પાદશાહના વખ્તમાં હૈયાતી ભોગવી ગયો હતો એ વાત સીદ્ધ થયલીછે, અને **જરતોશત**ની તારીખ સંબંધી ગમે એટલી તકરાર હોવા છતાં મધ્યમ રસ્તો પકડનારાઓને પગલે ચાલીને આપણ તેનો જમાનો ઇ. સ. પુ. ૧૪૦૦ વરસો ઉપર મેલીયે તો **ગુશતાસ્પ**નો જમાનો આજ શુમારે ૩૩૦૦ વરસો ઉપરનો જાહેર થાયછે અને તેથી કયાનીઓનો જમાનો આપોઆપ માલુમ પડી આવેછે. હવે હખામનીઓની પાદશાહત ઇ. સ. પુ. ૫૫૮ થી ૩૩૦ સુધી તકી રહી હતી, માટે તેમનો જમાનો આજ શુમારે ૨૪૦૦ વરસો ઉપરનો જણાયછે. એટલા વાસ્તે આ બંને ખાનદાનો કયાની અને હખામની વચે કંઇજ નહી તો આશરે ૯ સદીઓનો તફાવત હોવો જોઇયે.

(૫) વળી એ બંને ખાનદાનો વચેનો તફાવત તેમની ભાષાઓનાં જુદાપણાં ઉપરથી પણ માલુમ પડી આવેછે. કયાનીઓની ભાષા બેકત્રયનને નામે ઓળખાયછે. તે અવસ્તાની ભાષાથી કેટલેક દરજજે જુદી હતી એમ કહેવાયછે. તોપણ અવસ્તાની ભાષા કયાની વખ્તમાં જાણીતી હોવી જોઇયે, જેમાં વંદીદાદ, ઇજશ્ને વગેરે અવસ્તાવાણીનાં દફતરોની રચના થઇ હતી. ગાથાની ભાષા અવસ્તાની ભાષા કરતાં કેટલુંક જુદાપણું દેખાડેછે. કદાચ અવસ્તાની ભાષા ગાથાની ભાષા પછીની હોય, અથવા કદાચ તેઓ બંને એકજ વખ્તે જુદા જુદા ભાગો ખાતે ચાલુ હોય. આ એક તકરારી બાબતછે, જે વીશે હાલ જોસ્તેજોઇ કરવાની જરૂર નથી. હવે હખામનીઓની જે ભાષા હતી તેની ઉત્પત્તી અવસ્તાની ભાષા ઉપરથી થયલી આપણે એક આગળાં પ્રકરણમાં પુરતી રીતે દાખલા દલીલોથી જોઇ છે. એ ઉપરથી સીદ્ધ થાયછે કે એક અસલ ભાષા વાપરનાર અથવા જાણનાર ખાનદાન તે ભાષા ઉપરથી

ઉભી થયલી નવી ભાષા વાપરનાર ખાનદાન સાથ એકમળતું આવે એ કેવળ નહી બને એમ છે. જેમ હખામની ભાષાનાં ચલણ વખ્તે અવસ્તા ભાષા મરણ પામેલી ગણી શકાય તેમ હખામનીઓની હૈયાતી વેળા કયાનીઓની પણ આખેર આવી ચુકેલી હોવી જોઇયે.

(૬) શેવટની જે બીના તપાસવાની રહીછે તે બંને ખાનદાનોના પાદશાહોની એક-મળતી કારર્કીર્દી છે. અમે જાણતા નથી કે **માલ્કમ** અને બીજાઓ આ તકરારનો આધાર શા ઉપર રચેછે. એવા કયા બે પાદશાહ તેઓ આ બંને ખાનદાનોમાંથી બતાવી શકશે કે જેઓની તવારીખ એકેક સાથ મળતી આવી શકતી હોય? કદાચ કએ **ખુસરો** અને **કાઈરસની** જન્મ કહાણી તરફ તેઓ આંગળી બતાવી શકે, પણ તેતો માત્ર કહાણી છે, અને એવી રીતે એકેકને મળતી આવતી કહાણીઓ શોધવા જઇશું તો બીજી ઘણી મળે એમ છે, પણ તે ઉપરથી કંઈ તે કહાણીવાળા ધણીઓ એકમળતા ગણાવાના નથી. વળી **કાઈરસની** જે કહાણી છે તે ઉપરથી **ફીરદોસીએ** કએ **ખુસરોની** કહાણી ઉપજાવી કહાડી હોય એવો વહેમ જાયછે. એજ મુજબ **કાઈરસે** પોતાના મમાવાને મારીને તેનો મુલુક લઇ મુકયો તે બીના કએ **ખુસરોએ** પોતાના મમાવાનો તુરાન દેશ જીતી લીધો તે બીનાને મળતી આવેછે. પણ તેમાંની એકની હકીકત બીજાને લાગુ પડેલી લાગેછે. કદાચ તેમ નહીબી હોય તોપણ એક રાજ્યની સમાપ્તી આવે ત્યારે તે આખું રાજ્ય ફતેહ કરનાર પોતાના રાજ્ય સાથ જોડી દે એ તવારીખનો એક હંમેશનો કાયદો છે. અને તેમ કએ **ખુસરોએ** તુરાની રાજ્યની સમાપ્તી આણીને **અફ્રાસીયાબનું** રાજ્ય પોતાનાં રાજ્ય સાથ જોડી દીધું, તથા **કાઈરસે એસ્તાય-જીસનું** રાજ્ય જોડી દીધું તેથી કંઇ તેઓની કારર્કીર્દી એકમળતી ગણાય નહી. જો તે આ બે પાદશાહોના સંબંધમાં એક મળતી ગણાય તો બીજા મુલુકોના પાદશાહોએ એવાંજ કામો કીધાં હોય તેમના સંબંધમાં કાં નહી ગણાય? વળી માત્ર આ બે પાદશાહો સીવાય બીજા એક પણ હખામની પાદશાહની તવારીખ કયાની પાદશાહને મળતી જણાતી નથી.

**માલ્કમનો** તર્ક આ રીતે ખોટો પાડવામાં આવ્યોછે, અને જે બે વંશોને તે એકનાં એક ઠરાવવા માંગતો હતો તેમાં તેણે જબરો ભુલાવો ખાધેલો સીદ્ધ થયોછે. માત્ર તવારીખની શાહદતોથીજ તેનો મજકુર તર્ક આ રીતે ખોટો પાડી શકાયછે; પણ બીજો એક મોતેબર પુરાવો હજી રજુ કરવાનો રહેલોછે, જે ઉપરથી આ તર્કનું પહેલ વહેલું ખંડન થયું હતું. પાદશાહ **દારાયસ હીસ્તાસ્પીસ** અને **જર્કસીસ** અને બીજા તેઓ પછીના હખામનીઓએ પર્વતો ઉપર પોતાનાં નામનીશાન સાથ ચોકસ લેખો કોરાવેલા મળી આવ્યાછે, જેમાં તેઓએ પોતાના ફતેહ કરેલા મુલુકો વગેરેની નોંધ કીધેલીછે. આ લેખો વીશે **માલ્કમને** અલબત ખબર ન હતી. તે ઇરાનમાં શુમારે દશ વરસ રહ્યો હતો, પણ તેને આ પર્વતોનું અવલોકન કરવાનો સબબ બન્યો ન હતો. બ્રીટીશ સરકારના એલચી દાખલ તેહરાનની દરબારમાં રહેવાથીજ તેને ઇરાન દેશની પુરાતન તવારીખ લખવાનો શોક પેદા થયો હતો, પણ તે તવારીખમાં એક નવા આફતાબ સીસાલે બહુ પ્રકાશીત રોશની પાડે એવા આ લેખો વીશે તે કેવળ અજાણ્યો હતો. અગરજો જેમ પાછળથી આ લેખો જાહેર થયા તેમ **માલ્કમના** વખ્તમાં તે જાહેર

થઇ ચુકયા હોત તો કદાચ કયાની અને હખામની વંશોને જોડી નાંખવાની તજવીજ મુદલ જન્મ પામી ન હોત. પણ એ તજવીજ થઈ તે એક રીતે સારૂંજ થયુંછે, કેમકે તે ઉપરથીંજ ખરી તવારીખ જાહેરમાં આવી છે અને ખરી રોશની પ્રકાશીત થઇ છે. એ તજવીજ ઉપરથી તવારીખનવેશો અને ઉગમણુ તરફની ભાષા જાણનારા વીદ્વાનોમાં કેટલોક ગોંધાટ થયો અને ચર્ચા ચાલી. વીદ્વાનો બે પક્ષમાં વહેંચાઇ ગયા. **માલ્કમ**ની આગમજ છેક ૧૬ મી અને ૧૭ મી સદીથી યુરોપમાં બે ઇટાલ્યન મુસાફરોએ જાહેર કર્યું હતું કે ઈરાનના પર્વતો ઉપર ચોકસ જાતના અક્ષરો કોરેલાછે. આ ઉપરથી ઇંગ્લંડ, ફ્રાન્સ અને જર્મની ખાતે આ અક્ષરો કેવા છે અને તેમની સમજણ શી છે તે વીશે ચર્ચા ચાલી, અને તે મેળવવા માટે ઉલટ પેદા થઇ. રફતે રફતે કેટલાક યુરોપીયન મુસાફરોએ ઇરાન વીશેના પોતાના ગ્રંથોમાં એક નવાઈ દાખલ આ અજાયબ જેવા અક્ષરોના બની આવ્યા એટલા નમુનાઓ આપવા માંડયા. આ નમુનાઓ ઉપરથી ઉલટમંદ વીદ્વાનો આ અક્ષરો પીછાનવા અને તેમની ભાષા શોધી કહાડવાનાં કામમાં મંડયા. તેઓ કંઈ ઘણી ફતેહ પામ્યા નહી, પણ તેઓમાં **ગ્રોટેફેંડ** નામે એક છોકર-વન જર્મન અભ્યાસી હતો તેણે આ અક્ષરોના અભ્યાસ પાછળ ઘણાં વરસ રોકયાં અને અંતે તે તેમની સમજણ આપવામાં ફતેહ પામ્યો. પર્વતો ઉપરના અક્ષરોના જે નમુના મળ્યા હતા તે ખીલારોકા હતા, અને એવા ખીલા જેવા હરૂફો આગળ કોઇ પણ ભાષાના જાહેર થયા ન હતા. તેમ છતાં પણ **ગ્રોટેફેંડે** પોતાની આગળ રજુ થયલા નમુનાઓ ઉપરથી જોકે એક નવી સવી ભાષા નહી તોપણ તેના થોડાક શબ્દો તો ઉપજાવી કહાડયા. તેણે જેટલા અક્ષરો મળી આવ્યા તેમની પોતાની સમજણ મુજબની એક બારાખડી ગોઠવી અને પછી જાહેર કર્યું કે આ ગોઠવણ મુજબ તે ચાર નામો ઉકળાવી શકયોછે. આ ચાર નામોના શબ્દો તખ્તીવાળા નમુનાઓમાં વખ્તે વખ્ત આવ્યા કીધા, જે ઉપરથી તેણે તેમને વીશેષ નામો ગણ્યાં. તેઓ 'કુરૂશ,' 'દાર્યવુશ,' 'ક્ષયાર્શા' અને 'વીસ્તાસ્પ' હતાં. આ ચાર નામોમાં ઘણા અક્ષરો આવી ગયલા હોવાથી તખ્તીની ભાષાના અક્ષરોનો ત્રીજો ભાગ **ગ્રોટેફેંડ** ઉકળાવી શકયો. એ પછી બીજા વીદ્વાનોએ બાકીના અક્ષરો ધીમે ધીમે ઉકળાવ્યા, અને એ રીતે તખ્તીઓનાં ઉકળાણ ઉપરથી જે નવી ભાષા જાહેરમાં આવી તે હખામની હતી. આ ઉકળાણ ઉપરથી એક અગત્યની બીના એ સીદ્ધ થઇ કે આ તખ્તીઓ કોઈ ચોકસ ધણીઓએ પોતાની હકુમતની થોડી ઘણી નોંધ દાખલ કોરાવી હતી. વધારે તપાસ કરતાં યુરોપીયન વીદ્વાનોના અભ્યાસ અને ખંતથી જાહેર થયું કે યુનાની લખનારાઓ ઇરાનના હખામની ટોળાના જે પાદશાહો વીશે પોતાના ગ્રંથોમાં કકડે કકડે લખી ગયા હતા તેજ પાદશાહોની કોરાવેલી આ અજાયબ જેવી તખ્તીઓ હતી. આ ઉપરથી યુનાનીઓની તવારીખમાંનાં કેટલાંક ઇરાની નામો ચોકસ અપભ્રંશ છતાં સાચાં ઠર્યાં, એટલુંજ નહી પણ તે ઉપરથી જે મોટી જાણવાજોગ વાત જાહેર થઈ તે તો એ હતી કે આ એક તદન નવોજ અને જુદોજ ટોળો હતો, જેને **માલ્કમ**ના સમજાવ્યા મુજબનો કયાની ટોળા સાથ કશો સંબંધ ન હતો. યુનાનીઓને આ

**હખામની** ટોળાના પાદશાહો સાથ ઘણું કામ પડયું હતું, પણ કયાનીઓને તો તેઓ ઓળખતા પણ ન હતા. એટલામાટે જ્યારે તખ્તીઓમાંથી મળેલાં નામો યુનાનીઓએ આપેલાં નામોને મળતાં જણાયછે, ત્યારે કેટલાંક કયાની નામો સાથ આ યુનાની નામો મુદલ મળતાં આવતાં નથી તે નીચલી એક નાની ટીપ ઉપરથી માલુમ પડશે :—

| કયાની નામો : | યુનાની નામો : | હખામની નામો : |
|---|---|---|
| .... .. .... | એકીમીનીસ ...... | હખામનીશ્. |
| .... .... .... | તીસીસ .... .... | ચીશ્પાઇશ્. |
| .... .... .... | કમ્બાઇસીસ .. .... | કમ્બુજિય. |
| કએખુસરો .. .. .. | કાઇરસ.......... | કુરશ્. |
| .... .... .... | સ્મર્દીસ.......... | બર્દિય. |
| દારાબ, દારા ...... | દારાયસ.......... | દાર્યવુશ્. |
| ગુસ્તાસ્પ ...... .... | હીસ્તાસ્પીસ .. .... | વીસ્તાસ્પ. |
| અસ્ફંદીયાર .. .... | જર્ક્સીસ .... .... | ક્ષયાર્શા. |
| બહમન .... .... | આર્તાજર્ક્સીસ .... | અર્તક્ષત્રા. |
| .... .... .... | અર્શામીસ........ | અર્શામ્. |

આ નામોના સંબંધમાં એક બીજી રીતે તપાસ કરીયે. હખામની પાદશાહોનો જે સીલસીલો તખ્તીઓમાં આપ્યો છે તે બરાબર યુનાનીઓનાં પુસ્તકોમાં આપેલા એકીમીન્યન વંશના પાદશાહોના સીલસીલાને મળતો આવે છે, પણ કયાની વંશના પાદશાહો સાથ તે મુદલ મળતો આવતો નથી, તે નીચલી ટીપ ઉપરથી માલુમ પડશે :—

| કયાની વંશ. | | | હખામની વંશ. | |
|---|---|---|---|---|
| અવસ્તા મુજબ : | બુનદેહશ મુજબ : | ફીરદોસી મુજબ : | તખ્તીઓ મુજબ : | યુનાનીઓ મુજબ : |
| કવી કવાત.... | કએ કવાદ.. | કએ કોબાદ.. | હખામનીશ .. .. | એકીમીનીસ. |
| કવી અઇપીવંઘુ.. | કએ આપીવેહ | [અર્માન] .. | ચીશપાઇશ...... | તીસ્પીસ. |
| કવી અર્ષન્. .. | કએ અર્ષ .. | [અરીશ] .. | કમ્બુજિય ૧ .. .. | કમ્બાઇસીસ ૧. |
| કવી બ્યાર્ષાન્ .. | કએ બ્યાર્ષ .. | ........ | કુરશ ૧ .. .... | કાઇરસ ૧. |
| કવી પીસનંઘ્ .. | કએ પીસાન.. | [પશીન].. .. | કમ્બુજિય ૨ .. .. | કમ્બાઇસીસ ૨. |
| કવી ઉસધન્ .. | કએ કાઉસ.. | કએ કાઉસ.. | કુરશ ૨ ...... | **કાઇરસ** ૨. |
| કવી સ્યાવર્ષાન્.. | સીયાવક્ષ .. | સીયાવશ .. | કમ્બુજિય ૩ .... | કમ્બાઇસીસ ૩. |
| કવી હુસ્રવંઘ્ .. | કએ ખુસ્રોબ. | કએ ખુસરો.. | બર્દિય ........ | સ્મર્દીસ. |
| **ઔર્વત્** અસ્પ.. | કએ લોહરાસ્પ | કએ લોહરાસ્પ. | દાર્યવુશ વીસ્તાસ્પ ૧.. | દારાયસ હીસ્તાસ્પીસ. |
| કવી વીસ્તાસ્પ.. | કએ વીસ્તાસ્પ. | કએ ગુસ્તાસ્પ. | ક્ષયાર્શા .. .. .. | જર્ક્સીસ. |
| | વોહુમન.. .. | બહમન.... | અર્તક્ષત્ર ૧ .... | આર્તાજર્ક્સીસ લોંજીમાનસ. |
| | | હોમાય .... | દાર્યવુશ ૨ .. .. | દારાયસ નોથસ. |
| | | દારાબ .... | અર્તક્ષત્ર ૨ .... | આર્તાજર્ક્સીસ નીમન. |
| | | દારા .. .. | દાર્યવુશ ૩ અથવા અર્તક્ષત્ર ૩ .. | દારાયસ ઓકસ. |

વળી બંને વંશોના પાદશાહોનાં નામોમાં, તેમની સંખ્યામાં અને અનુક્રમમાં પણ ફર્ક છે. એ ઉપરથી પણ સાબેત થાયછે કે આ બંને વંશો એકનાંએક નથી. પણ એજ બાબત સાબેત કરવાને થકી એક બીજી ટીપ ઉતારવાની અગત્ય છે. કયાની વંશના પાદશાહ **ગુશ્તાસ્પ**ના વખ્તમાં જેટલા મુલુકો જાહેર થયલા અવસ્તાવાણીમાંથી મળી આવેછે તેઓમાંના જે જે **દારાયસ હીસ્તાસ્પીસે** જીતેલા મુલુકો સાથ મળતા આવેછે તેમને સરખાવીશું તો તેમાંથી મોટો તફાવત માલુમ પડશે, પણ તખ્તીઓમાં આપેલા મુલુકોનાં નામો યુનાની તવારીખનવેશોનાં દફતરોમાંથી મળી આવતાં નામો સાથ બરાબર મળતાં જણાશે:—

## મુલુકોનાં નામોની ટીપ.

| યુનાનીઓ મુજબ: | તખ્તીઓ મુજબ: | અવસ્તા મુજબ: |
|---|---|---|
| પર્સીસ.. .... .... | પાર્સ .. .... .... | ...... |
| મીડયા.. .... .... | માદ.... .... .... | **રઘા.** |
| સુસ્યાના.. .... .... | ઉવજ્ | ...... |
| પાર્થી .. .... .... | પર્થવ .. .... .... | ...... |
| આર્યા .. .... .... | હરીવ. .. .... .... | **હરોયુ.** |
| બેકત્રયા.. .... .... | બાખ્ત્રીશ.. .... .... | **બાખ્ધી.** |
| સોગ્દયાના .... .... | શુગુદ.. .. .... .... | **સુઘ્ધ.** |
| ખારાઝ્મ્યા .... .... | ઉવાર્ઝમીશ .... .... | **ઉર્વા.** |
| હીર્કેન્યા.. .... .... | વર્કાન .. .... .... | **વેહેરકાન.** |
| સગર્ત્યા... .... .... | અસગરત.. .... .... | ...... |
| સેતેગીદ્યા. .... .... | થતગુશ.. .... .... | ...... |
| માર્જીયાના .... .... | માર્ગુશ .. .... .... | **મોઉરૂ.** |
| ગંદાર્યા.. .... .... | ગદાર .. .... .... | ...... |
| હીંદ.... .... .... | હીદુશ .. .... .... | **હપ્તહિંદુ.** |
| બેબીલોન્યા .... .... | બાબીરૂશ. .... .... | **બવ્રી.** |
| એસીર્યા.. .... .... | અથુરા.. .... .... | ...... |
| અર્બસ્તાન .... .... | અર્બાય.. .... .... | ...... |
| મીસર .. .... .... | મુદ્રાય .. .... .... | ...... |
| આર્મીન્યા. .... .... | અર્મીન.. .... .... | ...... |
| કેપેડોશ્યા.. .... .... | કત્પતુક.. .... .... | ...... |
| આયોન્યા.. .... .... | યુના.... .... .... | ...... |
| આરાકોસ્યા .... .... | હરઉવતીશ. .... .... | **હરખ્ઈતિ.** |
| મીક્યા .. .... .... | મક.... .... .... | ...... |
| જેરેંગ્યા.. .... .... | જરક .. .... .... | ...... |
| સ્કીથ્યા.. .... .... | સક.... .... .... | ...... |
| કુદ્રુસ્યા .. .... .... | કુદરૂશ .. .... .... | ...... |
| નીશાપુર.. .... .... | નીસાય ... .... .... | **નીસય.** |
| એકબેટાના .... .... | હગમતાનય .... .... | ...... |
| હીસ્પાઓસ્ટીસ .. .... | વીસ્પઉજતીશ. .. .... | ...... |
| સાગાર્તીસ .... .... | ઉવજ .. .... .... | ...... |
| થ્રાશ્યોસ, .... .... | તીગ .. .... .... | ...... |

ઉપલી ટીપમાં અમે અવસ્તામાંનાં જે જે મુલુકો તખ્તી સાથ મળતા આવ્યા છે તેમનેજ કાળે અક્ષરે ઉતાર્યા છે. આ ટીપ ઉપરથી જોવાનું એટલુંજ છે કે જે સઘળા મુલુકો **દારાયસ હીસ્તાસ્પીસ**ના વખ્તમાં જાણીતા હતા તે સઘળા **ગુશ્તાસ્પ**ના વખ્તમાં જાણીતા ન હતા, માટે તેઓ બંને એકના એક હરતા નથી. બીજું આ ટીપ ઉપરથી એ માલૂમ પડે છે કે **દારાયસ**ના વખ્તના મુલુકોની જે ટીપ તખ્તીઓમાંથી મળે છે તે ટીપને મળતાં નામો યુનાનીઓનાં પુસ્તકો ઉપરથી મળી આવે છે, માટે યુનાનીઓએ જે પાદશાહોને માટે લખ્યું છે તેઓ તખ્તીઓમાં જણાવેલા પાદશાહોને મળતાજ છે, પણ તેઓ કયાની પાદશાહો નથી.

આ સઘળા ખોલાસા પછી આપણી ખાતરી થાય છે કે કયાની ટોળો તેજ હખામની ટોળો નથી, પણ બંને દરેક વાતે જુદા જુદા છે.

## ફસલ ૨. બહુમનથી દારા સુધીના પાદશાહો કયાની નહી પણ હખામની વંશના છે.

**ફીરદોસી**એ શાહનામામાં કયાની પાદશાહોની જે ટીપ આપી છે તેમાં તેણે **ગુશ્તાસ્પ** પછી ચાર પાદશાહોનાં નામો આપ્યાં છે, તે એવાં નામો છે કે તેમને કયાની વંશમાં ગણવાને શાહનામાં સીવાય બીજો કશો આધાર નથી. અવસ્તામાંથી એ ચાર નામો મળતાં નથી. એ નામો **બહુમન, હોમાય, દારાબ** અને **દારા** પાદશાહોનાં છે. અવસ્તામાંથી કએ **ગુશ્તાસ્પ** પછીના કોઇપણ પાદશાહનું નામ મળતું નથી. એટલા-માટે આ ચાર પાદશાહો કયાની વંશનાજ હતા એમ સાબેત કરવાને બીજો કશો આધાર નથી. તેમ છતાં **માહકમ**ના વખ્ત પછીબી એ નામો કયાની પાદશાહોનાંજ ગણાયાં હતાં. પણ **માહકમ**ના તર્કનું જે વેળા ખંડન થયું તે વેળા એક નવી રોશની આ પાદશાહોનાં સંબંધમાં પણ પડી. બીલારોકી જબાનમાં કોરેલી તખ્તીઓ ઉપરથીજ આ નવી રોશની જાહેર થઇ. એ તખ્તીઓએ જેમ હખામની પાદશાહોને એક નવા અને કયાનીઓથી તદન જુદાજ ટોળાના દાખલ જાહેર કીધા, તેમ તેઓએ જાહેર કરી આપ્યું કે **બહુમનથી દારા** સુધીના પાદશાહોને પેહલવીવાળાઓએ તથા **ફીરદોસી**એ કયાની વંશમાં લીધા છે તેઓ ખરેખરા એ વંશના નહી પણ ખુદ હખામની વંશના છે, અને તેઓ માત્ર ચાર નહી પણ ઘણા વધારે પાદશાહો છે, જેઓમાંના કેટલાએકનાં એકમળતાં નામોને લીધે તેમને એકઠા કરી નાંખવામાં આવ્યા છે. સારાં ભાગ્યે તખ્તીઓમાંથી આ નવા પાદશાહોનાં જે નામો મળે છે તેમને યુનાની તવારીખનવેશોથી ટેકો મળે છે, અને વધારે અજાયબ જેવું એ છે કે જે નામો તખ્તીઓમાં છે તેને મળતાંજ નામો જેમ યુનાની દફતરોમાંથી મળ્યાં છે તેમજ શાહનામાંમાંથી પણ મળ્યાં છે. એટલુંજ નહી પણ નામોની જોડે એ પાદશાહોનાં ચોકસ કામો—અથવા બરાબર બોલીયે તો રાજ્યમાં બનેલા ચોકસ મહાભારત બનાવો—પણ જેમ હખામની પાદશાહો વીષેની યુનાની તવારીખોમાં નોંધાયલા છે તેવાજ તે શાહનામાં ઉપરથી પણ મળી આવે છે.

એ રીતે તખ્તીઓમાંનાં લખાણથી જેમ **માહકમ**નો તર્ક ખોટો પડયો છે તેમ બુનદેહશ અને શાહનામાંની ગોઠવણ પણ ખોટી પડી છે. અલબત આમાં **ફીરદોસી**નો કશો દોષ

કહાડી શકાશે નહી. તે નેકજાદ શાયરે ઇરાન દેશના પાદશાહોની કીસ્સા **અને** દાસ્તાન-રૂપી હકીકત ભેગી કરીને પાર્સીઓ ઉપર એક એવો મોટો ઉપકાર કીધો છે કે જેનો બદલો તેઓ કદી વાળી આપનાર નથી. અગરજો **ફીરદોસીએ** જે કંઈ ભેગું કર્યું છે તે નહી કર્યું હોત તો શાહનામાં જેવું કીમતી દફતર દુન્યાની રોશની કદાચજ જોત અને આપણુ પુરાતન ઇરાન તરફ કદાચજ ભકતીભાવ અને વહાલ બતાવત. **ફીર-દોસીએ** તો પોતાના વખ્તમાં જે કંઇ જાહેર હતું તે ઉપરથી પોતાનાં નામીચાં દફતરનો પાયો રચ્યો છે, માટે **બહુમનથી દારા** સુધીના પાદશાહોને તેણે જાણીજોઇને કયાની વંશમાં ઘુસાડી દીધા હતા એમ કોઇથી કહી શકાશે નહી. તેના વખ્તમાં લોકોને એવોજ ખયાલ હતો, એટલુંજ નહી પણ તે વખ્ત આગમજના પેહલવી તવારીખનાં પુસ્તકોમાં પણ એ પાદશાહોને કયાની વંશનાજ ગણેલા હતા. તેઓને અલબત હખામની વંશની ખબર નહીજ હતી; વળી તેઓને હખામનીઓ આગમજના મીડ અમલની પણ ખબર ન હતી; તેમજ મીડ પ્રજાએ જે પરદેશી હાકમો—એસીર્યનો—ને ઇરાનમાંથી મારી કહાડયા તેમની પાદશાહતની પણ **ફીરદોસીના** જમાનામાં કોઇને પણ માહીતગારી હોય એ કેવળ અશકય છે. અગરજો એવી કંઈ પણ ખબર તેમને હોત તો તે વખ્તે એવી વાત નહી ચાલત કે કયાની વંશની સમાપ્તી રૂમી **સેકંદરે** આણી હતી. **માહકમ** અને બીજાઓ હજરત **જરતોશ્તને** ઇ૦ સ૦ પુ૦ ૬ ઠી સદીમાં થઈ ગયલો માને છે અને તેટલામાટે તેઓ કહે છે કે કયાની વંશની આખર **સેકંદરથી** આવી હતી. એમ નહી હતું; **સેકંદર** કયાની વંશની આખરી પછી સેંકડો વરસો રહીને હૈયાતી ભોગવી ગયો હતો; અને તેના વખ્તના ઇરાન દેશના પાદશાહો કયાની વંશના ન હતા, તે સાબેત કરવાની આ ફસલમાં અમે નેમ રાખી છે. **ફીરદોસીના** વખ્તમાં હખામની પાદશાહો વીશે કશી ખબર નહી હશે તોપણ તે વેળા **બહુમનથી દારા** સુધીના પાદશાહો લોકોને જાણીતા હશે. કયાની વંશનું **ગુશ્તાસ્પ** પછી શું થયું તેની જેમ આજે આપણને ખબર નથી તેમ તે વખ્તે ઇરાની લોકોને પણ નહી હશે; પણ તેમ છતાં **સેકંદરે** ઇરાન ઉપર ચહડાઈ લાવી મોટી પાદશાહતનો નાશ કીધો એ વાત સર્વ કોઇ જાણતા હશે. ત્યારે તેમને મનથી સવાલ ઉઠયો હશે કે આ તે કઈ પાદશાહત હોવી જોઇયે જેનો **સેકંદરે** નાશ કર્યો ? અને તેઓએ મન સાથ કબુલ કર્યું હશે કે તે શેહેનશાહત અલબત કયાનીજ હોવી જોઇયે. બુનદેહશના જમાનામાં પણ ઉપલા ચાર પાદશાહોને કયાની વંશમાં ઘુસાડી દેવાની તજવીજ થઇ છે, માટે **ફીરદોસીએ** જે કંઇ કીધું છે તે તેના પોતાના વખ્તમાં જે કંઈ જાણીતું હતું તેનો આધાર લઇ-નેજ કીધું છે.

આ ફસલમાં અમે જે કંઇ સાબેત કરવા માંગીયે છીયે તે ઘણા વરસ આગમજનું સાબેત થઈ ચુકેલું છે, અને જે વાસ્તવીક દલીલો ઉપર આ સાબેતીઓની ઇમારત રચાઇ છે તે દલીલો આજસુધી કદી તુટી નથી અને તેઓ નહી તુટે એવી સંગીન અને મજબુત છે. એ દલીલો માત્ર ખાલી, ઓટા તર્ક ઉપરથી રજુ કરવામાં આવેલી નથી; પણ પથર જેવી જલદીથી નહી નાશ પામે એવી—બલકે ખુદ પથરની ઘડેલી તે

દલીલો છે. બીહીસ્તુન અને નક્ષે રૂસ્તમના લહોડાં સરખા મજબુત પર્વતો ઉપર પાદશાહ **દારાયસ હીસ્તાસ્પીસ** અને બીજા હખામની હાકમોએ કોરાવેલી અત્યાર-સુધી ભેદ ભરેલા લાગતા હરૂફોની તખ્તીઓ આ દલીલ રજુ કરે છે. પણ એ માત્ર એકલીજ દલીલ નથી. બીજી મોતેબર દલીલ કાગજમાં લખેલાં લખાણની છે, જે હજારો વરસો વીતી જવા છતાં આજસુધી જેવીની તેવી કાયમ રહેલી છે. એ દલીલો યુનાની અને યહુદી ગ્રંથકારોનાં દફતરોમાંથી મળેછે. આપણ તપાસીયે કે એ દલીલો તે શી છે? મુળ તકરાર એટલીજ છે કે **ફીરદોસી**એ કયાની વંશના દાખલ જે ચાર પાદશાહોનાં નામો આપ્યાં છે તેઓ શું ખરેખર એજ વંશના છે કે કોઈ બીજા? આ તકરારનું તાત્પર્ય એવું આણવું છે કે એ ચાર પાદશાહો તેમજ તેમની જોડે બીજા નવા ચાર પાદશાહો—જેમનાં નામો **ફીરદોસી**એ આપ્યાં નથી તેઓ—કયાની વંશના નથી પણ હખામની વંશના છે. આ સીદ્ધાંત સાબેત કરવા માટે પ્રથમ પોતે જણાવેલા પાદશાહો વીશે **ફીરદોસી** શું કહે છે તે ટુકમાં નોંધી લઇયે.

તે કહે છે કે પાદશાહ **ગુશ્તાસ્પ**ની આગમજ તેનો બેટો રૂઇનતન **અસ્ફંદીયાર** તેહમતન **રૂસ્તમ**ના હાથ ઉપર માર્યો જવાથી તે શુરા શાહજાદાનો બેટો **બહુમન** પોતાના બપાવાનાં તખ્ત ઉપર બેઠો અને ૧૧૨ વરસ રાજ્ય ચલાવ્યું. તેનાં મરણ પછી તેની બેટી **હોમાય** તખ્તનશીન થઈ અને તેણીએ ૩૩ વરસ રાજ્ય ચલાવ્યું. એ પછી **હોમાય**ના બેટા **દારાબ**નો અમલ ચાલ્યો, અને તેની પાદશાહીની મુદત ૧૨ વરસની હતી. તેનો બેટો **દારા** કયાની વંશનો છેલો પાદશાહ હતો, જેણે ૧૪ વરસ પાદશાહી ભોગવ્યા પછી **સેકંદર**ના હાથ ઉપર ઇરાન દેશની ફતેહ થઈ અને પાદશાહ માર્યો ગયો. **ફીરદોસી**નાં આ લખાણને અલબત અવસ્તા ઉપરથી કશો ટેકો મળે એમ નથી, કેમકે તેમાં તો **ગુશ્તાસ્પ** પછીના કોઇપણ જરતોસ્તી પાદશાહનું નામ જણાતું નથી. પણ **ફીરદોસી**ના જમાના આગમજ બુનદેહશ કેતાબ બની હતી, તેનાં સર્વથી છેલાં પ્રકરણમાં શાહનામા મુજબના ચાર પાદશાહોનાં નામો આપ્યાં છે, અને લગભગ **ફીર-દોસી** મુજબનીજ તે પાદશાહોના અમલની ગણત્રી કીધી છે;—અલબત **ફીરદોસી**એ એવાંજ પેહલવી પુસ્તકો ઉપર પોતાનો આધાર બાંધ્યો હશે;—તફાવત માત્ર એટલોજ છે કે બુનદેહશમાં **હોમાય**ની પાદશાહતનાં વરસો ૩૩ ને બદલે ૩૦ આપ્યાં છે. પણ વળી બુનદેહશમાં એક બીજે ઠેકાણે[1] જ્યાં કયાનીઓની વંશાવળી આપી છે ત્યાં તો **બહુમન** સુધીના પાદશાહોનાં નામો આપીને પછી એકદમ સાસાની તબકાના પહેલા પાદશાહ **અરદેશર બાબકાન**ની વંશાવળી પકડી લીધી છે, અને **બહુમન** પછીના ત્રણ પાદશાહો વીશે કશું જણાવ્યું નથી.

આ રીતે શાહનામા અને બુનદેહશમાં **બહુમન** અને તેના પછીના ત્રણ ઉપર કહેલા પાદશાહોને કયાની વંશના ગણેલા છે, અને તેઓ બંનેમાં એકસરખી રીતે જણાવેલું છે કે કયાંની વંશની આખરી રૂમી **સેકંદર**થી આવી હતી. અર્દાવીરાફ

---

૧ પ્રકરણ ૩૧, ફકરો ૨૯.

નામાંમાં પણ એમજ જણાવેલું છે.[૧] વળી શાહનામામાં **બહુમન**ની આગમજ જે જે કયાની પાદશાહો થઇ ગયા તેમનાં નામનીશાન અને તેઓએ ચલાવેલા અમલની વીગત આ મુજબની મળેછે :—કએ **કોબાદ,** ૧૨૦ વરસ ; કએ **કાઉસ** ૧૫૦ વરસ; કએ **ખુસરો** ૬૦ વરસ ; **લોહરાસ્પ** ૧૨૦ વરસ ; અને કએ **ગુશ્તાસ્પ** ૬૦ વરસ. બુનદેહશ મુજબ કએ **કોબાદે** ૧૫, કએ **કાઉસે** ૧૫૦, કએ **ખુસરોએ** ૬૦, **લોહરાસ્પે** ૧૨૦, અને કએ **ગુશ્તાસ્પે** ૧૨૦ વરસ રાજ્ય ચલાવ્યું હતું. આ રીતે આ બંને દફતરોને આધારે **બહુમન**ની આગમજ પાંચ પાદશાહો ઇરાનમાં રાજ્ય ચલાવી ગયા હતા, અને તેઓએ જુમલે ૪૬૫ થી ૫૧૦ વરસ અમલ ભોગવ્યો હતો. **બહુમનથી દારા** સુધીના ચાર પાદશાહોએ આપણે ઉપર જોયું તેમ ૧૮૧ વરસ રાજ્ય કીધું હતું. એટલામાટે શાહનામા અને બુનદેહશ મુજબ કયાની વંશના ૯ પાદશાહો હતા અને તેઓએ એકંદર ૬૮૬ થી ૬૯૦ વરસ યાને લગભગ સાડી છશોથી સાતશો વરસ રાજ્ય ચલાવ્યું હતું, જેથી દરેક પાદશાહે ૭૨ થી ૭૭ વરસ અમલ ભોગવવાની રાસ આવે છે.

શાહનામાં મુજબ છેલ્લા કયાની પાદશાહો (**બહુમનથી દારા**)ની રાજધાની મદાએન ખાતે હતી. પણ **બહુમન**ના બપાવા **ગુશ્તાસ્પ**—જેની પછી એ શાહજાદો તખ્તનશીન થયો હતો તે—ની રાજધાની બલ્ખ ખાતે હતી. યાદ રાખવાનું એટલુંજ છે કે **ગુશ્તાસ્પ** પછીના પાદશાહ **બહુમન**નું રહેઠાણ બલ્ખબામીવાળા ઇરાનવેજમાં નહી પણ કેસ્પીયન સમુદ્રની દક્ષીણે આવેલા આજના ઇરાન દેશમાં હતું. એક તવારીખનવેશ લખી ગયો છે કે **હોમાય** પાદશાહજાદીએ પોતાના બેટા **દારાબને** બંધ કીધેલી સંદુક ઇસ્તખ્ર શેહરની નદીમાં નખાવી દીધી હતી. આ શેહર આજના પર્સીસના પ્રાંતમાંનું પુરાતન પર્સીપોલીસ યાને 'પાર્સીઓનું શેહર' છે, જેને અસલી ઇરાનવેજ સાથ કશો સંબંધ નથી. અને વળી રૂમી **સેકંદરે** ઇરાન ઉપર ચહડાઇ લાવીને એ દેશનો નાશ કીધો તે વેળાનું રાજધાની શેહર આજ ઇસ્તખ્ર હતું, જયાંના પાદશાહી મેહેલને તેણે આગ લગાડી હતી અને પાદશાહી પુસ્તકખાનું બાળી નાંખી ગંજ લુટયો હતો. આ રીતે **બહુમનથી દારા** સુધીના પાદશાહોના અમલમાં બલ્ખ મુખ્ય શેહર નહી હતું એમ જણાય છે.

શાહનામાં અને બુનદેહશમાંથી **બહુમનથી દારા** સુધીના પાદશાહોના સંબંધમાં ઉપર મુજબની નોંધ આપણને મળે છે. હવે એ નોંધ કેટલી ખરી છે અને કેટલી ખોટી છે તેની તપાસ ઉપર આપણે લક્ષ લગાડીયે. ઉપલી દરેક બાબતને પાછી પકડી સરખામણીથી આપણી તપાસને ખુલ્લી પાડવી દરૂસ્ત દીસે છે.

**સેકંદરથી** જે વંશની આખર આવી તેના છેલ્લા પાદશાહોની સંખ્યા શાહનામાં અને બુનદેહશમાં ચારની આપી છે, પણ ખીલારોફી તખ્તીઓ અને યુનાની તથા યહુદી તવારીખનવેશો મુજબ એ સંખ્યા ચાર કરતાં બેવડી છે. એ આઠ પાદશાહોનાં નામ નીશાન તેમના અમલની મુદત સુધાં નીચે ઉતારીયે છીયે અને તેમની જોડાજોડ શાહનામામાં જણાવેલા પાદશાહોની પણ તેવીજ એક ટીપ આપીયે છીયે :—

---

૧ પ્રકરણ ૧.

| અમલની મુદ્દત. | પાદશાહોનાં નામો. શાહનામા મુજબ. | તપ્રી મુજબ. | યુનાનીઓ મુજબ. | અમલની મુદ્દત. |
|---|---|---|---|---|
| ૧૧૨ વરસ | બહમન (અરદેશર દરાજ-દસ્ત) .. | અર્તક્ષત્ર ૧ .... | આર્તાજર્કસીસ ૧ (લોંજીમાનસ) .. | ૪૧ વરસ. |
| .. | .... | .... | જર્કસીસ ૨, સોગ્દીયાનસ ...... | ૧ " |
| ૩૭ " | હોમાય...... | દાર્યવુશ ૨...... | દારાયસ ૨ (નોથસ).... | ૧૮ " |
| .. | .... | અર્તક્ષત્ર ૨ .... | આર્તાજર્કસીસ ૨ (નીમન) .. | ૫૨ " |
| ૧૨ " | દારાબ ...... | અર્તક્ષત્ર ૩ .... | દારાયસ ૩ અથવા આર્તાજર્કસીસ ૩, (ઓકસ) .. | ૧૬ " |
| .. | .... | [આ બંને પાદશાહોનાં નામો તપ્રીઓમાંથી મળતાં નથી.] .. | આર્સીસ ........ | ૨ " |
| | | | દારાયસ ૪ (કોડોમાનસ). | ૬ " |
| ૧૪ " | દારા ...... | | | |
| ૧૭૧ | | | | ૧૩૪ વરસ. |

આ ટીપ મુજબ જ્યારે તપ્રીમાંના પાદશાહો યુનાનીઓએ જણાવેલા પાદશાહોને સઘળી રીતે મળતા આવે છે ત્યારે માત્ર હોમાય સીવાય શાહનામાના બાકીના ત્રણે પાદશાહોનાં નામો તપ્રી તેમજ યુનાની તવારીખમાંનાં નામો સાથ મળે છે. તોપણ યુનાનીઓએ આ પાદશાહોના અમલની જે મુદ્દત જણાવી છે તેની જોડે શાહનામામાં જણાવેલી અમલની મુદ્દત કોઇબી રીતે મળતી આવતી નથી. એકંદર સરવાળામાં ૩૭ વરસોનો ફેર પડે છે, એટલુંજ નહી પણ દરેક પાદશાહના અમલની મુદ્દતમાં ઘણો ઘણો તફાવત છે. આ તફાવતનું કારણ એવું જણાય છે કે જેટલા પાદશાહો **ફીરદોસી**એ જણાવ્યા છે તેટલાજ પાદશાહોમાં તેણે ૧૭૧ વરસની મુદ્દતને વેહેંચી નાંખેલી હોવાથી કોઇને અદકાં તો કોઇને ઓછાં વરસો લાગુ પાડી દઇને આ સંખ્યાનો સરવાળો લાવી મુકયો છે. વળી તેણે **હોમાય** રાણીને વચમાં આણી છે. એ રાણી કદાચ હખામની પાદશાહ **આર્તાજર્કસીસ નીમન**ની મા **પરીસાતીસ** (પરીજાદ) હશે. **ફીરદોસી**ને આઠ પાદશાહોનાં નામો ખબર નહી હોવાથી તેણે ચારનાં નામો આપ્યાં છે, અને તેઓમાંથી એક તો એક રાણી છે, જેણીના અમલ વીશે યુનાની તવારીખોમાં કે તપ્રીઓમાં કે યહુદી લખાણોમાં કશો ઇશારો પણ નથી. જ્યારે શાહનામાં મુજબના ચાર પાદશાહોમાંના દરેકે ૪૩ વરસ અમલ કરવાની રાસ આવે છે ત્યારે હખામની આઠ પાદશાહોમાંના દરેકે ૧૭ વરસ રાજ્ય કરવાની સરાસરી આવે છે. પણ જો **ફીરદોસી**એ ચાર આપ્યા છે તેમને બદલે આપણ આઠ પાદશાહો ગણીયે તો દરેકે ૨૧ વરસ અમલ ચલાવેલો ગણાય. અને ચાર પાદશાહોમાં વચે તેણે હોમાય રાણીને લાવી

બેસાડીછે તેણીને બાદ કરીયે અને **ફીરદોસીએ** માત્ર ત્રણુજ પાદશાહોનાં નામો આપી બાકીના પાંચ વીશે પોતે બેખબર રહી ગયો છે એમ લઇયે, અને ઉપલા ચાર પાદશાહોના અમલનો તેણે એકંદર સરવાળો આપ્યો છે તેમાંથી **હોમાયનાં ૩૩ વરસ** બાદ કરીયે તો તેનો સરવાળો હખામની આઠ પાદશાહોના અમલના સરવાળાને વધારે મળતો આવે એમ છે, કેમકે ત્યારે શાહનામાંનો સરવાળો ૧૩૮ નો અને યુનાની તવારીખો મુજબનો સરવાળો ૧૩૪ નો થાય છે. તફાવત માત્ર ચાર વરસનો રહે છે, અને તે કંઈ જીવ જેવો ફર્ક નથી.

આ રીતે **બહુમનથી દારા** સુધીના શાહનામાં મુજબના ચાર પાદશાહો બરેબર જોતાં આઠ જોઇયે અને તેઓ યુનાની લખનારાઓએ જણાવેલા તથા તખ્તીઓ ઉપરથી માલુમ પડતા આઠ પાદશાહોને કેટલે દરજ્જે મળતા આવે છે તે ઉપલા ખોલાસા ઉપરથી સમજ પડે છે. પણ એ પાદશાહોને એકમળતા ઠરાવવા માટે એટલોજ ખોલાસો બસ નથી. શાહનામાં અને બુનદેહેશ મુજબ **બહુમનનો** બાપ **અસ્ફંદીઆર** હતો અને તે પોતાના બપાવા કએ **ગુશ્તાસ્પ** પછી ઈરાનનાં તખ્ત ઉપર બેઠો હતો. શું આમ બરેબર હતું ? **બહુમન** નામ બુનદેહેશમાં આપેલાં **વોહુમન** નામ ઉપરથી **ફીરદોસીએ** લખ્યું છે. પણ એજ પાદશાહને બીજા મહમદીઆન તવારીખનવેશોએ તેમજ ખુદ **ફીરદોસીએ** પોતે પણ "અરદેશર દરાજદસ્ત" નાં નામ અને એલકાબથી ઓળખાવ્યો છે. 'દરાજદસ્ત' એલકાબનો સાધારણ અર્થ 'લાંબા હાથવાળો' થાય છે, પણ મહમદીયાન લખનારાઓ પોતાની સરેશ્તાની રીત મુજબ તેનો ભેદ એમ સમજાવી ગયા છે કે આ પાદશાહની હકુમત ઘણા મુલુકો ઉપર ચાલી હતી માટે તેને ઉપલે નામે ઓળખવામાં આવ્યો હતો. અગરજો **બહુમન** બરેબર કએ **ગુશ્તાસ્પનાંજ** તખ્ત ઉપર બીરાજ્યો હોય તો મહમદીયાન ગ્રંથકારોએ 'દરાજદસ્ત' એલકાબની જે સમજણ આપી છે તે ખરી દીસતી નથી, કેમકે **બહુમનના** વખ્તના ઇરાની મુલુકોનો વધારો તેના કહેવાતા બાપ **અસ્ફંદીઆર** અને બપાવા **ગુશ્તાસ્પે** કરેલો હતો, જે વીશે શાહનામામાં આપણે ઘણું વાંચ્યું છે. હવે **બહુમનને** મજકુર એલકાબ ગમે તે કારણથી મળ્યો હોય તોપણ કેવું અજાયબ જેવું છે કે તેને મળતોજ એલકાબ યુનાની લખનારાઓ પણ હખામની વંશના એક પાદશાહ **આર્તાજર્કસીસ** ૧ લાને આપી ગયા છે ! યુનાની શબ્દો "મેક્રો કેર" અને તે ઉપરથી લેટીન શબ્દો "લોંજી માનસ"નો અર્થ ઇંગ્રેજી "લોંગ-હેન્ડેડ" (Long-handed) ને મળતો યાને "લાંબા હાથવાળો" એવો થાય છે. હવે આપણે ઉપર જોયું તેમ એજ અર્થ ફારસી "દરાજદસ્ત" શબ્દોનો પણ થાય છે, માટે આ ઉપરથી એક નવી ગવાહી એ મળેછે કે હખામની **આર્તાજર્કસીસ લોંજીમાનસ** તેજ શાહનામાનો **બહુમન** અથવા **અરદેશર દરાજદસ્ત** છે. વળી આ બંને જુદા દેખાતા પાદશાહોનું નામ પણ એકમળતું જ છે, કેમકે **આર્તાજર્કસીસ** એ યુનાની નામ અસલ હખામની **અર્તક્ષત્ર** ઉપરથી બન્યું છે, અને આ છેલાં નામ ઉપરથી ફારસી **અરદેશર** બન્યું છે. એટલામાટે **અરદેશર દરાજદસ્ત** તેનાં નામ અને એલકાબમાં **આર્તાજર્કસીસ લોંજીમાનસને** બરાબર મળતો આવે છે.

**બહુમન** અને **આર્તાજર્કસીસ** એ રીતે એકજ પાદશાહ ઠરે છે, પણ તેટલા માટે **બહુમન**નો શાહનામાં મુજબનો બાપ અથવા બપાવો **આર્તાજર્કસીસ**ના તખ્ત અથવા યુનાની કે યહુદી તવારીખ મુજબના બાપ કે બપાવા સાથ મળતો આવવો જોઇયે એવું કશું નથી: કારણ કે **બહુમન** કયાની નહી પણ હખામની પાદશાહ છે અને તેના તથા કએ **ગુશ્તાસ્પ**ના જમાનાઓ વચ્ચે સેંકડો વરસોનો અંતર છે. **સેકંદરે દારાયસ કોડોમાનસને** હરાવી રાજ્યની સમાપ્તી આણી એમ યુનાની તવારીખમાં આપણ વાંચીયે છીયે તેમજ શાહનામાંમાં પણ વાંચીયે છીયે, જ્યાં **સેકંદરે દારાને** શીકસ્ત આપી ઇરાનનાં રાજ્યની આખર આણી હતી. આ મુખ્ય અને બહુ અગત્યની બાબતમાં બંને પક્ષના લખનારાઓ એક મળતા છે એ ગનીમત છે. હવે શાહનામાંમાં એક પણ તારીખ આપેલી નથી માટે જો વરસો ગણી કહાડવાં હોયતો યુનાની તવારીખ ઉપર આધાર બાંધવો જોઇયે, જેમ કરતાં જણાય છે કે **સેકંદરે** હખામની રાજ્યની સમાપ્તી આણી તે આગમજ ૧૩૫ વરસો ઉપર **આર્તાજર્કસીસ લોંજીમાનસ** હૈયાતી ભોગવી ગયો હતો, માટે **અરદેશર દરાજદસ્ત**નો સને પણ તેજ હોવો જોઇયે. એટલામાટે **બહુમન** ઇ૦ સ૦ પુ૦ ૪૬૫ માં, અથવા આજે ૨૩૫૩ વરસની વાત ઉપર તખ્તનશીન થયો હતો. પણ **ગુશ્તાસ્પ** તો આશરે ઇ૦ સ૦ પુ૦ ૧૪૦૦ વરસો યાને આજે શુમારે ૩૩૦૦ વરસો ઉપર હૈયાતી ભોગવી ગયો હતો, માટે **ગુશ્તાસ્પ** પછીનો જો કોઇપણ કયાની પાદશાહ હોય તો તે **બહુમન** તો હોવો નહીજ જોઇયે, કેમકે **ગુશ્તાસ્પ** અને **બહુમન**ના જમાનાઓ વચ્ચે શુમારે ૯॥ સદીઓનો અંતર પડી જાય છે. એટલામાટે **બહુમન**ના વડવા દાખલ આપણે **અસ્ફંદીયાર** અથવા **ગુશ્તાસ્પને** શોધવાની ફોકટની મેહેનત કરવી જોઇતી નથી. **બહુમન**ના ખરેખરા વડવા તો **જર્કસીસ** અને **દારાયસ હીસ્તાસ્પીસ** છે, જેઓને **માલકમે અસ્ફંદીયાર** અને **ગુશ્તાસ્પ** સાથ મેળવવાની વગર પાયાની તજવીજ કરેલી આપણે આગળા સફાઓમાં જોઇ છે.

હાં ત્યારે ખરેખરો સાર મળે છે. **બહુમન**ને કએ **ગુશ્તાસ્પ** સાથ કશો સંબંધ નથી. અવસ્તામાં કએ **ગુશ્તાસ્પ** પછીના કોઇપણ કયાની પાદશાહનું નામ નથી. બીજી તરફથી **બહુમન** હખામની પાદશાહ **જર્કસીસ**ના બેટા **આર્તાજર્કસીસ લોંજીમાનસ** સાથ મળતો આવે છે, માટે **બહુમન** કયાની નહી પણ હખામની પાદશાહ ઠરે છે. તેના અને કએ **ગુશ્તાસ્પ**ના જમાનાઓ વચેનાં શુમારે એક હજાર વરસોમાં બીજા ઘણા પાદશાહો થઈ જવા જોઇયે. **આર્તાજર્કસીસ લોંજીમાનસ**ની આગમજ હખામની વંશની પાદશાહત સ્થાપનાર મુળ પુરૂષ ઇ૦ સ૦ પુ૦ ૭૦૦ માં તખ્તે બેઠો હતો તેની આગમજ, અથવા બરાબર ગણીયે તો મેહાત્મા **કાઈરસે** મીડયાનાં રાજ્યની સમાપ્તી આણી તેની આગમજ, એ રાજ્યના પાદશાહોએ ઇ૦ સ૦ પુ૦ ૭૫૩ થી રાજ્ય ચલાવવા માંડયું હતું. તેમની આગમજ ઇરાન દેશમાં એસીર્યન લોકોનો અમલ હતો. હવે આ અમલથી તે મીડયાનાં રાજ્યની સ્થાપના સુધી, અને વળી કએ **ગુશ્તાસ્પ** પછીથી એસીર્યન લોકોનો અમલ શરૂ થયો

ત્યાંસુધી, કેટલી મુદત વીતી ગઈ તે ચોકસ કહી શકાતું નથી. પણ ત્યારે એટલું તો નકી થાય છે કે **ગુશ્તાસ્પ** અને **બહુમન** વચ્ચે એક હજાર વરસોનો ગાળો પડયો છે તેમાં **ગુશ્તાસ્પ** પછીના કેટલાક કયાની પાદશાહોનો અમલ, ત્યારબાદ એસીર્યનોનો અમલ, ત્યારબાદ મીડયનોનો અમલ, અને ત્યારબાદ **કાઈરસથી જર્કસીસ** સુધીના હખામની પાદશાહોનો અમલ થઈ ગયો છે. એ સઘળું જ્યારે ગણત્રીમાં લઈયે છીયે ત્યારે માલુમ પડે છે કે ફાર્સી શાહનામાં તેમજ પેહલવી બુનદેહશ કેતાબમાં **બહુમનને** કયાની પાદશાહ ગણવામાં કેવળ ભુલાવો ખવાયો છે. આ એક એવો જબરો ભુલાવો છે કે જેને લીધે હજરત **જરતોશતનો** સને ઘણો પુરાનો હોવા છતાં પાસે આવી જાય છે, અને ઈરાનમાં રાજ્ય ચલાવી ગયલા ત્રણ ટોળાના પાદશાહોની તવારીખ, અંધારામાં રહી જાય છે. પણ એ ભુલાવો આજસુધી તકી રહ્યો નથી. ભુલ પકડાઈ આવી છે. કાબેલ આલમાઓએ વીદ્યાનાં બળ વડે તે ઉંઘાડી પાડી છે, અને અંધકારનો પરદો ફાડી નાંખીને જે છુપ્યું હતું તેનો મોટો ભાગ જાહેર કરી દીધો છે. શાહનામાં અને બુન-દેહશમાં મીડ ટોળાનાં રાજ્ય વીશે પણ એક હરફ નથી. એ આખાં રાજ્યની હસ્તીને માટે તો આપણ યુનાની તવારીખનવેશોનાજ આભારી છીયે.

**બહુમનને** મુકીને હવે આપણ શાહનામાંમાંના બીજા પાદશાહોને પકડીયે. **ફીર-દોસી** લખે છે કે **બહુમનની** બેટીએ પોતાના બાપનાં તખ્ત ઉપર ૩૩ વરસ રાજ્ય ચલાવ્યું હતું. હખામની પાદશાહોમાં આવી કોઈ રાણીએ રાજ્ય ચલાવેલું જણાતું નથી, પણ એમ જણાય છે કે પાદશાહ **આર્તાજર્કસીસ લોંઝીમાનસના** બેટા **દારાયસ નોથસની પરીસાતીસ** (પરીજાદ) નામે એક રાણી હતી, જેણીનો કાબુ પાદશાહ છતાં રાજ્યમાં મોટો હતો, એટલુંજ નહી પણ તેણીના બેટા **આર્તાજર્કસીસ નીમનના** વખ્તમાંબી તેણીએ પોતાનાં મરણ સુધી બહુ વગ અને દોર ચલાવ્યો હતો. એટલા-માટે કદાચ **દારાયસ નોથસને** બદલે, તેમજ **આર્તાજર્કસીસ નીમનને** બદલે, બુન-દેહશમાં અને તે ઉપરથી શાહનામામાં **હોમાયની** પાદશાહીની વાત દાખલ થઈ હશે. એ પછી **દારાબને** આપણ **હોમાય** રાણીના બેટા દાખલ તખ્ત ઉપર આવેલો જોઈયે છીયે, પણ એ **દારાબ** હખામની પાદશાહ **દારાયસ ઓકસ** સાથ મળતો આવે છે, જે છેલા પાદશાહ **આર્તાજર્કસીસ નીમનનો** બેટો થતો હતો. આ ઉપરથી જણાય છે કે હખામની **દારાયસ નોથસ** અને **આર્તાજર્કસીસ નીમનનાં** નામો ભુલી જઈને તેમને બદલે પેહલવી જમાનામાં **હોમાયનું** નામ લેવાયું છે, અને તેણીના ૩૩ વરસોના અમલની ટુંક મુદતમાં ઉપલા બંને પાદશાહોનાં ૭૦. વરસોના અમલની. મુદતનો સમાસ કરી દીધો છે. **દારાબ** પછી તખ્ત ઉપર તેનો બેટો **દારા** આવે છે, પણ હખામની તવારીખ મુજબ એક નવો પાદશાહ **આર્સીસ દારાયસ ઓકસનાં** તખ્ત ઉપર આવે છે, જે એ પાદશાહનો સર્વથી નાનો બેટો હતો. પણ બે વરસની ટુંક મુદતમાં તેનો અંત આવે છે અને પછી આ વંશનો છેલો પાદશાહ **દારાયસ કોડોમાનસ** તખ્ત લે છે. એ પાદશાહનું કીસ્મત શાહનામાંમાંના **દારાને** બરાબર મળતુંજ છે; અને એ રીતે **બહુમન** અને તેના પછીના શાહનામાંમાંના પાદશાહો હખામની વંશના જાહેર થાય છે.

હ્યાં આપણે જે બાબત સાબેત કરવાનું માથે લીધું હતું તેની પાધરી દલીલોનું શેવટ આવે છે; પણ હજી એ બાબત સાબેત કરનારી બીજી આડકતરી દલીલો બાકી રહેલી છે. આપણે ઉપર જોયું છે કે **ગુશતાસ્પ**ના વખ્તમાં રાજધાની શેહર બલ્ખ હતું તે **બહુમન**ના વખ્તમાં એકદમ બદલાઈ જાય છે. તેને આપણ ઇરાનવેજમાં નહી પણ આજનાં ઇરાનમાં જોઇયે છીયે. તેની હકીકતોમાં બલ્ખ અને બીજાં કયાની જમાનામાં જાણીતાં થયલાં પુરાતન શેહરોનાં નામોને બદલે ઇસ્તખ્ર અને મદાઇન અને બિબીલનનાં અર્વાચીન નામો વાંચીયે છીયે. વળી યહુદીઓ સાથ ઇરાનીઓને સંબંધ પડેલો આપણ જોઇયે છીયે, તથા **બહુમન**ના વખ્તમાં તેમનો **દાન્યલ** પેગામ્બર હૈયાત હતો એમ વાંચીયે છીયે. વળી **હોમાયને** ઇસ્ફહાનના મુલકમાં હર્પવઇગાન નામનું શેહર વસાવતાં, તથા ઇસ્તખ્ર ખાતે હજાર સ્તુનનો મહેલ બાંધતાં[૧] જોઇયે છીયે, જેને પાછળથી **સેકંદરે** ફના કીધો હતો.[૨] વળી પાદશાહ **દારાબ**ના જમાનામાં **અફલાતુન** નામનો યુનાની ફીલસુફ થઈ ગયો હતો, તથા એ પાદશાહે દારાબગર્દ નામનું શેહર વસાવ્યું હતું, એમબી તવારીખનવેશો લખી જાય છે.[૩] એ સઘળું શું દેખાડે છે? એટલુંજ કે આ સઘળા પાદશાહો કયાની નહી પણ હખામની હતા, કેમકે યુનાની તવારીખનવેશોના જણાવ્યા મુજબ હખામની પાદશાહો આજનાં ઇરાન દેશમાં રાજ્ય ચલાવી ગયા હતા, ઇસ્તખ્ર અને દારાબગર્દ તેમના વખ્તનાં શેહરો હતાં, સ્થંભોવાળા મહેલો તેઓએ બાંધ્યા હતા, અને **દાન્યલ** તથા **અફલાતુન** તેમના જમાનાના ફીલસુફો હતા.

પણ ઉગમણુ તરફના લખનારાઓએ આપણી તકરારને વધારે મજબુતી જે મહાભારત બનાવની નોધ લઇને કરી આપી છે તે તો **સેકંદર** રૂમીની ચહડાઈ અને ફતેહને લગતો છે. એ વીશે શરૂઆતમાં આપણ જણાવી ગયા છીયે માટે હ્યાં લંબાણ કરવાની કશી અગત્ય જણાતી નથી. ટુકમાં માત્ર એટલુંજ જણાવીશું કે **સેકંદર** તથા તેના બાપ **ફીલકુસ**નાં નામો યુનાનીઓનાં **એલેકઝાંડર** અને **ફીલીપીકસ**ને બરાબર મળતાંજ છે. યુનાનની ફતેહ કરીને ઇરાન ઉપર ચહડાઈ લાવતાં **દારાયસને** છેલી શીકસ્ત આપવા આગમજ **સેકંદર** મીસરની ફતેહ કરવા ગયો હતો. એ બીનાને **અરદાવીરાફ**નામાં ઉપરથી ટેકો મળે છે, જેમાં જણાવ્યું છે કે તે મીસરમાં વસતો હતો અને **ત્યાંથી** આવીને તેણે ઇસ્તખ્રનો નાશ કર્યો હતો.[૪] **સેકંદર** અને **દારા** વચેની લડાઇની વીગતો ઉપર આપણ આવીશું ત્યારે આ બાબતમાં વીગતવાર ખોલાસો મેળવીશું.

---

૧ રોજત-અસ-સફા. આ આગળ વર્ણવેલો એકશોથી વધારે સ્તંભોવાળો મહેલ હોવો જોઇયે. ૨ તેજ. ૩ તેજ. ૪ પ્રકરણ ૧.

બા બ ૬.

# પાર્સી પાદશાહતની શરૂઆત.

**૧.** પહેલી પારસી પાદશાહત. કાઇરસની મોટાઇ—તેનાં નામનો અર્થ અને ઉચ્ચાર; હખામનની વંશની સ્થાપના; પહેલા પાર્સી પાદશાહો; પાર્સી ટોળાઓ; પાર્સી પાદશાહો 'મોટા' અને 'બળવાન' હતા—તખ્તીઓમાંના પુરાવા—તે બાબે હીરૉડોટસની ભુલ. મીડયાને ખંડણી.

**૨.** કયાની વંશની સમાપ્તી વીશે; નાઇનસે ઇરાન જીત્યું ન હતું—તેના સબબો; ઇરાન ફતેહ થવાની તારીખ બાબે શક; એસીર્યન રાજ્યના અમલની મુદત; મીડયાને સ્વતંત્ર થવાની તારીખ—રૉલીન્સનનો નવો તર્ક—મીડયા ઉપર એસીર્યનોનો હુલો કાબુ—રૉલીન્સનના તર્ક સામે દલીલો—મીડયાની તવારીખમાં એક સદીનો ગુચવાડો—એક અગત્યની દલીલ—રૉલીન્સનની તકરારનું ખંડન; કયકસરીસની ફતેહ. એસ્તાયજીસ. મીડયન રાજ્યની સમાપ્તી.

**૩.** મોજીલો પાદશાહ એસ્તાયજીસ; રાજ્યોના નાશનું એક મુખ્ય કારણ; એસ્તાયજીસનાં ફરજંદો વીશે મતફેર; શાહજાદી મન્દાને. કુરૂશના જન્મ વીશેનો તર્ક; એસ્તાયજીસનો વહેમ—તેના સ્વપ્ના; કુરૂશની બાળકથા—તેનું એક 'પાદશાહ' દાખલનું કૌતુક અને તેનું પરીણામ; વજીર ઉપર પાદશાહની ખફગી; કાઇરસની ઇરાન તરફ વીદાયગીરી—હાર્પેગસનો તેના જોગો પેગામ; પાર્સી લશ્કરોને કાઇરસ તૈયાર કરેછે; હીરૉડોટસના એક ટોલ્લાનો રદ જવાબ.

## ફસલ ૧. હખામની વંશના પહેલા પાદશાહો.

ઇરાન દેશમાં પહેલવહેલી પાર્સી પાદશાહતનો પાયો નાંખનાર મોટા પાદશાહ **કાઇરસ**[૧]નું નામ નવી અને જુની દુન્યાઓમાં, અસલી અને આજની સઘળી સુધરેલી

---

૧ સાધારણ રીતે આ નામ '**સાઇરસ**' લખાયછે તેમજ બોલાયછે, પણ અમે તેને **ક** થી શરૂ કરીયે છીયે. યુનાની ભાષામાં આ નામનો જે ઊચ્ચાર કરેલોછે તેનેજ પગળે યુરોપના સઘળા તવારીખનવેશો ચાલ્યાછે, અને આપણી ભાષામાંબી 'સાઇરસ' બોલ સાધારણ થઇ પડયોછે. પણ અમે એને બદલે 'કાઇરસ' ઊચ્ચાર વધારે પસંદ કરીયે છીયે તેનાં ખાસ કારણો છે. કાઇરસનો અર્થ 'પાદશાહ' થાયછે. યહુદીઓનાં ધર્મ પુસ્તકમાં તેને 'ખોરેશ' યાને 'સુર્ય' ને નામે ઓળખ્યોછે. એ શબ્દ ખીલારોકી તખ્તીઓ ઊપરનાં 'કુરૂશ' નામનો અપભ્રંશ થયલોછે, અને યહુદીઓ મુજબ **કુરૂશનો** અર્થ 'ખોરશેદ' થાયછે. હવે 'ખોરશેદ' શબ્દ પોતે અવસ્તાના હ્વરે+ક્ષએત શબ્દોથી બનેલોછે, જેના છેલા શબ્દનો એક અર્થ 'પાદશાહ' થાયછે. ખોરશેદ પોતે જેમ નુરાનીવાળો તેમજ વળી પાદશાહ છે. માટે 'કુરૂશ' નો અર્થ જેમ સુર્યનો તેમજ પાદશાહનો પણ થઇ શકે. હવે મહારાણી વીકટોરીયા આજે '**કએસરે હીંદ**' ને નામે ઓળખાયછે, અને અસલી રોમના પહેલા શેહનશાહોબી 'કએસર' નાં નામથી વખણાઇ ગયાછે. પણ તે શેહનશાહોને જ્યારે ઊગમણ તરફના લખનારાઓ એજ નામે ઓળખતા હતા ત્યારે આથમણ તરફના લખનારાઓ તે નામનો ઊચ્ચાર '**સીજર**' કરેછે, જોકે તેની જોડણી આ મુજબની છે:— CAESAR. અમે ધારીયે છીયે કે જેમ આ અસલ શબ્દ 'કએસર' નો ઊચ્ચાર 'સીજર' નો થતો હતો તેમ અસલ શબ્દ 'કુરૂશ' નો યુનાનીઓએ અપભ્રંશ 'સાઇરસ' અથવા 'સીરૂસ' કીધેલો હોવો જોઇયે. વળી રશીયાના શેહનશાહો સાધારણ રીતે **જાર**ના એલકાબથી ઓળખાયછે, જોકે એ શબ્દની જોડણીમાં આ મુજબના અક્ષરો છે:— CZAR. આ જોડણીમાં C અક્ષર હોવા છતાં તેનો ઊચ્ચાર આજે કરવામાં આવતો નથી, પણ પ્રથમ એ અક્ષર ઊચ્ચાર વીનાનો હોવો નહી જોઇયે. તેમ જો હોય તો એ અક્ષર દાખલ થવા પામેજ નહી. એ

પ્રજાઓમાં, જાણીતું છે. એકગમથી ઇરાન દેશમાં પર્વતો ઉપર કોરેલા લેખોમાં, બીજી-ગમથી યુનાની તવારીખનવેશોનાં દફતરોમાં, અને ત્રીજીગમથી યહુદીઓનાં પુરાતન ધર્મપુસ્તકમાં **કાઈરસ**ની સ્તુતી એકસરખી રીતે નોધાયલી છે. એ સઘળે ઠેકાણેથી તેનાં નામની યાદ આપનારી ખુશબો આજસુધી તાજી રહી છે: આજસુધી તે દરેક પાર્સીનાં જીગરને તાહડક આપતી ચાલુ રહી છે; આજસુધી તે યાદ જીવતી અને જાગતી માત્ર પાર્સીનાંજ નહી પણ દરેક સુધરેલી પ્રજાનાં મુખમાં રમતી રહી છે. આજે દરેક સમજુ અને દેશહીતકારી પાર્સી પોતાને **કુરૂશ**ના વંશથી ઉતરેલો ગણવામાં મગરૂરી સમજે છે; અને આજે પરદેશીઓ પણ પોતાનું નામ **કાઈરસ**નાં નામ ઉપરથી રાખવાને રાજી થાય છે. તેનાં નામને માન આપવા જતાં એ રીતે તેઓ પોતાને માન આપે છે, અને એ રીતે **કાઈરસ** નામ સઘળી તરફ એકસરખો સંતોષ પાથરી નાંખે છે.

**કાઈરસ** પાદશાહ મહાત્મા ગણાય છે. તવારીખોમાં તે *magnus* યાને *the great* ના એલકાબથી ઓળખાય છે. તેની મોટાઇનું વર્ણન આ ગ્રંથની ખુબી અને શોભા છે, બલકે આ તવારીખનો વીષય તેજ છે. પણ **કાઈરસ**—જેને બીલારોકી તખ્તીઓમાં **કુરૂશ** લખ્યો છે, અને જેને યહુદીઓ **ખોરેશ**નાં નામથી ઓળખી ગયા છે તે—ખરેખર જોતાં કંઈ પહેલવહેલો પાર્સી પાદશાહ ન હતો. તેની આગમજ બીજા પાંચ પાદશાહો અમલ ભોગવી ગયા હતા. પણ **કાઈરસ**નાં નામના પ્રકાશ આગળ તેઓ માત્ર છાંયા જેવા માલુમ પડેછે: ગોયા ખોરશેદની રોશની આગળ તેઓ સેતારા જેવા છે. તેઓને કોઈ ઓળખતું નથી, અને જો **કાઈરસે** મોટું નામ મેળવ્યું ન હોત તો આપણ આ ઠેકાણે તેમની જેટલી નોધ લઇશું તેટલી નોધને પણ તેઓ યોગ્ય ગણાત નહી. તેઓની ગણના એટલીજ છે કે જે વંશમાંથી **કુરૂશ** ઉતરેલો છે તે વંશના સ્થાપનારા તેઓ પહેલા પાદશાહો છે. આપણી તવારીખ હખામની વંશના પાદશાહોની છે,

---

શબ્દનો અસલ ઉચ્ચાર કએસરને મળતો અથવા એ શબ્દ ઉપરથીજ ઉપજાવી કહાડેલો **કજર** જેવો કંઇ હોવો જોઇયે. એજ રીતે આરબી ભાષાનો كسرى શબ્દ નીકળ્યોછે, જેનો અર્થ પણ પાદશાહ થાયછે, અને ફાર્સીમાં خسرو શબ્દ પાદશાહને માટે વપરાયછે તેનું મુળ પણ ઉપલાંના જેવુંજ છે. આ રીતે જોતાં આ સઘળા શબ્દો એકના એકજ છે, અને તેમનો અર્થ પણ એકસરખોજ છે. કએસર, કજર, કસ્રા, ખુસરૂ, એ સઘળા શબ્દો અવસ્તા ભાષાના [illegible] 'ક્ષત્ર' શબ્દ ઉપરથી અપભ્રંશ થયલા જણાયછે. એ અસલ શબ્દને મળતો સંસ્કૃતનો 'ક્ષત્ર' શબ્દ છે. તેમનો અર્થ એકસરખો છે. 'પાદશાહ' ને માટે એ શબ્દ આપણા પહેલવહેલા પુર્વજો વાપરી ગયાછે. એજ શબ્દ ઉપરથી હખામની ભાષાનો 'કુરૂશ' શબ્દ પણ નીકળવો જોઇયે, અને આ છેલાં નામ ઉપરથી ફાર્સીનો 'ખુસરૂ' શબ્દ છેલા બે અક્ષરો ફેરબદલ થઇને બનેલો ચોકસ જણાયછે. આ સઘળા ખોલાસા પછી અમારે એટલુંજ દેખાડવાનું છે કે યુનાનીઓએ કુરૂશનું જે અપભ્રંશ નામ વાપર્યું છે તેનો ઉચ્ચાર સાઇરસને બદલે કાઇરસ થવો જોઇયે, જેમકે 'ક્ષત્ર' ઉપરથી નીકળેલા શબ્દનો ખરો ઉચ્ચાર 'સીજર' ને બદલે કએસર થવો જોઇયે અને તેમ આજે વપરાયછે. 'સાઇરસ' ને કેટલાકો 'સીરૂસ' વાંચેછે, તે જો ખરૂં વાંચણ હોય તો તેનો અસલ ઉચ્ચાર 'કીરૂસ' થાય. અને હખામની નામ '**કુરૂશ**' ને યુનાનીઓએ **કીરૂસ** કરી વાંચ્યું હોય તો તે બનવાજોગ છે.

અને તે વંશનો પાયો નાખનારા તેઓ છે; પણ જો **કાઈરસની** હૈયાતી ન હોત તો એ વંશ તે કોણ અને તેનો પાયો તે શું, તે વીશે કોઇને કશી દરકાર—બલકે ખબર પણ રહેત નહી.

'હખામનીશ' એ બોલ બીલારેકી તખ્તીઓનાં ઉકળાણનો છે. જેમ બીજી ઘણી બાબતોમાં યુનાની તવારીખનવેશોએ આપણને ભળતાં નામો આપ્યાં છે તેમ આ બાબતમાં તેઓએ આપેલું નામ 'એકીમીનીસ' છે. તેઓએ જણાવ્યું છે તેમજ ઉપલા લેખોમાં એકથી વધારે ઠેકાણે નોંધેલું છે કે **કુરૂશનાં** વંશનો પાયો નાંખનાર **હખામનીશ** નામનો કોઇએક પાર્સી સરદાર હતો, જેના ઉપરથી એ વંશને 'હખામની' નું નામ મળેલું છે. હખામની વંશની શરૂઆતથી મહાત્મા **કાઈરસ** અથવા **કુરૂશ** સુધી પાંચ પાદશાહો થઇ ગયાછે, પણ તેમની કશી વીગતવાર તવારીખ આપણને મળી નથી. **હીરૉડોટસ** તેઓ વીશે કશો ખોલાસો કરી જતો નથી, તેમજ બીજા યુનાની ઇતીહાસ લખનારાઓ પણ આ ખુણે પડેલા પાદશાહો વીશે કશી રોશની પાડી જતા નથી. તેઓ ખુણે પડેલા હતા તેમાં તો કશો શક નથી. તેઓ પર્સીસના પ્રાંતમાં રાજ્ય ચલાવી ગયા છે, જે નાનો પ્રાંત ઇરાનની દક્ષીણે દરીયાકાંઠા ઉપર પર્વતોમાં ગુચવાયલો છે. એ પ્રાંત ઉપરથીજ ત્યાં વસનારાઓ પાર્સીનાં નામથી ઓળખાતા હતા, અને તેથી ત્યાંના હાકમોને પહેલા પાર્સી પાદશાહોને નામે આપણ ઓળખીયે છીયે. એ પાદશાહો નાના હાકમ જેવા હતા તોપણ તેઓ સ્વતંત્ર હતા. તેઓ કરતાં વધારે અને ઘણું મોટું રાજ્ય તેમના વખ્તમાં મીડયાના પ્રાંતનું હતું, જ્યાંના પાદશાહોને આ પાર્સી પાદશાહો ખંડણી આપતા હતા, અને એ ખંડણી લઇ મીડયન પાદશાહો તેમને પોતાના તાબેદાર ગણી સંતોષ માનતા હતા. તેઓને આ ખંડણી લેવા ઉપરાંત પર્સીસના હાકમો વીશે બીજી કશી વાતની પરવા હોય એમ જણાતું નથી, કેમકે આ હાકમો પોતાને ગમે તેમ રાજ્ય ચલાવતા હતા અને તે બાબતમાં તેમને મીડયાના પાદશાહોથી કશી વાતનો અટકાવ હતો નહી. પાર્સી પાદશાહો ઉપર છેલ્લા પાદશાહોનો બીજી પ્રકારનો કશો કાબુ નહી હોવાથી તે પાદશાહો ગોયા સ્વતંત્ર હતા. પાર્સી રૈયત ઉપર એક પાર્સી પાદશાહ પછી તેનોજ દીકરો નવા પાદશાહ દાખલ અમલ ભોગવતો હતો, અને એ નેમણુકમાં મીડયાના રાજાનો કશો આવાજ હતો નહી.

પણ પર્સીસનો પહેલો પાર્સી પાદશાહ **હખામનીશ** ઇ૦ સ૦ પુ૦ ૬૫૮ માં પોતાના પ્રાંત અને પ્રજાનો હાકમ કેવી પ્રકારે થવા પામ્યો તે બીના હજીસુધી અંધારામાંજ રહી ગયલી છે. હખામની ટોળો **હીરૉડોટસે** જણાવેલા ઘણાએક પાર્સી ટોળાઓમાંનો એક—બલકે પાર્સાગર્દી નામે ટોળાની એક શાખા જેવો હતો. આ પાર્સી ટોળાઓ વીશે પુરાતન તવારીખોમાંથી કશો ઇશારો મળતો નથી. છેલ્લી શોધખોળ મુજબ મીડયાના ૮ જરતોસ્તી પાદશાહો ઘણા પુરાણા વખ્તમાં (ઇ૦ સ૦ પુ૦ ૨૨૩૪ થી ઇ૦ સ૦ પુ૦ ૨૦૧૦ સુધી) આશરે સવા બસો વરસો સુધી બેબીલન ખાતે રાજ્ય ચલાવી ગયલા માલુમ પડે છે; પણ કોઇબી ઇરાની અથવા પાર્સી પાદશાહ યા ટોળાની હૈયાતી એટલીબધી પુરાણી જણાતી નથી. એસીર્યાની તવારીખ ઉપરથી એટલું માલુમ

પડેછે[૧] કે ઈ૦ સ૦ પુ૦ ૯ મી સદીની અધવચે ત્યાંના રાજા **શાહમાનેસેર** ૨ જાના વખતમાં આર્મીન્યાના પ્રાંતની નૈરૂતખુણે પાર્સીઓનો એક ટોળો વસતો હતો, જ્યાં તેમનો પ્રાંત મીડયાની જોડાજોડ આવેલો હતો. તે ઉપર એક સરદાર યા હાકમનો અમલ ન હતો, કેમકે દરેક શેહર અથવા પરગણાંનો સરદાર જુદો જુદો હતો, અને તેઓ સઘળા જેમ એકેકથી તેમજ મીડયાના હાકમથી તદન સ્વતંત્ર હતા. આ પાર્સી સરદારોમાંના પચીશ કનેથી પોતે ખંડણી લેતી કીધી હતી એમ ઉપલો એસીર્યન રાજા પોતાના લેખમાં કહી જાય છે. એ પછી પાર્સી લોકોના ટોળાએ **સેનાચરીબ** પાદશાહના વખતમાં ફરીને દેખાવ દીધો ત્યારે તેઓ મીડયાની પડોસ છોડીને સુસ્યાનાની ઉત્તરે અને વાવ્ય તરફ જઈ વસેલા હતા. એ જગા પર્સીસના પ્રાંતની પડોસમાંજ હતી, જ્યાં પાછળથી આ પાર્સી ટોળાઓ જઈ વસેલા હોવા જોઇયે; અને એસીર્યન શેહનશાહતના પડી ભાગ્યા પછી આ ટોળાઓએ તેનાથી સ્વતંત્ર થઇને, તથા સઘળાઓએ એકઠા થઈ જઇને, એકજ સરદારના અમલ હેઠળ રહેવાને કબુલ કીધેલું હોવું જોઇયે. એસીર્યનોના પાદશાહ **સેનાચરીબે** મીસર દેશ ઉપર ચહડાઇ કરતાં સખ્ત માર ખાધો તે તકનો લાભ લઇને મીડયન લોકો તેના અમલમાંથી છુટા થયા, અને તે પછી એસીર્યનોની હકુમત એટલીબધી નબળી પડતી ગઈ કે શેવટે પાર્સી ટોળાઓ પણ સ્વતંત્ર થવા પામ્યા. આ ટોળાઓનાં **હીરૉડોટસે** આપણને નામો આપ્યાં છે, અને તે આ મુજબનાં છે:—૧—પાર્સાગર્દી; ૨—મારાફીયન; ૩—માસ્પીયન; ૪—પાન્થીયેલ્યન; ૫—ડીરૂસ્યન; ૬—જર્માન્યન; ૭—દાહી; ૮—મર્દાઈ; ૯—ડ્રોપીસાઈ અથવા દર્બીકાઇ; ૧૦—સગરશાઇ. આ રીતે દશ ટોળાઓનાં નામો આપણી જાણમાં આવ્યાં છે, જેઓમાં ચહડતો અને પહેલો દરજ્જો પાસાર્ગર્દી ટોળાને મળ્યો છે. એજ ટોળાનો પાદશાહ **કાઈરસ** હતો, માટે હખામની ટોળાના પહેલા પાંચે પાદશાહો પણ એજ ટોળામાંના હોવા જોઇયે. આ ટોળાને માટે કહે છે કે ઈ૦ સ૦ પુ૦ ૧૫ સદીઓ આગમજ છેક ઉગમણ તરફથી જે પુરાતન પાર્સી ટોળો ઇરાનમાં પહેલો આવી વસ્યો હતો તેના આ ટોળાના લોકો પાધરાજ વંશજો હતા, અને આગળ ચાલતાં તે જેમ જેમ બળમાં વધતો ગયો તેમ તેણે પોતાના મુલકને પોતાનું નામ આપ્યું હતું.[૨] તેમનું મુળ મથક પાર્સાગર્દ હતું, જે પર્સીપોલીસથી ૪૦ માઇલ દુર હતું. બીજો અને ત્રીજો ટોળો પાર્સાગર્દીઓને લગતાજ હતા. જર્માન્યન ટોળો તે કર્માન્યા ખાતે વસનારા પાર્સીઓનો હતો. બાકીના ટોળાઓ ભટકતા હતા, પણ મર્દાઈ ટોળો પહાડી હતો. મીડયાએ એસીર્યાની હકુમતની તોક પોતાને માથેથી કહાડી નાંખી તે વેળા આ સઘળા ટોળાઓ છુટા હતા, પણ ત્યારપછી એસીર્યાનું રાજ્ય દીનપરદીન નબળું થતું જોઇને પાર્સી ટોળાઓએબી પોતાનું સ્વતંત્રપણું મેળવવાની તજવીજ કીધી અને તેમાં ફાવ્યા. એ રીતે તેમનાં રાજ્યનો પાયો નખાયો અને **હખામનીશ** તેમનો પહેલો પાદશાહ થયો. આમ આપણ માત્ર અનુમાન કરી

---

૧ રૉલી૦ કૃત પાંચ મોટી પાદશાહતો, દફ્૦ ૩, સફે ૩૬૫.

૨ રૉલી૦ કૃત હીરૉ૦, દફ્૦ ૧, સફે ૪૧૨.

શકીયે છીયે, કેમકે તવારીખનવેશો તો આપણને એટલુંજ જણાવી જાય છે કે પર્સીઅનો પહેલો હાકમ **હખામનીશ** અથવા યુનાનીઓએ જણાવ્યા મુજબ **એકીમીનીસ** નામનો હતો. તેનાથી તે મહાત્મા **કાઈરસ** સુધીના હાકમોની ટીપ નીચે મુજબની મળે છે:—

| | તખ્તી મુજબ: | યુનાનીઓ મુજબ: | યહુદીઓ મુજબ: |
|---|---|---|---|
| ૧. | **હખામનીશ**.... | **એકીમીનીસ**...... | .... |
| ૨. | **ચીસ્પાઈશ**.... | **ટીસ્પીસ**....... | .... |
| ૩. | **કબુજિય ૧**.... | **કમ્બાઈસીસ ૧**.... | .... |
| ૪. | **કુરૂશ ૧**...... | **કાઈરસ ૧**........ | .... |
| ૫. | **કબુજિય ૨**.... | **કમ્બાઈસીસ ૨**.... | .... |
| ૬. | **કુરૂશ ૨**...... | **કાઈરસ**.......... | **ખોરેશ.** |

આ પહેલા પાંચે પાદશાહો માત્ર નાના હાકમ હશે એમ યુનાનીઓ માત્ર તેમનાં નામજ આપી ગયાછે તે ઉપરથી આપણ અનુમાન કરી શકીયે; પણ ખરૂં જોતાં તેમ નથી. આ પાંચે પાદશાહોનાં નામ અને ખાનદાનને મહાત્મા **કાઈરસે** પોતે અને તેની પછી ઇરાનનાં તખ્ત ઉપર બીરાજનાર પાદશાહ **દારાયસ હીસ્તાસ્પીસે** પર્વતો ઉપર કોરાવેલા પોતાના લેખોમાં અમર કીધાંછે, એટલુંજ નહી પણ એઓ કોઈ નાના સુના હાકમો નહી પણ મોટા પાદશાહો હતા એમ જાહેર કર્યુંછે. દાખલા તરીકે બેબીલન તરફના ડુંગરો ખોદતાં મી૦ **હોર્મજ્દ રસામને** એક નળાકાર પથર હાથ લાગ્યોછે, જે ઉપરનો લેખ સર **હેનરી રૉલીન્સને** ઉકળાવ્યોછે અને જે મહાત્મા **કાઈરસનો** કોરાવેલોછે, તેમાં આ પાદશાહ એક ઠેકાણે પોતાની મોટાઈ જાહેર કરતી વેળા લખેછે કે "પાદશાહ **કબુજીયનો** હું બેટો થાઉંછું, જે **મોટો** પાદશાહ હતો અને અનસાનનો રાજા હતો." આ **કબુજીય** તે અલબતે ઉપલી ટીપમનો **કબુજીય** ૨ જો હતો, કેમકે મહાત્મા **કાઈરસ** આગળ ચાલતાં જાહેર કરેછે કે "હું **કુરૂશનો** નબીરો થાઉંછું, અને તેબી મોટો પાદશાહ તથા અનસાનનો રાજા હતો." વળી તે પોતાની વંશાવળી આગળ લંબાવતાં જણાવેછે કે "હું **ચીસ્પાઈશના** નબીરાનો દીકરો થાઉંછું, જે **ચીસ્પાઈશ** પણ મોટો પાદશાહ અને અનસાનનો રાજા હતો." આ લેખ ઉપરથી બે વાત સીધ થાયછે. એક એકે **એકીમીનીસ** (હખામનીશ) પછી **કાઈરસ** સુધીના પાદશાહો એકેકના બેટા હતા, અને બાપનાં તખ્ત ઉપર દીકરો બેઠો હતો. બીજી વાત એ છે કે આ સઘળા પાદશાહો કંઈ ખુણે પડેલા નાના હાકમો નહી પણ "મોટા પાદશાહો" હતા, એટલુંજ નહી પણ તેઓ વળી "બળવાન" હતા; કેમકે **કાઈરસ** પાદશાહનો એક બીજો લેખ થોડાંક વરસો ઉપર એક મુસાફરને હાથ લાગ્યો છે, જેમાં તે લખેછે કે "હું છું **કુરૂશ** પાદશાહ, બળવાન પાદશાહ **કબુજીયનો** બેટો." વળી સેન્કરેહ ખાતેથી મળેલી એક ઇંટ ઉપરના પોતે કોરાવેલા એક લેખમાં **કાઈરસ** લખેછે કે તે એક "બળવાન પાદશાહ છે, અને બળવાન પાદશાહ **કમ્બાઈસીસનો** બેટો" છે.[૧] **કાઈરસ** બળવાનનો બળવાન હતો તેમાં કશો શક નથી,

૧ રૉલી૦ કૃત પાંચ મોટી પાદશાહતો, દફ્તર ૩, સફે ૩૬૭, નોટ ૫.

પણ તેનો પીતા, જેને **હીરૉડોટસ** એક "સારાં ખાનદાનનો પાર્સી" દાખલ ઓળખાવી ગયોછે, તે માત્ર એક ઇરાનીજ નહી પણ પાદશાહ હતો, અને તેપી 'બળવાન' પાદશાહ હતો, એમ ઉપલો લેખ ખુદ **કાઈરસ**ની શાહદત આપીને આ જુનાની તવારીખનવેશને ગોયા ખોટા પાડેછે. હખામની વંશના આ પહેલા પાદશાહોની મોટાઇ વળી **દારાયસ હીસ્તાસ્પીસ**ના લેખો ઉપરથી મળેછે. બીહીસ્તુન ખાતેની એક તખ્તીમાં તે લખે છે કે "**અસલથી અમારૂં** ખાનદાન પાદશાહોનું છે," અને "મારી અગાઉ મારાં ખાનદાનના આઠ પાદશાહો થઇ ગયા છે."

હખામની પાદશાહોની મોટાઈ આ રીતે તેમનાજ નામીચા વંશજોના લેખો ઉપરથી મળેછે, તોપણ આ વાત ખરી છે કે તેઓ મીડયાના રાજાઓને ખંડણી આપતા હતા. બીજી રીતે તેઓ મીડયન રાજાઓથી સ્વતંત્ર હતા. પણ તેઓએ બજાવેલાં કામોની આપણને કશી નોધ મળી નથી, માટે તેમનાં માત્ર નામોજ આપીને આપણને સબુરી પકડવી પડેછે.[१] આ પાદશાહોને પર્સીસની આઠમણ તરફ છેક કેપેડોશ્યા જેવાં રાજ્યના પાદશાહો સાથ સંબંધ હોય એમ જણાય છે, કેમકે તેઓ સાથ હખામની વંશના પહેલા પાદશાહો સગાઈ ધરાવતા હતા.[२] **હખામનીશથી કુરૂશ** સુધીના પાંચ પાદશાહોમાંના દરેકને વીશ વીશ વરસના અમલની મુદત આપીને **રૉલીન્સન** વાજબી સાર ખેંચે છે કે હખામની વંશની પાદશાહતનો પાયો ૭૦ સ૦ પુ૦ ૬૫૮ માં નખાવો જોઇયે.[३] આ પાંચમાંનો છેલો પાદશાહ **કમ્બાઈસીસ** મહાત્મા **કાઈરસ**નો પીતા હતો, જેના વખ્તમાં મીડયાનો પાદશાહ **એસ્તાયજીસ** હતો. આ બંને પાદશાહો વચે જે અજાયબ જાતની સગાઇનું

---

૧ હીરૉડોટસ લખી જાયછે કે હખામનીશ એક રાજ્યનો સ્થાપણ કરનાર હતો (દફ્‌૦ ૩, પ્ર૦ ૭૫; દફ્‌૦ ૭, પ્ર૦ ૧૧). પણ મહાત્મા કાઇરસના પીતા કમ્બાઇસીસ ૨ જાને માટે તે લખેછે કે તે માત્ર "એક સારાં ખાનદાનનો પાર્સી" હતો (દફ્‌૦ ૧, પ્ર૦ ૧૦૦). હીરૉડોટસની ઘણી હકીકતો પથરની તખ્તીઓમાંના સાચા લેખોએ ખોટી પાડી આપીછે, તેમ આબી તેની એક ખોટીજ બીના છે. વળી હીરૉડોટસ મુજબ મીડયાના પાદશાહ એસ્તાયજીસના વખ્તમાં પર્સીસનો પ્રાંત મીડયન શેહનશાહત સાથ જોડાઇ ગયલો હતો. ડમાસ્કસ વાળા નીકોલસ મુજબ પર્સીસ ખાતે મીડયાના પાદશાહ તરફનો શત્રપ હાકમી ચલાવતો હતો અને એસ્તાયજીસના વખ્તમાં કાઇરસનો બાપ આત્રાદાતીસ (?) ત્યાંનો છત્રપતી હતો. આ બંને લખનારાઓની બીના ગલત છે એમ તખ્તીઓ ઊપરથી આપણે ઊપર જોયુંછે. પણ જેનોફન નામે તવારીખનવેશે તખ્તીઓ મુજબનીજ હકીકત જણાવેલીછે. તેના લખ્યા મુજબ એસ્તાયજીસના વખ્તમાં પર્સીસ તેનાથી તદન સ્વતંત્ર હતું, અને ત્યાં તેના પોતાના હખામની વંશના પાદશાહો રાજ્ય ચલાવતા હતા. ખોરનના મુસાનો પણ એવોજ અભીપ્રાય છે. રૉલીન્સન લખેછે કે "મીડયન શેહનશાહતના આખા અમલમાં પર્સીસ ખાતે તેનાજ રાજાઓ રાજ્ય કરતા હતા, અને મહાત્મા કાઇરસ એક વંશપરમપરા ઊતરેલા પાદશાહ દાખલ એસ્તાયજીસના મુલક ઊપર ચહડાઇ લઇ ગયો હતો, એમ ચોકસ ઠરેછે" (પુરા૦ પાદ૦, દફ્‌૦ ૩, પ્ર૦ ૬, સફે ૨૨૩). પણ કાઇરસ પોતે પ્રથમ ચહડાઇ લઇ ગયો ન હતો, તે આપણ આગળ ચાલતાં જોઇશું.

૨ દાખલા તરીકે ત્યાંના એક પાદશાહ ફાર્નાસીસ જોડે એક પાર્સી શાહજાદી અતોસ્સાની શાદી થઇ હતી.

૩ પુરા૦ પાદ૦ દફ્‌૦ ૪, પ્ર૦ ૭, સફે ૩૫૦, નોટ ૧૦.

નાતું બંધાયું હતું તે એક અતી મોટી અગત્યનો બનાવ ગણી શકાશે; કેમકે એજ સગાઇનાં પરીણામ દાખલ મીડયાનાં મોટાં રાજ્યનો છેડો આવ્યો હતો, અને હખામની વંશને ચોખંડ પૃથ્વી ઉપર પ્રકાશી નીકળવાનો સબબ મળ્યો હતો. આ બનાવનું વર્ણન કરવા આગમજ મીડયાની પાદશાહત વીશે થોડાક શબ્દો આપણી તવારીખના સંબંધમાં જરૂરના થઇ પડશે.

## ફસલ ૨. મીડયાનાં રાજયનો ટુક ઈંતખાબ.

સાધારણ રીતે એવી વાત ચાલે છે કે ઇ૦ સ૦ પુ૦ ૧૨૫૦ નાં સાલમાં એસીર્યા દેશના પાદશાહ **નાઈનસે** ઇરાન દેશના તે વખતના કયાની વંશના પાદશાહ **હુક્ષત્રનો** પરાજય કરીને એ વંશની સમાપ્તી આણી હતી, અને ઇરાનને પોતાનાં રાજ્ય સાથ જોડી દીધું હતું. પણ આ બીના કેટલાંક કારણોને થકી કબુલ રાખી શકાય એમ નથી. એસીર્યા દેશની તવારીખ ઉપર ત્યાં થતાં ખોદકામમાંથી મળેલા પથરો અને ઇટરડીઓ ઉપરના લેખોથી ઘણું જાણવાજોગ અજવાળું પડયું છે. એ લેખોથી પાદશાહો અને તેમનાં કામોનો ખરો હેવાલ મલ્યો છે એટલુંજ નહી પણ એ પાદશાહોનાં ખાનદાનો અને તેમની ચોકસ સંખ્યાઓ પણ સીદ્ધ થઇ છે. હવે આ સઘળાં અજવાળાં છતાં **નાઈનસ** નામનો કોઇબી રાજા એસીર્યા ખાતે રાજ્ય ભોગવી ગયલો મળી આવ્યો નથી, જે ઉપરથી **રૉલીન્સન** તેને કલ્પીત રાજા કહે છે અને તેને જુનાની લખનારાઓની માત્ર એક બનાવટ ગણે છે.[1] આ રીતે ત્યારે **નાઈનસ** કંઇ તવારીખને લગતો અને વળી એસીર્યન તવારીખમાંનો પાદશાહ નથી. તેની સામે વળી એક બીજી દલીલ એ છે કે અગરજો તેને એસીર્યાનો રાજા ગણીયે તોપણ તે ઇ૦ સ૦ પુ૦ ૧૨૫૦ માં ઇરાન જીતે એ કેવળ અશકય છે. **હીરૉડોટસે** પોતે પોતાની કલ્પના મુજબ એસીર્યાનાં રાજ્યની શરૂઆત **નાઈનસથી** ગણી છે અને તેના દીકરા **આગ્રનને** તખ્તે બેસવાની તારીખ ઇ૦ સ૦ પુ૦ ૧૨૨૯ ની આપી છે, તે ઉપરથી કદાચ એમ ધારવામાં આવે કે **નાઈનસ** તેના કરતાં એક જમાનો આગમજ યાને ઇ૦ સ૦ પુ૦ ૧૨૬૨ થી ૧૨૨૯ સુધી રાજ્ય ભોગવી ગયો હતો. પણ એમ છેજ નહી. છેલ્લી શોધો મુજબ એસીર્યાનો પહેલો રાજા **બેલ-લુશ** નામનો હતો, જે ઇ૦ સ૦ પુ૦ ૧૨૭૩ માં રાજ્ય ભોગવી ગયલો મનાય છે. તેની પછીના ત્રણ રાજાઓની તારીખ ઇ૦ સ૦ પુ૦ ૧૨૦૦ ઉપર મેલવામાં આવે છે, જેમનાં નામો **પદીલ, વલ-લુશ** અને **શલમશર** છે.[2] આ ઉપરથી જણાય છે કે ઇ૦ સ૦ પુ૦ ૧૨૫૦ માં **નાઈનસ** જેવો કોઇબી રાજો એસીર્યામાં રાજ્ય ચલાવી ગયો નથી. અને જ્યારે એમજ છે ત્યારે તે નામના એસીર્યન રાજાએ ઇરાન જીતેલું હોય નહી.

પણ આમ **નાઈનસની** હૈયાતી અને કામ ના પાડવા છતાં એસીર્યનોથી ઇરાન દેશની ફતેહ થવાની વાત આપણ ના પાડતા નથી. તે ફતેહ ખરેખરી થઇ હતી, પણ

---

૧ રૉલી૦ કૃત હીરૉ૦, ઇ૦ ૧, સફે ૩૭૩. ૨ તેજ સફે ૩૮૩.

તે કીયા પાદશાહના વખતમાં અને કયારે થઈ હતી તે હજી ચોકસ જણાયું નથી. એ ફતેહ વંદીદાદના જમાના પછી થઈ હશે એમ અનુમાન કરી શકાય છે. યુનાની તવારીખનવેશો મુજબ આપણને એટલી વાત જાહેર થઈ છે કે ઈ૦ સ૦ પુ૦ ૭૪૭ માં મીડયાના લોકોએ એસીર્યાના પરદેશી અમલ સામે માથું ઉઠાવીને તેમનો પરાજય કર્યો અને પોતે સ્વતંત્ર થયા હતા. એ વખત સુધી જેમ ઇરાનના બીજા પ્રાંતો તેમજ મીડયા પણ એસીર્યાને તાબે હતો. એ પ્રાંતો શરૂઆતથીજ માત્ર ખંડણી આપીને સ્વતંત્રપણે હાકમી ભોગવી ગયા હોય એમ જણાતું નથી. અગરજો તેમજ હોત તો ઇરાનીઓની રીતભાત અને ધર્મમાં જે બુતપરસ્તીનો ભેળ થઈ ગયો હતો તે થાત નહી. એ ઉપરથી એમ ધારવામાં આવે છે કે ઇરાન ખાતે એસીર્યન હાકમો અમલ ચલાવી ગયા હશે અને તે અમલ મીડયન લોકો પોતાને માથેથી ખંખેરી નાંખીને પોતે સ્વતંત્ર થયા હશે.

હવે મીડ લોકોએ ઇ૦ સ૦ પુ૦ ૭૪૭ માં એસીર્યન અમલની બેડીમાંથી છુટા થવાની વાતને **હીરૉડોટસ** અને બીજા પુરાતન તવારીખનવેશોથી ગમે એટલો ટેકો મળે છે તોપણ **રૉલીન્સન** એ વાત માનવાની ના પાડે છે. તે તો કહે છે કે એક યુનાની તવારીખ લખનાર **ટીસ્યસ** લાંબી મુદત સુધી ઇરાનીઓ સાથ વસેલો હતો તેથી અને **હીરૉડોટસ**ને મીડયન લોકોએ ભમાવ્યો હતો તેથી તેઓ બંનેએ મીડયાને સ્વતંત્ર થવાની તારીખ ખરી આપી નથી. પહેલાએ જાણીજોઇને અને બીજાએ ભુલાવો ખાઇને તે ખોટી આપી છે, એવો તેમના ઉપર **રૉલીન્સન** આરોપ મુકે છે.[1] તેની આ તકરાર કદાચ કોઇને નવી લાગશે, પણ એ કાબેલ અને દુરઅંદેશ લખનાર તેનાં કારણો બતાવે છે. તે કહે છે કે ઇ૦ સ૦ પુ૦ ૭૪૭ માં તો એસીર્યા ખાતે **તીગ્લેથ પીલેસર** નામે એક એવા બહાદુર પાદશાહનો અમલ ચાલતો હતો કે જેણે એજ વરસમાં પોતાની પડોસનાં બેબીલનનાં રાજ્ય ઉપર હુમલો કર્યો હતો. ત્યારપછી સાત વરસ રહીને તેણે યહુદીઓના રાજા કનેથી ખંડણી લેતી કરી હતી. આ બનાવો પછી તેના વારેસોએ બેબીલન અને મીસર ઉપર ફરી ફરીથી ચહડાઇઓ કરીને તેમને શીકસ્ત આપી હતી. શેવટે એસીર્યાનું રાજ્ય ઈ. સ૦ પુ૦ ૬૪૦ સુધી તકી રહેવા પછી પંદર વરસે તેનાં રાજધાની શેહર નીનીવેહનો નાશ થયો હતો. માટે ઇ૦ સ૦ પુ૦ ૭૪૭ માં મીડયનો સ્વતંત્ર થયા હોય એ આ ઇંગ્રેજ તવારીખનવેશને અસંભવીક લાગેછે. પણ **રૉલીન્સન** પોતેજ જણાવેછે[2] તેમ મીડયાને એસીર્યનો પુરેપુરું તાબે કરી શકયા ન હતા. એક પાદશાહ તેને તાબે કરી જતો એટલો બીજો પાદશાહ નચીંતપણે ત્યાં પોતાનો કાબુ ભોગવી શકતો ન હતો. ફતેહ કરનારે પુઠ મરડી કે મીડયનો તેની સત્તાનો અનાદર કરતા હતા. આમ ઘણીવાર બન્યું હતું. ઇ૦ સ૦ પુ૦ ૭૧૦ માં એસીર્યાના પાદશાહ **સાર્ગને** મીડયા ફતેહ કીધું હતું; પણ તેથી તેને કશો લાભ થયો નહી, કેમકે એ પ્રાંત ઉપર ઇ૦ સ૦ પુ૦ ૬૭૦ માં પાદશાહ **સેનાચરીબ**ના બેટા **ઈસાર-હાદન**ને ફરીથી ચહડાઇ લાવવી પડી. **સાર્ગન**ની ફતેહ પછી મીડયા ખાતે

૧ પુરા૦ પાદ૦ દ૨૦ ૩, પ્ર૦ ૬, સફે ૧૭૧. ૨ તેજ.

એસીર્યન અમલ એટલોબધો નહી સરખો થઈ ગયો કે ઈ૦ સ૦ પુ૦ ૭૦૧ માં તે વખ્તના પાદશાહ **સેનાચરીબ** માટે મીડયા આતેથી ખંડણી ગઈ તેથીજ તે રાજી રાજી થઇ ગયો, અને એ ખંડણી પણ આપવાની પાછળથી જ્યારે મીડયનોએ ના પાડી ત્યારે તેના બેટાને ઉપર કહ્યું તેમ ચહડાઇ લાવવાની ફરજ પડી હતી. **ઈસાર-હાદને** એ વેળા મીડયા તાબે કીધું, પણ એ વખ્તે મીડયાનાં જુદાં જુદાં પરગણાઓમાં જુદા જુદા હાકમો સ્વતંત્ર અમલ કરતા હતા, અને તેથીજ તેઓને સહેલથી જીતી લેવાનું એસીર્યન પાદશાહને બન્યું હશે. આ સરદારો સઘળા આર્ય વંશના હતા એમ તેમનાં નામો ઉપરથી જણાયછે. તેઓ સઘળા એકસંપ થઇને લડયા હોય એમ જણાતું નથી. તેમને શીકસ્ત આપનાર એસીર્યન **ઈસાર-હાદન** બડાઈ મારેછે કે તે તેઓમાંના બેને કેદ પકડી પોતાને વતન લઇ ગયો હતો અને બીજાઓને પાછા તાબે કર્યા હતા.

આ છેલો બનાવ ઈ૦ સ૦ પુ૦ ૬૭૦ માં બન્યો હતો, માટે ઈ૦ સ૦ પુ૦ ૭૪૭ માં મીડયનો સ્વતંત્ર થવાની જે તારીખ યુનાની લખનારાઓ આપણને જણાવી જાયછે તે ખરી માલુમ પડતી નથી. આ નવું અજવાળું એસીર્યન પાદશાહોના ડટાઇ ગયલા લેખો આજે જાહેર થવાથી માલુમ પડયું છે. એને આધારે **રૉલીન્સન** ઇતીહાસ કર્તા **બેરોસસે** જણાવેલા પહેલા મીડયન પાદશાહોની હૈયાતી[૧] કબુલ રાખવાની ના પાડેછે. પણ તેનું આ મત આપણ એકદમ સ્વીકારીશું નહી. ઈ૦ સ૦ પુ૦ ૭૪૭ માં કદાચ માડયન લોકો પુરેપુરા સ્વતંત્ર થયા નહી હશે, પણ એ વખ્તે તેઓએ પોતાને માથેથી એસીર્યન જુસરી કહાડી નાખીને પોતાના મુલકમાં એસીર્યન હાકમને બદલે પોતાનાજ મીડયન હાકમને નેમવાનું ચાલું કર્યું હશે, અને એ રીતે પોતે સ્વતંત્ર થવા

---

૧ પહેલા જે મીડયન પાદશાહે એસીયાથી સ્વતંત્ર થઇ રાજ્ય ચલાવ્યું તે **દીજોસીસ** નામનો હતો. મીડયાના સઘળા મલીને ચાર રાજાઓનાં નામો **હીરૉડોટસ** જણાવેછે, અને તે નીચે મુજબ છે:—

| | રાજ્ય ચલાવવાની મુદ્દત (હીરૉડોટસ મુજબ.) |
|---|---|
| ૧—**દીજોસીસ**........ | ૫૩ |
| ૨—**ફ્રૅઑર્ટીસ** ...... | ૨૨ |
| ૩—**કયેકસરીસ** .. .... | ૪૦ |
| ૪—**એસ્તાયજીસ** ...... | ૩૫ |
| | ૧૫૦ |

રૉલીન્સનની તકરાર મુજબ મીડયાની ખરી તવારીખ નીચલાં વરસો મુજબ નકી થવી જોઇયે:—

| ઈ૦ સ૦ પુ૦ | |
|---|---|
| .... | મીડ લોકોને એસીર્યા સાથ લડાઇ. |
| ૭૧૦ | એસીર્યાએ મીડયાને જીતી લીધું, જે પછી તાબે હોવા છતાં તે વારેવાર બલવો કરતું હતું. |
| ૬૩૩ (?) | કયેકસરીસની ફતેહોની શરૂઆત. |
| ૫૫૮ | એસ્તાયજીસ ઊપર કાઇરસની ફતેહ. |

છતાં એસીર્યન પાદશાહને ખંડણી આપતા ગયા હશે. આપણે ઉપર જોયું છે કે **સેનાચરીબ** માત્ર ખંડણીથીજ રાજી થયો હતો, અને તેનો દીકરો **ઈસાર-હાદન** ખંડણી લેતી કરવા માટેજ ઈ૦ સ૦ પુ૦ ૬૭૦ માં ચહડાઈ લાવ્યો હતો. **રૉલીન્સન** કબુલ કરેછે કે એસીર્યન ઓદકામોમાંથી મળી આવેલા એક લેખ મુજબ ત્યાંના એક પાદશાહ **સેલ્મેનેસર** ૨ જાને ઈરાનીઓ ખંડણી આપતા હતા. અને તે મુજબ મીડયન લોકોએબી તેમજ કરવા માંડયું હોય તથા પોતાનો અમલ પોતેજ ચલાવવા માંડયું હોય—એસીર્યનોએ તેમને તેમનું સ્થાનીક સ્વરાજ્ય બક્ષ્યું હોય. આ હક મેળવતી વેળા તેઓએ ચોથાઈ આપવાનું કબુલ રાખ્યું હોય, પણ પાછળથી તેઓએ એટલી તાબેદારીમાં રહેવાનું પણ પસંદ નહી કરીને એસીર્યનોનો એ હક પણ નાકબુલ રાખ્યો હોય અને સામો તેઓના મુલક ઉપરજ હુમલો લઇ જવાની જરૂર જોઈ હોય. જો આમ હોય તો તે માનવાજોગ છે, અને જો આમ બન્યું હોય તો મીડયાનાં રાજ્યનો સને ઉપલાં વરસથીજ શરૂ થયલો ગણાય. હવે **રૉલીન્સન** જેને ખરેખરૂં મીડયન રાજ્ય ગણેછે તેની શરૂઆત એસીર્યન રાજ્યની સમાપ્તીથી શરૂ થાય છે. ઈ૦ સ૦ પુ૦ ૭૪૭ નાં વરસમાં **તીગ્લેથ પીલેસર**ના વખતમાં, યા તેની થોડાંક વરસ આગમજ, એસીર્યાને તાબેના બીજા પ્રાંતો જોડે મીડયાએબી સ્વતંત્ર થવાની કમર બાંધીને રાજ્યની સત્તા કહાડી નાંખી હોય તો તેથી તે રાજ્યની એકદમ સમાપ્તીજ થવી જોઇયે એવું કશું નથી. રાજ્ય સડેલું હોવાથી, ત્યાં અંધેર કારભાર ચાલવાથી, તાબેના પ્રાંતોને સ્વતંત્ર થવાનો સબબ મલ્યો હોય, અને તોપણ તેઓએ ચોથાઈ આપવી કબુલ રાખી હોય. આમ થવાથી એસીર્યાની કંઇક સત્તા તે રાજ્યો ઉપર કાયમ રહે તેમ તે રાજ્યો પોતેબી પોતાનો અમલ ચાલુ રાખી શકે એ દીસતી વાત છે. માટે મીડયા છેક ઈ૦ સ૦ પુ૦ ૬૩૨ સુધી એસીર્યાને તાબેજ હતું અને તેના પોતાના હાકમોની કશી સત્તા હતીજ નહી, એ વાત માનવાની અમને મોટી આનાકાની પેદા થાયછે. એટલા માટે જો **ટીસ્યસ** અને **હીરૉડોટસ**, **ડાયોડોરસ** અને **યુસીબ્યસ**, **સીન્સેલસ** અને ઓરનનો **મુસા**, એ સઘળા તવારીખનવેશો ઈ૦ સ૦ પુ૦ ૭૪૭ થી મીડયા બાતે ત્યાંનાજ સ્વતંત્ર રાજાઓની હાકમી ચાલુ થવાની વાત જણાવી ગયાછે તો તેમાં તેઓએ કશું ખોટું કે બનાવટ ભરેલું, ભુલાવો ખાધેલું કે ભુલ ભરેલું કીધું નથી. અગરજો ચોથાઈ આપનારાં દરેક સ્વતંત્ર રાજ્યને ચોથાઇ લેનારાં રાજ્યના ગુલામ સરીખુંજ ગણી શકાતું હોયતો દુન્યાની તવારીખમાંથી હજારો નાનાં રાજ્યોની હસ્તીજ ગુમ થવી જોઇયે.

**રૉલીન્સન**ની સઘળી તકરારનું શેવટ એટલુંજ છે કે ઈ૦ સ૦ પુ૦ ૭૪૭ માં નહી પણ એ મુદત પછી બરાબર એક સદી રહીને મીડયાએ એસીર્યાથી સ્વતંત્ર થવાનો ઇરાદો રાખ્યો હતો. તેનું કારણ તે એમ આપેછે કે એ વખ્તે, યાને ઈ૦ સ૦ પુ૦ ૬૪૭ માં, એસીર્યાનાં તખ્ત ઉપર **સારાકસ** નામે એક નબળો હાકમ આવી બેઠો હતો. એ રાજાના અમલમાં **કયેકસરીસ** નામે એક મીડયને ઈ૦ સ૦ પુ૦ ૬૩૨ માં એસીર્યા સામે બલવો ઉઠાવ્યો એટલુંજ નહી પણ, **રૉલીન્સને** કબુલ કર્યા મુજબ, **સારાકસ**નાં રાજધાની શેહર નીનીવેહ ઉપર તે ચહડાઇ લઇ ગયો હતો. હવે સવાલ એ છે કે

આ **કયેકસરીસ** તે કોણ, અને તે એટલોબધો બળવાન તે કયાંથી કે કશી મદદ વીના, મજબુતી વીના, બળ વીના, પોતાના પ્રાંત જેવા બીજા ઘણા ઉપર સરદારી અને સત્તા ચલાવનાર એક મોટી શેહનશાહત સામે એકલે હાથે કમર બાંધી લડવા નીકળે, અને તેનાંજ રાજધાની શેહર ઉપર ધુજારો લઇ જાય? આનો ખોલાસો એટલોજ હોવો જોઇયે કે **કયેકસરીસ** આ ધુજારો લઈ જાય તે આગમજ તેને પોતાની મજબુતી અને બળ ઉપર ઇતબાર હતો, અને તેની એ મજબુતી તેના બાપ-દાદાઓએ તેની આગમજ એક સદી ઉપર સ્થાપેલાં સ્વતંત્ર રાજ્યને લીધે હતી, જે એ મુદતમાં એટલુંબધું તો પગભર અને બળવાન થયું હતું કે **કયેકસરીસે** એસીર્યાનાં વધારે ને વધારે સડી જતાં રાજ્યને શેવટનો ફટકો લગાવવાની તક લેવાને આંચકી ખાધી ન હતી. **હીરૉડોટસ** જણાવે છે કે મીડયાનું રાજ્ય સ્થાપાયા પછીનો ત્રીજો રાજા **કયેકસરીસ** હતો, અને તે પોતાના બાપ **ફ્રેઑર્ટીસ**ની જોડે નીનીવેહ ઉપર ચહડાઇ લઇ ગયો હતો. એ ચહડાઇનું વરસ ઇ૦ સ૦ પુ૦ ૬૩૪ નું હતું, જે વેળા મીડયન ફોજની હાર થઇ અને **ફ્રેઑર્ટીસ** માર્યો ગયો હતો. પણ ત્યારપછીની ચહડાઇમાં એસીર્યા મીડયાને તાબે થયું અને તે મીડયન શેહનશાહતનો એક પ્રાંત બન્યું.

આપણી તવારીખ સાથ મીડયાના પહેલા સઘળા રાજાઓની કારકીર્દીને કશી નીસ્બત નથી, માટે એ રાજ્યની સ્થાપના કરનાર વીશે તેમજ કયેકસરીસની ફતેહની હકીકતો વીશે કલમ ચલાવવાનું મીડયાની તવારીખ લખનારને માટે રહેવા દેવું જોઇયે. **કયેકસરીસ** પછી એ દેશનાં તખ્ત ઉપર તેનો બેટો **એસ્તાયજીસ** બેઠો અને એ પાદ-શાહથી મીડયન શેહનશાહતનો છેડો આવ્યો. **એસ્તાયજીસ** તેના બાપના જેવો શુરો અને બળવાન ન હતો. જેમ તેના બાપે એસીર્યાના નબળા પાદશાહ **સારાકસને** હરાવીને તેનું રાજ્ય પોતાના મુલકો સાથ જોડી દીધું તેમજ **એસ્તાયજીસ**નું રાજ્ય પણ બહાદુર પાદશાહ **કાઈરસે** પોતાનાં રાજ્ય સાથ જોડી દીધું હતું.

## ફસલ ૩. કાઈરસ (કુરૂશ) ના જન્મની કહાણી.

ઇ૦ સ૦ પુ૦ ૫૯૩ નાં વરસમાં **એસ્તાયજીસ** તખ્ત ઉપર બેઠો, અને ત્યારબાદ તેણે ૩૫ વરસો સુધી રાજ્ય કર્યા પછી તેના અમલનું તેમજ મીડયન પાદશાહતનું શેવટ આવ્યું. એટલામાટે આ પાદશાહત શુમારે ૧૯૦ વરસો સુધી તકી રહી હતી (ઇ૦ સ૦ પુ૦ ૭૪૭ થી ઇ૦ સ૦ પુ૦ ૫૫૮ સુધી). **એસ્તાયજીસ** નબળો, ઐયાસી અને મોજીલો પાદશાહ હતો. મીડયાના પાદશાહો પ્રથમ એવા ન હતા, પણ એસીર્યન પાદશાહોનું જોઇને તેઓમાંથી પાછળથી પુષ્કળ મોજશોક દાખલ થયલી લાગે છે, જેનો **એસ્તાયજીસ** જબરો ભોગ થઇ પડયો હતો. એવીજ મોજશોકથી એસીર્યાનાં રાજ્યની સમાપ્તી થઈ હતી અને એજ કારણને લીધે **એસ્તાયજીસ**ની પાદશાહત પણ નાબુદ થઈ હતી. એવાજ એશ આરામથી રાજ્ય નબળું પડી જાય છે અને તેથીજ ઘણા રાજ્યોની આખર આવેલી તવારીખોમાં નોંધાયલી છે.[૧] **એસ્તાયજીસ**ની અનેક

૧ હખામની વંશની પાદશાહીની આખરીનો, તેમજ સાસાની શહેનશાહતનાં શેવટનો સબબ પણ એજ હતો. પ્રથમ રોમનું રાજ્ય, અને પછી તેની શહેનશાહત, એજ કારણથી નાશ પામ્યાં હતાં. યુનાનીઓની પડતી થવાનું કારણ પણ એજ હતું.

રાણીઓ તેની મોજમજાહનું એક કારણ હતું. તે બુઢો થયો તોપણ તેને એક પણ બેટાનું ફર્જંદ નહી થવાથી તે સદા ઉદાસ રહેતો હતો, અને તે ઉદાસીની દવા દાખલ તે એકને મુકી બીજી રાણી પરણતો હતો, અને મોજમજાહમાં પોતાનો કાળ કહાડતો હતો. પણ તેથી ધારેલું ફળ નીપજયું નહી.[1] કેટલાક લખનારાઓ તો એમબી જણાવી ગયા છે કે **એસ્તાયજીસ**ને બેટાનું તેમજ બેટીનું પણ ફર્જંદ ન હતું. પણ **હીરૉડોટસ** અને **જે.નોફન**ના જણાવ્યા મુજબ તેને **મેન્દાને** નામે એક બેટી હતી, જેણી (તેમનાજ આધાર મુજબ) મહાત્મા **કાઈરસ**ની મા હતી. **ટીસ્યસ એસ્તાયજીસ**ની એક બીજીજ બેટીનું નામ આપી જાય છે, જેણી પાછળથી **કાઈરસ** જોડે પરણી હતી એમ તે જણાવે છે. પણ એ સઘળી વાત માનવાને **રૉલીન્સન** ના પાડે છે. તે એક બાબતમાં **હીરૉડોટસ**ને અને બીજી બાબતમાં બીજા તવારીખનવેશોને મળતો થઈ મત આપે છે કે **એસ્તાયજીસ**ને જેમ બેટાનું તેમજ બેટીનું ફરજંદ મુદલ થયું ન હતું. **કાઈરસ એસ્તાયજીસ**ની બેટી **મેન્દાને**નો બેટો હતો એમ કબુલ રાખવાની તે સાફ ના પાડેછે, અને દાખલા આપીને જણાવેછે કે એતો પાર્સીઓએ પોતાના મોટા પાદશાહનાં વંશને વધારે પ્રકાશતું કરવા માટે આ બીના જોડી કહાડી હતી, અને તેમ કરીને તાબે કરેલા મીડયન લોકને રાજી રાખવાનું કીધું હતું કે તેમનાં તખ્ત ઉપર તેમના છેલ્લા પાદશાહની દીકરીનો દીકરોજ બેઠો હતો.[2]

**રૉલીન્સન**ના આ તર્ક અને તકરારમાં કેટલી સચાઈ છે તે એકદમ કહી શકાય એમ નથી. તોપણ કોઈ નવી અને ખરેખરી વાતથી આ બાબત ઉપર પુરતી રોશની પડે નહી ત્યાંસુધીતો આપણ **હીરૉડોટસ**ની કહેલી વાત માન્ય કરીને જણાવીશું કે **કાઈરસ એસ્તાયજીસ**ની શાહજાદી **મેન્દાને**નો દીકરો હતો. એ વાત કબુલ રાખ્યાથી આ બીના સીદ્ધ થાયછે કે એસ્તાયજીસના વખ્તમાં પર્સીસ ખાતેના પાર્સી પાદશાહો એટલાબધા પ્રખ્યાત હતા કે તેઓમાંના એકને પોતાની એકપુરી દીકરી આપવાને મીડયાનો મોટો પાદશાહ રાજી થયો હતો. **એસ્તાયજીસ** જેવો મોજીલો અને લોભી પાદશાહ અલબતે પોતાનાં રાજ્યના કોઈબી ફાયદા તરફ જોયા વીના પોતાની દીકરીને

---

૧ કેટલાક લખનારાઓ મુજબ એસ્તાયજીસને બેટાનું ફર્જંદ થયું હતું. દાખલા તરીકે ટીસ્યસ મુજબ તેનો પાર્મીસીસ નામનો, અને જે.નોફન મુજબ કયેકસરીસ નામનો એક બેટો હતો. ખોરનના મુસાની શાહદત મુજબ તેના ત્રણ બેટાઓ હતા. હીરૉડોટસ અને જસ્ટીન વગેરે એ વાત ના પાડે છે.

૨ રૉલીન્સન કહેછે કે આમ તવારીખોમાં વખ્તેવખ્ત બનેછે. જેમકે સેકંદર એક રૂમી શાહજાદો હોવા છતાં તેણે ઇરાન તાબે કીધું હતું માટે પાર્સીઓએ પોતાની ગરૂરી બતાવવા થકી જોડી કહાડયું કે તે અમારા પાદશાહની રાણી, જે મેસીડનના રાજાની બેટી હતી, તેને પેટે અવતરેલો હતો. એજ મુજબ કમ્બાઇસીસે મીસર જીત્યું ત્યારે ત્યાંનાં લોકોએ બનાવટ કીધી કે તે એક ઇજીપ્શ્યન શાહજાદીને પેટે અવતરેલો હતો.—પુરા૦ પા૬૦, ૬૫૦ ૩ સફે ૨૨૦—૨૨૧. રૉલીન્સનની આ સઘળી તકરારો છતાં અગત્યનો સવાલ એ છે કે કાઈરસના જન્મની વાત ઊપલા દાખલાઓ મુજબ મીડયન લોકોએ બનાવી કહાડવી જોઇતી હતી તે તેઓએ જોડી નથી, તેતો પાર્સીઓએ પોતે જાહેર કીધેલી છે.

હરકોઈ ધણી સાથ પરણાવી દે એમ ન હતું. માટે જ્યારે તેણે પોતાનાં એકનાંએક ફર્જંદને પર્સીઆના પાદશાહ **કમ્બાઈસીસ**ની રાણી દાખલ આપ્યું ત્યારે અલબતે આ પાર્સી હાકમનો દરજ્જો અને બળ મોટાં હોવાં જોઇયે—એવાં મોટાં કે જેને લીધે **એસ્તાયજીસ** જેવો પાદશાહ તેને પોતાનો જમાઈ કરવાને શરમાય નહી. પણ આ બેટી આપતી વખ્તે **એસ્તાયજીસ**નાં મનમાં એવોબી ખયાલ હોવો જોઇયે કે જ્યારે તેને બેટાનું ફર્જંદ નથી ત્યારે તેની હૈયાતી બાદ મીડયાનું રાજ્ય પણ તેની શાહજાદી અને તેણીના ખાવંદના હાથમાં જવું જોઇયે. એ સઘળી વાતો જ્યારે ધ્યાનમાં લઇ યે છીયે ત્યારે માલુમ પડે છે કે જેમ **હીરૉડોટસ** જણાવી ગયો છે તેમ **કમ્બાઈસીસ** માત્ર "એક સારાં ખાનદાનનો પાર્સી"[૧] ન હતો પણ એક પાદશાહી કુટુંબનો શાહજાદો અને પાદશાહ પોતે હતો.

**હીરૉડોટસ** ઉપરથી એમ જણાય છે કે **એસ્તાયજીસે** પોતાની શાહજાદી કોઈ મીડ અમીર સાથ એક ચોકસ વહેમને લીધે પરણાવી ન હતી. **એસ્તાયજીસ** બડો વહેમી પાદશાહ હતો તે તેનાં અનેક કામો ઉપરથી માલુમ પડે છે. અને વળી તેવોજ વહેમી આપણો તવારીખનવેશ પોતે પણ કેટલીક વેળા ચોકસ લખાણો ઉપરથી જણાઈ આવે છે. તેના જણાવ્યા મુજબ શાહજાદી **મન્દાને**ની શાદી આગમજ પાદશાહે એક ખાબ જોયો. તેને જણાયું કે તેની બેટીનાં શરીરમાંથી પુષ્કળ પાણી વહે છે—એટલું-બધું કે તેથી તેનું રાજધાની શેહર ધોવાઈ જાય છે એટલુંજ નહી પણ આખા એશ્યા-ખડમાં રેલ આવે છે! આ ખાબની તાસીર સાંભળીને પાદશાહ બીધો, કેમકે સેતારે-શનાસોએ તેને ભડકાવ્યો કે **મન્દાને**નાં બાળકથી રાજ્યને નુકસાન પુગશે. આ ઉપરથી **એસ્તાયજીસે** પોતાની બેટી કોઈ મીડ અમીરને બદલે પાર્સના પાર્સી પાદશાહ અથવા **હીરૉડોટસ**ના શબ્દોમાં "એક સારાં ખાનદાનના પાર્સી"ને શાદીમાં આપી.[૨] પણ આ શાદી પછી પેલા વહેમી પીતાએ એક બીજો સ્વપ્નો જોયો. આ વેળા તેણે એવું દીઠું કે તેની બેટીનાં ગર્ભસ્થાનમાંથી એક દ્રાક્ષનો વેલો મુળાયાં લઇને એવડોબધો આસપાસ વીખરાઈ ગયો કે તેથી આખો એશ્યાખંડ ઢંકાઈ ગયો.[૩] **હીરૉડોટસ** લખે છે કે આ સ્વપ્નાનો ખુલાસો સાંભળીને પાદશાહે પોતાની બેટીને ઇરાન યાને પર્સીઆથી પાછી બોલાવી અને તેણી ઉપર ચોકી પહેરા રાખ્યા. તેણીને પુરા દહાડાના હમેલ હતા, માટે તેણે ફરમાવ્યું કે જેવું બાળક જન્મે તેવું તેને મારી નાખવું. સેતારે-શનાસોએ પાદશાહને એવી બીક આપી હતી કે જો આ બાળક જીવતું રહેશે તો તે આખા એશ્યાખંડમાં અમલ ભોગવશે. એટલામાટે પોતાની પાદશાહીનો ડર ખાઇને **એસ્તાયજીસે** પોતાના વજીર **હાર્પૅગસ**ને બોલાવી તેને પોતાની બેટીનું બચ્ચું સોંપ્યું અને પુષ્કળ ધમકી આપીને ફરમાવ્યું કે તેણે તે ફુલ બચાંને એકદમ કતલ કરવું. **હાર્પૅગસ** આમ કરવાને કબુલ થઈ ગયો, પણ તેણે પોતાની ઓરત સાથ મસલહત કરીને તે બાળકને પોતેજ કતલ નહી કરતાં **મીત્રદાતીસ** (મેહરદાદ) નામે[૪]

---

૧ રાલી૦ કૃત હીરૉ૦, દફ્૦ ૧, પ્ર૦ ૧૦૭. ૨ તેજ. ૩ તેજ, પ્ર૦ ૧૦૮.

૪ ટીસયસ મુજબ આ ધણીનું નામ આત્રદાતીસ યાને આદરદાદ હતું.

એક પાદશાહી ગોવાળીયાને બોલાવી મંગાવ્યો, અને પેલાં બાળકને મારી નાખવાનું કામ પાદશાહને નામે તેને સોંપ્યું. પેલો ગોવાળ આ બાળકને પોતાને ઘર લઈ ગયો, જ્યાં તેજ વેળા તેની સ્ત્રીએ એક મુએલાં બાળકને જન્મ આપ્યો હતો. આ ઉપરથી તે જોડાંએ એવી ગોઠવણ કીધી કે પોતાનાં મુવેલાં બાળકને જંગલમાં નાંખીને **હાર્પેગસ**નો અને તેમજ પાદશાહનો હુકમ બજા લાવવાનું ડોલ ઘાલવું અને **મન્દાને**ના શાહજાદાને જીવતો રાખીને પોતાનાંજ બચ્ચાં દાખલ ઉછેરવો. હવે બીજી તરફથી **હાર્પેગસ**ની ખાતરી કરવામાં આવી કે તેના હુકમ મુજબ અમલ થયોછે, અને એ રીતે તે વજીર પાદશાહનું ફરમાન બજા લાવવામાં આવ્યું એમ સમજીને નચીંત થયો.

આ બનાવ પછી દશ વરસો વીતી ગયાં. ગોવાળના બેટા દાખલ જે બાળક ઉછર્યો તેનું જગત પ્રસીદ્ધ નામ **કાઈરસ** છે. તે પ્રથમથીજ બહાદુર અને હીમતવાન જણાયો, માટે દશ વરસની ઉમરમાંજ ગામનાં બાળકો જોડે રમતાં તેઓ તેને પોતાનો પાદશાહ ઠરાવતાં. એક દીને **કુરૂશે** પાદશાહ દાખલ કેટલાક છોકરાઓને ચોકસ કામો કરવા ફરમાવ્યું. આ છોકરાઓમાંનો એક **આર્તેમ્બારીસ** નામે મીડયન ઉમરાનો દીકરો હતો, જેણે **કાઈરસ**નો હુકમ માનવાની ના પાડવાથી તેને સજા કરવામાં આવી. આ વીશેની ફરીયાદ પેલા છોકરાના બાપની મારફતે પાદશાહ **એસ્તાયજીસ**ના કાન ઉપર આવી. પાદશાહે **કાઈરસ**ને તેના બાપ (ગોવાળ) સુધાં પકડી મંગાવ્યો. પણ પેલા નાના "પાદશાહ" ને મહોડેથી પોતાની સત્તાનો અનાદર થવાની વાત જે છટાદાર ઢપમાં બોલાઈ હતી તે સાંભળીને **એસ્તાયજીસ** વીસ્મય પામ્યો. તેને શક પડયો. તેને વહેમ ગયો કે **મન્દાને** શાહજાદીનો બેટો આજ છે. તેણે પેલા ગોવાળથી કેટલીક મહેનતે ખરી હકીકત મેળવી, જે ઉપરથી પાદશાહનો શક ખરો પડેલો સાબેત થયો. **એસ્તાયજીસ** હવે પોતાના વજીર ઉપર બહુ ગુસ્સે થયો. તેણે **હાર્પેગસ**ને બોલાવી મંગાવ્યો, અને એ વજીરે સઘળો ખરો હેવાલ જાહેર કીધો. પણ તેથી પાદશાહનો ગુસ્સો નરમ પડયો નહી. તેણે **હાર્પેગસ**ને પોતાની જોડ રાત્રે ખાનું લેવાનું નોત્રું દીધું, અને ફરમાવ્યું કે **કાઈરસ**ના જીવતા રહેવાથી હું ખુશ થયો છું માટે તે શાહજાદા જોડ રમવા માટે તારા બેટાને મહેલમાં મોકલજે. **હાર્પેગસ** આ રીતે સલામત બચી જવાથી બહુ ખુશ થયો. રાત્રે ખાનાં ઉપર તે પોતાના પાદશાહ જોડે બેઠો, પણ શેવટે તેને જણાયું કે તેણે જે ભોજન લીધું હતું તે તો તેનાં પોતાનાંજ બાળકનાં ગોશ્તનું હતું, જેને પાદશાહે વજીર ઉપરના ગુસ્સાના આવેશમાં કતલ કરાવી તેના બાપનાજ ખોરાક માટે પકાવ્યો હતો ![૧] આ પછી સેતારૂશનાસોએ પાદશાહને સધ્યારો આપ્યો કે જ્યારે **કાઈરસ** એક વખત નાના છોકરાઓ ઉપર પાદશાહી ચલાવી ચુકયો છે તો હવે તે બીજી મર્તબે રાજ્ય ચલાવી શકશે નહી, માટે તેનાથી બીહીવાની હવે ધાસ્તી રાખવી ફોકટ છે. આજ ધણીઓની સલાહ ઉપરથી **એસ્તાયજીસે કુરૂશ** ઉપર મેહરબાન થઈને તેને તેનાં ખરાં માતપીતાની વાતથી જાણીતો કીધો અને તેને કેટલાક રસાલા સાથ ઇરાન

૧ હીરૉડોટસની આ વાત કેવળ કલ્પીત લાગે છે, પણ તે એસ્તાયજીસનું ઘાતકીપણું દેખાડવા માટેજ બનાવી કહાડેલી હોવી જોઇયે.

મોકલ્યો. તેનાં માબાપ પોતાનાં જબરદસ્તીથી છીનવી લીધેલાં બાળકને પાછું જીવતું અને આસુદું જોઇને ખુશ ખુશ થઈ ગયાં.

પણ **કાઈરસ** માત્ર આસુદોજ ન હતો. તે બોલીદરાજ, હીમતવાન અને લડાયક બુદ્ધી ધરાવનારો બાળક હતો, એમ તુર્ત માલુમ પડી આવ્યું. તેની આ ખુબીઓની તારીફ પર્સીઆમાં થઈ, અને તે છેક મીડયા સુધી ફેલાઇ. વજીર **હાર્પેગસ** તે સાંભળીને હરખાયો. પોતાના જવાન બેટાને ઘાતકી પાદશાહે નાહક કતલ કરાવ્યો હતો તેથી આ વજીર **એસ્તાયજીસ** ઉપર કોઇબી પ્રકારે વેર લેવાને સદા તળપી રહ્યો હતો. **કાઈરસ**ની ખુબીઓની વાતો સાંભળીને તેણે એક સસ્સાંનાં ચાંમડાંમાં તેના જોગો એક પત્ર બાંડી છુપી રીતે તે શાહજાદાના હાથમાં આપી આવવાનું કામ એક વીશ્વાશુ ગુલામને સોંપ્યું. **કાઈરસ**ને આ નામાં ઉપરથી જણાયું કે તે જો **એસ્તાયજીસ** ઉપર પોતાનું ખુન કરાવવાની તજવીજ માટે વેર લેવા ઇચ્છે અને મીડયાના અમલ સામે બલવો ઉઠાવે તો **હાર્પેગસ** અને બીજા સઘળા લશ્કરી અમલદારો **કાઈરસ**ને આવી મળે, અને એ રીતે પાર્સીઓની ચહડતી થાય.[૧] **કાઈરસે** હવે **હાર્પેગસ**ની ઉશ્કેરણી મુજબ અમલ કરવાનો ઠરાવ કીધો. તેણે એક દસ્તાવેજ ઘડી કહાડયો અને પછી સઘળા પાર્સીઓની એક સભા બોલાવીને તે વાંચી સંભળાવ્યો, જેમાં એવી મતલબ હતી કે પાદશાહ **એસ્તાયજીસે** પાર્સી લશ્કરનો **કાઈરસ**ને સપેહસાલાર બનાવ્યો છે. હવે સઘળા પાર્સીઓએ **કાઈરસ**ના ફરમાવ્યા મુજબ તેની સરદારી કબુલ રાખી. તેઓના દશ ટોળા હતા, જેઓ સર્વને **કાઈરસે** બીજે દીને એક જંગલમાં ભેગા કરી તેઓ કને તે સાફ કરાવ્યું, અને તે દીને સાંજે તેણે તેમને ભુખ્યા વીદાય કીધા. પણ ત્રીજે દીને પોતાના બાપનાં સઘળાં મેંઢાંબકરાં કતલ કરીને તેણે આ લશ્કરને જીયાફત આપી. આથી લશ્કર ખુશ થઈ ગયું અને આગળા દીવસની રંજ કરતાં આ દીવસની મોજ પસંદ કીધી. આમ કરવાની **કાઈરસ**ની નેમ એવી સમજાય છે કે રંજ બેરયાથી મોજ મળે છે એમ પાર્સી લશ્કરનાં મનમાં ઠસાવવું. હવે તેણે આ લશ્કર આગળ પોતાની જે ખરેખરી મતલબ હતી તે કહી સંભળાવી અને **એસ્તાયજીસ** સામે બલવો ઉઠાવવાને તેને તૈયાર કીધું. આ વાતની ખબર તે પાદશાહને પડવાથી તેણે **કાઈરસ**ને પકડવા માણસો દોડાવ્યાં; પણ તેમ બને તે આગમજ તો પાર્સી લશ્કર ચહડી ગયું, મીડયાના પાદશાહને એકથી વધારે લડાઇઓમાં શીકસ્ત મળી, અને તે પોતે કેદ પકડાયો. **હાર્પેગસે** હવે તેને તાણા માર્યા, અને એ રીતે (**હીરૉડોટસ** મુજબ) મીડયાનાં રાજ્યની સમાપ્તી થઈ.

૧ આ સઘળો હેવાલ હીરૉડોટસ ઊપરથીજ આપણ વાંચીયે છીયે. પણ તે આપતાં આ "તવારીખનો પીતા" ભુલી જાય છે કે એસ્તાયજીસના વખતમાં મીડયાની પાદશાહત પોતાના પુર દમામમાં હતી, જે વેળા એ પાદશાહ નચીંતે મોજ ભોગવતો હતો અને કોઇબી દુશ્મનની ચહડાઇનો તેને ડર ન હતો. તેવા વખતમાં "એક સારાં ખાનદાનનાં પાર્સી" અથવા ઇરાની યાને કમ્બાઇસીસનો બેટો કાઇરસ, જેની કને તેના "બાપનાં ગાય ઢોર" સીવાય બીજું કાંઇ હતું નહી, તે હાર્પેગસની ગમે એવી ઊશ્કેરણી છતાં બલવો ઊઠાવવાની કેમ હીમત કરે? અને તેનો "સારા ખાનદાનનો પાર્સી" બાપ એ કામ વગર મદદે કેમ કરવા દે? અલબત હીરૉડોટસે હ્યાં જબરી થાપ ખાધીછે.

# બાબ ૭.

# મહાત્મા કાઈરસ (કુરૂશ).

(ઈ૦ સ૦ પુ૦ ૫૫૮ થી ઈ૦ સ૦ પુ૦ ૫૨૯ સુધી.)

## ૧.

## શરૂઆતની મોટી ફતેહો.

(ઈ૦ સ૦ પુ૦ ૫૫૮ થી ઈ૦ સ૦ પુ૦ ૫૪૫ સુધી.)

૧. કુરૂશનું હીરૉડોટસે આપેલું કહાણી જેવું બયાન; પરભારાં લખાણો ઉપરથી મીડયાની ફતેહની નવી હકીકત; એસ્તાયજીસની દરબારમાં કુરૂશ—વતન જવા માટે તેની અરજ—તેને મળેલી રજા—એસ્તાયજીસની દરબારમાં કાઈરસ વીરૂધ ગાનું—કાઈરસ વીશે મીડયન પાદશાહને નવી ખબર—તેને પકડવાની દોડધામ—કાઈરસની એક અછી તદબીર—મીડયનોની નીષ્ફળતા. પર્સીસ ઉપર એસ્તાયજીસની ચહડાઈ—કાઈરસની સરદારી હેઠળ પાર્સી ફોજની બળતવારી—શેવટ વીનાની પહેલી લડાઈ—બીજી લડાઈમાં પાર્સીઓની હાર—એક પાર્સી કીલ્લા આગળ નવી હાર—પાદશાહ કમ્બાઈસીસનું મરનતોલ જખમી થવું. પાર્સાગર્દ ઉપર એસ્તાયજીસની ચહડાઈ—પાર્સીઓની દોડાદોડ—પર્વતો ઉપરની મોટી લડાઈઓ—મીડયનોની ફતેહ; પાર્સી સીપાહીઓને ઓરતોથી હીમત—ચોથી લડાઈમાં તેમની ફતેહ—શત્રુઓની મોટી ખુહારી; છેલી બે લડાઈઓમાં એસ્તાયજીસની શીકસ્ત અને મીડયાનાં રાજ્યની સમાપ્તી.

૨. કુરૂશ બલવાખોર ન હતો; એસ્તાયજીસની આખર—તેનો મોટો ખજાનો. લીડયાનો રાજા ક્રીસસ—તેની મોટાઈ—પાર્સીઓ સાથ તેની દુશ્મની; ઑરેકલની ભવીષવાણી; કેપેડોશ્યા ઉપર હુમલો અને લુટફાંટ—કાઈરસની ક્રીસસ સામે ચહડાઈ—એક વગર શેવટની મોટી લડાઈ—ક્રીસસની નાસભાગ—કુરૂશનો સાર્દીસ ઉપર ધસારો—એક અસાધારણ લડાઈ—લીડયનોની હાર; સાર્દીસનો કીલ્લો—તેની ફતેહ. ક્રીસસ એક કેદી—તેને મળેલું જીવતદાન—સોલનની કથા—કુરૂશ સાથ ક્રીસસની દોસ્તી.

૩. નાનાં યુનાની રાજ્યો—ઈરાન સામે તેમની એકસંપી; વાંસલી વગાડનાર અને માછલીઓ—સ્પાર્ટનોની સરફરી—કુરૂશની સાર્દીસથી રવાનગી—લીડયનોની બેવફાઈ. સાર્દીસમાં બલવો—પેક્ત્યાસની નીમકહરામી—તેની નહાસભાગ—તેનું કેદ પકડાવું. ઇયોન્યન રાજ્યો ઉપર ચહડાઈ અને લુટફાંટ; ફોશ્યા અને ટીઑસનો દગો; બીજાં નાનાં રાજ્યોની જીત—બીજા ટાપુઓનું તાબે થવું. જેન્થસના લોકોનું ઘાતકીપણું.

### ફસલ ૧. મીડયાનાં રાજ્યની મહાભારત ફતેહ.

(ઈ૦ સ૦ પુ૦ ૫૫૮.)

હવે આપણ ખરેખરી તવારીખ અને ઈતીહાસીક બનાવોની નોંધ ઉપર આવીયે છીયે. છેલો બાબ પુરો કરતાં **હીરૉડોટસ** ઉપરથી આપણે એક બોલમાં જણાવ્યું છે કે **કાઈરસે** મીડયાનાં રાજ્યની સમાપ્તી આણી હતી. એ તવારીખનવેશ મુજબ પાર્સી ફોજને મીડયન લશ્કર સાથ માત્ર બેજ મોટી લડાઈઓ થઈ હતી, અને તેમાં વજીર **હાર્પેગસ**ના દગાને લીધે પાદશાહ **એસ્તાયજીસ**ની શીકસ્ત થઈ હતી. પણ "તવારીખના પીતા" ની જણાવેલી આ બીનાને માત્ર **કાઈરસ**ની જન્મ કહાણી દાખલ પટાવી દેવા સીવાય બીજો કશો વધારે વજન આપણ આપી શકીશું નહી. જોકે એ નામીચો તવારીખનવેશ પોતાના ઈતીહાસની શાહદત દાખલ ખુદ ઇરાનીઓથી સાંભ-

જેલી વાતોને રજુ કરે છે, તોપણ **હીરૉડોટસ**નો **એસ્તાયજીસ**ની મોટી પાદશાહતના છેલા દીવસોને લગતો હેવાલ ઘણોજ અસમ્પુર્ણ તેમજ કસુરવાળો છે. આ અધુરાપણું ઘુનાની **ટીસ્યસ** અને ડમાસ્કસવાળા **નીકોલસ**નાં લખાણો ઉપરથી જાહેર થાય છે. આ બેમાંના પહેલા લખનાર ઉપર એવો આરોપ મુકવામાં આવે છે કે લાંબા દીવસો સુધી તે ઇરાનીઓ સાથ વસેલો હોવાથી પોતાની તવારીખમાં તેણે પાર્સીઓનું બહુ ખેંચ્યું છે, તેણે તેમાં ઘણી વાતો ભળતીજ જણાવી છે, અને તેણે પાર્સીઓની ખુબી ગાવા માટે ઘણી અતીષયોકતી વાપરી છે. કદાચ આ તહોમતમાં કેટલીક સચાઈ હોયબી, પણ નીચલો હેવાલ **ટીસ્યસ** અને **નીકોલસ** એ બંને તવારીખનવેશોની શાહદતો ઉપરથી ઉપજાવી કહાડવામાં આવ્યો છે તે ઉપરથી જણાશે કે **હીરૉડોટસ** કરતાં **ટીસ્યસે** ઘણી વાતોમાં વધારે સમ્પુર્ણ તથા વધારે સાચી બીના જણાવી છે, અને તેથી તેના ઉપરનો ખુશામદ તથા અતીષયોકતીનો દોષ ઘણે દરજે ઓછો ઠરે છે.

આગળા બાબમાં દેખાડવાની આપણે તજવીજ કીધીછે કે **એસ્તાયજીસ**ના વખ્તમાં પર્સીસનું પાર્સી રાજ્ય સ્વતંત્ર તેમજ બળવાન હતું. **રૉલીન્સન**નું એવું મત છે કે **કાઈરસ** મીડયાના પાદશાહ ઉપર જે ચહડાઈ લઈ ગયો હતો તે એક વંશપરમપરા રાજ્ય ભોગવનારા પાદશાહ દાખલ લઈ ગયો હતો. એટલેજે **હીરૉડોટસ** મુજબ તેણે કંઈ પોતાના મમાવા સામે બલવો ઉઠાવ્યો ન હતો. હવે જોકે **રૉલીન્સન** **કાઈરસ**ને **એસ્તાયજીસ**ની દીકરીનો દીકરો માનવાની ના પાડે છે, તોપણ તે જવાન મીડયાના પાદશાહની દરબારમાં ઘણાં વરસો સુધી રહ્યો હતો, એવી પુરાણા લખનારાઓની વાત ખરી માનીને તે ગુમાન લઈ જાય છે કે પર્સીસ કદાચ મીડયાનું ખંડયું રાજ્ય હશે, અને એ નાનું રાજ્ય બલવો નહી ઉઠાવે તે માટે મીડયાના પાદશાહે પર્સીસના રાજાના દીકરાને સાનમાં પોતાની દરબારમાં બોલાવી રાખ્યો હશે. **રૉલીન્સન**નો આ તર્ક ઘડીભર કબુલ રાખીયે તોપણ તેની સચાઈ ઝાઝોવાર તકી શકતી નથી.[૫] વળી તે

---

૧ અગરજો આ મીસાલે દરેક ખંડયાં રાજ્યના અકેકા શાહજાદાને એસ્તાયજીસે પોતાની દરબારમાં રાખ્યો હોયતો તેઓથી આખો મહેલ ભરાઇ જવો જોઇયે. અને જો આમ કરવાનો ઊગમણ તરફનાં રાજ્યોમાં સરેસ્તો હોયતો એસીર્યન, બેબીલોન્યન, ઇરાની અને બીજી દરેક શહેનશાહતે તેમ કર્યું જોઇયે. પણ ઊપલી પાદશાહતોની તવારીખોમાંથી એવું કશું જણાતું નથી. રૉલીન્સને પોતાનો મુખ્ય મદાર ટીસ્યસ અને નીકોલસનાં લખાણો ઊપર બાંધ્યોછે અને તેઓનેજ આધારે તે કાઇરસને એસ્તાયજીસ સાથની એશાવંદીની વાત માનતો નથી. એ લખનારાઓને આધારેજ તે કાઇરસને એકવાર વંશપરમપરા હકુમત કરનારો પાદશાહ હોઇને મીડયા ઊપર ચહડાઈ લઇ જનાર ગણેછે અને વળી હીરૉડોટસને આધારે ફરી ફરીથી કહેછે કે કાઇરસે બલવો ઊઠાવ્યો હતો. હવે જો વાંચનાર આ ફસલમાં આપેલી ઊપલાજ બંને લખનારાઓ ઊપરથી રૉલીન્સને ઊતારેલી હકીકતનો સાર ધ્યાનથી વાંચશે તો તેની ખાતરી થશે કે કાઇરસ જેમ બલવો ઊઠાવનાર ન હતો તેમજ તેણે મીડયા ઊપર પ્રથમ ચહડાઇ પણ કીધી ન હતી. પાદશાહ એસ્તાયજીસ પર્સીસ ઊપર પહેલી ચહડાઇ લાવ્યો હતો, અને તે પછીજ કાઇરસ મીડયા ઊપર ચહડી ગયો હતો. એસ્તાયજીસની ચહડાઈ આગમજ કાઇરસે બલવો ઊઠાવેલો ટીસ્યસ કે નીકોલસનાં. લખાણો ઊપરથી માલુમ પડતો નથી.

આપણને જણાવેછે કે પર્સીઅના પાદશાહ **કમ્બાઈસીસે** પોતાના દીકરાને સાનમાં આપ્યા પછી **કાઈરસ** મીડયાની દરબારમાં રહ્યો, જ્યાં તેણે **એસ્તાયઁજીસની** નામર્દાઈ અને બાયલાપણું જોઇને તેનાં રાજ્ય ઉપર હુમલો લઈ જવાનો વીચાર કર્યો. આ કામ **કાઈરસે** માત્ર રાજદ્વારીજ નહી પણ ધર્મ સંબંધી સબબોને લીધે પણ ઉઠાવવા ધાર્યું હોય, કેમકે એ વખ્તે અહુરમજદની પરસ્તેશના અસલ મજહબમાં ઘણો બીગાડો થયલો તે જવાન શાહજાદાને જણાયાથી તેણે ધર્મ સુધારાનો વીચાર પણ મનમાં રાખીને ચહડાઈ લઈ જવાનો કસદ કીધો હોય.[૧]

ગમે તેમ હોય, પણ **કાઈરસ** અને **એસ્તાયજીસ** વચેનાં યુદ્ધનો **હીરોડોટસ** કરતાં વધારે સમ્પુર્ણ અને વાસ્તવીક હેવાલ બીજીજ તરફથી મળેછે, અને તેનો સાર આ મુજબનો છે.[૨] કહેછે કે **કુરૂશ** મીડયાના પાદશાહનીજ દરબારમાં સદા રહેતો હતો અને ત્યાં તેના ઉપર એટલોબધો જાપતો રખાતો હતો કે તેનાથી બહાર ફટકાતું ન હતું. એક દીને તેણે ઇરાન જઈ સ્વતંત્ર થવાનો કસદ કીધો, અને પાદશાહ **એસ્તાયજીસને** અરજ કીધી કે 'મારો બાપ બીમાર છે અને તેની આગળ હાજર રહેવાની મારી ફરજ છે, માટે મને ઇરાન જવાની રજા આપવી.' પણ આ વીનંતી ઉપર પાદશાહે કશું લક્ષ દીધું નહી, અને **કાઈરસને** જણાવ્યું કે 'તારા ઉપર મારૂં દીલ એટલુંબધું ફીદા છે કે તને એક દીવસ પણ મારી નજર આગળથી હું દુર થવા દેનાર નથી.' આ પછી કેટલીક મુદત જવા બાદ **કાઈરસે** પાદશાહના એક માનીતા ગોલામની મારફતે ફરીને અરજ કીધી અને આ વેળા **એસ્તાયજીસે** તેને પાંચ માસની રજા આપી. આ વખ્તે પાદશાહ હમદાનના મહેલમાં વસતો હતો, જ્યાંથી પેલો જવાન શાહજાદો થોડાક સોહબતીઓ લઇને પોતાના બાપીકાં વતન તરફ કુચ કરી ગયો. **કુરૂશના** ગયા પછી બીજે દીને ગાયનની મજલેસમાં પાદશાહના હુકમથી એક રામશગરે ગાયન ગાયું, જેમાં તેણીએ **એસ્તાયજીસને** તાણો માર્યો કે 'સીંહના કબ્જામાં જંગલી ડુકરો હતો તેને જવા દીધાથી હવે તે પ્રાણી જંગલના રાજાને બહુ તોબા બોલાવશે, અને શેવટે વનરાય ઉપર તેજ ડુકરો ફતેહ મેળવશે.

હવે આજ વખ્તે પાદશાહના કાન ઉપર એવી વાત આવી હતી કે એલ્દયન જોષીઓના વર્તારા મુજબ **કુરૂશ** પાર્સીઓનો ભવીશ્યનો પાદશાહ થશે. આ વાત જોઇ એસ્તાયજીસે ઉપલાં ગાયનની મતલબનો તોલ કીધો, અને તેને તુરત પોતાની ભુલ જણાઇ. **કાઈરસને** જતો મેળવા માટે તેને પસ્તાવો થયો અને તુરતજ એક સરદારને કેટલીક ફોજ આપીને તેણે ફરમાવ્યું કે **કાઈરસને** મુએલો યા જીવતો

---

૧ મીડયાનો પાદશાહ તે વખ્તના માજી ધર્મગુરૂઓના હાથમાં પુતળાં જેવો હતો તે આ ઊપરથી જણાયછે કે તે દરેક ખાબની તાસીર જોઇ કામ લેતો અને તેઓ તેને જેમ ભમાવતા તેમ તે અમલ કરતો હતો. માજી ધર્મગુરૂઓ કંઇ મજદયસ્ની ન હતા અને તેથીજ કાઇરસે એક અસલ મજહબને માનનારા જરતોસ્તી અથવા અહુરમજદી દાખલ પાછલથી ધર્મ સુધારો કરવાની જરૂર જોઇ હશે.

૨ નીકોલસના હેવાલને આધારે રૉલીન્સને પ્રગટ કરેલી હકીકત ઊપરથી અમે આ સાર ઊપજાવી કહાડયોછે.

ગમે ત્યાંથી પકડી લાવવો. હવે તે પાર્સી શાહજાદો કથા પણ સંદેહ વીના પોતાનાં વતન તરફની રાહે લાગી ચુકયો હતો, માટે ઉતાવળે રવાના કીધેલો ઉપલો સરદાર તેને એકદમ પકડી પાડી શકયો, અને પાદશાહના હુકમથી વાકેફ કર્યો. **કુરૂશે** તે હુકમને માથે ચહડાવ્યો અને હમદાન તરફ પાછો ફરવાની ખુશી બતાવી, પણ સાંજ પડવા આવી હતી માટે રાત ત્યાં માર્ગમાંજ વાસો કરીને બીજી સહવારમાં પાયતખ્ત તરફ ઉપડી જવાની સુચના કીધી અને તે મંજુર રહી. તેજ રાત્રે **કાઈરસે** પોતાને પકડવા આવેલા સરદાર તથા તેનાં માણસોને જીયાફત આપી, અને તેઓ મન-માનતો શરાબ પીને મસ્ત થયા. તેઓને ભર ઉંઘમાં પડવાની તકનો લાભ લઇને **કાઈ-રસ** અને તેના મીત્રો નીકળી નાઠા અને એક પાર્સી કીલ્લામાં જઈ પહોંચ્યા, જ્યાં આગમજથી ગોઠવણ કર્યા મુજબ એક ઇરાની ફોજ તૈયાર રાખવામાં આવી હતી. પેલી તરફથી પેલા મીડ સરદારને ખાબથી બેદાર થતાંજ પોતાની ભુલ માલુમ પડી. તે પાછો **કાઈરસની** પુઠે દોડયો; પણ આ વખ્તે તે જવાન પોતેજ એક પાર્સી ફોજ લઇને તેની મુકાબેલ આવ્યો, જેના હાથ ઉપર મીડયનો માર ખાઇને નાઠા.

આ બાબરથી **એસ્તાયજીસનો** મીજાજ ગયો. તે એક મોટી ફોજ ભેગી કરીને પર્સીસ અથવા ઇરાન જીતવા દોડયો. તેનાં મનમાં એવું હશે કે મારા ૩૦૦૦ રથ, ૨૦૦૦૦૦ ઘોડસ્વારો, અને ૧૦૦૦૦૦૦ પાયદલનાં ભારી બળ[1] વડે હું **કાઈરસ** અને તેના બાપને કચડી નાંખી, બેડી ઠોકી, ઘસડતો મારે વતન લઈ જઇશ. પણ **કાઈરસ** અને તેનો પીતા **કમ્બાઈસીસ** અને સઘળા પાર્સી સરદારો અને અમીર ઉમરાઓએ પોતાના સ્વદેશ ઉપરનો આ ધુજારો જોઇને દેશહીતકારીપણાંથી તેમજ એકદીલીથી લડવાનો કસ્દ કીધો. તેઓએ **કાઈરસની** સરદારી હેઠલ દુશ્મનોની મુકાબેલ જવાને કમર બાંધી અને ૧૦૦ રથ, ૫૦૦૦૦ ઘોડસ્વારો અને ૩૦૦૦૦૦ પાયદલ[2] લઇને તેઓ પોતાના બચાવમાં ઉભા. મીડયા અને પર્સીસની સરહદ ઉપર આવેલા એક ઇરાની કીલ્લાનાં ચોગાનમાં પોતાની ફોજ લઇને **કાઈરસ** પોતાના હરીફ **એસ્તાય-જીસની** વાટ જોતો ઉભો.[3] ત્યાં તેને ઘણોવાર ખોટી થવું પડયું નહી, કેમકે

૧ આ સઘળી સંખ્યાઓમાંથી અકેકું મીંડું કહાડી નાંખવું રૉલીન્સન સજાવાર ગણેછે, કેમકે તે સંખ્યાઓ અતી મોટી લાગેછે.

૨ આ પાર્સી ફોજોની સંખ્યાઓમાંથી પણ એકેકું મીંડું કહાડી નાંખીને વાંચવું કે નહી, તે રૉલીન્સન જણાવતો નથી. પણ જો દશ લાખ મીડયન પાયદલમાંથી એક મીંડું કહાડી નાંખવાથી જ્યારે એક લાખ પાયદલ રહેછે, ત્યારે તેની મુકાબેલ પાર્સીઓની ત્રણ લાખ પાયદલની સંખ્યા બહુ મોટી અને કેવળ અસંભવીક લાગેછે.

૩ જેમ હીરૉડોટસના તેમજ આ હેવાલ ઊપરથી પણ સાબેત થાયછે કે કાઇરસે બલવો ઊઠાવ્યો ન હતો પણ પોતાના બચાવને માટે તેને લડવાની ફરજ પડી હતી. નીકોલસના ઊપલા હેવાલ ઊપરથી ખુલ્લું દીસેછે કે પાર્સીઓ દેશહીતાર્થે લડયા હતા. અગરજો કાઇરસે બલવો ઊઠાવ્યો હોત તો તે પોતાનાજ કીલ્લામાં ભરાઇ રહેત નહી પણ હમદાન પાયતખ્ત ઊપર ચહડી ગયો હોત. તેમ તો તેણે કીધુંજ નથી, પણ તેને બદલે એસ્તાયજીસ પોતેજ ચહડાઇ લાવ્યોછે. એ ઊપરથી ઠરેછે કે પર્સીસનો પ્રાંત કેટલીક વાતે સ્વતંત્ર હતો, અને એસ્તાયજીસ તેને તાબે કરવા માંગતો હતો.

દુશ્મનની ધસારો લાવનારી ફોજનો પહેલો ભાગ ઉતાવળો આવી પુગ્યો; પણ પાર્સી ફોજે તેનો માર્ગ રોકયો.

પાર્સી અને મીડ ફોજો વચે હ્યાં પહેલી લડાઇ થઈ, જે જોકે ઘણી ભારી અને ખુનખાર હતી તોપણ તેમાં કઈ બેરદુની ફતેહ થઇ તે ચોકસ જણાયું નથી. બંને હરીફો એકસરખા નીવડયા. પણ બીજે દીવસની લડાઈ એવી અનધન ન હતી. તેમાં પાર્સીઓ કરતાં મીડો વધારે બળતવારીથી લડયા અને જીત્યા. આ લડાઇમાં એસ્તાયજીસની મોટી ફતેહ થઈ. પોતાનો ચહડતો પાસો જોઇને તેણે એક લાખ માણસોને ઉપલો ઇરાની કીલ્લો ઘેરી લેવાનો હુકમ આપ્યો, જે વીશે જી વપર આવીને લડતા પાર્સીઓને કશી ખબર રહી નહી, કેમકે મીડયન પાદશાહે ઉપલી ફોજને બીજું કામ સોંપી રવાના કરતી વેળા લડાઇ તો ચાલુજ રાખી હતી. આ લડાઇમાં મશગુલ રહેલા પાર્સી સીપાહીઓને મોડેથી માલુમ પડયું કે જે કીલ્લાનાં રક્ષણને માટે તેઓ લડતા હતા તે તો દુશમનોના હાથમાં જઈ ચુકયો હતો; કેમકે પેલી એક લાખ માણસોની મીડયન ફોજે પછવાડેથી જઇને તે કીલ્લો ઝાઝી હરકત વીના તાબે કરી લીધો હતો. કીલ્લાનાં રક્ષણને માટે **કાઈરસ**નો પીતા અને પર્સીસનો પાદશાહ **કમ્બાઈસીસ** જે ફોજ લઇને ઉભો હતો તે નાની હતી, માટે ત્યાં એક બીજી લડાઈ થઈ તેમાં તે ફોજની શીકસ્ત થઇ, અને પાદશાહ પોતે મરતતોલ જખમી થઇને શત્રુઓના હાથમાં કેદ પકડાયો.

આ ઉપરથી કીલ્લાની બહાર લડતી પાર્સી ફોજ તેને પડતો નાંખી તથા ત્યાં સઘળું થઈ ચુકેલું સમજીને એકદમ પોતાનાં પાયતખ્ત પાર્સાગર્દના બચાવને માટે દોડી ગઇ, અને **એસ્તાયજીસે** પણ **કમ્બાઈસીસ**ની લાસને પુરતાં માન સાથ અવલમંજલ પુગાડીને પાર્સીઓની પુઠ પકડી. તે સમજ્યો કે **કાઈરસ** પોતાના બાપની લાસને તથા કીલ્લાને પડતાં નાખીને નાસી જાય છે. એકજ દીવસમાં બબે ફતેહો મેળવ્યાથી તે ફુલી ગયો હતો, અને જીતની ગર્માંમાંજ તેણે આગળ વધવાનો હુકમ આપ્યો. પણ માર્ગમાં તેને બહુ મુશ્કેલી નડી, કેમકે ઉપલી લડાઇઓવાળી જગા અને પાર્સાગર્દ વચે પહાડોની ઉંચી હાર આવેલી છે, જે ઉપરથી માત્ર એકેક માણસ પસાર થઈ શકે એવો સાંકડો રસ્તો હતો. આ સાંકડો માર્ગ તે પર્સીસના પ્રાંતમાં પેસવાનો ગોયા કુદરતી મજબુત દરવાજો હતો. એ પ્રાંતની હકુમતની ચાવી તે ગોયા આ માર્ગ હતો. એટલામાટે એ માર્ગનાં રક્ષણ સારૂં ૧૦૦૦૦ પાર્સીઓની એક ફોજ ત્યાં ઉભી હતી. પણ **એસ્તાયજીસ**ની લખો માણસોની ફોજ હ્યાં કેવળ લાઇલાજ હતી, માટે આ ફતેહમંદ પાદશાહે પોતાનાં લશકરના એક ભાગને બીજે રસ્તેથી ડુંગરોની તળેટીમાં થઇને પર્વતો ઉપર ચહડી જવાનો હુકમ આપ્યો. આ કામ તે બહાદુર મીડયન સીપાહીઓએ ફતેહમંદી સાથ બજાવ્યું, અને તેમને ડુંગરો ઉપર ચહડી જતા જોઇને સાંકડા માર્ગનાં રક્ષણને માટે ઉભેલાં પાર્સી લશ્કરે આ કઢંગી જગા ઉપર લડાઇમાં ઉતરવાની ઉજડાઈ ન કરતાં પાયતખ્ત શેહરની વધારે નજદીક જવું ડહાપણ ભરેલું વીચાર્યું. વળી **એસ્તાયજીસ**ની ફોજ પણ આ લશ્કર સાથ લડાઇ કરવાની કશી ધારણા વીના પાર્સાગર્દ તરફજ ધસી જતી હતી.

એ રીતે પાસાર્ગદની થોડેક છેટે બંને લશ્કરો સામસામાં આવી ઉભાં. ત્યાં તેઓ વચે જબરી લડાઈ ચાલી અને તે બે દીવસો સુધી ચાલુ રહી. પહેલે દીને મીડ સીપાહીઓ પોતાના ધસારા વેળા પર્વતો ઉપર ચહડી જવા માંગતા હતા તેમાં નીષ્ફળ થયા. આ ડુંગરો નાના તોપણ ઉભા અને ઝાડ ઝંખરોથી ભરાઈ ગયલા હતા, જેમાંથી પોતાનો માર્ગ લેવાની મુશ્કેલીમાં મીડયનો હતા એટલાંમાં પાર્સી ફોજે ડુંગરો ઉપરની પોતાની ઉંચી જગા ઉપરથી ઉતરી આવીને પોતાના આ શત્રુઓ ઉપર મોટા પથરાઓનો વરસાદ એવા તો જોશથી વરસાવવા માંડયો કે જેથી મીડયન સીપાહીઓની બહુ ખુહારી થઇ. તેઓ લાચાર અને લાઇલાજ થઈ ગયા. એ રીતે પહેલા દીવસની કોશેશમાં તેઓ નીરાશ થયા. પણ બીજે દીને તેઓ એજ કોશેશમાં વધારે ભાગ્યશાળી નીવડયા. પણ એ ફતેહ પાદશાહ **એસ્તાયજીસ**ની સખ્તાઈ વીના મળી ન હતી. ઉપર કહ્યું તે મુજબ પર્વતો ચહડવાનું કામ પાદશાહે પોતાની ફોજના એક ચુનંદા ભાગને સોંપ્યું હતું, જે પહેલા દીવસની કોશેશમાં નીષ્ફળ થયો ત્યારે બીજે દીને પાર્સીઓના સખ્ત મારા તળે તેજ કોશેશ પાછી ચાલુ રાખતાં બીધો. પણ **એસ્તાયજીસે** એ ચુનંદા લશ્કરની પુઠે એક બીજાં લશ્કરને એવો હુકમ આપીને તૈયાર રાખ્યું હતું કે પર્વતો ઉપર ચહડતો જેબી સીપાહી પાછો ફરે તેને કતલ કરવો. પાદશાહની આ યુકતી ફતેહમંદ નીવડી; કેમકે પર્વત ઉપર ચહડતાં કે પાછો ફરતાં બંને રીતે જીવ જવાનો છે એમ સમજીને મીડ સીપાહીએ યાહોમ આગળ વધવાનોજ મનસુબો રાખ્યો. મારવું કે મરવું, એ ઠરાવ રાખીને તે આગળ વધતો ગયો અને તે ઉપર ચહડતો ગયો, અને પાર્સી ફોજના મારની દરકાર રાખી નહી. આમ થવાથી અંતે પાર્સીઓએ પોતાની શીકસ્તનો વખ્ત નજદીક આવેલો જોયો. તેઓ પોતાના શત્રુઓને જેર કરી શકયા નહી. તેઓ ધારતા હતા તેમ તેમને ડુંગરો ઉપરથી ગબડાવી શકયા નહી. મીડયન સીપાહીઓ તો પડતા ખડતા, માર ખાતા અને મરતા, શેવટે ડુંગરો ઉપર ચહડી ગયા અને એ રીતે તેઓ તેમના ધણી થઈ બેઠા. તેઓએ પાર્સી ફોજને ડુંગરોના એક ઉંચા શીખરો ઉપર હાંકી કહાડી, જયાં તેમના કુટુંબ કબીલાઓની ઓરતો અને બચાંઓને સલામતીને માટે લઈ જઈ રાખ્યાં હતાં.

પણ ત્યાં નહાસી આવેલા પાર્સી સીપાહીઓ ઉપર તેમના મીડયન શત્રુઓના માર કરતાં પણ વધારે સખ્ત માર પડયો. એ માર તેમની માતાઓ અને બહેનો તરફનો, તેમની ઓરતો અને બેટીઓ તરફનો હતો. તેણીઓએ પોતાના નહાસી આવેલા પીતા અને ભાઇઓને, ખાવંદ અને બેટાઓને, તેમનાં હીચકારાપણાં અને નાહીમતને માટે સખ્ત ઠપકો આપવા માંડયો, અને ઓરતજાત કરતાંબી તેઓ નામર્દ અને બાઇલા છે એમ કહીને તેમને બહુ લજાવ્યા. આથી પેલા બહાદુર પાર્સીઓને પાછી હીમત આવી અને શુર ચહડયું. તેઓ પાછા પોતાના શત્રુઓની મુકાબેલ ગયા, તેમને એકાએક સપાટામાં લીધા, અને પોતાના બાપીકા ડુંગરો ઉપરથી તેમને એટલાબધા ધસારા સાથ હાંકી કહાડયા કે જેથી મીડયન ફોજનાં ૬૦૦૦૦ માણસો માર્યાં ગયાં.

આ રીતે પાર્સાગર્દ યાને પાર્સા કીલ્લાનો બચાવ થયો. આ ફતેહ કંઇ જેવી તેવી ન હતી. તોપણ **એસ્તાયજીસ** પોતાની ભારી શીકસ્તથી ડગી ગયો નહી. તેણે હીમત રાખી અને પર્સીસ ફતેહ કર્યા વીના પાછું ફરવું નહી એમ નીશ્ચય કીધો. એટલામાટે તેણે હુમલો ચાલુજ રાખ્યો. અત્યારસુધી થયલી ચારમાંની માત્ર બેજ લડાઇઓમાં તે ફતેહ પામ્યો હતો; અને એ બેમાંની માત્ર સરહદનો કીલ્લો જીતવાની ફતેહ એકલીજ તેને ઉપયોગી થઇ હતી. પાર્સાગર્દના ડુંગરો જીતવાની તેની ફતેહ કરતાં ત્યાંથી ખુહારી સાથ ઉતરી પડવાની તેની શીકસ્ત વધારે નાશકારક હતી. પણ એમ છતાંબી તેણે પર્સીસ ફતેહ કરવાનો વીચાર માંડી વાળ્યો નહી. તે હવે ખુદ પાર્સાગર્દ ઉપર ધસી ગયો; કેમકે છેલ્લી બંને લડાઇઓ એ પાયતખ્તથી થોડેક દુર પર્વતો ઉપર થઇ હતી. પણ આ તેનાં છેલ્લાં કામમાં **એસ્તાયજીસે** પોતાનું સર્વસ્વ ખોહ્યું. પાર્સા કીલ્લો ફતેહ કરવાનું તેનું કામ ન હતું. ત્યાં થયલી છેલ્લી મોટી લડાઇમાં **કાઈરસે** તેને એટલોબધો હંફાવ્યો અને શેવટે હરાવ્યો કે **એસ્તાયજીસને** ત્યાંથી ઉભી પુછડીએ નહાસવું પડયું. તેની છાવણી **કુરૂશ**ના હાથમાં આવી, જે પછી આપણા આ બહાદુર જવાને તેની પુઠ પકડી અને તેને લડાઇ કરવાની ફરજ પાડીને છેલે કેદ પકડયો.[૧] **કાઈરસે** મીડયાના પાદશાહનું તાજ અને બીજું સઘળું હાથ કરીને પોતે તાજદાર થયો, જે ઉપરથી તેનાં ફતેહમંદ લશ્કરે તેને ઇરાન અને મીડયાનો પાદશાહ પોકારીને માન આપ્યું. **એસ્તાયજીસ** નાઠો તેવેળા તેની જોડે થોડુંજ વીશ્વાસુ લશ્કર હતું. અગરજો તે હમદાન જઇ પુગવા પામત તો કદાચ તેને નવું જોર મળત. પણ **કાઈરસે** તેને પાયતખ્ત સુધી જવા દીધો નહી, અને છેલ્લી લડાઇમાં તેનો પરાજ્ય થયા સાથે તે કેદ પકડાયો. **ડાયોડોરસ** નામે તવારીખનવેશ મુજબ પોતાની શીકસ્તનો દોષ મીડયન પાદશાહે પોતાના લશ્કરી સરદારોને માથે મેલીને તેમને કતલ કરવાથી લશ્કર બેદીલ થયું અને એકવાર પાદશાહ સામે બલવો ઉઠાવવાને તૈયાર થયું હતું.[૨]

આ રીતે મીડયાનાં મોટાં રાજ્યની સમાપ્તી થઇ, અને પર્સીસનો પાર્સી પાદશાહ **કાઈરસ** ઉગમણે ખોરાસાનથી આથમણે હેલીસ નદી સુધીના સઘળા મુલુકોનો ધણી થયો. એ બનાવ ઇ૦ સ૦ પુ૦ ૫૫૯ માં બન્યો. બીજે વરસે **કુરૂશ** પર્સીસ તથા મીડયાનાં તખ્ત ઉપર બેઠો.

---

૧ એસ્તાયજીસના લડાઇમાં પકડાવાની વાત ટીસ્યસ નાં પાડેછે. હીરૉડૉટસ, નીકોલસ અને બીજાઓના જણાવ્યા મુજબ એ પાદશાહ લડાઇનાં મેદાનમાંજ બંધવો થયો હતો; પણ ટીસ્યસ કહેછે કે કાઇરસે તેને હમદાનના મહેલમાંથી પકડયો હતો, જ્યાં તેણે છુપાઇ બેસવાની તજવીજ કીધી હતી. ખોરનના મુસાના જણાવ્યા મુજબ એસ્તાયજીસ ઉપલી છેલી લડાઇમાં માર્યો ગયો હતો. (પુરા૦ પા૧૦, ૬૫૦ ૭, સફે ૨૩૦, નોટ ૬.) એસ્તાયજીસ અગરજો લડાઇમાં પકડાયોજ હોયતો પછી તેનું શું થયું તે માલુમ પડતું નથી. ગમે તેમ હોય પણ આ સઘળા હેવાલ ઉપરથી જે મુળ વાત સાબેત થાયછે તે ભુલી જવી નહી જોઇયે કે હીરૉડૉટસ અને તેને આધારે રૉલીન્સને જણાવ્યુંછે તેમ કાઇરસે એસ્તાયજીસ સામે બલવો ઊઠાવ્યો ન હતો, તેમજ તે મીડયા ઉપર પહેલી ચહડાઇ પણ લઇ ગયો ન હતો.

૨ પુરા૦ પા૧૦, ૬૫૦ ૭, સફે ૨૩૦, નોટ ૫.

## ફસલ ૨. લીડયાનાં બળવાન રાજ્યની ફતેહ.

(ઇ૦ સ૦ પુ૦ ૫૪૬.)

છેલ્લી ફસલમાં જણાવેલા બનાવ વેળા પાદશાહ **કાઈરસ**ની ઉમર ૪૦ વરસની હતી, એમ **ડાઈનો** નામે એક તવારીખનવેશ લખી જાય છે. પણ જો **એસ્તાયજીસે** માત્ર ૩૫ વરસ રાજ્ય ચલાવ્યું હોય અને તેણે તખ્તે બેઠા પછીજ પોતાની બેટીની શાદી કીધી હોય, તો **કાઈરસ** આ વખ્તે ઘણાંમાં ઘણાં ૩૪ થી વધારે વરસની વયે પુગેલો ન હોય. પોતાનાં વતનનાં વહાલને થકી, પોતાની કોમનાં છુટાપણાંને થકી, પોતાની ભવીષ્યની મોટી ઉમેદોને થકી, તેણે પોતાના મમાવાનાં મોટાં ચહડી આવતાં લશ્કર સામે બચાવની કમર બાંધી, અને પાંચ લડાઇઓમાંની બેમાં સખ્ત હાર ખાવા છતાં અંતે પોતે ફતેહ મેળવીને તેને કેદ કર્યો, એમાં **કાઈરસને** માથે કશી જાતનો દોષ રહેતો નથી. ઉપલી લડાઇઓની વીગત જાણ્યા પછી, અને **એસ્તાયજીસની** ચહડાઇનું ખરૂં કારણ પીછાન્યા પછી, કોઇબી અપક્ષપાત લખનાર આ પાર્સી સરદારને માથે બલવો કરવાનું તહોમત મુકવાની હીમત કરશે નહી.

**એસ્તાયજીસ** છેલી લડાઇમાં શીકસ્ત પામીને જંગ મેદાનમાંજ, કે ત્યાંથી નહાસી જતાં માર્ગમાં, માર્યો ગયો; અથવા તે આ લડાઇમાંજ, કે નહાસીને હમદાનના મહેલમાં ભરાઈ બેઠા પછી ત્યાંથી, કેદ પકડાયો: એ અકેકથી ઉલટી ખીનાઓમાંથી સચાઈ શોધી કહાડવી મુસ્કેલ છે; કેમકે અસલી લખનારાઓ એ બાબતમાં એકમત નથી. ગમે તેમ હોય, પણ છેલી જંગ પછી **કાઈરસ** હમદાન પાયતખ્ત ઉપર ચહડી ગયલો જણાય છે, જ્યાંથી તેને અતી મોટો ખજાનો મલ્યો. તેમાં **એસ્તાયજીસના** બહાદુર પીતા **કયે-કસરીસે** એસીર્યા ખાતેથી જીતેલું પુષ્કળ કીમતી ઝવેરાત વગેરે પણ હતું. એ સઘ-ળાંની જગા હવે હમદાનને બદલે પાસાર્ગદ ખાતે થઈ, કેમકે **કાઈરસના** બાપ-દાદાઓનું રાજધાની શેહર આજ હતું; અને તેથી તેણે મીડયાનાં મોજીલાં હમદાનને પોતાનું પાયતખ્ત બનાવવાનું પસંદ કીધું નહી. તે પોતે સાદાઈ અને મુસ્કેલીમાં ઉછરેલો હતો, અને તે સાદાઇનાં જોરને લીધેજ ખુદ **એસ્તાયજીસના** મહેલમાં વસવા છતાં ત્યાંની સઘળી મોજ મજાહોને તે ધીકારતો હતો, જે બદીઓને લીધે એ મીડયન પાદશાહને અંતે તાજ અને તખ્ત ખોહોવાં પડયાં.

હવે આ રીતે કેપેડાસ્યાથી તે આરાસાન સુધીનો મુલક તાબે થયાથી, અગરજો **કુરૂશ** પણ **એસ્તાયજીસના** જેવાજ ખાસનો હાકમ હોતતો રાજી થઇને નચીંતે આનંદમાં મોજ મારત. પણ આ જાતની હીચકારી મોજ અથવા સુખને માટે તે પેદા થયો ન હતો. એવી મજાહને તે મુસ્કેલી સમજતો હતો. એટલામાટે હવે તેણે પોતાની મનશક્તી અને તનબળ જેમ વપરાય તેમ વાપરવાનો કસ્દ કીધો. તેનું ધ્યાન બીજી તરફ દોડયું. તેણે નવી ફતેહો માટે મનમાં નક્ષ ચીતર્યો, અને તે મુજબ પોતાનાં ભવીષ્યનાં રાજ્યનો નક્ષો દોરવાનો તેણે વીચાર રાખ્યો. પોતાને અત્યાર સુધીમાં જે કંઇ મળી ચુકયું હતું તેમાં હવે કશી ખામી રહી નથી—જે મલ્યું છે તે પાછું જતું

રહેવાની કશી ધાસ્તી નથી—એમ નકી કરીને હવે તેણે ઉગમણુ તથા આથમણુ તરફ નજર ફેરવવા માંડી, અને શેવટે બંને તરફ તેણે જાતે ચહડાઇઓ લઈ જઇને તે તરફના મુલકો હાથ કીધા.

આમાંનો પહેલો મુલક આથમણે લીડયાનો હતો. ત્યાં આ વખ્તે **ક્રીસસ** નામનો મોટો રાજા રાજ્ય ચલાવતો હતો. તે મોટો એટલામાટે હતો કે ઉગમણે હેલીસ નદીથી તે આથમણે ભુમધ્ય સમુદ્રના કાંઠા સુધીના સઘળા પ્રાંતો તેના તાબા તળે હતા. તે પોતે વળી બહાદુર અને નસીબદાર હતો. તે એક જબરો દોલતમંદ રાજા હતો. તેના બાપ **એલ્યાટીસ**નાં તખ્ત ઉપર તે બેઠો તે વેળા તેની ઉમર ૩૫ વરસની હતી. એ વખ્તથી તે **કાઈરસ** મીડયાનાં રાજ્યનો ધણી થયો ત્યાંસુધી **ક્રીસસે** કેટલાંક યુનાની શેહરો અને નાનાં રાજ્યોને પોતાનાં મોટાં બળ વડે તાબે કર્યાં હતાં; જેવાં કે— ઇયોન્યન, ઇયોલ્યન, ડ્રીઅન, પેફલેગોન્યન, ડોર્યન, બાથીન્યન, ઇત્યાદી, ઇત્યાદી. તેના પીતાના વખ્તમાં બહાદુર **કયેકસરીસે** લીડયન રાજ્યનું બળ તોડવાની ઘણી તજ- વીજ કીધી હતી, જોકે તે વખ્તે તે ઘણું નાનું અને નબળું હતું. પણ **કયેકસરીસ**નાં સઘળાં બળ અને હીકમત છતાં તે લીડયાને જેર કરવાને શકતીવાન થયો હતો નહી. અંતે તેને **એલ્યાટીસ** જોડે વહેવાઈ થઇને સગાઇનું નાતુ બાંધવાની ફરજ પડી હતી.[૧] એટલામાટે **ક્રીસસ**, ત્યારપછી ઉપર જણાવેલી પોતાની સઘળી ફતેહો થવા બાદ, બહુજ નચીંત થયો. તેને મુખ્ય ધાસ્તી મીડયાનીજ હતી, પણ ત્યાંનો પાદશાહ **એસ્તાયજીસ** તો શાદીના ગાંઠથી તેનો બંધુ થયો હતો, માટે **ક્રીસસ**ને તેની પણ ધાસ્તી રહી ન હતી.

પણ લીડયાના રાજાની આ નચીંતાઈ ઝાઝા દીવસ ટકી રહી નહી. **ક્રીસસે** મોટી દલગીરી સાથ સાંભળ્યું કે તેના બંધુને માથેનો કોઇએક પાર્સી મલ્યો છે અને તેણે તેને કેદ પકડીને તેનાં રાજ્યની સમાપ્તી આણી છે. કદાચ આ ખબરથી લીડયાના રાજાને પોતાની સલામતી માટે ડર પેઠો ન હોય; પણ જ્યારે તેના કાનપર વાત આવી કે **એસ્તાયજીસ**ને તાબે કરનાર પાર્સી પોતેજ હવે લીડયા ઉપર ચહડાઈ લાવે છે ત્યારે તેને બહુ ક્રોધ ઉપજ્યો. આ વખ્તે તે પોતાના એક ગમમાં ગીરફતાર હતો,[૨] એટલાંમાં તેને વધારે જખમી કરનારી આ નવી વાત આવી. પણ **હીરોડોટસ** તો એમ જણાવે છે કે પાર્સી લોકો બળમાં વધતા જાય છે એવી ખબર મળવાથી **ક્રીસસે** પોતેજ તેમને ટુકેથી તોડવાનો વીચાર કીધો, અને તેઓ સામે ચહડાઈ લઈ જવી કે નહી તે વીશે પોતાના દેવતાઓને પુછી મંગાવ્યું. એ કારણસર તેણે ડેલ્ફી અને ડોડો-

---

૧ કયેકસરીસે એલ્યાટીસની બેટી આર્યનીસ જોડે પોતાના બેટા એસ્તાયજીસની શાદી કીધી હતી, અને તેથી ક્રીસસ અને એસ્તાયજીસ સાળા બંનેવીની સગાઇ ધરાવતા હતા.

૨ આ વખ્તે ક્રીસસનો એટીસ નામનો એક લડાયક બેટો એક જંગલી ડુકરાનો શેકાર કરતાં એક મીત્રના હાથ ઊપર અજાણપણે માર્યો ગયો હતો જેથી રાજા બહુ ગીરફ- તારીમાં હતો. આ શાહજાદાનાં મોત સંબંધી હીરોડોટસે એક વહેમ ભરી વાતથી પોતાની તવારીખના પહેલા ગ્રંથનાં ૧૨ પ્રકરણો રોકયાંછે.

નાના તે વખ્તે જાણીતા એપૉલો અને જુપીટર દેવતાઓના યુનાની ઑરેકલ[1] માં ખબર કહડાવી, અને ત્યાં પુષ્કળ ભેટ સોગાદો મોકલાવીને તેણે આ સવાલ પુછાવ્યો કે "હું પાર્સીઓ સામે લડવા જાઉં કે નહી? અને જો જાઉં તો મને કોઈ મીત્રની મદદની જરૂર છે કે નહી?" આનો ઉત્તર એવો મલ્યો કે "અગરજો **ક્રીસસ** પાર્સી લોકો ઉપર હુમલો લઈ જશે તો તેમ કરવાથી તે એક મોટી પાદશાહતનો નાશ કરશે. તેણે પોતાની મદદને માટે સર્વથી બળવાન યુનાની પ્રજા જોડે દોસ્તી કરવી." આ ઉત્તર ઉપરથી **ક્રીસસ** અને તેના મીત્રો સમજ્યા અને ખુશી થયા કે દેવતાઓની વાણી મુજબ પાર્સીઓ ઉપર હુમલો લઈ જવાથી **ક્રીસસ** ફતેહ પામશે અને તેમને જીતી લેશે. આમ સમજીને તેઓએ સ્પાર્ટન લોકો સાથ દોસ્તી બાંધી અને તેમને ભેટ સોગાદથી રાજી કરીને પાર્સીઓ સામેની લડાઇમાં મદદ કરવાને તેયાર રાખ્યા.[2]

પોતાની સઘળી ગોઠવણો કરીને **ક્રીસસે** હવે પોતાનાં રાજ્યની ઉગમણુ સરહદવાળી હેલીસ નદી પસાર કીધી. એ નદી પસાર કરવી તે **કાઈરસ** સાથ લડાઇની છેડતી શોધવા બરાબર હતું; કેમકે એ નદીની આ બાજુનો મુલક કેપેડોશ્યાનો હતો, અને તે ઇરાનને તાબેનો પ્રાંત હતો. **ક્રીસસ** લડાયક પ્રકૃતીનો હતો, માટે **કુરૂશ** ચહડાઇ લાવે છે એમ જાણીને, અથવા તેને ચહડાઇ લાવતો અટકાવવાની મતલબ રાખીને, તેણે કેપેડોશ્યા ઉપર હુમલો કર્યો, અને એ રીતે લડાઇની શરૂઆત કીધી. **હીરૉડોટસ** મુજબ આ રાજાની કેપેડોશ્યા જીતવાની બે મતલબો હતી. પહેલી એકે એ મુલક તેને પસંદ હતો તેથી તેને જીતી પોતાનાં રાજ્ય સાથ જોડી નાંખવો; બીજી એકે આમ કરીને **કાઈરસ** ઉપર પોતાના બંધુ **એસ્તાયજીસનું** વેર લેવું.[3] આ વેરને માટે તેણે કેપેડોશ્યા, જેને યુનાનીઓ સીર્યાને નામે ઓળખે છે,

---

૧ આ ઑરેકલો તે ચોકસ મોટા દેવતાઓની યાદગારીમાં બાંધેલાં દહેરાંઓમાં કહેવાતી ભવીષ્યવાણી હતી. એ વાણી "પાઇથનેસ" નામે એક સ્ત્રી અથવા સેવકી કહેતી હતી, અને તેના જવાબો ખરા પડે કે ખોટા તોપણ સવાલ પુછવા આવનારા તેણી માટે મોટી ભેટો લાવતા હતા. ક્રીસસે પણ ભારી ભેટ સોગાદો ઉપલાં કારણ થકી જુદાં જુદાં સાત ઑરેકલો ખાતે મોકલાવી હતી, જેઓમાં ડેલ્ફી અને ડોડોનાનાં તેને સર્વથી સાચાં માલુમ પડયાં હતાં. ભવીષ્યવાણીઓની સચાઇ વીશે મોટો શક રહે છે તે ક્રીસસને મળેલા ઊતર અને તેનાં પરીણામ ઊપરથીજ માલુમ પડે છે. પણ જ્યારે પોતાના જવાબો આમ ખોટા પડે છે ત્યારે તે જવાબોનો બીજો અર્થ ઊઠાડવામાં આવે છે; બલકે આમ બે અર્થો ઊઠે એવાજ જવાબો ઘણીવાર દેવામાં આવે છે. આ ઑરેકલો તે આજના વખ્તના પરીયાં બોલાવવાના અને જવાબો મેળવવાના ઢોંગનું એક અસલી સ્વરૂપ ગણી શકાય.

૨ આ દોસ્તી છતાં સ્પાર્ટનો ક્રીસસને કશી મદદ કરી શકયા નહી, કેમકે તેઓને માટે એ રાજાએ મોકલાવેલી ભેટના બદલામાં તેઓ તેને સારૂં એક નાદર ચીજ મોકલાવે અને તે તેને પુગે તે આગમજ તો ક્રીસસની હાર થઇ હતી અને તે કાઇરસનો બંધવો થઇ પડયો હતો.

૩ એસ્તાયજીસ અને ક્રીસસ અકેકના બંધુ હતા એમ ઊપર જણાવ્યું છે. આ સગાઇ સંબંધી હીરૉડોટસ આ મુજબની હકીકત જણાવે છે (દફ્‌૦ ૧, પ્ર૦ ૭૪):— કેટલાક દગાખોર સ્કીથ્યન લોકોને પોતાને સ્વાધીન લેવાની મીડયન રાજા કયેકસરીસે માગણી કરવા છતાં લીડયન રાજા એલ્યાટીસે તેમ કરવાની ના પાડવાથી તેઓ વચ્ચે લડાઇ

તે ઉપર ચહડાઇ લઇ જઇને ત્યાંનાં લોકોને હેરાન કરવા માંડયાં અને શેવટે તેમને ગોલામ બનાવ્યાં. આ લોકો ટીર્યનોને નામે ઓળખાયાં છે. હવે **ક્રીસસ**ના આ જુલમાતની ખબર પડતાંજ **કાઈરસ** એક મોટી ફોજ લઇને તેની સામે ધસી ગયો, અને ટીર્યાનાં મેદાનમાં છાવણી નાંખી. બીજે દીને તેણે **ક્રીસસ** સાથ લડાઇ ચલાવી; પણ તે આગમજ તેણે એક યુકતી લડાવી જોઇ. **ક્રીસસે** કેટલાક યુનાની તાયફા-ઓને જીતી લીધા હતા, એમ આપણે ઉપર જોયુંછે. આ તાયફાઓ તરફ એલચીઓ મોકળીને **કાઈરસે** તેમને **ક્રીસસ** સામે બંદ ઉઠાવવા માટે ઉશ્કેર્યા, અને ખબર આપી કે તમોએ જો લીડયાનાં રાજ્યથી પાછા સ્વતંત્ર થવું હોય તો તેમ કર-વાની આ તક છે. પણ કદાચ લીડયાના અમલ કરતાં ઇરાનના અમલમાં પોતાને વધારે ખમવું પડશે એવો ભય રાખીને આ ટોળાઓએ સ્વતંત્રતાનો ઝુંડો ઉઠાવ-વાની ના પાડી. આથી **કાઈરસ** લગાર નાઉમેદ થયો, પણ તેથી તે શત્રુ સાથ લડાઇમાં ઉતરવાને બીધો નહી. તે ઉતાવળી કુચ કરીને **ક્રીસસ**ની મુકાબેલ આવી ઉભો, અને બંને ફોજો વચે એક જબરદસ્ત લડાઈ ચાલી. આ વેળા ક્રીસસ કેપે-ડોશ્યાની આથમણુ સરહદ ઉપરનાં કેટલાંક શેહરો જીતી ચુકયો હતો, અને વળી તેને "એક રાજ્યનો નાશ કરવા"ની આગાહી મળેલી હતી તેથી તે વધતાં જોમ સાથ **કુરૂશ** સામે લડયો. આ પાર્સી પાદશાહ પોતે આ જબરદસ્ત શત્રુના વગર કારણના હુમલાને લીધે બહુ ખીજવાઇ ગયલો હતો, માટે તે પણ અતી ઉમંગથી લડયો. **હીરૉ-ડોટસ** આ બંને હરીફોનાં લશ્કરોની બહાદુરી વખાણે છે.

કહેછે કે આ મોટાં યુદ્ધ છતાં કોઇપણ પક્ષની જીત થઇ નહી. બંને સરદારો સરખા નીવડયા. તોપણ **ક્રીસસ**ને લાગ્યું કે **કાઈરસ** કરતાં તેની ફોજ સંખ્યામાં ઓછી હતી તેથીજ તે ફતેહ મેળવી શકયો ન હતો.[૧] બીજે દીને લડાઈ મુદલ ચાલી નહી. **ક્રીસસ** સામી પક્ષના નવા ધસારાની બીહીક રાખતો હતો, પણ તેમ કશું બન્યું નહી. પાર્સી પાદશાહની આ વેળા શી મતલબ હતી તે જણાયું નથી, પણ તે આગળે દીને જેટલો રસપર ચહડેલો હતો તેટલો આજે નથી એમ સમજીને **ક્રીસસે** ગુપચુપ પોતાનાં રાજધાની શેહર સાર્દીસ તરફનો રસ્તો લીધો, એમ આપણો તવારીખનવેશ થંડે

---

ઉઠી, જેમાં કેટલાંક વરસો વીતી જવા પછી એક દીને લડાઇ ચાલતાં દીવસની રાત બની ગઇ, જે ઊપરથી બંને રાજાઓએ સુલેહ કીધી તથા તેને મજબુતી આપવા માટે સીલીશ્યા અને બેબીલનના રાજાઓએ વચે પડીને એવું ઠરાવ્યું કે એલ્યાટીસની બેટી આર્યનીસ જોડે કયેકસરીસના બેટા એસ્તાયજીસની શાદી કરવી. આ સગાઇથી એસ્તાય-જીસ ક્રીસસનો બંનેવી થયો; અને પોતાના આ બંનેવીને કાઇરસે કેદ પકડેલો હતો માટે તેને છોડવવા અને તેનું વેર લેવાની ક્રીસસની મતલબ હતી. દીવસની રાત બની જવાનો ઊપલો બનાવ તે માઇલીટસના વીદ્વાન જયોતીષી થેલીસે વર્તેલું નામીચું સુર્ય ગ્રહણ હતું, જેની આજે પણ વખતેવખ્ત નોધ લેવાયછે. એ ગ્રહણ કયારે બન્યું તે વીશે મોટો મતફેર છે. તે માટે આઠ જુદી જુદી તારીખો આપવામાં આવેછે, પણ એમ જણાયછે કે તે ઇ૦ સ૦ પુ૦ સાતમી સદીની શરૂઆતમાં થયું હતું.

૧ આમ હીરૉડોટસ કહે છે, પણ કાઇરસની ફોજ તેના શત્રુ કરતાં કેટલી મોટી હતી, અથવા તેઓ બંનેની સંખ્યા કેટલી હતી, તે વીશે એ તવારીખનવેશ કશું જણાવી જતો નથી.

પેરે જણાવે છે. **હીરૉડોટસ** આપણને સમજાવે છે[૧] કે **ક્રીસસ**ની મતલબ એવી હતી કે પોતાને વતન જઈને નવી અને વધારે મોટી ફોજો તૈયાર કરવી, તેમજ પોતાને ઇજીપ્ત, બેબીલન અને સ્પાર્ટાના રાજ્યો સાથ થયલા કોલકરારો મુજબ તેઓની મદદ મંગાવવી, અને આવતા શીયાળામાં કેપેડોશ્યા ઉપર નવેસરથી ધસારો લઈ જવો. આ કારણો ખરાં હોય કે કલ્પીત, તોપણ પોતાનાં પાયતખ્ત ખાતે પુગતાંજ **ક્રીસસે** મીત્રોની મદદ મેળવવાની ગોઠવણો કરવા માંડી, અને નવી લડાઇનો વખ્ત પાંચ માસ ઉપર મુલતવી રાખ્યો. તે દરમ્યાન તેણે થોડીક ફોજ સીવાય બાકીનાં સઘળાં લશ્કરને વીખેરી નાંખ્યું અને પોતે નચીંતે બેઠો, એવા ભરૂસામાં કે લડાઇમાં **કાઈરસ** ફતેહ પામ્યો નથી માટે તે હવે હેલીસ નદી પસાર કરીને લીડયા ઉપર ધસી આવવાની હીમત કરનાર નથી.

પણ આપણા તવારીખનવેશે **ક્રીસસ**ને જેવો હીચકારો અને બેઅકલી દેખાડયો છે તેવો **કુશ્શ** ન હતો. તેણે લીડયાના પાદશાહને ઉપલી નદી પાર કરીને પાછો પોતાને વતન જવા દીધો ખરો, પણ પછી ટીર્યા ખાતેથી પોતાની છાવણી ઉઠાવીને તેણે એકદમ સાર્દીસ તરફની રાહ ધરી. **હીરૉડોટસ** પોતે કહે છે કે **કાઈરસે** આ કુચ વેળા એટલીબધી તો ઉતાવળ કીધી કે પોતાના આવી પુગવાની ખબર તેણે પોતેજ **ક્રીસસ**ને કહેવાડી નહી ત્યાંસુધી આ લીડયન રાજા તે વીશે બેખબર રહેલો હતો![૨] આ વખ્તે **ક્રીસસે** પોતાથી બની એટલી બજાવી. જેટલું લશ્કર ટુંક વખ્તમાં ભેગું

---

૧ ક્રીસસની આ હીલચાલ શક ઉત્પન્ન કરે છે, જોકે તેવો શક કોઇ તરફથી બતાવવામાં આવેલો જણાતો નથી. અગરજો બંને ફોજો બહાદુરીમાં એકસરખી નીવડી હોય તો ક્રીસસને માત્ર એકજ લડાઇ પછી નહાસી જવાનું કારણ શું હોય? અને તેની ફોજ જો ઓછીજ હોય તો નહાસતી વેળા કાઇરસ તેનો દુંબાળો પકડવાની તક કેમ જતી મેલે? બનવાજોગ તો એ લાગે છે કે ક્રીસસે લડાઇમાં માર ખાધો હશે, અને પછી જ્યારે તેણે નહાસવા માંડયું હશે ત્યારે કાઇરસે તુર્ત વેળા પોતાના કેપેડોશ્યાના મુલકમાંથી એક પાપ ગયું એમ સમજીને તેને જવા દીધો હશે, તોપણ તેના ઉપર ચહડાઇ લઇ જવાની પોતાની ધારણા તેણે મનમાંજ રાખી હશે. "તવારીખે સાસાનીઆન" માં આપણે જોયું છે કે જુલ્યન નામે રૂમી શેહનશાહ સાસાની પાદશાહ શાપુર ૨ જાના મુલકો ઉપર ચહડાઇ લાવી, છેક પાયતખ્ત શેહર મદાઇન સુધી ધસી આવીને પછી ગુપચુપ પોતાને વતન પાછો ફર્યો હતો તેમાં જે જાતનો ભેદ સમાયલો હતો તેવોજ આ ક્રીસસના પાછા ફરવાનો પણ ભેદ હોવો જોઇયે. પોતાના માનીતા પાદશાહો માર ખાઇ નહાસે છે ત્યારે પક્ષપાતી તવારીખનવેશો એવાજ દાવપેચથી કલમ ચલાવે છે. જુઓ તવા૦ સાસા૦, પ્ર૦ ૧૦, સફે ૨૨૧.

૨ દફ્૦ ૧, પ્ર૦ ૭૯. આ બહુ વીચારવા સરખી વાત છે કે આપણા ઇતીહાસકર્તાના લખવા મુજબ ક્રીસસ પોતાની નાની ફોજને લીધે હાર થયલી માનીને પોતાને વતન જવા પામ્યો એટલુંજ નહી પણ નવી ચહડાઇ લઇ જવાનું પાંચ માસ ઉપર મુલતવી રાખીને સઘળાં લશ્કરને તેણે વીખેરી નાંખ્યું, જોકે તે જાણતો હતો કે તેનો શત્રુ તેની નજદીકમાં ઊભેલોજછે. ક્રીસસે કાઇરસના હાથ ઉપર શીકસ્ત ખાધીછે ખરી, પણ તે તેને લશ્કર વીના અચપુચ લડવું પડયું તેથીજ તેનો પરાજય થયો હતો એમ દેખાડવાની મતલબથી હીરૉડોટસે ઉપલો કલમપેચ વાપરેલો લાગેછે.

થઈ શકે એટલું તૈયાર કરીને તે સાર્દીસનાં મેદાનમાં **કાઈરસ**ની મુકાબેલ આવી ઉભો.[૨] આ મેદાન વીસ્તીર્ણ, સપાટ અને ઝાડપાન વગરનું હતું, પણ તેમાંથી કેટલાંક નદીનાળાં પસાર થતાં હતાં. લીડયનોને ત્યાં સફ સમારી ઉભેલા જોઈને અલબત **કાઈરસ** તેમની જવાંમર્દીની આફ્રીન કરે તો તે છાજતું હતું, કેમકે પોતાની કુચની ખબર છુપી રાખવા છતાં ટુક વખતમાં આ ફોજ તૈયાર થઈને તેનો માર્ગ ઘેરવા આવી ઉભી હતી. પણ લીડયન ઘોડસ્વારોની મજબુતી તોડવાનું **કુરૂશ**ના હાથમાં હતું. તેની ફોજમાં ઉંટોની મોટી સંખ્યા હતી, જેમના ઉપરનો સઘળો અસબાબ ઉતારી નાંખીને તેણે તેઓ ઉપર ચુનંદા લડાયકોને સ્વાર કીધા, અને આ બહાદુર સીપાહો જાણે ઘોડા ઉપરજ બેઠા હોય તેવી ઢપથી ઇરાની લશ્કરની હરોલમાં કુચ કરતા રહીને લીડયનો ઉપર ધસી ગયા. લીડયન ઘોડસ્વારો આ દેખાવથી બીધા નહી, પણ તેમનાં જાનવરોને તેથી બહુ ડર પેઠો. ગમે એટલો કાબુ રાખવા છતાં ઘોડાઓ તેમના સ્વારોના હાથમાં રહી શકયા નહી. કહે છે કે ઘોડાઓને ઉંટોના દેખાવ અને વાસનો બહુ અભાવ હોય છે; અને તેથી **કાઈરસે** પ્રથમ ઉંટો, પછી પાયદળ, અને શેવટે ઘોડસ્વારોને રાખ્યા હતા. તેણે પોતાના સરદારોને હુકમ આપ્યો હતો કે સામે થનાર દરેક દુસ્મનને કાપી નાંખવો, પણ **ક્રીસસ**ને સલામત રાખવો, અને તે પકડાય અથવા સામે થાય તોપણ તેના એક બાલને પણ ઈજા કરવી નહી.

**કુરૂશ** પોતાની યુકતીમાં ફાવ્યો. **ક્રીસસ**નો સઘળો આધાર તેની ઘોડસ્વાર ફોજ ઉપરજ હતો. પણ તેના ઘોડાઓ જ્યારે કબ્જામાં નહી રહી શકયા ત્યારે તે ઉપરના સ્વારોને ઉતરી પડવાની ફરજ પડી. આમ કરીનેબી તેઓ પાર્સી ફોજ સામે મજબુતીથી લડયા. તેઓને પાઉંપ્યાદા થઈને ઉંટસ્વારો જોડે લડાઇ કરવી પડી. આ ઘણી અસાધારણ લડાઇ હતી; પણ તેમાં **કાઈરસ**ના સીપાહીઓને કંઇ વીશેષ સહેલાઇ મળી હોય એ અશકય છે, કેમકે જેવી સગવડ એક ઘોડસ્વારને હોય તેવી ઉંટસ્વારને હોય નહી. આ અસાધારણ લડાઇ લાંબો વખત સુધી ચાલી[૨] તે ઉપરથીજ જણાય છે કે ઇરાનીઓને મુસ્કેલી વચે લડવું પડયું હતું, જોકે તેમની યુકતીમાં તેઓ ફાવ્યા હતા અને લીડયન ઘોડાઓ નહાસભાગમાં પડી ગયા હતા. લડાઇનું શેવટ એ આવ્યું કે લીડયનો હાર્યા અને નાઠા. તેઓ સાર્દીસના કીલ્લામાં જઇ ભરાયા; અને **કુરૂશ**ની ફોજે તેમની પુઠ પકડીને એ કીલ્લાની આસપાસ ઘેરો નાંખ્યો.[૩]

૧ હીરૉડોટસ લીડયનોની તારીફમાં લખેછે કે ક્રીસસના વખતમાં આખા એશ્યામાં તેઓ કરતાં વધારે બહાદુર અથવા વધારે લડાયક કોઇ પણ પ્રજા હતી નહી. તેઓ ઘોડસ્વાર થઇને લડતા હતા. હથીયારોમાં તેઓ લાંબા ભાલા રાખતા, અને ઘોડાને કાબુમાં રાખવામાં તેઓ બહુ ચંચલ હતા.—દફ્૦ ૧, પ્ર૦ ૭૯. એવું જણાયું છે કે લીડયનો આર્ય તાયફાના હતા.

૨ હીરૉડોટસ, દફ્૦ ૧, પ્ર૦ ૭૯.

૩ આ સઘળા હેવાલ ઊપરથી એવું લાગી જાય છે કે કેપેડોશ્યા ખાતેની પહેલીજ લડાઈમાં ક્રીસસ માર ખાઇને નાઠો હતો, અને કાઇરસે તેની પુઠ પકડવાથી તેને સાર્દીસનાં મેદાનમાં લડાઇ કરવાની ફરજ પડી હતી, અને તે આ લડાઇ હતી. ગમે તેમ હોય પણ ક્રીસસના ગુપચુપ ચાલી જવાનો આપણા તવારીખનવેશે આપેલો ખોલાસો અગુરાઇ ભરેલો હોવા છતાં ખાતરીપુર્વક નથી.

આ ઘેરો ચૌદ દહાડા સુધી ચાલુ રહ્યો, પણ એટલી ટુંક મુદતમાં આ કીલ્લો કબજે કરવાને **કાઈરસે** અનેક યુકતીઓ લડાવી. તેઓમાંની એક એ હતી કે જે ઇરાની સીપાહી કીલ્લાની દેવાલ ઉપર પહેલો ચહડી જાય તેને મોટું ઇનામ આપવું. આ રીતે ઇનામ યા નામ, ફતેહ યા બહાદુરીને માટે ઇરાની સીપાહીઓએ ઘણું કીધું, પણ તેમનું કશુ વળ્યું નહી. ઉપલી લડાઇ પછી **ક્રીસસ** પોતે પણ નાહાસીને કીલ્લામાં જઈ ભરાયો હતો. તેણે ત્યાંથી બહુજ ઉતાવળા ખેપીયાઓ મોકળીને પોતાની જોડે કોલકરાર કરનારાં સઘળાં રાજ્યોને ખબર આપી કે તે પોતે કેદ પડેલો છે માટે બનતી ઉતાવળથી મદદ મોકલાવવી. પણ આવી કોઇબી મદદ આવી પુગે તે આગમજ કીલ્લો શરણ થયો. તે ઉપરની સઘળી બીજુઓ તરફ લીડયન ફોજો વહેં-ચાઇ ગયલી હતી. તે દરેક તરફ કીલ્લાની દેવાલ ઉંચી હતી અને તેથી તે ઉપર ઇરાની સીપાહીઓને ચહડી જવાનું બનતું ન હતું. પણ એક બાજુએ ખડક એટલો બધો ઉંચો અને ઉભો હતો કે ત્યાં થોડીજ ફોજ રાખેલી હોવી જોઇયે. આ ફોજમાંના એક લીડયન સીપાહીની કોલાહ નીચે તુટી પડવાથી તે આ ખડક ઉતરીને હેઠળ આવ્યો અને પોતાની તોપી પાછી ઉઠાવીને ઉપર ચહડી ગયો. આ બનાવ એક પાર્સી સીપાહીએ જોયો, અને ઉપલો લીડયન સીપાહી જેમ પેલા ખડક ઉપર ચહડયો હતો તેમ પોતેબી ચહડયો અને તેની પુઠે બીજા ઇરાની સીપાહીઓ પણ ચહડી ગયા. **હીરૉડોટસ** કહે છે[1] કે કુદરતે કીલ્લાનો આ ભાગ મજબુત બનાવેલો છે એમ સમજી **ક્રીસસે** ત્યાં કશી ફોજ રાખી ન હતી. પણ તેણે પોતેજ કહેલી ઉપલી વાત ઉપરથી સાબેત થાય છે કે એ ભાગમાં થોડા કે ઘણા પણ લીડયન સીપાહીઓ હતા. હવે ઇરાની સીપાહીઓ આ મુજબ કીલ્લા ઉપર ચહડી ગયા, અને એ રીતે સહેજ હરકત પછી કીલ્લો તેમના હાથમાં આવ્યો.[2]

સાર્દીસ આ વેળા એસ્યા માઈનરમાં સર્વથી મોટું શેહર હતું. તે તેની સઘળી દોલત સુધાં હવે **કુરૂશ**ના હાથમાં આવ્યું. તેનો સરદાર અને ધણી પોતેબી એજ વખ્તે કેદ પકડાયો. તેને કેદ પકડનાર દરેક ઇરાની સીપાહીને **કાઈરસ**નો હુકમ હતો તે છતાં એક સીપાહીએ તેનો જીવ લેવા માટે તલવાર ઉઠાવી. પણ તે કંઈ તેને લીડયન રાજા સમજીને ઉઠાવી ન હતી, કેમકે અગરજો **ક્રીસસ** માત્ર પોતાનું નામજ પોકારત તો તેના જાનની માત્ર સલામતીજ નહી પણ એક પાદશાહ તરીકેનાં સઘળાં આદરમાન તેને મળત. પણ **ક્રીસસ** તેમ બોલ્યો નહી, અને

૧ દફ્ત૦ ૧, પ્ર૦ ૮૪.

૨ આ કીલ્લા સંબંધી હીરૉડોટસ એક વહેમ ભરેલી વાત લખેછે. લીડયાના એક રાજા નામે મીલીસની એક રાખેલી સ્ત્રીએ એક વખ્તે એક સીંહને જન્મ આપ્યો, જે ઉપરથી ટેલ્મેસ્યન નામે એક જાતના જોષી લોકોએ ભવીષ્યવાણી કહી કે અગરજો આ સીંહને સાર્દીસના કીલ્લાની આસપાસ ફેરવી લાવે તો એ કીલ્લો કોઇબી દુશમનથી જીતી શકાય નહી એવો અજીત બને: આ મુજબ આ સીંહને કીલ્લાની સઘળી બાજુએ ફેરવ્યું, પણ જ્યાંથી ખડક ઘણો ઊભો હતો ત્યાંથી તેને ફેરવી લાવવાનું બન્યું નહી, તેથી અંતે આ અજીત કીલ્લો તેજ જગા આગળથી ઈરાનીઓના હાથમાં આવ્યો! —દફ્ત૦ ૧, પ્ર૦ ૮૪.

જો એજ વખ્તે **હીરૉડોટસ**ના જણાવ્યા મુજબ એક ચમત્કારીક બનાવ બન્યો ન હોત તો લીડયાના રાજાનો ખચીત જીવ ગયો હોત. કહેછે કે પોતાના એક મુગા અને બહેરા બેટાની મદદથી **ક્રીસસ** બચ્યો.[1] તેને એકદમ ભારી બેડી સાથ પાદશાહ **કાઈરસ** આગળ લઈ જવામાં આવ્યો,[2] અને આ પાર્સી પાદશાહે તેને અને લીડયાના ૧૪ જવાનોને જીવતા બાળી નાંખવાનો હુકમ આપ્યો.[3] આ વખ્તને લગતી **હીરૉડોટસ** એક સુંદર વાર્તા લખે છે. **ક્રીસસ** અને ૧૪ લીડયન જવાનોને આતશની ચીતા ઉપર લઈ જવાની તૈયારી થતી હતી એટલાંમાં **ક્રીસસે** પોતાના એક જુના મીત્રને યાદ કીધો, જે કોઇજ નહી પણ એથન્સનો તે વખ્તનો જાણીતો રાજ્યાધીકારી અને ફીલસુફ **સોલન** હતો.[4] **સોલન**નું નામ પોકારતો સાંભળીને **કાઈરસે** દુભાશીયા મારફતે જાણવા માંગ્યું કે **ક્રીસસ** કોણનું નામ યાદ કરે છે? **ક્રીસસે** ખોલાસો કરવાની ના પાડી, પણ પછી મોટી મુશ્કેલીથી તેણે **સોલન** સાથના પોતાના સંબંધનો સઘળો હેવાલ કહ્યો, જેથી આપણા પાર્સી પાદશાહ ઉપર એટલીબધી અસર થઈ કે તેણે **ક્રીસસ** તથા તેની સાથના લીડયન બંધવાઓને પણ જીવતદાન બક્ષ્યું. **કાઈરસ**ના

---

૧ આ નહી મનાય એવા અસાધારણ બનાવની વાત હીરૉડોટસ આ મુજબની જણાવેછે. ક્રીસસના બે બેટાઓમાંનો એક અટીસ નામનો હતો, જે તેના બાપની હૈયાતીમાંજ મરણ પામ્યો હતો. બીજો ગુંગો અને બહેરો હતો. તેની આ ખાંપણ સુધારવાને ક્રીસસે અનેક ઉપાય લીધા તે સઘળા રદ ગયા હતા. પણ સાર્દીસની ફતેહ થયા પછી એક ઇરાની સીપાહીએ બેખબરીથી ક્રીસસને એક લીડયન સરદાર સમજીને તેને મારવા માટે હથીયાર ઉઠાવ્યું ત્યારે આ ગુંગો અને બહેરો છોકરો એકદમ વચે પડી બોલી ઉઠયો કે "હે ભાઇ, ક્રીસસને કેમ મારેછે?" આ સખુનો ઉપરથી ક્રીસસનો જીવ બચ્યો અને તે દીવસથી તેના દીકરાની જીભ ઉપડી.—દફ્‌૦ ૧, પ્ર૦ ૮૫.

૨ તેજ. પ્ર૦ ૮૬. હ્યાં આ તવારીખનવેશ પોતાનાજ આગલા સખુનો રદ કરેછે. જ્યારે કાઇરસે ક્રીસસનો જાન બચાવવાની અને તેનાં એક રૂઆંને પણ ઇજા નહી થવા દેવાની દરેક સીપાહીને તાકીદ આપી હતી ત્યારે તેને ભારી બેડીમાં નાંખવાની કોણ હીમત કરે?

૩ હીરૉ૦ દફ્‌૦ ૧, પ્ર૦ ૮૬. 'તવારીખના પીતા' નું આ એક બીજું નાલ્હું છે. આજે ખુલ્લું સીદ્ધ થઇ ચુકયું છે કે હખામની જમાનાના પાર્સીઓ પોતાની લાસને મુદલ બાળતા ન હતા, અને વંદીદાદમાં આતશ ઉપર નસો બાળવાનો મોટો ગુનાહ જણાવ્યોછે, માટે કાઇરસ આવું ઘાતકી તથા ધર્મ કે રેવાજથી ઉલટું કામ કેમ કરી શકે?

૪ સોલન પોતાનું વતન છોડીને દેશ પરદેશ ફરવા નીકળ્યો હતો, અને એકવાર સાર્દીસ ખાતે જઇ ચહડયાથી તેને ક્રીસસ સાથ પીછાન થઇ હતી. આ રાજા તે વેળા દોલતમંદ અને બળવાન ગણાતો હતો, અને તેથી તે એમ સમજતો હતો કે મારા જેવો સુખી દુન્યામાં બીજો કોઇ હાકમ નથી. પણ જ્યારે સોલન તેને મળવા આવ્યો ત્યારે આ વાત તેના જેવા એક ફીલસુફ અને અનુભવી મુસાફરને મહોડે કબુલ કરાવવાનું ક્રીસસનું મન થયું, અને પોતાનો સઘળો ખજાનો, લશ્કર વગેરે સોલનને દેખાડીને તેણે સવાલ પુછયો કે "દુન્યામાં કોણને તું સુખી ગણેછે?" ક્રીસસનાં મનમાં અલબતે એમજ હતું કે સોલન સર્વથી સુખી દાખલ પહેલું નામ મારૂંજ લેશે. પણ સોલને તો ત્રણ મર્તબે ત્રણ જુદા જુદા ધણીઓનાંજ નામો દીધાં. આ ઉપરથી ગરમ થઇ જઇને ક્રીસસે તેને તાણો માર્યો કે "શું મને પોતાને તું સુખી ગણતો નથી?" સોલનનો જવાબ એટલોજ હતો કે કોઇબી માણસ પોતાની હૈયાતીમાં સુખી હોતો નથી. આ ઉત્તરથી પેલો મગરૂર

પુછવાથી **ક્રીસસે** ખોલાસો કીધો કે યુનાનીઓના દેવતાઓની ભવીષ્યવાણીની ઉશ્કેરણી ઉપરથી મેં ઇરાની મુલક ઉપર ચહડાઈ આણી હતી, પણ તેનું પરીણામ તો ઉલટુંજ નીપજ્યું છે માટે તેનો સઘળો જોખમ તે દેવતાઓને માથે છે. કહે છે[1] કે **ક્રીસસે** આપણા પાર્સી પાદશાહની પરવાનગી લઇને કેટલાક લીડયનોના હાથમાં બેડી આપી તેમને ડેલ્ફી ખાતે મોકલ્યા, અને ત્યાંના દેવતાનાં[2] દેહેરાંના ઉંબર ઉપર બેડી મુકીને જવાબ મંગાવ્યો કે તેની ઉશ્કેરણીથી **ક્રીસસે** ઇરાની મુલક ઉપર ચહડાઇ લઈ જવાથી તે દેવતાની વાણી કરતાં કેવળ જુદુંજ પરીણામ નીપજ્યું છે તેનું કારણ શું ? ઇત્યાદી. આ ફરીયાદનો એવો ઉત્તર મળ્યો કે "**ક્રીસસ** ઇરાન સાથની લડાઇમાં એક મોટાં રાજ્યનો નાશ કરશે એવી જે ભવીષ્યવાણી મળી હતી તે ખરીજ હતી, પણ તેણે તેનો ખોટો અર્થ ઉઠાડયો હતો; કેમકે તેણે જો ફરીને પુછાવ્યું હોતતો તેને જણાવવામાં આવત કે નાશ પામનારું રાજ્ય ઇરાનનું નહી પણ લીડયાનું છે," ઇત્યાદી. આ જવાબથી હવે **ક્રીસસ**ની ખાતરી થઇ કે સઘળો વાંક તેનો પોતાનોજ હતો.[3]

**કાઈરસ** સાથની **ક્રીસસ**ની કેટલીક સુંદર વાતચીતો **હીરોડોટસ** જણાવે છે.[4] તેઓ જેવા દુશ્મન હતા તેવા હવે એકેકના દોસ્ત થઇ પડયા. **ક્રીસસે** પોતાના મુલક

હાકમ—જેની મોટી દોલતને માટે "કારૂનના ખજાના" ની કહેવત યાદગાર રહી ગઇછે તે—રાજી થયો નહી, અને સોલનને સાચું બોલવાનાં ઇનામ દાખલ ચુપચુપ લીડયા છોડી જવું પડયું. એ પછી જ્યારે ક્રીસસ કાઇરસના હાથમાં કેદ પકડાયો અને મોતની તૈયારી ઊપર આવ્યો ત્યારે તેને સોલનનો ઊપલો વચન યાદ આવ્યો કે "કોઇબી માણસ પોતાની હૈયાતીમાં સુખી ગણાતો નથી." આ ઊપરથી તે સોલનનું નામ બે ત્રણ મર્તબે પોકાર્યો હતો.

૧ હીરૉ૰ દપ્૰ ૧, પ્૰ ૯૰.

૨ ડેલ્ફીનો દેવતા એપૉલો (સુર્ય) હતો. ડોડોના જુપીટર (ભ્રૂસ્પતી) ને અર્પણ કરેલું હતું. ભવીષ્યવાણી કહેનારાં આ બે સર્વથી ચહડતાં ઑરેકલો હતાં.

૩ હીરૉ૰ દપ્૰ ૧, પ્૰ ૯૦—૯૧. ક્રીસસ આ જવાબથી જો આમ રાજી થયો હોયતો તે અણઘડ ઠરેછે. ઇરાન ઊપર ચહડાઇ કરવાની ડેલ્ફીના દેવતા તરફથી તેને ઊશ્કેરણી થઇ તે વખ્તે જો દેવતાની મતલબ એવી હોત કે લડાઇથી લીડયાનાજ રાજ્યની સમાપ્તી થશે, તો એજ જવાબ મોકલતી વખ્તે તે આમ શા માટે કહેવાડત કે ક્રીસસે કાઇરસના મુલક ઊપર ચહડાઇ કરતી વખ્તે સર્વથી બળવાન યુનાની રાજ્યની મદદ લેવી? દેવતાઓને નામે ઊત્તર દેનારી સ્ત્રીઓ પોતાના જવાબો હમેશાં બેવડી મતલબના આપતી હતી તેનો આ માત્ર એક દાખલો છે.

૪ દપ્૰ ૧, પ્૰ ૮૮, ૮૯, ૯૦, ઇત્યાદી.

ક્રીસસે સાર્દીસ શેહરની લુટ થતી જોઇને કાઇરસથી જાણવા માગ્યું કે ઇરાની સીપાહીઓ આ શું કરેછે? જવાબ મળ્યો કે "તારૂં શેહર લુટેછે અને ખજાનો લઇ જાયછે." ક્રીસસ બોલ્યો કે "હવે એ કંઇ મારૂં શેહર નથી અને આ ખજાનોબી મારો નથી. એતો તારૂ શેહર અને તારોજ ખજાનો તેઓ લુટે છે." કાઇરસને આ જવાબથી નવાઇ ઊપજી. તેણે સઘળા દરબારીઓને બીજી તરફ જવા ફરમાવી ક્રીસસથી જાણવા માંગ્યું કે આ ખજાનાનું હવે શું કરવું. ક્રીસસે ઊત્તર દીધો કે "હવે જ્યારે દેવતાઓએ મને તારો ગુલામ બનાવ્યો છે ત્યારે તારા લાભની જે વાત હોય તે મારે તને કહેવાની ફરજ છે. તારી આ પાર્સી પ્રજા મુફલેસ લોકો છે, પણ તેમનો દમામ ભારી છે. એટલામાટે અગરજો તું તેમને આ લુટ કરવા દેશે અને ખજાનો લઇ જવા દેશે તો બનશે એમ કે

ઉપર માત્ર ૧૪ વરસ અમલ ચલાવ્યો હતો; અને લીડયા પાર્સીઓને તાબે થયા પછી તે ઘણાં વરસો સુધી જીવ્યો હતો, અને એ સઘળી મુદ્દત સુધી તે **કાઈરસનો** દોસ્ત અને ઇરાનનો ખેરખાહ થઇ રહ્યો હતો. પાદશાહે તેની સઘળી સગવડ સાચવી હતી અને તેને સઘળા વૈભવમાં રાખ્યો હતો.[1] આ રીતે લીડયા પાર્સીઓને તાબે થયું હતું.

## ફસલ ૩. નાનાં યુનાની રાજ્યોનું તાબે થવું.

(ઈ૦ સ૦ પુ૦ ૫૪૬.)

લીડયા તાબે કરતાં **કાઈરસને** કેટલી મુદ્દત લાગી તે ચોકસ કહેવાઈ શકાતું નથી. પણ ઈ૦ સ૦ પુ૦ ૫૪૬ માં એ બનાવ બનેલો સીદ્ધ થાય છે. એ રીતે તેણે શેહનશાહત સ્થાપ્યા પછી બારમે વરસે આ બળવાન રાજ્યને તાબે કર્યું હતું.[2] એ કામ પુર્ણ કર્યા પછી **કાઈરસનું** ધ્યાન પોતાનો મજબુત રદ કરનારાં નાનાં યુનાની રાજ્યો તરફ ગયું. કેપેડોશ્યા ઉપર **ક્રીસસે** હુમલો કીધો તેજ વખ્તે આ રાજ્યો, જેઓ લીડયાને તાબે થઈ ચુકેલાં હતાં, તેમને ઇરાન તરફથી ઉશ્કેરણી થઈ હતી કે તેઓએ બંડ ઉઠાવી સ્વતંત્ર થવું. પણ તે વેળા તેઓએ તેમ કરવાની ના પાડી હતી. હવે હાલમાં જ્યારે તેમનો ધણી **ક્રીસસ** પારસી પાદશાહનો બંધીવાન થયો અને તેનું રાજ્ય ઇરાનને તાબે થયું, ત્યારે આ નાનાં યુનાની રાજ્યો તરફથી ઇયોનીયન અને ઇયોલીયન રાજ્યોના એલચીઓએ સાર્દીસ ખાતે જઈ પાદશાહ **કુરૂશને** વીનંતી કીધી કે જે શરતોથી અમે **ક્રીસસને** તાબે થયલાં હતાં તેજ શરતોથી હવે અમો પાદશાહને તાબે થવાને તૈયાર છીએ. પણ તેમની એ અરજ મંજુર રાખવાની પારસી પાદશાહે ના પાડી.[3] આ ઉપરથી ઇયોનીયન

---

જેની કને સર્વથી વધારે દોલત આવશે તે બલવાખોર થશે: માટે તું શેહરના દરેક દરવાજા ઊપર પેહરેગીરો રાખ અને તેમને ફરમાવ કે સીપાહીઓ કનેથી તે દોલત પાછી લે અને જણાવે કે એ દોલતનો દશમો હીસ્સો ધર્મને માટે જોઇયે છે. આમ થવાથી તેઓ બબડયા વીના લુટ પાછી આપી દેશે." કાઇરસે તેના ફરમાવ્યા મુજબ અમલ કીધો હતો.

૧ ક્રીસસ કાઇરસના મરણબાદ તેના બેટા કમ્બાઇસીસના વખ્ત સુધી જીવવા પામ્યો હતો. સાર્દીસ ખાતેથી પાર્સી પાદશાહને અતી મોટો ખજાનો મળેલો જોઇયે, કેમકે ક્રીસસની દોલત અખુટ હતી. તે આજસુધી કારૂનનાં નામથી ઓળખાય છે, અને "કારૂનનો ખજાનો" એ અખુટ દોલત માટેનો સાધારણ વાકય છે. તોપણ આ દોલત કેટલી હતી તે વીશે આપણો તવારીખનવેશ કશું જણાવી ગયો નથી.

૨ રૉલીન્સન લીડયાનાં રાજ્યની સમાપ્તીની તારીખ ઇ૦ સ૦ પુ૦ ૫૫૪ ઊપર મેલે છે.—રૉલી૦ કૃત હીરૉ૦ દફ્૦ ૧, સફે ૨૮૪—૮૫.

૩ હીરૉડોટસ એ બાબતમાં લખે છે કે કાઇરસે એક વાર્તા કહીને આ રાજ્યોને તાણો માર્યો હતો. તેણે કહ્યું કે એક વખ્તે એક વાંસલી વગાડનારે દરીયે કાંઠે કેટલીક માછલીઓ જોઇને તેમને પોતાની નજદીક ખેંચવા માટે વાંસલી વગાડી રીઝવવા માંગી, પણ તેમાં તે ફતેહ પામ્યો નહી ત્યારે તેણે ગળ નાખવાથી પુષ્કળ માછલીઓ પકડાઇ, જેઓ પછી વગર વાંસલી વગાડવે જમીન ઊપર નાચવા કુદવા લાગી. પેલા વાંસલીવાળાએ આ ઊપરથી તેમને કહ્યું કે હવે તમારૂં નાચવું વ્યર્થ છે, કેમકે મેં તમને જ્યારે એ કામ માટે બોલાવી ત્યારે તમો આવી ન હતી—દફ્૦ ૧, પ્ર૦ ૧૪૧.

લોકો સમજ્યા કે **કાઈરસની** મતલબ તેમના ઉપર ચહડાઈ લાવવાની છે, માટે તેઓએ પોતાના કીલ્લા મજબુત કરવા માંડયા, અને પછી સઘળાં નાનાં યુનાની રાજ્યોએ[1] ભેગાં મળીને એકસંપીથી વર્તવા અને બચાવ કરવાનો ઠરાવ કર્યો, તથા સ્પાર્ટા ખાતેથી મદદ મંગાવી. આ સઘળાં ઇયોન્યન રાજ્યો સાથ માઇલીટસનું રાજ્ય શામેલ થયું નહી, કેમકે એકલું તેજ એક નાનું યુનાની રાજ્ય હતું જેની જોડે **કાઈરસે** તેની મરજી મુજબની શરતો કરવાની હા પાડી હતી.

પણ સ્પાર્ટન લોકોએ ઇયોન્યન અને ઇયોલ્યન રાજ્યોની અરજ કબુલ રાખવાની ના પાડી. તેઓને ઘણીબી વીનંતી થઈ તોપણ તેઓએ ઇરાનીઓ સામે પોતાના જાત-ભાઇઓને મદદ આપવાનું મન કીધું નહી. એમ છતાં પણ તેઓએ પોતાનાં થોડાંક માણસો સાથ એક વહાણ એશ્યા તરફ રવાના કીધું, પણ તેમને એટલુંજ કામ સોંપ્યું કે ઇરાન અને ઇયોન્યા વચે જે યુદ્ધ થાય તેની ખબર અંતર સ્પાર્ટા ખાતે પુગાડયા કરે. **હીરૉડોટસ** એક કથા કહેછે કે ઉપલા સ્પાર્ટનોએ ફોશ્યા ખાતે જઇને ત્યાંથી **કાઈરસ** ઉપર કહેણ મોકલ્યું કે સ્પાર્ટાનાં રાજ્યે મનાઈ કીધી છે માટે તેણે યુનાનનાં એક પણ શેહરને હેરાન કરવું નહી![2] આ વખ્તે આપણો પાર્સી પાદશાહ હજી સાર્દીસ ખાતેજ હતો, જ્યાંથી તેણે આ સરકશી ભરેલાં કહેણનો ધીક્કાર સાથ ઉત્તર વાળ્યો, તથા યુનાન ઉપરજ ચહડાઈ લઈ જવાની ધમકી આપી;[3] અને પછી ઉપલાં ઇયોન્યન શેહરોને તાબે કરવા માટે પોતાની હાજરીની જરૂર નથી એમ સમજીને **કુરૂશ** પદભ્રષ્ટ લીડયન રાજા **ક્રીસસ** જોડે ત્યાંથી ઉપડી હમદાન તરફ ચાલ્યો.

સાર્દીસ ખાતે પોતાની તરફથી અમલ ભોગવવા માટે પાદશાહ **તાબાલુસ** નામે એક પાર્સી અમીરને ત્યાં રાખી ગયો, પણ **ક્રીસસનો** સઘળો ખજાનો ભેગો કરીને પાસેગર્દ ખાતે લઈ આવવાનું કામ તેણે **પેકત્યાસ** નામે એક લીડયનને સોંપ્યું. હવે આ છેલ્લો ઘણો કોઈ બડો લુચ્ચો અને દગલબાજ માણસ હતો. ફક્ત **ક્રીસસની** ખાતરને માટે **કાઈરસે** સાર્દીસ શેહર લુટતાં પોતાના સીપાહીઓને અટકાવ્યા હતા, અને તેની સુંદર વાણીઓ ઉપરથીજ એ મોટા પાદશાહને લીડયન રહેવાસીઓ ઉપર દયા આવી હતી. પણ પાર્સી પાદશાહની આ મેહરબાનગીનો બદલો પેલા બેમરવત રહે-

---

૧ આ રાજ્યોનાં નામો હીરૉડોટસ આ મુજબના જણાવે છે:—માઇલીટસ, માયુસ પ્રીએન, ઇફીસસ, કોલોફૉન, લેબેડસ, ટીઑસ, કલેઝોમીની, ફોશ્યા, સેમૉસ, ચીઑસ,, ઇરીથ્રી અને સ્પર્ના. આ રાજ્યોનાં નામો જાણી લેવાં અગત્યનાં છે, કેમકે પછવાડેનાં વરસોમાં પણ તેઓએ પાછો દેખાવ દીધો હતો. આ સઘળાં શેહરો હતાં અને ત્યાં જુદા જુદા યુનાની તાયફાઓ વસતા હતા, જેઓ સર્વની ભાષા એકસરખી ન હતી. ઉપલાં ૧૩ માંનાં પહેલાં ત્રણ શેહરો કાર્યાના પરગણાંમાં હતાં, જ્યાં એકજ બોલી બોલાતી હતી. એ પછીનાં છ શેહરો લીડયા મધે હતાં, જેમની બોલી વળી જુદીજ હતી. સેમૉસ-વાળાઓની બોલી જુદી હતી, તેમ વળી ૧૧ માં અને ૧૨ માં શેહરોના તાયફાઓ પણ જુદીજ બોલી વાપરતા હતા—દફ૦ ૧, પ્ર૦ ૧૪૨. આ સઘળાં ઇયોન્યન રાજ્યો હતાં. તેમનીપેઠે ઇયોલ્યનોનાં પણ ૧૧ શેહરો અથવા રાજ્યો હતાં.—દફ૦ ૧, પ્ર૦ ૧૪૯.

૨ દફ૦ ૧, પ્ર૦ ૧૫૨.

૩ તેજ, પ્ર૦ ૧૫૩.

વાસીઓએ દગો કરીને વાળી આપ્યો. એકગમથી **કાઈરસે** હમદાન શેહર—છેલું મીડયન પાયતખ્ત—તરફનો રસ્તો લીધો કે બીજીગમથી પેલા લુચ્ચા લીડયન **પેકત્યાસે** પોતાના જાતભાઇઓ અને વતનીઓને શીખવીને પોતાની તેમજ ઇરાની હાકમ **તાબાલુસ**ની સત્તા સામે બલવો કરાવ્યો અને **ક્રીસસ**નો જે ખજાનો પોતે ભેગો કરી શકયો હતો તે જેમ ગમે તેમ ખર્ચીને આસપાસનાં રાજ્યો ખાતેથી ભાડુતી લશ્કર ભેગું કરી લાવ્યો, અને શેવટે ખુલ્લી રીતે સાર્દીસ ઉપર ચહડી જઇને **તાબાલુસ**ને કીલ્લામાં ભરાઈ બેસવાની ફરજ પાડી. હવે તેણે પોતેજ સાર્દીસના કીલ્લા ઉપર ઘેરો નાંખ્યો. આ વીશે પાદશાહ **કુરૂશ**ને તેની હમદાન તરફની કુચને દરમ્યાન એકદમ ખબર પડી, જે ઉપરથી તેણે **ક્રીસસ** આગળ તેની લીડયન પ્રજાની બેવફાઇ વીશે સખ્ત મુજાહેમત કીધી. તેના સખુનો આ મુજબનાં હતા:—"હું ધારૂં છું કે મેં જે કંઇ કીધું તે એમ હતું કે ગોયા એક માણસે એક બાપને મારીને તેનાં બચ્ચાંને બચાવ્યું. તું કેજે તારી રૈયતના એક પીતા કરતાં વધારે હતો તેને મેં પકડયો અને મારી સાથે આણ્યો, અને તારી પ્રજાને મેં તેમનું શેહર સોંપી દીધું. હવે ત્યારે શું તેમના બલવાથી મને અચરતી લાગે?"[૧] આ સખુનો ઉપરથી **ક્રીસસ** બીવો. તેને લાગ્યું કે **કાઈરસ** હવે તેનાં શેહરનો જરૂર નાશ કરશે. એટલામાટે તેણે માગી લીધું, અને પાદશાહે તે કબુલ રાખ્યું, કે શેહરનાં લોકોનાં હથીયાર છોડાવી તેમની તકસીર માફ કરવી. **કાઈરસે** આ ઉપરથી **માઝારીસ** નામે એક મીડયન અમીરને એવું ફરમાન કરી આપીને મોકલ્યો કે તેણે સાર્દીસ ખાતે જઇ, બલવો બેસાડી દઇ, શેહરનાં લોકો કનેથી હથીયાર મેલાવવાં, તેમને જે પરદેશીઓએ મદદ કીધી હોય તેમને ગુલામ દાખલ વેચી દેવા, અને બલવાખોર **પેકત્યાસ**ને જીવતો પકડી આણવો.

**માઝારીસ** એક મોટી ફોજ લઇને પોતાને સજા કરવા આવે છે એવી ખબર મળતાંજ દગાબાજ **પેકત્યાસ** તથા તેનું ભાડુતી હીચકારૂં લશ્કર, જે સાર્દીસને ઘેરો નાંખી પડયું હતું તે, નાસી ગયાં. મીડ સરદાર આ ઉપરથી વગર હરકતે શેહરમાં દાખલ થયો. તેણે રહેવાસીઓનાં હથીયાર છોડાવવાનું કામ પહેલું બજાવ્યું. એ પછી **પેકત્યાસ**ને પકડી પોતાને હવાલે કરી દેવાનું કહેણ કાઇમા નામનાં ઇયોલ્યન શેહરના રહેવાસીઓ ઉપર મોકલ્યું, જ્યાં તે બલવાખોર નહાસી જઇ ભરાયો હતો. આ શેહરનાં લોકોને હજી તો **કાઈરસ** સજા કરનાર હતો, એટલાંમાં તેઓએ તેના એક શત્રુને આશ્રો આપવાની નવી તકસીર કીધી હતી. તેઓએ તેને પકડી આપવાની ના પાડી અને તેને ગુપચુપ મૈટીલીની ખાતે નહસાડી દીધો, જે લેસ્બૉસના ટાપુનું મુખ્ય શેહર હતું. પણ આ ઠેકાણેના લોકો તો **પેકત્યાસ** જેવા એક તકસીરવારને આશ્રો આપવાની ના પાડીને તેને ઇરાનીઓના હાથમાં પકડી આપવાને તૈયાર થયા, જે ઉપરથી કાઇમીના લોકોએ તે બંદખોરને ચીઑસ ખાતે મોકલી આપ્યો; પણ ત્યાંથી આ બંદખોર પકડાયો. ચીઑસનાં એક દહેરાંમાં તે જઇ ભરાયો હતો, જ્યાંથી ચોકસ જમીનનાં ઇનામની શરત કરીને આ ટાપુના રહેવાસીઓએ **પેકત્યાસ**ને પકડી **માઝારીસ**ને સ્વાધીન

---

૧ હીરૉ૦ ઇ૦ ૧, પ્૦ ૧૫૫.

કીધો. આ પછી આ મીડ સરદારે આ બલવાખોરને છુપાવનારાં અને મદદ આપનારાં શેહરોને સજા કરવાનું કામ આરંભ્યું. પ્રથમ તેણે પ્રાએનનાં લોકોને સપડાવ્યાં અને તેમને ગુલામ દાખલ વેચી દીધાં. પછી મીઆન્ડર નદી ઉપરનું મેગ્નીશ્યાનું શેહર અને તે જીલ્લો લુટયાં. તેણે બીજાંબી શેહરોને એવીજ સજા કરી હોત, પણ એટલાંમાં તે બીમાર પડયો અને મરણ પામ્યો.

**માજારીસ** એક મીડ હતો, પણ તે પોતાના નવા પાદશાહનો વફાદાર નોકર હતો. તેની જગા ઉપર **કાઈરસે** એકબીજા મીડ સરદાર **હાર્પેગસને** નેમ્યો, જે કોઈજ નહી પણ **એસ્તાયજીસ** પાદશાહનો જુનો વજીર હતો. તેણે એકપછી એક સઘળાં ઇયોન્યન શેહરો હાથ કરવા માંડયાં. તે કીલ્લાઓની બહાર મટોડાંના મોટા કોટ બનાવીને તે મારફતે કીલ્લાઓમાં પેશી દુશ્મનોને શીકસ્ત આપતો અને તાબે કરતો. તેનો પહેલો હુમલો ફોસ્યાનાં શેહર ઉપર હતો. તેણે પ્રથમ ત્યાંના રહેવાસીઓ ઉપર પેગામ મોકલ્યો કે અગરજો તેઓ પોતાના કીલ્લાનો એક ભાગ તોડી પાડે અને શેહરનું એક મકાન પાદશાહને અર્પણ કરે તો તેટલાંથીજ **હાર્પેગસ** રાજી થશે. પણ ફોસ્યન લોકે તેમ કીધું નહી. તેઓ આ સરદાર સાથ એક દગો રમ્યા. તેઓએ **હાર્પેગસની** માંગણીનો ઉત્તર બીજે દીને આપવાની કબુલત કરીને તેને અરજ કીધી કે તેણે પોતાની ફોજને કીલ્લાની આસપાસથી એક દીવસ તલક ખેંચી લેવી. આ માંગણીની મતલબ મીડ સરદાર સમજયો નહી, અને તેથી તેણે ફોસ્યનોની અરજ મુજબ અમલ કરવામાં હરકત જોઈ નહી; જેનું પરીણામ એ નીપજ્યું કે તે લોકો રાત્રે ગુપચુપ માલ ખજાનો લઈ કીલ્લો છોડી નહાસી ગયાં, અને **હાર્પેગસ** બીજે દીને એક ઉજડ શેહરમાં દાખલ થયો. ટીઑસનાં રહેવાસીઓ પણ એજ રીતે શેહર છોડી નાઠાં. પણ આ બે ઉપરાંત મૈલીટસ સીવાયનાં બીજાં સઘળાં યુનાની રાજયો **હાર્પેગસની** માંગણીને તાબે થયાં, જોકે તેઓ પોતાના બચાવમાં ફાવ્યું તેમ પ્રથમ લડયાં હતાં. આ મુજબ ઇરાનની સર્વોપરી સરદારી જોઇને દરીયામાંનાં ટાપુઓવાળાં યુનાની રાજયો પણ ઇરાનની શેઠાઈ કબુલ રાખવાને રાજી થયાં અને વગર માંગવે **કાઈરસની** પ્રજાઓ દાખલ નોંધાયાં.

પણ આટલાંથીજ કંઈ **હાર્પેગસની** ફતેહોની હદ આવી રહી ન હતી. ઇયોન્યન અને ઇયોલ્યન પ્રજાઓને એકપછીએક તાબે કરીને હવે પોતાની ફોજમાં તેઓની ફોજોની પણ મદદ લઇ આ સરદારે કાર્યન, કૉન્યન અને લીસ્યન લોકોને તાબે કરવા માંગ્યાં. એઓમાંની પહેલી પ્રજા સેહેજ વારમાં તાબે થઇ, પણ બીજીઓએ જરા મેહેનત આપી. **હીરૉડોટસ** જણાવે છે કે જેન્થસ શેહરના લીસ્યન રહેવાસીઓએ પોતાનાં બચ્ચાં છોકરાંઓને કીલ્લામાં ભેગાં કરીને તેમને બાળી નાંખ્યાં અને પછી પોતે હાથમાં તલવાર લઇને બહાર નીકળ્યા, અને પોતાની સંખ્યામાંનો એકેએક જણ કતલ થયો ત્યાંસુધી તેઓ લડયા.[૧] તે લખે છે કે કૉનસનાં લોકે પણ એમજ કીધું હતું.

આ રીતે એશ્યા બાતેનાં નાનાં યુનાની રાજયો **કાઈરસની** સલતનતને તાબે થયાં હતાં.

---

૧ હીરૉ૰ દફ્૰ ૧, પ્ર૰ ૧૭૬.

# બાબ ૮.

# મહાત્મા કાઈરસ (કુરૂશ).

(ઈ૦ સ૦ પુ૦ ૫૫૮ થી ઈ૦ સ૦ પુ૦ ૫૨૯ સુધી.)

## ૨.

## ઈરાન, તુરાન અને બેબીલનની ફતેહો.

(ઈ૦ સ૦ પુ૦ ૫૪૫ થી ઈ૦ સ૦ પુ૦ ૫૨૯ સુધી.)

૧. બેકત્રયન પ્રજા—તેની અસલી તેમજ હાલની રીતભાત—તેની અસલ તવારીખનું ગુમ થવું—તેનું નવું રાજ્ય; કાઈરસની ચહડાઈ અને ફતેહ; ટીસ્યસનો એક ટોલ્લો. સકી પ્રજા—તેનું તુરાની મુળ; ગ્રીશ્યન તાયફાઓ; ઈરાની અને તુરાની ટોળાઓ વચે લડત; સકી લોકોની બહાદુરી—લડાઈમાં સ્ત્રીઓની શામેલગીરી; કુરૂશની લડાઈઓ—શત્રુઓનું તાબે થવું. ઈરાનના જુદા જુદા પ્રાંતોની ફતેહો.

૨. બેબીલનના બાળક રાજાનું ખુન—નવો હાકમ નેબોનાયસ—તેની સરકશી—કુરૂશની તેના તરફ ઢીલી દોરી; લીડયા અને બેબીલન વચે અરસપરસની મદદના કોલકરાર; નેબોનાદયસની તૈયારીઓ; બેબીલન શેહરનું વર્ણન:—શેહરના બે ભાગો—ફરતી દેવાલો—પીત્તલના દરવાજાઓ—દેવાલોનો ઘેરાવો—અંદરનું અને બહારનું શેહર—રાજાનો મહેલ—જુપીટરનું દહેરૂં—આઠ બરૂજોનો એક મીનારો—સોનાનું દહેરૂં. બેબીલોન્યન લોકોનું વર્ણન:—પહેરવેશ—સ્ત્રીઓનું વેચાણ—એક બીભત્સ રેવાજ—દર્દીની માવજત—લાસને મધમાં આથવાનો રેવાજ. રાજાની ચૌદ વરસની તૈયારીઓ. કુરૂશની ચહડાઈ—ગીન્ડીસ નદીની 'તકસીર' અને 'સજા'—હીરૉડોટસની બેખબરી; બેબીલનની પડોસમાં લડાઈ—રાજાની શીકસ્ત—તેનું હીચકારાપણું—તેના બેટાની બહાદુરી. કુરૂશની ફતેહ—બેબીલન ફતેહ કરવાની નવી યુકતી; કીલ્લાનો ઘેરો—રહેવાસીઓની મોજમજાહ—ઈરાની ફોજનો ધસારો—રાતની અંધારીમાં લડાઈ અને ફતેહ; નેબોનાયસનું તાબે થવું—તેના ઉપર કુરૂશની મેહરબાની; બેબીલનની ફળદ્રુપતા—તેની એકવારની મોટાઈ; ઈરાનની શેહનશાહતમાં વધારો.

૩. કુરૂશની ઉમેદો. માસાગેટી લોકો—તેમના મુલકની હદ—તેમની નવાઈ જેવી રીતભાત; કુરૂશની ચહડાઈનો સબબ—તેની માંગણી; માસાગેટી પ્રજાની રાણીની દરખાસ્ત; ક્રીસસની સલાહ—તેની દગા ભરેલી તદબીર—શત્રુઓના મુલકમાં ધસારો—તેઓ ક્રીસસના ફાંદામાં ફસેછે; કુરૂશ વીશે હીરૉડોટસનું ખોટું તોહમત—તેનો રદ જવાબ. શત્રુઓ સાથ છેલી લડાઈ; કુરૂશનું મરણ—તેનાં મોત વીશે જુદી જુદી હકીકતો—જેનોફનની હકીકતની તરફેણમાં દલીલો.

### ફસલ ૧. પુરાતન ઈરાન અને તુરાન દેશોની ફતેહ.

(ઈ૦ સ૦ પુ૦ ૫૪૬ થી ઈ૦ સ૦ પુ૦ ૫૪૦ સુધી.)

જ્યારે નાનાં યુનાની રાજ્યોને જીતવાનું કામ પોતાના વીશ્વાસુ માડ સરદાર **હાર્પેગસ**ને સોંપ્યું ત્યારે, બલકે પોતે સાર્દીસ છોડીને **ક્રીસસ** જોડે હમદાન તરફ વળ્યો તે વેળાથીજ, **કાઈરસ**નાં મનમાં પોતાના મીડયન મુલકની સરહદને ઉત્તર તરફ વધારવાનો વીચાર ઘુમ્યા કરતો હતો. આ વખ્તે મધ્ય એશ્યામાં બેકત્રી અને સકી નામની બે બળવાન પ્રજાઓ વસતી હતી. બેકત્રયન લોકો અસલી આર્ય લોકોથી ઉતરેલા હતા અને એકવાર મોટી શેહનશાહત ભોગવી ચુકેલા હતા. સાધારણ રીતે એમ મનાય છે કે અવસ્તાવાણીવાળા કયાની પાદશાહોનું પાયતખ્ત બેકત્રયા અથવા બલ્ખ હતું,

જેને વંદીદાદમાં "બાખ્ધીમ્ સ્રીરામ્ એરેધ્વો દ્રફ્ષામ્" યાને "સોહામણું અને ઉંચા વાવટાવાળું બલ્ખ"[1] કહ્યું છે. બીલારીકી તખ્તીઓમાં બલ્ખનો પ્રાંત બાખ્ત્રીને નામે લખાયો છે, જ્યાંના રહેવાસીઓને **સ્ત્રેબો** અને **એપૉલોડોરસ** ઇરાનીઓને મળતા જણાવી ગયા છે, અને લખી ગયા છે કે તેઓ બંનેની ભાષાઓ વચ્ચે થોડોજ તફાવત હતો.[2] પણ જ્યારે આપણ જાણીયે છીયે કે ઇરાનીઓની મુળ ભાષા બેકત્રયન હતી, એજ ભાષામાં હજરત **જરથોસ્તની** ગાથાવાણી રચાયલી હતી, અને એજ ભાષા કયાની પાદશાહોની હતી; ત્યારે **કાઈરસના** વખ્તની બેકત્રયન ભાષા તેની પોતાની હખામની ભાષાને મળતી આવતી હોય તો તેમાં આપણને કશી નવાઈ લાગતી નથી, કેમકે અવસ્તાની અને હખામની ભાષાઓ વચેનું મળતાપણું આજે છુપું રહ્યું નથી.[3] વળી **હીરૉડોટસ** લખે છે કે બેકત્રયન લોકો લડાઈની સઘળી સામગ્રીમાં મીડ લોકોને મળતા આવતા હતા.[4] એ ઉપરાંત વળી બેકત્રયન નામોથી આ બાબત પુરવાર કરવામાં મદદગાર થઈ પડેછે. ઑક્સીઆર્તીસ, સોતામીનીસ, વગેરે જે પાછળાં બેકત્રીયન નામો યુનાની લખનારાઓ મારફતે આપણા જાણવામાં આવ્યાં છે તેઓ અમરી હુક્ષત્ર અને સ્પેન્તોમાનો અથવા સ્પેત્માન જેવાં નામો સાથ આબાદ મળતાં આવે છે. એ બીના દેખાડી આપે છે કે હજરત **જરથોસ્તને** જમાનેનાં ચાલુ નામો છેક **કાઈરસના** જમાના સુધી આશરે ત્રણ હજાર વરસોની મુદત વીતી જવા છતાં થોડાઘણા બીગાડા સાથ ચાલુ રહેલાં હતાં.

આપણ ઉપર જોઈ ગયા તેમ કયાની વંશની કયારે અને કોણ પાદશાહના વખ્તમાં આખરી આવી તે કશા ભરૂસા સાથ કહી શકાય એમ નથી, માટે પુરાતન બલ્ખની શેહનશાહત એસીર્યનોએ જીતી લીધેલી ગણાય છે તે વેળાનો, તેમજ ત્યારપછી છેક **કાઈરસના** અમલ સુધીનો, બેકત્રયન લોકોનો કશો હેવાલ આપણ જાણતા નથી. કયાની પાદશાહ **ગુશ્તાસ્પનું** નામ આપણ અવસ્તામાં ઘણે ઠેકાણે જોઇયે છીયે, પણ ત્યારપછી કયાનીઓ વીશેની આપણું જ્ઞાન કેવળ શુન્ય જેવું છે. એટલામાટે ખરૂં જોતાં તો **જરથોસ્તના** વખ્તથી તે **કાઈરસના** જમાના સુધી બેકત્રયાના રાજ્ય અને ત્યાંની પુરાતન બહાદુર પ્રજા વીશે તવારીખમાંજ નહી પણ મોહોડે બોલાતી લોકકથામાંથી એક ખાલી જગા માત્ર રહી ગઇ છે.

પણ જ્યારે આપણો પાર્સી પાદશાહ એ બહાદુર પ્રજાને જીતવા ગયો ત્યારે ઘણાં વરસ આગમજથી બેકત્રયનોનું એક નાનું રાજ્ય ચાલુ થઈ ચુકેલું હતું. એસીર્યનોના અમલની બેડી મીડયન લોકોએ તોડી તેજ અરસામાં કદાચ બેકત્રયનો પણ એ રાજ્યથી સ્વતંત્ર થયા હશે, અને ત્યારપછી પોતાનું જુદું રાજ્ય નાના પાયા ઉપર સ્થાપી બેઠા હશે. પર્સીસ અને મીડયાના પ્રાંતો કરતાં બેકત્રયાનો પ્રાંત ઘણો દુર હોવાથી એસીર્યન હાકમોને તેણે વખ્તેવખ્ત ઘણી મેહેનત આપી હશે, અને કદાચ મીડયા અને પર્સીસના

---

૧ ફરગ૦ ૧, ૬૦

૨ રૉલી૦ કૃત હીરૉ૦, દફ્૦ ૧, રસાલો ૧૧, સફે ૨૫૩, તથા નોટ ૬.

૩ જુઓ ઉપર, બાબ ૩, સફે ૭૩ થી ચાલુ. ૪ દફ્૦ ૭, ફ્૦ ૬૪.

સ્વતંત્ર થવા આગમજ તેણે પોતાની અસલી સત્તા પાછી મેળવી હશે, એમ ધારી શકાય છે. **રૉલીન્સન** કહે છે કે એશ્યાના આથમણ ભાગમાં જે મોટી શેહનશાહતોએ ૮૦૦-થી વધારે વરસો સુધી રાજ્યો ચલાવ્યાં હતાં તેઓએ બેકત્રયાને મુદલ અડકયું ન હતું—બલકે એ પ્રાંતે **કાઈરસ**ના જમાના સુધી પોતાનું સ્વતંત્રપણું જાળવી રાખ્યું હતું.[૧] આવી એક સ્વતંત્ર અને બહાદુર પ્રજા, જેણે **કાઈરસ**નાં પહેલા નેયાગાનોની પુરાતન અસલીયાત હજુસુધી જાળવી રાખી હતી, તેની જીતથી એ પાદશાહે પોતાનાં માન અને મર્તબામાં વધારો કીધો.

આ બેકત્રયન પ્રજાનાં રાજ્ય ઉપર આ પાદશાહને ચહડાઈ લઈ જવાનો શો સબબ મળ્યો તે, તથા તેમની જોડેની તેની લડાઈઓ વીશે માઠાં ભાગ્યે આપણને કશી જાણવા-જોગ હકીકતો મળી નથી. **હીરૉડોટસ** એ લડાઈ યા ચહડાઈ વીશે કશું બોલતો નથી. **ટીસ્યસ** પણ માત્ર એટલુંજ જણાવી ગયો છે કે **કાઈરસે** હુમલો કર્યા પછી એક મોટી લડાઈ થઈ, જેમાં બેકત્રયનો એટલીબધી હીમત અને બહાદુરીથી લડયા કે તેઓએ પાર્સી પાદશાહને પોતાની ઉપર ફતેહ મેળવવા દીધી નહી. એ રીત લડાઈમાં બંને પક્ષો એકસરખી ઉતરેલી જણાય છે, તોપણ એજ ઇતીહાસ લખનાર આ જંગનું શેવટનું કારણ ઘણું નવાઈ સરખું જણાવેછે. તે કહે છે કે **કાઈરસે** એક મીડયન શાહજાદી જોડે શાદી કરવાની હા પાડવાથી બેકત્રયન પ્રજા રાજી થઈ અને ખુશીથી તેના તાબા તળે ગઈ.[૨] આ વાત મુદલ માનવા સરખી નથી. બેકત્રયનો **કાઈરસ**નું ભારી બળ જોઈને, તથા તે પોતાનીજ કોમનો પેહલવાન છે એમ સમજીને, અને વળી એસીર્યન કે મીડયન અમલ કરતાં તેનો વધારે પસંદ કરવાજોગ છે એમ માનીને, તે તેને તાબે થઈ હોય તો તે બની શકે એમ છે. આ બાબતમાં **હીરૉડોટસ**ની ટુક હકીકત વધારે માનવાજોગ છે. તે લખેછે[૩] કે બીજી પ્રજાઓ જોડે બેકત્રયનોને પણ **કાઈરસે** પોતાનાં બળવડે તાબે થવાની ફરજ પાડી હતી.

બેકત્રયનોને તાબે કરીને પાદશાહ હવે પડોસનીજ એક બીજી પ્રજાને જીતવા ગયો. તે સકી નામની હતી. બેકત્રયનો ઇરાની તોખમના હતા, પણ આ તો તુરાની પ્રજા હતી. તેનો મુલક કયાં હતો તે ચોકસ કહેવાઈ શકાતું નથી; પણ તેઓ મધ્ય એશ્યામાં વસનારીજ પ્રજા હતી માટે તેનો દેશ બેકત્રયાથી ઘણો દુર નહી હોય.[૪] આ એક

---

૧ પુરા૦ પાદ૦, દફ૦ ૪, પ્ર૦ ૭, સફે ૩૬૫.

૨ તેજ, સફે ૩૬૯—૭૦.

એક મીડયન શાહજાદી સાથ કાઇરસ લગ્ન કરે તો તેથી બેકત્રયનોને શો લાભ હોય કે તેઓ એ સબબને થકી તાબે થાય તેની સમજ પડતી નથી. આ શાહજાદીનું નામ ટીસ્યસ મુજબ અમીતીસ હતું, અને તે પાદશાહ એસ્તાયજીસની બેટી હતી, જે કાઇરસ-નો નમાવો થતો હતો. માટે આ શાહજાદી કાઇરસની માસી હોવી જોઇયે. પણ ટીસ્યસ તો કાઇરસની એસ્તાયજીસ સાથની કશી જાતની સગાઇ ના પાડેછે, અને તેથીજ તેણે આ વાત જણાવેલી લાગેછે, જે ઊપર મુદલ ઇતબાર બેસતો નથી. ૩ દફ૦ ૧, પ્ર૦ ૧૭૭.

૪ રૉલીન્સનનાં મત મુજબ તેઓ પામીરની ખીણમાં અથવા ચીનાઇ તારતરીના મુલક માં વસતા હોવા જોઇયે, જ્યાં હાલ કાસ્ગર અને યારકંદના જીલ્લાઓ આવેલા છે.—પુરા૦ પાદ૦, દફ૦ ૪, પ્ર૦ ૭, સફે ૩૭૦.

સ્કીથીક પ્રજા હતી. **કાઈરસ**ના જમાનાની ઘણાં ઘણાં વરસ **આગમજથી સ્કીથ્યન** પ્રજાઓ જુદા જુદા તાયફાઓમાં, જુદી જુદી ઓળખથી, મધ્ય એશ્યા તરફના પોતાના મુલકમાંથી એ ખંડના જુદા જુદા ભાગો ખાતે વેરાઈ ગઈ હતી; **અને તેમજ** તેઓએ યુરોપમાં પણ છેક પુરાતન વખતથી દેખાવ દઈને જુદે જુદે ઠેકાણે પોતાનો અમલ બેસાડયો હતો. બેલ્ટ્રયા, પાર્થ્યા, કોલ્ચીસ, કપેડોશ્યા, આર્મીન્યા, હીંદુસ્તાન, એ સર્વ ઠેકાણે ઘણા પુરાતન વખતથી તુરાની પ્રજાઓએ દેખાવ દીધો હતો, જેઓ સઘળી આ સ્કીથીક ટોળાની શાખાઓ હતી. તેઓમાંની એક યા બીજી જોડે છેક અસલના વખતથીજ ઇરાની ટોળાઓને લડત ચાલતી આવી છે. તોપણ તુરાની કરતાં ઇરાની ટોળો ઘણો પછવાડેનો છે. **જોહાક** અને **અફ્રાસીઆબ** એ બને સ્કીથીક યાને તુરાની ટોળાઓના પાદશાહો હતા. પણ તેઓથી તુરાની તાયફાના ઘણા પાછળા પાદશાહો હોવા જોઇયે; કેમકે એ તાયફાની રખડતી અને લુટફાટ કરતી ટોળીઓ જ્યારે સઘળે ઠેકાણેના મુલુકો હાથ કરતી ચાલી ત્યારે સેમીટીક તેમજ ઇરાની ટોળાઓની હસ્તી હતી નહીં, અથવા જો હોય તો તેમનો દોર ઝાઝો ન હતો, તથા તેમનો સુધારો આસપાસ ફરી વળેલો ન હતો. [1]

આ મોટા તુરાની યાને સ્કીથીક ટોળામાંની એક પ્રજા 'સકી' નામની હતી. તેનું એ નામ **હીરોડોટસ**નું આપેલું છે. પુરાતન લેખોમાં તેને 'સક'ને નામે ઓળખી છે, જેના બે વીભાગોમાંના એકને પાદશાહ **દારાયસ હીસ્તાસ્પીસ**ના લેખોમાં 'સકા હઉમવર્કા' અને બીજાને 'સકા તીગ્રખુદા'[2] ને નામે ઓળખ્યા છે. **કુરૂશ**ના વખતના આ સક લોકોને સુસ્યાન્યન, બેલ્ટ્રયન, અને દક્ષીણ તરફના આરબો જોડે એટલોબધો સંબંધ હતો કે તેઓ સઘળા પ્રથમ એકજ મુળના હતા, અને તે મુળ તુરાની તાયફાનું હતું, એમ જણાયછે.[3] હવે આ સકા લોકોબી એકીમયનોના જેવાજ બહાદુર હતા. ખંજર, તીર કામઠાં અને કુહાડી તેમનાં લડવાનાં હથીઆરો હતાં. પાયદળ તેમજ ઘોડસ્વાર સીપાહીઓ એકસરખા લડાયક હતા. **ટીસ્યસ** કહી જાયછે કે તેમની સ્ત્રીઓ પણ બહાદુર હતી, અને લડાઇમાં જેટલા મર્દો તેટલીજ સ્ત્રીઓ પણ શામેલ થતી હતી.[4]

---

૧ રૉલી૦ કૃત, હીરૉ૦, દફ્ત૦ ૧, રસાલો ૧૧, સફે ૬૭૨.

૨ આનો અર્થ હોમાવરાન તરફના અને ટાઇગ્રીસ નદી ઊપરના સક લોકો એવો ઊઠાડવામાં આવેછે—જરતોસ્તી અભ્યાસ, સફે ૨૫૦.

૩ રૉલીન્સન કહેછે કે જે મીસાલે એકજ બનાવટના ખડકો દરીયાનાં પાણીથી ગમે એટલા છુટા પડયા હોય તોપણ પ્રથમ તેઓ એકજ હતા અને પાણીના જોરને લીધે છુટા પડયા હતા એમ તેમની બનાવટની તપાસ કરીને આપણ ખાતરીથી કહી શકીયે છીયે તેમજ સેમીટીક કે ઇરાની ટોળાઓના વધારે બળવાન મોજાઓ આગળ પોતાથી તકી શકાયું નહી તેથી આ તુરાની ટોળાઓ અકેકથી છુટા પડી ગયલા હોવા જોઇયે.—**હીરૉ૦**, દફ્ત૦ ૧, સફે ૬૭૨.

૪ આ વાતને ફીરદોસીની સતા મુજબ કશો ટેકો મળતો નથી. શાહનામાંમાં તુરાનીઓ સાથની લડાઇઓમાં કોઇ પણ ઠેકણે એવું નથી કે તુરાની સ્ત્રીઓ લડાઇઓમાં શામેલ થઇ હતી. એથીને ઊલટું, ઇરાની સ્ત્રીઓ જંગ મેદાનમાં ઊતરેલી આપણા વાંચવામાં આવેછે, જેમકે ગોર્દઆફરીદ, બાનુ ગોશસ્પ, હોમાય, ઇત્યાદી.

વળી કહેછે કે **કાઈરસ** જ્યારે આ પ્રજા સામે ચહડાઈ લઇ ગયો ત્યારે તેની સામે થનારી ફોજમાં મર્દો જોડે ઓરતો પણ હતી. ઉપલોજ નવારીખનવેશ જણાવેછે કે ૩૦૦૦૦૦ મર્દો અને ૨૦૦૦૦૦ ઓરતો મળીને પાંચ લાખ લશ્કર **કાઈરસ** સામે લડવા આવ્યું હતું. તેમના રાજાનું નામ **અમોર્જીસ** અને રાણીનું **સ્પારેથ્રા** હતું. હવે જ્યારે લડાઇ થઈ ત્યારે તેમાં આ રાજા હાર્યો અને કેદ પકડાયો, પણ તેની રાણીની ફોજે એક બીજી લડાઈમાં જીત મેળવીને એટલાબધા ઈરાની સરદારોને કેદ પકડયા કે તેમનો છુટકારો કરવાને લીધે પેલા કેદ પકડાયલા રાજાને છોડી મુકવાની પાદશાહને ફરજ પડી. પણ આમ છતાંની સઘળી લોકો શેવટે **કાઈરસને** તાબે થયા અને તેની પ્રજા થઈને ખંડણી આપવાનું તેઓએ કબુલ કીધું.

આ ફતેહો પછી **કુરૂશે** હીર્કેન્યા, ઓરાસ્મ્યા, પાર્થી, સોગ્દયાના, આર્યા, દ્રાન્જયાના, એરેકોશ્યા, સેતગીદ્યા, અને ગંદાર્યાના પ્રાંતો એકપછીએક હાથ કીધા. હવે આ ફતેહો વીશે **ટીસ્યસ** કશું લખી જતો નથી, પણ **હીરૉડોટસ** ફક્ત એટલુંજ કહેછે કે "**કાઈરસે** પોતે જાતે જઈને વધારે ઉતર તરફના મુલ્કો તાબે કીધા, અને દરેક પ્રજાને જેર કરીને એકને પણ જતી મુકી નહી."[૧] પણ બીજા અસલી લખ-નારાઓ ઉપરથી **રૉલીન્સને** આ ફતેહો વીશે કંઈક સાર આપવાની તજવીજ કીધી છે. જકસાર્ટીસ નામે નદી ઉપર કાઈરોપોલીસ નામે એક મજબુત શેહર હતું, જેની આસપાસ ઉંચી દેવાલો બાંધી લીધી હતી, અને જેને પાદશાહ **કાઈરસે** વસાવેલું હતું. એ બીના કહી આપેછે કે ઉપલી નદી ઉપરનો સોગ્દયાનાનો મુલક આ પાર્સી પાદ-શાહે તાબે કર્યો હતો. આ વાત **આર્યન, સ્ટ્રેબો**[૨] અને **કર્શ્યસ** વગેરે લખનારાઓ જણાવી ગયા છે. **પ્લીની** કહેછે કે સીંધુ નદીના ઉપલા જીલ્લામાં કપીસા નામે એક રાજધાની શેહર હતું, જેનો **કાઈરસે** નાશ કર્યો હતો. કાબુલની સહેજ ઉત્તર તરફ આજે કફ્શાન નામનું એક શેહર આવેલું છે, માટે તેજ આ અસલનું કપીસા શેહર હોય એમ **રૉલીન્સન** ધારેછે. વળી દ્રાન્જયાના સુધી **કુરૂશની** ફતેહ લંબાયલી એટલા ઉપરથી જણાયછે કે ત્યાં વસનારી 'આર્યાસ્પી' નામે એક પ્રજાને આ પાદશાહે "ભલું કરનાર" નું નામ આપ્યું હતું, કેમકે તેની પડોસમાં લડાઈ ચલાવતી વખતે એ પ્રજાએ **કાઈરસને** સઘળી ખોરાકી પુરી પાડી હતી. એ રીતે ઉગમણે છેક કાબુલ સુધી, ઉત્તરે સોગ્દયાના સુધી, દક્ષીણે સીસ્તાન સુધી, અને આથમણે છેક લીડયા સુધી **કુરૂશે** પોતે જાતે લડાઇઓ ચલાવીને ફતેહો મેળવી હતી. આથમણ તરફ તેના સરદારો **માઝારીસ** અને **હાર્પેગસે** લીડયા કરતાં પણ વધારે આગળ વધીને નાનાં યુનાની રાજ્યોને તાબે કર્યાં હતાં. પણ તેમ છતાં એજ દીશા તરફ એક એવું રાજ્ય હજુ રહી ગયું હતું જેને ફતેહ કરવા માટે **કાઈરસ** બહુ મુંતેજાર હતો અને તે ફતેહ માટે તે ત્યાં જાતે જવાની તક શોધતો હતો.

---

૧ દફ્‌૦ ૧, પ્ર૦ ૧૭૭.

૨ પુરા૦ ઘુપા૧૬૦, દફ્‌૦ ૪, પ્ર૦ ૭, સફે ૩૭૧—૭૨.

## ફસલ ૨. બેબીલોન્યાનાં મોટાં રાજ્યની ફતેહ.

(ઇ૦ સ૦ પુ૦ ૫૪૦ થી ૫૩૮ સુધી.)

ઉત્તર તથા દક્ષિણ તરફના મુલકો અને પ્રજાઓને તાબે કરીને **કુરશે** હવે એક સરકશ રાજાને સજા કરવાનો ઠરાવ કર્યો. તે રાજાએ આ પાદશાહ સામે ખરેખર સરકશી કીધી હતી એવું ખુદ **હીરૉડોટસ** ઉપરથી જણાય છે. આ માથું ઉઠાવનાર બેબીલન દેશનો પાદશાહ **નેબોનાદયસ**[1] હતો. તે દગાબાજ અને બલવાખોર હતો. બેબીલનનો હકદાર પાદશાહ તો એક નાનો બાળક હતો, જેને કેટલાક બલવાખોરોએ સંપ કરી પદભ્રષ્ટ કર્યો તથા માર મારીને તેનો જીવ લીધો, અને પછી આ ખુનીઓએ આ **નેબોનાદયસ**ને પોતાનો પાદશાહ પસંદ કીધો. અલબત્તે પોતાના હકદાર હાકમનાં ખુનમાં આ ધણીનો પણ હાથ હોવો જોઇયે, કેમકે અગરજો તેને ખુનીઓનું કામ પસંદ ન હોત તો તે જે રાજ્ય ઉપર પોતાને મુદલ હક નહી તેની લગામ કદી હાથમાં લેત નહી. તેને મરનાર રાજા સાથ કશી સગાઇ ન હતી, અને **રૉલીન્સન** તેને ખુલ્લી રીતે ઉપલા દગામાં શામેલ થયલો ગણે છે.[2] તેને તખ્તે બેસવાની તારીખ ઇ૦ સ૦ પુ૦ ૫૫૫ ની ગણાય છે, કેમકે તખ્તે બેઠા પછી તુર્તજ એ વરસમાં લીડયાના રાજા **ક્રીસસે** તેના જોગું એક એલચીખાતું મોકળાવીને ફરમાશ કીધી હતી કે મીડયાનું રાજ્ય ઉથું વાળનાર **કાઇરસ** પોતાની હકુમત વધાર્યેજ જાય છે, માટે તેની ઉપર હુમલો લઇ જવાના અથવા તેના હુમલા સામે બચાવ કરવાનાં કામમાં બેબીલને લીડયાને મદદ આપવી, અને જો જરૂર પડશે તો તેવીજ મદદ લીડયા બેબીલનને પણ આપશે. **ક્રીસસ**ની આ માંગણીને **નેબોનાદયસે** જરા પણ વીચાર કર્યા વીના કબુલ રાખી હતી; પણ તેમ કરીને તો તેણે **કુરશ** સામે લડાઇ ઉઠાવવાની ગોયા કમર બાંધી હતી અને તેનાં બળ તથા મોટાઇનો તુચ્છકાર કીધો હતો.

આ બનાવ જોકે ઠેઠ ઇ૦ સ૦ પુ૦ ૫૫૫ માં બન્યો હતો, અને ત્યારબાદ લીડયાના રાજા સાથની લડાઇ પછી **કુરશે** તેનાં પાયતખ્તને હાથ કરી **ક્રીસસ**ને કેદ પકડયો હતો, તે વેળા અથવા ત્યારબાદ કેટલીક મુદત સુધી પાર્સી પાદશાહે બેબીલનના ઉપલા સરકશ હાકમને સજા કરવાનું મન કીધું નહી યા એ દેશનું નામ પણ લીધું નહી, તે ઉપરથી કદાચ એવું અનુમાન થઇ શકે કે કુરશની મતલબ **નેબોનાદયસ**ને સીક્ષા કરવાની ન હશે. ઇરાનના પાદશાહને પગભર થવાને એ વેળા લાંબી મુદત વીતી ગઇ હતી; વળી લીડયાની ફતેહથી તેને વધારે મજબુતી મળી હતી, અને આ વખ્તે બેબીલન ખાતે એક રાજકુટુંબને પદભ્રષ્ટ કરીને ત્યાં બલવાખોરોની ઉશ્કેરણીથી નવો રાજા તખ્તનશીન થયો

---

૧ આ પાદશાહ બીજી રીતે પણ ઓળખાયોછે. હીરૉડોટસ તેને લેબીનેટસને નામે જણાવી ગયોછે. એસીર્યન ભાષામાં તે નબુનાહીદને નામે, અને હીમીટીક-બેબીલોન્યન ભાષામાં નબુ-ઇન્દકને નામે ઓળાયો છે. એસીર્યન તવારીખનવેશ બેરોસસ તેને નબોની-દસ, અને બીજા ઇતીહાસકર્ત્તાઓ નબાનીદોકસ, નબોઆન્દીલસ, અને નબોઆન-દીકસને નામે ઓળખાવી ગયાછે.—પુરા૦ પાદ૦, દપ૦ ૩, પ્ર૦ ૮, સફે ૫૦૭, નોટ ૨૮.

૨ પુરા૦ પાદ૦, દપ૦ ૩, પ્ર૦ ૮, સફે ૫૦૮.

હતો માટે ત્યાંના માંહેલા કુસંપની તક લઇને **કુરૂશ** જો ચહાત તો હર રીતે **નેબોનાદયસ**ને સજા કરી શકત. તે બેબીલન ખાતેના પદભ્રષ્ટ રાજકુટુંબને ઉશ્કેરી તેમના પક્ષકારોને મદદ આપવાની ખુશી બતાવીને બલવો કરાવત, સાર્દીસથી પાછો ફરતી વેળા બેબીલન ઉપરજ ચહડાઈ લઈ જાત, અથવા ઇયોન્યન ટાપુઓ હાથ કરવાનું ભવીષ ઉપર રાખીને બેબીલોન્યન હાકમને હેરાન કરવાનું કામ **માઝારીસ** અને **હાર્પેગસ** જેવા પોતાના સરદારોને સોંપત. પણ એવું કશું તેણે તે વેળાએ કીધું નહી, અને બેબીલોન્યન રાજાએ **કુરૂશ** સામે માથું ઉઠાવ્યાને ઘણાં વરસો વીતી ગયા બાદ ઇરાનનો પાદશાહ તેનાં રાજ્ય ઉપર ચહડાઈ લઈ ગયો હતો, માટે આટલી લાંબી મુદત પછી **કુરૂશને** આમ કરવાનું કંઈ નવુંજ કારણ મળેલું હોવું જોઇયે, અને **નેબોનાદયસ**ને થયલી સજા તે જુદાજ સબબને લીધે હોવી જોઇયે, એમ વીચારી શકાય છે.

તવારીખનવેશો આપણને જણાવી જાયછે કે **નેબોનાદયસે** એકગમ **કુરૂશ** સામેના હુમલા અને બચાવ માટે **ક્રીસસ** સાથે કોલકરાર કરી બીજીગમ તે પોતાનાં રાજધાની શેહરને મજબુત કરવા પડયો હતો. તેને ફીકર પડી કે હવે જે વખત જાયછે તેમાં તેને પોતાના મુલકનો બચાવ કરવો પડશેજ, જોકે હજી **કુરૂશ** લીડયા ઉપર ચહડી ગયો ન હતો. તેણે નવી કીલ્લેબંદી અને બચાવનાં બાંધકામો કરવા માંડયાં. બેબીલન શેહર આ વખતે ઘણું મોટું અને વખાણાયલું હતું. તે બે ભાગમાં વહેંચાયલું હતું, અને તેની વચેથી મોટી નદી યુફ્રેટીસ પસાર થતી હતી. **હીરૉડોટસે** આ શેહરની બાંધણીનું ઘણું સુંદર વર્ણન આપ્યું છે, પણ તેમાં કેટલેક ઠેકાણે અતીષયોકતી કરેલી આજે જાહેર થઇ છે. આ શેહર લગભગ સમચોરસ હતું. દરેક બાજુએથી તે ૧૨૦ ફર્લોંગ (યાને ૧૫ માઇલ) જેટલું લાંબું હતું, જે ઉપરથી ઉપલો યુનાની તવારીખનવેશ તેનો આખો વીસ્તાર ૪૮૦ ફર્લોંગ (૬૦ માઇલ) નો ગણાવે છે.[૧] તેની આસપાસ એક મોટી ખાઇ ખોદવામાં આવી હતી, અને તે પાણીથી ભરપુર હતી. તેની પછવાડે ગોળ ફરતી દેવાલ બાંધી લીધેલી હતી, જેની પહોળાઈ ૫૦ કયુબીટ અને ઉંચાઇ ૨૦૦ કયુબીટની હતી.[૨] ઉપલી ખાઇ ખોદતાં જે માટી નીકળી તેની ઇંટ બનાવવામાં આવી હતી, જે વડે ખાઇની પાર બાંધી લઇને પછી

---

૧ ટીસ્યસ અને બીજા લખનારાઓ આ સંખ્યાને બદલે શેહરનો વીસ્તાર ૩૬૦ થી ૩૮૫ ફર્લોંગ (૪૫ થી ૪૮ માઇલ) નો ગણાવેછે. ડૉ૰ ઇડી લખેછે કે શેહરની આસપાસની દેવાલનો ઘેરાવો ૪૫ માઇલનો હતો, અને તેથી એટલા વીસ્તારમાં લંડન અને તેનાં પરાંઓ જેવડાં ત્રણ શેહરોનો સમાસ થઇ શકે. શેહરના ૬૨૫ ચોરસ વીભાગો પડેલા હતા, અને તે આડા ઊભા ૨૫) મહોલાઓથી બન્યા હતા. સઘળા મહોલાઓ સીધાજ હતા, અને એકને બીજો કાટખુણે આવી મળતો હતો.—બૈબલનો શબ્દ કોશ, સફે ૪૩—૪૪.

૨ દર કયુબીટે ૨૮ આંગળ ગણતાં ઊંચાઇ ૩૭૩ ફીટ ૪ ઇંચની અને પહોળાઇ ૯૩ ફીટ ૪ ઇંચની ગણાય છે. ટીસ્યસ મુજબ ઊંચાઇ ૫૦ વામની, પ્લીની મુજબ ૨૦૦ ફીટની, સ્ટ્રેબો મુજબ ૭૫ ફીટની, જેનોફન મુજબ ૧૦૦ ફીટની, ડૉ૰ ઇડી મુજબ ૭૫ ફીટની (અને પહોળાઇ ૩૨ ફીટની), અને સર હેનરી રૉલીન્સન મુજબ ૬૦ થી ૭૦ ફીટની હતી. હવે આ અકેકથી જુદા જુદા આંકડાઓમાંથી આપણે કયો ખરો માનવો તે સમજાતું નથી.

તેજ ઇટો શેહરની દેવાલ બાંધવામાં કામે લગાડી હતી. આ દેવાલની બાંધણીમાં નખ તેલ નામનો એક જાતનો ચીકણો પાણીજ પદાર્થ વાપરવામાં આવ્યો હતો, અને ઇટોનાં થોડાં થોડાં પડ પુરાં થયા પછી બરાંનું એકેકું પડ કરવામાં આવ્યું હતું. દેવાલને મથાળે વળી લડાઇના રથ પસાર થઇ શકે એટલી જગા રાખીને સામસામા ઓરડાઓ બાંધી લીધા હતા. એ રીતે આખી ફરતી દેવાલ બાંધી લઇને તેમાં ૧૦૦ પીત્તલના દરવાજા બનાવ્યા હતા. યુફ્રેટીસ નદી શેહરની વચોવચમાંથી પસાર થતી હતી માટે શેહરના બંને ભાગો વચ્ચે વહેવાર રાખવા થકી એક પુલ બાંધી લેવામાં આવ્યો હતો, અને તેની ઉપર વળી એક ઉંચી દેવાલ બાંધી લઇને તે ઉપરની ઉપર મુજબના પીત્તલના દરવાજા જડી લીધા હતા. શેહરની આસપાસની મોટી દેવાલ નદીના કાંઠા આગળ આવી પુરી થતી ન હતી, કેમકે દેવાલના દરેક છેડા આગળથી નદીના કાંઠા બાંધી લેવામાં આવ્યા હતા. શેહરમાંની ઇમારતો ત્રણથી ચાર મજલાની હતી. નદીના કાંઠા આગળથી શરૂ થતા મોહોલાઓમાં પેશવાના માર્ગ ઉપર દરેક ઠેકાણે નાના પીત્તલના દરવાજા બનાવેલા હતા. શેહરના મુખ્ય બચાવ માટે જોકે બહારની મજબુત દેવાલ હતી, તોપણ ઉંડી ખાહી પછી માંહેલા ભાગમાં વળી એક બીજી દેવાલ બાંધી લીધેલી હતી, જે જાડાઇમાં બહારની દેવાલ કરતાં ઓછી તોપણ મજબુતીમાં એકસરખી હતી. આ માંહેલી દેવાલ એક માંહેલાં શેહરની આસપાસ બેબીલનના એક આગળા રાજા **નેબુખદનાજરે** બાંધેલી હતી, જેનો ઘેરાવો પાંચ માઇલનો હતો. આ રીતે બેબીલન બે શેહરોનું બનેલું હતું. આ છેલી દેવાલની અંદરનું તે માંહેલું, અને તેની બહારની મોટી ફરતી દેવાલની અંદરનું તે બહારનું શેહર હતું.

એ મુજબ આ શેહર નદીથી બે ભાગોમાં વહેંચાયા સાથે વળી દેવાલોથી પણ બે ભાગોમાં વહેંચાયું હતું. તેના બંને ભાગોની વચોવચમાં એકેકો કીલ્લો બાંધેલો હતો, જેમાંના એકમાં રાજાનો મેહેલ હતો. આ મેહેલની આસપાસ વળી એક બીજી દેવાલ બાંધી લીધેલી હતી. બીજા એક કીલ્લામાં જુપીટર બેલસ નામે એક દેવતાનું દહેરૂં હતું, જેની જગા બે ફર્લોંગ જેટલી ચોરસ હતી અને જેના દરવાજા પણ નકર પીત્તલના બનાવેલા હતા. આ સમચોરસ જગાની વચોવચમાં એક ફર્લોંગ જેટલો એક ચોરસ બરૂજ બાંધેલો હતો. તે તદન પથરનો હતો, અને તેની ઉપર વળી એક બીજો બરૂજ, અને બીજા ઉપર ત્રીજો, એ રીતે ઉપર પર ઉપર આઠ બરૂજો બાંધેલા હતા, અને તે ઉપર છેક નીચેથી મથાળાં સુધી જવા માટે ગોળ ફરતી સીડી બહારથી બાંધી લીધેલી હતી. ઉપર જતાં માર્ગમાં અર્ધે રસ્તે બેઠક બનાવેલી હતી, જ્યાં હરકોઇ ઘણી આસાયશ લઇને ઉપર ચહડતો હતો. સર્વથી ઉંચા બરૂજ ઉપર દેવતાનું દહેરૂં હતું, જેમાં એક કીમતી મોટી કોચ અને તેની જોડેજ એક સોનાની મેજ ગોઠવેલી હતી. આ જગા ઉપર કશી મુર્ત્તી ગોઠવેલી ન હતી. વળી એ દહેરાંમાં માત્ર એક સ્ત્રી સીવાય બીજું કોઇ માણસ રાતની વખ્તે રેહેતું ન હતું.[૧]

---

૧ આ સઘળું વર્ણન અમે હીરૉડોટસ ઉપરથી ઊતાર્યું છે. દ૫૦ ૧, પ્ર૦ ૧૭૮—૧૮૧. છેલાં પ્રકરણની શેવટે આ તવારીખનવેશ લખે છે કે ઊપલા દેવતાની પુજા કર-

તેણી જ્યાંસુધી દહેરાંનો સંભાળ કરતી ત્યાંસુધી તેને મર્દો સાથ સંબંધ રાખવાની મનાઈ હતી. આ ઓરડો દેવતાને આરામ લેવા માટેનો હતો, જેની નીચે એક બીજો ઓરડો હતો તેમાં તેની મુર્ત્તી બેસાડેલી હતી, જે તમામ નકર સોનાંની હતી. મુર્ત્તીની આગળ એક મેજ મુકેલી હતી તે, મુર્ત્તીનું તખ્ત, અને તે તખ્તની બેઠક, એ સર્વ સોનાંનાંજ હતાં.[૧] દહેરાંની બહાર વળી ભોગ આપવા માટે બે જગાઓ મુકરર કરેલી હતી, જેમાંનું એક યજ્ઞકુંડ તમામ સોનાનુંજ હતું. બીજાં ઉપર ધર્મગુરૂઓ જે ખુશબો બાળતા હતા તે દર સાલ દેવતાનાં જશનને દીને ૧૦૦૦ ટેલંટ (યાને શુમારે ૩૩૩૬૦૦૦) ની કીમત જેટલી ચહડાવવામાં આવતી હતી. પાદશાહ **કુરૂશ**ના જમાનામાં આ દહેરાંમાં વળી એક માણસની પણ મુર્ત્તી હતી, જે ૧૨ કયુબીટ જેટલી ઉંચી અને તદન સોનાની હતી.[૨]

બેબીલોન્યન લોકોની રીતભાંત વીશે **હીરૉડોટસ** આ મતલબનો હેવાલ આપે છે. પોશાકમાં તેઓ છેક પગ સુધી આવે એવો લાંબો સુતરનો જામો પહેરતા અને પછી પોતાની પીઠની આંસપાસ એક ટુંકો સફેદ સાયો વીટાળતા હતા. તેમના જોડા નવાઇ સરખા હતા. તેઓ માથે લાંબા વાળ રાખતા, પાઘડી પહેરતા, અને આખાં શરીરને ખુશબો લગાડતા હતા. બહાર નીકળતી વેળા તેઓ હાથમાં તરેહવાર જાતની નક્ષીની મુઠવાળી લાકડી લઇ જતા હતા. તેઓમાં પરણવાની રસમ નવાઇ જેવી, બલકે ધીક્કારવાજોગ હતી. દરેક ગામની પરણવા લાયક છોકરીઓને દર સાલ એકવાર એક ચોકસ ઠેકાણે ભેગી કરવામાં આવતી હતી, અને તેમની આસપાસ પરણવા ઇછનારા મર્દોનું ટોળું ભેગું થતું હતું. એ પછી એક પોકારચીન અથવા બાંગી દરેક છોકરીને બોલાવી તેનું લીલાઉંથી વેચાણ કરતો હતો. જે છોકરી સર્વથી ખુબસુર્ત હોય તેનું વેચાણ પહેલું થતું અને ત્યાર પછી તેનાથી ઉતરતીનું થતું, અને ખરીદ કરનારાઓ આ સર્વને પોતાની સ્ત્રી કરતા હતા. સર્વથી ખુબસુર્ત છોકરીઓ માટે માતબરોમાં ભારી રસાકશી ચાલતી હતી. પ્રથમ ખુબસુર્ત છોકરીઓ પછી બદસુર્ત અથવા ખોડખાપણ વાળીઓ વેચાતી હતી, અને તેમને ખરીદ કરનારાઓને

---

નારા બેલ્દયન ધર્મ ગુરૂઓના કહેવા મુજબ આખી ભુમી ઉપર વસનારી સઘળી સ્ત્રીઓમાંથી આ રખેવાળ સ્ત્રીને દેવતા પોતેજ પસંદ કરતો હતો.—વળી ૧૮૨ માં પ્રકરણની શરૂઆતમાં તે જણાવેછે કે દેવતા પોતે આ ઓરડામાં રાત્રે સુવા આવે છે. પણ એ વાતની સચાઇ હીરૉડોટસ પોતેજ માનવાની ના પાડે છે.

૧ આપણા તવારીખનવેશને બેલ્દયન ધર્મગુરૂઓએ ગણાવ્યા બલકે ભણાવ્યા મુજબ આ સઘળાં સોનાંનો વજન ૮૦૦ ટેલંટ (યાને શુમારે ૩૨૬૮૮૦૦૦) જેટલો હતો.

૨ કાઇરસે બેબીલન હાથ કર્યા છતાં આ સઘળાંને હાથ લગાડયો હોય એમ જણાતું નથી. અને તેની પછીના પાર્સી પાદશાહોએબી આ તાબે થયલાં રાજ્યની પ્રજાનું ધર્મ સંબંધી બાબતોમાં દીલ દુખવવાની કુરશના જેવીજ નાખુશી બતાવેલી હોવી જોઇયે, કેમકે છેક પાદશાહ જર્કસીસના વખતમાંજ એ દહેરાંમાંની દૌલત ઇરાની ખજાના ખાતે ઘસડી લાવવામાં આવી હતી અને તેબી માત્ર તે વેળા બેબીલોન્યન લોકો એ બલવો કરવાને લીધેજ એમ થયું હતું.

ઉપલી સુંદર છોકરીઓનાં વેચાણથી ઉપજેલી રકમમાંથી થોડું થોડું આપવામાં આવતું હતું. કોઈબી માત પીતાને સત્તા ન હતી કે તેઓ પોતાની દીકરીને માટે મનગમતો જમાઈ શોધે; તેમજ વળી જે ધણી એક છોકરીને ખરીદ કરતો તે તેણીને પોતાની બાયડીજ બનાવશે એમ તે જ્યાંસુધી જામીનગીરી આપતો નહી ત્યાં સુધી તેને તે સ્ત્રી લઈ જવાની પરવાનગી મળતી ન હતી. વળી જો બંને પક્ષોને બનવાનું નથી એમ જણાતું તો વેચાણ રદ થતું હતું અને ખરીદીના પૈસા પાછા આપી દેવામાં આવતા હતા.[૧]

આ રીતે શાદી કરવાના બેબીલોન્યનોના ધીકારવાજોગ રેવાજની આપણો તવારીખનવેશ હીમાયત કરે છે! પણ નીચે જણાવેલી શરમ ભરેલી બેહયા રસમને તો તે વાજબી રીતે ધીકારે છે. એ બીભત્સ રસમ એ છે કે દેશમાં જન્મેલી દરેક છોકરીએ પોતાની જીંદગીમાં એકવાર વીનસ નામે દેવીનાં દહેરાંમાં જવું અને ત્યાં હરકોઈ પારકા મર્દ જોડે પ્યાર કરવો! ઘણી એક માતબર ઘરની સ્ત્રીઓ ગાડીમાં પરદા નાંખી ત્યાં જતી, પણ ગરીબો તો પોતાને માથે દોરીના હારડા વીટાળી દહેરાંના ચોકમાં હારેદોર બેસતી. પછી દોરીઓ બાંધી લીધી હોય તેમાંથી પારકા મર્દો આ ચોકમાં આવતા જતા હતા. જે સ્ત્રીએ આ ચોકમાં એકવાર જગા લીધી હોય તેણીને પોતાનું કામ પુરૂં કર્યા વીના ત્યાંથી ઉઠી જવાની છુટ ન હતી. તે કામ એ હતું કે ફરવા આવનાર હરકોઈ પારકો મર્દ એક રૂપાંનો સીક્કો નાંખતો એટલે તુર્ત તેણી તેની જોડ દહેરાંની હદની બહાર જતી. આ સીક્કો નાંખતી વેળા તે તેણીને આશીર્વાદ દેતો કે "મીલીટ્ટા (વીનસ) દેવી તને આબાદ કરો!" આ સીક્કો કીમતમાં ગમે એવો નાનો કે મોટો હોય અને તે નાંખનાર ગમે એવો ભલો કે ભુંડો, જવાન કે બુઢો, કદરૂપો કે ખુબસુર્ત હોય, તોપણ તે મળતાંજ પેલી સ્ત્રીએ તેને પવીત્ર ગણીને પેલા ધણીની પુઠે જઈ તેની નીચ ઇચ્છાને વશ થવું, એવો પાપી ધારો હતો! આ રીતે દેવીને સંતોખવા પછી પેલી સ્ત્રી પોતાને ઘર જતી, અને પછી ગમે એવી મોટી લાલચ છતાં રાજી થતી ન હતી. ખુબસુર્ત સ્ત્રીઓનો આ રીતે દહેરાંના ચોકમાંથી વહેલો છુટકો થતો હતો, પણ બીજીઓને બહુ વખ્ત સુધી બેઠી રહેવું પડતું હતું. કેટલીકોને તો ત્રણથી ચાર વરસો સુધી દહેરાંમાં રહેવું પડતું હતું![૨]

બેબીલોન્યન લોકોમાં તબીબો જેવું કંઈ હતુંજ નહી, માટે જ્યારે એક માણસ બીમાર પડતો ત્યારે તેને જાહેર ચોકમાં લઈ જઈ મેલવામાં આવતો, જ્યાંથી પસાર થતા ઘણીઓમાંથી જેને તે દર્દીના જેવો રોગ આગળ થયો હોય અથવા તેવા રોગ વીશે પોતે કંઈ સાંભળ્યું હોય તો પોતે લીધેલી યા સાંભળેલી દવા તે તેને ફરમાવતો અને સલાહ આપતો હતો. આ કારણને થકી એવો ધારો હતો કે રસ્તે જતો કોઈબી ઘણી દર્દીનાં દુખની ખબર અંતર પુછ્યા વીના પસાર થઈ શકે નહી.[૩] વળી આ લોકો પોતાનાં મરનારને મધમાં આથીને ડાટતા હતા. બેબીલન ખાતે આજે ખણી કહાડવામાં આવેલી કેટલીક વસ્તુઓ ઉપરથી જણાય છે કે ત્યાંનાં લોકો લાસને લાંબાં

૧ હે૦ ૧, પ્ર૦ ૧૯૬. ૨ રૌલી૦ કૃત હીરૉ૦, હે૦ ૧, પ્ર૦ ૧૯૯. ૩ તેજ, પ્ર૦ ૧૯૭.

અથવા ટુકાં પથર યા માટીનાં વાસણમાં મેલીને ડાટતા હતા. એવું ધારવામાં આવે છે કે કદાચ આ વાસણોમાં લાસ મુકીને પછી તેમાં મધ ભરવામાં આવતું હશે.

આવાં એક મોટાં શેહર અને ત્યાંની આવી એક મોજીલી પ્રજાનો નવો રાજા **નેબોનાદયસ** પાર્સી પાદશાહ સામે લડાઇની કમર બાંધીને ૧૪ વરસો સુધી સુખ ચેનથી અમલ ભોગવતો રહ્યો તે દરમ્યાનમાં તેને પોતાનાં રાજ્યનો શત્રુઓના હુમલા-માંથી બચાવ કરવા માટેની તૈયારીઓ કરવાનો પુશ્કળ વખ્ત મળ્યો હતો. હવે **કુરૂશે** બેબીલન ફતેહ કીધું તેની તારીખ ઇ૦ સ૦ પુ૦ ૫૩૯ નાં વરસ ઉપર મેલાય છે, અને સાર્દીસ ઇ૦ સ૦ પુ૦ ૫૪૬ માં ઇરાનને તાબે થયું હતું, માટે બરાબર ૮ વરસ પછીજ **કુરૂશે** બેબીલનના ઉપલા સરકસ રાજાને સજા કીધેલી ઠરેછે. એટલી મુદતમાં તો આ પાર્સી પાદશાહે સંખ્યાબંધ રાજ્યો ફતેહ કર્યાં હતાં, અને તેટલીજ પ્રજાઓને પોતાને તાબે કરી હતી. આ ફતેહો પછી તે પાર્સાગર્દ ખાતે પાછો ફર્યો, અને ત્યાંથી હમદાન ખાતે જઇને છેલ્લે બેબીલન તરફ કુચ કીધી. એ વેળા **નેબોનાદયસ** પોતાની[1] સઘળી તૈયારીઓ કરી ચુકયો હતો માટે તેને પાર્સી ફોજની ચહડાઇથી કશી ધાસ્તી લાગી નહી. તે શેહરના બચાવનાં કામો પુરાં કરી ચુકયો હતો, માંહે ખોરાકી ભરી રહ્યો હતો, અને એવી ગોઠવણ રાખી બેઠો હતો કે જો શેહરની બહારની લડાઇમાં પોતાની હાર થશે તો કીલ્લામાં ભરાઇ બેસીને પોતાના શત્રુઓને હચમચાવી શકશે. પણ તેની આઠ વરસોની તૈયારીઓ આ પાદશાહને મદદ લાગી નહી. **કુરૂશ** મોટી ફોજ સાથ કુચ કરતો ગીન્દીસ નામે નદીના કાંઠા આગળ આવી લાગ્યો. આ મોટી નદી ટાઇગ્રીસની એક શાખા છે, જેમાં તે બગદાદ આગળ ખાલી થાય છે. આ નદી ગીન્દીસ વીશે **હીરૉડોટસે** પોતાની સરેશ્તાની રમુજ મુજબ એક કહાણી લખીછે. કહેછે કે **કુરૂશની** ફોજમાંનો એક પવીત્ર સફેદ ઘોડો આ નદી ઓળંગતી વેળા પાણીના ઝપાટા સાથ ઘસડાઇ ગયો અને શેવટે ડુબી મુઓ, જે ઉપરથી પાદશાહને રીશ ચહડી—કેમકે તે ઘોડો તેનો માનીતો અને વળી પવીત્ર હતો—અને ગીન્દીસ નદીને સજા કરવાના ઇરાદાથી તેણે થોડીક મુદતસુધી બેબીલન ઉપરની ચહડાઇ મુલતવી રાખી નદીની બંને બાજુઓ ઉપર ૩૬૦ નાળાં ખોદાવીને તે રસ્તેથી તેનાં પાણીઓને બહાર કહાડી નાંખ્યાં![2] ગીન્દીસ નદીને સેંકડો ફાંટામાં વહેંચી નાંખવાનું આ કારણ ગમે એટલું રમુજી હોવા છતાં તે ખરૂં નથી. ખરાં કારણની ગેરહાજરીમાંજ આપણા તવારીખ

---

૧ હીરૉડોટસ કોઇ નાઇટોક્રીસ નામે રાણીનું નામ આપીને લખેછે કે કાઇરસ સામે શેહરની કીલ્લેબંદી વગેરે કરનાર તેણી હતી, અને તેણી નેબોનાદ્યસની મા થતી હતી.—દફ૦ ૧, પ્ર૦ ૧૮૬. રૉલીન્સન કહે છે કે રાણીના આ સઘળાં કામો તેણીના દીકરાનાજ ગણાવાં જોઇયે.—પુરા૦ પાદ૦, દફ૦ ૩, પ્ર૦ ૮, સફે ૫૧૦.

૨ દફ૦ ૧, પ્ર૦ ૧૮૯. આવી રમુજી પણ બેખબરી બતાવનારી કહાણીઓ હીરૉ-ડોટસમાં જબરજ આપણ વાંચીયે છીયે. કુરૂશના ધર્મમાં ઘોડાને કદી પવીત્ર ગણેલો નથી, અને એ પાદશાહ કંઇ એટલો મુર્ખ ન હતો કે પવીત્ર ગણાયલાં પાણીને સજા કરવાની હીમત કરે. નદીને ફાંટાઓમાં કાંય વહેંચી હતી તેનાં ખરાં કારણની પકી ખબર નહી મળવાથી તવારીખનવેશે આ ચોકઠું ગોઠવી બેસાડેલું લાગે છે.

નવેસે આ હસવા સરખી વાત જાહેર કીધી છે; પણ **કુરૂશ** કુનેહ અને તદબીરવાળો હતો, અને પોતાની ખાસ મતલબને થકીજ તેણે આ કામ કીધું હતું, તે આપણ આગળ ચાલતાં જોઈશું. હવે આ નદીને ૩૬૦ ફાંટાઓ અથવા નેહરોમાં વહેંચી નાંખવાનું કામ પુરૂં કરતાં એટલોબધો વખ્ત વહી ગયો કે ઉનાળાની મોસમ તો તેમાંજ પસાર થઈ ગઈ. પણ ત્યારબાદ વસંત બેસતાંજ **કુરૂશે** પોતાની કુચ પાછી જારી કીધી. તેણે મોટી આશાની સાથ ટાઇગ્રીસ નદી પસાર કીધી, અને બાકીની કુચ જલદીથી પુરી કરીને તે હવે બેબીલનની નજદીક આવી લાગ્યો. ટાઇગ્રીસ નદી ઇરાની ફોજે પસાર કીધી છે એવી પોતાને ખબર મળતાંજ રાજા **નેબોનાદચસ** પોતાનાં લશ્કરને શેહરની બહાર લાવી ચહડાઈ લાવનારની વાટ જોતો લડાઈ માટે તૈયાર ઉભો. તેની આ ચપળાઇની મતલબ તે પોતે કેટલો બહાદુર અને દેશહીતકારી હતો તે દેખાડવાની હતી, પણ માત્ર થોડાજ વખ્તમાં આ તખ્ત પચાવી બેસનારા રાજાની બહાદુરીનું ઇરાની ફોજે તોલ કરી લીધું.

બંને લશ્કરો વચે શેહરની પડોસમાં એક ભારી લડાઇ થઇ, જેમાં બેબીલોન્યનોની મોટી શીકસ્ત થવાથી રાજા **નેબોનાદચસ** નાઠો. તેણે આગમજથી ગોઠવણ રાખી હતી તેમ આ પરાજય પછી કીલ્લામાં આશ્રો લઈ મરતાં સુધી શેહર અને દેશનો બચાવ કરવાનું માથે નહી લેતાં સર્વસ્વ પડતું મેળી પોતાનો જીવ બચાવવાનીજ દરકાર રાખીને તે બીજે રસ્તે નદી ઓળંગી બીજી પારે આવેલાં બૉર્સીપા શેહરમાં જઈ ભરાયો. આ શેહર બેબીલનનાં નૈરૂત ખુણા તરફ આવેલું હતું. ત્યાં નાસી જઈ આશ્રો લેવાની તેની નેમ પોતાનાં પાયતખ્ત શેહરનો બચાવ કરવાની તો હોયજ નહી, કેમકે તેમ જો હોત તો સઘળી ફોજની જોડે તેણે પણ કીલ્લામાંજ આશ્રો લીધો હોત. તે થોડીજ ફોજ સાથ યુદ્ધમાંથી નાસી ગયો હતો, માટે તેની નેમ પોતાનો જીવ બચાવવાનીજ કદાચ હોય. હવે કીલ્લામાં જેઓ ભરાઈ બેઠા તેઓમાંનો એક આ હીચકારા પાદશાહનો બેટો **બેલશાઝ્ર** હતો. કહે છે કે આ જવાનને પાદશાહે પોતાની જોડે રાજ કારભારમાં આગળ પાડેલો હતો, જોકે તેની ઉમર આ વખ્તે માત્ર ૧૪ વરસની હતી. ઉપલી લડાઇ પછી આ જવાને પોતાના બાપની ગેરહાજરીમાં સઘળી ફોજની સરદારી લીધી અને કેટલીક મુદત સુધી **કુરૂશને** તેણે શેહર ફતેહ કરવાનાં કામમાં ફાવવા દીધો નહી. **હીરૉડોટસ** કહે છે કે આથી તે પાદશાહ ઘણો નાઉમેદ થઈ ગયો અને તેથી તેણે હવે એક યુકતી રચીને પોતાની મતલબ પાર પાડવા માંગી.

તે યુકતી આ મુજબની હતી. શેહરમાં યુફ્રેટીસ નદી જ્યાંથી દાખલ થતી હતી ત્યાં તેણે પોતાની લડાયક ફોજનો એક ભાગ રાખ્યો, અને બીજા તેવાજ એક ભાગને નદી જ્યાંથી શેહરમાં થઇને પાછી બહાર નીકળેછે ત્યાં તૈયાર રાખ્યો, અને એ બંને લશ્કરોને હુકમ આપી મુકયો કે જે વખ્તે તેમને નદીનું પાણી બહુજ ઓછું થઈ ગયલું અથવા સુકાઈ ગયલું જણાય તેજ વખ્તે બંને લશ્કરોએ બંને છેડાઓ તરફથી નદીને માર્ગે શેહરમાં દાખલ થઈ લડાઈ ચલાવવી. આ હુકમ આપીને **કુરૂશ** પોતાની ફોજનાં બાકી રહેલાં ઓછાં લડાયક લશ્કરને લઈ, જે મીસાલે ઉપર જણાવેલી ગીન્દીસ નદીને પુષ્કળ

નાળાંઓમાં વહેંચી નાંખી હતી તેમ, આ મોટી યુફ્રેટીસ નદીનાં પાણીને પણ તેવીજ રીતે પુષ્કળ રસ્તે મેદાન અને બીયાબાનમાં ખાલી કરવા ફરમાવ્યું. **કુરૂશે** પોતાનાં મનમાં બેબીલન ફતેહ કરવાની મુશ્કેલીનું તોલ આગમજથી કીધેલું હોવું જોઇયે, અને તેની જોડે આ મુશ્કેલી છતાં એ મોજીલાં શેહેરને કેમ ફતેહ કરવું તેનો ઇલાજ પણ તેણે શોધી કહાડેલો હોવો જોઇયે. અને તેટલામાટે તે ઇલાજ કારગાર લાગશે કે નહી તે તપાસી જોવા થકીજ, તેણે જે કામ પાછળથી યુફ્રેટીસ જેવી નદી ઉપર બજાવવાનું હતું તેનો આગમજથી ગીન્દીસ જેવી તેની શાખા ઉપર અખતરો કરી જોયો, જેમાં ફતેહ મળવા પછીજ હવે તેણે આ વખ્તે યુફ્રેટીસની બંને બાજુઓ ઉપર નાળાંઓ ખોદાવીને તેનું પાણી કહાડી નખાવ્યું. પ્રથમ તેણે નદીની બંને બાજુઓ ઉપર ઉંડી પહોળી નાળાં જેવી ખાહીઓ ખોદાવી, અને તેમાંથી નીકળેલા માટીના ઢગળાઓ ઉપર બરૂજો બાંધી તેઓમાં પોતાનાં લશ્કરની જગા કરવા માંડી. આમ કરવાની તેની મતલબ બેબીલોન્યનોને એવું દેખાડવાની હતી કે તે તેમનાં શેહેરને ઘેરો નાંખવા માંગે છે. પણ આથી તે લોકને મશ્કરી કરવાનું કારણ મળ્યું, કેમકે તેઓએ પોતાને વીશ વરસો સુધી ચાલે એટલીબધી ખોરાકી કીલ્લામાં આગમજથી ભરી મુકેલી હતી.[૧] વળી **કાઈરસે** પોતાની ફોજને બાર ભાગમાં વહેંચી નાંખી એવું જાહેર કરાવ્યું કે અકેકો ભાગ બેબીલનની અકેક મહીનો તકેદારી કરશે. આ વાત જાણ્યામાં આવ્યાથી ઘેરામાં આવેલા લોકો હસી પડયા, કેમકે તેઓ પાદશાહને મુર્ખ સમજી બોલવા લાગ્યા કે પાર્સીઓના જેવાજ ફ્રીજ્યનો, લીડયનો, અરેબ્યનો કે કેપેડોશ્યનો નથી; તેઓ તો અમારા તરફ મમતા બતાવનારા છે, માટે તેવી ફોજને તે અમારી ઉપર તકેદારી રાખવાને કોણ નેમતું હશે?[૨] પણ **કુરૂશની** મતલબ જુદીજ હતી. તે બેબીલોન્યનો ધારતા હતા તે કરતાં વધારે બાહોશ હતો. નદી ખાલી કરી નાંખવાનાં આ કામને માટે **કુરૂશે** ચોકસ વખ્તની વાટ જોઇ. પોતાનાં કોઈ મોટાં જશનને દીને બેબીલોન્યન લોકો બહુ ચકચુર બની જાય છે. આ જશનનો દીવસ આ વખ્તે પોતાનાં શેહેરની આસપાસ નખાયલા ઘેરાને દરમ્યાન પડવા છતાં, તથા પોતાના રાજાની ગેરહાજરી છતાં, આ મોજીલાં લોકોએ પોતાનો તેહવાર રાખેતા મુજબ પાળવામાં કશી હરકત જોઈ નહી. તેમના નાના રાજા **બેલ્શાજરને** સુધારો હતો કે જ્યાંસુધી તેના બચાવની ગોઠવણો સંપુર્ણ હતી, અને તેની કને પુરતો ખોરાક હતો, ત્યાંસુધી તેને **કુરૂશના** ઘેરાથી થોડુંજ બીહીવાનું હતું. એટલામાટે તેણે પોતાની કેદ પડેલી પ્રજાને તેમનાં શંકટ છતાં વાર્ષીક જશનની ખુશહાલીમાં મરજી ચાહે તેમ મજાહ ભોગવવાની પરવાનગી આપી, અને પોતેબી તે પવીત્ર દીવસ તેવીજ રમત ગમત અને મોજમજાહમાં ગુજાર્યો. તેણે પોતાના મહેલમાં એક હજાર અમીર ઉમરાઓ અને શેઠ સાહુકારોને જીયાફત આપી, જેમાં તે અને આખી પ્રજા એટલીબધી ચકચુર થઇ ગઇ કે તેઓ સર્વે આ મોજ શોક આગળ ઘેરા, અને દુશ્મન, અને સ્વદેશની વાત ભુલી ગયાં, અને રંડીબાજી તથા છાકટપણાંના હલકા હવસના ભોગ થઇ પડયાં.

---

૧. જેનોફન કૃત કાઇરોપોડયા, દફ૦ ૭, પ્ર૦ ૫, ફ૦ ૧૩.  ૨ તેજ, ફ૦ ૧૪.

પણ આ બદીઓને માટે રાજાથી રંક સુધી સર્વને ખમવું પડયું. **કુરૂશ,** જે આ મોજમજાહના દીવસનીજ વાટ જોતો બેઠો હતો, તેણે એ દીને યુફ્રેટીસ નદીનું પાણી આગમજથી તૈયાર કરી રાખેલાં નાળાંઓ મારફતે ખાલી કરી નખાવ્યું. એ આગમજ **કાઈરસે** પોતાના માણસોને આ મુજબનો હુકમ આપી મુકયો હતો કે અગરજો કોઇ રહેવાસીઓ ઘરનાં છાપરાં ઉપર ચહડી જઇ તમને નળીયાં અને પથરા મારી હેરાન કરે તો તેમની કશી દરકાર કરતા ના. આદર ઇજદ આપણી તરફથી લડશે. તેમના દરવાજા અને ઘરો જલદીથી સળગી ઉઠે એવી વસ્તુનાં બનાવેલાં છે માટે જો તેઓ ઉપર મુજબ કરશે તો પછી પોતાનાં ઘર સળગી ઉઠેલાં જોઇ તેઓ નાસભાગમાં પડશે.[१] અને એ રીતે આ મોટી અખુટ નદીમાં પાણી ઘટી ગયલાં જોતાંજ ઇરાની લશ્કરોએ નદીનાં બંને નાકાંઓ મારફતે શેહરમાં દાખલ થઇ પોતાનો સીક્કો બજાવ્યો. તેમનાં સારાં ભાગ્ય કે આ વખ્તે નદી તરફના પીત્તલના દરવાજાઓ તદન ખુલ્લા હતા. તેમને બંધ કરવા વીશે પણ મોજીલા અને મગરૂર બેબીલોન્યનો બેદરકાર રહ્યા હતા. આ રીતે ઇરાની ફોજે શેહરમાં દાખલ થઇ લડાઇનો પોકાર ઉઠાવ્યો, રંગરાગ અને ખાનપાનમાં ચકચુર થઈ ગયલા છાકટા રહેવાસીઓ અને લશ્કરી સીપાહીઓ પોતાના હરીફોની મુકાબેલ જઇ શકયા નહી, જવાન રાજા પોતે ગાભરો પડયો, અને એ રીતે રાતની અંધારીમાં મારફાડ અને કતલ એટલી બધી હદ સુધી ચાલી કે બીજે દીને **કુરૂશની** સત્તાનો અનાદર કરવાને એકબી સ્વતંત્ર બેબીલોન્યન માલુમ પડયો નહી. ઇરાની સીપાહીઓએ હીમતભર્યાં કદમ સાથ રાજાના મહેલમાં ઘસી જઈ તેને તેની સઘળી મજાહ વચ્ચે કાપી નાંખ્યો. કહેછે કે બીજા સીપાહીઓએ શેહરને આગ પણ લગાડી હતી.[२]

ઉપલી રાતની લડાઇનું વર્ણન **જે. નોફ્ને** બહુ સુભાખીત શબ્દોમાં આપ્યું છે.[૩] **કુરૂશ** પોતે રાજાના મહેલમાં ઘસી ગયો હતો. તેની જોડે **ગોબ્રાયસ** (ગઓબરૂવ) અને **ગદાતસ** (ગઓદાત?) નામના બે એસીર્યન સરદારો હતા, જેઓ રાજાના જુલમાતને લીધે પાર્સી ફોજને જઈ મળ્યા હતા. તેઓએ રસ્તો દેખાડયો અને પાર્સી લશ્કર શેહરમાં ઘસી ચાલ્યું. જેઓ તેમની સામા થયા તેમને મારી નાંખ્યા. બીજાઓ નાસી ગયા, અને કેટલાએકોએ બુમ પાડી શેહરને આ એકાએક આવી પડેલાં આફત વીશે જાણીતું કીધું. **ગોબ્રાયસની** સાથના ઇરાનીઓએબી બુમ પાડવા માંડી, અને તેમ કરીને તેઓ શત્રુઓની ધાસ્તી વીના ટુંકે રસ્તે મહેલમાં ઘસી ગયા. મહેલના દરવાજા તેઓએ બંધ જોયા એટલે દરબાનો ઉપર તેઓ તુટી પડયા. તે છાકટા ચોકીબાનો એક મોટી સગડી સળગાવીને ધુમ શરાબ પીતા હતા. દરવાજા બહાર આ ગડબડાટ ચાલતો અંદર સંભળાયાથી રાજાના હુકમથી કેટલાક મીત્રો તપાસ કરવા દરવાજા ઉઘાડી બહાર આવ્યા. દરવાજા ઉઘડેલા જોતાંજ **ગદાતસ** અને

---

૧ કાઈરોપીડયા, ફસ્લ ૭, પ્રક૦ ૫, ફ૦ ૨૨—૨૩.

૨ બૈબલ—જેરેમાયા પ્ર૦ ૫૦, ફ૦ ૩૨; પ્ર૦ ૫૧, ફ૦ ૩૦, ૩૨, ૫૮. ડાન્યલ પ્ર૦ ૫, ફ૦ ૫—૨૮.

૩ કાઈરોપીડયા, ફસ્લ ૭, પ્ર૦ ૫, ફ૦ ૨૬ થી ૩૬.

તેના સાથીઓ રાજાનાં દેવાનખાનાંમાં ધસી ગયા. રાજા પોતે હાથમાં નાગી તલવાર લઈ ઉભેલો હતો. પણ **ગદાતસ** અને **ગોબ્રાયસ**નાં માણસોએ તેને એકદમ લાઇલાજ કરી નાંખ્યો, તેની મદદે આવેલાં માણસોના જીવ લઈને રાજાને પણ કતલ કીધો. **કુરૂશ**નો હુકમ હતો કે સર્વ રહેવાસીઓને પોતાનાં ઘરમાંજ રહેવાની તાકીદ કરી ચેતાવવું કે જે કોઇબી ઘરની બહાર માલુમ પડશે તેને મારી નાંખવામાં આવશે. આ હુકમ મુજબ અમલ થયો અને બીજે દીને આખું શેહર પાદશાહને તાબે થયું. **કુરૂશે** માર્યા ગયલાઓની લાસ તેમના ખેશીઓને ઠેકાણે પાડવા માટે સ્વાધીન કરાવી, અને ફરમાવ્યું કે સર્વ બેબીલોન્યનોએ પોતાનાં હથીયારો લાવી આપવાં. જેઓએ આમ નહી કીધું તેમના જીવ ગયા. પાદશાહે રહેવાસીઓને તેમની જમીન ખેડી ખાવા આપી દીધી, પણ તેમની કને ચોથાઈ લેતી કીધી.

બેબીલનનું મોટું શેહર એ રીતે **કુરૂશ**ને તાબે થયું. પણ જ્યાંસુધી ત્યાંનો રાજા **નેબોનાદયસ** છુટતો હતો ત્યાંસુધી **કાઈરસ**ને નચીંતાઈ હતી નહી. એટલામાટે પ્રથમ શેહરના બહારના બરૂજો વગેરે ભાંજી નખાવીને પછી તે બૉસીંપાનાં શેહરને ઘેરો નાંખવા દોડયો. પોતાનું પાયતખ્ત તાબે થયલું જોઇને **નેબોનાદયસે** **કુરૂશ**ની દયા ચહાવામાં ડહાપણ જોયું અને પોતેજ તેને શરણે ગયો. ગમે તેવો શત્રુ પણ એક મોટાં રાજ્યનો તો હાકમ હતો, એમ સમજીને આપણા મોટા પાર્સી પાદશાહે તેને જીવતદાન બક્ષ્યું તથા કર્માન્યાના પ્રાંતની હાકમી સોંપી.[૧]

આ બનાવ ઇ૦ સ૦ પુ૦ ૫૩૯ માં બન્યો. એ વરસથી બેબીલોન્યા ઇરાની શેહનશાહતનો એક પ્રાંત ગણાવા લાગ્યું. **હીરોડોટસ** તેને બીજા પ્રાંતો કરતાં ઘણો ફળદ્રુપ અને માતબર જણાવી ગયો છે. તે દાખલો આપે છે કે સઘળા ઇરાની પ્રાંતોને માથે ચોકસ રકમની ખંડણી ઉપરાંત પાદશાહની ફોજની ખોરાકી પુરી પાડવાનો દંડ પણ નાંખેલો હતો, અને આમ ખોરાકી પુરી પાડનારા પ્રાંતોમાં બેબીલનને આખા બાર માસ ચાલે એટલીબધી ખોરાકી પુરી પાડવી પડતી હતી. માટે આ તવારીખનવેશની સમજણ મુજબ ઇરાનના સઘળા મુલુકોની કુલે પેદાશના $\frac{1}{3}$ મા ભાગ જેટલું એકલા બેબીલોન્યાના પ્રાંતમાં પાકતું હતું. તે વળી જણાવે છે કે **ત્રીતનતખ્મીસ** નામે એક ઇરાની જ્યારે આ પ્રાંતનો શત્રપ અથવા છત્રપતી થયો ત્યારે તેને ત્યાંથી દરરોજ ૧॥। બુશલ જેટલું સોનું મળતું હતું.[૨]

બેબીલન એકવાર ગોયા "શેહરોની રાણી" જેવું હતું. તેની મોટી પાદશાહત વખ્તે—જ્યારે **કુરૂશ**ની અથવા ઇરાની કે પાર્સી શેહનશાહતની હેયાતી પણ ન હતી તે વેળા—પશ્ચીમ એશ્યાની તે શેઠાણી જેવું હતું. આ સેમીટીક પાદશાહતની **કાઈરસ** સમાપ્તી આણે તે આગમજ તેની આસપાસનાં નાનાં મોટાં રાજ્યોમાં તેની કેવડી ભારી વખાણ થતી હતી તે બેબીલનના પોતાના મોટા શત્રુઓ—યહુદી લોકો—નાં પોતાનાં

૧ એબીડીનસ નામે લખનાર આમ જણાવી જાયછે. બેરોસસ મુજબ કુરૂશે આ રાજાને કર્માન્યા ખાતે માત્ર જઇ વસવાનીજ પરવાનગી આપી હતી.—પુરા૰ પાદ૰, દફ૰ ૩, પ્ર૰ ૮, સફે ૫૧૯ તથા નોટ ૧૦. ૨ રૉલી૰ કૃત હીરૉ૰, દફ૰ ૧, પ્ર૰ ૧૯૨.

વખાણો ઉપરથી માલુમ પડે છે. તેમનો એક પેગામ્બર તેને "રાજ્યોની કીર્તી" નું નામ આપી ગયો છે.[૧] એક બીજો તેને "તમામ જમીનની વખાણ" મેળવનારી ભુમી ગણી ગયો છે.[૨] અને એ સ્તુતી કેવળ ખરી હતી. બેબીલનનાં રાજ્યના તાબે થવાથી ઇરાની શેહનશાહતમાં ૨૪૦૦૦૦ થી ૨૫૦૦૦૦ ચોરસ માઇલનો વધારો થયો હતો.[૩] એ ફતેહ પછી ત્યાંનો મુર્તીપુજાનો ધર્મ નાશ પામ્યો. એ મજહબ આજકાલનો નહી પણ છેક વીશ સદીઓનો પુરાણો હતો. તે બેધડક ચોબાજુએ ફરી વળેલો હતો. ભુમધ્ય સમુદ્રથી તે જાગ્રોસ પર્વત સુધીના પશ્ચીમ એશ્યાના સઘળા પ્રાંતોમાં તેનો ડંકો વાગતો હતો. પણ **કાઈરસ**ની ફતેહ પછી મુર્તીપુજાનો આ મોટો ધર્મ શીકસ્ત પામ્યો, અને તેને બદલે "તેની સાથે સરખાવતાં વધારે સ્વચ્છ જરતોસ્તી ધર્મ"[૪] દીપી નીકળ્યો.

બેબીલનના ફતેહ થવાથી ઇરાનને એક બીજોબી ફાયદો થયો. માત્ર ફીનીશ્યા સીવાય તેને તાબેના બીજા સઘળા પ્રાંતો, જેવા કે સુરયાના, સીર્યા, પેલેસ્ટાઇન ઇત્યાદી, **કાઈરસ**ની જય પોકારવાને તૈયાર થયા; અને તેથીજ ઇરાનના મોટા વીસ્તારમાં સઘળા મળીને ૨ાા લાખ ચોરસ માઇલનો નવો વધારો થયો હતો. **કાઈરસ** એક દુર્બીન રાજ્યાધીકારી હતો. તેની આખી જીંદગી મુલકગીરીમાં ગુજરી હતી, અને હજુ તેણે મુલ્કો જીતવાનું કામ છોડી દીધું ન હતું. તેનું મન એક કામ પુરૂં કરી બીજાં ઉપર દોડતું હતું; માટે પ્રથમ લીડયા અને પછી બેબીલોન્યાનાં રાજ્યો હાથ કર્યા બાદ તે હવે એક ત્રીજી તરફ નજર રાખતો હતો, જ્યાંથી પણ બેબીલનની પેઠેજ તેની સત્તાનો અનાદર અને તુછકાર થયો હતો. તે રાજ્ય મીસરનું હતું. ત્યાંનો રાજા **ક્રીસસ** જોડે **કાઈરસ** સામે લડવાને કોલકરારથી બંધાયો હતો. લીડયા, બેબીલોન્યા અને મીસરનાં આ ત્રીગુળમાંના બેને ઘટતી સજાએ પુગાડયા પછી હવે **કુરૂશ**નું ધ્યાન કુદરતી રીતેજ મીસર તરફ દોડવું જોઇયે. પણ મીસર કંઈ એશ્યાખંડનો મુલક ન હતો. તે ઇરાનની પડોસનું રાજ્ય પણ ન હતું. તે કંઇ નાનો સુનો દેશ ન હતો. ત્યાં ચહડાઇ લઇ જવાનું કામ સહેલ ન હતું. તે તરફ કુચ કરતા જવાની મુસ્કેલી સહેલથી અને આસપાસની મદદ વીના દફે થાય એવી ન હતી. એટલામાટે એ કામ આરંભીને પાર ઉતારવા થકી **કુરૂશ** જે જે પ્રજાઓને પોતાની તરફ ખેંચી લઇને તેમની મદદ ઉપર વીશ્વાસ રાખી શકે તેઓમાંની એક યહુદી પ્રજા હતી. એ પ્રજાના મુલકમાંથીજ મીસર તરફ જવાનો માર્ગ હતો, માટે એ પ્રજાને દરેક રીતે રાજી કરવામાં શેવટે **કુરૂશ**નો લાભ જળવાતો હતો. એ કારણને લીધે **કાઈરસે** યહુદીઓ ઉપર બહુ બહુ ઉપકારો કીધા. તેણે તેમને બેબીલોન્યન લોકોનાં ૭૦ વરસનાં કેદખાનામાંથી છોડવ્યા, તેમને છુટાપણું બક્ષ્યું, માત્ર નામના પોતાને તાબે રાખ્યા, નાણાંની મદદ આપીને તેમનું દેવળ બાંધી અપાવ્યું, અને એ સર્વના બદલામાં તેમના આશીષ મેળવ્યા. પણ **કુરૂશ**ને યહુદીઓ તરફની સઘળી મમતા અને જાનફેસાની કરતાં ઘણો વીશેષ બદલો મેળવવો હતો, અને જો એ પાદશાહે મીસર ઉપરની ચહડાઈ માથે લીધી

---

૧ બેબલ—ઇસ્રલાઇટસ, પ્ર૦ ૧૩, ૫૦ ૧૯. ૨ તેજ, જેરેમાયા, પ્ર૦ ૫૧, ૫૦ ૭૧, ૩ પુરા૦ પા૬૦, દફ૦ ૪, પ્ર૦ ૭, સફે ૩૭૪, ૪ તેજ, સફે ૩૭૫.

હોત તો તે બદલો તેને ખચીત મળત. તેને તે માટે પુરતો ભરૂસો હતો. પણ તેમ તે કરી શકયો નહી. તેની એ ઉમેદ તેનાં મનમાંજ રહી ગઇ: તેની એક બીજી બી ઉમેદ હતી, અને તે યુનાન ઉપર ચહડાઈ લઈ જવાની હતી. તેબી એમનીએમ રહી ગઈ. એ ઉમેદો પાર પાડવા માટે ધારેલાં કામો એકપછીએક તે માથે ઉઠાવે તે આગમજ બીજી તરફ તેની નજર દોડી અને ઉપલાં કામો રહી ગયાં. પણ તેના વારેસોએ તેની તે ઉમેદો મુજબનાં કામો માથે ઉઠાવ્યાં હતાં તે આપણ આગળ ચાલતાં જોઇશું.

## ફસલ ૩. પાદશાહની છેલ્લી લડાઈ.

(ઇ૦ સ૦ પુ૦ ૫૩૮ થી ૫૨૯ સુધી.)

**કાઈરસે** સ્થાપેલી શેહનશાહતનાં ઇશાણ ખુણાં તરફ માસાગેટી નામે એક પ્રજા વસતી હતી. તે એક લુટારૂ અને ભટકતી પ્રજા હતી. યુરોપખંડમાં ગૉથ લોકોને નામે જે પ્રજાઓએ ઉતરી પડીને જુદે જુદે પ્રસંગે લુટ ચલાવી હતી તેઓમાંની અથવા તેમના મુળ ટોળાને લગતીજ આ પણ એક પ્રજા હતી. અસલી ગૉથ પ્રજાનો માસાગેટી એક મોટો તાયફો હોય એમ જણાય છે. એ નામનો અર્થ "મોટા ગૉથ" થાયછે; અને "થીસાગેટી" નામે એક બીજો તાયફો "નાના ગૉથ" ને નામે ઓળખાયોછે. હવે આ ગૉથ લોકો પોતેબી કોઇજ નહી પણ પુરાતન સકીથ્યન લોકોની પાછળના વખતની જુદે નામે ઓળખાતી એક પ્રજા હતી. એટલામાટે આ સઘળા ટોળાઓ તુરાની હતા. માસાગેટી લોકો બહુ બહાદુર અને જોરાવર હતા. **હીરૉડોટસે**[૧] આપેલાં તેમનાં વર્ણન ઉપરથી જણાય છે કે તેઓ ઘોડા ઉપર તેમજ પગે ચાલતાં લડાઇ કરવાને એક સરખા શકતીવાન હતા. સકી લોકો વીશે ઉપર[૨] આપણે જોયું તેમ આ લોકોનાં લડાઇનાં હથીયારો પણ તીર કામઠાં, ભાલા, અને કુહાડી હતાં. એ સઘળાં તેઓ પીત્તલનાં બનાવતા, પણ પોતાની કોલાહ અને કમરબંદ વગેરે સોનાંના બનાવતા હતા. આ બંને ધાતુઓ તેમનાં મુલકમાંથી પુશ્કળ મળતી હતી. ઘોડાની લગામની કડી, હાંસરી, વગેરે પણ સોનાંનીજ બનતી હતી, કેમકે લોહોડું કે રૂપું તેઓ જાણતાજ ન હતા.[૩] સોનાંના મુલકમાં વસનારા આ તુરાની લોકો એકજ બાયડી પરણતા હતા, પણ ગામની કે શેહરની સઘળી ઓરતો ઉપર સર્વ રહેવાસીઓનો હક હતો! એ લોકોમાં કોઇજ ધણી પોતાને કુદરતી મોતે મરણ પામતો હતો. અગરજો કોઈ ધણી કુદરતી મોતે મરી જતો તો તેને તેઓ બહુજ કમનસીબ ગણીને દલગીર થતા હતા.

---

૧ હૅ૦ ૧, પ્ર૦ ૨૧૫—૨૧૬. ૨ જુએ ૧૬૨.

૩ આ બીના ઊપરથી આ લોકોનાં રહેઠાણની જગા કંઇક રીતે નકી થાયછે. યુરલ અને ઑલ્ટાઇ પર્વતોમાંથી આજે પણ પુશ્કળ સોનું મળે છે. 'ઑલ્ટાઇ' શબ્દનો અર્થજ ટાટારી જબાનમાં સોનાંનો થાય છે, અને તેમાંથી મળતાં સોનાંને લીધેજ આ નામ એ પર્વતને મલ્યું હતું. એટલામાટે માસાગેટી લોકોનો મુલક આ બંને પર્વતોની પડોસમાંનો—આજનાં કાશ્ગર અને યાર્કંદ શેહરોથી ઍરલના દરીયા સુધીનો—હોવો જોઇયે એમ જણાય છે. એ મુલકની ઇરાન તરફની સરહદ ઑક્સસ અથવા જીહુન નદી સુધીની હતી, એમ આગળ ચાલતાં વાંચનારના જાણ્યામાં આવશે.

તેઓમાં એવો રેવાજ હતો કે એક માણસ બુઢો અને નાતવાન થાય કે તેનો દેવતાઓને ભોગ આપવો. આમ તે માણસના એશીઓ હંમેશાં કરતા અને તે બુઢો પોતે પણ પોતાના એશીઓને હાથે જીવ ઓહોવાને ખુશી થતો હતો, અને તેમાં સવાબ તથા મુખ્ય સમજતો હતો. દેવતાઓને તૃપ્ત કરવા માટે આ બુઢા જોડે કેટલાંક ઢોરોનો પણ ભોગ આપવામાં આવતો હતો, અને પછી પેલા બુઢા સુધાં એ સર્વને કાપી કકડા કરીને તેમનાં ગોશ્તની જીયાફત બનાવી સઘળાઓ મોટી ખુશી સાથ ન્યામત કરતા હતા! આ રીતે પોતાના બુજર્ગ એશીને કાપી ખાવામાં માસાગેટી લોકો કશું હલકું સમજતા ન હતા, કેમકે જે ધણીની આખર આ રીતે આવતી તેને તેઓ બેહસ્તમાં ગયલો સમજતા હતા; અને તેટલામાટેજ, જે ધણી કોઇ રોગ અથવા દર્દથી નાની વયે મરી જતો તેને માટે તેઓ વીળાપ કરીને તેની લાસને ડાટી દેતા હતા. આ લોક કશો અનાજ વાવતા નહી; પણ પોતાના ગાયઢોરનાં દુધ અને માસ ઉપર તેમજ માછલી ઉપર ગુજરાણ ચલાવતા. દુધ તેમનું મુખ્ય પીનું હતું. તેમનો એકલો દેવતા સુર્ય હતો અને તેને તેઓ ઘોડાઓનો ભોગ આપતા હતા; કેમકે તેમની સમજણ મુજબ આકાશમાં સર્વથી ઝડપવાળો જેમ ખોરશેદ છે તેમ આ પૃથ્વી ઉપર સર્વથી મોટી ઝડપ ધરાવનાર ઘોડો હતો.[૧]

આવી એક પ્રજા સામે **કુરૂશને** લસ્કર લઇ જવાની ફરજ પડવાને લીધે ઇજીપ્ત અથવા માસર દેશ ઉપરની ચહડાઇ ઢીલમાં રહી. **કુરૂશે** જીતીને સ્થાપેલી ઇરાનની શેહનશાહતની જીહુન નદીની સરહદની પેલી બાજુથી આ પ્રજાનાં સંસ્થાનની હદ શરૂ થતી હતી; એટલેજે તેમના મુલક અને ઇરાન વચે આ નદી આવેલી હતી, જે યુરોપ ખંડની ઇસ્ટર (ડન્યુબ) નદી કરતાં પણ ઘણી મોટી છે.[૨] તેમાં કેટલાક ટાપુઓ હતા, અને અસલ તેનાં ચાલીશ મુખ હતાં; યાને ચાલીશ રસ્તે તે દરીયામાં ખાલી થતી હતી. આ સઘળાંમાંનું માત્ર એકજ કેસ્પીયન સમુદ્રને અને બાકીનાં સઘળાં ઍરલના દરીયા જેવા મોટા સરોવરને જઈ મળતાં હતાં. કેસ્પીયન સમુદ્રની ઉગમણે ગોયા કદી નહી છેડો આવે એવું એક વીસ્તીર્ણું મેદાન હતું, તેના એક મોટા ભાગમાં માસાગેટી લોકો વસતા હતા.[૩] હવે **હીરૉડોટસ** જણાવે છે તેમ ઇરાનનો પાર્સી પાદશાહ કંઈ

૧ રૉલીન્સન આ બાબતમાં જણાવે છે કે આજના ઇરાનીઓ પણ સુર્યને ઘોડાના ભોગ આપે છે. આ વાત ખરી નથી.—હીરૉ૦ દફ૦ ૧, પ્ર૦ ૨૧૬, નોટ ૯, સફે ૨૮૯.

૨ હીરૉડોટસ આ મોટી નદીને એરેકસીસને નામે ઓળખાવી જાયછે.—દફ૦ ૧. પ્ર૦ ૨૦૧—૨૦૨. રૉલીન્સનનાં મત મુજબ આ નદી જીહુન નહી પણ તેનાથી ઊત્તરે આવેલી સીહુન નામની હતી, જે આજે સીરદરીયા અથવા જકસાર્ટીસને નામે ઓળખાય છે.—હીરૉ૦, દફ૦ ૧, પ્ર૦ ૨૦૨, નોટ ૮.

૩ ઍરલના દરીયાની હસ્તી વીશે હીરૉડોટસ કશું બોલતો નથી તે ઊપરથી કેટલાક લખનારાઓ એમ જણાવી ગયા છે કે તેના વખતમાં ઍરલનો સમુદ્ર કેસ્પીયન સાથ જોડાયલોજ હશે અને પાછળા જમાનાઓમાં તેઓ છુટા પડયા હશે. કદાચ એ કારણને લીધેજ તે એમ જણાવી ગયો હશે કે ઑકસસ નદી કેસ્પીયન સમુદ્રને જઇ મળતી હતી. આજે તે ઍરલમાં પડે છે.

માત્ર ખાલી ફતેહને અર્થેજ આ લોકો સામે પોતાના રાજધાની શેહરથી દુરદરાજ ચહડાઇ લઈ ગયો હોય એમ માનવાને કશું કારણ નથી. **રૉલીન્સન** વાજબી કહે છે કે ઇશાણ તરફની પ્રજાઓ હમેશાં તુફાન મચાવતી હતી અને મોટી મુશ્કેલીથી તેઓ અટકાવમાં રહી શકતી હતી, માટે **કાઈરસની** મતલબ એ પ્રજાઓમાં પોતાનાં બળનો ત્રાસ બેસાડવાની હતી.[૧] આ સઘળું છતાં વળી ખુદ એ પ્રજાઓની નદી ઓળંગીને ઇરાનના મુલકમાં ઉતરી આવવાની ધમકી ઉપરથીજ **કુરશ** તેમને સજા કરવા માટે તે તરફ ગયલો ધારવામાં આવે છે. તેની આ ચહડાઇ વખ્તે માસાગેટી લોકોનો રાજા મરણ પામેલો હોવાથી તેની રાણી રાજ્ય ચલાવતી હતી, જોકે તેણીનો **સ્પાર્ગાપીસીસ**[૨] નામનો એક જવાન બેટો હતો. **હીરૉડોટસ** વાત લંબાવે છે કે **કાઈરસે** તેણી જોડે શાદી કરવાની માંગણી મોકળાવી, પણ તે તેણીના હાથને બદલે તેણીનો મુલક લેવા આવ્યો છે એમ જાણી લઇને તે રાણીએ તેની માંગણી નાપાડી. આ રાણીનું નામ **ટોમીરીસ** હતું, જેણીના મુલકની હદ સુધી જઈ પુગીને **કુરશે** નદી ઉપર પુલ બાંધવાની અને બીજી લડાયક તૈયારીઓ કરવા માંડી. આથી તુરાની રાણી બીધી, તોપણ તેણીએ હીમત ભર્યાં વચનોનું એક કહેણ **કાઈરસ** ઉપર મોકળાવીને દરખાસ્ત મેળી કે "અગરજો તારી મતલબ લડાઇજ કરવાની હોયતો નદી ઉપર પુલ બાંધવાની ફોકટ મેહેનત નહી કરતાં આ બેમાંની એક વાત કરવી. એક એકે તું નદી છોડીને ત્રણ દીવસની મંજલ જેટલો દુર જઈ તારા મુલકમાં પડાવ નાંખ, જ્યાં હું મારી ફોજ લઇ લડવા આવીશ; બીજી એકે હું મારા મુલકમાં ત્રણ દીવસની મંજલ કપાય એટલી દુર હઠી જાઉં અને તારે નદી ઓળંગીને મારી ઉપર ચહડી આવવું." રાણીની આ દરખાસ્ત ઉપર **કુરશે** પોતાના સપેહસાલારો અને સરદારોની મસલત પુછી, અને તેઓએ એવુંજ મત આપ્યું કે ઇરાની ફોજે પોતાનાજ મુલકમાં હઠી જઇને દુશ્મનોને ત્યાં આવવા દેવા, અને પછી લડાઇમાં તેમને એક તરફથી લશ્કર અને બીજી તરફથી નદી વચે ઘેરી લઇને હલાક કરવા.

હવે સરદારોની આ મજલેસમાં લીડયાનો પેલો પદભ્રષ્ટ રાજા **ક્રીસસ** (કારૂન) પણ હતો, જેના ઉપર પાદશાહ એટલો તો ખુશ હતો કે તેને પોતાની જોડે સઘળે ઠેકાણે લઈ જતો હતો. તેને ઇરાની સરદારોનો ઉપલો વીચાર પસંદ આવ્યો નહી. તેણે કહ્યું કે અગરજો ઇરાની મુલકમાં આ શત્રુઓને આવવા દીધા પછી મબાદા ઇરાનીઓની હાર થાય તો આ તુરાનીઓ એવા છે કે ઇરાનના ફળદ્રુપ મુલકને વેરાન કર્યાં વીના કદી પાછા ફરનાર નથી; અને બીજું એકે પોતાનાજ મુલકમાં **કાઈરસ** આ પ્રજા ઉપર ફતેહ મેળવે તો તેમાં કંઈ ઝાઝો દમ ગણાય નહી. એટલામાટે તેણે **કાઈરસને** એક જાતનો દગો રમવા શીખવ્યું, અને આપણો તવારીખનવેશ કહે છે

---

૧ પુરા૦ પા૬૦, દફ૦ ૪, પ૦ ૭, સફે ૭૭૯.

૨ આ નામ આર્ય ભાષાનું હોય એમ લાગે છે. સ્વર્ગ+પિતાના સમાસ નામ ઉપરથી 'સ્વર્ગપિતા' જેવું કોઇ નામ હોય અને તેને મરડી મચડીને યુનાનીઓએ 'સ્પર્ગપીસીસ' કરી નાંખ્યું હોય.

કે તે સલાહ પાદશાહને પસંદ આવી ! પણ **કુરૂશ** જેવા બહાદુર પાદશાહ આવા નીચ પ્રપંચ રમે એ તેનાં બીજાં તારીફ લાયક કામો જોતાં કેવળ અશક્ય લાગે છે. તે પ્રપંચ જેમ **કારૂને** સુચવ્યો તેમ આ મુજબનો **હીરૉડોટસ** જણાવે છે :—"મારી સલાહ એ છે," લીડયાના પદભ્રષ્ટ રાજાએ કહ્યું, "કે આપણે નદી ઓળંગીયે, અને દુશ્મનો આપણને જોઇને જ્યાં સુધી પાછા હઠી જાય ત્યાંસુધી તેમના મુલકમાં ધસ્યા જઇયે, અને પછી એક તદબીર લગાવીયે. તે એકે પાર્સીઓ જે ન્યામત ચીજોનું સુખ ભોગવે છે તેથી આ દુશ્મનો અજાણ્યા છે એવી મને ખબર મળી છે, અને જીંદગીની મોટી મોજો તો તેઓએ કદી ચાખી પણ નથી. માટે આપણે એક મોટું ખાનું આપણી છાવણીમાં તૈયાર કરીયે અને તે માટે બેશુમાર મેંઢાં કપાવીયે, અને સુફરા ઉપર ઉંચા શરાબોની જામો માથાં સુધી ભરી મુકીયે, અને દરેક જાતની વાણી તૈયાર કરી ગોઠવીયે, અને પછી આ છાવણીનાં રક્ષણને માટે આપણી ફોજમાંના સર્વથી નીર્બળ માણસોને રાખીને સઘળા ચુનંદા લડાયકો જોડે પાછા નદી તરફ હઠી જઇયે. આમ થવાથી દુશ્મનો ખાનાં ઉપર હાથ મારવાને ચુકશે નહી અને તેમ કરતાં બાજું સઘળું ભુલી જશે, અને પછી આપણે જે નામદારી કરવીછે તે કરીશું."૧

**હીરૉડોટસ** કહેછે કે આ હીચકારી તદબીર **કાઈશ્સ**ને પસંદ પડી, અને **ક્રીસસની** સલાહ મુજબ અમલ કરવાનો ઠરાવ કરીને તેણે રાણી **ટોમીરીસ**ને તે વીશેની ખબર આપી. આ ઉપરથી માસાગેટી લોકોની આ રાણીએ **કુરૂશ** તેણીના મુલકમાંજ લડાઈ કરવાનો ઠરાવ રાખેછે એમ સમજીને પોતે વચન મુજબ નદીનો કાંઠો છોડી ત્રણ દીવસ-ની મંજલ જેટલી દુર હઠી ગઈ, અને **કુરૂશ** નદી ઓળંગીને તેણીના મુલકમાં દાખલ થયો. રાણીએ જ્યાં છાવણી નાંખી હતી ત્યાંસુધી પોતાની સઘળી ફોજ વડે ધસી જઇને **કાઈશ્સે** એક ઠેકાણે પડાવ નાંખ્યો અને લડાઈ કરવા આગમજ **કારૂન**ની યુકતી મુજબનું ખાનું તૈયાર કરાવી પોતાના નબળા સીપાહીઓને ત્યાં રાખી બહાદુર માણસોને લઈ તે પાછો નદી તરફ ચાલ્યો. હવે બીજી તરફથી દુશ્મનો **કાઈશ્સ**ની ફોજ જોડે લડાઈ કરવા આવ્યા. તેમની સંખ્યા તેમની આખી ફોજના બરાબર ત્રીજા ભાગ જેટલી હતી. તેમની સરદારી રાણીના બેટા **સ્પર્ગાપીસીસે** લીધી હતી. **કુરૂશ**ની પેલી નીર્બળ ફોજ તેમની સામે લડી, પણ તે લડાઇ માત્ર એક ઢોંગ જેવી હતી. ઇરાની સીપાહીઓ આગમજથી રાખેલી ગોઠવણ મુજબ હારીને નાઠા, જે ઉપરથી શત્રુઓએ તેમની છાવણી લુટી. પણ તેમ કરતાં તેમના દીઠામાં તૈયાર સુફરો કીમતી શરાબ સાથ નજર આવ્યાથી તે મોજમાં તેઓ ખુશીથી શામેલ થયા. આવું ખાનું તેઓએ કદી ચાખેલું નહી, અને શરાબ નોશ કીધેલા નહી, તેથી તેઓ તેમાં વધારે ચકચુર બન્યા, અને દુશ્મનની હૈયાતી વીશે તદન બેફીકર રહ્યા. હવે તેમને કેફ ચહડી અને આરામ કરવાની ફરજ થઈ પડી. એ તકનો લાભ લઇને ઇરાની લશ્કર **ક્રીસસ**ની સલાહ મુજબ દોડતું આવ્યું અને પેલા ઉંઘતા માસાગેટી સીપાહીઓમાંના એકેએકને કતલ કીધો !

---

૧ ૬૫૦ ૧, ૫૦ ૨૦૭.

આ સઘળું **હીરૉડોટસ**નું વર્ણન છે;[૨] પણ તે કેટલું બધું અસંભવીક છે તે આ ઉપરથી જણાય છે કે **કુરૂશ**ને તેણે એક ખુની જેવો ઘાતકી દેખાડવાની જરા પણ આંચકી ખાધી નથી. આ મોટો પાદશાહ, જે પોતાના મોટામાં મોટા શત્રુઓને જીવતદાન બક્ષે, તે પોતાના ઉંઘમાં પડેલા શત્રુઓને કતલ કરે, અને તેબી એક સ્ત્રી સામે લડાઈ ઉડાવવાના ડરને લીધે આવું નીચ પગળું ભરવાને રાજી થાય, એ વાત કેવળ અશકય છે. જે પાસીં પાદશાહે પોતાના મોટા શત્રુઓને જાન બક્ષીને નવાજેલા, જેણે રાજ્યમાં દગો ફેસાદ કરનારાઓને હલકી સજા કરી છોડી દીધેલા, જેણે સરકશી કરનારાં રાજયોને માત્ર સજા કરીનેજ જતાં મેલેલાં, તે મહાત્મા નર એક સ્ત્રીના મુલક ઉપર ચહડાઇ લઇ જવા છતાં તેણીનીજ ધાસ્તીને લીધે તેનાં લશ્કરને એક નીચ દગાનો ભોગ કરવાની તદબીર રચે અને તે ફાંદામાં જો શેકાર ફસે તો તેની જોડે મર્દાનગીથી લડીને નહી પણ તેને ઉંઘતી હાલતમાં થંડે પેટે કાપી નાંખે, એ તેના ઉપર એક નીચમાં નીચ તોહમત મેલવા બરાબર છે. એવી એક ખોટી ઠપકા લાયક બનાવટથી **હીરૉડોટસ**ની તવારીખની સચાઈ ઉપર એક વાજબી દોષ રહી જાય છે. વળી **ક્રીસસ**નાં મુખમાં આ તવારીખનવેશે જે શબ્દો મુકયા છે તેબી સાચા લાગતા નથી. અગત્ય કરીને **કુરૂશ**ના વખતમાં તો પાર્સીઓ મોજીલા નહીજ હતા. તેમની મોજશોક પાછળના વખતની હતી. અને તોપણ એ બદીનો દોષ આ વખતે તેઓ ઉપર લાગુ કરીને તેની જાળમાં માસાગેટી જેવી સાદો ખોરાક લેનારી પ્રજાને ફસાવવા વીશેનું તોહમત મેલવું તે **ક્રીસસ**ની ઉપલી બનાવી કહાડેલી તદબીરનાં કરતાં કંઇ ઓછું ગેરવાજબી નહી ગણાય.

કહે છે કે માસાગેટી લોકની ઉપલી મોટી ફોજની કતલ અને ધરપકડ વેળા જેઓ પકડાયા હતા તેઓમાંનો એક રાણી **ટોમીરીસ**નો બેટો શાહજાદો **સ્પર્ગાપીસીસ** પણ હતો. જ્યારે તે શુદ્ધીમાં આવ્યો ત્યારે તેણે ઇરાની પાદશાહને અરજ કરીને છુટો થવા માંગ્યું, અને **કુરૂશે** તેની માંગણી બહાલ રાખીને તેને સ્વતંત્ર કીધો.[૨] પણ એજ વખતે તે જવાને આપઘાત કરીને પોતાનો જીવ આપ્યો. એ વાતની તેની માને ખબર ન હતી. તે કેદ પકડાયો છે એમ તેણી જાણતી હતી, પણ કેદમાંથી **કાઈશસ** તેને જીવતો છોડનાર નથી એમ સમજીને રાણીએ પાદશાહ ઉપર એક છેલો પેગામ એવી મતલબનો મોકળાવ્યો કે **કુરૂશે** તેણીના બેટાને સહી સલામત સ્વાધીન કરી દેવો, અને પોતે ચુપચુપ પોતાના મુલક તરફ કુચ કરી જવું. આ પેગામ ઉપર **કુરૂશે** કશું લક્ષ દીધું નહી અને લડાઇને માટે તૈયાર થયો.[૩] **હીરૉડોટસ** આ બીજી લડાઇનું વર્ણન પણ એવું આપી ગયોછે કે તે ઉપર વીશ્વાસ લાવવાની **રૉલીન્સન** અને બીજા લખ-

---

૧ દફ૦ ૧, ૫૦ ૨૧૧.

૨ કુરૂશ કેવો મોટાં અને દયાળુ દીલનો હતો તેનો આ પુરાવો હીરૉડોટસ પોતેજ આપેછે.—દફ૦ ૧, ૫૦ ૨૧૩.

૩ જ્યારે આમ લડાઇ કરવાને કુરૂશ તૈયારજ હતો તો ઉપલો દગો રમવાની તેની મતલબ કંઇજ હોય નહી. એ દગાની વાત કોઇએ બનાવી કહાડીને આપણા તવારીખનવેશને જબર ઠગેલો દીસે છે.

નારાઓ ના પાડે છે. તવારીખના પીતાએ જણાવ્યા મુજબ[1] આ લડાઇમાં બંને લશ્કરો સામસામી ઉભાં રહી પ્રથમ એકેક ઉપર તીરો છોડવા લાગ્યાં. તીરો ખલાસ થયા પછી તેઓ ભાલા અને ખંજર વડે હાથોહાથ લડવા લાગ્યાં. આમ ઘણો વખ્ત ચુધી ચાલ્યું; પણ અંતે ઇરાનીઓ હાર્યા, તેમની ફોજનો મોટો ભાગ નાશ પામ્યો, અને કુરૂશ પોતે કતલ થયો. લડાઈ પુરી થયા પછી રાણી ટોમીરીસે તેની લાસની ખોળ કરાવી, અને પછી એક વાસણમાં લોહી ભેગું કરીને તેમાં તેણીએ કાઈરસનું માથું બોળાવ્યું,[2] કેમકે તે લોહીનો ઘણો પ્યાસો છે એમ જાણીને રાણીએ તેની પ્યાસ ભાંજવાની તેને કબુલત આપી હતી![3]

આ એક વળી નવી ગપ છે, જે માનવાની સર્વે કોઈ ના પાડે છે. હીરૉડોટસ પોતે લખે છે કે કાઈરસનાં મરણ વીશે તેણે પોતે ત્રણ જુદી જુદી વાતો સાંભળી હતી તેમાંની જે સર્વથી માનવાજોગ તેને લાગી તે ઉપલી હતી! પણ જે.નોફનના જણાવ્યા મુજબ તો કાઈરસ લડાઇનાં મેદાનમાં કતલ થયો ન હતો, એટલુંજ નહી પણ ત્યાં તે જખમી પણ થયો ન હતો, અને તેનું મોત તો તદન શાંતી ભરેલું હતું અને તે પોતાના મુલકમાંજ પોતાનાં બીછાનાં ઉપર મરણ પામ્યો હતો. કાઈરસની લાસ હીરૉડોટસ લખે છે તેમ દુસ્મનોને હાથ ગઈ ન હતી. જે.નોફનની આ હકીકત ખરી માનવાનાં ઘણાં કારણો છે અને તેમાંનું મુખ્ય એ કે કુરૂશની લાસ શત્રુઓના હાથમાં ગઈ ન હતી, પણ પાર્સાગર્દ ખાતે તેને અસ્તોદાન બાંધી રાખી હતી, જ્યાં તે લાસને પાછળથી મહાત્મા સેકંદરના એક સોહબતી નામે એરીસ્ટોબ્યુલસે પોતાની નજરે જોઈ હતી અને તેનાં હાડકાં ભેગાં કર્યાં હતાં. અગરજો પાદશાહનું રવાન તુરાની શત્રુઓના હાથમાંજ ગયું હોત તો ટોમીરીસ જેવી રાણી તે કદી પાછું આપત નહી, અને તેણી કનેથી ઇરાનીઓએ તે પાછું મેળવ્યું હતું એમ હીરૉડોટસ જણાવતો પણ નથી.

---

૧ દફ્‌૦ ૧, પ્ર૦ ૨૧૪. ૨ તેજ. ૩ કાઇરોપીડયા, દફ્‌૦ ૮, પ્ર૦ ૭.

બાબ ૯.

# મહાત્મા કાઈરસ (કુરૂશ).

(ઇ૦ સ૦ પુ૦ ૫૫૮ થી ઇ૦ સ૦ પુ૦ ૫૨૯ સુધી.)

૩.

## પાદશાહની પ્રતેહમંદ રાજનીતીના સબબો.

**૧.** કુરૂશની તવારીખમાં નવો વધારો; હીરૉડોટસ અને જેનોફનનાં લખાણોની સરખામણી. જેનોફન મુજબ કુરૂશની કાર્કીર્દીની ટુંક વીગત. કુરૂશના પરચુટણ સુધારાઓ.

**૨.** કુરૂશની એક મોટી ખુબી: જીતેલી પ્રજાઓને ધર્મ સંબંધી છુટાપણું; એક પુરાણા લેખ ઉપરથી પાદશાહનાં ઉદાર દીલની પીછાન—લેખની મતલબ: પાદશાહનાં ખાનદાનની ઓળખ; બેબીલનની ફતેહની વીગત—બેબીલોન્યન દેવતાઓ તરફની પાદશાહની નરમ દોરી—તેમનાં દહેરાં બાંધી આપવાની તેની ખુશી. યહુદીઓ તરફ કુરૂશની ભલી લાગણી; તેમનો પહેલો ક્રાઈસ્ટ તે કુરૂશ; તેમનાં પવીત્ર મંદીરો બાંધી આપવાનો કુરૂશનો હુકમ; યહુદીઓ ઉપરની નવાજેશની વીગતો—પાદશાહનું તેમને નવું ફરમાન. કુરૂશનો ધર્મમત; ધર્મ સંબંધી છુટના રાજદ્વારી સબબો—યહુદીઓ ઉપરની મેહરબાનગીનો ખાસ સબબ.

**૩.** કુરૂશની ચાલચલણ: તેનો સખી દીલગુર્દો; જીતેલી પ્રજાઓને તાબે રાખવાની યુકતીઓ; દેશીઓને મોટા ઓહ્દા આપવાની રાજનીતી; કુરૂશ અને સેકંદરની ફતેહોની સરખામણી—કુરૂશની મુસ્કેલીઓ; તેની સાદાઇ—તેની એકજ રાણી; તેનાં ફર્જંદો—તેના મહેલો—તેના લેખો. પાદશાહનું ડહાપણ—દોલતના ઉપયોગ વીશે તેનો અભીપ્રાય; 'પ્રજા પ્રીતી તેજ પાદસાહનો ખજાનો'; રૈયતોની ખેરખાહી માટેની તેની કાળજી; તેના ગુણોની પ્રસંશા.

### ફસલ ૧. કુરૂશ સંબંધી જેનોફનનો હેવાલ.

મહાત્મા **કુરૂશ**ની એક પાદશાહ અને એક ઇનસાન દાખલની વર્તણુક વીશે, યા તેના રાજ્ય સુધારા વગેરે બાબે શેવટના વીચારો જણાવીયે તે આગમજ તેની મુલકગીરી સંબંધી વધારા દાખલ કેટલીક વીશેષ બાબતો આ જગા ઉપર નોંધી લેવી અવસ્યની જણાય છે. આગળા સફાઓમાં આપણે જે કંઈ નોંધ કીધી છે તે પ્રખ્યાત તવારીખ-નવેશ **હીરૉડોટસ** અને તેને પગળે ચાલનારાઓને આધારે કીધી છે. પણ **જેનોફન** નામે એક બીજો તવારીખનવેશ, જે એક એથીન્યન સીપાહ અને નામાંચો લખનાર હતો, તેણે મહાત્મા **કુરૂશ**નાં મહાભારત કામોનું એક મોટું હેવાયદું પુસ્તક લખ્યું છે, જે "કાઇરોપીડયા" ને નામે ઓળખાય છે, પણ તેને આપણ "કુરૂશ નામું" કહીયે તો ખોટું નથી. અલબત તે એક નામાં જેવું છે, પણ આગળા ઇરાની પાદશાહ પેહલવાનો વીશે લખાયલાં ફાર્સી નામાંઓથી તે તદન જુદીજ જાતનું છે. તેમાં કેટલીક **અતીશયોકતી** છે તે આપણ ના પાડીશું નહી; વળી તેમાં તવારીખના બનાવોને તેમના **ક્રમ** પ્રમાણે જણાવેલા નથી, એબી અમારે કબુલ કરવું જોઇયે; તથા કેટલીક બીના પાર્સી દાખલ આપણી નજરે ગલત જેવી લાગી જાય છે તે ખુલી રીતે જાહેર કર્યા વીના અમને ચાલતું નથી. એ સઘળું છતાં **જેનોફન**નાં પુસ્તકની એક મોટી ખુબી એ છે કે તેમાં તેણે મહાત્મા **કાઈરસ** પોતાનાં કામો ઉપરથી જેવો માલુમ પડયો છે તેવોજ તેને ચીતાર્યો છે. **હીરૉડોટસે** તેને ઘણો ગેરઇનસાફ કીધો છે, અને કદાચ તે

ઉપરથીજ **જે. નોફને** એ મહાત્મા નરને યોગ્ય ન્યાય આપવાની મતલબ રાખીને પોતાનું કાઇરસનામું બનાવ્યું હોય એમ લાગે છે. વળી **હીરૉડોટસ** ઇરાન કદી ગયો ન હતો તેથી તેણે એ દેશ અને ત્યાંના દેશીઓને લગતી, તેમજ ત્યાંના પાદશાહો અને તેમની કાર્કીર્દીને લગતી ઘણીખરી વાતો તેમના શત્રુઓ—જેવાકે મીસર દેશના લોકો, લીડયનો, બેબીલોનયનો, વગેરે—થી સાંભળીને વગર તેહકીક કરેલે લખી દીધીછે. પણ **જે. નોફને** તેમ કીધું નથી. તે પોતાની વીગતો કયાંથી લાવ્યો તે આપણ જાણતા નથી, પણ તે પોતે ઇરાન ગયો હતો એ વાત તો તવારીખની એક સચાઇ છે. તે એક લશ્કરી સરદાર દાખલ ઇરાન દેશ ઉપર યુનાની ફોજની ચહડાઈ લઈ ગયો હતો, અને જાતે તવારીખનો શોકીન હોવાથી તેણે **કુરૂશ** સંબંધી ઇરાનમાંજ ઘણીખરી હકીકતો મેળવીને ભેગી કીધી હોય, અને પછી તેમાં પોતાની તરફથી કેટલીક વધઘટ કીધી હોય, તો તે બનવાજોગ છે. એટલામાટે આ ઠેકાણે **જે. નોફન**ની લખેલી **કુરૂશ**ની તવારીખમાંથી અમે ટુંક ઇંતેખાબ ઉતારી લેવો દરસ્ત ધારીયે છીયે, જે ઉપરથી વાંચનાર જોશે કે તેમાં **હીરૉડોટસ**નાં બયાનથી ઘણું ઉલટું છે; પણ તેમ વળી તેમાં તે તવારીખનવેશના અધુરા અને ભુલ ભરેલા હેવાલોની ખામી દરસ્ત થયલી જણાશે.

શરૂઆતમાંજ **જે. નોફન** જણાવે છે કે **કાઈરસે** નીચલાં દેશો જીત્યાં હતાં:—સીર્યા, એસીર્યા, અરબ્યા, કેપેડોસ્યા, ફ્રીજ્યા, લીડયા, કાર્યા, ફીનીશ્યા અને બેબીલોન્યા; નીચલી પ્રજાઓને તેણે તાબે કીધી હતી:—બેકટ્રયન, ઇંડયન, સીલીશ્યન, સકયન, પેફલેગોન્યન, માગેડીડયન, ઇત્યાદી બીજી ઘણી; તેણે એશ્યામાં વસેલા યુનાનીઓ ઉપર, તેમજ સાઇપ્રીયન અને ઇજીપ્શ્યન લોકો ઉપર હાકમી મેળવી હતી; અને છેલ્લે મીડયન પ્રજા પોતાની રાજીખુશીથી તેના અમલ તળે ગઈ હતી. ઉપલી ટીપમાં આપણ બે મુખ્ય વાત આપણા આગળ આપેલા હેવાલથી ઉલટી જોઇયે છીયે. પહેલી એ કે ઇજીપ્ત (મીસર) દેશ તાબે કરવા સુધી **કુરૂશ** જીવતો રહ્યો ન હતો; બીજી એ કે પોતાની શેહનશાહત સ્થાપ્યા આગમજ તેણે સર્વથી પહેલી ફતેહ કીધી તે મીડયાનાં રાજ્યની હતી. પણ **જે. નોફન** પોતાની આખી તવારીખમાં એમજ જણાવી ગયો છે કે મીડયામાં **કાઈરસ**નો મમાવો રાજ્ય ચલાવતો હતો તેને તેમજ **એસ્તાયજીસ**નાં મરણ પછી તેના બેટા **કયકસરીસ**ને તેણે કશી ઇજા કીધી ન હતી, પણ, તેથીને ઉલટું, તેણે તેમના શત્રુઓ સામે અનેક વાર લડત ચલાવીને તેમને ફતેહ કરી આપી હતી, અને શેવટે **કયકસરીસ** મામાની બેટી સાથ શાદી થયા બાદ તેણીની રીતમાં **કુરૂશ**ને મીડયાનું રાજ્ય મલ્યું હતું. ગમે તેમ હોય, પણ હવે અમે આ તવારીખનવેશનેજ આધારે તેની હકીકતોનો સાર આપીયે છીયે.

---

**કુરૂશ** મીડયાના પાદશાહ **એસ્તાયજીસ**ની બેટી **મન્દાને** અને પાર્સીઓના પાદશાહ **કમ્બાઈસીસ**નો બેટો હતો. તે બહુ ખુબસુરત, દયાળુ સ્વભાવનો, જ્ઞાન મેળવવાને ખંતી, અને ઇજતનો બહુ ખાહેશમંદ હતો. પાર્સી રાહરસમ મુજબની તેને તાલીમ મળી હતી. આ કેળવણી પછી જ્યારે તે ૧૨ વરસનો થયો ત્યારે પોતાની

મા જોડે મમાવાની દરબારમાં ગયો, જેને જોઈ **એસ્તાયજીસ** ખુશ થયો અને તેની ખબરદારી જોઈ તેના ઉપર ફીદા થઈ ગયો. **કુરૂશે** પોતાના મમાવાને સદા ખુશ રાખવાની ફરજ વીચારી અને પછી શેકારગાહે તેમજ લડાઇમાં તે તેની જોડે જવા લાગ્યો. એકવાર એસીર્યાના રાજાનો બેટો[1] મીડયાના મુલકમાં ઉતરી પડી ત્યાં લુટફાંટ કરવા લાગ્યો, જે ઉપરથી **કાઈરસ** પણ પોતાના મામા **કયકસરીસ** જોડે શત્રુઓ સામે લડવા ગયો, અને તેણે બહુ બહાદુરી દેખાડી. આ તેની પહેલવહેલી લડાઇ[2] હતી. આ વખતે **કુરૂશ**ની ઉમર ૧૬ વરસની હતી. હવે તેના પીતાએ તેને પોતાની દરબારમાં પાછો બોલાવ્યો, અને **કાઈરસ** બહુ આનાકાની સાથ મમાવાની દરબાર છોડી ગયો.

એમ કરતાં **એસ્તાયજીસ** મરણ પામ્યો અને તેનો દીકરો તખ્ત ઉપર બેઠો. તેજ વેળા એસીર્યનોએ મીડયા ઉપર નવો હુમલો કરવાની તૈયારીઓ ચલાવવા માંડી. આ ઉપરથી **કુરૂશ**, જે હવે જવાંમર્દ દાખલ ગણાતો હતો તે, એક ફોજની સરદારી લઈ પોતાના મામાની મદદે ગયો. મીડયાની સરહદ સુધી તેનો પીતા **કમ્બાઈસીસ** તેને મુકવા ગયો અને કેટલીક શીખામણ દઈ પાછો ફર્યો. એસીર્યન રાજા લડાઈ લાવે તે આગમજ તેણે આર્મીન્યાના રાજાને બલવો કરવા માટે ઉશ્કેર્યો, જે મીડયાને ખંડણી આપતો હતો. **કુરૂશ** પોતાના મામાની પરવાનગી મેળવીને અને પોતાની પાર્સી ફોજને નવાં હથીયારો વગેરે અપાવીને શેકારને બહાને આર્મીન્યા ઉપર ચહડાઈ લઈ ગયો, અને ત્યાંના રાજા તથા તેનાં કુટુંબને કેદ પકડીને ઇનસાફની અદાલત નેમી તે મારફતે રાજાની તકસીર માટે તપાસ ચલાવી. રાજા તરફથી તેના બેટા **તીગ્રને** કંઇક બચાવ કીધો, પણ રાજાએ ગુનાહ કબુલ કરવાથી તથા વગર શરતે તાબે થવાથી **કુરૂશે** તેના ઉપર દયા કરીને તેને જીંદગી બક્ષી, એટલુંજ નહી પણ તેનું રાજ્ય પાછું તેને સ્વાધીન કીધું અને તેના ઉપર બીજી ઘણી મેહરબાની દેખાડી, જે ઉપરથી આર્મીન્યનો આ શાહજાદા ઉપર બહુજ ફીદા થઈ ગયા. **કુરૂશ**ની મેહરબાનગી એટલીજ ન હતી. આર્મીન્યા ઉપર વળી ખેલ્દયાનો રાજા હુમલો લાવ્યો હતો માટે **કુરૂશે** તેના સામે લડવા જઈ તે રાજાને હરાવ્યો અને તેના જુલમથી આર્મીન્યાને મુકત કીધું. તથા સરહદ ઉપરની ઉંચાણ જગાઓ હાથ કરીને તે ઉપર કીલ્લો બાંધ્યો. આ ઉપકારના બદલામાં આર્મીન્યાની રાણી પોતાની બેટીઓ અને પુષ્કળ દોલત ભેટ દાખલ લાવી, પણ **કુરૂશે** એ બેમાંની એકને પણ નહી અડકતાં કેટલીક ઉત્તમ શીખામણ દઈ રાણીને વીદાય કીધી અને પોતે આર્મીન્યા છોડી ગયો, જે વેળા ત્યાંનો રાજા તેને સરહદ સુધી વળાવા આવ્યો હતો. મીડયા ખાતે પાછો ફર્યા પછી **કુરૂશે** પોતાના મામાને સલાહ આપીને એસીર્યા ઉપર હુમલો લઈ જવા માંગ્યું. **કયકસરીસ**ને એ સલાહ પસંદ પડી અને **કુરૂશ** ફોજ લઈને શત્રુના મુલકમાં ધસી ગયો. એસીર્યનો તેની સામે આવ્યા, પણ **કાઈરસ**ની ફોજે લડાઇમાં તેમનો જબરો પરાજય કીધો અને તેઓ

---

૧ આ એસીર્યા નહી પણ બેબીલનનો રાજા હતો, જેનું નામ નેબુખદનાજર હતું. તેના લુટફાંટ કરનાર દીકરાને બૈબલમાં "ઇવીલ મેરોદાખ" ને નામે ઓળખ્યોછે.

૨ આ લડાઇ ઇ૦ સ૦ પુ૦ ૫૮૧ માં થયલી કેટલાક લખનારાઓ ગણાવે છે.

માર ખાઈ પોતાના કીલ્લામાં ભરાઈ ગયા. **કુરૂશે** તેમની પુઠ પકડી, એટલામાં હીર્કેન્યન લોકોએ તેની મદદ માંગી અને તેમને પોતાના મીત્ર તરીકે સાથે લઈને **કુરૂશે** એસીર્યનો ઉપર ફરીને હુમલો કરી તેમને હરાવ્યા અને મોટી ફતેહ મેળવી, પણ લડાઈમાં પકડાયલા બંધવાઓને પોતાની પક્ષમાં લેવામાટે તેણે તેમને છુટાપણું બક્ષ્યું.

આ ફતેહો પછી હવે **કાઈરસે** બેબીલન ઉપર ચહડાઈ લઈ જવાનો વીચાર કીધો. એટલામાં બે એસીર્યન ઉમરાઓ નામે **ગોબ્રાયસ** અને **ગદાતસ** પોતાના રાજાથી બેદીલ થઈ **કુરૂશને** આવી મળ્યા. **ગદાતસે** બળવો ઉઠાવ્યાથી રાજા તેને સજા કરવા દોડયો, પણ **કાઈરસે** તેનો બચાવ કીધો. હવે તેને કેદુસ્યન અને સકયન લોકોની પણ મદદ મળી. બેબીલન જતાં માર્ગમાં **કુરૂશે** ત્રણ કીલ્લાઓ તાબે કીધા, અને પર્શીઆ ખાતેથી નવું લશ્કર **કયકસરીસની** સરદારી હેઠળ આવી પુગ્યું તે લઈને તેણે આગળ વધવા માંગ્યું, પણ તેનાં આ કામ બાબે તેના મામાએ નાખુશી બતાવી. એમ છતાં પણ **કુરૂશના** ઝુંડા હેઠળ ભેગા થયલા મદદગારો અને સપેહસાલારોએ તેને આગળ વધવાની વીનંતી કરવાથી તેણે લશ્કરી તૈયારીઓ ઝડાપી ચલાવી. એ પછી આગળ કુચ કરી જતાં શત્રુઓની ફોજ સફ સમારી ઉભેલી જણાઈ, જેઓમાંથી પ્રથમ લીડયાના રાજા **ક્રીસસની** ફોજે **કાઈરસનાં** લશ્કર ઉપર હુમલો કીધો. આ વેળા **ક્રીસસની** ફોજ ત્રણ ભાગમાં વહેંચાયલી હતી, પણ ફોજની બંને પાંખો ઈરાનીઓના હાથ ઉપર શીકસ્ત પામી, અને તેમના મદદગાર ઇજીપ્શ્યનોજ માત્ર બાકી રહી ગયા. તેઓ છેવટ સુધી લડયા, પણ અંતે તેમની બહાદુરી જોઈ **કાઈરસે** તેમને કતલ નાહી કરતાં બચાવી લીધા અને પોતાના વફાદાર કરી રાખ્યા. પછી **કુરૂશે** લીડયા ઉપર હુમલો કરી સારદીસ પાયતખ્ત લીધું અને રાજા **ક્રીસસને** કેદ પકડયો, પણ પોતાના સદાના દયાળુ સ્વભાવ મુજબ તેણે તેને જીવતદાન બક્ષી પોતાનો મીત્ર કરી રાખ્યો. બીજી તરફથી **કાઈરસે** પોતાના એક સરદાર **હીસ્તાસ્પીસને** ફ્રીજ્યા દેશ જીતવા મોકલ્યો, અને બેબીલન તરફ આગળ વધતાં તેણે પોતેજ ફ્રીજ્યન, કેપેડોશ્યન અને અરેબ્યન લોકોને તાબે કીધાં.

બેબીલનની આસપાસ પોતાનાં લશ્કર વડે ફરી વળીને **કાઈરસે** એ શેહરની મજબુતી વીશે ખબર કહાડી, અને પછી તે આ શેહર છોડી થોડેક દુર છાવણી નાંખી પડયો. પોતાની મતલબ શેહરને ઘેરો નાંખવાની છે એવું દેખાડવા માટે તેણે બેબીલનની આસપાસ પોહોળી અને ઉંડી ખાડી ખોદાવી અને પછી એક તેહવારને દીને બેબીલોન્યનો મોજમજાહમાં પડેલા હતા તે તકનો લાભ લઈને તેણે **યુફ્રેટીસ** નદીને ઉપલી ખાડીઓમાં ખાલી કરી નાંખી અને નદીને માર્ગે પોતાનાં લશ્કર સાથ શેહરમાં દાખલ થયો અને તેને તાબે કીધું. આ પછી **કાઈરસે** પોતાના સીપાહીઓ અને મીત્રોને નવાજ્યા અને **હીસ્તાસ્પીસના** બેટા **દારાયસનાં** તથા **ગોબ્રાયસ** (ગઓબરૂવ) નામના સરદારની બેટીનાં લગ્નની ગોઠવણ કરી આપી. બેબીલનની ફતેહ પછી ઇજદ અમશાસ્પંદોને આરાધીને અને તે પ્રાંતની વ્યવસ્થાની ગોઠવણો કરીને **કાઈરસ** ઈરાન જવા નીકળ્યો, પણ માર્ગમાં પોતાના મામા અને મીડયાના રાજા **કયકસરીસની** મુલાકાત લીધી, જેણે તેના ઉપર ફીદા થઇ તેને

પોતાની બેટી શાદીમાં આપવાની ખુશી દેખાડી તથા તેણીની રીતમાં મીડયાનું રાજ્ય બક્ષી દેવા માંગ્યું. **કુરૂશ** આ પછી પોતાના બાપની રજા મેળવીને મામાની દીકરી સાથ પરણ્યો. પોતાનો મુલક આખા એશ્યામાં છેક સીર્યાથી તે મીસર સુધી વધ્યા પછી **કાઈરસે** સુસા, બેબીલન અને હમદાન પાયતખ્તો ખાતે વારાફરતી જઈ રહેવાનું નકી કીધું.

વખ્ત વહેતો ગયો અને પાદશાહની ઉમર ભરાતી ગઈ. પોતાના મામા તથા બાપનાં મોત પછી તે આખી શેહનશાહતનો ધણી થયો હતો. પણ ત્યારપછી તેણે કશી ફતેહ કીધેલી **જે. નોફન** જણાવતો નથી. તે તો હવે તેનાં મોતનો વખ્ત નજદીક આવેલો કહે છે. મરણ માટે તૈયાર રહેવા બાબે **કાઈરસને** એક રાત્રે ખાબ આવ્યો, અને તે ઉપરથી તેણે પોતાનાં ફર્જંદો અને મીત્રોને પોતાનાં બીછાનાં આગળ બોલાવી કેટલીક રૂડી શીખામણ દીધી અને પછી નીરાંતે મરણ પામ્યો.

**કુરૂશની** ફતેહોની એક સાદી તફસીલ **જે. નોફન** ઉપરથી ઉપજી સતરોમાં ઉપજાવી કહાડયા બાદ હવે તે મહાત્મા નરે કરેલા રાજ્ય સુધારાઓની એક નાની ટીપ પણ એજ તવારીખનવેશને આધારે અમો આ ઠેકાણે ટપકાવવી દરૂસ્ત ધારીયે છીયે. **જે. નોફને** કહ્યું છે તેટલીજ નહી પણ ખુદ **હેરોડોટસનાં** વર્ણન ઉપરથી પણ જણાય છે કે **કાઈરસ** પાદશાહોમાં એક નમુનો હતો, અને રૈયતોનું તેમજ પોતાના સીપાહીઓનું તેણે એકસરખું વહાલ ખેંચી લીધું હતું તે તેના ઇનસાફ, દયા, ભલમણસાઈ અને મોટાં મનને લીધે હતું. પાદશાહે પોતાની બહાદુરીની શરૂઆતથીજ એવો ધારો કહાડયો હતો કે લડાઈમાં સર્વ કોઈ એકસરખી હીમત અને બહાદુરી બતાવતા નથી, માટે જેવાં જેનાં કામ તે મુજબનાં તેને ઇનામો મળવાં જોઇયે. એ રીતે સર્વથી બહાદુરને સર્વથી મોટું ઇનામ આપીને પાદશાહ તેમને નવાજતો અને તેથી નાના સીપાહીઓ પણ રાજી રહેતા. વળી તે સીપાહોને પોતાનાં તંબુમાં બોલાવી પોતાની જોડે જમાડતો અથવા મજલેસ બોલાવી તેમાં તેમને ઘટતું માન આપતો, અને એ રીતે પોતાના સીપાહીઓને ભવીષમાં વધારે બહાદુરી દેખાડવા માટે પોતાની પ્રસંશાથી એક રીતે લલચાવતો હતો. મોટી લડાઇઓ વખ્તે **કુરૂશ** લશ્કરના છેક પાછળા ભાગમાંના સીપાહીઓને ઉશ્કેરતો અને મીઠા શબ્દોથી બહાદુર કરતો છેક લશ્કરની હરોલમાં જતો અને દરેક ટુકડીને બહાદુર વચનોથી શુર આપતો, અને સર્વને આમ કહીને રાજી કરતો કે "હું તમારી જોડેજ છું; તમારી સાથેજ હું પણ લડનાર છું."

મીડ અને એસીર્યનો પાર્સી સીપાહીઓ કરતાં પાયદલમાં ચહડતા ન હતા, પણ ઘોડસ્વારીમાં તો તેઓ ખરેખર ચહડતાજ છે એમ **કાઈરસને** લાગ્યાથી તેણે પાર્સી ફોજમાં એક ઘોડસ્વાર લશ્કર નવું ઉભું કીધું, અને એ નવા સીપાહો આગળ ચાલતાં ઘોડસ્વારીમાં એવા તો ચપળ નીકળ્યા કે તેઓની ચાલાકી વીશે યુનાનીઓ અને રૂમીઓમાં છેક પાછળા વખ્ત સુધી નામદારી રહી ગઈ હતી.

લડાઈમાં જેઓ કેદ પકડાય તેમને ગુલામ નહી બનાવતાં તથા તેમને બીજી કોઇબી જાતની ઇજા નહી દેતાં તેમને છુટાપણું બક્ષવાથી **કાઈરસે** પોતાના વફાદાર લશ્કરી માણસોમાં એક નવી ફોજનો ઉમેરો કીધો. જેમને તે છોડી મુકતો તેઓ ગુલામગીરી

કે કેદખાનાંનાં સંકટને બદલે છુટાપણું હાંસલ કરવાથી એટલા તો હરખાઈ જતા કે તેઓ મરણ સુધી પાદશાહના ગોયા પોતાની રાજીખુશીથી ગુલામજ થઈ રહેતા હતા. તોપણ આમ છુટાપણું મેળવનારાઓ જો નાસી જવાની તદબીર કરતા અને પકડાતા તો તેઓ જીવવા પામતા ન હતા.

ગમે એટલો લડાઇનો શોકીન હોવા છતાં **કુરૂશ** ફળદ્રુપ જમીનને વેરાન કરવાને યા ખેતીવાડી કરનારી ઉદ્યોગી પ્રજાને હેરાન કરવાને કદી રાજી થતો ન હતો.

જેમ પરદેશીઓનું જોઇને **કાઈરસે** ઘોડસ્વાર ફોજ ઉભી કીધી તેમ તેણે પોતાનાં પાર્સી લશ્કરમાં બેબીલોન્યનો અને એસીર્યનોનું જોઇને હથીયાર જડેલા લડાઇના રથો બનાવ્યા અને એવાજ બીજા સુધારા દાખલ કીધા.

પાદશાહોના મહેલોમાં ખોજાઓને મુખ્ય કામો મળતાં હતાં. બેબીલનની ફતેહ પછી **કાઈરસને** પોતાના મહેલમાં આજ જાતના લોકોને દાખલ કરવાનું સુઝ પડયું. વળી તેણે ફરમાવ્યું કે ગુલામોને લડાઇ વેળા હથીયારો આપવાં નહી તથા સઘળી ઉત્તમ તાલીમો-થી તેમને બકાત રાખવા. સીપાહીને હીમતવાન બનાવવા માટે **કુરૂશ** પ્રથમ તેમને શેકારગાહે લઈ જતો હતો, અને એ કસરતથી તેમને તે જંગની ઘણી જાતની તાલીમો આપતો હતો.

પાર્સીઓમાં માજી ધર્મગુરૂઓને **કાઈરસેજ** દાખલ કીધા હતા. પ્રથમ પાર્સી ધર્મ-ગુરૂઓની સલાહ લેવાતી હતી, પણ પાદશાહે તેમને છોડી મીડ લોકોનાં ધર્મગુરૂઓ, જે માજીઓ હતા, તેમને પોતાની નવી શેહનશાહતમાં પોતાના ધર્મગુરૂનો દરજ્જો આપી દાખલ કીધા હતા.

વળી રાજ્યમાં તબીબોની સંખ્યા વધારવાનું માન પણ **કુરૂશને** ઘટે છે.

## ફસલ ૨. કુરૂશે બક્ષેલું ધર્મ સંબંધી છુટાપણું.

મહાત્મા **કુરૂશને** માટે કહે છે કે તેણે પોતાના બાપદાદાના ધર્મને સમાર્યો હતો. આ ધર્મ અસલ જરતોશ્તી હતો અને અહુરમજદ હખામની પાર્સીઓનો ખોદા હતો, એમ આપણ આગળા એક બાબ[1]માં જોઈ ગયા છીયે. પણ **કુરૂશે** આ ધર્મ કેમ સુધાર્યો અને તેણે શા શા સુધારા કર્યા તે જણાતું નથી. તે દીનચુસ્ત પાદશાહ હતો એમાં કંઈ શક નથી. પણ તેની જોડ તે જુદદીનોના ધર્મની આડ આવે એવો પણ ન હતો, એમ ખુદ તેનાં કામો ઉપરથી જાહેર થાય છે. **કાઈરસની** સઘળી ખુબીઓને વધારે તેજસ્વી કરનારો આ તેનો એક ભલો ગુણ જાહેર થયો છે. પોતે જીતેલી પ્રજા-ઓને તે પોતાના તાબા તળે આસાનીથી લઈ શક્યો હતો તેનાં કેટલાંક કારણો અમે આગળ જણાવી ગયા છીયે તેમાં આ એક મુખ્ય છે કે આ પાદશાહે કોઇબી પ્રજાનું ધર્મ સંબંધી છુટાપણું છીણવી લીધું ન હતું. તેનાં રાજ્યમાં ઇરાની, તુરાની અને સેમી-ટીક પ્રજાઓ ત્રણ જાતના જુદા જુદા ધર્મોને બાઝીને વસતી હતી. તેઓમાં જોકે ખાલેસ મજહબ ઇરાની પ્રજાનો હતો, અને **કુરૂશ** પોતે તેજ ધર્મ પાળનારો હતો,

---

[1] બાબ ૪, ફસલ ૫.

તોપણ તેણે જુદદીનોને કોઈબી રીતે પજવ્યા કે હેરાન કીધા નથી, યા પોતાના સીપાહીઓને તેમ કરવા દીધું નથી. લીડયા, બેબીલોન્યા, ઇયોન્યા, પૅલેસ્ટાઇન, ફીનીશ્યા અને બીજા જેબી મુલકો તેના હાથમાં આવ્યા તેમાંના એકબી દેશ કે પ્રાંતની રૈયત એવી નહી હશે કે જેણે **કુરૂશ** સામે પોતાના ધર્મમાં ખલલ કરવાની ફરીયાદ ઉઠાવી હોય. પણ તવારીખોમાં દાખલા તો ઓર **કુરૂશ**ની જુદદીનોના ધર્મો તરફની ઢીલી દોરીના, તેમના ઉપર રેહમ નજર કરવાના, તેમને મદદો આપવાના નોધાયા છે! એક મોટા પાદશાહની ખરેખરી ફતેહને માટે ધર્મ સંબંધી છુટાપણું મોટી અગત્યનું ગણાય છે, અને તેટલામાટે **કુરૂશ**ના તે ગુણના સંબંધમાં અમે આ ફસલ જુદી પાડીને કંઇક લંબાણથી તેની ધર્મ સંબંધી વર્તણુકોની ખબર લેવા માંગીયે છીયે.

આપણ આગળ જોઈ ગયા છીયે કે **કાઈરસે** બેબીલોન્યા હાથ કીધું તે વેળા ત્યાંના કેટલાક દેવતાઓના દહેરાં બહુ માતબર હતાં અને તેઓમાં પુષ્કળ દોલત ભરેલી હતી. પણ તે દેશ જીત્યા છતાં **કાઈરસે** આ દોલતને હાથ લગાડયો નહી એટલુંજ નહી પણ આ દેવતાઓની મુર્તીઓની પણ ભાંજફોડ કીધી નહી. યુનાની લખનારાઓને આધારે આગળ એમ મનાતું હતું કે તેણે મુર્તીપુજક લોકોના તે જાતના હલકા ધર્મને પોતાની ફતેહ પછી સખ્ત ફટકો લગાવ્યો હતો અને તેમના મુલકોમાં પોતાનોજ ધર્મ ફેલાવ્યો હતો. પણ હાલ જમાનામાં બેબીલન વગેરે ઠેકાણેથી પુરાતન જમાનાના લેખો કોરેલા પથરો અને ઇંટો મળી આવ્યાં છે તે ઉપરથી તદન જુદીજ વાતો આપણા જાણવામાં આવી છે. આ લેખોમાંથી જ્યારે **કુરૂશે** બક્ષેલાં ધર્મ સંબંધી છુટાપણાંના શબ્દો મળી આવ્યા છે ત્યારે એ મોટો પાર્સી પાદશાહ કેવાં ઉદાર દીલનો અને નેકીને પસંદ કરનાર નર હશે તે માલુમ પડી આવે છે. આ લેખોમાંનો એક મી૦ **હોરમજદ રસામ** નામે એક ઇંગ્રેજ શોધકને બેબીલનની સરહદ ઉપરના મસ મોટા માટીના ડુંગરો ખોદતાં થોડાંજ વરસ ઉપર મળી આવ્યો છે. તે એક નળાકાર પથર ઉપર કોરેલો છે, જે પથર ૯ ઇંચ લાંબો છે. આ પથર ઉપરના લેખની ૪૫ લીટી છે, જેમાંની દરેક લીટીમાં ૪૦ થી ૫૦ અક્ષરો, અને સરાસરી ૨૦ શબ્દો સમાવેલા છે. અમે આગળ કહ્યું છે કે **કુરૂશ**ના જે લેખો અત્યાર સુધી મળી આવ્યા છે તે કંઈ ઘણા નથી, માટે આ નવો લેખ તેની આગમજના બીજા સઘળાઓને ભેગા કર્યા છતાં તેઓ કરતાં સાતથી આઠ ગણો મોટો જાહેર થયો છે. તેની ભાષા બેબીલોન્યન ખીલારોકી ભાષાને મળતી છે. આ લેખનો કેટલોક ભાગ ભુસરાઈ ગયો છે, તોપણ પચીશ લીટીઓ એવી સંપુર્ણ હાલતમાં છે કે તેમનો તરજુમો **જ્યાર્જ રૉલીન્સને** આપ્યો છે તે મુજબ તે આ મતલબનો છે.[૧] શરૂઆતમાં પાદશાહ પોતાની અને ખાનદાનની ઓળખ આપે છે:—

"હું છું **કુરૂશ**, સૌથી વડો પાદશાહ, મોટો પાદશાહ, ઘણોજ જબરદસ્ત પાદશાહ, દીનતીર (બેબીલન)નો પાદશાહ, સુમીર અને અક્કાદનો પાદશાહ, ચારે

---

૧ આ મતલબ અમે "તવારીખે મલુકે તવાએફે જરથોસ્તીઆંન" ગ્રંથના પહેલા ભાગ ઉપરથી આપીયે છીયે. સફે ૨૭૪—૨૭૫.

ટોળાંઓનો પાદશાહ, **કબુજીય** (કમ્બાઇસીસ)નો બેટો, જે પોતે મોટો પાદશાહ અને અનસાનનો ધણી હતો; **કુરૂશ** (કાઇરસ ૧) નો નબીરો, જે પણ મોટો પાદશાહ અને અનસાનનો ધણી હતો. આથી **ચીશપાઇશ** (ટીસ્પીસ) ના નબીરાનો હું બેટો થાઉં છું, જે પણ મોટો પાદશાહ અને અનસાનનો હાકમ હતો."

આ પછી પાદશાહ બેબીલનની પોતે કરેલી ફતેહ વીશે આ મુજબ જણાવે છે:—

"જયારે હું ફતેહમંદ થઇ દીનતીરમાં દાખલ થયો ત્યારે ત્યાંનું અસલી પાદશાહી કુટુંબ, જેનું રાજ્ય (તેના દેવતાઓ) બેલ તથા નેબોએ પાદશાહોનાં દીલનાં મકમપણાંને લીધે નીભાવી રાખ્યું હતું તે આખરે પડી ભાગ્યું. ત્યાંના પાદશાહી મેહેલમાં ખુશી ખુરંમી સાથે મેં મારૂં તખ્ત સ્થાપ્યું ...... મારી મોટી આગળ ફેલાતી હકુમત આખાં દીનતીર તથા સુમીર તથા અખોંદના ઘણાખરા મુલુકોમાં સુલેહ સંપજ સાથે ચાલુ થઇ. તેઓની સમાધાની ભરેલી હાલતને મેં કશી હરકત પુગાડી નહી. બેબીલનની ઉંચી જગ્યાઓ અને ત્યાંના સઘળા કીલ્લાઓની મેં સારી સંભાળ રખાવી. ત્યાંના લોકોએ તેમની મરામત કરવામાં ગફલતી વાપરી હતી, જેથી તેઓમાં ઉંઘાડી ફાટો પડી હતી અને તેમની દેવાલોના પોપડા ઉપસી આવેલા હતા ...... ઉપલા દરીયા (ભુમધ્ય) અને નીચલા દરીયા (ઇરાની અખાત) વચેના પ્રદેશોમાં વસનારાં જુદાં જુદાં ટોળાંઓના લોકોના ઘણાએક મોટે દરજ્જેના પાદશાહો તથા તેમની જોડે સામ (સીર્યા) અને તેની પેલી બાજુના બીજા અજાણ્યા મુલુકોના પાદશાહો પોતા તરફની પુરેપુરી ખંડણી કલાના (બેબીલનના મધ્ય ભાગ) માં મારી કને લાવ્યા અને તેઓ મારી કદમબોસી કરવા લાગ્યા. તેઓ છેક અશુર તથા ઇશ્તરનાં શેહરો સુધી ...... થી આવ્યા, તથા અગાથે, ઇશિનુનક, તે જંબાનનાં શેહરો; માઇતુરન તથા દુરન તે ગુતીની સરહદ, અને તાઇગ્રીસ નદીના કીનારા ઉપર આવેલા કીલ્લા, જ્યાં આગળ તેઓ ઘણા પુરાતન જમાનાથી કાયમ મુકામ થઈ પડેલા હતા, ત્યાંવિરથી તેઓ આવ્યા હતા."

પણ આ લેખમાં **કુરૂશની** જે ખરી ખુબીની વાતો છે તે તો નીચે મુજબની છે:—

"પેલા મોટા સાહેબ મેરોદોક જે દીનતીરનાં બચાંઓ (લોકો) નો અસલથી વાલી થાય છે ...... મોટા સાહેબ મેરોદોકનાં દેવસ્થાનને સમરાવવાપર મેં મારૂં ધ્યાન આપ્યું. મારી ઉપર તથા મારાં દીલોજાનનાં બચાં **કબુજીય** ઉપર અને મારી વફાદાર ફોજ ઉપર (તે દેવતાએ) મોટી કરમ બક્ષેશ કીધી જેથી અમોએ પેલાં દહેરાંને પાછું તેની સંપુર્ણ હાલતમાં આણ્યું ...... જે દેવતાઓ કે તેઓના મુલુકોમાં થાનક કરીને પડેલા હતા, તેઓને મેં પાછા તેઓની જગાઓ ઉપર સ્થાનો કરી અપાવ્યાં અને તેઓને મેં કાયમ મુકામ કીધા. તેમના સઘળા લોકોને મેં ભેગા કર્યા અને તેઓને લગતી જાગીરોને મેં વધારી આપી, અને મોટા સાહેબ મેરેદોકના હુકમથી કલાનાના દેવતાઓનાં જશનોમાં **નેબોનાઇદસે** સુમીર તથા અખોંદના જે દેવતાઓને શામેલ કીધા હતા તેઓને જે પ્રમાણે બીજા સઘળા દેવતાઓને તેમનાં શેહરોમાં માન અકરામ મળતાં હતાં તેજ પ્રમાણે, તેઓનાં પોતપોતાનાં મંદીરોમાં મેં ઇજ્જત ભરેલી જગા

આપાવી, અને મેં બેલ તથા નેબો (દેવતાઓ) ની દરરોજ પ્રાર્થના કીધી, એવી મતલબથી કે તેઓ મારી જીંદગીના દીવસો સુખ ભરેલા કરે, તથા મારો મર્તબો બુલંદ કર્યા જાય. અને મારા મોટા સાહેબ મેરોદાકની સનમુખબી હું, જે તેનો ભકતી કરનાર **કુરૂશ** પાદશાહ છું તે, તથા મારો બેટો **કબુજીય** (કમ્બાઇસીસ) હજુબી ફરીથી એવીજ પ્રાર્થના કરીયે છીયે."

બેબીલનની પડોસમાં સેનકીરેહ ખાતેથી મળેલા એક બીજા નાના લેખમાં **કુરૂશ** આ મુજબના સખુનો કોરાવી ગયો છેઃ— "હું છું **કુરૂશ** પાદશાહ, જબરદસ્ત પાદશાહ **કબુજીય**નો બેટો, બેથ-સાગત તથા બેથ-ઝીદાનાં દેવસથાનોને ફરીને બંધાવી આપનાર."

ઉપલા સખુનો ઉપરથી કદાચ કોઇ વાંચનારને શક જાય કે પાદશાહ **કુરૂશ** અહુરમજદી-જરતોસ્તી દીન પાળનાર હોય નહી, કેમકે તે બેબીલોન્યન જેવી એક જુદદીન, મુર્તીપુજક અને વળી સેમીટીક પ્રજાના દેવતાઓને માન આપી ગયો છે, તેમનાં દેહેરાંઓ બંધાવી ગયો છે, અને તેમની પ્રાર્થના કરી બક્ષેશો માંગી ગયો છે. પણ **કુરૂશે** માત્ર આ દેવતાઓનીજ પ્રાર્થના કીધી નથી; તેણે માત્ર બેબીલોન્યનોના મુર્તીપુજક ધર્મનેજ ઉતેજન આપ્યું નથી. એક બીજી સેમીટીક પ્રજાને પણ તેણે એજ રીતે ફીદા ફીદા કીધી છે, અને તે યહુદીઓ છે. આ પ્રજા બેબીલનની ફતેહ આગમજ ૭૦ વરસો સુધી એ રાજ્યની ગુલામગીરીમાં રીબતી હતી. તેની એક ઓદાને માનવાની રીતને અલબતે બેબીલોન્યનોના દેવ દહેરાં અને પુજા માનતાના વહેમો સાથ વખ્તેવખ્ત અથડામણ થવી જોઇયે, અને તેથી કદાચ તેમને જેર કરીને બેબીલોન્યન રાજાઓએ તેને કેદ કરી રાખી હશે. પણ તેની એ બેડી **કાઇરસે** તોડી. તેણે યહુદીઓને છોડવ્યા અને સ્વતંત્ર કીધા. તેણે તેમને પોતાને વતન જવાની પરવાનગી આપી એટલુંજ નહી, પણ તેમને પોતાનાં મુખ્ય શેહર જેરૂસલેમ ખાતે દેવળ બાંધવામાં પુરતી મદદ કીધી. આ કારણોને લીધે યહુદીઓ આપણા પાર્સી પાદશાહ ઉપર એટલાબધા જાનફેશાન થઇ ગયા કે જે એલકાબથી તોરાતમાં હજરત ઇસુ ખ્રીસ્ટ ઓળખાયો છે તેજ એતાબ **કુરૂશને** પોતાને પણ આપવામાં આવ્યો.[૧] એવું જણાય છે કે **કુરૂશની** મદદથીજ યહુદીઓ પોતાનું કામ સરનજામ ઉતારવામાં ફતેહ પામ્યા હતા, અને તેથીજ તેઓએ તેને પોતાનો પહેલો **ક્રાઇસ્ટ** ગણ્યો હતો.

જ્યારે બેબીલનની ફતેહ થઇ ત્યારે ત્યાંનો છેલો પાદશાહ **બેલ્શાજ્જર** પોતાનાં મહેલમાં ચાલતી મોજ મજાહમાં મશગુલ હતો. કહે છે કે એ વખ્તે કોઈ એક ધણી આવીને

૧ બેબલમાં ક્રાઇસ્ટને મેસીયાહ (*Messiah*) ને નામે ઓળખ્યો છે, જેનો અર્થ તેલ ચોપડીને પવીત્ર કીધેલો, અથવા અભીષક કરેલો થાય છે. હવે એ બેતાબ એકલા ઇસુ સીવાય બીજા કોઇને મળ્યો નથી, પણ કુરૂશને એ બેતાબ ઇસુ ખ્રીસ્ટની પણ આગમજનો યહુદીઓએ આપેલોછે. જેમકે એક ઠેકાણે કુરૂશને માટે લખ્યું છે કે તે જીહોવા (ખોદા) નો તેલ ચોપડીને પવીત્ર કરેલો હતો.—ઇસાયાહ, પ્ર૦ ૪૫, ૪૦ ૧. ડૉ૦ ઇડી લખે છે કે "બેબીલન ખાતે કેદ પડેલા યહુદીઓને છોડવવાનું કામ ખોદાએ કાઇરસને સોંપ્યું હતું માટે ખોદા (જીહોવા) એજ તેને 'મેસીયાહ' નો બેતાબ આપ્યો હતો.—બેબલ કોશ, સફે ૨૫.

મહેલની દેવાલ ઉપર આ ભેદ ભરેલા હરૂફો લખી ગયો :—" મીનાઇ મીનાઇ તેકલ અફ્રાસીન ". પાદશાહના હુકમથી બેલ્દયાના સેતારેસનાશો અને બીજાઓએ આ લેખ ઉકળાવવાની ઘણીબી તજવીજ કીધી પણ તેમાં તેઓ ફતેહ પામ્યા નહી. પણ એ વેળા યહુદીઓનો તે વખ્તનો પેગમ્બર ડાન્યલ ત્યાં હાજર હતો, માટે તેણે આ ભેદી લેખ ઉકળાવ્યો, અને તેની સમજણ પાદશાહને આ રીતે આપી કે "ખોદાએ તારૂં રાજ્ય વહેંચી નાંખ્યું છે અને તેનો અંત આણ્યો છે; તેણે તને તરાજુમાં તોલી જોતાં તું બહુ હલકા વજનનો માલુમ પડયો છે, જે ઉપરથી તેણે તારાં રાજ્યના ભાગ પાડી મીડ અને પારસી લોકોમાં વહેંચી આપ્યા છે." આ વાત કલ્પીત હોય કે તેમાં કંઈ સચાઇ હોયબી, તોપણ આ તો જાણીતું છે કે ડાન્યલ પેગામ્બર બહુ સાચવટ ભરેલો અને ઇનસાફી હતો, અને તે કુરૂશના જમાનામાં હસ્તી ભોગવી ગયો હતો તેથી ફાયદો તેઓ બંનેને થયો હતો. ડાન્યલની ડહાપણ ભરેલી વાતોથી પાદશાહ તેના ઉપર ખુશ થઇ ગયો અને તેનાં ટોળાંને સ્વતંત્ર કરવા જોડે કાઈરસે બેત-ઉલ-મુકદદસ નામનું તેમનું પવીત્ર દહેરૂં તેમના ખોદાની બંદગીનાં મકાંન દાખલ ફરીને બંધાવી આપ્યું, તથા બેબીલોન્યન પાદશાહ નેબુખદનાજ઼રે યહુદીઓને પરાગંદેહ કરી તેમનાં પવીત્ર ધર્મસ્થાનોને લુટી પાયમાલ કીધાં હતાં તે મકાનોને ફરીથી બાંધવા દેવાનું કુરૂશે ફરમાન કરી આપ્યું. આ ફરમાન વીશે ખુદ યહુદીઓનાં ધર્મ પુસ્તકમાંથીજ આપણને શાહદતો મળે છે. તેમનો એક પેગામ્બર[1] એ બાબે જે કંઈ લખી જાય છે તેની આ મતલબ છે:—

"ઇરાનનો પાદશાહ કુરૂશ[2] એમ કહે છે કે આકાશના ખોદાએ આ પૃથ્વી ઉપરનાં સઘળાં રાજ્યો મને આપી દીધાં છે, અને જુદાહ પ્રાંતનાં જેરૂસલેમ શેહર મધે તેનું એક મકાન બાંધવાનું કામ તેણે મને સોંપેલું છે. તમો (યહુદીઓ) માંથી એવો કોણ છે? જો કોઈ હોય તો તેણે આ મકાન બાંધવું. તેનો ખોદા તેની સાથે હોજો. અને એવા ધણીને બીજાઓએ પોતાથી બને તેવી સોનાં રૂપાંની અને બીજી મદદ આપવી."

કુરૂશે બેબીલન ખાતે કેદ પડેલા જે જે યહુદીઓ અને તેમના નોકરો વગેરેને છોડવી તેમને વતન રવાના કીધા, તેમની સંખ્યા આ મુજબની ઉપલોજ પેગામ્બર ગણાવે છે[3]:—શુદ્ધ યહુદી પ્રજા ૪૨૩૬૦; તેના નોકરો અને દાસીઓ ૭૩૩૭ (જેઓમાં ૨૦૦ ગાનારાં મર્દ તેમજ ઓરતો હતાં); અને તેનાં પાળેલાં પ્રાણીઓમાં ૭૩૬ ઘોડા, ૨૪૫ ખચરો, ૪૩૫ ઉંટો, અને ૬૭૨૦ ગધેડાં હતાં. વળી યહુદીઓનો જે જે ખજાનો બેબીલોન્યન પાદશાહ નેબુખદનાઝરે લુટયો હતો તેમાંથી પાદશાહે નીચલી વીગત[4] મુજબનો તેમને પાછો હવાલે કરાવ્યો હતો :—સોનું લાધેલા ૩૦ ઘોડા, રૂપું લાધેલા ૧૦૦૦ ઘોડા, ૨૯ છરીઓ, ૩૦ સોનું ભરેલાં વાસણો, ૪૧૦ રૂપું ભરેલાં વાસણો, બીજાં ૧૦૦૦ વાસણો, અને ૫૪૦૦ સોનાં રૂપાંનાં વાસણો. આ સઘળો ખજાનો કુરૂશના હુકમથી ખજાનચી મીથ્રેદાથે (મેહરદાદે) જુદાહના હાકમ શેશબજ઼રને સ્વાધીન કર્યો હતો, જે લઇને તે બેબીલનથી જેરૂસલેમ ગયો હતો. આ સઘળો

---

૧ એજ઼રા, પ્ર૦ ૧, ક૦ ૨ થી ૪. ૨ બૈબલમાં ખોરેશ નામ લખ્યું છે.
૩ એજ઼રા, પ્ર૦ ૨, ક૦ ૬૪—૬૭. ૪ તેજ, ક૦ ૯—૧૧.

ખજાનો એ શેહર ખાતેનાં તેમના ખોદા જીહોવાહનાં દહેરાંને લગતો હતો. પાદશાહે વળી એક બીજુંબી ફરમાન યહુદીઓને કરી આપેલું જણાય છે, જેમાં તેણે એવી મતલબનું ફરમાવેલું આપણને જણાવ્યામાં આવ્યું છે[1] કે ઉપલાં દહેરાંનો પાયો મજબુત નાખવો, અને તેને ૬૦ કયુબીટ (૯૦ ફીટ) જેટલું ઉંચું તેમજ તેટલુંજ પહોળું બાંધવું, અને તેને ત્રણ તબક્કે પથરા અને એક તબક્કે નવાં ઇમારતી લાકડાંથી બાંધવું, તથા તે પાછળનો સઘળો ખર્ચ પાદશાહી ખજાનામાંથી આપવો. આજ ફરમાનમાં પાદશાહે હુકમ આપ્યો હતો કે બેબીલનના પાદશાહે જેરૂસલેમનાં મંદીરમાંથી જે ખજાનો લુટયો હતો તે યહુદીઓને પાછો હવાલે કરી દેવો. જુની તોરાતમાં આપેલાં આ સઘળાં ફરમાનો બોલેબોલ ખરાં હોય તે વીશે યુરોપીયન આલમાઓ શક બતાવે છે, તોપણ યહુદીઓ ઉપર **કુરૂશે** ઉપર મુજબની મેહરબાનગી કરવાની વાત સરતાપા ગલત હોય નહી. તેણે જેમ બેબીલોન્યનોના વડા દેવતા મેરોદાકને મોટા ખોદા કહ્યો છે તેમ તેણે યહુદીઓના જીહોવાહને પણ ખોદા ગણ્યો છે. એ રીતે તે એકગમથી બેબીલોન્યનો જેવો મુર્તીપુજક અને બીજી તરફથી યહુદીઓ જેવો એક ખોદાને માનનારો દેખાય છે. ત્રીજી તરફથી **કુરૂશ** વળી યુનાનીઓ જેવો અનેક દેવતાઓને માનનારો પણ લેખી શકાય, કેમકે તેણે ઇયોન્યન લોકોનાં હુલડ વેળા તેમનાં ધર્મનાં મકાનોને કશી ઇજા પુગાડી ન હતી, યા તેમને તાબે કીધા પછી તેમના ધર્મ સંબંધી એતેકાદની વચે આવવાની રાજનીતી તેણે મુદલ વાપરી ન હતી.

પણ આ સઘળી ધર્મ સંબંધી છુટાપણાંની **કુરૂશની** રાજનીતી ઉપરથી તેને માથે કોઇબી જાતના ધર્મ સંબંધી એતેકાદનો દોષ મેળવો કેવળ હસી કહાડવાજોગ ગણાશે. **કુરૂશ** ખરો પાર્સી પાદશાહ અને અહુરમજદી ધર્મ પાળનારો હતો. પણ તેમ છતાં તેણે પોતાની બહોળી શેહનશાહતની જુદી જુદી રૈયતોને તેમના એતેકાદ મુજબની જુદી જુદી ધર્મ સંબંધી રાહરસમ પાળવાની છુટ મેલી હતી તે પોતાનાં મોટાં રાજ્યને ટેકવી રાખવાની તેની સર્વથી ડહાપણ ભરેલી રાજનીતી હતી. એક પરદેશી રાજ્યને જીત્યા પછી જો એકદમ તાબેદાર કરવું હોય તો તેને ધર્મ સંબંધી છુટાપણું બક્ષવું, એ કાનુન આજનાં સુધરેલાં રાજ્યોને માટે નકલ કરવાજોગ થઇ પડયોછે, અને તેઓ તેમજ કરે છે. પણ **કુરૂશે** તો તેથી પણ વધારે કીધું. તેણે પોતાની જીતાયલી રૈયતોની ધર્મ સંબંધી લાગણીને દુખી નહી કરવાની સંભાળ લીધી, એટલુંજ નહી પણ તેણે તે રૈયતોના દેવતાઓને આદરમાન આપ્યું, તેમનાં મકાનો બંધાવી આપ્યાં, અને તેમની મુર્તીઓને કાયમ રખાવી. એ કારણોને લીધે તેની જીતાયલી પ્રજાઓનું દેશાભીમાન ઘણે દરજજે શાંત થાય તેમાં શક નથી, અને **કાઇરસે** તે માટેજ આ ધોરણ રાખેલું સીદ્ધ થાય છે. પણ યહુદીઓ તરફની ખાસ મેહરબાનીનો સબબ વળી એ કરતાં પણ વીશેષ હતો. તે વીશે અમે આગળા ભાગ ઉપર બોલી ગયા છીયે અને આ ઠેકાણે એટલુંજ કહીશું કે મીસર ફતેહ કરવા જવા માટે યહુદીઓના મુલકમાંથી પોતાને માર્ગ લેવા હતો અને તેમાં તેમની મદદની મોટી જરૂર હતી, માટેજ પાદશાહે

[1] એજરા, પ્ર૦ ૬, ૪૦ ૩—૫.

તેમના ઉપર અસાધારણ મમતા બતાવી તેમને નવાજ્યા હતા, અને તે મેહરબાનગી માટે યહુદી પેગામ્બરો અને બીજાઓ એ પાદશાહની ખુબી બાબજા લખી ગયા છે. કેટલાક મતલબી લખનારાઓ એવું દેખાડવાની તજવીજ કરી ગયા છે કે યહુદીઓના કેદ પડવાની ઘણાં વરસ આગમજ **જેરેમાયા** નામે એક પેગામ્બર એ બાબે તેમજ તેમના છુટકારા બાબે ભવીષ કહી ગયો હતો તે વીશેની કેતાબ **કાઈરસ**ના હાથમાં આવ્યાથી તે ઉપર ફીદા થઇને તે યહુદીઓના મજહબ ઉપર ઢળ્યો હતો અને તેમના ઉપર એટલીબધી મમતા દેખાડી હતી.[૧] પણ એ સઘળું કદી મનાય એવું નથી, અને તેથી આપણુ તે ઉપર કશો ઇતબાર મેલીશું નહી.

## ફસલ ૩. કુરૂશ એક ઈનસાન અને એક પાદશાહ દાખલ.

**કુરૂશ**નું મરણ ઇ૦ સ૦ પુ૦ ૫૨૯ માં નીપજ્યું હતું, માટે તેણે ૨૯ વરસો સુધી રાજ્ય કીધેલું ગણાય છે. એટલી મુદતમાં તેણે ત્રણ મોટી પાદશાહતોનું શેવટ આણીને તેમને પોતાનાં બાપીકાં વતન પર્સીસ પ્રાંતના અમલ તળે લીધી હતી. આ ત્રણે રાજ્યો—મીડયા, લીડયા અને બેબીલોન્યા—ઉપરાંત તેણે બેકત્રયન અને સકી નામની પ્રજાઓનાં રાજ્યોને, તેમજ છેક સીંધુ નદી સુધી વસતી ઉગમણુ તરફની પ્રજાઓને તથા વળી ઇયોન્યન અને એઓલ્યન જેવી આથમણુ તરફની પ્રજાઓને તાબે કરી તે સર્વને પોતાના કબ્જામાં રાખ્યાં હતાં. એ રીતે ઉત્તરે છેક મેસાગેટી પ્રજાના મુલકની સરહદથી દક્ષીણે દરીની અખાત સુધી અને ઉગમણે સીંધુ નદીથી તે આથમણે ભુમધ્ય સમુદ્ર માંહેલા ટાપુઓ સુધી **કુરૂશ**નાં રાજ્યનો વીસ્તાર વધ્યો હતો. આટલીબધી મુલકગીરી છતાં **કાઈરસ**નાં નવાં સવાં મોટાં રાજ્યમાં એક કે બે ઠેકાણાં સીવાય બીજે કેથે બલવો ઉઠેલો તવારીખનવેશો આપણને જણાવી ગયા નથી, તે ઉપરથી એ મોટા પાદશાહની રાજ્ય ચલાવવાની રીતી વીશે આપણાં મનમાં બહુ સારો વીચાર બેસે છે. પણ જ્યારે આપણને જણાવવામાં આવે છે[૨] કે **કુરૂશ**નું રાજ્ય જેટલું મોટું તેટલું જોડાયલું યા ગુંથાયલું ન હતું, તથા તેમાં એકજ ધોરણથી અમલ ચાલતો ન હતો, ત્યારે એ મોટી શેહનશાહત તેના વખતમાં કેમ તકી રહી હશે તેનું કોઈ જુદુંજ કારણ આપણને શોધી કહાડવું પડે છે. આ માટેનાં કોઈ બીજાંબી કારણો હોય, પણ આ વાત એક આવાજે કબુલ થઈ ચુકેલી છે કે **કાઈરસ**માં "એક ફતેહમંદ લશ્કરી સરદારને માટે અગત્યના હોય એવા સઘળા ગુણો" હતા.[૩] પણ એ ઉપરાંત તેનામાં જે સર્વથી મોટી ખુબી જીતાયલી જુદી જુદી નાની મોટી પ્રજાઓને વશ કરી રાખવાની હતી તે તેની નરમાશ અને દયા હતા. **કાઈરસ** ઇનસાફી પાદશાહ હોવો જોઇયે, પણ તેના ઇનસાફના જેટલા દાખલા આપણ જાણીયે છીયે તે કરતાં વધારે તેના દયાળુ દીલગુર્દાના બાબજા મળી આવ્યા છે. વાંચનારને યાદ આપવાની કશી જરૂર નથી કે **કુરૂશે** મીડયાના પાદશાહ **એસ્તાયજીસ**નું રાજ્ય જીત્યા પછી તેને જીવતદાન બક્ષીને તે

---

૧ બેબલ કોશ, સફે ૧૮૫. ૨ પુરા૦ પા૬૦, દ૨૦ ૪, પ્ર૦ ૭, સફે ૪૮૧.
૩ તેજ, સફે ૩૮૦.

જીત્યો ત્યાંસુધી તેને અમનમાં રાખ્યો હતો. **કાઈરસ**નો તે મુરબી અને મમાવો હતો તેથીજ તેણે તેના ઉપર આમ મેહરબાની કીધી હતી, એમ નથી. મીડયા પછી જે રાજ્યની ફતેહ થઈ તે લીડયાનું હતું, જ્યાંનો રાજા તો **કુરૂશ** ઉપર પોતાના બનેવી **એસ્તાયજીસ**નું વેર લેવા નીકળ્યો હતો, તોપણ **ક્રીસસ**ના કેદ પકડાયા પછી **કાઈરસે** તેના ઉપર કેવી મેહરબાની રાખી હતી? **હીરોડોટસ** આપણને જણાવી જાય છે કે માસાગેટી લોકોની રાણીના મુલકમાં દાખલ થતી વખતે **કુરૂશે** પોતાના બેટા **કમ્બાઈસીસ** (કમ્બુજીય) ને ફરમાવ્યું હતું કે અગરજો હું લડાઇમાં માર્યો જાઉં તો **ક્રીસસ**ને સઘળું માન અને મર્તબો આપતા રેહેવું અને તેની જોડે સારી રીતે વર્તવું.[૧] આ હુકમ આપીને વળી તેણે આૅકસસ નદી ઓળંગવા આગમજ **ક્રીસસ**નેબી પોતાની જોડે ભયમાં નહી નાખતાં **કમ્બાઈસીસ** જોડે ઇરાન તરફ પાછો રવાના કીધો હતો. એક દુશ્મન પાદશાહ તરફ આ તે કેવી રીતની મમતા ! ત્રીજો રાજા બેબીલનનો હતો. **નેબોનાદયસ**ની શીકસ્ત પછી **કુરૂશે** તેની તકસીર માફ કરીને તેને કર્માન્યાના પ્રાંતની હાકમી આપી હતી. સકી લોકોની ફતેહ કર્યા બાદ આપણા પાર્સી પાદશાહે ત્યાંના રાજાને કેદમાંથી છોડીને તેનું રાજ્ય પાછું બક્ષ્યું હતું. લીડયાનાં લોકોએ **કાઈરસ** સામે બલવો ઉઠાવ્યા છતાં તેણે **ક્રીસસ**ને ખાતર તેમને ગુનામગીરીમાં નહી લેતાં દયા કરીને સ્વતંત્ર રહેવા દીધાં હતાં. મેસાગેટી લોકોનો શાહજાદો **સ્પેગપીસીસ** કેદ પકડાયા પછી તેનીજ અરજ ઉપરથી પાદશાહે તેને જીવતદાન બક્ષી તેની માને જઈ મળવાની રજા આપી હતી. આ સઘળું શું દેખાડે છે? પોતાના હાકમોને **કુરૂશથી** જીવતદાન અને વળી મર્તબો મળેલાં જોઇને પ્રજાઓ પોતાના ફતેહ કરનાર તરફ વફાદારી બતાવે તેમાં શી નવાઇ ?

પણ વળી જીતેલી પ્રજાઓને તાબે હેઠળ રાખવાની **કાઈરસ**ની એક બીજીબી યુકતી વખાણવાજોગ હતી. જે દેશ પોતે તાબે કીધો હોય ત્યાં પોતાનાજ જાતભાઇઓને રાજ્યના સઘળા ઓહદા નહી આપતાં ત્યાંના દેશીઓને પણ તે ઓહદાઓ આપવામાં **કાઈરસ** મોટું મન દેખાડતો અને ઇનસાફી અકલ વાપરતો હતો—જોકે લીડયાવાળા બેવફા **પેકત્યાસે** આ મેહરબાનગીનો બદલો પાછળથી બલવો કરી નીમકહરામીથી વાળી આપ્યો હતો. મીડયા તાબે કર્યા છતાં તેણે ત્યાંના વજીર **હાર્પેગસ**ને પોતાની ફોજનો એક વીશ્વાસુ સરદાર બનાવી રાખ્યો, તેમજ **માઝારીસ** અને બીજા મીડ સરદારોને મીડયામાંજ નહી પણ લીડયા અને બીજા જીતેલા મુલકો ખાતે પુર વીશ્વાસ સાથ નેમ્યા. આ દાખલાઓ ઉપરથી જણાય છે કે **કુરૂશ** ઘણો સુધો, ઇનસાફી, દયાળુ અને ભલમણસાઇવાળો પાદશાહ હતો. તેની બહાદુરીની તો આપણ કશી સ્તુતી કરી શકીશું જ નહી ; ગોયા ફતેહોને થકીજ તે પેદા થયો હતો. 'જેહાંગીર' અને 'મુલકગીર', અથવા 'પૃથ્વીરાજ' અને 'જગતપતી' જેવા નામના ખાલી ખેતાબો ધારણ કરનારા પાદશાહો કરતાં એ ખેતાબોમાંનો એક **કાઈરસ**ને મળવો યોગ્ય હતો. તેના વખતમાં તે માત્ર એક 'પાદશાહ' કરતાં વીશેષ ન હતો. તેને બીજાઓ ગમે તે નામે

[૧] હેરો ૧, પ્ર૦ ૨૦૮.

ઓળખી ગયા હોય, પણ આ સાદો પાદશાહ પોતાને માટે કશી વડાઈ કરી ગયો નથી. તેના લેખોમાં તે પોતાને પાદશાહને નામેજ ઓળખાવી જાય છે, પણ પાછળથી દુન્યાએ તેનાં મહાભારત કામો જોઈને તેને 'મહાત્મા'નો એલકાબ આપ્યો છે. તે મહાત્મા માત્ર બહાદુરીમાંજ નહી પણ દરેક બાબતમાં હતો. તે જેવો મોટો તેવો સાદો હતો. તે દરેક વાતે સુખી હતો. ૨૯ વરસોની જંગી જીંદગીમાં તેણે માત્ર બેજ શીકસ્ત ખાધી હતી, અને તે બંને બે તુરાની પ્રજાઓ સકી અને માસાગેટી લોકોના હાથ ઉપર ખાધી હતી. પણ અસંખ્યાત લડાઇઓમાં આ માત્ર નામની શીકસ્તો કંઈ ખીસાદમાં નહી ગણાય. તેને માટે એમ કહેવાય છે કે કેસ્પીયન સમુદ્ર અને સીંધુ નદી વચે વસતી પ્રજાઓને જીતવા પાછળ તેણે ૧૪ વરસો ગુજાર્યાં. તે મુદત લાંબી હતી, કેમકે તેના પછી કેટલેક વરસે **સેકંદરે** એજ પ્રજાઓને પાછી જીતી લીધી ત્યારે તેને માત્ર પા॥ વરસો લાગ્યાં હતાં. પણ આ સરખામણી તદન ભુલ ભરેલી છે. **સેકંદર** અને **કુરૂશના** જમાનાઓ વચે ૩૦૦ વરસોનો ફરક હતો. પણ એ મુદત ધ્યાનમાં નહી લઇયે તોબી આ વાત ભુલી જવી નહી જોઇયે કે **કાઈરસના** જેવી મુશ્કેલી **સેકંદરને** નડી ન હતી. **સેકંદર** પોતાના મુલકમાંથી નીકળેલો બેધડક ફતેહો કરતો આગળ વધી ગયો હતો. એમ જો **કુરૂશે** કીધું હોત, અથવા એમ જો તેનાથી સલામતી સાથ બની શક્યું હોત તો કદાચ તેણે ચીનના દરીયાથી તે યુરલ પર્વત સુધીનો આખો એશ્યાખંડ જીતી લીધો હોત. પણ **કુરૂશથી** તેમ બની નહી શકે તેનું એક મુખ્ય અને મજબુત કારણ એ હતું કે ઉગમણના દેશોના પાદશાહો જ્યારેબી પોતાનાં રાજધાની શેહરથી દુરદરાજ જતા ત્યારે વરસ બે વરસે તેમને પાછા આવીને પોતાની સલામતી વીશે પ્રજાને ધીરજ આપવી પડતી હતી, અને તેમ જો નહી થતું તો પાદશાહ દુશ્મનોને હાથ માર્યો ગયો છે એમ સમજીને બેદીલ પ્રજાઓ બલવો ઉઠાવતી હતી.[1] અને તેટલાંજ કારણને લીધે **કાઈરસને** વખતોવખત પાર્સાગર્દ અથવા તો હમદાન ખાતે પાછું ફરવું પડયું હશે, અને પોતે ઇછ્યું હશે એટલી થોડી મુદતમાં તે ઉપલી પ્રજાઓને વશ કરી શકયો ન હશે.

જેમ રાજકારભારમાં **કાઈરસ** ફતેહમંદ હતો તેમ તે ઘર સંસારમાં પણ સુખી હતો. એક પાદશાહ દાખલ તેનો આ દાખલો નકલ કરવાજોગ છે કે તેની માત્ર એકજ રાણી હતી. તે પાદશાહી ખાનદાનની શાહજાદી હતી,[2] જેણે બે બેટાઓ અને ત્રણ બેટીઓનો જન્મ આપ્યો હતો. બેટાઓમાં **કમ્બાઈસીસ** (કમ્બુજીય) વડો અને **સ્મર્દીસ** (બર્દીય) નાનો હતો. પાદશાહે પોતાનું તખ્ત વડા શાહજાદાને સોંપ્યું હતું, અને નાનાને કેટલાક મુલુકોની હાકમી આપી હતી. **કુરૂશની** રાણી પાદશાહની આગમજ મરણ પામી હતી, જેણીનાં મોત પછી પાદશાહે બીજી રાણી કીધી ન હતી. તેની પોતાની ઉમર તેનાં મોત વખતે નજદીક ૭૦ વરસની હતી, કેમકે ઇ૦ સ૦ પુ૦ ૫૫૮ માં તેણે શેહનશાહતનો પાયો નાંખ્યો, યાને મીડયાનું રાજ્ય ફતેહ કીધું, ત્યારે તેની ઉમર ૪૦

૧ પુરા૦ પા૬૦, દર૦ ૪, પ્ર૦ ૭, સપે ૭૭૩.

૨ આ શાહજાદીનું નામ કાસનદાને હતું, અને તેણી ફાર્નાસ્પીસ નામે એક હખામની શાહજાદાની બેટી હતી.

વરસની હતી. એ રીતે આવાં ઘડપણ છતાં **કુરૂશ** માસાગેટી જેવી પ્રજાની સામે તેમના મુલકના ભીતરમાં લડાઈ કરવા ચહડાઈ લઈ ગયો હતો," એ તેની બહાદુરી અને દલેરીનો જેવો તેવો દાખલો નથી.

પાદશાહનાં ડહાપણના જેટલા દાખલા ટાંકીશું એટલા થોડા છે. પણ તેઓમાં સર્વથી સરસ આ છે. તે એકજ વખતે **કુરૂશ**ની બુધ્ધી અને સાદાઈ જાહેર કરે છે. મીડયા ફતેહ કીધા પછી પાર્સી અમીરો અને બીજા આગેવાનોનું એક અંજુમન તેને મળવા આવ્યું, અને અરજ ગુજારી કે હવે ઓદાતાલાએ પાર્સીઓને ફતેહ બક્ષી છે અને **કુરૂશ**ને એ બહાદુર ટોળાનો પાદશાહ બનાવ્યો છે, માટે તેણે અરજદારોને પરવાનગી આપવી કે તેઓ પોતાના કંગાળ સ્વદેશમાંથી બહાર નીકળીને વધારે સારી જમીન ઉપર જઈ વસે. **કુરૂશ**ને આ માંગણી પસંદ આવી નહી, તોપણ તેણે અંજુમનને રાજી રાખવા માટે કહ્યું કે તેઓએ પોતાને જેમ દરૂસ્ત લાગે તેમ કરવું. પણ પછી તેણે તેમને તુર્તજ ચેતવણી આપી કે હવેથી તેઓએ અમલ ચલાવવાને માટે નહી પણ ગુલામગીરી કરવા માટે તૈયાર થવું; કારણ કે આબાદ મુલુકોમાં કુદરતથીજ માણસો પોચા હોય છે. જે જમીન આબાદ હોય તે સારાં ફળ આપે અને વળી બહાદુર માણસોનેબી જન્મ આપે એ બનેજ નહી. આ સખુનો ઉપરથી પાર્સી અંજુમને મીડયાના ફળવંત મુલક તરફ જઈ વસવાનો વીચાર છોડી દઈ અમલ કરનાર ટોળા દાખલ રહેવાનું પસંદ કીધું.

પણ પાદશાહની સાદાઈ દેખાડનારા દાખલાઓ બીજા ઘણા છે. દોલત વીશેની તેની બેદરકારી બાબે આગળા સફાઓમાં આપણે ઘણું વાંચ્યું છે. એક લખનારની ગણત્રી મુજબ **કુરૂશ**ને ૩૧૨૬૨૨૪૦૦૦૦ નો સોનાં તથા રૂપાંનો ખજાનો મળ્યો હતો. પણ તે સઘળો તેણે પોતાના ખજાનામાં દાખલ કીધો નહી પણ પોતાના મીત્રોમાં વહેંચી આપ્યો, તેમજ તે ખજાનો જે જે પ્રજાઓનો હતો તેમને તે પાછો આપી દીધો. **જે. નોફન** દાખલો આપે છે કે એકવાર તેના મુખ્ય સલાહકારોએ પાદશાહને કહ્યું કે તે કશો ખજાનો પોતાની કને નહી રાખતાં સર્વને વહેંચી આપેછે તેનું કારણ શું? શું આ ખજાનો તેને કોઈ દીવસ કામનો નથી? આના ઉત્તરમાં **કુરૂશે** કહ્યું કે "મારી કને લખલુટ દોલત છે. આખી દુન્યા તે વાત જાણે છે. તે ખજાનો જેમ મારો છે તેમજ તે તમારોબી છે. મને દોલત ભેગી કરવાનો સબબ શો? મારા પોતાના ઉપયોગમાં તેને લેવાની હું ઇછા કરૂં તોપણ મારાથી તેમ થઈ શકે નહી. મારી નેમ એકજ છે, અને તે એકે જેઓ નીમકહલાલીથી સેવા બજાવે તેમને હું નવાજું, અને જેમને તેની જરૂર હોય તેમને તે આપીને તેમની તંગી દુર કરૂં." એકવાર **ક્રીસસે** પાદશાહને કહ્યું કે "આમ મોટી બક્ષેશોમાં તું દોલત વહેંચી નાંખશે તો તું પોતે મુફલેસ થઈ જશે. અગરજો તેં ખજાનો ભેગો કીધો હોત તો આજે દુન્યામાં તું સર્વથી તવંગર પાદશાહ ગણાત." **કાઈરસે** જાણવા માંગ્યું કે જો તેણે દોલત ભેગી કીધી હોત તો આજ તે કેટલી મોટી થાત? **ક્રીસસે** એક સંખ્યાનું નામ દીધું; જે ઉપરથી પાદશાહે તુર્ત પોતાના દરબારીઓ અને મીત્રોને બોલાવી જાહેર કીધું કે તેને નાણાંની મોટી અગત્ય છે. તુર્તજ સઘળાઓએ પોતપોતાના ખજાના ખાતેથી એટલીબધી દોલત લાવીને

પાદશાહની આગળ મેગી કીધી કે તે જોઇ ક્રીસસ ડંગ થઈ ગયો. તેણે જે મોટી સંખ્યા કહી હતી તે કરતાં પણ આ ખજાનો વધારે હતો. "જો આ મારો ખજાનો!" પાદશાહે લીડયાના માજી રાજા તરફ ફરીને મગરૂરી સાથ કહ્યું; "જે પેટીઓમાં હું મારી દોલત રાખુછું તે મારી પ્રજાઓનાં દીલ અને તેમની પ્રીતી છે."

**કુરૂશ** પોતાની પ્રજાનાં ભલાંને માટે બહુ ખંતી હતો. **જેનોફન**ના જણાવ્યા મુજબ તેણે એકવાર પોતાના દરબારીઓને કહ્યું કે "એક હાકમ તે તેની પ્રજાનો ગોવાળ છે માટે તેની ફરજ છે કે તેની રૈયત સલામતી અને સુખ ભોગવેછે કે નહી તેની ખબરદારી રાખવી. જંજાલ અને ચીંતાથી તેણે તેમને મુકત કરીને તે બોજો પોતાને માથે લેવો જોઇયે, તેમની આબાદી અને તેમનો વધારો એજ તેની ખુશહાલી હોવી જોઇયે, તેમના બચાવ અને સંરક્ષણને માટે તેણે બહાદુરીથી ઝીપલાવવું જોઇયે. તેમને સુખી કરવા માટે પાદશાહે તસ્દી ખેંચવી જોઇયે, કેમકે એક માણસને પાદશાહી મળવાની મકસદ એજ હોવી જોઇયે." અસલના વારાના રાજાઓ માત્ર બળ સીવાય બીજો કોઈ હક પીછાનવાની ના પાડતા હતા. "મારે તેની તલવાર" એ કહેવત તે જુના વખતને બરાબર અનુકુળ હતી. તે વેળા રાજાની મરજી તેજ તેનો કાયદો હતો. તેના લાભને માટે કે માત્ર નજીવા ખયાલી શોકને માટે સેંકડો લોકના જીવ લેવાનું તેને મનથી કંઈ વીચારવા સરખી વાત ન હતી. પણ એક લખનાર[1] કહેછે કે **કુરૂશ**ની વર્તણુક તેવા હાકમોથી કેવળ જુદીજ જણાયછે. તે ધારાને માન આપતો હતો, અને વગર કારણે લડાઈ ઉઠાવવામાં ગુનાહ છે એમ તે સમજતો હતો. લડાઈની શરૂઆતમાં તે પોતાની ફતેહનો આધાર પોતાના વાજબીપણાં ઉપર બાંધતો હતો. તે પોતાના સીપાહીઓને બહાદુરી અને હીમતથી લડવા માટે કહેતાં તેમને ઉલટ આપતો હતો કે લડાઇમાં ફતેહ તેમનીજ થવાનીછે, કેમકે લડાઇને કારણ આપનાર તેઓ નથી; શત્રુઓના હુમલાને લીધે તેમને પોતાના બચાવમાં લડવા નીકળવું પડયુંછે, માટે હોરમજદ અને અમશાસ્પંદો તેમને મદદ આપશે, ઇત્યાદી.

પાદશાહ **કુરૂશ**નાં રાજ્યની એક મજબુતી—બલકે એક પાદશાહના રાજ્ય સુધારા માટે એક અવશ્યનો ગુણ—તે તેની દયા હતી. **હીરૉડોટસે** તેનાં સખ્ત દીલ વીશે ગમે એટલું લખ્યું છે પણ એક તવારીખનવેશના શબ્દોમાં આ પુનાની ઇતીહાસકર્તાએ **કાઈરસને** એક "દયાળુ ફતેહ કરનારથી ઉલટોજ ચીતાર્યો છે એ વાત ખરી. **કાઈરસ** સામેની પોતાની મજબુત લાગણીને લીધે આ તવારીખનવેશે રાજ્યદંડ ધરાવી ગયલા એક સર્વથી ડાહ્યા, સર્વથી ઉત્તમ, અને સર્વથી મોટા પાદશાહની સત્કીર્તીને વગોવી છે. તે એક એવો પાદશાહ હતો જે તેની પ્રજાઓનો વહાલો હતો," ઇત્યાદી.[2] **જેનોફન** વળી આ સ્તુતીમાં વધારો કરતાં લખેછે કે "સર્વમાં પ્રીતી ફેલાવી મીત્ર કરી લેવાના ગુણમાં **કાઈરસ** કરતાં વધારે કુશળ કોઈ હતું નહી. સર્વને કંઇબી મોજ મઝે યા કંઇબી ભલું થાય એવું કરવામાં તે પોતાનો વખ્ત ગાળતો, પણ કોઇનાં બુરાંમાં તે ન હતો." પાદશાહની આ ભલાઇઓની વાત **જેનોફન** અને બીજા અસલી

---

૧ પારસીઓની તવારીખ, સફે ૫૭. ૨ તેજ.

લખનારાઓ ખોટી જણાવી ગયા નથી તે છેક **કુરૂશ**ને જમાનેના પુરાણા લેખો જમીનમાં ડટાયલા આજે મળી આવ્યા છે તે ઉપરથી, તેમજ બીજા કીમતી દસ્તાવેજો અને પુરાતન લખાણો ઉપરથી, માલુમ પડે છે, જે બાબે અમે ત્રીજી ફસલમાં લગાર લંબાણથી વીવેચન કર્યું છે.

**કાઈરસ**ના સીક્કાઓ જેવું કશું મળી આવ્યું નથી, તેમજ તેના લેખોબી કંઈ ઘણા નથી. તેણે બંધાવેલા નામીચા મહેલો વગેરે દેખાડી આપેછે કે સુલેહના વખ્તમાં આ મહાત્મા પાદશાહ એશ આરામનો ભોગ થઈ બેસતો ન હતો. તે શીયાળામાં સુસાના અને ઉનાળામાં હમદાનના મહેલોમાં જઈ વસતો હતો, અને ચોઆસ્પીસ નદીનું નીમળ મીઠું પાણી તે સદા પીતો હતો.

**કુરૂશ**ના કેટલાક લેખો મળી આવ્યાછે, જેમાં નીચલા મુખ્ય છે. પાર્સાગર્દ ખાતે તેનાં અસ્તોદાન ઉપર આ મતલબનો લેખ હતો એમ **એરીસ્તોબ્યુલસ**ની સત્તા ઉપરથી **સ્ટ્રેબો** જણાવી જાયછે:—"ઓ મર્દ ! હું **કુરૂશ** છું. મેં ઇરાનની શેહનશાહતનો પાયો નાંખ્યો હતો, અને હું એશ્યાખંડનો પાદશાહ હતો. માટે હવે આ થોડી માટી જે મારી લાસને ઢાંકેછે તે ઉપર ઓદાને વાસ્તે અદેખાઇ લઇ જતો ના."[1] **કુરૂશ**નાં અસ્તોદાનની વીગત અમે આગળ[2] આપીછે, જેના સંબંધમાં **ટીસ્યસ**ના જણાવ્યા મુજબ **ઓનીસીક્રાટસ** નામે ધણી એમ લખી જાયછે કે આ અસ્તોદાનના દશ મજલા હતા જેમાંનાં સર્વથી ઉપલા માલ ઉપર તેની લાસને મુકેલી હતી જ્યાં હખામની હરૂફે યુનાની ભાષામાં આ મુજબનો લેખ હતો કે "હું, **કુરૂશ**, પાદશાહોનો પાદશાહ, હ્યાં સુતેલો છું"[3] **કર્ટીઅસ** મુજબ મહાત્મા **સેકંદરે** **કુરૂશ**નાં અસ્તોદાનની ભેટ લઇને તેના હાડકાંઓને યોગ્ય માન આપ્યું હતું, તથા તેણે ખજાનો મેળવવાની લાલચમાં ખોળ કરતાં તેને એક ખાક થઈ ગયલી ઢાલ, બે સ્કીથ્યન કમાન, અને એક ઇરાની ખંજર, એટલી વસ્તુઓ મળી હતી. **પ્લુટાર્ક** જણાવેછે કે **સેકંદર**ને અસ્તોદાનમાં જે લેખ મળ્યો હતો તે આ મુજબનો હતો:—"ઓ મર્દ, તું ગમે તેવો હોય, અને ગમે ત્યાંથી પણ આવ્યો હોય (કેમકે તું આવશેજ એમ હું જાણું છું), પણ હું **કુરૂશ** પાર્સી શેહનશાહત સ્થાપનાર છું. એટલામાટે આ થોડી માટી જે મારાં હાડકાં ઢાંકેછે તેની તું અદેખાઇ કરતો ના." **કર્ટીઅસ** કહેછે કે આ વચનોથી **સેકંદર** ઉપર એટલીબધી અસર થઇ કે તેણે આવા મહાત્મા પાદશાહને મરણ પછી પુરતો મર્તબો મળ્યો નથી એમ સમજીને પોતાને માથેનું તાજ કહાડીને તે જગા ઉપર મુકયું. પણ **કુરૂશ**ને એવું માન જોઇતું હતુંજ નહી, અને તેથીજ તેણે ઉપલા સાદા લેખથી પોતાની નમ્રતા દેખાડી હતી.

૧ સ્ટ્રેબોની ભુગોળ વીદ્યા, દફ૦ ૩, પ્ર૦ ૧૫, ફ૦ ૭.

૨ તેજ. આ વળી પેલા યુનાનીની પોતાની જબાન સાટેની વડાઈ લાગેછે. કુરૂશ પોતાનાં અસ્તોદાનના સર્વથી ઊપલા મજલા ઊપર જે ભાષામાં લેખ કોત્રાવે તે હખામનીને બદલે યુનાની કાંય હોવી જોઇયે?

૩ પુરા૦ પાદ૦, દફ૦ ૪, પ્ર૦ ૭, સફે ૩૮૧.

## બાબ ૧૦.

# કમ્બાઈસીસ (કબુજિય).

(ઈ૦ સ૦ પુ૦ ૫૨૯ થી ૫૨૨ સુધી.)

૧. મીસરની સર્કશી—ત્યાંના રાજાનાં કર્તુક—નવો રાજા; કમ્બાઈસીસની ચહડાઈનો એક નવો સબબ; હીરૉડોટસના ગપાટાઓ—તેમનું ખોટાપણું. ઈરાની ફોજની કુચ—આરબો સાથ દોસ્તીનો ગાંઠ—જંગલમાં પાણી પહોચતું કરવાની તેમની ગોઠવણો—મીસરના રાજાનું એક ઘાતકી કામ—ઈરાની અને મીસરી લશ્કરો વચ્ચે લડાઈ—કમ્બાઈસીસની ફતેહ—મેમ્ફીસનો ઘેરો—તેનું તાબે થવું—રાજા સેમેટીકસનું કેદ પકડાવું—તેના ઉપર કમ્બાઈસીસના જુલમાતો—સેમેટોકસની અસરકારક વર્તણુક—પાર્સી પાદશાહની તેના ઉપર મેહરબાનગી—તેનો દગો અને તે માટેનાં સજા—કમ્બાઈસીસની ભલી રાજનીતી.

૨. આફ્રીકાનાં ભીતરમાં ત્રણ જુદી જુદી ચહડાઈઓ: ઈથીઓપ્યન લોકની નવાઈ જેવી રીતભાત—તેમના રાજા ઉપર પેગામ—તેનો તુછકાર—કમ્બાઈસીસની ચહડાઈ—તેના માણસોમાં ભુખમરો—તેનું ખુવારી સાથ પાછું ફરવું—તેની નીષ્ફળતાનાં કારણો. કાર્થેજ ઉપરની ચહડાઈ માંડી વળાઈ. એમોન્યનો સામેની ચહડાઈ—તેનો મતલબ—તેના નાશ વીશે કલ્પના.

૩. કમ્બાઈસીસ ઉપર મોટાં તોહમતો—તેમનું ખોટાપણું; મીસરના ધર્મગુરૂઓનું કપટ—તેના સબબો; એપીસ ગોધાની કહાણી—પાદશાહ તેને કતલ કરેછે; મીસર ખાતે બળવો—પાદશાહના ચાંપતા ઇલાજો. કમ્બાઈસીસનું એક ઘાતકી કામ—સ્મર્દીસનું ખુન અને તે માટે પાદશાહને સજા—ઈરાનમાં બલવો—તેના ગમથી કમ્બાઈસીસનું મરણ—હીરૉડોટસનો તે વીશે ગપાટો; પાદશાહની ચાલચલણ.

### ફસલ ૧. મીસર દેશની મોટી ફતેહ.

(ઈ૦ સ૦ પુ૦ ૫૨૯ થી ૫૨૫ સુધી.)

જે ધારેલું કામ મહાત્મા **કાઈરસ**ની ઉમરે યારી નહી દેવાથી તે પોતે બજાવી શકયો ન હતો તે કામ તેના બેટા **કમ્બાઈસીસે** બજાવ્યું. **કુરૂશે** પોતાનાં જીતેલાં મોટાં રાજ્યનો કુલે એખ્ત્યાર તેને સોંપ્યો હતો, અને માત્ર થોડાક પ્રાંતોની હાકમી પોતાના નાના બેટા **સ્મર્દીસ** (બર્દીય) ને આપી હતી. **કમ્બાઈસીસ** (કમ્બુજીય) તેના પીતાના જેવોજ બહાદુર હતો, માટે હવે તખ્ત લેતાંજ તેનું ધ્યાન મીસર તરફ દોડયું. આપણે આગળ એકથી વધારેવાર જણાવી ગયા છીયે કે લીડયાના રાજા **ક્રીસસ**ને મદદ કરી ઈરાનના પાદશાહ સામે બીજાં જે બે મોટાં રાજ્યોએ કંમર બાંધી હતી તેમાંનું એક મીસરનું હતું. લીડયા અને બેબીલોન્યાની ફતેહ થયા પછી હવે ઈરાની બળનો ફટકો ખાવાની મીસરની વારણ આવી હતી. **ક્રીસસ**ના વખતમાં મીસર ખાતે **એમેસીસ** નામે એક રાજા રાજ્ય કરતો હતો. તે કોઈ રાજવંશી ન હતો. **હીરૉડોટસ** મુજબ બગ્નવાખોર લશ્કરને સજા કરવા જતાં તે પોતેજ બગ્નવામાં શામેલ થયો, અને એ રીતે બગ્નવાખોરોની સરદારી લઈને તે પોતાના રાજા **એપ્રીસ** સામે લડયો અને તેને શીકસ્ત આપીને પોતે તેનું રાજ્ય પચાવી બેઠો. એવો આ **એમેસીસ** હતો, જેણે પોતાના ધણી અને પાદશાહને કેદ પકડીને શત્રુની ફોજના હાથમાં આપી ઘાતકીપણે મારી નખાવ્યો અને પોતે રાજ્ય ચલાવવા લાગ્યો. એ રીતે **કાઈરસ** સામે કંમર

બાંધનાર આ બલવાખોર અને બેવફા **એમેસીસ** હતો. **ફ્રીસસ** જોડે તેણે કોલ-કરાર કીધા તે વખ્તે તેને માજી રાજાનું તખ્ત પચાવી બેસવાને ૧૫ વરસો થયાં હતાં, પણ જ્યારે **કબુજીય** તેની આ વર્તણુક માટે તેને સજા કરવા આવ્યો ત્યારે **એમેસીસ** મરણ પામ્યો હતો, અને તેનો બેટો **સામેનીટસ** મીસરમાં રાજ્ય ચલાવતો હતો.

**કમ્બાઈસીસ** ઈ૦ સ૦ પુ૦ ૫૨૯ માં તખ્ત ઉપર બેઠો તે છતાં છેક ઈ૦ સ૦ પુ૦ ૫૨૫ નાં વરસ સુધી મીસર ઉપર ચહડાઈ લઈ જવાને તેને ચોકસ સબબોને લીધે બન્યું ન હતું. આ ઢીલનાં કેટલાંક કારણોમાંનાં મુખ્ય એ મનાયછે કે એ મુદતમાં તેણે પોતાની આ ચહડાઈ માટેની તૈયારીઓ કરવા માંડી હતી, આસપાસના ટોળાઓ સાથ કોલ-કરારો કર્યા હતા, તથા વળી કેટલાંક લોકોને જીતી લીધાં હતાં. એટલામાટે ચહડાઇમાં ઢીલ થઈ હતી. આ ચહડાઈ લઈ જવાના સબબો જુદા જુદા મળે છે. જ્યારે **કુરૂશે** બેબીલન હાથ કીધું ત્યારે મીસર પણ લગભગ તેને તાબે થઈ ચુકયું હતું એમ કેટલાક તવારીખનવેશો જણાવે છે.[૧] **જ઼ેનોફન** મુજબ **કુરૂશે** મીસર ફતેહ કર્યું હતું; **હીરૉડોટસ** મુજબ તે એ દેશ જીતવાની ઉમેદમાંજ મરણ પામ્યો હતો. પણ મીસરને બેબીલનના છેલા પાદશાહે તાબે કરેલું હતું માટે બેબીલનની ફતેહ પછી એ દેશ પોતાની મેળે ઇરાનને તાબે થવું જોઇયે એમ સાર ખેંચીને ઉપલો લખનાર દેખાડે છે કે મીસરના રાજા **એમેસીસે** પાદશાહ **કાઈરસને** પોતાની તાબેદારી દાખલ ચોકસ ખંડણી આપવા કબુલ કીધું હતું અને તેની હૈયાતી સુધી તેણે તે આપ્યા કીધી હતી; પણ **કુરૂશનાં** મરણ પછી તેણે તે ખંડણી આપવી બંધ કરી બલવો ઉઠાવ્યાથી **કમ્બાઈસીસ** મીસર દેશ ઉપર ચહડાઈ લઈ ગયો હતો.

હવે આ ચહડાઈ વીશે **હીરૉડોટસ** એક નવો સબબ આ મુજબનો જણાવેછે[૨] કે મહાત્મા **કાઈરસે** એકવાર મીસરના રાજા ઉપર પેગામ મોકલ્યો કે તેણે સર્વેથી સરસ આંખનો વૈદ હોય તેને ઇરાન ખાતે મોકલવો. **એમેસીસે** આ ઉપરથી **ફ્રાનીસ** નામે એક હુશીયાર આંખના તબીબને **કુરૂશની** દરબારમાં મોકળાવ્યો, પણ આ તબીબને પોતાનાં વતનથી અને પોતાનાં કુટુંબથી જુદું પડવું પડયું તેથી તેને મીસરના રાજા ઉપર બહુ ક્રોધ ચહડયો, જેનું વેર લેવા માટે તેણે જ્યારે **કબુજીય** તખ્ત ઉપર આવ્યો ત્યારે તેને ઉશ્કેરીને **એમેસીસની** શાહજાદીની માંગણી કરાવી. **ફ્રાનીસની** મતલબ એવી હતી કે જો **એમેસીસ** આ માંગણી કબુલ રાખશે તો તેથી તેને પોતાને બહુ દુખ ઉપજ્યા વીના રેહેવાનું નથી, કેમકે તેની બેટી તેનાથી સદાની જુદી પડશે; પણ જો તે રાજા **કમ્બાઈસીસની** અરજ નાકબુલ રાખશે તો તેના ઉપર ઇરાની પાદશાહ વેર લીધા વીના રેહેશે નહી. આ મુજબ **ફ્રાનીસે** કોઇબી રીતે પોતાનું વેર વળશે એમ સમજીને **કમ્બાઈસીસને** ઉશ્કેર્યો, અને તે પાદશાહે આ ઉશ્કેરણી મુજબ **એમેસીસની** બેટીની માંગણી કીધી. હવે મીસરના રાજાની ઇરાની બાબ વીશે પુરી ખાતરી થઈ ચુકી હતી; લીડયા અને બેબીલોન્યા ખાતેના તેના મીત્રોને તેણે પોતાની નજર આગળ અમીરના ફકીર બનેલા

---

૧ ઇજીપ્શયનોની તવારીખ, સફે ૫૭.   ૨ દફ્‌૦ ૩, પ્રૂ૦ ૧,

દીઠા હતા; માટે ઇરાનના પાદશાહનો ખોફ ખેંચવાની તેની હીમત થઇ ન હતી. તોપણ પોતાની બેટીને પરદેશ ખાતે મોકલવાને તે રાજી ન હતો; વળી તેણીને **કબુજીય** પોતાની મુખ્ય રાણી બનાવશે એવી તેની ખાતરી ન હતી. એટલામાટે પુષ્કળ વીચાર કરીને **એમેસીસે** એક યુકતી શોધી કહાડી. તેણે માજી રાજા **એપ્રં‌સ**—જેનું પોતે રાજ્ય પચાવી બેસીને તેને ઘાતકીપણે મારી નખાવ્યો હતો—તેની એક શાહજાદી મહેલ-માં વસતી હતી તેને પોતાની બેટી દાખલ ગોઠવી બેસાડીને તેણે ઇરાન ખાતે મોકળી આપી, અને **કમ્બાઈસીસ** તથા **ફ્રાનીસ** અને બીજા સર્વે તેણીને **એમેસીસની** દીકરીજ સમજ્યા. પણ **એપ્રીસની** આ દેશનીકાળ થયલી શાહજાદીએ ઇરાની પાદશાહની ભુલ ભાંજી. તેણીએ ખરી બીના જાહેર કીધી અને પોતાની ઓળખ આપી. આથી **એમેસીસનો** દગો જાહેર થયો અને પછી **કબુજીય** મીસર ઉપર ચહડાઈ લઇ ગયો.

**હીરૉડોટસનું** આ સઘળું વર્ણન છે, અને તેના જણાવ્યા મુજબ એ વાત તેણે ઇરાનીઓથી સાંભળી હતી. પણ મીસરના લોકો જુદીજ વાત જણાવી ગયાછે. તેઓ-ની વાત પ્રમાણે તો **કમ્બાઈસીસ** ઉપલી શાહજાદી (જેનું નામ **નાઈટેટીસ** હતું તે) નો બેટો થતો હતો, અને એ શાહજાદીની **કાઈરસે** માંગણી કીધી હતી! આ વાત આપણો તવારીખનવેશ પોતેબી માનતો નથી[1], કેમકે **કમ્બાઈસીસ** તો **કાઈરસની** એકપુરી રાણી **કાસેન્દાનેનો** બેટો હતો.[2] **હીરૉડોટસે** સાંભળેલા ઉપલા સઘળા ગપાટામાં કશી સચાઇ જણાતી નથી. **એમેસીસની** બેટીની **કમ્બાઈસીસ** એક વૈદની ઉશ્કેરણી ઉપરથી માંગણી કરે એવો તે બેવકુફ નહી હતો; અને વળી મીસરના રાજાએ પોતાની બેટીને બદલે મરનાર રાજાની દીકરીને મોકળવાની વાત પણ **રૉલીન્સન** હસી કહાડેછે, કેમકે **એપ્રીસની** આ શાહજાદીની ઉમર **કબુજીય** તખ્તે બેઠો તે વેળા ૪૦ વરસ કરતાં પણ વધારેની હતી.[3]

**કમ્બાઈસીસ** મીસર ઉપર ચહડાઈ લઇ ગયો તે વેળા તેની મદદમાં ઇરાનને તાબેની ઘણીક પ્રજાઓ હતી. પણ તેમ છતાં આરબોના તાબા હેઠળના એક જંગલમાં-થી સઘળી ફોજે કુચ કરવાની હતી, અને તે આરબો સાથ **કમ્બાઈસીસને** કશો સંબંધ ન હતો, એમ જણાવીને **હીરૉડોટસ** એક બીજી વાત કહેછે. તે એકે મીસરના

૧ દફ્૦ ૩, પ્ર૦ ૨.

૨ વળી તે એક બીજીબી વાત લખેછે, પણ તેબી થોડોજ વીશ્વાસ મેલવા યોગ્ય છે. તે વાત એમ છે કે એક ઇરાની સ્ત્રી કાઇરસની બાયડીઓની મુલાકાતે આવી ત્યારે કાસે-ન્દાનેના બાળકોની ખુબસુર્તી જોઇને તેણીએ તેમની સ્તુતી કીધી અને આશીર્વાદ દીધા. આ ઉપરથી રાણીએ પોતાનો બળાપો કહાડ્યો કે આવાં સુંદર બાળકો મેં જણી આપ્યાંછે તોપણ કાઇરસ મારો તુચ્છકાર કરીને સઘળી મોહબત પેલી મીસરથી નવી આવેલી સ્ત્રી તરફજ બતાવેછે. આ વાત થઇ તે વેળા રાણીનો વડો બેટો કમ્બાઇસીસ હાજર હતો, તે બોલી ઊઠયો કે "માદર, બેફીકર રહો, જ્યારે હું તખ્ત ઊપર આવીશ ત્યારે હું તમારે ખાતર મીસરમાં ઊથલપાથલ કરી મેલીશ." આ વખ્તે તેની વય માત્ર ૧૦ વરસની હતી, અને તોપણ તેણે તખ્તે આવીને પોતાનો બોલ બજાવ્યો.—હીરૉ૦ દફ્૦ ૩, પ્ર૦ ૩.

૩ રૉલી૦ કૃત હીરૉ૦, દફ્૦ ૨, સફે ૩૭૨, નોટ ૭.

રાજાના ભાડુતી લશ્કરમાં હેલીકર્નાસસનો એક વગવાળો સીપાહબચો હતો, જેનું નામ **ફાનીસ** હતું, અને તે **એમેસીસ**નાં ચોકસ કામથી કંટાળીને ઇરાની પાદશાહને જઇ મળ્યો હતો, તેણે **કમ્બાઈસીસ**ને મીસર ઉપરની ચહડાઇને માટે જોઇતી સઘળી ખબર આપી અને ઉપલું જંગલ કેમ પસાર કરવું તેની કુનેહ દેખાડી. તેની સલાહ મુજબ ઇરાની પાદશાહે આરબોના "રાજા" ઉપર એલચી મોકળીને તેની મદદ માંગી.[૧] આરબોના સરદારે **કબુજીય**ની દોસ્તી કબુલ રાખી અને પોતે તેના તરફ વફાદાર રહેવાના કસમ લીધા.[૨] **કમ્બાઈસીસ**ની આ દોસ્તી કરવાની મતલબ એ હતી કે જંગલમાંથી પસાર થતી વખ્તે ઇરાની ફોજને પાણીની તંગી પડે તેનો આરબ સરદારે બંદોબસ્ત રાખવો અને ફોજને સહી સલામત પસાર થવા દેવી. આ કબુલાત આપ્યા પછી આરબ શેખે પોતાની કનેનાં સઘળાં ઉંટો ઉપર પાણીથી ભરેલી ઉંટોનાંજ ચામડાંની પખાલો લાદીને તેમને જંગલ તરફ રવાના કીધાં, અને ત્યાં ઇરાની ફોજની વાટ જોતો ઉભો.[૩] **હીરૉડોટસ** પોતેજ આ વાત માનવાની ના પાડેછે, પણ **રૉલીન્સન** સમજ પાડેછે કે ચામડાંના નળને બદલે મોટી બાંધી લઇને તેની મારફતે નદીનું પાણી જંગલોમાં પોહોંચતું કરવાની ગોઠવણ થઇ હશે અને આ રીતે, તેમજ ઉંટોની પખાલ મારફતે, પાણી પોહોંચતું કરવાની **કમ્બાઈસીસે** ગોઠવણ રાખી હશે.[૪]

જંગલના આરબ શેખની આગતા સ્વાગતાની મદદથી **કબુજીય** સીર્યાનું જંગલ સહીસલામત અને કશી પણ હરકત યા મુશ્કેલી વીના પસાર કરી ગયો, અને

---

૧ હીરૉ૦, દફ્‌૦ ૩, પ્ર૦ ૪. હીરૉડોટસ હ્યાં તેમજ બીજે ઠેકાણે અરબસ્તાનને મીસર જવાના માર્ગ ઉપર લાવી મેળતો જણાય છે, તેમજ આરબો એક સરદારના અમલ હેઠળ વસતા હોય એમ સમજેલો લાગે છે. પણ તેમ નથી. જે રસ્તો ઇરાની ફોજે લેવો હતો અને લીધો હતો તે સીર્યાનું જંગલ હતું અને તે તરફ જો આરબોનો કાબુ હોય તો તેમનો વડો કોઇ વગવાળો શેખ હોવો જોઇયે. આજના આરબ તાયફાઓ પણ એવા શેખોનીજ સરદારી હેઠળ વસે છે.

૨ હીરૉડોટસ આ કસમની કેફીયત આ મુજબની જણાવે છે. જ્યારે બે માણસોએ દોસ્તીના કસમ લેવા હોય ત્યારે એક ત્રીજા ધણીની આસપાસ તેઓ બંને ઊભા રહે છે અને પછી પેલો ધણી તેઓ બંનેના હાથનાં વચલાં આંગળાંની નજદીકમાં એક પથરવડે જખમ પાડે છે, અને તેમાંથી નીકળતાં લોહીમાં બંનેનાં કપડાંનો એક ભાગ બોળીને તે વડે સાત પથરોને તે લોહી લગાડે છે. આ પથરો નજદીક ગોઠવેલા હોય છે, અને તેમને લોહીથી રંગતી વખ્તે પેલો ધણી પોતાના બે દેવતાઓનાં નામ પોકારે છે. આ કામ થઇ રહેવા પછી જે ધણીએ દોસ્તીનો ગાંઠ બાંધ્યો હોય તે પેલા નવા દોસ્તને પોતાના બીજા દોસ્તો સાથ મેળવી આપે છે, અને શેવટે તેઓ એકબીજાને દરેક કામમાં મદદ આપવાને બંધાય છે.—હીરૉ૦, દફ્‌૦ ૩, પ્ર૦ ૮.

૩ હીરૉડોટસ આ આરબ શેખની એક બીજી ગોઠવણ આ મુજબની જણાવેછે. તેના કહેવા મુજબ અરબસ્તાનની એક મોટી નદી, જે ઇરાની અખાતમાં ખાલી થાયછે, તેમાંનું પાણી જંગલમાં પહોંચતું કરવા માટે આરબ સરદારે બલદ વગેરે પશુઓનાં ચામડાંના નળ બનાવ્યા, અને તેમની મારફતે નદીમાંનું પાણી જંગલમાં બનાવેલાં તળાવો અથવા ટાંકીઓમાં ખાલી કીધું. વળી કહેછે કે જંગલમાં ત્રણ જુદે જુદે ઠેકાણે ત્રણ જુદા જુદા નળ મારફતે નદીનું આ પાણી ભેગું કરવામાં આવ્યું હતું.—દફ્‌૦ ૩, પ્ર૦ ૯.

૪ રૉલી૦ કૃત હીરૉ૦, દફ્‌૦ ૨, સફે ૩૩૭, નોટ ૯.

નાઇલ નદીનાં મુખ આગળ પેલુસ્યાક નામે જગા હતી ત્યાં જઈ લાગ્યો. ત્યાં મીસરનો નવો રાજા **સેમેનીટસ** તેની વાટ જોતો ઉભો હતો, કેમકે **કમ્બાઈસીસ** આવી પુગે તે આગમજ **એમેસીસ** મરણ પામ્યો હતો. તેનો દીકરો **સેમેનીટસ** તખ્તે બેઠો તે વખ્તે મીસરમાં એક નવાઇ સરખો બનાવ એ બન્યો કે થીબ્સ શેહર ખાતે વરસાદના મોટા છાટાં પડયા હતા.[૧] **કમ્બાઈસીસે** તેની સામેજ પોતાની છાવણી નાંખી. બંને ફોજો વચે લડાઈ ચાલે તે આગમજ એક બહુજ ઘાતકી બનાવ બન્યો. **હીરૉડોટસ** લખેછે તે જો સઘળું સાચું હોયતો યુનાનીઓની સુધરેલી સ્થીતી ઉપર અને મીસરના રાજા ઉપર મોટો ધીક્કાર નાંખવાજોગ આ બનાવ હતો. આપણે ઉપર વાંચ્યું કે **ફાનીસ** નામે હેલીકર્નાસસનો એક સીપાહબચો મીસરના માજી રાજા **એમેસીસથી** કાંઈ કારણસર કંટાળીને ઇરાનના પાદશાહને જઈ મળ્યો હતો. આ ધણીનાં એ કામ માટે તેને પોતાને સજા કરવાને જ્યારે મીસરના રાજાની કુમકે આવેલા યુનાનીઓ અને બીજાઓ અશકત હતા ત્યારે તેઓએ તેનાં પાપ માટે તેનાં નીર્દોષ બચ્ચાંઓને સજા કીધી! **હીરૉડોટસ** લખે છે કે[૨] **ફાનીસ**ના દીકરાઓને આ ભાડુતી યુનાનીઓ અને કેર્યન લોકોએ લડાઇનાં મેદાનમાં પકડી આણીને બંને ફોજોની વચેનાં ચોગાનમાં ઉભા કીધા, અને તેમનો બાપ ફાનીસ ઇરાની ફોજ સાથ આ વખ્તે હાજર હતો તેની નજર આગળ સઘળા જવાનોનાં ગળાં કાપીને તેમનું લોહી એક વાસણમાં ભેગું કીધું. આ નીર્દોષ બાળકોને આ રીતે ઘાતકીપણે કતલ કર્યા બાદ તેમનાં લોહીમાં દારૂ તથા પાણી ભેળીને સઘળા સીપાહીઓએ તે લોહી પીધું! અને આ અઘોર કર્મ પછી તેઓ રણપર ચહડયા. પણ તેમાં આ ખુનીઓ ફતેહ પામ્યા નહી.

**કમ્બાઈસીસે** પેલુસ્યમ આગળ જઇને છાવણી નાંખી અને ત્યાંજ પહેલી લડાઇ થઈ. એ શેહર "મીસરની મજબુતી", અથવા સીર્યા અને અરબસ્તાન તરફથી દાખલ થવા માટે "મીસરની ચાવી" ને નામે ઓળખાતું હતું. આ જગા પાદશાહે મીસરના લોકના એક વહેમનો લાભ લઇને જીતી લીધી. તેણે પોતાની ફોજની હરોલમાં બકરાં, મેંઢાં, બીલાડી, કુત્રાં અને ગાયોનાં ટોળાં ભેગાં કીધાં. કીલ્લામાં સઘળા મીસરના સીપાહીઓજ હતા, અને તેઓ આ સઘળાં પ્રાણીઓને પોતાના દેવતા જેવો મર્તબો આપતા હતા, માટે સામેથી આવતા ઇરાનીઓ ઉપર તેઓ તીરનો વરસાદ વરસાવે તે બબાદા આ 'દેવતાઓ' ને લાગી જાય એમ બીહીને તેઓ લાઇલાજ થઇ બેઠા. આ ઉપરથી ઇરાની ફોજે ધસી આવી, કીલ્લાની દેવાલ ઉપર ચહડી જઈ, સીપાહીઓને હરાવી, શેહર હાથ કીધું. રાજા **સેમેનીટસે** ઇરાનીઓને આવતા જાણીને આગમજથી તૈયારી કરી રાખી હતી, અને તેની ફોજમાં ઇયોન્યન અને કાર્યન

---

૧ આ બનાવનું કારણ જાણવા માટે વહેમી યુનાનીઓ કે બીજાઓ ઑરેકલનું મત પુછત, પણ મીસરનાં લોકે તેવું કશું કરેલું જણાતું નથી. મીસરમાં દર સાલ નાઇલ નદીમાં પુર આવેછે તેથી ત્યાં વરસાદ પડતો નથી, પણ તેમ ત્યાં કોઇ કોઇવાર છાંટા પડવાનું ઘણું અસાધારણ નથી. હીરૉડોટસની આગમજ તેમજ પછી આવા છાંટા ત્યાં ઘણી વેળા પડેલા નોંધાયલા છે. ૨ દફ્‌૦ ૩, પ્ર૦ ૧૧.

લશ્કરોની મદદ હતી. કીલ્લો હાથ થયા પછી લડાઈ ચાલી અને તે લાંબો વખત સુધી તકી રહી. મીસરની ફોજની તેમાં ભારી શીકસ્ત થઈ, અને ખુનખાર જંગ મચ્યા પછી તે લશ્કર રાજધાની શેહર મેમ્ફીસના કીલ્લામાં ભરાઈ ગયું. ઉપલી લડાઈમાં મીસરના પચાસ હજાર અને ઇરાનીઓનાં સાત હજાર માણસો કપાઈ ગયલાં **ટીસ્યસ** ગણાવે છે.[૧] દુશ્મનોને કીલ્લામાં ભરાવા દઇને **કમ્બાઈસીસે** મેમ્ફીસની આસપાસ ઘેરો નાંખ્યો.[૨] પણ એ આગમજ તેણે એક માઇટીલીન્યન બારકસને એક ઇરાની નકીબ જોડે મેમ્ફીસ ખાતે એવો હુકમ આપીને રવાના કીધું કે કીલ્લામાની ફોજને તાબે થવાની ખબર આપવી. પણ દુશ્મનોએ તેમ કરવાને બદલે ઉપલાં બારકસને જોતાંજ કીલ્લામાંથી ટોળાંબંધ નીકળી આવીને તેનો નાશ કીધો અને માંહેલા ખલાસીઓ વગેરેને ચીરી નાંખીને તેઓ સર્વને કીલ્લામાં ઘસડી ગયા. આ જાસ્તીની ખબર મળતાંજ **કમ્બાઈસીસે** મેમ્ફીસ ઉપર ઘેરો નાંખ્યો અને શેવટે એ શેહર શરણ થયું. આ ફતેહ પછી મીસરની સરહદ ઉપર વસનારી લીબ્યન પ્રજાએ તેમજ કાઇરીન્યન અને બાર્સ્યન નામે પ્રજાઓએભી **કબુજીય**ની શેઠાઈ કબુલ રાખીને તેની તાબેદારી માથે ચહડાવી અને ચોથાઈ આપવાની ખુશી દેખાડી. ઇરાની પાદશાહે લીબ્યનોની ભેટ સ્વીકારી, પણ કાઇરીન્યનોએ શુમારે વીશ હજાર રૂપીયાની ભેટ મોકળાવી હતી તેને તુચ્છ ગણીને પોતાના સીપાહીઓમાં વહેંચી આપી.

મેમ્ફીસના શરણ થયા પછી **કમ્બાઈસીસે** એ શેહરનાં લોકો ઉપર પોતાનું વેર લેવું શરૂ કીધું. તેણે **સેમેનીટસ**ને કેદ પકડયો, (જે રાજાએ માત્ર છજ માસ પાદશાહી કીધી હતી,) અને તેને બીજા કેટલાક પહેલે વાંગેના અમીર ઉમરાઓ જોડે શેહરની બહાર કહડાવીને કેટલીક જાતનાં અપમાનો કરાવ્યાં. તેણે તેની દીકરીને એક ગોલામડીનાં જેવાં કપડાં પહેરાવીને શેહરની બહાર કુએ પાણી ભરવા મોકળી, જ્યાં તેનો બાપ અને બીજાઓ હાજર હતા. તેણીની જોડે બીજા અમીરોની કુમારી બેટીઓ પણ એવાજ હલકા પોશાકમાં હતી, જેમની એ હાલત જોઇને તે દુખી પીતાઓ પોકેપોક રડવા લાગ્યા. વળી પાદશાહના હોકમથી **સેમેનીટસ**ના બેટાને બીજા બે હજાર જવાન્યાઓ જોડે ગળે દોરડાં અને મોહોડે લગામ આપી તેમના દુખી બાપોની આગળથી ચલાવી લઈ ગયા. આ સર્વેને માઇટીલીન્યન લોકો ઉપરની મીસરના રાજાની જાસ્તીના બદલામાં ગર્દન મારવાનો હુકમ થયો હતો. એ બાબતની તપાસ કરનારી અદાલતની ટેપ એવી હતી કે ક્રુરપણે માર્યા ગયલા દર માઇટીલીન્યન દીઠ દશ ખાનદાની મીસરવાસી જવાનોને મારી નાંખવા! જેમ મીસરના પદભ્રષ્ટ રાજાએ તેમજ તેના બીજા સોહબતીઓએ પોતાના

---

૧ પુરા૦ પાદ૦, દફ૦ ૪, પ્ર૦ ૭.

૨ હીરૉડોટસ એ કીલ્લાને 'સફેદ કીલ્લા' ને નામે ઓળખે છે.—દફ૦ ૩, પ્ર૦ ૯૧. ટ્યુસીડીડીસના જણાવ્યા મુજબ આ શેહરના ત્રણ ભાગ કીધેલા હતા, જેમાંનો સર્વેથી અંદરનો બહુ મજબુત હતો અને તેને "સફેદ કીલ્લા" નું નામ મળ્યું હતું. હાઇરોગ્લીફીક ભાષામાં એ શેહરને "સફેદ ઇમારત" નાં નામે ઓળખ્યું છે. શેહરની આસપાસ દેવાલ યાને કોટ બાંધી લીધેલો હોય એમ જણાતું નથી—રૉલી૦ કૃત હીરૉ૦, દફ૦ ૨, સફે ૩૩૯, નોટ ૧.

બેટાઓને મોતના સપાટામાં ફસેલા જોયા; પણ જ્યારે રાજા **નીચી મુડી** રાખીને ચુપ-ચુપ ઉભો રહ્યો ત્યારે બીજા સઘળાઓ પોકેપોક રડયા. પોતાની બેટીને એક ગુલામડી દાખલ પાણીનું બેહેડું ઉઠાવી જતી જોઈ ત્યારેબી **સેમેનીટસ** એક શબ્દ બોલ્યો ન હતો. પણ પોતાનાં ફર્જંદોનાં આ શંકટો તેણે જેમ ચુપચુપ સહન કીધાં તેમ તેનાથી પોતાના એક માનીતા મીત્રની ભીખારી અવસ્થા સહન થઈ શકી નહી. તે મીત્ર જ્યારે ભીખ માગવા આવ્યો ત્યારે આ પદભ્રષ્ટ રાજાથી થોબાયું નહી. તે માથે હાથ દઈને જાર જાર રોવા અને કપાળ કુટવા લાગ્યો. **કમ્બાઈસીસ**ની ધારણા પોતાના પડતા **વખ્તમાં આ** રાજો કેમ વર્તે છે તે જાણવાનીજ હતી, માટે તેની દરેક હીલચાલ તપાસવા **થકી** પાદશાહે ખાસ માણસો રાખ્યાં હતાં. તેઓ જ્યારે **સેમેનીટસ**ની ઉપલી સઘળી **વર્તણુકની** ખબર લાવ્યા ત્યારે પાદશાહને બહુ અચરતી પેદા થઈ. તેણે **સેમેનીટસથી** જાણવા માંગ્યું કે પોતાની દીકરીની બેઆબરૂ તથા પોતાના દીકરાની ખુઆરી જોઈને **તેણે** એક પણ આંસુ પાડયું નહી અને એક ભીખારીની હાલત જોઈને તે કાંય રડયો! **સેમેનીટસે** આનો ઉત્તર એવો આપ્યો કે "મારી મુસીબત એવડી મોટી છે કે તેને માટે આંસુ પાડવાં પુરતાં નથી; પણ મારા એક મીત્રનાં દુખને થકી એ આંસુ જરૂરનાં છે. જ્યારે એક માણસ મોટા દરજા ઉપરથી બુઢાપામાં ભીખારી હાલતમાં આવી પડે ત્યારે આપણે તેની હાલત ઉપર રોવું જોઈયે." આ જવાબથી **કબુજીય** ઉપર જબરી અસર થઈ. તેની જોડે લીડયાનો રાજા **ક્રીસસ** હતો તે અને કેટલાક ઇરાની ઉમરાઓની આંખમાં પણ આંસુ આવ્યાં. પાદશાહને પણ લાગ્યું, અને તેણે તુર્ત હુકમ મોકળાવ્યો કે **સેમેનીટસ**ના જવાન બેટાનો જીવ બચાવવો. પણ એ હુકમ જઈ પુગે તે આગમજ તો તે જવાન બેજાન થઈ ચુકયો હતો.

પદભ્રષ્ટ **સેમેનીટસ**ને **કમ્બાઈસીસે** પોતાની હજુરમાં બોલાવ્યો, અને તેને પોતાની જોડે રાખ્યો. તેની જોડે તે હવે ઘણો નરમાશથી વર્તવા લાગ્યો. "ઇરાની રીત એવી છે કે રાજાઓના દીકરાઓ જોડે ઇજતથી વર્તવું અને વળી પોતાની સામે બલવો કરનારા ધણીઓનું રાજ્ય તેમનાં ફર્જંદોને આપી દેવું." આ **હીરોડોટસ**ના સખુનો છે,[1] અને તે એવું દેખાડવા માટે તેણે કહ્યા છે કે **કબુજીય** એજ મુજબ **સેમેનીટસ** જોડે વર્ત્યો હતો. પણ આ પદભ્રષ્ટ રાજા પોતાના આ ઇરાની દોસ્તની મેહેરબાનગીને યોગ્ય ન હતો. પાછળથી તે મીસરનાં લોકોએ ઉઠાવેલા બલવામાં શામેલ થયો, જેથી તેણે **કમ્બાઈસીસ**નો વીશ્વાસ ખોહ્યો; બાકી તેમ જો તેણે નહી કર્યું હોત તો ઇરાની પાદશાહે તેને પોતાના એક નાયબ અથવા છત્રપ દાખલ મીસરની હાકમી સોંપી હોત[2]. તેણે પાદશાહ સામે ફીતુર રચ્યું, જેમાં તે પકડાયો અને તેના ઉપર વાંક સાબેત થવાથી તેને ગોધાનું લોહી પીવાની ફરજ પડી અને એ રીતે તેના દગાનો તેને બદલો મળ્યો.

આ સઘળું ઇ૦ સ૦ પુ૦ ૫૨૫ માં બન્યું. મીસર આ રીતે તાબે થવા છતાં **ત્યાં કમ્બાઈસીસે** જુલમાત વરસાવવાની કશી ફરીયાદ નોંધાઈ નથી. જે સજા

---

૧ ઇ૨૦ ૩, ૫૦ ૧૫. ૨ તેજ.

પાછળથી મીસરનાં લોકોને ખમવી પડી તે માત્ર તેઓએ પાછળથી બલવો ઉઠાવવા માટે હતી. પણ તે આગમજ **કમ્બાઇસીસે** મરનાર રાજા **એમેસીસની** કબર ઉખેડાવી, માંહેથી તેની લાસ કહડાવીને તે ઉપર તરેહવાર એજાબ ગુજારવાની જે વાત **હીરોડોટસ** લખેછે તે સ્વીકારવાના કશા સબબો નથી.[૧] **રૉલીન્સન** તો ત્યાં સુધી લખે છે કે **કમ્બાઈસીસે સેમેનીટસને** મીસરનાં તખ્ત ઉપર પોતાના નાયબ દાખલ બેસાડયો હતો, તેમજ રાજ્યના સઘળા મોટા ઓધા મીસરના લોકોનેજ બક્ષ્યા હતા, તથા રહેવાસીઓને દરેક જાતનું છુટાપણું આપ્યું હતું એટલુંજ નહી, પણ તેમના દેવતાઓ અને દહેરાંઓની પોતે મુલાકાત લઇને તેમને કેટલીક ભેટ કીધી હતી, અને એમ કરીને મીસરની પ્રજાને રાજી કીધી હતી. મીસરના લોકો તેને કેમ્બેથને નામે ઓળખતાં હતાં, અને તેની મેહરબાનગીઓને થકી તેને 'રેમેસૉટ' યાને "આફતાબી વંશનો" એવો ખેતાબ બક્ષ્યો હતો.[૨]

## ફસલ ૨. આફ્રીકાનાં ભીતરમાં ચહડાઈઓ.

મીસરના તાબે થવા પછી, અને તેની સરહદની લીબ્યન વગેરે પ્રજાઓએ ચોથાઈ આપવાને કબુલ કીધા પછી, પાદશાહ **કબુજીયને** આફ્રીકા ખંડના વધારે ભીતરના ભાગમાં ચહડાઈ લઈ જવાનું મન થાય, એ કુદરતી છે. તેણે એવી ત્રણ ચહડાઇઓ એકી વખ્તે જુદે જુદે ઠેકાણે લઈ જવાનો કસ્દ કીધો, અને ઇથીયોપ્યન, કાર્થેજીન્યન, અને એમોન્યન નામની ત્રણ પ્રજાઓને તેણે તાબે કરવા માંગી. પણ એ ત્રણે તજવીજોમાં તેને નીષ્ફળતા મળી. એઓમાંની એકમાંબી તે ફતેહ પામ્યો નહી, અને સામો પોતાનાં લશ્કરની ભારી ખુઆરી ખમીને પાછો ફર્યો. **હીરોડોટસે** આ ત્રણે ચહડાઇઓ વીશે આપણને થોડી થોડી હકીકત જણાવેલી છે, જેમાં કેટલીક કલ્પીત વાતો પણ તેણે ઉમેરેલી આજના તવારીખનવેશોએ પકડી કહાડી છે.

પ્રથમ **કમ્બાઈસીસે** ઇથીયોપ્યન લોકોના મુલકમાં છુપા જાસુસો મોકળીને તેમના દેશની હાલત જાણી લેવાનો ઠરાવ કર્યો. આ લોકો "લાંબી મુદત સુધી જીવનાર" ને નામે તે વખ્તે ઓળખાતા હતા. વળી તેઓના મુલકમાં એક નવાઈ જેવાં ખાનાંની પણ વાત ચાલતી હતી, જેને "આફતાબનું ખાનું" એવું સાધારણ નામ મળ્યું

૧ દફ૦ ૩, પ્ર૦ ૧૬. કદાચ એ તવારીખનવેશને ખબર નહી હશે કે મુએલી લાસને ઇરાનીઓ કદી અડકતા ન હતા, અને તેમ કરવું ગુનાહ ભરેલું સમજતા હતા તે માત્ર ધર્મની રૂહેજ નહી પણ તનદરોરતીની જાળવણીને માટે પણ હતું. પોતાના જીવતા દુશ્મનોને કમ્બાઇસીસ માન આપે અને મુએલાને અપમાન કરે એ અકલથી ઊલટું છે. વળી એમેસીસની લાસ ઇરાની પાદશાહે બળાવી નાંખવાનું તોહમત પણ એવુંજ હસી કહાડવા જોગ છે. આતશ ઊપર કોઇબી જાતનો નસો બાળવાની ઇરાનીઓને ઊપર મુજબની બે રીતની મનાઇ છે, અને લાસને બાળવાની તકસીર ઘણી મોટી છે. માટે કમ્બાઇસીસ ઊપરનો આ દોષ કેવળ તેને હલકો પાડનારો છે. લીડયાના રાજા ક્રીસસને બાળવાનો હુકમ આપવાનો એવોજ દોષ કાઇરસ ઊપર પણ મેળાયોછે, જેને આજે કોઇબી સુધા તવારીખનવેશો ખરો માનતા નથી. જુઓ ઊપર, બાબ ૭, સફે ૧૫૩.

૨ રૉલી૦ કૃત હીરૉ૦, દફ૦ ૨, સફે ૩૨૭.

હતું.[1] આ અને એવીજ બીજી બાબતોની માહીતગારી મેળવવા થકી **કમ્બાઈસીસે** ઇથીયોપ્યન લોકોની ભાષાથી માહીતગાર ઇક્થ્યોફેગાઈ યાને માછલી ખાનારા એક જાતના લોકોમાંના થોડાકને ભોમ્યા દાખલ બોલાવીને તેમની જોડે પોતાના કેટલાક સરદારો અને માણસોને આ અજાયબ જેવી પ્રજાના રાજાને માટે થોડીક ભેટ સોગાદ આપી તેના મુલક તરફ રવાના કીધા. તેઓ જ્યારે ત્યાં જઈ પુગ્યા અને **કબુજીય** તરફની ભેટ રાજાને નજર કરીને તેની દોસ્તી ચાહી ત્યારે તે રાજા તેમની મતલબ પામી ગયો અને તેમને બેહોરમત કરીને પાછા વાળ્યા.[2] **કમ્બાઈસીસને**

---

૧ હીરૉડોટસ આ ખાનાંનું વર્ણન એવું આપેછે કે શેહરને પાદરે એક મેદાનમાં સઘળી જાતનાં પશુઓનું બાફેલું ગોશ્ત તૈયાર રાખવામાં આવતું હતું, જે ઊપર શેહરના અધીકારીઓ દેખરેખ રાખતા, અને એ ગોશ્ત જેને ગમે તે આવીને ખાઇ જતો હતો. ત્યાંનાં લોક એમ કહેતાં કે આ ગોશ્ત જમીનમાતા પોતેજ પેદા કરી આપતી હતી! આ વાતનો કશો ખોલાસો આપણો તવારીખનવેશ આપતો નથી, પણ જેમ બીજી વહેમ ભરેલી વાતો તે પોતે ખરી માની ગયોછે અથવા સાંભળી તેમ આપી ગયો છે તેમ તેણે આ કથા પણ નોધી લીધીછે. તેની પછીના લખનારાઓ પણ આ "આફતાબી ખાનાં" ની વાત જણાવી ગયા છે, પણ ઈ૦ સ૦ ૧૭૪ નાં સાલમાં થઈ ગયલા પૉસેન્યાસ નામે તવારીખનવેશે આ વાતને એક કહાણી દાખલ હસી કહાડી છે. તવારીખનવેશ હીરીન આ વાતની એમ સમજ આપે છે કે આફ્રીકામાં મુગો વેપાર સાધારણ છે, તેવો આબી એક ધંધો હશે. તે એમ કે વેપારીઓ ગોશ્ત પુરૂં પાડતા હશે, અધીકારીઓ તે ઊપર દેખરેખ રાખતા હશે, અને જેઓ તેનો ઊપયોગ કરતા હશે તેઓ ગુપચુપ ખાઇને તેનો અવેજ મેળી જતા હશે.—રૉલી૦ કૃત હીરૉ૦, દફ્૦ ૩, પ્ર૦ ૧૮ ; દફ્૦ ૨, સફે ૩૪૫, નોટ ૭.

૨ હીરૉડોટસ ઇથીયોપ્યન રાજા સાથે કમ્બાઇસીસના છુપા જાસુસોને થયલી મુલાકાતની જે કહાણી જણાવેછે તે આજે માત્ર એક કલ્પીત કથા દાખલ મનાયછે. તેનો ટુંક સાર હ્યાં નોધી લઇશું. ઇરાનના પાદશાહ તરફની ભેટ સોગાદમાં એક સોનેરી ઝભો, એક સોનાની સાંકળી, તથા શરાબ વગેરે હતાં. રાજાએ ઇરાનીઓને ઠગારા કહીને આ ઝભાનેબી તેવોજ ગણી ઊડાડી નાંખ્યો, સોનાની સાંકળીને બેડી ગણી, પણ શરાબ પીને ખુશ થયો. તેના પુછવાથી ઇરાનીઓએ જણાવ્યું કે તેઓ વધતાંમાં વધતાં ૮૦ વરસ સુધી જીવેછે, પણ રાજાએ કહ્યું કે ઇથીયોપ્યનો ૧૨૦ વરસ—બલકે એથી પણ વધારે ઊમર સુધી જીવેછે, અને બાફેલું ગોશ્ત તથા દુધ ઊપર ગુજરાણ કરેછે. તેણે કહ્યું કે ઇરાનીઓ ૮૦ વરસ જીવેછે તે કદાચ શરાબને લીધે હશે. તે તેમને એક તળાવ આગળ લઇ ગયો, જ્યાં સઘળાઓએ સ્નાન કર્યું ત્યારે તેમની ચામડી નરમ અને સુમારી માલુમ પડી, અને તળાવનાં પાણીમાંથી એક ખુશબોદાર સુગંધ નીકળ્યો. પાણી એટલું હલકું હતું કે તેમાં કોઇ પણ ચીજ તરી શકતી ન હતી. આ પછી રાજાએ તેમને કેદખાનું દેખાડયું, જ્યાં બંધવાઓને જે બેડી ઘાલી હતી તે સઘળી સોનાની હતી. વળી તેણે તેમને "આફતાબી ખાનું" પણ દેખાડયું. ઇથીયોપ્યન લોકો પોતાનાં મરનારને બીલોરના સ્તંભોમાં રાખતા હતા. એ બીલોરની ત્યાં ખાણ હતી, અને મોટા કકડા કાપી કહાડીને તેને પોકળ બનાવી તેમાં લાસને રાખતા હતા. આ સ્તંભો એક વરસ દહાડો સુધી મરનારના ખેશીઓ પોતાને ઘર રાખીને પછી તેને શેહરમાં ઊભા કરતા. હીરીને હીરૉડોટસની આ સઘળી કથાની સમજણ આપવાની કોશેશ કીધીછે, પણ રૉલીન્સન અને બીજાઓ તેને તદ્દન હસી કહાડેછે. આપણને એ વાત વાંચીને "અરેબ્યન નાઇટસ" વાળા સીન્બાદ ખલાસીની વાત યાદ આવેછે. પણ હીરૉડોટસનું વર્ણન એટલુંજ નથી. તે લખેછે કે ઇથીયોપ્યન લોકો આખી દુન્યામાં સર્વેથી ઊંચા અને સોહામણા હતા. તેઓ પોતામાં જે સર્વેથી ઊંચો હોય

આથી બહુ ગુસ્સો ઉપજ્યો. તેણે એકદમ લશ્કર જમા કીધું અને "વીચાર વગરના ગાંડા માણસ"[१] ની પેઠે ખોરાકીની કશી ગોઠવણ રાખ્યા વીના તે ઇથીયોપ્યન લોકો સામે લડવા ચાલ્યો. તે આ વખતે મેમ્ફીસ ખાતે હતો, જ્યાં તેણે પોતાની ફોજમાંના યુનાનીઓને રાખ્યા, અને હાલ તેને ખુસ્કીની લડાઇમાંજ રોકાવું હતું માટે તેજ જાતનું લશ્કર લઇને તે કુચ કરી ગયો. થીબ્સ ખાતે તેણે આ લશ્કરમાંનાં પચાશ હજાર માણસોને જુદાં પાડીને તેમને એમોન્યન લોકો સામે મોકલ્યાં. જે ઇથીયોપ્યન લોકો સામે તે લડવા જતો હતો તેઓ લીબ્યાનાં મોટાં રેતાળ જંગલમાં મીસરથી દક્ષીણે કેટલાક દીવસોની હફતખાન જેવી મંજલો ઉપર વસતા હતા, જ્યાં જવાના ટીકટ માર્ગનો પાંચમો ભાગ **કમ્બાઈસીસે** પુરો નહી કીધો એટલામાં તેની સઘળી ખોરાકી ખુટી ગઈ. એમ છતાં પણ તેણે કુચ જારી રાખી. ભારબરદારી જાનવરો ઉપર ગુજારો કરતાં તેઓબી પુરાં થયાં ત્યારે લશ્કરે ઘાસ અને પાલો ખાવા માંડયો. શેવટે તેબી નહી મળ્યું અને જ્યાં જોઇયે ત્યાં રેતીજ જણાઈ ત્યારે તેઓએ પોતામાંનાં દર દસ માણસે એક માણસને કાપી ખાવા માંડયું! આ સઘળું બન્યું તોપણ તે વીશે પાદશાહને ખબર પડેલી હોય એમ લાગતું નથી; કેમકે આપણા તવારીખનવેશના જણાવ્યા મુજબ **કબુજીયને** તેનાં લશ્કરનાં છેલ્લાં કામની જેવી ખબર પડી તેવોજ તેણે પાછા ફરવાનો કસદ કીધો અને પોતાનાં લશ્કરની ભારી ખુઆરી સાથ તે થીબ્સ ખાતે પડતો ખડતો આવી પુગ્યો, અને ત્યાંથી મેમ્ફીસ ખાતે જઇને તેણે યુનાની ફોજને તેને વતન જવાની રજા આપી.[२] **કમ્બાઈસીસની**

---

અને પોતાની ઊંચાઇ મુજબ જોરાવર હોય તેને પોતાનો રાજા પસંદ કરતા હતા. હવે સ્ટ્રેબો લખી ગયોછે કે ઇથીયોપ્યનો ઘણુંકરીને નાની કાઠીના હતા. ખાયૉન નામે એક ધણી લખી ગયોછે કે તેઓ પોતાના રાજા દાખલ સર્વેથી ખુબસુરત ધણીને પસંદ કરતા હતા.—રૉલી॰ કૃત હીરૉ॰, દફ્॰ ૨, સફે ૩૪૮, નોટ ૪—૫. આવા એક રાજા સાથની મુલાકાતની શેવટે ઇરાની જાસુસોને તેણે એક કમાન આપી અને કહેવાડયું કે જેમ હું સહેલાઇથી આ કમાનનો ચીલ્લો ચહડાઊંછું તેમ ચહડાવવાની જો તમારા પાદશાહમાં શકતી હોયતો તેને કહેજો કે મારી ફોજ કરતાં વધારે બળવાન લશ્કર લઇને લડવા આવજે. રૉલીન્સન આ સઘળું માનવાને ના પાડેછે.—દફ્॰ ૨, સફે ૩૫૧, નોટ ૩.

१ હીરૉ॰, દફ્॰ ૩, પ્ર॰ ૨૫. એજ મુજબ હીરૉડોટસ દફ્॰ ૩, પ્ર॰ ૩૦ માંમાં તેમજ બીજે ઠેકાણે કમ્બાઇસીસને ગાંડો લખી ગયોછે. તેની આ "ગાંડાઇ" વીશે આપણ આગળ ખોલાસો વાંચીશું.

२ હીરૉ॰, દફ્॰ ૩, પ્ર॰ ૨૫. કમ્બાઇસીસની ફોજ ઊપર પડેલા હાદેસાની વાત કેમ કબુલ રાખી શકાય? ખોરાકીની પુરતી ગોઠવણ વીના કદાચ એ પાદશાહ ચહડાઇ લઇ ગયો હોય, પણ તેની ફોજ ખોરાક વીના આગળ વધવાની હીમત કરે તે આગમજ તે પોતાને એક બીયાબાનમાં તવલાવીને મારી નાંખનાર જુલમી સરદારનું ખુન કરે અથવા તેની સામે બંદ ઊઠાવે એ વધારે બનવાજોગ છે. તેમ નહી કરતાં ઇરાની ફોજને માથે માણસ—અને તેબી પોતાના જાતભાઇ અને હમશરીકો—નું ગોસ્ત ખાવાનો દોષ મેળવામાં આવ્યો છે! અગરજો ઇરાની સીપાહો પોતાના પાદશાહના જુલમાત છતાં તેની સામે પાછા ફરવા થકી બંદ નહી ઊઠાવે એવા વફાદાર હતા, તો તેઓ પોતાના ભાઇભાંડુઓનું ખુન કરી તેમનું ગોસ્ત ખાય એવા નાતરસ જંગલી કેમ હોય? કમ્બાઇસીસની

નીષ્ફળતા છતાં તેની ચહડાઈ છેક વ્યર્થ ગયલી જણાતી નથી. કેમકે **હીરૉડોટસ** આગળ ચાલતાં જણાવી ગયો છે કે લાંબા આયુષવાળા ઇથીયોપ્યનોને જીતવા જતી વેળા તેણે મીસરની સરહદ ઉપરના ઇથીયોપ્યનોને તાબે કર્યા હતા. આ તાબે થનારી પ્રજા નાઇસાનાં પવીત્ર શેહરની પડોસમાં વસતી હતી.[૧]

આ રીતે ઇથીયોપ્યનો સામેની ચહડાઈ અધુરે ગઈ. એ ચહડાઇની તૈયારીઓ કરતી વેળાએજ **કમ્બાઈસીસે** ફીનીશ્યન અને કાઇપ્રીઅન નામની પોતાના તાબા તળેની પ્રજાઓને ફરમાવ્યું હતું કે તેઓએ પોતાનાં દરીયાઈ બારકસો વડે ઇરાની ફોજને મદદ આપવી. આ મદદ તેણે કાર્થેજીન્યન લોકો સામે ચહડાઈ લઈ જવા માટે માંગી છે એમ જાણીને ફીનીશ્યનોએ તેમ કરવાની ના પાડી, અને જણાવ્યું કે તેઓ કાર્થેજીન્યનો સાથ મીત્રાચારીના ગાંઠથી બંધાયલા છે એટલુંજ નહી પણ એ લોકો તેમની પોતાની પ્રજા છે, માટે પોતાનાંજ બાળકોને સજા કરવામાં શામેલ થવું એ તેઓ ઘાતકી કામ સમજે છે. ફીનીશ્યનોએ આ રીતે ના પાડી ત્યારે પાદશાહે કાર્થેજ સામે ચહડાઈ લઈ જવાનો વીચાર છોડી દીધો, કેમકે તેનાં દરીયાઈ બળમાં મુખ્ય ફીનીશીયનોની મદદ હતી, જે વગર બીજી ફોજો તદન નકામી હતી. ફીનીશ્યનોને તેણે તાબે કરી લીધા હતા, તોપણ તેમની આ નાફરમાનીને માટે **કમ્બાઈસીસે** તેમને સજા કરવાનું દરૂસ્ત ધાર્યું નહી, કેમકે તેઓ પોતાની મેળે તેને તાબે થયા હતા અને વળી તેનાં દરીયાઈ બળનો મુખ્ય આધાર તેઓ ઉપરજ હતો. વળી કાઇપ્રીઅનો પણ પોતાની દરીયાઈ ફોજ લઇને મીસર સામેની ચહડાઇમાં પોતાની ખુશીથી ઇરાની ફોજ સાથ જોડાયા હતા.

આપણે ઉપર જોયું છે કે થીબ્સથી ઇથીયોપ્યનો સામે આગળ વધતી વખ્તે **કમ્બાઈસીસે** પોતાની પચાશ હજાર માણસોની એક ફોજને એમોન્યન લોકોને તાબે કરવા મોકળી હતી. તેની ધારેલી ત્રણ ચહડાઇઓમાંની આ છેલ્લી હતી. તેણે આ ફોજને ફરમાવ્યું હતું કે દુશ્મનોના એમન શેહર[૨] ખાતેનું જ્યુપીટર દેવતાનું ઑરેકલ

---

નીષ્ફળતાનું કારણ જુદા જુદા લખનારાઓ જુદું જુદું આપેછે. નાઇબુહર કહે છે કે તેની મતલબ ઇથીયોપ્યન લોકોનું મુખ્ય શેહર મીરો જીતવાની હતી, જ્યાં જવાના બે માર્ગોમાંનો એક ટુંકો પણ જંગલનો અને બીજો આડો તીડો અને લાંબો હતો, જેમાંનો છેલ્લો કમ્બાઇસીસે લીધેલો લાગે છે, અને તે માર્ગે તે 'વાદીઑમ ઘાટ' નામે જગ્યા સુધી જઇ પુગ્યો હશે, જ્યાંથી તમામ રેતીનું રણ શરૂ થાયછે. આમ જણાવીને ઊપલો લખનાર કહે છે કે કમ્બાઇસીસ પોતાની ચહડાઇમાં નીષ્ફળ થયો તે તે તરફ વાતા ઘાતક પવનો અને રેતીનાં તુફાનોને લીધે હતું. પણ બર્કહાર્ડટ આ પવનો અને તુફાનોનાં ઘાતકીપણાંની વાત ના પાડે છે. રૉલીન્સન હીરૉડોટસને મળતો થઇ ધારે છે કે પુરતી ખોરાકી નહી હોવાને લીધેજ કમ્બાઇસીસને પાછું ફરવું પડયું હશે.—દફ્૦ ૨, સફે ૩૫૧, નોટ ૪. ડાયોડોરસ અને બીજાઓ તો કહે છે કે કમ્બાઇસીસ મીરો શેહર ખાતે જઇ પુગ્યો હતો એટલુંજ નહી પણ તેણે તે બાંધ્યું હતું. પણ એ વાત બીજી તરફથી ખોટી પાડવામાં આવીછે.

૧ દફ્૦ ૩, પ્ર૦ ૯૭.

૨ **એમન શેહર** સી–વાહનાં જંગલમાં હતું, જ્યાંનું ઑરેકલ બહુ વખણાતું હતું. જંગલમાં જે જગા ખેતીને લાયકની અને પાણીના ઝરાથી ભરપુર હોય છે તે આજે

બાળી નાંખવું અને તેમને બંધવા પકડી લાવવા. આ ફોજ થીબ્સથી ભોમીયાઓ લઈને ઓએસીસ નામે શેહર સુધી ગઈ. ત્યાંસુધી **કમ્બાઈસીસે** રવાના કીધેલી ફોજ પુગી, પણ ત્યારપછી તેનું શું થયું તે જણાતું નથી. અમોન્યન લોકો તરફનો હેવાલ એવો છે કે ઓએસીસ છોડીને ઇરાની ફોજ આગળ વધી અને અધવચ રસ્તે આવીને એક દીને તે ભોજન લેતી હતી એટલાંમાં દક્ષીણ તરફથી તુફાની પવન ફુંકવા માંડયો, જેથી રેતીના મોટા સ્તંભો ઉડવા લાગ્યા, જેમાં ઇરાની ફોજ સદાની ડટાઈ મુઈ.[૧]

આ રીતે **કમ્બાઈસીસ**ની ત્રણે ચહડાઇઓ રદ ગઈ હતી અને તેમાં તેની પોતાની ફોજની ભારી ખુઆરી થઈ હતી.

## ફસલ ૩. મીસરનો બલવો અને તેનાં પરીણામો.

**હીરૉડોટસ**ની મારફતે મીસરના ધર્મગુરૂઓએ **કમ્બાઈસીસ** ઉપર અને તેટલા માટે ઇરાની પ્રજા ઉપર જબરૂં વેર લીધુંછે. એ ધર્મગુરૂઓની ખોટી બનાવટ અને બુરી સમજાવટનો આ નામોચો તવારીખનવેશ ભોગ થઈ પડયોછે. તેણે **કબુજીય**ની કારકીર્દીનું વર્ણન આપતાં ઠેકાણે ઠેકાણે એ પાદશાહ ઉપર તરેહવાર તોહમતો મેલવાની હીમત કીધીછે, જેનું મુળ માત્ર મીસર ખાતે તેણે સાંભળેલી વાતો સીવાય બીજું કંઈજ નથી. તેણે એકથી વધારે ઠેકાણે કહ્યુંછે કે **કમ્બાઈસીસ** દેવાનો હતો, અને દેવાનાં હાલતમાં તેણે ઘણાં નીર્દોષ માણસોનાં ખુનો કર્યાં હતાં. **હીરૉડોટસ** એક સુધા ઇતીહાસ કર્તાની પેઠે આ ખુનો નામબનામ જણાવેછે. વળી તે તેના ઉપર પોતાની મા જણી બહેન સાથ શાદી કરીને તેણીને પોતાની રાણી બનાવવાનું ઘાતકી તોહમત મેલેછે. ખરી વાત છે કે તે આ પાદશાહનાં એ કામને ધીકારી કહાડતો નથી, તોપણ તે તેની સચ્ચાઈ પોતાની જાણ મુજબ જાહેર કરી જાયછે. હવે આ એક તદન નહી માનવામાં આવે એવું હડહડતું જુઠાણું છે, જે વીશે આપણે આગળ વીગતથી સમજાવ્યું-છે. **હીરૉડોટસ**ના પોતાના જાતભાઇઓમાં પોતાનાં ખેશીઓ સાથ શાદી કરવાનો જંગલી રેવાજ હતો, તેમજ મીસરના રાજાઓ પોતાની બહેનો સાથેજ માત્ર લગ્ન કરી શકતા હતા, એ વાત કોઈ ના પાડી શકશે નહી; અને તેથી તેવોજ પાપી રેવાજ

---

'વાહ' ને નામે ઓળખાય છે. ઓએસીસ, જે આજે અલ ખાર્ગેહનાં નામથી ઓળખાતું જણાય છે, ત્યાં પુરાતન થીબ્સથી ૬ અને ૭॥ દીવસોની મંજલના બે રસ્તાઓ મારફતે જવાય છે. હીરૉડોટસના વખતમાં આ મંજલ ૭ દીવસની હતી.

૧ આ વાતબી તવારીખનવેશો માનતા નથી. સાહારાનાં જંગલનાં રેતીનાં તુફાનો ભય ભરેલાં હોય છે ખરાં, તોપણ પચાસ હજાર માણસની ફોજને તદન ડાટી નાંખે એવાં હોતાં નથી. કદાચ પાણીની તાણથી અથવા ખોરાકી ખુટી પડવાથી ઇરાનીઓ મરણ પામ્યા હોય તો તે તદન જુદીજ વાત છે. મી० જ્યાર્જ વીલ્કીન્સન, જે પોતે આ જંગલમાં ફરી આવેલોછે, તે કહે છે કે આ રેતીનાં તુફાનો એક દીવસથી વધારે મુદત સુધી ચાલુ રહેતાં નથી, અને તેમાં કંઇબી ચીજ ડટાઇ ગયલી હોતી નથી. તે લખેછે કે તુફાન વેળા કોઇ લશ્કર રસ્તો મુકે અને તરસ નહી ખમાયાથી મરણ પામે, પણ તુફાનમાં લાઇલાજ થઇ જઇને તે રેતીમાં ડટાઇ મરે નહી.—રાલી० કૃત હીરૉ०, વૉ० ૨, સફે ૭૫૭, નોટ ૯.

પાર્સીઓમાં પણ દાખલ થયલો હતો એમ આ તવારીખનવેશને મીસરના ધર્મગુરૂઓ સમજાવે તો એ વાત ખરી માનવાને તે આંચકો કરે નહી; જોકે તે પોતેજ કબુલ કરેછે કે **કમ્બાઈસીસ**ની આગમજ પોતાની બહેન જોડે પરણવાનો ઇરાનીઓમાં રેવાજ હતો નહી.[1] વળી ખ્રીસ્ટીઓનાં ધર્મ પુસ્તકની સત્તા[2] ઉપરથી આપણ કહીશું કે "મીડ અને ઇરાની લોકોનો ધારો કદી બદલાતો નથી," અને **હીરૉડોટસ** કબુલ કરેછે કે "તે (**કમ્બાઈસીસ**) ના વખ્તની આગમજ પોતાની બહેન જોડે પરણવાનો ઇરાનીઓનો ચાલ હતો નહી." હવે જ્યારે એમજ હતું ત્યારે એ ચાલ અથવા ધારો કેમ પડે? જે પ્રજાનો ધારો કદી બદલાય નહી તે પ્રજામાં નવો અને તેવી આવો બીભત્સ ધારો કયાંથી દાખલ થાય? બચીત, **કમ્બાઈસીસ**ના દુશ્મનો—મીસરના ધર્મગુરૂઓ—એ તેના ઉપર વેર લેવા માટે આ આળ જોડી કહાડેલાછે. તેનાં દેવાનાપણાં વીશે તો બચીત તેમજ બનેલું **રૉલીન્સન** પોતે માનેછે. તે કહેછે કે **કમ્બાઈસીસ** સંબંધી જે જે વાતો આપણને જણાવવામાં આવીછે તે ઘણુંકરીને જોડી કહાડેલીછે અથવા તો વધારી મેલેલીછે. વળી તે લખેછે કે પાદશાહ **દારાયસ**ના મોટા લેખમાં એવું કશું નથી જે ઉપરથી **કમ્બાઈસીસ** એક દેવાનો અથવા જંગલી માલુમ પડતો હોય. એ બાબત પુરવાર કરનારી સાક્ષી કશી નથી, અને **ટીસ્યસ** જેવો તવારીખનવેશ એ વીશે કશું બોલતો નથી, તે ઉપરથી **રૉલીન્સન** ધારેછે કે ઇરાનીઓને **કમ્બાઈસીસ**ના દેવાનાપણા વીશે કશી ખબર હતી નહી, પણ તેઓ માત્ર તેના અમલને કઠણ અને સખ્ત ગણતા હતા.[3] એજ મુજબ **હીરીન** લખેછે કે "**કમ્બાઈસીસ** સંબંધી જે બુરી વાત જણાવવામાં આવીછે તે માનવા સામે આપણે સાહુચેત રહેવું જોઇયે, કેમકે આપણી સઘળી હકીકત માત્ર તેના દુશ્મનો યાને મીસરના ધર્મગુરૂઓ તરફથી મળેલીછે."[4] **કમ્બાઈસીસે** તેની બહેનનું ખુન કરવાની જે હકીકત **હીરૉડોટસ** આપેછે તે ઉપરથી શક નાખીને **રૉલીન્સન** લખેછે કે તેનું મુળ પણ મીસરના ધર્મગુરૂઓની દુશ્મની સીવાય બીજું કંઇજ હોવું નહી જોઇયે.

હવે આપણ મીસરના ધર્મ ગુરૂઓની **કમ્બાઈસીસ** સાથની દુશ્મનીનું કારણ તપાસીયે. ઇથીયોપ્યન લોકો સામેની પોતાની ચહડાઇમાં નીષ્ફળ થઈ પાછો ફરીને જ્યારે ઇરાની પાદશાહ મેમ્ફીસ ખાતે આવી પહોંચ્યો ત્યારે તેણે મીસરનાં લોકોને બહુ ખુશીમાં દીઠાં. આ ખુશહાલીનું કારણ પુછતાં તેને જણાયું કે આ લોકો એક તદન કાળા ગોધાને એક દેવતા તરીકે માનેછે, અને તેમનો તેવો એક દેવતા મરણ પામવાથી તેની જગા ઉપર આ નવાની નેમણુક કરવાની છે. **કમ્બાઈસીસે** આ વાત ખરી માની નહી, પણ એમ સમજ્યો કે તેની શીકસ્તથી મીસરના લોકને ખુશહાલી ઉપજીછે. તેણે ધર્મગુરૂઓને પોતાની હજુરમાં બોલાવી મંગાવ્યા, જેઓ જ્યારે પોતાના નવા દેવતાને લઇ આવ્યા ત્યારે **કમ્બાઈસીસે** તેને જખમી કીધો, અને તેના રખેવાળોની એક પ્રાણીને દેવતા ગણવા માટેની મુર્ખાઇ ઉપર હસીને તેમને

---

૧ દફ૦ ૭, પ્ર૦ ૩૧. ૨ બૈબલ—ડાન્યલ, પ્ર૦ ૬.
૩ રાલી૦ કૃત હીરૉ૦, દફ૦ ૨, સફે ૭૫૬, નોટ ૫. ૪ તેજ.

સજા ફરમાવી, અને એ રીતે આખા દેશમાં જે ખુશહાલી ફેલાઇ હતી તે અટકી પડી. આ દેવતા એક ગોધો હતો જેનું નામ 'ઍપીસ' હતું.[૧] **કમ્બાઈસીસ**ના જખમથી આ ગોધો થોડા દીવસમાં મરી ગયો, અને પાદશાહ નહી જાણે તેમ ધર્મ-ગુરૂઓએ તેને ગુપચુપ ડાટયો હતો.[૨]

**કબુજીય** ઉપર મીસરના ધર્મગુરૂઓનો તીરસ્કાર વધવાના બીજાબી સબબો હતા. આપણને જણાવવામાં આવ્યું છે કે આ પાદશાહે મેમ્ફીસ ખાતે વલ્કન દેવતાનાં મંદીરમાં જઇને તેની મુર્તીને અપમાન કર્યું હતું. વળી તેણે કેબીરાઇ નામે દેવતા-ઓની મુર્તીઓને બાળી નખાવી હતી, જોકે તેને તેમનાં મંદીરમાં જવાની મનાઇ હતી. પણ આ સઘળાં કામો **કમ્બાઈસીસે** મીસર ખાતેની પોતાની પહેલી નરમ રાજનીતીથી નીપજેલાં માઠાં પરીણામને લીધે કર્યાં હતાં, જે રાજનીતીની મતલબ મીસરને પોતાના તાબામાં રાખવાની હતી. આપણે જોયું છે કે ઇથીયોપ્યા ઉપર ચહડાઈ લઈ જતી વખ્તે **કમ્બાઈસીસે** મીસરના પદભ્રષ્ટ રાજા **સેમેટીકસને** ત્યાંનો સુબો ઠરાવ્યો હતો, રાજ્યનો કારભાર દેશીઓનાજ હાથમાં આપ્યો હતો, ધર્મગુરૂઓને તેમના અસલી રેવાજ મુજબ વર્તવાની સઘળી છુટ મેળી હતી, અને એ રીતે મીસરની પ્રજાને ખુશ-હાલ કીધી હતી. પણ **કબુજીય**ના અમલમાં રહેવાનું મીસરનાં જીતાયલાં લોકોને મુદલ પસંદ ન હતું, માટે તે ઇથીયોપ્યા તરફ કુચ કરી ગયો તેથી તેઓ રાજી થયાં અને બંદ કરવાની કોઈ તક શોધવા લાગ્યાં. અંતે ન્યુબ્યાનાં જંગલમાં પાદશાહને બહુ સંકટ ભોગવવું પડયું તે તકનો લાભ લઇને તેઓએ બલવો ઉઠાવ્યો. બલવાની આગેવાની કરનારા અલબતે ધર્મગુરૂઓ હોવા જોઇયે, જેઓએ પ્રજાને ઉશ્કેરવા માટે નવા દેવતાને પેદા થવાની વાત ઉભી કીધી અને એ રીતે જ્યારે **કમ્બાઈસીસ** મેમ્ફીસ ખાતે પાછો આવી પુગ્યો ત્યારે મીસરનાં લોકોમાં નવો દેવતા મળવાની ખુશ-હાલી જોડે બલવાની આગ ભેળાયલી તેણે જોઇ. એજ કારણસર તેણે જેમને રાજ્યનો વહીવટ સોંપ્યો હતો તેમને મોતની સજા ફરમાવી[૩] નવા દેવતાથી બલવાની આગ વધેછે એમ જાણીને તેનો નાશ કરાવ્યો, તેને માટે થતી ખુશ-

૧ હીરૉ૦, દફ૦ ૩, પ્ર૦ ૨૭—૨૯. આ ગોધો તદન કાળા વાળનો હોવો જોઇયે, જેને ૨૫ વરસો સુધી માન આપીને મીસરના લોકો તેને નદીમાં ડુબાડી મારી નાંખતા; પણ એ મુદતની અંદર તે મરણ પામતો તો નવો તેવોજ ગોધો મળી આવે ત્યાંસુધી તેઓ શોક પાળતા, અને નવો ગોધો મળવા પછી નવો દેવતા મળ્યો એમ સમજી તેહ-વાર પાળતા હતા. આ ગોધાની પીછાન માટે તેના કાળા વાળ ઉપરાંત બીજી ચોકસ નીશાનીઓ હોયછે, તેવી નીશાનીઓ વીનાનો ગોધો દેવતા ગણાતો ન હતો.

૨ તેજ, દફ૦ ૩, પ્ર૦ ૨૯. આ કારણને થકી ધર્મગુરૂઓ ઇરાની પાદશાહ ઉપર કોપાય અને તેને માટે તરેહવાર જુઠાણું જોડી કહાડે તો તે બનવાજોગ છે. પણ ઍપીસ રીબીને મરણ પામ્યો હતો એ વાત તો આ ધર્મગુરૂઓએ પોતાની બેઇજતી ઢાંકવા માટે હીરૉડોટસને ખોટી સમજાવેલી મનાયછે. પ્લુટાર્કના જણાવ્યા મુજબ કમ્બાઇસીસે પવીત્ર ગોધાને તુર્ત મારી નાંખીને કુત્રાઓ સોડે ખવાડી દીધો હતો, પણ એ વાત મીસર-નાં લોકોએ હીરૉડોટસથી છુપાવી હતી. આ વીચારને રૉલીન્સન પણ મળતો થાયછે. રૉલી૦ કૃત હીરૉ૦, દફ૦ ૨, સફે ૩૫૬, નોટ ૪.

૩ હીરૉ૦ દફ૦ ૩, પ્ર૦ ૨૭.

હાલીને બહાને બલવાખોરોનો કાબુ વધતો જાયછે એમ જોઇને તે ખુશહાલીનો અટકાવ કરાવ્યો, અને જેઓ સામે થાય તેમને ગર્દન મારવા ફરમાવ્યું.[૧] વળી ધર્મગુરૂઓથી સઘળું તુફાન ઉઠયુંછે એમ સમજી તેમને બાંધી મરાવી બેહોરમત કીધા, અને મુર્તીપુજાથી રાજા અને ઓદ્દા તરફની ફરજ લોકો ભુલી જાયછે એમ માનીને મુર્તીઓનો નાશ કરાવ્યો. આથી **કમ્બાઈસીસ**નો ડાબ જબરો બેઠો અને મીસરનો બલવો તદન બેસી ગયો. **હીરૉડોટસ** એ બલવાની હકીકત આપતો નથી, તેમજ પદભ્રષ્ટ રાજા **સેમેટીકસ** કેવી પ્રકારે માર્યો ગયો તે પણ જણાવતો નથી. પણ આપણને માનવાને કારણછે કે **કમ્બાઈસીસ**ની નીષ્ફળતાની તક લઇને ધર્મગુરૂઓએ બલવો ઉઠાવ્યો હતો અને તેમાં **સેમેટીકસ** શામેલ થવાથી દેશી ઓદેદારોને જ્યારે **કમ્બાઈસીસે** મોતની સજા ફરમાવી ત્યારેજ એ બેવફા રાજવંશીને પણ તેણે તેવીજ સજા કીધી હતી.[૨] આ સઘળાનાં વેરમાં મીસરના લોકોએ **હીરૉડોટસ**ને **કબુજીય** સંબંધી સઘળી ખોટી ખબરો આપીને ભોળવ્યો હતો.

પણ પાદશાહ **કબુજીય**ને માથે મેલાયલા ખુનો કરવાના બીજા સઘળા વાંકો[૩] આપણ ખોટા માનીને ગમેએટલા ઉડાડી મેલીયે, તોપણ એક જબુન ખુનનો વાંક આપણાથી ના પડાશે નહી. સઘળી તરફથી સીધ થઇ ચુકેલુંછે કે તેણે પોતાના ભાઈ **બર્દીય** (સ્મર્દીસ) નું ખુન કરાવ્યું હતું.[૪] એ ખુનને માટે તેને યોગ્ય સજા થઇ. આ ખુન તેણે છુપ્પું કરાવ્યું હતું, અને તે વીશે પ્રજાની આલમને કશી ખબર ન હતી. એટલામાટે **કમ્બાઈસીસ** જ્યારે મેમ્ફીસ ખાતે હતો ત્યારે ઇરાનમાં **સ્મર્દીસ**નું નામ ધારણ કરીને એક જણે પાદશાહ સામે બલવો ઉઠાવ્યો અને પોતે તખ્ત ઉપર ચહડી બેઠો. તેણે એ માટે પ્રાંતે પ્રાંતના હાકમો ઉપર પેગામો મોકલ્યા, અને તેવોજ એક પેગામ **કબુજીય**ને પણ મળ્યો. આ ખબર મળતાંજ એ પાદશાહ ગભરાયો અને એકદમ પોતાનું લશ્કર લઇને ઉપલા ઠગારા સામે લડવા દોડયો. પણ ઇરાન જતાં માર્ગમાં તેનું મરણ નીપજ્યું. આ મરણનાં કારણો જુદાં જુદાં જાહેર થયાંછે,

---

૧ હીરૉ૰, દફ્૰ ૩, પ્ર૰ ૨૯. ૨ પુરા૰ પાદ૰, દફ્૰ ૪, પ્ર૰ ૭, સફે ૩૮૯.

૩ આ સઘળા વાંકો હીરૉડોટસે મેલ્યાછે. તેના જણાવ્યા મુજબ એકવાર જ્યારે ક્રીસસે તેને તેના ઘાતકીપણાંથી અટકાવવા માંગ્યો ત્યારે કમ્બાઇસીસે તીર વડે તેનોજ જીવ લેવાની તજવીજ કીધી, પણ ક્રીસસ નાસી ગયો તેથી તેણે તેનો જીવ લેવાનું કામ બીજાઓને સોંપ્યું. પાદશાહે ગુસ્સામાં આ હુકમ આપ્યો હતો તેથી ક્રીસસનો જીવ લેવામાં આવ્યો નહી, અને એ વાતથી કમ્બાઇસીસ ખુશી થયો. પણ તોબી તેને બુરો દેખાડવા માટે આપણને જણાવવામાં આવ્યુંછે કે તેણે ક્રીસસનો જીવ બચાવનારાઓને પોતાનો હુકમ નહી માનવાના વાંક માટે મારી નખાવ્યા!

૪ આ ખુનનો સબબ કોઇક લખનારાઓ એવો જણાવી ગયાછે કે ઇથીયોપ્યાના રાજાએ જે ભારી કમાન મોકળાવી હતી તે ઉપર સ્મર્દીસે ચીલ્લો ચહડાવ્યો હતો, અને તેથી પાદશાહને અદેખાઇ લાગી હતી. વળી બીજાઓ કહેછે કે પાદશાહે ખાબ જોયો હતો તે સ્મર્દીસ તેનું તખ્ત લેશે, અને તેથી તેણે તેનો જીવ લીધો હતો. પણ ખાબમાં જોયલો સ્મર્દીસ તો એક માજી ધર્મગુરૂ હતો, તે વીશે પાછળથી ખબર મળતાંજ પાદશાહને બહુ પસ્તાવો થયો હતો.

પણ ખરૂં કારણ પાદશાહ **દારાયસ**ના લેખ ઉપરથી એ મળી આવેછે કે સઘળી શેહનશાહતમાં બલવો ઉઠેલો જાણીને તેનું દુખ **કંબુજીયથી** ખમી શકાયું નહી, અને તે મરણ પામ્યો. આ ઉપરથી જણાય છે કે એ પાદશાહ ગમથી મુઓ હતો.[૧]

**કમ્બાઈસીસ**નાં અકાળ મરણને લીધે તે પોતાનું રાજ્ય પાક્કું હાથ કરી શકયો નહી. તેણે સાત વરસ ને પાંચ મહીના સુધી રાજ્ય કર્યું હતું. તે પોતાના બાપના જેવો બહાદુર હતો ખરો, તોપણ તેના જેટલો લડાઇના હુન્નરમાં કુશળ હતો નહી. મીસરની ફતેહ એજ તેનું એક મહાભારત કામ હતું; પણ ત્યારપછીની તેની સઘળી ચહડાઇઓમાં તેણે જોઇયે એટલું ડહાપણ ખર્ચેલું લાગતું નથી. મીસર ફતેહ કરવા આગમજનાં વરસો તેણે ફીનીસ્યન અને કાઇપ્રીયન લોકોને ફતેહ કરવામાં ગુજારેલાં જણાય છે, અને એ રીતે તેણે પોતાનો સઘળો અમલ ઇરાની શેહનશાહતની બહારના મુલુકો અને પ્રજાઓને ફતેહ કરવામાંજ ગુજાર્યો હતો. **કમ્બાઈસીસ**માં તેના બાપના કેટલાક ભલા ગુણો નજર આવે છે: જેમકે—મીસરના રાજાને તાબે કરવા છતાં તેણે તેને તેનાં રાજ્યનો સુબો ઠરાવ્યો, તથા મીસરનાં લોકો જે સઘળી છુટ પ્રથમ ભોગવતાં હતાં તેમને પાછળથી પણ ભોગવવા દીધી, તથા વળી ફીનીસ્યનો પોતાના તાબાની પ્રજા છતાં જ્યારે તેઓએ કાર્થેજીન્યન લોકો સામે લડવા જવાની ના પાડી ત્યારે **કમ્બાઈસીસે** તેમને કશી સજા ફરમાવી નહી. એ સઘળું છતાં તે બહુ સખ્ત દીલનો પાદશાહ હતો. તેનાં મોતથી એશ્યાખંડની પ્રજાઓ બહુ દુખી થઇ, કેમકે તેના આબા અમલમાં તેમને નીરાંત અને નચીંતાઇ મળી હતી, તથા બીજા ઘણા ફાયદાઓ પ્રાપ્ત થયા હતા.[૨]

---

૧ પણ હીરૉડોટસ તેનાં મોતનુ કારણ એવું જણાવે છે કે તે સુસા તરફ ઊપડી જવા માટે જેવો પોતાના ઘોડા ઊપર ચહડવા ગયો તેવીજ તેની શમશેરનાં મ્યાનનું બોડયું તુટી જવાથી અણી તેની જાંગમાં લાગી, અને તેથી જખમી થઇને બાવીશ દહાડે તે મરણ પામ્યો. આ બીના જણાવતાં હીરૉડોટસ પોતાના સરેશ્તા મુજબ વહેમની વાત ઊમેરેછે કે મીસરના ધર્મગુરૂઓના ઍપીસ નામે દેવતા (ગોધા) ને જાંગના જે ભાગમાં કમ્બાઇસીસે જખમ કીધો હતો તેજ ભાગમાં તેને પોતાને પણ જખમ થયો હતો! દફ્‌૦ ૩, પ્ર૦ ૪. આ બીનાને રૉલીન્સન હસી કહાડેછે. કમ્બાઇસીસને ગોધા તેનાં અધર્મીપણાંને થકી આ સજા થઇ હોય એવું દેખાડવાની આ વાતની મતલબ જણાયછે, પણ એ વાત મીસરના ધર્મગુરૂઓએ હીરૉડોટસને જણાવેલીછે માટે રૉલીન્સન તેની સચાઇ વીશે શક દેખાડેછે. ટીસ્યસ એમ લખી ગયો છે કે કમ્બાઇસીસ એક છરીવડે રમત કરતો હતો તે અકસ્માતોક રીતે તેની જાંગમાં પેશી જવાથી તેનું મોત નીપજ્યું હતું—રૉલી૦ કૃત હીરૉ૦, દફ્‌૦ ૨, સફે ૩૮૨, નોટ ૭.

૨ હીરૉ૦, દફ્‌૦ ૩, પ્ર૦ ૬૭.

## બાબ ૧૧.

# સ્મર્દીસ (બર્દીય).

(ઇ૦ સ૦ પુ૦ ૫૨૨).

૧. સ્મર્દીસ—તેનું ખુન—ખુનના જુદા જુદા સબબો. સ્મર્દીસ માજી—તેનો બલવો. કમ્બાઈસીસનો પશ્ચાતાપ—ખુની પ્રીક્ષાસ્પીસ—તેનો જુઠો ફતવો; સ્મર્દીસની સાત માસની પાદશાહી—ખુનીનું તેની સાથ મળી જવું—મગુસની મેહરબાનગીઓ—ખુનીનું મોટું ભાષણ—તેનો પસ્તાવો—તેનો આપઘાત. પાર્સી સરદારોની હીલચાલ—ઓતાનીસનો તેની બેટી જોગો પેગામ—તેણીએ બજાવેલું કામ—સાત સરદારોની એકસંપી—તેમનો ઠરાવ—મગુસના મહેલ ઉપર ધસારો—લડાઈ—ગઉમત (સ્મર્દીસ) અને તેના ભાઇનું મરણ—મગુસોની કતલ—એ બનાવનો તેહવાર. આ ફતેહ વીશે દારાયસ (દાર્યવુશ) નો હેવાલ. ગઉમતનો બલવો રાજદ્વારી નહી પણ ધર્મ-સંબંધી હતો તેની દલીલો.

પાદશાહ **કાઈરસ** (કુરૂશ) પોતાની ૨૯ વરસની મેહેનતમાં જે જે મુલુકો જીત્યો હતો તેમના ભવીષના ધણી દાખલ જોકે તેણે પોતાના વડા બેટા **કમ્બાઇસીસ** (કમ્બુજીય) ને મુકરર કર્યો હતો તોપણ તેણે નાના દીકરા **સ્મર્દીસ** (બર્દીય) ને કેટલાક મોટા પ્રાંતોની હાકમી બક્ષી હતી.[૧]

પણ આમ એક રાજ્યમાં બે હાકમોના અમલથી હમેશાં માઠાં ફળ નીપજેછે તેવું ઇરાનમાંબી બન્યું. **સ્મર્દીસ**[૨] ને ખીલારેકી ભાષામાં બર્દીયનાં નામથી ઓળખ્યોછે, અને આ ભાષામાં **દારાયસ હીસ્તાસ્પીસ**ના બીહીસ્તુન ખાતેના લેખો ઉપરથી જણાય છે કે **કમ્બાઈસીસ**ને પોતાના ભાઇની અદેખાઈ લાગ્યાથી તેણે તખ્તપર બેઠા પછી થોડાજ વખ્તમાં તેને મારી નખાવ્યો. હવે **હીરૉડોટસ**નું વર્ણન જુદુંજ છે. તેના જણાવ્યા મુજબ તો **કમ્બાઈસીસે** મીસર ફતેહ કીધા પછી, એટલુંજ નહી પણ ત્યારપછીની તેની નીષ્ફળતાઓ બાદ, તેણે આ કામ કરાવ્યું હતું. તે લખેછે કે[૩] **સ્મર્દીસ કમ્બાઈસીસ** જોડે મીસર ગયો હતો, પણ મેમ્ફીસ ખાતે પાછો ફર્યો. પછી પાદશાહને માલુમ પડયું કે હથીયોપ્યાના રાજાએ જે કમાન ચીલ્લો ચહડાવવા માટે તેના ઉપર મોકળી હતી તે જ્યારે કોઇબી ઇરાની પેહલવાનથી ખેંચી શકાઇ નહી ત્યારે **સ્મર્દીસ** તેને થોડીક ખેંચી શકયો હતો. આથી **કબુજીય**ને અદેખાઇ લાગી અને તેણે પોતાના ભાઇને મીસરથી ઇરાન ખાતે મોકળાવી દીધો. આ પછી **કમ્બાઈસીસે** એક સ્વપ્નો જોયો, જેમાં તેને એવું માલુમ પડયું કે ઇરાન તરફથી

---

૧ ટીસ્યસ અને જેનોફન આ બીના જણાવી ગયાછે, તોપણ કયા કયા પ્રાંતો સ્મર્દીસને મળ્યા હતા તે વીશે તેઓમાં મતફેર છે.

૨ યુનાનીઓએ આ નામ બહુજ સુંથી નાખેલું લાગેછે. અસલ નામ બર્દીય છે, જે ઉપરથી યુનાની નામ બાર્દીસ અથવા બાર્દીઅસ થઇ શકે. પણ યુનાની ભાષામાં ઇરાની **બ** અક્ષરનો ખરો ઊચાર નહી થવાને લીધે તેઓ **બ** ને **મ** બોલેછે, અને તેથી કેટલાક યુનાની લખનારાઓ આ નામને માર્દસ અથવા મર્દીસ લખી ગયાછે પણ હીરૉડોટસ તો મર્દીસ ઊપર એક **સ** વીશેષ ઊમેરીને સ્મર્દીસ કરી મેલેછે.

૩ દફ૦ ૩, પ્ર૦ ૩૦.

એક કાસદ એવી ખબર લાવ્યો કે **સ્મર્દીસ** ઇરાનનાં તખ્ત ઉપર બેઠોછે અને તેનું સર આસ્માન સાથે લાગ્યુંછે. આ ઉપરથી **કબુજીયને** ધાસ્તી લાગી કે મબાદા **સ્મર્દીસ** (બર્દીય) ઇરાનમાં બળવો ઉઠાવી પોતે પાદશાહ થઇ બેસશે અને મને કતલ કરાવશે. તેણે આવો ડર ખાઇને **પ્રીક્ષાસ્પીસ** નામે પોતાના એક વીશ્વાસુ ઇરાની સલાહકારને એવું કહીને સુસા ખાતે મોકલ્યો કે તેણે **સ્મર્દીસનું** હરકોઈ પ્રકારે ખુન કરવું.[૧] **પ્રીક્ષાસ્પીસે** પોતાના ધણીનો હુકમ બજાવવાનું કામ માથે લીધું અને તે પાર પાડયું. કહે છે કે તેણે **બર્દીયને** શેકારગાહમાં બેજાન કીધો. બીજાઓનાં મત મુજબ તેણે તેને ઇરાની અખાતમાં ફરવા લઈ જઇને પછી ડુબાડી દીધો હતો. **હીરૉડોટસની** આ સઘળી હકીકત બીલારોકા લેખોનાં ઉકલાણ પછી ખોટી પડે છે. તેમાં જણાવ્યા મુજબ **કમ્બાઈસીસે** મીસર ઉપર ચહડાઈ લઈ જવા આગમજ **સ્મર્દીસને** મારી નખાવ્યો હતો. **ટીસ્યસ** જણાવે છે કે **કબુજીયને** પોતાના ભાઇની ઇમાનદારી વીશે શક જવાથી તેનો કાંટો કહાડયો હતો.

આ સઘળી જુદી જુદી વાતોમાં એક બીના એકસરખી ઉતરે છે, અને તે એકે **કમ્બાઈસીસે** પોતાના ભાઇનું ખુન બહુ છુપું કરાવ્યું હતું, જે વીશે ઇરાની આલમને મુદલ ખબર ન હતી. પણ એ ખબર એક મગુસ યાને માજી ધર્મગુરૂને હતી. તેને **કબુજીય** (કમ્બાઇસીસ) પોતાના ઘરનો કારભાર સોંપીને મીસર ગયો હતો, અને મીસર ખાતે પોતાના પાદશાહને લાંબી મુદત સુધી પડી રહેલો જોઇને તેણે હવે **બર્દીય** (સ્મર્દીસ) નું નામ ધારણ કરીને પોતે તખ્ત પચાવી બેસવાનો મનસુબો કર્યો. **હીરૉડોટસ** કહે છે કે તેણે પોતાના ભાઈ જોડે મળીને આ દગો રમવા માંગ્યો, અને તે ભાઇનું નામ પણ **સ્મર્દીસ** હતું માટે તેણે તેને તખ્ત ઉપર બેસાડીને પોતે તેનાં નામનો ડંકો ફેરવ્યો. વળી આ **સ્મર્દીસને હીરૉડોટસ** મરનાર **સ્મર્દીસના** જેવાજ ચેહરાનો જણાવેછે, જેથી આ બંને દગાબાજ ભાઇઓનાં કામમાં બહુ સહેલાઇ થઈ પડી. **સ્મર્દીસ** મગુસ તખ્ત ઉપર બેઠો અને તેનો ભાઈ, જેનું નામ **પાતીજીથીસ** હતું, તેણે તેનાં નામની દુવાઈ ફેરવી. પણ બીહીસ્તુનના લેખમાં માત્ર એકજ મગુસનું બયાન આવેલું છે, અને **ટીસ્યસ** પણ એકજ દગાબાજની વાત જણાવી ગયોછે. જ્યારે આ મગુસ તરફનો હલકારો **કમ્બાઈસીસને સ્મર્દીસને** નામની આણ દઇ ગયો ત્યારે આ પાદશાહને વહેમ ગયો કે તેણે ફરમાવ્યા મુજબ **પ્રીક્ષાસ્પીસે** તેના

---

૧ આ ઉપરથી એવું ગુમાન જાયછે કે આ વખ્તે સુસા ઇરાનનાં રાજધાની શેહરનાં પદને પહોંચ્યું હશે. પણ તે છેક દારાયસના વખ્ત સુધી એટલાબધા સર્તબાને પુગેલું જણાતું નથી. સુસ્યાનાનો પ્રાંત બેબીલનને તાબે હતો, માટે કાઇરસે એ મુલક ફતેહ કર્યો ત્યાં સુધી એ પ્રાંત ઇરાનના હાથમાં આવેલો ન હતો. એ બનાવ છેક ઇ૦ સ૦ પુ૦ ૫૩૯ માં બન્યો, અને ત્યારપછી તુર્તજ તે ઇરાનનું રાજધાની શેહર બની જાય એ કેવળ અશક્ય લાગેછે. વળી એમ પણ લાગેછે કે એ પ્રાંતનાં લોકો ઇરાની અમલમાં સંતોષી ન હતાં, અને બળવો કરવાને રાજી હતાં. કદાચ એમ હોય કે સ્મર્દીસને જે જે મુલકો કાઇરસે બક્ષ્યા હતા તેમાંનો એક સુસ્યાના હોય, અને કમ્બાઇસીસે પ્રીક્ષાસ્પીસને જ્યારે પોતાના ભાઇનું ખુન કરવા મોકલ્યો ત્યારે સ્મર્દીસ સુસા ખાતે વસતો હોય.

ભાઇનું છળ કપટથી ખુન કરવાને બદલે તેને છટકાવી મેલેલો હોવાથી તે આજે તખ્ત લઇ બેઠોછે. તેણે એ વીશે **પ્રીક્ષાસ્પીસથી** ખોલાસો માંગ્યો, ત્યારે આ ઇરાની-એ ઉપલા હલકારાને બોલાવી પાદશાહની હજુરમાં કબુલ કરાવ્યું કે તેને **સ્મર્દીસે** પોતે મોકલ્યો નથી અને "જે દીવસે પાદશાહ **કમ્બાઈસીસ** ઇરાનીઓને મીસર તરફ લઈ ગયો તે દહાડા પછી મેં **સ્મર્દીસને** મારી નજરે નજર દીઠો પણ નથી."[૧] હલકારાએ વધારે ખોલાસો એ કીધો કે જે મગુસને પાદશાહ પોતાનાં ઘરનો કારભાર સોંપી આવ્યોછે તેણે આ પેગામ **કાઈરસના** બેટા **સ્મર્દીસને** નામે મોકલ્યોછે. **પ્રીક્ષાસ્પીસે** સમજણ પાડવાથી **કબુજીયની** ખાતરી થઈ કે **બર્દીયનાં** નામથી જે ધણીએ બલવો ઉઠાવી ઇરાનનું તખ્ત લીધું છે તે તેનો ભાઈ નહી પણ તેનું નામ ધારણ કરનારો કોઈ ઠગારો છે. એટલામાટે તેણે મેમ્ફીસથી એકદમ સુસા તરફ ઉપડી જવાનો નીશ્ચય કર્યો. તેને હવે તેના ભાઇનાં નાહક ખુનને માટે બહુ લાગ્યું અને તે પોતાનાં પાપી કર્તુકના પસ્તાવામાં જાર જાર રડયો. તેને ભારી ગમ લાગ્યો. તેણે પોતાની આખરી નજદીક આવેલી જાણી, જોકે આ નહી ધારેલા અકસ્માત પછી વીશ દહાડા સુધી તે જીવતો રહ્યો હતો. જખમ થવા પછી વીશમે દહાડે તેણે સઘળા ઇરાની સરદારો અને આગેવાનોને બોલાવીને તેમની આગળ પોતાનાં સંકટની ખરેખરી વાત કહી. પાદશાહ **કબુજીયને** એક પણ ફરજંદ ન હતું, અને હવે તેનો ભાઈ પણ હૈયાત ન હતો, માટે હખામનીશનાં ખાન-દાનની શેહનશાહત એક મગુસના હાથમાં જવાનો સંભવ જાણીને તેને બહુ દુખ લાગ્યું. તેણે તેમને કહ્યું કે શાહજાદા **સ્મર્દીસ** કંઈ હજુ હૈયાત નથી, તેને તો તેણે છુપ્યો કતલ કરાવ્યો હતો, અને જે ધણી તેનું નામ ધારણ કરી નીકળ્યો છે તે એક ઠગારો અને બલવાખોર છે. તેણે એટલામાટે ઇરાનીઓને અને અગત્ય કરીને હખામની વંશના નબીરાઓને વીનવ્યા કે તેઓએ આ મગુસ અને તેની કોમવાળાઓના હાથમાં રાજ્ય જવા દેવું નહી, પણ તે તેના હાથમાંથી પાછું લેવું. જેઓ તેના કહેવા મુજબ અમલ કરે તેઓને તેણે આશીર્વાદ દીધા, પણ જેઓ નહી કરે તેમને શ્રાપ દીધા.

**કબુજીયના** ફરમાવ્યા મુજબ કદાચ હખામની વંશના સઘળા સરદારોએ—બલકે સઘળા ઇરાનીઓએ અમલ કીધો હોત. પણ એકગમથી જ્યારે તેમને **સ્મર્દીસનાં** ખુનની વાત અસંભવીક લાગી ત્યારે બીજીગમથી પેલા ખુની **પ્રીક્ષાસ્પીસે** પોતાને માથે સર્વે કોઇનો બોજ ખેંચી લેવાનું ધાસ્તી ભરેલું વીચારીને તેમની ખા-તરી કીધી કે **બર્દીય** જીવતો છે અને જેણે તખ્ત હાથ કર્યુંછે તે પાદશાહ **કાઈરસનો** બીજો બેટોજ છે! આ વચનોથી દલગીર થતા ઇરાનીઓને ખુશી પેદા થઇ, અને સુસા ખાતે સઘળી ફોજ જઇ પુગ્યા પછી તેઓએ **સ્મર્દીસને** પોતાનો ખરો અને હકદાર પાદશાહ કબુલ રાખ્યો. એજ રીતે ઇરાન અને મીડયા તથા બીજા

---

૧ હીરૉ૰, પુ૦ ૩, પ્ર૦ ૬૭. હીરૉડોટસે આ શબ્દો હલકારાના મુખમાં મેલ્યાછે તે ઉપરથી ગોયા બીહુસ્તુનનાં લેખને એ તવારીખનવેશથી પણ ટેકો મળેછે કે કમ્બાઇસીસે મીસર જવા આગમજ સ્મર્દીસનું ખુન કરાવ્યું હતું.

સઘળા પ્રાંતો **સ્મર્દીસને** તાબે રહ્યા, અને આમ વગર હરકતે આ ઠગારાએ સાત મહીના સુધી પાદશાહી ચલાવી.

એ મુદત પછી તેની લુચ્ચાઇ અને દગાબાજી માલુમ પડી આવી. ખુનીએ ખુન કબુલ કીધું, અને તે એકરારથી ઠગારાઓનું પાપ ફુટું. **પ્રીક્ષાસ્પીસે** ખરા **સ્મર્દીસનું** ખુન કીધેલું છે, પણ તેના ઉપર ઇરાની આલમનો પુર વીશ્વાસ છે, એમ જાણીને ખોટા **સ્મર્દીસે**[1] તેને પોતાની પક્ષમાં લેવાનું ડહાપણ ભરેલું વીચાર્યું. તેણે તેને સઘળી જાતની બક્ષેશોથી નવાજવાની કબુલત આપી, અને તેના બદલામાં તેણે આ ઇરાનીને બાંધી લીધો કે તેણે ઠગારા **સ્મર્દીસની** લુચ્ચાઈ કોઇને જાહેર કરવી નહી. આ વાત **પ્રીક્ષાસ્પીસે** કબુલ કીધી, અને ખોટા **સ્મર્દીસના** ફરમાવ્યાથી વળી તેણે તમામ ઇરાની આલમ આગળ એક મોટું ભાષણ કરવાનું માથે લીધું, જેમાં એવું જાહેર કરવાની તેને સલાહ મળી હતી કે ઇરાનનાં તખ્ત ઉપર બેઠેલો ધણી કોઇજ નહી પણ મહાત્મા **કાઈરસનો** બેટોજ છે. આ મહાભારત ભાષણની વાત અને તે કરનાર **પ્રીક્ષાસ્પીસનું** નામ જાહેર થતાંજ પાદશાહી મેહેલની દેવાલ આગળ લખો લોક ભેગું મળ્યું અને મેહેલના એક બરૂજ ઉપર ઉભો થઇને **પ્રીક્ષાસ્પીસે** પોતાનું ભાષણ ચલાવ્યું. તેણે આ વ્યાખ્યાનમાં હખામની વંશની એક સુંદર તવારીખ કહી સંભળાવી. **હખામનીશથી** શરૂ કરતાં તે **કુરૂશના** વખ્ત ઉપર આવ્યો ત્યારે પોતાના સાંભળનારાઓનાં રૂએ રૂઆં હરખ અને મગરૂરીથી ઉભાં થાય એવી ઢબમાં તેણે તે મહાત્મા નરની કારકીર્દીનું વર્ણન કર્યું. પછી **કમ્બાઈસીસનાં** કામો વર્ણવતાં તે **કુરૂશના** બીજા બેટા શાહજાદા **સ્મર્દીસ** ઉપર આવ્યો. તેને પેલા ઠગારા તરફથી જે જાતની સલાહ મળી હતી તે આ વખ્તે **પ્રીક્ષાસ્પીસ** ભુલી ગયો, બલકે તેનાં અંતકરણે ડંખ દેવાથી તેણે ખરેખરો ખોલાસો કરી દેવાનોજ નીશ્ચય કર્યો. તેણે **સ્મર્દીસનું** ખુન કરવાની વાતનો જોખમ પોતાને માથે ખેંચી લીધો, ખુનની કેફીયત જણાવી, અને ભેગી મળેલી અંજુમનને વીનંતી કરી કહ્યું કે જે ધણી ઇરાનનાં તખ્ત ઉપર બેઠો છે તે એક લુચ્ચો અને ઠગારો છે. તેના હાથમાંથી તખ્ત પાછું લઇને **હખામનીશનાં** ખાનદાનના કોઈ હકદાર નરને આપવાની ફરજ પોતાના સાંભળનારાઓને માથે મુકીને **સ્મર્દીસના** ખુનીએ પોતાના છેલી વખ્તના સખુનોને સચ્ચાઇનું સ્વરૂપ આપવા માટે મેહેલના કંગુરા ઉપરથી એકદમ નીચે નખાવી દીધું અને પોતાનો જીવ ગમાવ્યો.

ખોટા **સ્મર્દીસનું** ભોપાળું આ રીતે ઇરાની આલમને જાહેર થઈ ગયું. પણ આ બલવાખોરનું પાપ આ રીતે સઘળી પ્રજાને જાહેર થાય તે આગમજ સાત ઇરાની ઉમરાઓને તે માલુમ પડી ચુકયું હતું, અને તેઓ આ સઘળો વખ્ત ઇરાનને મગુસોના હાથમાંથી મુકતી આપવાના વીચારમાંજ હતા. **ઓતાનીસ** (હુતન) નામે એક ઇરાની ઉમરાની બેટી **ફીદીમા** આ ખોટા **સ્મર્દીસની** એક રાણી થતી હતી. **ઓતાનીસ** બહુ વગવાળો અને દોલતમંદ ઉમરા હતો, જેને માટે કહે છે કે તે **કમ્બાઈસીસ**

---

૧ હીરૉડોટસે આ ઠગારાનું નામ સ્મર્દીસ આપ્યું છે, પણ બીહીસ્તુનના લેખોમાં તો તેને ગઊમતનાં નામથી ઓળખેલો છે.

(કમ્બુજીય) અને **સ્મર્દીસ** (બર્દીય) નો મામો થતો હતો.[1] આ ઉમરાને શક ગયો કે નવો પાદશાહ જ્યાં છે ત્યાં શાહજાદો **સ્મર્દીસ** નહી પણ કોઈ ઠગારો છે. તેને એમ વેહમ ગયો કે પાદશાહ તખ્તે બેઠા પછી એકબી દીવસ સુસાના મહેલની બહાર નીકળ્યો નથી તેમજ કોઈબી ઇરાની ઉમરાને તેણે પોતાના ખેલવતગાહમાં બોલાવ્યો નથી તેનું કારણ શું ? તેણે આ વેહમની સચાઇ પોતાની બેટીથી જાણવા માંગી. પણ તેણીએ ખોલાસો કીધો કે પાદશાહે પોતાની દરેક રાણીને જુદાં જુદાં એવાનમાં રાખીછે તેથી તથા તેણીએ શાહજાદા **સ્મર્દીસ** (જે તેણીની ફુઈનો દીકરો થવો જોઇયે) ને આગળ કદી દીઠો ન હતો તેથી, તેણી જાણતી નથી કે તેણી જેની રાણી થઇછે તે **કાઈરસ**નો બેટો છે કે કોઇ બીજો. આ ઉપરથી **ઓતાનીસે** એક બીજી યુકતી રચી. તેણે પોતાની બેટીને ફરમાવ્યું કે તેણીના ખરા ખોલાસા ઉપર ઇરાની આલમનાં સુખ અને શાંતીનો આધાર છે, માટે તેણીએ હીમતથી કામ બજાવીને જાહેર કરવું કે તેણીનો ભર્તાર કોણ છે. તેણે તેને સુચવ્યું કે **સ્મર્દીસ** ખાબમાં પડયા પછી તેણીએ તેના કાન તરફ હાથ ફેરવી જોવું કે તેને એ અવયવો છે કે નહી. જો તે નહી હોયતો જાણવું કે તેણીનો ખાવીંદ ખરેખરો ઇરાની શાહજાદો નહી પણ કોઈ જુદોજ છે. આમ કેહણ મોકળતી વખ્તે **હુતન** (ઓતાનીસ) ને કોઇ ચોકસ ધણી ઉપર શક હતો, માટે તેની સચાઇ જાણવાનો તેનો મનસુબો હતો. તે જાણતો હતો કે **સ્મર્દીસ** નામે મગુસનો ચેહરો શાહજાદા **સ્મર્દીસ**ને કંઇક રીતે તે મળતો આવતો હતો, પણ જો તખ્ત લેનાર આ મગુસજ હોયતો તે તદન કાન વીનાનો હોવો જોઇયે, કેમકે તેની કોઇ મોટી તકસીરને લીધે આગળ **કાઈરસ**ના વખ્તમાં તેના કાન કાપી નાંખવામાં આવ્યા હતા. **ઓતાનીસે** પોતાની બેટીને આ બહુ મુસ્કેલ કામ સોંપ્યું હતું, પણ તોબી તેણીએ તે મુસ્કેલી પીછાન્યા છતાં પીતાના હુકમ મુજબ અમલ કરવાની કબુલાત આપી. તેણીની તપાસ ઉપરથી **ઓતાનીસ**નો તર્ક ખરો પડયો. તખ્ત લેનાર કાન વીનાનો માલુમ પડયો. **ઓતાનીસે** માની લીધું કે **કમ્બાઈસીસે** મરતી વખ્તે જે કંઈ કહ્યું હતું તે ખરૂં હતું, અને **પ્રીક્ષાસ્પીસ** સર્વે કોઇને શાહજાદા **સ્મર્દીસ**ની હૈયાતી વીશે તદન જુઠું કહેતો હતો. તેણે જાણ્યું કે **સ્મર્દીસ**નાં નામથી તખ્ત પચાવી બેસનાર તો **ગઉમત** (ગોમાતીસ) નામનો એક મગુસ હતો.

આ રીતે શક ખરો પડવાથી પોતાનાં મનની વાત **હુતને** પોતાના બે વીશ્વાસુ મીત્રો **અસ્પથીનીસ** (અસ્પચન) અને **ગોબ્રાયસ** (ગઓબરૂવ) ને જાહેર કરવાની હીમત કીધી. આ બંને ઇરાની ઉમરાઓ હતા, જેઓને પોતાનેબી ખોટા **સ્મર્દીસ** સંબંધી કંઇકે શક હતો તે **હુતન**ના હેવાલથી મજબુત થયો. તેઓએ આ ઠગારાને સજા કરવાનો ઠરાવ કર્યો, પણ તે આગમજ દરેકે અકેક વીશ્વાસુ મીત્રને પોતાની જોડ રાખવાનું નકી કીધું. આથી ઉપલા ત્રણમાં **ઈન્તાફ્રનીસ** (વીદફ્રન)

---

૧ હીરૉ૦, ઇ૫૦ ૩, પ્ર૦ ૬૮; તે કેપેડોસ્યાના રાજા ફાર્નાસ્પીસનો બેટો થતો હતો, જે રાજા મહાત્મા કાઇરસનો સસરો થતો હતો.

**મગબીજ્સ** (બગબક્ષ) **અને હુઈદાર્નીસ** (વીદર્ન) નામના બીજા ત્રણ ઇરાની ઉમરાઓ વધ્યા. આ વખ્તે પાદશાહી દરબાર સુસા ખાતે હતી, અને પર્સીસના પ્રાંતની હાકમી **હીસ્તાસ્પીસ** (વીસ્તાસ્પ) નામના ઇરાની ઉમરાને મળેલી હતી, જેનો જવાન બેટો **દારાયસ** (દારયવુશ) આ વખ્તે સુસા ખાતે કોઇ કામના સબબથી આવી પુગ્યો. તે એક બહાદુર અને ઇમાનદાર હમામની જવાન હતો, માટે ઉપલા છ જણાઓએ તેનેબી પોતાની જોડે શામેલ કરવાનું દરૂસ્ત ધાર્યું. **હુતન**ની સઘળી વાતો સાંભળીને **દારયવુશ** આશ્ચર્ય પામ્યો, કેમકે તેણે પોતાના છ મીત્રો આગળ બોલાસો કીધો તેમ તે તો એવું સમજીને સુસા ખાતે આવ્યો હતો કે તખ્ત ઉપર બેસનાર ધણી હકદાર પાદશાહ નથી, માટે તેને કતલ કરવો. તેણે પોતાના સોહબતીઓને આગ્રહ કર્યો કે હવે જે કંઈ કામ તેઓને કરવાનું રહ્યુંછે તે એકદમ હાથ ધરવું અને હવે વધારે ઢીલ થવા દેવી નહી. **દારાયસ**ની આ ઉતાવળ **ઓતાનીસ**ને પસંદ આવી નહી. તેણે સાતની સંખ્યામાં બીજા ઘણા જણનો **વધારો** કરીને પછી અમલ કરવાની સુચના કીધી. પણ **દારાયસે** તેને જણાવ્યું કે જે વખ્ત વહી જાયછે તેમાં ઠગારા **સ્મર્દીસ**ને તેમની હીલચાલની ખબર પડી જશે તો તેઓ સર્વને ભારી સજા ભોગવવી પડશે. **ઓતાનીસે** કેટલીક હરકતો દેખાડી, પણ **દારયવુશે** તેનોબી સુતરો જવાબ દેવાથી તથા **ગઓબારૂવે** (ગોબ્રાયસે) તેના વીચારને ટેકો આપવાથી અંતે એવો ઠરાવ થયો કે આ સાતે ઉમરાઓએ હથીયારબંદ થઇને મગુસનાં એવાનમાં ધસી જવું, અને માર્ગમાં દરબાનો તેમને જવા નહી દે તો તેમને સીક્ષા કરીને પોતાનું કામ પાર પાડવું.

**દારાયસ** અને તેના મીત્રો એકગમથી આ ગોઠવણ કરી ઉઠયા ત્યારે બીજી ગમથી **પ્રીક્ષાસ્પીસ,** આપણે ઉપર જોયું તેમ, ઇરાની આલમનાં ટોળાં આગળ શાહજાદા **સ્મર્દીસ**નાં ખુનની કેફીયત જણાવી આપઘાત કરી મુઓ હતો. એ ખબર આ સાત મસ્લતીયાઓને પડતાંજ **ઓતાનીસે** એકવાર ફરીને પોતાનાં કામમાં ઢીલ નાંખવાની તક જોઈ. તે અને તેના મીત્રો **દારાયસ** અને તેના મીત્રોને સમજાવવા લાગ્યા કે જ્યારે ઇરાની આલમ મગુસ ઉપર ઉશ્કેરાઇ ચુકીછે ત્યારે હવે આપણે કશી હીલચાલ કરવી નહી. પણ **દારાયસ** એકનો બે થયો નહી, અને અંતે સઘળાઓ એકદીલ થઇને મેહેલ તરફ ધસ્યા. દરબાનોએ તેમનો મોટો દરજ્જો પીછાનીને તેમને વગર હરકતે દાખલ થવા દીધા, પણ માંહે પેઠા પછી મોટા ચોકમાં થઇને મગુસનાં દેવાનખાનાં તરફ જતી વેળા તેના ચોકસ વીશ્વાસુ માણસોએ તેમને અટકાવ્યા, અને તેમને આવવાનું કારણ પુછ્યું. આ માણસોનું કામ એટલુંજ હતું કે પાદશાહને મળવા માંગનાર ધણીનો સંદેશો સાંભળી લઇને તે તેને પ્રથમ જાહેર કરવો અને પછી પાદશાહ ફરમાવે તેમ અમલ કરવો. પણ **દારયવુશ** અને તેના દોસ્તો કંઈ આ સુખંનસોથી બીધા નહી. જ્યારે તેમને પસાર થવા દેવામાં નહીજ આવ્યા ત્યારે તેઓએ ખંજર ખેંચી કહાડયાં અને સામે થનારાઓને જખમી કરીને પોતાનો રસ્તો આગળ લીધો.

આ વખતે ખોટો **સ્મર્દીસ** અથવા બરાબર બોલીયે તો **ગઉમત** અને તેનો ભાઈ **પ્રીક્ષાસ્પીસ**નાં ભાષણથી બહુજ નીરાશ થઈને હવે શો ઈલાજ લેવો તેની મસ્લત કરવા બેઠા હતા. પણ એટલામાં દેવાનખાનાની બહાર ગડબડ થતી સાંભળીને તેઓ તેનું કારણ જાણવા આવ્યા, અને તુર્તજ પોતાનું બચ જોઈ લઈને બંનેના હાથમાં જે કંઈ આવ્યું તે લઈ તેઓ પોતાના બચાવમાં ઉભા. **દારાયસ** અને તેના હમ-શરીકો પોતાનો હરકત ભરેલો રસ્તો સલામત જોઈને હવે આગળ ધસ્યા અને બંને મગુસ ભાઈઓ ઉપર તુટી પડયા. ઠગારા **ગઉમત**ના હાથમાં માત્ર એક કમાન હતી, પણ તેના ભાઈએ ભાલો ઉઠાવ્યો હતો. કેટલોક વખત સુધી બંને ટોળીઓ વચે લડાઈ ચાલી, જેમાં ભાલાવાળા મગુસે **અસ્પચન** (અસ્પથીનીસ) ને પગમાં અને **વીદફ્રન** (ઈન્તા-ફ્રેનીસ) ને આંખમાં જખમો કીધા, પણ અંતે તે માર્યો ગયો. તેનો ભાઈ પોતાની કમાન તદન નીરૂપયોગી સમજીને બીજા ઓરડા તરફ નાંઠો, જ્યાં **દારાયસ** અને **ગોબ્રાયસ** તેની પુંઠે દોડયા. ત્યાં **ગઓબરૂવ** (ગોબ્રાયસ) ને મગુસ સાથ લડાઈ ચાલી, જે વેળા **દારયવુશ** ચુપચુપ પરીણામ જોતો ઉભો રહ્યો, પણ તેના મીત્રે તેને ઠપકો દેવાથી તેણે જવાબ દીધો કે અંધારાંમાં મબાદા **ગોબ્રાયસ**ને ફટકો લાગી જાય એમ સમજીને હું શમશેર ઉઠાવતો નથી. પણ **ગઓબરૂવે** તેને હીમત આપીને કહ્યું કે "બંને માર્યા જઈયે તો શું થયું, પણ માર!" અને તુર્તજ **દારાયસે** શમશેર ઉઠાવી અને **ગોબ્રાયસ**નાં સારાં ભાગ્યે તેમનો દુશ્મનજ બેજાન થયો. આ એક મોટી ફતેહ હતી. **દારાયસ** અને તેના ચાર મીત્રો, જેઓને કશો જખમ લાગ્યો નહી હતો તેઓ, પોતાના જખમી શરીકોને વધારે તકલીફ નાહી આપવાની મતલબથી, તેમજ વળી તે જગાનો સંભાળ રાખવાની નેમથી, ત્યાંજ રાખી ગયા, અને બંને મગુસ ભાઈઓનાં ડોકાં કાપી લઈને જે જે ઈરાનીઓ મળ્યા તેમને તે દેખાડતા તથા બીજા મગુસો સામે ઉસ્કેરતા, તથા હરકોઈ મગુસ મળે તેને કતલ કરતા, આગળ ચાલ્યા. આથી ઈરાની લોકી મગુસો સામે ઉસ્કેરાયું અને પાદશાહી કુટુંબ સામે ચાલેલો દગો પીછાની લઈને તેઓએબી મગુસોની કતલ ચલાવી. સંખ્યાબંધ મગુસો માર્યા ગયા, અને જો રાત પડી નહી હોત તો શેહરમાં એકબી મગુસ જીવતો રહી શકયો ન હોત. આ એક એવો મોટો બનાવ થઈ પડયો કે એ વાત સદા તાજી અને યાદગાર રાખવા માટે ઈરાનીઓ દર સાલ મગુસોની આ કતલને લગતો તેહવાર પાળવા લાગ્યા. એ દીને કોઈબી મગુસ પોતાના જાન ભાગી બીહીને ઘરની બહાર નીકળી શકતો ન હતો.

એ પ્રમાણે પેલો દગાખોર મગુસ, જેનું ખરૂં નામ **સ્મર્દીસ** (બર્દીય) નહી પણ **ગોમાતીસ** (ગઉમત) હતું, તેના અમલની આખર આવી. સાત મહીના સુધી તેનો હીચકારો અમલ ચાલ્યો, પણ આઠમે મહીને તેની ઠગાઈ જાહેર થઈ અને તે સજા પામ્યો. ઉપલા સાત ઈરાની ઉમરાઓમાંનો એક **દારયવુશ**, જે પાછળથી તખ્ત ઉપર બેઠો હતો, તેણે બીહીસ્તુન ખાતે કોરાવેલા પોતાની આ ફતેહના લેખમાં આ ઠગારા **ગઉમત** વીશે જે હેવાલ આપ્યો છે તેનો સાર હેઠળ નોંધી લઈયે છીયે:—

"હું પાદશાહ થયા પછી જે કંઈ મેં કીધું તે આ છે. મારી આગમચ અમારાં ખાનદાનવાળા **કુરૂશનો કંબુજીય** નામનો બેટો પાદશાહ હતો. **કંબુજીયનાંજ** મા બાપને પેટે અવતરેલો **બર્દીય** નામનો તેનો એક ભાઈ હતો, જેને પાછળથી **કંબુજીયે** કાપી નાંખ્યો, જે વીશે લોકોને ખબર હતી નહી. એ પછી **કંબુજીય** મીસર તરફ ગયો ત્યારે રાજ્ય ઘાતકી થયું; ઇરાન, મીડયા અને બીજા પ્રાંતો ખાતે જુઠાણું વધી ગયું.

"એ પછી **ગઉમત** નામનો એક મગુસે આરાકાદ્રીસ નામે પર્વત તરફના પીસ્યાઆદા નામે મુલક તરફથી બળવો ઉઠાવ્યો. તે વીયાખ્ન મહીનાને ૧૪ મે રોજે એવું જુઠું સમજાવવા નીકળ્યો કે '**કુરૂશનો** બેટો અને **કંબુજીયનો** ભાઈ **બર્દીય** હું છું.' આથી આખું રાજ્ય બળવાખોર થયું. **કંબુજીયને** છોડીને ઇરાન, મીડયા, અને બીજા પ્રાંતો તેને મળી ગયા. તેણે શેહનશાહતની લગામ લીધી. પછીથી **કંબુજીય** નહી ખમી શકાયાથી (?) મરણ પામ્યો.

"**ગઉમત** મગુસે જે શેહનશાહત **કંબુજીય** કનેથી પડાવી લીધી તે જુના વખતથી અમારાં ખાનદાનના હાથમાં હતી. એ પછી તે એ શેહનશાહતનો પાદશાહ થયો.

"**ગઉમત** મગુસના હાથમાંથી તાજ પડાવી લે એવો ઇરાની કે મીડ કે અમારાં ખાનદાનવાળો કોઈ પણ ધણી હતો નહી. રાજ્યને તેનાથી અતીઘણી ધાસ્તી પેઠી. ઘણાકો જેઓ ખરેખરા **બર્દીયને** ઓળખતા હતા તેમને તેણે કાપી નાંખ્યા. 'રખેને તેઓ મને ઓળખી કહાડે કે હું **કુરૂશનો** બેટો **બર્દીય** નથી,' એ કારણ થકી તેણે તેમને મારી નાંખ્યા. હું આવી પુગ્યો ત્યાં સુધી **ગઉમત** મગુસ સંબંધી કંઇબી કહેવાની કોઇએ હીમત કીધી નહી. પછી મેં હોરમજદની બંદગી કીધી અને તેણે મને મદદ આપી. બાગયાદીશ મહીનાને ૧૦ મે રોજે મારા નીમકહલાલ માણસો સાથે મેં **ગઉમત** મગુસને અને તેના મુખ્ય મદદગારોને કાપી નાખ્યા. સીકતાચોતીસ (સીકથઉવતીશ) નામે કીલ્લો, જે મીડયાના નીસ્યા નામે જીલ્લામાં આવેલો છે, ત્યાં મેં તેને કાપી નાંખ્યો. મેં તેના કનેથી રાજ્ય લઈ મેલ્યું. હોરમજદની મેહરબાનીથી હું પાદશાહ થયો. હોરમજદે મને રાજદંડ બક્ષ્યો."[૧]

**દારાયસે** આ લેખ રાજ્યનાં પાંચમાં વરસમાં કોરાવેલો ધારવામાં આવેછે, જે ઉપરથી એક અગત્યની વાત એ જણાય છે કે ઠગારા **સ્મર્દીસ** અથવા **ગઉમતને** તેણે સુસાના મહેલમાં નહી પણ મીડયાના એક કીલ્લામાં જઇને માર્યો હતો. ત્યાં આ ઠગારો પ્રથમ એક મોટી લડાઇમાં શીકસ્ત ખાઇને જઈ ભરાયો હતો, અથવા પોતાનું મોત ચેતીને તેણે ત્યાં આશરો લીધો હતો, અથવા આ વખ્તે તે ત્યાં શોકને ખાતર જઈ રહ્યો હતો, તે વીશે કશું ચોકસાઇથી કહી શકાતું નથી.

ઇરાનનું તખ્ત આ મગુસના હાથમાં જવા વીશે લખતાં કેટલાક તવારીખનવેશો એક અજાયબ જાતની ભુલ કરી ગયા છે. તેઓ એવું સમજાવવાની તજવીજ કરેછે કે **ગઉમતનો** બળવો તે મીડ લોકોનો ઇરાનીઓથી સ્વતંત્ર થવાનો બળવો હતો,

૧ રૉલી૦ કૃત હીરૉ૦, દફ૦ ૨, સફે ૪૯૨—૯૩: બીહીસ્તુન ઊપરનો દારાયસનો ખીલારોકી લેખ: ફકરા ૧૦ થી ૧૩ સુધી.

અને તેનું કારણ એવું દેખાડવામાં આવેછે કે મગુસ લોકો મીડ લોકોની છ અથવા સાત ટોળીઓમાંની એક હતી, અને તેઓનાં હુલડમાં મીડ લોકોનો ભાગ હતો. પણ આ તર્ક કેવળ ખોટો છે. **રૉલીન્સને** ઘણી માઅકુલ દલીલોથી[૧] આ તર્ક ખોટો પાડી આપેલોછે, અને બીહીસ્તુન ખાતેના ઉપલા લેખ ઉપરથી પણ તેને ખોટો પાડવાનાં કારણો મળેછે. પહેલું તો એકે **ગઉમત** મગુસ હોવા છતાં કંઈ મીડ નહી હતો; તે તો એક ઇરાની હતો એમ તેનાં વતન પીસ્યાઆદાનાં નામ ઉપરથી માલુમ પડેછે, જે પાર્ગાની પડોસમાં આજનાં કીરમાન અને શીરાજ શેહરોની વચેના મુલકમાં આવેલું હતું.[૨] આ ઉપરથી એવું સમજાયછે કે સઘળા મગુસો તે કંઈ મીડ લોકોજ હતા નહી. આ વાત ખરી છે કે મીડ લોકોની શેહનશાહત થવા પછી મગુસ લોકો, જેઓ માત્ર પુરાતન તુરાની લોકોના ધર્મગુરૂઓનો એક તાયફો હતો, તેઓ મીડ લોકોના ધર્મગુરૂ થયા અને તેથી તેઓનો મીડયા ખાતે પગપેશારો થયો, અને એ રીતે તેમનો વગવશીલો વધી ગયો. વળી તેથીજ પાછળથી અસલી ઇરાનીઓના પુરાતન જરતોસ્તી મજહબમાં આ મગુસ લોકોની રાહ રસમો ભેળાઈ ગઈ. એટલામાટે **ગોમાતીસનો** બલવો તે કંઈ મીડ લોકોએ સ્વતંત્ર થવા માટે ઉઠાવેલો બલવો ન હતો, પણ માત્ર દેશમાં એક ધર્મ સંબંધી ફેરફાર કરવાનો તે બલવો હતો, જે માટે **ગઉમતે** જવાન શાહજાદા **સ્મર્દીસનાં** ખુનની તક લીધી હતી. હવે આ એક ધર્મ સંબંધી ફેરફારને લગતોજ બલવો હતો તેની કેટલીક સાબેતીઓ ખુલ્લી માલુમ પડેછે. મગુસોનો ધર્મ પવીત્ર જરતોસ્તી ધર્મથી જુદો હતો તે તો કોઇથી ના પડાય એમ નથી. હવે **સ્મર્દીસે** જે જે કામો કીધાં તેમાંનું એક જરતોસ્તી લોકોનાં આતશખાનાઓ ભાંગી નાંખવા અને તેમનો નાશ કરવાને લગતું હતું, એવું બીહીસ્તુનના લેખ ઉપરથી જણાયછે. તેણે તખ્ત લેતાંજ પ્રથમ પ્રજાને ખબર આપી કે ત્રણ વરસો સુધી હું તાબેનાં પ્રાંતો કનેથી ખંડણી લઇશ નહી, તેમજ કોઇપણ મુલુકો ખાતેથી લશ્કર લઈ જઇશ નહી. આથી માત્ર ઇરાનીઓ સીવાય તેની બીજી સઘળી પ્રજાઓ રાજી થઈ. આમ પ્રજાને રાજી કરીને તેણે બે ફાયદા પ્રપ્ત કીધા. તેની ઠગાઈ જાહેર થવાને બદલે તેની ભલાઈ પ્રગટ થઈ, અને તેને તખ્ત ઉપર મજબુત થવાને બની આવ્યું. પ્રથમ તેણે જરતોસ્તી ધર્મને છેડયો નહી, પણ તેના અમલને લીધે રાજ્યમાં મગુસ લોકોનો વગ વધ્યો અને તેઓનો ધંધોજ પોતાના ધર્મનો ફેલાવો કરવાનો હતો માટે ઇરાની પાર્સી પ્રજા ધીમે ધીમે તેમના તરફ ઢળતી ચાલી. આમ થોડાક માસ ચાલ્યું એટલે **ગઉમતે** હવે પોતાના ધર્મની આણ ફેરવવાની હીમત કીધી. હવેજ તેણે આતશકદેહોની ભાંજફોડ ચલાવી અને જરતોસ્તીઓની સાદી બંદગીને બદલે પોતાની ભપકાદાર ક્રીયાઓ અને રસમો આખા દેશમાં દાખલ કરવા માંગી. આમાં તે કેટલેક દરજ્જે ફાવ્યો ખરો, પણ શેવટે તેનાં પાપે તેને ઘેર્યો અને તેનો છેડો આવ્યો.

---

૧ હીરૉ૦, દફ૦ ૨, રસાલો બીજો.

૨ પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૩૯૯; પ્ર૦ ૭, નોટ ૩.

## બાબ ૧૨.

# દારાયસ હીસ્તાસ્પીસ (દારયવુશ.)

(ઈ૦ સ૦ પુ૦ ૫૨૧ થી ૫૦૭ સુધી.)

૧. નવો પાદશાહ—તખ્તે બેસવાની તારીખ—પાદશાહ ક્યારે નેમાયો ? તેનું ખાનદાન—હખામનીશથી પાંચમી પહેડીએ ઉતરેલો પણ નવમો પાદશાહ—પાર્સી ખાનદાનનું પુરાતનપણું. દારાયસ વીશે હીરૉડોટસની કહાણી: રાજ્યકારભાર વીશે ચર્ચા; પાદશાહના હકો સંબંધી બંદોબસ્ત—પાદશાહી માટે ૭ ઉમેદવારો—તેઓ વચેની ખાનગી ગોઠવણ—દારાયસના ઘોડાવાળાની તદબીર અને ફતેહ. દારાયસ વીશે કાઈરસનો સ્વપ્નો.

૨. રાજ્યમાં બલવા—દારાયસે લેખોમાં આપેલી તેમની વીગતો: સુસ્યાના અને બેબીલન ખાતે બંદ—સુસ્યાનાનું તાબે થવું; બેબીલન ઉપર પાદશાહનો ધસારો—બલવાખોરો સાથ બે મોટી લડાઈઓ—તેમના સરદારનું કેદ પકડાવું—બેબીલનમાં સમાધાની; સુસ્યાનાનો નવો બલવો—બલવાખોર સરદારની કતલ; મીડયાનો મોટો બલવો—બીજા ચાર પ્રાંતોની તેમાં શામેલગીરી—વીદર્નની ફતેહ; આર્મીન્યન બલવાખોરોની શીકસ્ત; મીડયાના સરદાર ફ્રવર્તીશને સખ્ત સજા; પાર્થ્યા અને હીર્કેન્યા, સગર્શ્યા અને માર્જ્યાના ખાતેના બલવાઓ અને તેમનું શેવટ; પર્સીસમાં ફેસાદ—બીજી વારનો બલવો—તેની સમાધાની; આરાકોશ્યામાં ગડબડ; બેબીલનમાં નવો બલવો—સમાધાની. પાદશાહની બલવાખોરો સાથ ૧૯ લડાઈઓ—રાજ પચાવી બેસનારા ૯ "રાજાઓ" ની શીકસ્ત. સુસ્યાનાનો ત્રીજો બલવો; સાર્દીસના ઈરાની હાકમની સર્કશી—તેને સજા; મીસરના ઈરાની હાકમની તુંદી અને તેનું પરીણામ. ઈરાનમાં સમાધાની.

### ફસલ ૧. પાદશાહનું ખાનદાન.

**દારાયસ** અથવા **દારયવુશ** પાદશાહ તા૦ ૧ લી જાન્યુઆરી ૫૨૧ ને દીને ઈરાનનાં તખ્ત ઉપર બેઠો. પણ તે એ દીવસ આગમજનો પાદશાહ થઈ ચુકેલો જણાયછે. **હીરૉડોટસ** આપણને એવું જણાવેછે કે મગુસોની કતલ પછી પેલા સાતે ઈરાની ઉમરાઓએ પોતપોતામાં તકરારો ચલાવી અને શેવટે **દારાયસ**ને પાદશાહ નેમ્યો. પણ તેની એ વાત તેના પોતાના જમાનાના તેમજ હાલના લખનારાઓથી હસી કહાડેછે. બીહીસ્તુન ખાતેના **દારયવુશ**ના પોતાના લેખ ઉપરથી એવું જણાયછે કે **ગઉમત**ને કતલ કરે તે આગમજ તે પાદશાહ નેમાયો હતો, કેમકે તે આ ઠગારા સાથની લડાઈની બીના જાહેર કરવા આગમજ શરૂઆતમાંજ એમ લખેછે કે "હું પાદશાહ થયો **ત્યારપછી** મારેથી જે કંઈ બન્યું તે આ છે," અને તે કામ તે **ગઉમત**ની કતલને લગતું છે. માટે જો આ લેખની વાત આપણ કબુલ રાખીયે—જેમ નહી કરવાનાં કશાં કારણો નથી—તો આપણે આમ સમજી લેવું જોઈયે કે સાતે હમશરીકોએ મસ્લત કીધા આગમજ **દારાયસ**ને પાદશાહ દાખલ કબુલ રાખવામાં આવ્યો હતો. તેના બાકીના છ સોહબતીઓ તેને પાદશાહ દાખલ પસંદ કરે તેમાં નવાઈ નથી, કેમકે **દારયવુશ** હખામની ખાનદાનનો નબીરો હતો, અને વળી બહાદુર અને બાહોશ જવાન હતો. **ગોમાતીસ**ની કતલ વખ્તે તેની ઉમર ૨૮ વરસની હતી અને તે પાદશાહ થયો ત્યારે હજીતો તેનો બાપ **હીસ્તાસ્પીસ** (વીસ્તાસ્પ) જીવતો હતો. અગરજો

**દારાયસ**ની પાદશાહ દાખલ આગમજથી નેમણુક નહી થઇ હોત તો તેના પીતાને તખ્ત મળવાનો પુરતો હક હતો.

**દારયવુશ** હખામની વંશનો હતો અને તેમાટે તે મગરૂર હતો. બીહીસ્તુન ખાતેના પોતાના લેખમાં તે પોતાનું વંશ આ મુજબનું જણાવેછેઃ—"હું (છું) **દારયવુશ**, મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, ઇરાનનો પાદશાહ, (તાબેના) પ્રાંતોનો પાદશાહ, **વીસ્તાસ્પ**નો બેટો, (અને) હખામની **અર્શામ**નો પૌત્ર."[1] એ રીતે તે પોતાને હખામની વંશનો દેખાડેછે, પણ તે માત્ર એ વંશનોજ નહી પણ ખુદ **હુખામનીશ** પાદશાહથી ઉતરેલો હતો. તે લખેછે કે:—"મારો પીતા **વીસ્તાસ્પ, વીસ્તાસ્પ**નો બાપ **અર્શામ, અર્શામ**નો બાપ **આર્યશમન, આર્યશમન**નો બાપ **ચીશ્પાઈશ, ચીશ્પાઈશ**નો બાપ **હુખામનીશ**." આ ગણત્રી ઉપરથી જણાયછે કે હખામની વંશની પાદશાહીનો પાયો નાંખનાર મુળ પુરૂષથી **દારાયસ** ઉતરેલો હતો, અને તેની પાંચમી પહેડીનો નબીરો હતો. પણ એટલુંજ નથી. એવું જણાયછે કે હખામનીઓનું ખાનદાન છેક પુરાતન વખ્તનું હતું, કેમકે તે એ ખાનદાનનો જમાનો ઘણો દુર લઇ જાયછે. તે પોતાનો હેવાલ આગળ લંબાવતાં કહેછે કે "એ કારણને થકી અમે હખામની કહેવાઇયે છીયે, પુરાતન વખ્તથી અમે ઉતરી આવેલા છીયે, પુરાતન વખ્તથી અમારૂં ખાનદાન રાજ્ય કરતું આવેછે." આ સખુનો કહેવાની **દારયવુશ**ની મતલબ એવી હોવી જોઇયે કે પહેલા પાદશાહ **હુખામનીશ**ની આગમજ પણ તેનું પુરાતન પાર્સી ખાનદાન પાદશાહી ભોગવતું આવ્યું હતું. તે કહેછે કે **હુખામનીશ** પછીથી તે નવમો પાદશાહ હતો. "(મારી) આગમજ મારાં ખાનદાનના આઠ જણા પાદશાહ થઈ ગયાછે. હું નવમો (છું.)" હવે માત્ર આઠ પાદશાહો પોતાની આગમજ થઈ ગયા હોય તો તેટલાને થકી **દારાયસ** પોતાનાં કુટુંબને છેક "પુરાતન વખ્ત" ઉપર લઈ જાય નહી.

એ રીતે ત્યારે પાદશાહ **દારાયસ** હખામની વંશનો, એ વંશનો પાયો નાખનારથી પાંચમી પહેડીનો, અને તેના પછીથી નવમો પાદશાહ થયો હતો. હવે આપણા તર્કને બીહીસ્તુન ખાતેના એ પાદશાહના લેખથી તેમજ આજના તવારીખનવેશો **હીરીન**, ગ્રોટ, ઇત્યાદીથી ટેકો મળેછે કે **ગોમાતીસ** મગુસની કતલ આગમજ **દારાયસ** પોતાનાં મીત્ર મંડળમાં પાદશાહ ઠરી ચુકવો જોઇયે. **ઈસ્કાઈલસ** નામે લખનારના જણાવ્યા મુજબ આ સાતે ઉમરાઓએ એક પછી એક ઇરાનમાં હાકમી ચલાવવાનું નક્કી કીધું, અને તે મુજબ રાજ્ય ચલાવનાર પહેલો અમીર **મારાફીસ** નામનો હતો, જેનું નામ **હીરૉડોટસ** જણાવી જતો નથી. તેના પછી **આર્તાફ્રનીસ**ની વારી આવી, જેને આપણા તવારીખનવેશે **ઈન્તાફ્રનીસ**ને નામે ઓળખાવ્યો છે. ત્રીજો પાદશાહ **દારાયસ** થયો, જેનાં બુદ્ધીબળ અને ખબરદારીને લીધે સઘળાઓ એટલા તો છક થઈ ગયા કે તે પોતે હખામની વંશનો હતો, તેનો બાપ **હીસ્તાસ્પીસ** પર્સીસનો હાકમ હતો, માટે જ્યારે તેણે રાજ્ય છોડવાને બદલે પોતાનાજ હાથમાં રાખ-

૧ પહેલી હારની પહેલીજ લીટી.

વાનું મન કીધું ત્યારે બીજા તેના હરીફો અથવા શરીકો સામે થયા નહી, અને એ રીતે તે પાદશાહ નક્કી થયો. પણ **હીરોડોટસે** એ બાબતમાં એક જુદીજ કલ્પના દોડાવીછે અને તેણે તે ઇરાનીઓને મ્હોડેથી સાંભળી હતી એમ કહીને તે તે ઉપર આપણું વીશેષ ધ્યાન ખેંચવા માંગેછે. તેની એ કલ્પીત વાતની આપણે હ્યાં ટુક નોંધ લઇશું. મગુસ અને તેના જાતભાઇઓની કતલ થવા પછી સાતે એકસંપી હમ-શરીક ઇરાની ઉમરાઓ ભેગા મળ્યા અને હવે કેવી પ્રકારનું રાજ્ય સ્થાપવું તેના વીચાર-માં પડયા. **ઓતાનીસે** (હુતને) સુચવ્યું કે પાદશાહત જેવું કંઇ કરવું નહી, અને પ્રજાને એક માણસની હકુમત હેઠળ રાખવાને બદલે પ્રજાને તેમનું પોતાનું રાજ્ય સોંપવું. આ વાત **મગબીજ઼સ** (બગબક્ષ) ને પસંદ આવી નહી. તેણે પાદશાહની સત્તાને કહાડી નાખવાને કબુલ કીધું, પણ આખી પ્રજાને તેનો રાજ્ય વહીવટ સોંપ્યાથી દેશમાં ગડબડ મચવાનો ભય બતાવ્યો. એટલામાટે તેની સુચના એ હતી કે રાજાની સત્તા ધોઈ નાંખવી અને તેને બદલે થોડાક આગેવાન અમીર ઉમરાઓને રાજ્ય કારભાર સોંપી દેવો જોઇયે. પણ આ બંને સુચનાઓનું તકલીફીપણું તથા તેથી થતી ખરાબી દેખાડીને **દારયવુશે** એકજ ધણીના હાથમાં રાજ્યની લગામ રહેવાથી કેટલો બધો ફાયદો થાય તે દેખાડયું. તેના વીચારો બાકીના ચારે મીત્રોને પસંદ આવ્યા, અને શેવટે એવો ઠરાવ થયો કે ઇરાનમાં પાછી પાદશાહીજ ચાલુ કરવી.[1]

હવે આ સાતમાંથી કોણને નેમવો ? **ઓતાનીસ**, જે પ્રજાસત્તાક રાજ્યની તર-ફેણમાં હતો, તેને એક પાદશાહનો અમલ પસંદ આવ્યો નહી તેમજ તેણે પોતે પાદ-શાહ થવાની ઉમેદવારી પણ કરવાની ના પાડી. તે ચોકસ શરતો કરીને દુર રહ્યો અને તેથી હવે બાકીના છ જવાનોએ આ હરીફાઈ ચલાવી. તે આગમજ તેઓએ ઠરાવ કીધો કે તેઓમાંથી જેબી ધણી પાદશાહ ઠરે તેણે **ઓતાનીસ** (હુતન) અને તેના વંશજોને દર સાલ એકેકો મીડયન ઝભાની પોશાક દાખલ તથા બીજી બક્ષેશો કરવી. વળી તેઓએ ઠરાવ્યું કે નવા પાદશાહે પોતાના હમશરીકોની હર વખ્તે મુલાકાત લેવી, અને પાદશાહ પોતાની રાણી જોડે હોય ત્યારેજ આ શરીકો પોતાનું નામ જાહેર કર્યા વીના પાદશાહના બારગાહમાં દાખલ થઈ શકે નહી, બાકી બીજી સઘળી વેળા તેઓને તેમ કરવાની છુટ આપવી; તથા વળી પાદશાહે પોતાના આ હમશરીકોનાંજ કુટુંબ જોડે શાદીના ગાંઠથી બંધાવું. શેવટે તેઓએ એમ ઠરાવ્યું કે બીજે દીને બામદાદે તેઓએ શેહરની બહાર નીકળી જવું અને સુરજ ઉગતી વેળા જે ધણીનો ઘોડો પહેલો ખંખારે તેને પાદશાહ ગણવો. સઘળાઓ આ ગોઠવણ કરીને છુટા પડયા પછી **દારાયસે** પોતાના ઘોડાવાળાને સઘળી વાત કહી, જે ઉપરથી તેણે એક અજા-યબ જેવી યુકતી વાપરી. શેહરના જે ભાગ તરફ પાદશાહ થવાની ઉમેદવારી કરનારાઓ બીજે દીને જનાર હતા ત્યાં રાતને વખ્તે આ ઘોડાવાળો પોતાના શેઠના ઘોડાને લઈ ગયો, અને ત્યાં એક ઘોડીને આગમજથી લઇજઇ રાખીને પછી પેલા ઘોડાને તેની આસપાસ ફેરવ્યા કીધો અને શેવટે છુટો કીધો. બીજે દીને સઘળા ઉમેદવારો

[1] હીરો૦, ફ્ર૦ ૩, પ્ર૦ ૮૦—૮૨.

ઠરાવેલે વખ્તે નીકળીને શેહરની બહાર ચાલ્યા. માર્ગમાં જે રસ્તા ઉપર ઘોડાવાળાએ ઘોડી બાંધી હતી ત્યાં જ્યારે તેઓ આવી લાગ્યા ત્યારે **દારયવુશ**નો ઘોડો આગળ કુદીને ખંખાર્યો. એજ વેળા આકાશમાં ગગડાટ અને વીજળી થવા માંડી, અને તેથી **દારાયસ**નો દરજ્જો પોતા કરતાં વધતો ગણીને તેના સઘળા મીત્રો પોતાના ઘોડાઓ ઉપરથી ઉતરી પડયા અને એક આવાજે તેને પોતાનો પાદશાહ કબુલ રાખ્યો.[૧]

**હીરૉડોટસ**ની આ સઘળી કહાણીમાં થોડીજ સચાઈ હોવી જોઇયે. પેલા ખોટા **સ્મર્દીસ** અથવા **ગઉમત** મગુસના માર્યા ગયા પછી દેશમાં થોડો વખ્ત સુધી પણ વગર પાદશાહે અંધાધુંધી હાલત રહેવી નહી જોઇયે. **ગઉમત**નું ડોકું કાપીને **દારાયસ** એકદમ મહેલ તરફ જવો જોઇયે, અને તે માટે તેના મીત્રોએ આગમજથી કબુલત આપેલી હોવી જોઇયે. તેના શત્રુઓ ઉંધા પડયાથી ઇરાનીઓ રાજી થાય, અને **ગઉમત** મગુસની ઠગાઇ ઉઘાડી પડયા પછી તખ્ત ઉપર હખામની વંશના એક નબીરાને આવી બેઠેલો જોવાથી તેઓને નવો હરખ પેદા થાય, અને પોતાના પુરાતન ધર્મને પાછો સ્થપાવાની વકીથી તેઓનાં દીદાર રોશન થાય, તો તેમાં કશો શક નથી. એ રીતે **દારયવુશ** પોતાના મીત્રોની મદદથી અને પોતાનાં બહાદુરી ભરેલાં કામોના ટેકાથી તખ્ત ઉપર બેઠો. તે તખ્ત ઉપર બેસશે એવો **કાઈરસ**ને એક ખાબ આવેલો **હીરૉડોટસ** જણાવેછે, પણ સ્વપ્ના અને ભવીષવાણીઓ ઉપર ભરૂસો રાખનારા આ તવારીખનવેશની એવી સઘળી વાતો ઉપર આપણે ઝાઝું લક્ષ દેવું જોઇતું નથી. તે લખેછે કે જે વેળા પાદશાહ **કુરૂશ** માસાગેટી લોકો સામે જીહુન નદી પસાર કરીને લશ્કર લઇ જતો હતો ત્યારે એક દીને રાત્રે તેને એવો ખાબ આવ્યો કે **વીસ્તાસ્પ**નો બેટો **દારયવુશ** બે પાંખ સાથ ઉભોછે, તેનું સર આસ્માન સાથ લાગ્યુંછે, તેની એક પાંખ વડે એશ્યા અને બીજી પાંખ વડે યુરોપને તેણે ઢાંકી નાખ્યાછે, ઇત્યાદી. આ ખાબથી ચોંકી **કાઈરસ** એવું સમજયો કે તેની ગેરહાજરીમાં જવાન **દારાયસ**, જે પર્સીસ ખાતે હતો, તે રાજ્ય લેવાનો એકસંપ કરેછે. આ વખ્તે **કાઈરસ**ની જોડે **હીસ્તાસ્પીસ** પણ લડવા આવ્યો હતો, જેને બોલાવીને પાદશાહે પોતાના ખાબની સઘળી વાત કહી, અને ફરમાવ્યું કે તે જવાનને તેનાં કામથી અટકાવવો. **વીસ્તાસ્પે** ઉત્તર દીધો કે અગરજો **દારયવુશ** રાજ્ય સામે એકસંપ કરવાની કંઇબી તજવીજ કરતો જણાશે તો તેને પાદશાહ કને સજા કરવા માટે મોકળી આપવામાં આવશે.[૨] આ પછી **હીસ્તાસ્પીસ** ત્યાંથી પાછો ફરીને ઇરાન ગયો, પણ પછી શું બન્યું તે વીશે આપણો ગ્રંથકાર કશું જણાવતો નથી. અલબત્તે આ માત્ર એક કલ્પીત વાત છે, અને **દારાયસ**ની મોટાઇની જે હકીકત આગળ ચાલતાં આપણ બયાન કરવાના છીયે તેને વધારે દીપાવવા માટે આ વાત જોડી કહાડેલી હોવી જોઇયે. **કાઈરસ**ના વખ્તમાં **દારાયસ**ની ઉમર માત્ર વીશ વરસની હતી, એમ **હીરૉડોટસ** જણાવેછે, માટે તેણે તખ્ત લીધું ત્યારે તેની ઉમર અઠાવીશ વરસની હોવી જોઇયે, કેમકે **કાઈરસ**નાં મરણ પછી ઠગારા **ગઉમત**ની કતલ સુધી આઠ વરસોની મુદત વીતી ગઈ હતી.

૧ હીરૉ૰, દફ્૰ ૩, પ્ર૰ ૮૭—૮૬. ૨ તેજ; દફ્૰ ૧, પ્ર૰ ૨૦૯—૧૦.

## ફસલ ૨. રાજ્યમાં ઉઠેલા મોટા બખેડાઓ.

આપણે કહી ગયા છીયે કે **દારાયસ** તા૦ ૧ લી જાન્યુઆરી ૫૨૧ ને દીને ઇરાનનાં તખ્ત ઉપર બેઠો હતો. એ દીવસથી આશરે છ વરસો સુધી તેને નચીંતે રાજ્ય-કારભાર ચલાવવાની તક મળી ન હતી. તેણે તખ્ત હાથ કર્યા પછી રાજ્યમાં ઠેકાણે ઠેકાણે મોટા બલવા ઉઠયા, અને એકજ વખ્તે અનેક ઠેકાણે લશ્કરો મોકળવાની ફરજ જણાઈ. આ બંદ સઘળા દુરના પ્રાંતો ખાતેજ થયાં હતાં એમ નથી. ખુદ પર્સીસના પ્રાંતે પણ ફીતુર ઉઠાવ્યું હતું, અને પોતાના પ્રથમ પાદશાહના આ નબીરાની સત્તાનો અનાદર કરવાની તજવીજ કીધી હતી. આ બલવાખોર પ્રાંતોને પોતે કેમ તાબે કીધા તેનું રસીલું વર્ણન **દારાયસે** પોતે પોતાના બીહીસ્તુન ખાતેના મોટા લેખમાં આપેલું છે, જે આપણી આ ફસલની તવારીખની મુખ્ય શાહદત છે. તેમાં પોતે જીતેલા પ્રાંતોનાં નામોની તે એક લાંબી ટીપ આપેછે તે ઉપરથી તેમજ પાદશાહે પોતે વર્ણવેલી હકીકતો ઉપરથી ખુલ્લું જણાયછે કે સુસ્યાના, બેબીલન, પર્સીસ, મીડયા, એસીર્યા, આર્મીનીયા, હીર્કેન્યા, પાર્થ્યા, માર્જ્યાના, સગર્શ્યા, અને સકયા, એ સર્વે પ્રાંતો ખાતે બલવા અને ફેસાદની આગ પંથરાઈ હતી. એવું જણાય છે કે **દારાયસે** તખ્ત લેતાંજ આ આગ સળગી હતી, કેમકે પોતાના લેખમાં તે જણાવેછે કે **ગઉમત**ને તેની સજાએ પુગાડયા પછી સુસ્યાનાના પ્રાંત ખાતે **ઉપાદા-ર્મીસ** (ઉપદર્મ) ના દીકરા **અત્રીનીસે** (અત્રીને) બળવો ઉઠાવ્યો અને પોતે ત્યાંનો પાદશાહ થઈ બેઠો. તેનાં આવાં ફેલ જોઇને તે પ્રાંતના લોકો તેને મળી ગયા, પાદશાહ સામે બંદ મચાવ્યું, અને તેમની કુમક ઉપર **અત્રીન** તેમનો રાજો થઈ બેઠો. એજ વખ્તે બેબીલન ખાતે **અનીરીસ** (ઐનર) નો દીકરો નામે **નીદીન્તાબીલસ** (નદીતબીર) નામે એક બેબીલોન્યને ત્યાંના લોકોને એવું ખોટું જાહેર કીધું કે "હું માજી રાજા **નેબોનાદયસ**[૧] (નબુનીત) નો બેટો **નેબોચોદ્રોસર** (નબુકુદ્રચર) છું." આથી આખો બેબીલન પ્રાંત આ ઠગારાની પક્ષમાં થઈ ગયો, રહેવાસીઓએ બલવો ઉઠાવ્યો, અને તેણે રાજ્યની લગામ હાથમાં લીધી.

આ બંને બલવાખોર પ્રાંતોમાં બેબીલન ખાતેનો બલવો **દારાયસ**ને વધારે ભયંકાર માલુમ પડયો. એટલામાટે તેણે સુસ્યાના ખાતેનો બળવો બેસાડી દેવા માટે એક ફોજ મોકળાવીને બીજી ફોજની સરદારી પોતે લીધી અને પોતે બેબીલન તરફ ઉપડી ગયો. સુસ્યાના ખાતે તેણે પોતાના આગળા હમશરીક **ગોબ્રાયસ** (ગઓબરૂવ) ને અથવા તેજ નામના એક બીજા સપેહસાલારને મોકળેલો લાગેછે, કેમકે ઉપલાજ લેખમાં છેક શેવટે પાદશાહ આ બલવાની વીગત આપતાં લખેછે કે "**ગોબ્રાયસ** નામના મારા એક ઇરાનીને મેં એક ફોજ આપી બલવાખોરો સામે મોકળ્યો," જેને તેમની જોડ એક લડાઈ થઈ, જેમાં બલવાખોર સરદાર પકડાયો, તેને પાદશાહ આગળ લાવ્યા અને તેણે તેને કતલ કીધો. સુસ્યનાને પાછું તાબે કરવામાં આવ્યું;

---

૧ જુઓ ઉપર, સફે ૧૬૪, ઇ૦.

પણ ત્યાં બલવો બેસાડી દેવામાં આવે તે આગમજ **દાશયસ** બેબીલોન્યનો સામે લડવા ગયો. **નીદીન્તાબીલસ** ટાઈગ્રીસ નદીના કાંઠા ઉપર એક લશ્કર લઇને પાદશાહની વાટ જોતો ઉભો હતો. તેની કને વળી લડવા માટે હોડીઓ પણ તૈયાર હતી. **દાશયસે** આ તમાશો જોઇને પોતાની ફોજમાંનાં થોડાંક માણસોને ટરાપામાં બેસાડી દુશ્મનો સામે મોકળ્યાં. આથી દુશ્મનો મુશ્કેલીમાં આવી પડયા. અલબતે પાદશાહની ફોજને તેઓ જોડે એક લડાઈ થવી જોઇયે, જેમાં બેબીલોન્યનોની હાર થઈ. નદી પસાર કરીને **દારયવુશ** પોતાની ફોજ સાથ પેલે કાંઠે ઉતર્યો અને અત્રીયાતીય મહીનાને ૨૬ મે રોજે થયલી આ લડાઇમાં પાદશાહે શત્રુઓની મોટી ફોજ કાપી નાંખીને તેમના ઉપર ફતેહ મેળવી. નદી ઉપર બેટો રાખવાનું કારણ ઇરાની લશ્કરને તે ઓળંગીને પેલે પાર ઉતરતાં અટકાવવાનું જણાયછે, પણ ટરાપાની મદદથી થોડીક ઝપાઝપી પછી **દાશયસ**ની ફોજ પેલે પાર ઉતરવાને શકતીવાન થયલી જણાયછે. જે મોટી લડાઈ થઈ તે નદીને પેલે કાંઠેજ હતી. પણ બેબીલોન્યન બલવાખોરો સાથની આ કંઈ છેલી લડાઈ ન હતી. ઉપલી લડાઇમાં શીકસ્ત પામ્યા પછી તેઓ શેહર તરફ નાઠા, અને હવે **દાશયસ**ને ધસી આવતો અટકાવવા માટે પેલો બલવાખોર **નીદીન્તાબીલસ,** જે **નેબોચેડ્રોસર**નું નામ ધારણ કરી નીકળ્યો હતો તે, એક ફોજ લઇને યુફ્રેટીસ નદીના કાંઠા ઉપર આવેલા જાજાન નામે કસબા આગળ ઉભો હતો. **દાશયસ** તેની સામે ધસ્યો અને લડાઈ કીધી, જેમાં "હોરમજદની મેહરબાનીથી" તેણે દુશ્મનનાં ઘણાં માણસોને કાપી નાંખ્યાં તથા બલવાખોરોને નદી તરફ હાંકી કહાડયા, જ્યાં તેઓ ડુબી મુઆ. આ બનાવ અનામક મહીનાને બીજે રોજે બન્યો[૧].

પણ હજી બેબીલનના બલવાનું શેવટ આવ્યું ન હતું. બલવાખોર **નીદીન્તાબીલસ** બબેવાર શીકસ્ત પામવા છતાં હજુ જીવતો હતો. તે પોતાના વીશ્વાસુ માણસો સાથ નાસીને બેબીલનના કીલ્લામાં જઈ ભરાઈ બેઠો. આ ઉપરથી **દારયવુશ** તેની પુઠે ગયો અને તેને કેદ પકડયો, તથા કીલ્લો અને શેહર પોતાને તાબે કર્યાં. અલબત તેણે બલવાખોરને જીવતો રાખ્યો નહી, કેમકે તેને પોતાને તાબેના બીજા પ્રાંતોને પોતાનાં બળનો ધાક દેખાડવાની જરૂર હતી. તે હજુતો બેબીલન ખાતે હતો તે વક્તે નીચલા પ્રાંતોએ તેની સામે બલવા ઉઠાવવાની પાદશાહ પોતે આપણને ગણત્રી આપેછેઃ—પર્સીસ, સુસ્યાના (ફરીથી), મીડયા, એસીર્યા, આર્મીન્યા, પાર્થ્યા, માર્ગ્યાના, સતગીદયા, અને સકયા. આ બલવાઓની કેફીયત આ મુજબની છે. પર્સીસનાં કાઇગેનાકા (કુગનકા) નામે એક શેહરમાં **સીસીક્રીસ** (ચીચીખ્રઇશ) નામે એક ધણી વસતો હતો તેના **માર્તીસ** (મર્ત્ય) નામે એક દીકરાએ બલવો ઉઠાવી સુસ્યાનાના પ્રાંતનાં લોકોને એવું સમજાવ્યું કે તે તેઓનો રાજા **ઈમાનીસ** (ઇમિનીશ) છે. આ વક્તે **દાશયસ** બેબીલન ફતેહ કરી ચુકયો હતો, અને ત્યાં પોતાનો કાબુ બેસાડીને પાછો ફરતો હતો એટ-

---

૧ ઉપલો સઘળો હેવાલ બીહીસ્તુન ખાતેની દારાયસની તખ્તીઓની પહેલી હારમાં સમાવેલો છે.

ળામાં તેને સુસ્યાના ખાતેના નવા બળવાની ખબર મળતાંજ તેણે તે તરફનો રસ્તો લીધો. તેમની આ બીજી વખતની બેવફાઇને માટે પાદશાહ હવે બચીત તેમને ભારી સજા કરશે એમ સમજીને ત્યાંનાં લોકોએ ઉપલા બળવાખોરની પક્ષ નહી પકડતાં તેને પોતાનેજ પકડી લઇને મારી નાંખ્યો. આથી પાદશાહને બળવાખોર પ્રાંતની વધારે સખ્ત ખબર લેવાનું મન થયલું લાગતું નથી, કેમકે તે વીશે તે આપણને કશું જણાવતો નથી.

પણ હવે આ કરતાં વધારે મોટા પાયા ઉપર વધારે મોટો બળવો મીડયા તરફ રચાયો હતો, માટે પાદશાહનું સઘળું લક્ષ તે તરફ રોકાયલું હોવું જોઇયે, અને તેથીજ કદાચ તેણે સુસ્યાનાનાં બેવફા લોકોને વગર સજા ખમવે તુર્તવેળા છટકી જવા દીધાં હશે. મીડયા ખાતેનો બળવો એકલો ન હતો. ત્યાંના બળવાખોરોએ આસપાસના બીજા બે પ્રાંતોની મદદ લીધી હતી, અને પાછળથી વળી બીજા બે પ્રાંતો તે એકસંપમાં શામેલ થયા હતા. એ રીતે મીડયા ખાતેના આ બળવામાં તેની જોડે પ્રથમ આર્મીન્યા અને એસીયા, અને ત્યાર બાદ હીર્કેન્યા અને પાર્થ્યાના પ્રાંતો શામેલ હતા. એ પાંચે પ્રાંતોની ફોજો જોકે ભેગી થયલી ન હતી, તોપણ તેઓએ એકજ વખ્તે કામ કરવાની કપટ રચના આગમજથી કરી રાખેલી હતી. પ્રથમ મીડયા ખાતે **ફ્રેઑર્તીસ** (ફ્રવર્તીશ) નામે એક ધણીએ **જાથ્રીતીસ** (ક્ષથ્રીત) નું નામ ધારણ કરીને બળવો ઉઠાવ્યો અને એવું જાહેર કીધું કે તે મીડયાના છેલા પાદશાહ **એસ્તાયજીસ**ના બાપ **કયેક્સરીસ** (ઉવક્ષતર) નાં ખાનદાનનો નબીરો છે. આ ઉપરથી મીડયા ખાતેની પાદશાહની ફોજ ફરી બેઠી, **દારાયસ**ની સત્તાનો તેણે અનાદર કર્યો, તે બળવાખોરને મળી ગઇ, અને તે ઠગારો રાજા થઇ બેઠો. આ વખ્તે પાદશાહે પોતાની સાથનાં ઇરાની અને મીડ લશ્કરોમાંની એક ફોજ આ બંદખોરો સામે **હાઈદાર્નીસ** (વીદર્ન)[1] નામે એક ઇરાની સરદારના હાથ હેઠળ લડવા મોકળી, અને તેણે પોતાની વફાદાર ફોજને હુકમ આપ્યો કે "જાઓ અને પેલું મીડયન રાજ્ય, જે મારી સત્તા કબુલ રાખતું નથી તેને, સજા કરો." **હાઈદાર્નીસ**ની ફોજે કુચ કરતી મરૂસ અથવા મર્વ નામનાં મીડયાનાં ગામમાં જઇ પુગીને ત્યાં બળવાખોરો સાથ એક લડાઇ કીધી, જે વેળા તેમનો સરદાર પોતે ઇરાની સપેહસાલારની સામે થાઇ શકયો નહી, અને **વીદર્ન**ની ફોજે અનામક મહીનાને ૬ ઠે (?) રોજે દુશ્મનો ઉપર એક જબરી ફતેહ મેળવી તેમનો ભારી પરાજય કર્યો. હવે **દારાયસ** પોતે મીડયા ખાતે જનાર હતો, માટે ઉપલી ફતેહ પછી તેની ફોજ કપદ નામે એક ગામમાં પાદશાહની વાટ જોતી ઉભી.

મીડીયા ખાતે આ મુજબનો બનાવ બનતો હતો તે વેળા આર્મીન્યા ખાતે એક બળવો જાગ્યો હતો. ત્યાં પાદશાહે **દાદાર્સીસ** (દાદર્શીશ) નામે એક સરદારને એક ફોજ આપીને મોકળ્યો, જેની સામે જોજા નામે એક અર્માની ગામમાં બળવાખોર ફોજને લડાઇ થઇ, જેમાં અલબત પાદશાહની જીત થઇ, અને તેના દુશ્મનો ઉધા પડયા. આ બનાવ થુરવાહર મહીનાને ૮ મે રોજે બન્યો. પણ આતો માત્ર પહેલી લડાઇ હતી. બળવાખોરો હજુ પુરેપુરા શીકસ્ત પામ્યા ન હતા. તેઓએ **દાદ-**

૧ સાત શરીકોમાંનો આ એક હોવો જોઇયે.

**શીશની** ફોજ જોડે તીગ્ર નામે એક અર્માની કીલ્લા આગળ બીજી લડાઈ કીધી. એ બનાવ ઉપલાજ મહીનાને ૧૮ મે રોજે, યાને પહેલી લડાઈ પછી દશમે દીવસે બન્યો, અને તેમાં બલવાઓર અર્માનીઓની હાર થઈ. પણ હજુ એ હાર પુરેપુરી થયલી ન હતી. એક ત્રીજી મર્તબે ફેસાદઓરાઓએ જંગમાં ઉતરવાની હીમત કીધી. આ ત્રીજી લડાઈ ઉહ્યામ નામના કીલ્લા આગળ થાઇગિરચઇશ મહીનાને ૯ મે રોજે થઈ, જેમાં શત્રુઓનો પુરેપુરો પરાજય થયો.

આ સઘળી ફતેહો પછી **દાદર્શીશ** પાદશાહને મીડયા ખાતે આવી પુગવાની વાટ જોતો ઉભો. મીડયા ખાતે **હાઈદાર્નીસ** પણ **દારાયસની** એ મુજબ વાટ જોતો હતો, માટે એવું જણાયછે કે હજુ સુધી પાદશાહ મીડયા ખાતે જઈ પુગ્યો ન હતો. તેના સપેહસાલારો મીડયા અને આર્મીન્યામાં ઉપલી ફતેહો કરતા હતા ત્યારે તે પોતે બેબીલન ખાતે હતો, અને તેની મીડયા જઈ પુગવાની ઢીલ ઉપરથી જણાયછે કે તેની રોકાંણ ભારી હતી. મીડયા અને આર્મીન્યા ખાતે જુદી જુદી ફોજો મોકળાવ્યા પછી પાદશાહે હવે એક ફોજ એસીર્યા[1] ખાતે **વૉમીસીસ** (વુમીસ) નામે સરદારના હાથ હેઠળ મોકળાવી, જ્યાંનાં લોકે પણ બલવો ઉઠાવેલો હતો. **વુમીસની** ફોજને દુશ્મનો સાથ અચીદસ અથવા અચીતુ નામે જગા આગળ લડાઈ થઈ, જેમાં અનામક મહીનાને ૧૫ મે રોજે બલવાઓરોનો પરાજય થયો. તોપણ તેઓ આર્મીન્યાના ઓત્યાર નામે ગામ આગળ પાછા ભેગા થયા, અને થુર્વાહર માહનાં પર્વને દહાડેજ થયલી લડાઈમાં દુશ્મનો શીકસ્ત પામ્યા.[2] પોતાના આ સરદારને પણ **દારાયસે** ફરમાવ્યા મુજબ તે આર્મીન્યા ખાતે થોભ્યો, કેમકે પાદશાહ હજુ મીડયા ખાતે આવી પુગ્યો ન હતો.

આ સઘળો વખત **દારાયસ** હજુ બેબીલન ખાતેજ હતો. એ ઉપરથી જણાયછે કે સુસ્યાના ખાતે પહેલો બલવો ઉઠયો તેજ વેળા બેબીલન ખાતે પણ ભારી ઉથલપાથલ થઈ હતી, માટે પાદશાહ ત્યાં જઇને બલવાઓરોને શીકસ્ત આપી, પોતાની સત્તા પાછી કાયમ કરીને ત્યાંથી પાછો ફરે તેટલા વખતમાં ઉપલા સઘળા બલવા થયા હતા. પણ હવે તેના જુદા જુદા સરદારોએ મીડયા, આર્મીન્યા અને એસીર્યા ખાતે મોટી ફતેહો મેળવ્યા પછી પાદશાહ બેબીલન ખાતેથી પોતાનું કામ સમાપ્ત કરીને પાછો ફર્યો અને મીડયા ખાતે આવ્યો. ત્યાંનો બલવો જોકે ઇરાની સરદાર **હાઈદાર્નીસે** લગભગ બેસાડી દીધો હતો તોપણ તેની આગ હજુ જેવી જોઇયે તેવી નરમ પડી ન હતી, અને બલવાઓર **ફ્રેઑર્તીસ** હજુ પકડાયો ન હતો. પાદશાહને

૧ તખ્તીમાં એસીર્યાને બદલે ફરીથી આર્મીન્યાનુંજ નામ આપેલું છે, જે દેખઇતી ભુલ જણાય છે. તેને તુર્તજ સુધારવાની તક લીધેલી જણાય છે, કેમકે આગળ ચાલતાં પાદશાહ લડાઇ થવાની જગાને એસીર્યામાં મેલે છે.

૨ તખ્તીમાં નથી પણ તેના બેબીલોન્યન ભાષાવાળા તરજુમામાં લખ્યું છે કે વૉમીસીસે પહેલી લડાઇમાં દુશ્મનોના ૨૦૨૪ માણસોને અને બીજી લડાઇમાં ૨૦૪૫ માણસોને કાપી નાંખ્યાં હતાં. છેલી લડાઇમાં તેણે ૧૫૫૯ શત્રુઓને કેદ પકડયા હતા.— રૉલી૦ કૃત હીરૉ૦, દફ૦ ૨, સફે ૪૪૭—૪૮, નોટ ૬ તથા ૭.

પોતાનાં લશ્કર સાથ ધસી આવતો જોઇને **ફ્રવર્તીશ** તેની સામો ગયો. અદુકનીશ મહીનાને ૨૬ મે રોજે બંને ફોજો વચે કુદ્રુસ ખાતે એક જબરદસ્ત લડાઈ ચાલી, જેમાં બલવાઓરોની હાર થઈ, અને **ફ્રઓર્તીસ** પોતાનાં થોડાંક માણસો સાથે રગીસ (રએ) નામના મીડયાના એક જીલ્લા તરફ નાસી ગયો. **દારાયસે** તેની પુઠે પોતે જવાને બદલે હવે માત્ર એક નાની ફોજ મોકળવાનુંજ દરૂસ્ત જોયું, અને તે ફોજે આ નહાસતા બલવાઓરને પકડી આણ્યો. પાદશાહે તેની કર્ણી મુજબ તેને સખ્ત સજા કરતાં બીજા સર્કશ બલવાઓરોમાં ત્રાસ બેસાડવાની મતલબથી પ્રથમ **ફ્રવર્તીશનું** નાક, કાન અને જીભ (?) કાપી નખાવ્યાં, અને પછી પોતાનાં મકાનના દરવાજા આગળ તેને બેડી પોહઇને કેદ રાખ્યો, એવી મતલબથી કે મીડયાના આખા પ્રાંતના લોકો આ સર્કશી કરનાર અને ફેરાવન મગજના ધણીને જુએ અને પોતે તેવું નહી કરવાની શીખામણ લે. આમ કેટલાક દીવસો સુધી કર્યા પછી પાદશાહે તેને હમદાન (હગમતાન) ખાતે મારી નખાવ્યો તથા ત્યાંજ તેના કેદ પકડાયલા મદદગારોને કતલ કરાવ્યા.

પણ આ મીડયન બલવાઓર સાથની ઉપલી લડાઇઓ વેળા બીજા બે પ્રાંતોએ પણ તેનોજ પક્ષ પકડીને પાદશાહ સામે બંદ મચાવવામાં મદદ આપી હતી. એ પ્રાંતો પાર્થ્યા અને હીર્કેન્યાના હતા, જેમની ફીતુરી ફોજ સામે લડવા માટે **દારાયસે** પોતાના બાપ **હીસ્તાસ્પીસને** એક લશ્કર આપી મોકલ્યો. તેને દુશ્મનોની ફોજ **સાથ** તેમના મુલકમાં નહી પણ મીડયાનાંજ હીસ્પઓસ્તીસ (વીસ્પઉજતીશ) નામનાં ગામ આગળ લડાઈ થઈ, જે ઉપરથી જણાય છે કે આ ફીતુરી પ્રાંતોએ મીડયાના બલવાઓરને મદદ આપવા માટે આ ફોજ મોકળાવી હશે. **વીસ્તાસ્પે** વીયખ્ન મહીનાને ૨૨ મે રોજે દુશ્મનો જોડ લડાઈ કરીને "હોરમજદની મેહરબાનીથી" તેમને તદન હરાવ્યા.[1] પણ આટલી ફતેહથીજ **હીસ્તાસ્પીસ** બલવો દાબી શકયો નહી. **દારાયસ** આ વેળા રએ શેહર ખાતે હતો, જ્યાંથી તેણે એક કુમકનુ લશ્કર પોતાના પીતાની મદદે મોકળાવ્યું, જે લઇને તે બુઢો સરદાર પતીગ્રબાન (પતીગ્રબના) નામનાં એક પાર્થ્યન શેહર તરફ ચાલ્યો, જ્યાં બલવાઓરોની મોટી ફોજ જમા થઈ હતી. બચીત **હીસ્તાસ્પીસે** જે ફોજને પહેલી લડાઇમાં હરાવી તે તો માત્ર **ફ્રઓર્તીસની** મદદે જનારી હતી, પણ બલવાઓરોનું મોટું લશકર તો તેમના મુલકમાંજ જમા થઈ રહેલું હતું. તે મોટાં લશ્કર સામે **વીસ્તાસ્પ** ઇરાની ફોજની નવી મદદ લઇને દોડયો, અને ગર્મપદ મહીનાને ૧ લે રોજે તેઓ જોડ લડાઈ કરીને તેમને ભારી શીકસ્ત આપી. આ પછી પાર્થ્યા પાદશાહને તાબે થયું.[2]

- આ સઘળા બલવાઓ ઉઠવા અને બેસી જવા છતાં હજુ પાદશાહને યા તેની ફોજોને શાંતી મળી નહી. સગર્ત્યાના **સીત્રન્તખ્મીસ** (ચીત્રતખ્મ) નામના એક

---

૧ આ હેવાલ બીહીસ્તુન ખાતેના દારાયસના લેખની બીજી હારમાં સમાવેલો છે.

૨ આ લડાઇમાં પાર્થ્યનોનાં ૬૫૬૦ માણસો માર્યા ગયાં તથા ૪૧૮૨ કેદ પકડાયાં હતાં, એમ બેબીલોન્યન તરજુમામાં છે.—રૌલી૦ કૃત હીરૉ૦, દફ૦ ૨, સફે ૫૦૦, નોટ ૧૦.

રહેવાસીએ પાદશાહની સત્તા સામે ફીતુર ઉઠાવીને એવું જાહેર કીધું કે "હું **કયેક-સરીસનાં** તોખમથી ઉતરેલો છું, અને સગર્શ્યાનો રાજા છું." આ વીશેની ખબર મળતાંજ **દારાયસે** એક મીડ સરદાર **તખ્માસ્પતીસની** સરદારી હેઠળ એક ફોજ આ બલવાખોરને સજા કરવા માટે મોકળાવી, જેણે **ચીત્રતખ્મને** એક લડાઈમાં કેદ પકડયો, અને તેની ફોજને હરાવીને તેને બંધવાની હાલતમાં પાદશાહ આગળ ઉભો કીધો. **દારાયસે** એક દાખલો બેસાડવા માટે તેના નાક કાન કાપીને પેલા મીડયન બલવાખોર **ફ્રેઑર્તીસનીજ** પેઠે તેનેબી બેડી ઠોકી પોતાના દરવાજા આગળ સર્વેને જોવા અને ફીતકાર નાખવા માટે ઉભો કીધો, અને પછી અર્બેલા ખાતે તેને કતલ કીધો.[૧]

એવોજ એક બલવો માર્જ્યાના ખાતે પણ ઉઠયો હતો. ત્યાંનો એક રહેવાસી, જેનું નામ **ફ્રેઑર્તીસ** હતું, તેને બલવાખોરોએ પોતાનો રાજા ઠોકી બેસાડીને એ રીતે **દારાયસથી** સ્વતંત્ર થવા માંગ્યું. આ ઉપરથી પાદશાહે બેકત્રયા ખાતેના ઈરાની હાકમ **દાદર્શીશને** એક ફોજ આપીને તેઓ સામે લડવા મોકલ્યો, જેણે અત્રીયદીય મહીનાને ૨૩ મે રોજે બલવાખોરો જોડે એક લડાઇ કરીને તેમને મોટી શીકસ્ત આપી, જે પછી તે પ્રાંત **દારાયસને** પાછો તાબે થયો.[૨]

આ સઘળા બલવાઓ જ્યારે ખુદ પર્સીસની બહારના **કાઈરસે** જીતેલા બીજા પ્રાંતો ખાતે થયા હતા, ત્યારે હવે એ મહાત્મા પાદશાહનાં પોતાનાંજ વતનના લોકો-એબી બલવો ઉઠાવીને હખામની વંશના પોતાના હકદાર પાદશાહો તરફ બેવફાઈ બતાવવાની કાળી ટીલી લીધી. એ પ્રાંતના યુતીયા નામે જીલ્લાના તર્બા (તાર્વા) નામે શેહરમાં રહેનાર **વૈસદાતીસ** (વહ્યજ્દાત) નામે ધણીએ પાદશાહના અમલ સામે બીજી મર્તબે બલવો ઉઠાવ્યો અને એવું જાહેર કર્યું કે "મહાત્મા **કાઈરસનો** બેટો **બર્દીસ** (બર્દિય) હું છું." આ વખ્તે પાદશાહને પર્સીસથી ઘણો દુર જોઇને ત્યાંનાં લોકે બલવો ઉઠાવ્યો અને ઉપલા ઠગારાનો પક્ષ પકડીને તેને પોતાનો રાજા ઠરાવ્યો. **દારાયસને** અલબત્તે પોતાનાજ વતનીઓના આ બીજીવારના બલવાથી બહુ દુખ લાગ્યું હશે. તેણે પોતાના તાબા હેઠળનું ઇરાની અને મીડયન લશ્કર **આર્તાબાર્દીસ** (અર્તવર્દીય) નામે ઈરાનીને આપીને પોતાનાજ વતનીઓને સજા કરવા માટે મોકલ્યું. આ સરદાર જોડે બલવાખોર **વૈસદાતીસને** રચા (રખા) નામે એક શેહર આગળ લડાઈ થઈ, અને થુરવાહર મહીનાને ૧૨ મે રોજે તેણે તેઓ ઉપર એવી જબરી શીકસ્ત મેળવી કે જેથી બલવાખોરને નાસીને પીસ્યાઆદા (પીશીયાઉવાદ) ખાતે ભરાઈ બેસવાની ફરજ પડી. પણ પછી બીજી મદદ મળવાથી તે આ કીલ્લામાંથી બહાર આવ્યો, અને પર્ગા (પર્ગ) નામે એક પર્વત આગળ તેની જોડે ઈરાની સરદારને એક બીજી

---

૧ સગર્શ્યાના આ બલવાની હકીકત બીહીસ્તુનના લેખની બીજી હારમાંજ આવેલી છે.

૨ માર્જ્યાના ખાતેની આ લડાઇમાં બલવાખોરોનાં ૪૨૦૩ માણસો કતલ થયાં તથા ૬૫૬૨ કેદ પકડાયાં હતાં, એમ બેબીલોનયન તરજુમામાં જણાવ્યું છે.—રૌલી૦ કૃત હીરૉ૦, દફ્૦ ૨, સફે ૫૦૦, નોટ ૧૧.

લડાઈ ગર્મપદ માસને ૬ ઠે રોજે થઈ, જેમાં બલવાખોરની ફોજનો સંહાર થયો અને તે પોતે કેદ પકડાયો. પાદશાહે પાછળથી તેને તથા તેના કેદ પકડાયલા સોહબતીઓને ઈરાનનાં ચોદેદીયા (ઉવાદૈદય) નામે શેહર ખાતે કતલ કીધા.

પણ આ **વૈસદાતીસ**, જે **કુરૂશ**ના બેટાનું નામ ધારણ કરી નીકળ્યો હતો, તેણે **દારાયસ**ની સત્તા સામે બલવો કર્યા ઉપરાંત વળી આરાકોશ્યા (હરાઉવત) ખાતેના ઈરાની છત્રપતી **વીબાનસ** (વીવાન) સામે એક ફોજ એવી મતલબથી મોકળાવી હતી કે **વીવાન**ને મારીને તેના પ્રાંતને લુટી લે. આ બલવાખોર ફોજ જ્યારે ચહડી આવી ત્યારે **વીવાન** પોતાનું લશ્કર લઈને કેપીસકેનીસ (કાપીશકાનીશ) નામે જગા આગળ તેની સામો થયો અને અનામક માસને ૧૩ મે રોજે લડાઈ કરીને ચહડી આવનારી ફોજને મારી કહાડી. બીજી મર્તબે આ બલવાખોર ફોજે પાછો **વીવાન** ઉપર ધસારો કર્યો. આ હાકમ પોતાનો બચાવ કરવાને તૈયાર હતો માટે વીયખ્ન માસને ૭ મે રોજે બને ફોજો વચ્ચે બીજી મર્તબે એક લડાઈ ગદીશ્યા (ગદુતવ) નામે જીલ્લા ખાતે થઈ, જેમાં **દારાયસ**નાં લશ્કરે દુશ્મનોને તદન હરાવ્યા, અને તેથી બલવાખોર સરદારને નહાસવું પડયું. તેણે આરાકોશ્યાના અર્શદા (અર્શાદ) નામે કીલ્લામાં આશ્રો લીધો, પણ **વીવાન** તેની પુઠે દોડયો અને તેને કેદ પકડીને તેના મદદગારોને કાપી નાખ્યા.

પર્સીસના પ્રાંતને બલવાખોરોની સંકૃમાં શામેલ થયલો જોઈને હવે બેબીલોન્યાને એકવાર ફરીને બલવો કરવાનું સુઝ પડયું. આ વખ્તે પાદશાહ "ઈરાન અને મીડયા ખાતે હતો."[૧] અરેકસ (અરખ) નામે આર્મીન્યને આ બલવો ઉઠાવ્યો, અને તેની આગ બેબીલોન્યાના દોબાના (દુબાંન) નામે જીલ્લા ખાતેથી સળગી. તેણે એવું જાહેર કર્યુ કે "**નેબોનાદયસ**નો બેટો **નેબોચેદ્રોસર** હું છું." આખા પ્રાંતે આ દાવો ઉઠાવી લીધો અને બલવાખોરનો કાબુ મજબુત થવાથી તે બેબીલનનો રાજા થઈ બેઠો. **દારાયસે** આ વખ્તે પોતે બેબીલન ખાતે નહી જતાં **ઈન્તાફ્રર્નીસ** નામે એક માડ સરદારને એક લશ્કર આપીને બલવાખોરો સામે મોકલ્યો, જેણે બેબીલન હાથ કીધું, બલવાખોરોનો પરાજય કર્યો, અને તેમના સરદારને કતલ કીધો.

આ રીતે **દારયવુશ**ના અમલનાં પહેલાં વરસોમાં ઠેકાણે ઠેકાણે ઉઠેલા બલવાઓનું વર્ણન, જે આપણને **હીરૉડોટસ** અથવા બીજા કોઈબી અસલી લખનારાઓનાં દફતરમાંથી નથી મળતું તે **દારાયસ**ની તખ્તીઓમાંથી મળેછે. તે પાદશાહ પોતાનો આ યાદગાર લેખ સમાપ્ત કરતી વખ્તે એમ જણાવેછે કે તે નામદાર બલવાખોરો સામે ૧૯ લડાઈઓ લડયો હતો, જેમાંની દરેકમાં ફતેહ મેળવ્યા પછી ૯ રાજા થઈ બેઠેલા ધણીઓને કેદ પકડ્યા હતા. તેઓનાં નામો આ મુજબ ગણાવ્યાં છે:—**ગોમાતીસ** મગુસ, સુસ્યાનાવાળો **અત્રીનીસ**, બેબીલનવાળો **નીદીન્તાબીલસ**, સુસ્યાનાવાળો ઈરાની **માર્તીસ**, મીડયન **ફ્રૉર્તીસ**, સગર્ત્યાવાળો **સીત્રન્તખમીસ**, માર્ગ્યાનાવાળો **ફ્રાદાતીસ**, પર્સીસ વાળો ઈરાની **વૈસદાતીસ**, અને બેબીલનવાળો આર્મીન્યન **એરેકસ**. આ ૯ બલ-

---

૧ આમ તખ્તીમાં લખ્યું છે.

વાઓરો સાથ ઉપર જણાવેલા પ્રાંતો ખાતે **દારાયસ**ને પોતાને તથા તેના સરદારોને ૧૯ લડાઇઓ લડવી પડી હતી.

એ ઉપરાંત પછવાડેથી **દારાયસ**ને સુસ્યાના ખાતે ત્રીજી મર્તબે ઉઠેલો એક બલવો નરમ પાડવા માટે લશ્કર મોકળવાની ફરજ પડેલી જણાય છે; તેમજ વળી સકયાના મુલકમાં પોતે જાતે જઇને બલવાખોરોને નરમ પાડયા હતા, એવું બીહીસ્તુન ખાતેના તેના ઉપલા મોટા લેખ ઉપરથીજ માલુમ પડેછે. **ત્યાં સકુક** નામે એક ધણી બલવો ઉઠાવીને પોતે રાજા થઈ બેઠો હતો, જેને પાદશાહે લડાઈમાં હરાવી કેદ પકડયો હતો. સુસ્યાના ખાતેના ત્રીજા બલવાખોર સરદારનું નામ લેખમાં છેકાઈ ગયુંછે, પણ '—ઇમીમ' એટલો અધુરો શબ્દ મળેછે. તેની સામે પાદશાહે પોતાના હમશરીક **ગોબ્રાયસ**ને એક ફોજ આપીને મોકળ્યો, જેણે તેને એક લડાઇમાં જબરી શીકસ્ત આપીને કેદ પકડયો અને તેનાં ઘણાં માણસોને કાપી નાંખ્યાં. પાદશાહે આ બલવા-ખોરને પાછળથી મારી નખાવ્યો હતો.[૧]

આ સઘળા બનાવો પછી **દારયવુશ**નાં રાજ્યમાં સમાધાનીનાં કંઇકે ચીન્હો દીસવા લાગ્યાં. એક નવા પાદશાહના અમલની શરૂઆતમાં આટલા બધા બલવા થયલા કદાચજ આપણા વાંચવામાં આવેછે. અને એ સઘળા બનાવોની હકીકત અગર-જો બીહીસ્તુનની તખ્તીઓમાં નોંધેલી નહી હોત તો તે વીશે આપણ આજ સુધી કેવળ અજ્ઞાન રહેત; કેમકે **હીરૉડોટસ**ની તવારીખમાં એ વીશે એક હરફ પણ આપણા વાંચવામાં આવતો નથી. કર્નલ સર **હેનરી રૉલીન્સને દારાયસ**ની ઉપલી તખ્તીનું ઉકળાણ કરેલું છે તેને આધારે આપણે ઉપર મુજબની ટુક વીગત આ સઘળા બલ-વાઓના સંબંધમાં ટપકાવી છે, જે ગમે એટલી લુખી હોવા છતાં એ પાદશાહની તવા-રીખમાં એક અગત્યની ખુટ પુરી પાડેછે.

જ્યારે આ સઘળા બલવાઓ ઉઠાવનારા પ્રાંતોને **દારાયસ** સજા કરી પરવાર્યો ત્યારે હવે તેવા બલવામાં આડકતરી મદદ આપનારા સરદારો અથવા પ્રાંતોને સજા કર-વાની તેણે જરૂર જોઈ. એઓમાંનો એક સાર્દીસનો ઇરાની હાકમ **ઑરૉઈતીસ** અથવા **ઑરોન્તીસ** નામનો હતો. તે પાદશાહ **કાઈરસ**ના વખ્તથી ત્યાંનો સુબો હતો, અને તે એટલો બધો છગી ગયો હતો કે ઇરાનના પાદશાહની પણ તે થોડીજ દરકાર રાખતો હતો. લીડયાની હાકમી પોતાના હાથમાં રાખવા સાથે તેણે આસપાસના બીજા ઇરાની હાકમો તેમજ ઇરાનના મીત્રો ઉપર જાસ્તી ચલાવી હતી. સેમૉસનો યુનાની હાકમ **પોલીક્રેટીસ** પાદશાહ **કમ્બાઈસીસ**નો મીત્ર થતો હતો, જેણે મીસર ઉપરની ચહડાઈ વખ્તે ઇરાની ફોજને કેટલીક પ્રકારની મદદ કીધી હતી. પણ એ હાકમને આ ઇરાની **ઑરોન્તીસે** દગાથી મારી નાંખ્યો, તેમજ ડેસ્કાલ્યમના ઇરાની હાકમ **મીત્રોબાતીસ** (મેહરબાદ) તેમજ તેના બેટાનાં તેણે ખુનો કર્યાં. વળી ઇરાન ખાતેની ધર્મે અને રાજ્ય સંબંધી છેલ્લી ઉથળપાથળ વખ્તે **ઑરૉઈતીસે** પાદશાહ **દારાયસ**ને કશી લશ્કરી મદદ આપી નહી, એટલુંજ નહી પણ તેણે મોકળાવેલા એક પેગામીને

---

૧ આ સઘળો હેવાલ બીહીસ્તુન ખાતેની તખ્તીઓની પાંચમી હારમાં સમાવેલોછે.

પાછો ફરતી વખ્તે મારી નખાવ્યો, અને એ રીતે પાદશાહનું અપમાન કર્યું. તેની આવી આવી તકસીરોને લીધે **દારયવુશે** પ્રથમ **બગયસ** નામે એક ઇરાની સરદારને કેટલીક સત્તા આપીને સાર્દીસ ખાતે મોકલ્યો, જેને ત્યાંના ઇરાની અમલદારો પાદશાહનાં ફરમાનને માન આપે એવા જણાયાથી તેણે તેઓની મારફતેજ **ઑરૉન્તીસ**ને કતલ કરાવ્યો.

પાદશાહ તરફથી એવીજ સજા પામનારો બીજો ઇરાની તે મીસરનો હાકમ **આર્યાન્દીસ** હતો. તેની ઉપલા ધણીની પેઠે મગજમાં રાજા થઈ નીકળવાનો પવન રાખતો જણાતો હતો. પાદશાહે ચોખ્ખાં સોનાના સીક્કા ચાલુ કર્યા છે એવી ખબર મળતાંજ તેણે મીસર ખાતે પોતાનાં નામ સાથના રૂપાંના સીક્કાઓ બનાવી ચલાવવા માંડયા. આ કામ પાદશાહની બરાબરી કરવા જેવું હતું, અને વળી તે કશી પણ પરવાનગી વીનાનું કામ હતું, માટે એ કામને પાદશાહ સામે બલવો ઉઠાવવાનું અને તેનાથી સ્વતંત્ર થવાનું ગણીને **દારાયસે** તેને કતલ કરાવ્યો.

આ સઘળા બનાવો ઇ૦ સ૦ પુ૦ ૫૨૧—જે વરસની શરૂઆતમાં **દારાયસ** તખ્તે બેઠો તે—ના પહેલા દીવસથી તે ઇ૦ સ૦ પુ૦ ૫૧૬ સુધીમાં બન્યા હતા, એવું જણાય છે; કેમકે બીહીસ્તુન પર્વત ઉપરની તખ્તીઓ બનવાની તારીખ ૫૧૬—૧૫ ઉપર મેળવામાં આવીછે, અને તેમાં જે વર્ણન કરેલું છે તે તેની આગમજ બનેલા બનાવોનું હોવાથી તે બનાવોની મુદત શરૂઆતનાં પાંચ કે છ વરસોની ગણાય છે. એ બનાવો પછી ઇરાનમાં પુરતી સુલેહ અને સમાધાની ચાલી, અને તે દરમયાનમાં પાદશાહે રાજ્ય સુધારાના મુખ્ય અને મહાભારત ઇલાજો લઇને ઇરાની શેહનશાહતની સંગીન પાયા ઉપર સ્થાપના કીધી. આપણ આ રાજ્ય સુધારાની હકીકતોને એક જુદાંજ પ્રકરણને માટે હેલાયદી રાખીશું. આ રાજ્ય સુધારાઓની મુદત ઇ૦ સ૦ પુ૦ ૫૧૫ થી ૫૦૭ સુધીની ગણી શકાયછે, કેમકે આ છેલાં વરસ પછી પાદશાહ નવી લડાઇઓમાં રોકાયલો જણાયછે.

# બાબ ૧૩.

# દારાયસ હીસ્તાસ્પીસ (દારયવુશ).

(ઇ૦ સ૦ પુ૦ ૫૨૧ થી ઇ૦ સ૦ પુ૦ ૪૮૫ સુધી.)

## ૨.

## ઊગમણ અને આથમણ તરફ ચહડાઈઓ.

(ઇ૦ સ૦ પુ૦ ૫૦૭ થી ઇ૦ સ૦ પુ૦ ૪૯૫ સુધી.)

૧. પાદશાહની નવી લડાઈઓ: પંજાબ ઉપર ચહડાઇ—તેની ફતેહ—સીંધુ નદીની ખીણવાળો મુલક; હીંદુસ્તાનની ફતેહની મુદત—ત્યાંની સોનુ ભેગું કરનારી કીડીઓ. યુનાન અને ઇટલી તરફ ઈરાની કાફલો—તેનાં શંકટો. બેબીલનનો બલવો—રહેવાસીઓનું ઘાતકીપણું—પાદશાહની મુશ્કેલી; જોપીરસનો દગો—તેની ફતેહ—બેબીલનનું તાબે થવું—શેહરને સજા—જોપીરસને ઈનામ.

૨. "દરીયાને પેલે પારના" સક લોકો—તેમની રીતભાત—તેમના ઉપર પાદશાહની ચહડાઈ—તેના સબબો. સ્કીથ્યાની સરહદ—તેની ઉત્તર તરફની પ્રજાઓ. પાદશાહની તૈયારી અને કુચ—બોટોનો પુલ—બૉસ્ફોરસ આગળ યાદગારીના લેખો—ડેન્યુબ ઉપર નવો પુલ—માર્ગમાં મળતી પ્રજાઓ—પુલનાં રક્ષણના ઈલાજો—સ્કીથ્યામાં ઈરાની ફોજનું દાખલ થવું—ત્યાંના રાજાનો ગભરાટ—મદદ માટે માંગણી—સાત રાજાઓની મસ્લત—ચાર રાજાઓએ મદદ આપવા ના પાડી—સ્કીથ્યન રાજાની તદબીર—દારાયસને હરાવવા માટેની ગોઠવણો—તેમાં સ્કીથ્યનોનું ફાવવું—તેમની નહાસભાગ અને પાદશાહે તેમની પુઠ પકડવી; નવા કીલ્લાઓ. સ્કીથ્યન રાજાની નહાસભાગ—મદદ નહી આપનારી પ્રજાઓ ઉપર વેર—તેમની ખરાબી. પાદશાહનો લડાઈ માટે પેગામ—રાજાનો ઉત્તર—ડેન્યુબ ઉપરનો પુલ ભાંજી નખાવવાનું તેનું કાવત્રું—રાજાની પાદશાહજોગી ભેટ—તેનો ભેદ—લડાઇ વીશે ઠગાબાજી—પાછા ફરવાની ફરજ—પાદશાહની વળતી કુચ; પુલ ભાંજી નાંખવા માટે સ્કીથ્યનોની ધમકી—મીલ્ટાયડીસની ઉસકેરણી—તેની નીષ્ફળતા—સ્કીથ્યાની ચહડાઇ વીશે વીચાર.

૩. શત્રુ પ્રજાઓને તાબે કરવાનું કામ—થ્રેસ અને મેસીડનની ફતેહ—ઇરાની એલચીઓને મેસીડનના રાજા તરફથી માન— શાહજાદા એલેકજાંડરનું તેઓ ઉપર ઘાતકીપણું—તેમનાં ખુન—નવા એલચીઓ—લાંચ અને ઢાંકપીછોડો. ઓતાનીસ—તેના બાપની કહાણી.

### ફસલ ૧. પંજાબ અને બેબીલનની ફતેહો.

ઇ૦ સ૦ પુ૦ ૫૦૭ થી પાદશાહ **દારાયસ**ની બહાદુરી ભરેલી લડાઇઓનો બીજો તબક્કો શરૂ થાયછે. તખ્ત લેવા પછીનાં છ વરસો મોટી શેહનશાહતમાં ઉઠેલા બલવાઓ બેસાડી દેવામાં તેણે ગુજાર્યાં હતાં; ત્યાર પછીનાં આઠથી નવ વરસો દેશમાં સમાધાની પાંથરી નાંખીને પોતાનું નામ એક સુલેહ ભરેલા શાહજાદા દાખલ અમર રાખવા જોગાં નામદારી ભરેલાં કામોમાં ગુજાર્યાં હતાં, જેમનું વર્ણન આપણુ હવે પછી વાંચીશું. એ સુખશાંતીની મુદત પછી **દારયવુશ**ની નવી લડાઇઓનો જમાનો શરૂ થાયછે. **કાઇરસ** (કુરૂશ) અને **કેમ્બાઇસીસે** (કમ્બુજીયે) વધારી દીધેલાં મોટાં રાજપાટને તેનીતે હાલતમાં રાખી મેલવામાં **દારાયસ**નો ધર્મ હતો નહી—બલકે તે જમાનો પોતેજ એવી સમજ ધરાવનારો હતો કે પાદશાહે પોતાની હકુમત વધાર્યા જવામાંજ તેમાં રાજ્યની સલામતી હતી. **દારાયસ** પોતે એમ સમજતો હતો અને તેની પ્રજાને પણ

એ વાતની ખબર હતી; કેમકે તે વેળા લડાઇને બદલે સુલેહને પસંદ કરનારા પાદશાહો-ના વખ્તમાંજ રાજ્યમાં વધારે બલવા ઉઠતા હતા, તથા તાબેના પ્રાંતો હકુમતના અંકુશ-માંથી ખસી જતા હતા.

એટલામાટે હવે પાદશાહ **દારાયસે** પોતાનાં રાજ્યને ઉગમણુ અને આથમણુ તરફ વધારવાનો મનસુબો કર્યો. તેણે ઉગમણે છેક હીંદુસ્તાન તરફ પંજાબ અને સીંધ સુધી પોતાનો અમલ વધારી દીધો અને આથમણે યુનાન તરફ તે જાતે ચહડાઈ લઈ ગયો. પંજાબની ફતેહ વીશે **હીરૉડોટસ** માત્ર એક લીટીમાંજ પટાવેછે; અને યુનાની ચહડાઇનાં કારણમાં પોતાના વતનીઓ અને તેમને લાગતા વળગતાઓને રાજી કરવા માટે એક જુદુંજ કારણ આપેછે. **કાઇરસ** પાદશાહ અફગાનીસ્તાન સુધીતો વધ્યો હતો, જ્યાં હજુ સુધી ઇરાનની હકુમત ચાલતી હતી, અને પાર્સી હાકમ અમલ ભોગવતો હતો. પણ અફગાન પર્વતોની પેલી બાજુએ જે રસાળ ભુમી સર્વે પરદેશીઓનું મનહરણ કરતી હતી, તે પંજાબી ભુમી તરફ પાદશાહ **દારાનું** ધ્યાન દોડયું. તે એક દોલતમંદ દેશ છે, ત્યાંના લોકો ચાલાક તેમજ લડાયક છે, અને તેઓ વળી પોતાનાજ નેયાગાનોનાં બાળકો છે; એવી એવી લલચાવનારી ખબરો સાંભળીને **દારાયસ** પંજાબ ઉપર ચહડાઈ લઈ ગયો. પ્રથમ તેણે સીંધુ નદીનો માર્ગ તપાસવા માટે કેટલાક ચુનંદા માણસોને રવાના કીધા, જેઓ-માંનો એક **સ્કાઇલેકસ** નામે એક યુનાની પણ હતો, જેણે પોતાની આ મુસાફરીનો હેવાલ લખેલો કહેવાય છે. તેઓ સઘળા કેસ્પારટીસ[૧] નામે શેહર ખાતેથી ઉપડયા અને ત્રીશ મહીનાઓ સુધી મુસાફરી કરીને પછી **દારાયસ** આગળ સઘળી હકીકત જાહેર કીધી.[૨] **રૉલીન્સન**[૩] મુજબ **દારાયસ**ના કાફલાએ અટકથી પોતાની સફર શરૂ કીધી હતી, અને તેમની તરફથી ખબર મળવા પછી તેણે પંજાબ ઉપર ચહડાઈ લઈ જઇને એ દેશ હાથ કર્યો હતો. આ ગ્રંથકારનાં મત મુજબ **દારયવુશે** પંજાબની જોડે સીંધુ નદીની સઘળી ખીણવાળો મુલક પણ હાથ કરવો જોઇયે, અને તેનાં કારણ-માં તે એવું સમજાવે છે કે અગરજો સીંધનો પ્રાંત ઇરાનીઓના હાથમાં નહી હોય તો **હીરૉડોટસ** કહેછે તેમ **દારાયસ** આ ફતેહ પછી "દરીયાનો ઉપયોગ" કરી શકે નહી, અને ઇરાન તથા હીંદુસ્તાન સાથ દરીયાને માર્ગે ઇરાની અખાતથી સીંધુ નદીનાં મુખ સુધી જાથુકનો વેપાર ચાલે નહી. એટલામાટે સીંધુ નદી પણ ઇરાનીઓના કબ્જામાં હોવી જોઇયે, અને તેમ થવાથી સીંધનો પ્રાંત પણ પંજાબ જોડે પાદશાહની હકુમત તળે આવવો જોઇયે.[૪]

---

૧ હીરીન આ શેહરને કાબુલ સાથ અને બીજાઓ કાશ્મીર સાથ સરખાવે છે, પણ રૉલીન્સન એ બંને અટકળોને ખરી માનતો નથી.

૨ હીરૉ॰, દપ્ત॰ ૪, પ્ર॰ ૪૪.

૩ પુરા॰ પાદ॰, દપ્ત॰ ૪, પ્ર॰ ૭, સફે ૪૩૪.

૪ તેજ, નોટ ૯. હીરૉડોટસે ઇતીહાસને બદલે કેટલીક કલ્પીત વાતોથી પોતાની તવારીખનો આ ભાગ ભર્યો છે. તેણે હીંદુ લોકોનું વર્ણન કરતાં તેમની તરેહવાર જાતોની ઓળખ આપીછે, અને તેમાંની એક જાતનાં લોકોને સોનું ભેગું કરી લાવનારા બતાવ્યા

હીંદુસ્તાનની ફતેહ **વીશેની** આ નોંધ બહુજ ટુંકી છે, પણ એથી વધારે **હીરોડોટસની** તવારીખ ઉપરથી કશું મળતું નથી. **દારાયસે** ફતેહ કરેલા તેમજ તેને તાબે થયલા પ્રાંતો અને મુલુકોની ત્રણ ટીપ ત્રણ જુદે જુદે ઠેકાણે તેણે આપીછે. એઓમાંની એક બીહીસ્તુન ખાતે, બીજી પર્સીપોલીસ ખાતે અને ત્રીજી નક્ષે રૂસ્તમ ખાતે છે. આમાંની પહેલી ટીપમાં હીંદુસ્તાનની ફતેહ વીશે કશું જણાવેલું નથી, પણ બીજી અને ત્રીજી ટીપોમાં હીંદુસ્તાન ગણાયલું છે. પહેલી ટીપ અધુરી છે તે ઉપરથી તેને **દારાયસના અમલના** પહેલા તબક્કામાં મુકવામાં આવેછે. બીજી ટીપમાં થોડોક વધારો થયલો છે, અને ત્રીજી ટીપ તદન સમ્પુર્ણ છે, એટલામાટે હીંદુસ્તાનની ફતેહ બીજા તબક્કામાં યાને યુનાન તથા સ્કીથ્યા તરફની પાદશાહની ફતેહોની આગમજ મુકવાનું દરૂસ્ત ધારવામાં **આવ્યુંછે.** આ ઉપરથી **રૉલીન્સન** પંજાબની ફતેહની મુદત ઇ૦ સ૦ પુ૦ ૫૧૫ થી ૫૦૯ સુધીનાં વરસોમાં મેલેછે.[૧]

માત્ર યુનાનનીજ નહી પણ હીંદુસ્તાન અને સ્કીથ્યાની ચહડાઇઓ અથવા ફતેહોનાં મુળ કારણ દાખલ **હીરૉડોટસ** આપણને એક વાર્તા કહેછે, અને પાદશાહ **દારાને** લડાઇનાં મેદાનમાં ઉતરવાની તેની રાણીએ સલાહ આપી હતી તે એક યુનાની ગુલામને માત્ર નવાજવાની મતલબથી હતું, એવું આપણને જણાવેછે. **ઓરોન્તીસ** અથવા **ઑરોઈતીસ** નામે લીડયાના ઇરાની હાકમની સર્કશીને માટે તેને થયલી સજાની હકીકત આપણ આગળ જોઈ ગયા છીયે. આ ધણીની સઘળી દોલત જપ્ત થવા પછી એક દીને પાદશાહ **દારાયસ** શેકારગાહમાં ઘોડા ઉપરથી કુદી પડતાં પગ ભાંજી બેઠો. તેનો પગ ઉતરી ગયો અને સાત દીવસ અને રાત સુધી તે મુદલ ઉંઘાયો નહી. તે વેળા મીસરના હકીમો વખણાતા હતા, અને તેવા કેટલાક ઇરાની દરબારમાં હતા તેઓ પણ પાદશાહને કશો આરામ કરી શકયા નહી. અંતે એક દરબારીથી **ડેમોસીડીસ** નામે એક યુનાની ગોલામની હુશ્યારીની ખબર સાંભળીને પાદશાહે તેને લીડયા ખાતેથી બોલાવી મંગાવ્યો, અને ખચીત તેને હાથે **દારાયસને** આરામ થયો. આ સેવા માટે પાદશાહે તેમજ તેની રાણીઓએ તેને બેશુમાર ખજાનો બક્ષ્યો, એમ **હીરૉડોટસ** પોતે કહેછે. પણ એ સઘળાં જર છતાં આ ગુલામને સ્વતંત્ર થઇને પોતાને વતન જઈ વસવાની ઇછા હતી, એટલામાટે એક વખતે રાણી **એતોસ્સાનું** એક દર્દ સાફ કરવાનાં ઇનામ દાખલ તેણે પોતાને વતન જવાની રજા મેળવી આપવાની માંગણી કીધી. રાણીને તેના ઉપર દયા આવી, અને એક દીને તેણીએ **દારાયસ** સાથ વાત કરતાં નવી લડાઇઓ માથે લેવાની સુચના કીધી તથા તે માટે યુનાનને લગતા ટાપુઓનો દાખલો આપીને તેમની કેટલીક તારીફ કીધી. પાદશાહે રાણીની

---

**છે. તે જણાવેછે કે તેના સાંભળ્યા મુજબ ત્યાં એક જાતની મોટી—કહેલાં કરતાં મોટી પણ કુત્રાં કરતાં સેહજ નાની—કીડીઓ વસેછે, જેઓ પોતાનો ખોરાક શોધવા જાય ત્યારેજ તેમનાં દર આગળથી સોનાની માટી ભેગી કરવામાં આવેછે અને પેલી કીડીઓને માણસોનો વાસ જણાતાંજ તેઓ ઝડપથી દોડતી આવેછે અને લડાઇ કરેછે!**

**૧ પુસ્ત૦ પાદ૦, દફ૦ ૪, સફે ૪૩૩, નોટ ૭.**

સલાહ પસંદ કીધી અને કહ્યું કે તે પોતેબી ઘણા દીવસો થયાં [illegible]જ વીચારમાં છે. આ રીતે યુનાની ફતેહની શરૂઆતને કારણ મળ્યું. પંદર પ્રખ્યાત ઇરાનીઓ જોડે **ડેમોસીડીસ**ને આપીને પાદશાહે તેમને યુનાન તરફ ત્યાંના મુલક અને રાહરસમ તથા લોકો વગરેની ખબર અંતર મેળવવા મોકલ્યા. પણ એમ કરતાં તેણે ફરમાવ્યું કે **ડેમોસીડીસ**ને સહી સલામત પાછો ઇરાન ખાતે લાવવો. આ યુનાની પોતે પાછો ફરવાની કબુલત આપીને પાદશાહની તથા રાણી **એતોસ્સા**ની રજા લઇને ઉપડી ગયો, પણ તે પાછો ઇરાન આવ્યો નહી. તેઓ સઘળા વેપારી થઇને યુનાન ગયા અને ત્યાં પોતે આણેલી જીનસો વેચીને પોતાને જોઇતી સઘળી ખબર અંતરો મેળવવા લાગ્યા. તેઓ છેક ઇટાલી દેશનાં ટેરન્ટમ શેહર સુધી ગયા, જ્યાંના રાજાએ **ડેમોસીડીસ**ની ખાનગી વાત સાંભળીને તેને છોડી મેલ્યો અને સઘળા ઇરાની વેપારીઓને કેદ પકડયા. પાછળથી તેઓ છુટા થઇ **ડેમોસીડીસ**ની પુંઠે તેને વતન ગયા, જ્યાં તેને પકડવા જતાં તેઓ માર ખાઇ પોતાનું સર્વસ્વ ખોહી બેઠા. તેઓએ યુનાનમાં સઘળે ફરીને જોઇતી ખબરો મેળવવાનું માંડી વાળ્યું અને પાછા ઇરાન તરફ કુચ કરી ગયા. પણ માર્ગમાં તેમનું વહાણ ભાગું અને તેઓને યાપીજયાના લોકે ગુલામ પકડયા. આ શંકટ-માંથી **ગીલસ** નામે એક ટેરન્ટાઇને તેમને છોડવ્યા, અને તે માટેનું સઘળું દામ પોતેજ આપ્યું. આમ કરવાની આ ધણીની એક મતલબ હતી તે એ કે એના બદલામાં **દારાયસ**ની મેહરબાનગી મેળવીને ટેરેન્ટમ શેહર, જે તેનાં પોતાનાં ખાનદાનનું હતું, તેનું રાજ્ય પાછું મેળવવું. તેને ત્યાંથી દેશનીકાળ કહાડેલો હતો. તેની માંગણી મુજબ **દારાયસે** એક ફોજ મોકળવા માંગી, પણ તેમ થવાથી પોતાનાં વતન ઉપર સખ્તી આવી પડશે એમ સમજીને **ગીલસે** અરજ કીધી કે પાદશાહે પોતાનો વગ લગાડીને ટેરન્ટમની પડોસના નાઇડસના રેહવાસીઓની મારફતે તેને પાછો તેને વતન મોકળવો. નાઇડસના રેહેવાસીઓને ટેરન્ટાઇનિ લોકો સાથ દોસ્તી હતી માટે વચે પડવાને તેઓ ખુશી થયા, પણ ટેરન્ટાઇનોએ **ગીલસ**ને પાછો લેવાની ના પાડી.

આ રીતે યુનાન અને ત્યાંથી છેક ઇટલી સુધી જે પહેલો ઇરાની કાફલો ગયો હતો તેનો ટુંક હેવાલ છે. એ પછી **દારાયસે** સેમૉસના ટાપુને ઘેરો નાંખ્યો અને ત્યાંનું રાજ્ય ત્યાંના હકદાર **પોલીક્રેટીસ**ના ભાઇ **સાઈલોસન**ને અપાવ્યું. એ કામ તેણે **ગઉમત** મગુસ સામે એકસંપ થનારા પોતાના હમશરીકોમાંના વડા **ઓતાનીસ** (હુતન) ને સોંપ્યું હતું. સેમૉસની ફતેહ પછી **હીરૉડોટસ** બેબીલનના બલવાની હકીકત જણાવેછે. પણ આગળનાં પ્રકરણમાં આપણ જોઇ ગયા છીયે કે બીહીસ્તુન ખાતેની તખ્તીઓ મુજબ **દારાયસ**ના વખ્તમાં બેબીલોન્યન લોકોએ બે મર્તબે બલવો ઉઠાવ્યો, અને પાદશાહે તેમને બંને વખ્તે તાબે કર્યા હતા. પહેલો બલવો પાદશાહના અમલનાં પહેલાંજ વરસમાં થયો હતો, જે વેળા તેને એટલોબધો અગત્યનો ગણવામાં આવ્યો કે બીજા બલવાખોર પ્રાંતો છોડીને પાદશાહને પોતાને ત્યાં જવાની ફરજ જણાઇ હતી. બીજા બલવા વખ્તે **દારાયસ** ત્યાં ગયો ન હતો. હવે આ બંનેમાંના કયા બલવા વીષે **હીરૉડોટસ** વર્ણન આપેછે તે ચોકસ જણાતું નથી. **રૉલીન્સન**નાં મત મુજબ

બાહીસ્તુનની તખ્તીઓમાંના એક પણ વર્ણન સાથ આ વર્ણન મળતું આવતું નથી.[૧] મળતાપણું માત્ર એકજ મુખ્ય બાબતનું છે અને તે એટલુંજ કે બીહીસ્તુનના લેખમાં છે તેમ **હીરૉડોટસ** પણ જણાવેછે કે આ બલવો બેસાડી દેવા માટે પાદશાહ પોતે ગયો હતો. એ ઉપરથી કદાચ એમ ધારવામાં આવે કે આ તવારીખનવેશ **દારયવુશ**નાં પહેલાં વરસમાં થયલા બલવા વીશેજ લખેછે. પણ **ટીસ્યસ**ના જણાવ્યા મુજબ બેબીલોન્યન લોકોનો **હીરૉડોટસે** જણાવેલો આ બલવો બીહીસ્તુનના લેખોવાળા બંને કરતાં તદન જુદોજ છે અને તે **દારાયસ**ના વખ્તમાં નહી પણ તેના બેટા **જર્કસીસ**ના વખ્તમાં થયો હતો, જે વેળા ત્યાં **જોપીરસ** નામે ઇરાની હાકમનો અમલ ચાલતો હતો, જેને બલવાખોરોએ કતલ કર્યા પછી તેના બેટા **મગબીજસે** તેઓ ઉપર વેર લેવાની તદબીર શોધી કહાડી હતી.

ગમે તેમ હોય, પણ **હીરૉડોટસ** જેમ જણાવી ગયોછે તેમ આ બલવાની જુદીજ નોધ આપણ હ્યાં લઇશું.[૨] તેના જણાવ્યા મુજબ **ઓતાનીસે** સેમૉસ તરફ પોતાનું લશ્કર લઈ જવા પછી બેબીલોન્યન લોકોએ બલવો કીધો હતો. એ માટે તેઓએ આગમજથી ગોઠવણો રાખી મુકી હતી. **ગઉમત** મગુસ જેટલો વખ્ત ઇરાનનાં તખ્ત ઉપર બેઠો, અને ત્યાર પછી ઇરાની ઉમરાઓએ જેટલી મુદત સુધી એકસંપ કરવા માંડયો, તે સઘળો વખ્ત બેબીલોન્યનોએ ગુપચુપ પોતાની તૈયારીઓ કરવા માંડી. **કમ્બાઈસીસ**ના વખ્તમાં માથું ઉચકવાની તેમની તાકત ન હતી, પણ હવે **દારાયસ**ના વખ્તમાં તેઓએ તેમ કરવાનું દરૂસ્ત ધાર્યું. તેઓએ પોતાનાં ઘરની એકેક સ્ત્રી સીવાય બાકીની સર્વેને એક જગા ઉપર ભેગી કરીને ગુંગળાવી મારી નાંખી, એવી મતલબથી કે શેહરને ઘેરો નાંખવામાં આવે તો તેમની ખોરાકી જરૂર કરતાં વીશેષ સ્ત્રીઓને લીધે જલદી ખુટી જાય નહી. બલવાની ખબર પાદશાહને પડતાંજ તે એક મોટી ફોજ લઇને ધસી ગયો અને શેહરને ઘેરો નાખ્યો. તેઓ એ માટે તૈયાર હતા, અને તેથી એક વરસ ને સાત મહીના સુધી તેઓએ પાદશાહને તાબે થવાને બદલે બુમ પડાવી. **દારાયસે** સઘળા ઇલાજો લીધા, નવી નવી યુકતીઓ શોધી કહાડી, **કાઈરસે** જે તદબીર લડાવીને એ શેહર લીધું હતું તે પણ કામે લગાડી જોઈ; પણ તે સઘળું છતાં શેહર તાબે થયું નહી. ઘેરો નાખવા પછી વીશમે મહીને **જોપીરસ** નામે એક ઇરાની ઉમરાને એક નવાઈ જેવી યુકતી સુઝ પડી. **દારાયસ**ના હમશરીક **બગબક્ષ**નો તે બેટો હતો. તેણે પોતાને હાથેજ પોતાનું નાક તથા કાન કાપ્યાં અને પોતાનાં શરીર ઉપર જેરબંદના ડામ પડાવીને તે પાદશાહ આગળ હાજર થયો. **દારાયસ** સમજ્યો કે તેના ઉપર કોઇએ જાસ્તી ચલાવી છે. પણ **જોપીરસે** પોતાનાં કામની સઘળી ખબર આપીને પાદશાહની ખાતરી કીધી કે તેનાં આ કામથીજ બેબીલોન્યનો ઇરાનને તાબે થશે. તેણે પાદશાહના ભારી ગુસ્સા છતાં પોતાની યુકતી જાહેર કીધી, જેથી અંતે **દારયવુશ**નું મન શાંત થયું. તે યુકતી એવી હતી કે **જોપીરસે** આ પરેસાન

---

૧ રૌલી૦ કૃત હીરૉ૦, દફ૦ ૩, સફે ૪૩૯, નોટ ૭.

૨ દફ૦ ૩, પ્રૂ૦ ૧૫૦ થી ૧૬૦.

હાલતમાં બેબીલોન્યન લોકોને મળી જવું અને તેમનો વીશ્વાસ મેળવીને પછી તેમની એક ફોજની સરદારી મેળવવી અને શેવટે પાદશાહે તેનાં ફરમાવ્યા મુજબ શેહરના ચોકસ ભાગો ખાતે ઇરાની લશ્કરને તૈયાર રાખવું. મુળ મતલબ એ કે બેબીલોન્યનોનો વીશ્વાસઘાત કરીને **જોપીરસે** એ શેહર ઇરાનીઓને શરણ કરવું. **હીરૉડોટસ** જણાવે છે કે **જોપીરસ**ની ઇછા મુજબજ સઘળું બન્યું. તેની માઠી હાલત ઉપર બેબીલોન્યનો દયા લાવ્યા, **દારાયસે** તેના ઉપર ગુજારેલી આફત માટે દુખી થયા, અને આવા બહાદુર અને સારાં ખાનદાનના નરને એક ફોજની સરદારી આપવાને કબુલ થયા. તેણે આ ફોજથી જબરો સીક્કો બજાવ્યો. આગમજથી કરેલી ગોઠવણ મુજબ પાદશાહે એક હજાર માણસની ફોજ શેહરના એક દરવાજા તરફ મોકળાવી, જે ઉપર તુટી પડીને **જોપીરસે** તેમાંના એકે એક જણને કાપી નાખ્યો. આથી બેબીલોન્યનો **જોપીરસ** ઉપર ખુશ ખુશ થઈ ગયા અને તેના ઉપર વધારે વીશ્વાસ મેલ્યો. તેણે પોતાની નવી ફોજવડે ઇરાનીઓની બે હજાર માણસની એક બીજી ફોજ આગમજની ગોઠવણ મુજબ કાપી નાંખી, અને એજ મુજબ ત્રીજી મર્તબે તેણે ચાર હજાર માણસોની ફોજનો નાશ કીધો. આ રીતે સાત હજાર માણસોની નાહક કતલ થવા દેવામાં **જોપીરસ**ના લાભ જોડે **દારાયસ**નો લાભ હતો, પણ તે વાત બેબીલોન્યનો સમજ્યા નહી. તેઓએ **જોપીરસ**ની છેલી ફતેહ પછી તેના ઉપર એટલોબધો વીશ્વાસ મુકયો કે તેઓએ તેને પોતાનાં લશ્કરનો સેનાધીપતી બનાવીને શેહરની ભાગળોની ચાવી તેના હાથમાં આપી.

**જોપીરસ**ને જે જોઇતું હતું તે હવેજ મળ્યું. સઘળું કામ તેની મરજી મુજબ બન્યું. તેની ગોઠવણ મુજબ **દારાયસે** ત્રણ મર્તબે પોતાનાં લશ્કરનાં નબળાં માણસો મોકળાવ્યા કીધાં, જે સઘળાંને ખોહોવાથી પાદશાહને ઘણું ખમવું પડે એવું ન હતું, તેમજ જેઓ કને માત્ર એકેકી તલવાર સીવાય બીજું વીશેષ હથીયાર કશું ન હતું. આ રીતે ઇરાની લશ્કરમાંના આ કચરાને **જોપીરસે** સાફ કરી નાખ્યો, અને તોપણ પાદશાહે શેહરના કોટની આસપાસ પોતાનાં માણસોને વહેંચી નાંખીને હુમલો કરાવ્યો. આ હુમલાની સામે થવાને બેબીલોન્યન ફોજ ચુકી નહી; પણ એજ વખ્તે **જોપીરસે** બે ભાગળોના દરવાજા ઉઘાડી નાખ્યા, જ્યાં આગમજથી કરી રાખેલી ગોઠવણ મુજબ ભેગું રહેલું ઇરાની લશ્કર હવે બેધડક કીલ્લામાં દાખલ થયું, અને એ રીતે એ સર્કશી કરનારૂં શેહર ઇરાનીઓને તાબે થયું. **દારાયસે** હવે એ બલવાખોર શેહરનો કોટ તોડી પાડવાનો હુકમ આપ્યો, સઘળી ભાગળો ભાંજી નાંખી;—જોકે પાદશાહ **કાઈરસે** એ શેહર હાથ કીધું ત્યારે એવું કશું કર્યું ન હતું. એ પછી તેણે શેહરના શુમારે ત્રણ હજાર આગેવાન માણસોને પકડીને કતલ કરાવ્યા, અને બાકીનાઓને જીવતા રાખવા સાથે જેમની સ્ત્રીઓ નહી હતી તેમને પડોસમાં વસતી પ્રજાઓની સ્ત્રીઓ સાથ લગ્ન કરી અપાવ્યાં. એવી પચાસ હજાર સ્ત્રીઓ બેબીલોન્યનોને માટે પુરી પાડવી પડી હતી.

પાદશાહે **જોપીરસ**ને તેની સેવાને માટે પુશ્કળ નવાજયો. તેણે તેને જીંદગી સુધી બેબીલનનો હાકમ ઠરાવ્યો, દર સાલ તેને ભેટ સોગાદ અને એલાઆતો બક્ષતો રહ્યો,

અને તેનાં રાજ્યની ચોથાઈ માફ કીધી:—એ સઘળી એક કાન અને નાક વીનાના ઉમરા ઉપરની નવાજેશો હતી, પણ તે તેણે પોતાનાં તન ઉપર આણેલી સખ્તી આગળ કુછ ન હતી. પાદશાહ વારેઘડીએ બોલતો કે આવાં વીસ બેબીલનનો હું ધણી થાઉં તે કરતાં એક **જોપીરસ** નાક કાન સહીત રહેત તે મને વધારે પસંદ પડત.

## ફસલ ૨. સ્કીથ્યા ઉપરની મહાભારત ચહડાઈ.

(ઈ૦ સ૦ પુ૦ ૪૯૫.)

નક્ષે રૂસ્તમ ખાતેના પોતાના લેખમાં પાદશાહ **દારયવુશે** જાહેર કર્યું છે કે તેણે જે જે નવા મુલુકો અને પ્રજાઓ જીતી હતી તેઓમાંની એક "દરીયાને પેલે પારના" સક યાને સ્કીથ્યન લોકો પણ હતા. **હીરૉડોટસે** આ સ્કીથ્યનો ઉપરની પાદશાહની ચહડાઈના હેવાલથી પોતાના ચોથા ગ્રંથનો મોટો ભાગ રોકયો છે. તે આ સક લોકોનું જુદુંજ વર્ણન આપેછે અને દેખઈતી રીતે એમ જણાવેછે કે પાદશાહ **કાઈરસે** જે સક લોકોને વશ કર્યા હતા તે અથવા જેમની ઉપર તે સર્વેથી છેલી ચહડાઈ લઈ ગયો હતો તે લોકો આ "દરીયાને પેલે પારના" સક લોકોથી જુદાજ હતા. "દરીયાને પેલે પારના" તેઓ એટલામાટે કહેવાયછે કે ભુમધ્ય સમુદ્ર પસાર કર્યા વીના તેમના મુલકમાં જઈ શકાતું ન હતું. તેઓ ઘણું કરીને આજના યુરોપીયન રશ્યા દેશના દક્ષીણ ભાગમાં કાળા સમુદ્રની ઉત્તર તરફના મુલકમાં વસતા હતા, અને તેટલામાટે એશ્યાટીક રશ્યા ખાતેના સક લોકોથી તેઓ જુદા હતા. કદાચ એ બંને સક લોકો પ્રથમ એકજ હશે; તેઓ ખુલ્લી રીતે તુરાની તાયફાની પ્રજાઓ જાહેર થઇછે; પણ પાછળથી તેમની ખાસીયત મુજબ પરદેશીઓના મુલુકો ઉપર દરોરો લઈ જઇને તેઓના એક ભાગે ત્યાં મથક કરવાથી આ કાળા સમુદ્રવાળા સક લોકો કેસ્પીયન સમુદ્રવાળા સક લોકોથી છુટા ગણાયા હશે.[૧] તેમની રાહ રસમ સઘળી તુરાની માલુમ પડેછે. તેઓ ભટકતી પ્રજા હતી; ગાય ઢોર તેમની દોલત હતી; ખેતીનું મુદલ નામ નહી હતું; પડોસના મુલુકો ઉપર ધાડ લઈ જઇને તેમને લુટવા એ તેમનો ધંધો હતો; કુદરતની પેદાયશો—આતશ, આકાશ, જમીન, પાણી, સુર્ય, ચંદ્ર—ને તેઓ પોતાના દેવતા ગણી માનતા હતા, અને એક દેવતાને તો માણસોના ભોગ આપતા હતા. તેઓ તરેહવાર તાયફાઓમાં વહેંચાયલા હતા તોપણ પરદેશી રાહરસમનો તેઓ એટલો તો તુચ્છકાર કરતા કે જો એક રાજવંશી પણ તેવી રાહરસમ એખ્ત્યાર કરતો જણાય તો તેઓ તેનો જીવ લેતા હતા. તેમનો પાદશાહ મરી જાય તો તેનાં શરીરમાં સુગંધી વસ્તુઓ ભરી તેને પોતાના દરેક તાયફા અથવા ખાનદાનમાં ફેરવતા, દરેક ટોળો મોટી ઉજાણી કરતો, અને ચાલીશ દહાડા પુરા થયા પછી લાશને દફનાવવામાં

૧ અસલી લખનારાઓ સ્કીથ્યાને બે ભાગમાં વહેંચી ગયા છે, જેમાંનો એક યુરોપમાં અને બીજો એશ્યામાં હતો. પહેલો ભાગ દક્ષીણે છેક ડેન્યુબ નદી અને કાળા સમુદ્ર સુધી, અને બીજો કેસ્પીયન સમુદ્ર અને સીહુન નદી સુધી લંબાયલો હતો. વળી આ બીજા ભાગના બે વીભાગો હતા. ઈમૉસ અથવા બલુર તાગ પર્વતોથી એ દેશ વહેંચાયલો હતો.

આવતી હતી. એ વેળા મરનાર જોડે તેની એક રાણીને, સંખ્યાબંધ ખીદમતગારોને—કાંએકે આ લોકોમાં ગોલામો રાખવાનો ચાલ ન હતો—તથા પાદશાહના સર્વેથી સરસ ઘોડા તથા બીજી વસ્તુઓને એક ઉંડાં ભોંયરાંમાં દફનાવીને ઉપરથી છાપરૂં કરી લેવામાં આવતું હતું. આ કબરને તેઓ એટલી તો પવીત્ર સમજતા હતા કે તેઓ પોતાના શત્રુઓ સાથ લડાઈ કરવાને નાખુશ હોવા છતાં જો તે આ કબર ઉખેડે તો તેની જોડે તુર્ત લડવા ઉતરતા હતા. તેઓ માંથે લાંબા બાલ તથા દહાડી રાખતા હતા. નામાંકીત **ફીરદોસી**નાં શાહનામાના અભ્યાસીને એકબારગી તેમના આ હેવાલ ઉપરથી એવું લાગી જશે કે તેઓ તુરાની **અફરાસીયાબ**ના જાતભાઇઓને બરાબર મળતા આવતા હતા.[1]

આ લોકો ઉપર પાદશાહ **દારા**ને ચહડાઈ લઈ જવાનો દેખાઇતો સબબ શો મળ્યો તે જણાતું નથી. **હીરોડોટસ** એવું કારણ દેખાડેછે[2] કે સ્કીથ્યન લોકોએ આગળ મીડયા ઉપર દરોરો પાડીને તે મુલક લુટયો હતો તેનું વેર લેવા થકી **દારાયસ**ને આ ચહડાઈ લઇ જવાનું સુઝ પડયું હતું. મી૦ **ગ્રોટ** નામે તવારીખનવેશનું એવું મત છે કે એવાંજ કોઈ વેરનો માર્યો એ પાદશાહે આ કેવળ અશકય કામ એક દેવાનાની પેઠે માથે ઉઠાવ્યું હતું.[2] બીશપ **થર્લવૉલ** એવું કારણ દેખાડે છે[3] કે વખતપર સ્કીથ્યન લોકોએ આગળની પેઠે ઇરાની મુલકો ઉપર નવો દરોરો પાડયો હશે અને તેથી પાદશાહને તેઓ સામે ચહડાઈ લઈ જવાની ફરજ પડી હશે. **રૉલીન્સન** કહેછે કે એક સદીની વાત ઉપર મીડયાના ફળદ્રુપ પ્રાંતોની સ્કીથ્યન લોકે ચલાવેલી લુટની વાત ઇરાની આલમ ભુલી ગઈ ન હતી, અને તે વખતના આર્ય પ્રજાના ગભરાટની યાદ તાજી હોવાથી જે કામ એકવાર બન્યું તે વખતપર ફરીથી પણ બને, એમ સમજીને તે લુટારૂ પ્રજામાં પોતાનો ધાક બેસાડવા થકી **દારયવુશ** તેઓના મુલક ઉપર ચહડાઈ લઈ ગયો હતો, અને તેમ કરવાની તેને કેવળ જરૂર હતી.[4] આ અને એવાંજ બીજાં કારણોમાં આપણને વધારે માનવાજોગો તો બીશપ **થર્લવૉલ**નો તર્ક જણાયછે. ઇરાની અને તુરાની તાયફાઓ વચેની લડાઈ એક વરસની, એક જમાનાની કે એક સદીની ન હતી. તે પુરાતન વખતથી ચાલી આવતી લડાઈ હતી, જેનો પુરતો પુરાવો અવસ્તા અને વેદ ઉપરથી મળેછે, અને તેને શાહનામાંથી જેવો જોઇયે તેવો ટેકો થાયછે. એટલામાટે આ તુરાની (સ્કીથ્યન) તાયફાને સજા કરવા માટે **દારા** ચહડાઇ લઈ જાય એ કેવળ સંભવીક છે; પણ તેમ કરવાનું તેને તુર્તવેળાનું કંઈ કારણ મળવું જોઇયે. **હીરોડોટસ** અને બીજાઓ તે કારણ એક સદીની વાત ઉપર મળેલું જણાવેછે—એટલે જે શુમારે સવાશો વરસો ઉપર સ્કીથ્યન લોકોએ મીડયન પાદશાહ **કયેકસરીસ**ના અમલમાં મીડયા ઉપર ચહડાઈ કરી તેને લુટયો હતો અને અઠાવીસ

---

૧ દફ્તર ૪, પ્ર૦ ૧.　　૨ યુનાનની તવારીખ, દફ્તર ૩, સફે ૨૨૪.

૩ યુનાનની તવારીખ, દફ્તર ૨, સફે ૧૯૮—૧૯૯.

૪ પુરા૦ પાદ૦, દફ્તર ૪, પ્ર૦ ૭, સફે ૪૩૭.

વરસો સુધી ત્યાં જોહાકી દોર ચલાવ્યો હતો. હવે જો આજ કારણ **દારાયસને** ચહડાઈ લઈ જવા માટે પુરતું હોય તો તે **કાઈરસ** અને **કમ્બાઈસીસને** માટે પણ પુરતું હતું. બલકે જો આ લુટફાંટને માટે વેર લેવું હતું તો તે લેવાને **કયેકસરીસ** અને તેના બેટા **એસ્તાયજીસની** પહેલી ફરજ હતી. પણ એક સદી સુધી જે વેર લેવાયું નહી તે લેવાને પાદશાહ **દારા** ઉઠી ઉભો થાય—અને તેખી મોડ પ્રજા તરફથી—એ વાત અકલમાં ઉતરે એવી લાગતી નથી. એટલામાટે અમે બીશપ **થર્લ્વૉલ** જોડ મળતા થઈ માનીયેછીયે કે **દારાયસને** સ્કીટ્યનો સામે ચહડાઈ લઈ જવાનું તેના પોતાનાજ વખ્તમાં કોઇ નવું કારણ મળવું જોઇયે.

એ કારણ શું હશે તે આપણ કહી શકતા નથી. **હીરૉડોટસ** સ્કીટ્યાની ચતુરદીશા આ મુજબની જણાવેછેઃ—તેની દક્ષીણે તથા પુર્વે દરીયો અને તેની ઉત્તરે તથા પશ્ચીમે જમીન. આ રીતનો મુલક વળી દરેક બાજુથી એકસરખો યાને સમચોરસ હતો, અને દરેક બાજુનાં એક નાકાંથી બીજાં નાકાં સુધી ફરીવળતાં વીશ દીવસ લાગતા હતા. આ ઉપરથી **નાઈબુહર** નામે તવારીખનવેશ અનુમાન કરેછે કે સ્કીટ્યાની દક્ષીણનો દરીયો તે કાળો સમુદ્ર, પુર્વનો તે એઝૉવનો સમુદ્ર, અને પશ્ચીમ તરફ થ્રેસનો દેશ, તથા ઉત્તરે **હીરૉડોટસે** જણાવેલા કેટલાક બીજા તાયફાનાં લોકોનો મુલક આવેલો હતો. પણ એ અનુમાન ખરૂં દીસતું નથી. ખરી વાત એ જણાય છે કે સ્કીટ્યાના મુલકની ઉત્તરે કેટલીક પ્રજાઓનાં સંસ્થાનો, પુર્વે આજની વૉલ્ગા (અસલી ઓઆરસ) નદી, દક્ષીણે કાળો તેમજ એઝૉવ સમુદ્રો, અને પશ્ચીમે મોટી ડેન્યુબ નદી તથા બીજા પ્રાંતો આવેલા હતા. એ રીતે ત્યારે ઉગમણુ આથમણે વૉલ્ગા અને ડેન્યુબ (અસલી ઇસ્ટર) નદીઓથી ઘેરાયલો સ્કીટ્યાનો મુલક હતો, જેમાંથી એ બે સીવાય ટાઇરિસ (નીસ્ટર) બૉરીસ્થીનીસ (નીપર) અને ટાનાઇસ (ડૉન) નદીઓ વહેતી હતી.

સ્કીટ્યાની ઉત્તરે જે પ્રજાઓ હતી તેઓ તે વખ્તે આ નામે ઓળખાતી હતી:—(૧) આગાથીર્સાઇ, (૨) ન્યુરાઈ, (૩) એન્ડ્રોફેગાઈ, (૪) મેલન્કલીનાઇ, (૫) બુદીનાઇ, (૬) ગેલોનાઈ, અને (૭) સોરોમાટી. આ સઘળી પ્રજાઓમાંની પહેલી મોજીલી અને સોનાની બહુ શોકીન હતી. બીજી પ્રજાનો રેવાજ સ્કીટ્યનોના જેવોજ હતો. ત્રીજી પ્રજા એટલી જંગલી હતી કે તે માણસનું ગોસ્ત ખાતી હતી. ચોથી પ્રજાનાં લોકો હંમેશાં કાળો પોશાક પહેરતાં અને તેમની રાહરસમ સ્કીટ્યનોને મળતી હતી. પાંચમી પ્રજા બળવાન અને મોટી હતી. તેઓ બ્લુ આંખના અને રાતા બાલના લોકો હતા. તેઓના મુલકમાં ગેલોનસ નામે એક વેપારી શેહર હતું જેની આસપાસ લાકડાંની એક ચોરસ દેવાલ બાંધેલી હતી. શેહરનાં સઘળાં ઘરો અને દેહરાંઓ પણ લાકડાંનાંજ હતાં. તે ભટકતી પ્રજા હતી, પણ પોતાના મુલકમાં અસલથી વસેલી હતી. તેની જોડ વસનારી ગેલોનાઈ પ્રજા તેથી તદન જુદીજ ખાસીયતની યાને ખેતી કરનારી હતી.[૧]

---

૧ બુદીનાઇને વાસ્તે કેટલાકો એવું અનુમાન કરેછે કે તેઓ બુદ્ધીસ્ત લોકો હતા. પણ જ્યારે ગૌતમ બુદ્ધ ઇ૦ સ૦ પુ૦ ૬૦૦ માં થઇ ગયો ત્યારે આ વખ્તે (ઇ૦ સ૦ પુ૦ ૪૯૫ માં) તેનો ધર્મ છેક રશીયા સુધી ફેલાવો પામેલો હોય એ મનાતુ નથી.

**સાતમી** પ્રજાને માટે કહેછે કે તેના સીપાહો લડાયક સ્ત્રીઓના બેટા હતા. તેમની ઉત્પત્તી માટે **હીરૉડોટસે** એક વાર્તા લખીછે.[१]

**દારાયસ**ની ચહડાઈ વખ્તે આ સઘળી પ્રજાઓએ દેખાવ દીધો હતો, માટે તેમની ઉપલી ઓળખ આપવાની જરૂર હતી. હવે ઇરાનના પાદશાહે સુસા ખાતેથી પોતાની કુચ શરૂ કીધી. તેની કને સાતથી આઠ લાખ માણસોની ફોજ હતી.[૨] તેણે પોતાને તાબેની સઘળી પ્રજાઓ જોગા સંદેશાઓ મોકળાવીને કેયેથી લશ્કર અને કેયેથી લડાઈનાં બારકસો ભેગાં કર્યાં હતાં, અને તેથી તેની કને છશો વહાણો અને માણસોની મોટી સંખ્યા ભેગી થઈ હતી. કહેછે કે આ વખ્તે **દારયવુશ**ના ભાઈ **આર્તાબાનસે** (અર્દવાને) પાદશાહને ચેતવણી આપી હતી કે તે જે ચહડાઈ લઈ જાયછે તેમાં તેને ભારી મુશ્કેલી નડશે[૩] અને કશું સારૂં ફળ હાંસલ થશે નહી. પણ **દારાયસે** આ ચેતવણી ઉપર કશું લક્ષ દીધું નહી. તે કુચ કરતો ચેલ્સીડન તરફ ગયો અને ત્યાં જે ઠેકાણે મારમોરા અને કાળા સમુદ્રો જોડાય છે તે ખાડી (બૉસ્ફોરસ) ઉપર બોટોનો પુલ નખાવીને તે પસાર કરી ગયો. તે આ ખાડીને માર્ગે કાળા સમુદ્રમાં પેઠો અને થોડી ઘણી તપાસ લઇને પાછો બોટોના પુલ ઉપર આવ્યો. કદાચ તેની મતલબ સઘળાં લશ્કરને દરીયા માર્ગેજ ડેન્યુબ નદીનાં મુખ સુધી લઈ જવાની હોય, જ્યાંથી સ્કીથ્યાની આ તરફની હદ શરૂ થતી હતી. બૉસ્ફોરસની ખાડી ઉપર તેને માટે **મેન્ડ્રોક્લીસ** નામે સેમૉસ ટાપુના એક વતનીએ આ પુલ બાંધ્યો હતો. ખાડીના બંને કાંઠાઓ ઉપર પાદશાહે સંગેમરમરના બે સ્તંભો ઉભા કરાવીને પોતાની યાદગારીમાં તેઓ ઉપર એકમાં યુનાની અને બીજામાં એસીર્યન જબાનમાં લેખો કોરાવ્યા.[૪] પોતાને માટે તૈયાર થયલા પુલથી પાદશાહ એટલો તો ખુશ થઈ ગયો કે તેણે તે બાંધનાર **મેન્ડ્રોક્લીસ**ને નવાજી નાંખ્યો.

પુલ પસાર કરીને **દારાયસે** પોતાની ફોજ સાથે હવે યુરોપમાં પગ મેલ્યો. તેણે દરીયાઈ બળ ભેગું કરી આપનારા ઇયોન્યન, એયોલ્યન અને હેલેસ્પોન્ટ્યન લોકોને હુકમ આપ્યો કે તેઓએ બૉસ્ફોરસની ખાડીને માર્ગે કાળા સમુદ્રમાં દાખલ થઇને ઇસ્ટર (ડેન્યુબ) નદીનાં મુખ આગળ આવી હાજર થવું અને ત્યાં નદી ઉપર ઉપલી ખાડી ઉપરના જેવોજ પુલ બાંધવો, જે ઉપરથી પાદશાહની ફોજ સલામતી સાથ પસાર

---

૧ દફ્ત૦ ૪, પ્ર૦ ૧૧૦—૧૧૬.

૨ હીરૉડોટસ સાત લાખ માણસો ગણાવેછે (દફ્ત૦ ૪, પ્ર૦ ૮૭); ટીસ્યસ આઠ લાખ કહેછે. પણ આ સંખ્યા અતીઘણી મોટી લાગેછે. એક લખનાર (પાર્શીઓની તવારીખ, સફે ૫૭) મુજબ આ સંખ્યા ઘણું કરીને ૭૦૦૦૦ માણસોની હશે.

૩ હીરૉ૦, દફ્ત૦ ૪, પ્ર૦ ૮૩.

૪ તેજ, પ્ર૦ ૮૭. આ એસીર્યન લેખનું નામ આપણા તવારીખનવેશે ભુલથી વાપર્યું છે. તે હખામનીઓની ખીલારોકી જબાનમાં હોવો જોઇયે, જે જબાન તેમજ ભાષા એસીર્યન કરતાં તદન જુદીજ હતી. તેમનું મળતાપણું માત્ર તેઓના અક્ષરોની ખીલારોકી આકૃતીસાંજ આવી રહેલું હતું.

થઇને સ્કીથ્યાના મુલકમાં દાખલ થાય. દરીયાઇ બળ ભેગું કરનારાઓ આ હુકમ મળતાંજ ઉપડી ગયા અને નદીનાં મુખમાં દાખલ થઇ જ્યાંથી તેનાં મોહોડાં છુટાં પડેછે તે જોડાંણનાં માથાં ઉપર પુલ નાંખી તૈયાર કીધો. પાદશાહને અલબતે તેની ફોજ જોડે ખુશ્કીને માર્ગે આવી પુગતાં વીલંબ લાગો. તે ખાડી પસાર કર્યા પછી થ્રેસના પ્રાંતમાં દાખલ થયો, અને ટીયારસ નામે નદીનાં મુખ આગળ છાવણી નાંખીને ત્રણ દીવસ સુધી ત્યાં થોભ્યો. આપણો તવારીખનવેશ આ નદીની તારીફમાં લખેછે કે[1] તેનાં ૩૮ મુખો હતાં અને તેનું પાણી બહુ તનદરોસ્તી આપનારૂં હતું. વળી એ પાણી કોઇવાર થંડું અને કોઇવાર ગરમ જણાતું હતું. આ નદીની આબો હવા તથા પાણીથી પાદશાહ એટલોતો ખુશ થઈ ગયો કે તેણે તેના કાંઠા ઉપર પણ એક સ્તંભ ઉભો કરાવીને તે ઉપર તખ્તી કોતરાવી અને પોતે સ્કીથ્યા ઉપર ચહડાઈ લઈ જતી વેળા નદીની ભેટ લીધી હતી તેની યાદગારી નોધાવી.[2] આગળ ચાલતાં ઓદ્રીસ્યન નામે પ્રજાના મુલકમાં તે દાખલ થયો, જ્યાં પોતાની યાદગારી રાખવા માટે તેણે પોતાનાં માણસોને હુકમ કીધો કે દરેક જણે અકેકો પથર એક ચોકસ જગા ઉપર જઈ નાંખી આવવો. સાત લાખ આવા પથરાથી ત્યાં તેમનો એક મોટો ડુંગર બની ગયો. હવે પાદશાહ ગેટી નામે એક જાતનાં લોકોનાં સંસ્થાનમાં દાખલ થયો, જેઓ પોતાને માટે એવો વીચાર ધરાવતાં હતાં કે તેઓ કદી મરણ પાંમતાં નથી. આ લોકોની સર્કશીને લીધે **દારાયસે** તેમને એકદમ તાબે કીધાં, અને તેના એ ધાકને લીધે સેલ્મીડેસસ, સ્કીર્મ્યાદી, અને નીપ્સ્યન નામનાં લોકો વગર પુછવે પાદશાહને તાબે થયાં. ગેટી લોકો તે પાછળથી ગૉથને નામે જાણીતી થયલી પ્રજા હતી. એ પ્રજા પોતાને અમર્ગ ગણાવતી હતી અને જે઼લ્મૉકસીસ નામે એક દેવતાને પોતાનો આરામગાહ સમજીને તેના ઉપર દર પાંચ વરસે અકેકો કાસદ મોકલવાને બહાને તે તેનું ખુન કરતી હતી.[3]

ડેન્યુબ નદી પસાર કરીને હવે પાદશાહ સ્કીથ્યાના મુલકમાં દાખલ થયો. પુલ ઉપરથી પોતાની સઘળી ફોજને પસાર થવા દઇને તેણે ઇયોન્યનોને ફરમાવ્યું કે હવે તેઓએ પુલને ભાંજી નાંખવો. પણ તેને **કોઈસ** નામે એક માઇટીલીન્યને સલાહ આપી કે મબાદા સ્કીથ્યામાં પાદશાહની હાર થાય અને તેને પાછું ફરવું પડેતો આજ પુલ તેને મદદગાર થઇ પડશે, માટે તેણે તે ભાંજવાની રજા આપવાને બદલે પુલનાં રક્ષણને ખાતર એક ફોજ રાખીને આગળ વધવું. **દારાને** આ સલાહ બહુ પસંદ આવી. તેણે ઇયોન્યનોને ફરમાવ્યું કે તેઓએ તેને પાછો આવી પુગવા માટે બે મહીના સુધી વાટ જોવી, પણ જો સાઠ દીવસની મુદતમાં તે પાછો નહી ફરે તો તેઓએ પુલના કકડા કરવા અને પોતાને વતન ઉપડી જવું.

---

૧ દફ્૦ ૪, પ્ર૦ ૯૦. ૨ તેજ, પ્ર૦ ૯૧.

૩ તેજ, પ્ર૦ ૯૪. રૉલીન્સન એવો તર્ક બાંધવા માંગેછે કે પાદશાહ ફરેદુને પોતાના બેટા સેલ્મ, જેને રાજ્યનો આથમણ તરફનો ભાગ બક્ષ્યો હતો, તેજ ધણી આ જે઼લ્મોકસીસ તો ન હોય ?

ઇરાનનો પાદશાહ પોતાનો મુલક જીતવા માટે એક ભારી લશ્કર લઇને આવેછે એવી ખબર પડવાથી સ્કીટ્યનો ગભરાયા, કેમકે તેમને લાગ્યું કે તેઓ **દારાયસની** મુકાબેલ થઇ શકે એટલું બળ ધરાવતા નથી. એટલામાટે તેઓએ આપણે ઉપર કહેલી સાત પ્રજાઓ, જેઓ સ્કીટ્યાના ઉત્તર તથા પશ્ચીમ ભાગોમાં વસતી હતી, તેઓ ઉપર હલકારા મોકળીને મદદ મંગાવી. આ વખ્તે સ્કીટ્યાનો રાજા **ઈદાનથીર્સસ** નામનો હતો. તેણે ઉપલાં લોકોને કહેવાડયું કે "ઇરાનનો પાદશાહ માત્ર સ્કીટ્યાનેજ સજા કરવા માટે આવ્યોછે એમ નથી, પણ એ દેશ જો તેને તાબે થાય તો તેની આસ-પાસનાં સઘળાં લોકોને પણ તે હેરાન કરશે એવો સંભવ છે, માટે જો સ્કીટ્યા તાબે થયું તો તમોનેબી તાબે થવું પડશે. અમે એશ્યા ખાતે દરોરો પાડયો હતો તેનું જો વેર લેવા માટેજ આ પાદશાહ આવતો હોત તો તે પાધરો સ્કીટ્યા તરફજ ચાલી આવત; પણ માર્ગમાં મળતી સઘળી પ્રજાઓને તે તો તાબે કરતો આવેછે, તે ઉપરથી જણાયછે કે તેની મતલબ સ્કીટ્યા પછી બીજી સઘળી પડોસની પ્રજાઓને પણ તાબે કરવાની છે. માટે તેને ટુંકથી તોડવાનો ઇલાજ એ છે કે આપણુ સર્વેની ફોજોને ભેગી કરવી અને પછી તેની સામે લડવું." સ્કીટ્યાના રાજાનો ઉપલી મતલબનો સંદેશો સાંભળવા માટે ઉપલી સઘળી સાતે પ્રજાઓના રાજાઓ એક ઠેકાણે ભેગા મળ્યા હતા, જેઓએ પુખ્ત વીચાર કીધા છતાં તેઓ એકમત થયા નહી. બુદીનાઇ અને ગેલોનાઇ તથા સૌરોમાટી નામની પ્રજાઓએ સ્કીટ્યાના રાજાને મદદ આપવાને કબુલ કીધું, પણ બાકીની ચારે પ્રજાઓએ કહેવાડયું કે "જો તમે ઇરાનીઓને પ્રથમ દુખ દીધું ન હોત તો તમે જે અરજ કરોછો તેને અમે વાજબી ગણત, અને ઇરાની પાદશાહ સામે લડાઇ કરવાને અમે તમારી જોડ શામેલ થાત. પણ તમે એકલે હાથે ઇરાનીઓના મુલુકો ઉપર લુટ ચલાવી તો આજે અમોને તેની ચહડાઇની સામે થવાને કશું કારણ નથી; તેઓ જો અમારા મુલક ઉપર હુમલો કરશે તો અમો તેઓની સામે થઇશું. અમે નથી માનતા કે ઇરાનીઓ અમોને સજા કરવા આવ્યા છે, તેઓ તો જેઓએ તેમને ઇજા દીધીછે તેમને શીક્ષા કરવા આવ્યાછે."૧

આગાથીર્સાઇ, ન્યુરાઇ, એન્ડ્રોફેગાઇ, અને મેલેન્કલીનાઇ લોકોના રાજાઓનો આ જવાબ તદન વાજબી હતો, અને તેથી સ્કીટ્યનો **દારાયસ** સામે હથીયાર ભીડવાને અશકત થયા. સાતમાંની માત્ર ત્રણજ પ્રજાઓએ તેમને મદદ આપવાની હા પાડી, જે મદદ લઇને સ્કીટ્યન રાજાએ એવું ઠરાવ્યું કે ઇરાની પાદશાહ સામે જંગ મેદાનમાં ઉતરવું નહી અને બળ અજમાવવું પણ નહી; પણ તેને આવતો જોઇને આખા દેશમાં નાસભાગ કરતા ફરવું, અને તેમ કરીને તેને ઠાકવી નાંખવો, તથા બંગ ફાવે તે વખ્તે તેના ઉપર ઉતરી પડી થાય એટલી ખરાબી કરવી. એ કારણસર તેઓએ પોતાનાં સઘળાં ગાયઢોરને દેશમાંથી હાંકી કહાડયાં, સઘળા કુઆઓ પુરી નાંખ્યા, સઘળો દેશ ઉજડ વાળ્યો અને પોતાના શત્રુઓને તેમનાં જાનવરોને માટે ચારો કે ઘાસ નહી મળે એવી

---

૧ હીરૉ૰, ફ૰ ૪, પ્ર૰ ૧૧૯.

સઘળી ગોઠવણો કીધી. વળી સ્કીથ્યનોએ પોતાની તેમજ કુમકની સઘળી ફોજોને ત્રણ ભાગમાં વહેંચી, જેઓમાંની એક **સ્કોપાસીસ** નામે સરદારને આપી, જેને સૌરોમાટી નામે પ્રજાના લશ્કરની મદદ મળી હતી. તેનું કામ એ હતું કે અગરજો **દારા** છેક ટાનાઇસ (ડૉન) નદી સુધી દોડયો આવે તો **સ્કોપાસીસે** પોતાની ફોજને એજોવના દરીયા તરફ લઈ જવી અને જેવો પાદશાહ પાછો ફરે કે તેની પુઠ પકડીને તેને હેરાન કરવો. બીજી ફોજની સરદારી સ્કીથ્યન રાજા **ઈદાનથીર્સસે** લીધી હતી, અને ત્રીજી ફોજ, જે **ટેકસેસીસ** નામે સરદારના હાથ તળે આપી હતી, તેને ઉપલી સાથ મેળવી દઇને એવું કામ સોંપ્યું હતું કે તેઓએ ઇરાની પાદશાહને પોતાની પુઠે ઘસડવો અને આખા દેશમાં રખડાવવો અને જેવો તે પાછો ફરે તેવીજ તેની પુઠ પકડવી. આ બંને ફોજોમાં બુદીનાઇ અને ગેલોનાઈ લોકોનાં માણસો શામેલ હતાં. આ પાછળી ફોજોની નેમ એ હતી કે **દારાયસને** પોતાની પુઠે ઘસડીને તેઓએ પોતાને મદદ આપવાની ના પાડનારી ઉપર કહેલી ચારે પ્રજાઓના મુલકમાં ધસી જવું અને ત્યાં પાદશાહને તેની આખી ફોજ સુધાં ખેંચીને પછી તેની સામે લડાઈ ઉઠાવવાની તે સઘળી પ્રજાઓને ફરજ પાડવી. આમ કરવામાં સ્કીથ્યનોની બે મતલબ દીસેછે. એક તો એ કે એ રીતે પોતાને મદદ નહી કરનારા પડોસીઓને ઇરાનના પાદશાહ પાશે આડ-કતરી સજા કરાવવી, અને બીજી એ કે આ પ્રજાઓનો કેહર **દારાયસ** ઉપર ઉતારીને તેને હેરાન કરવો અને બનેતો એ પ્રજાઓને પોતાની પક્ષમાં ખેંચીને પાદશાહને શીકસ્ત આપવી. વળી આ સઘળાં એકસંપી લશ્કરોની છેલી સમજુતી એ હતી કે ઉપર મુજબની ગોઠવણ બંધ બેસતી જણાય તો સર્વેએ પોતાના દુશ્મનો—ઇરાનીઓ તથા ઉપલી પ્રજાઓ—ને એકેક સામે લડતી મેલીને પોતાને વતન જવું, અને ત્યાર પછી જો ફરીને જરૂર જણાય તો પાછા ભેગા થઇને લડવું.

હવે આ સઘળી ગોઠવણો અમલમાં આણવાનો વખત નજદીક આવ્યો. **દારયવુશ** ઇસ્ટર (ડેન્યુબ) નદી પસાર કરીને ત્રણ દીવસની આગળ મંજલ કાપી ચુકયો હતો તે વેળા **સ્કોપાસીસ** તરફના છુપા જાસુસો તેની હીલચાલ તપાસતા આવી પુગ્યા. તેઓએ ઇરાની ફોજને દેખાવ દીધો અને પછી આખી ફોજે તેનાથી એક દીવસની આગળ મંજલ ઉપર છાવણી નાંખીને તે તરફની સઘળી ખોરાકી, ઝાડપાન વગેરેનો નાશ કીધો. જેવા ઇરાનીઓ તેમની પુઠ પકડી આવી પુગતા કે આ ઘોડસવારો ઉતા-વળે કદમે આગળ વધતા અને એક દીવસની મંજલ ઉપર પાછી છાવણી નાખતા તથા ત્યાં ઉપર મુજબનીજ ખરાબી પાંથરતા. આમ કરતાં **દારાયસ** ટાનાઇસ નદી પસાર કરીને સૌરોમાટી લોકોના મુલકમાં પેઠો, અને ત્યાંથી તેના દુશ્મનોએ પોતાના મુલકની હદ આવેલી જોઇને જ્યારે ઉત્તર તરફનો માર્ગ લીધો ત્યારે **દારાયસ** પાછો ફરવાને બદલે હવે બુદીનાઈ અને ગેલોનાઇ લોકોના દેશમાં આવી લાગ્યો. આ સઘળા માર્ગમાં પાદશાહને કશી વસ્તી જણાઇ નહી. સ્કીથ્યનો ભટકતી પ્રજા હોવાથી અને તેમની દોલત માત્ર તેમનાં ઢોરઢાંક હોવાથી **દારાયસને** ખરાબી પાંથરી નાંખવા જેવું કશું હાથ લાગ્યું નહી. તેને અસબાબની ખુટ પડે, તેને મીઠાં પાણી તથા

આરાકીની તાણ પડે એટલામાટે સ્કીથ્યનો સઘળું પોતેજ વેરાન કરતા નહાસતા હતા. તેઓએ પોતાનાં ઢોરઢાંક તેમજ કુટુંબ કબીલાને ગાડાંઓમાં નાંખીને કુચ કરતા પોતાની આગમજ રવાના કરી દીધા હતા, એટલે પાદશાહ દારાને માર્ગમાં કશી વસ્તી નહી જણાય તેમાં અજાયબ જેવું કંઈજ હતું નહી.

પણ એમ કરતાં જ્યારે તે ગેલોનાઈ લોકોના દેશમાં આવી લાગ્યો ત્યારે તેણે મુખ્ય શેહર ગેલોનસ ખાતેનો લાકડાંનો કીલ્લો જોયો, જે જોકે તદન ઉજડ હતો તો તોપણ તેનો નાશ કરવાનું દારાયસે દરૂસ્ત વીચાર્યું. તેણે તેને બાલીને ભોંય બરાબર કીધો. હ્યાંથી દુશ્મનોની પુઠ પકડતાં ઉત્તર તરફ સાત દીવસની મંજલનું એક બીયાબાન હતું, જે તરફનો માર્ગ નહી લેતાં પાદશાહ ઓઆરસ (? વૉલ્ગા) નદીના કાઠાં ઉપર થોભ્યો. હ્યાં તેણે છાવણી નાખી અને આ નદી સુધી પોતે દુશ્મનોનો મુલક જીતેલો ગણીને ત્યાં એકેકથી સાઠ ફરલોંગ અથવા ૭ા માઇલની વેગળાઇએ આઠ કીલ્લાઓ બંધાવ્યા.[૧] પાદશાહને આ નવાં કામ ઉપર મંડેલો જોઇને સ્કીથ્યનો પાછા પોતાના મુલકોમાં પેઠા, જે ઉપરથી દારાયસ કીલ્લા બાંધવાનું કામ પડતું નાંખીને તેમની પુઠે દોડયો. હ્યાં તેને દુશ્મનોની પેલી બે ભાગે જોડાઇને એક થયલી ફોજ માલુમ પડી. તે જોતાંજ પાદશાહ તેઓને સજા કરવા નીકળ્યો, પણ જેમ પહેલી સ્કોપીસીસની ફોજે કીધું તેમજ આ ભેગી ફોજે પણ એકેક દીવસની આગળ મંજલ કાપીને કામ કીધું. ઈદાનથીર્સસની ફોજ પોતાના મુલકની ખરાબી નહી કરતાં હવે પોતાની આગલી ગોઠવણ મુજબ પોતાને મદદ નહી આપનારી ફોજના મુલકમાં પેઠી. તેની એ યુકતીથી પ્રથમ બાપડા મેલન્કલીનાઈ, પછી એન્ડ્રોફેગાઈ અને પછી ન્યુરાઇ લોકોને એકદમ બે મોટી ફોજોના દરોરાથી ઘણું ખમવું પડયું. પહેલાં સ્કીથ્યન ફોજે તેમના મુલકમાં દાખલ થઈ તેઓને હેરાન કીધા અને ત્યારપછી બાકીની ખરાબી ઇરાની ફોજથી પુરી થઈ. આ જુલમાત સામે નહી તકી શકાયાને લીધે ઉપલી પ્રજાઓ પોતાનાં વતન છોડીને જંગલોમાં નાસી ગઈ અને પાછળથી આ ગજબનો છેડો આવેલો જોઈ પાછી આવી વસી. સ્કીથ્યનોએ આ રીતે પોતાના ત્રણ શત્રુઓ ઉપર વેર લીધું અને તેજ મુજબ બાકીની પ્રજા આગાથીર્સાઈ ઉપર આફત વરસાવવાના ઇરાદાથી તેઓએ તે પ્રજાના મુલકમાં ધુસવા ચાહ્યું. પણ એ પ્રજાનાં લોકોએ પોતાના પડોસીઓની દુર્દશા જોઇને સ્કીથ્યનોને ધમકી આપી કે અગરજો તમો અમારા મુલકમાં આવશો તો અમો તમારી સામે થઇશું. આ ધમકીને અમલમાં આણવા માટે આ પ્રજાએ પોતાના મુલકની સરહદના બચાવ થકી એક હથીયારબંધ ફોજ મોકળાવી, જેની ધાકથી સ્કીથ્યન રાજાએ તેમના મુલકમાં દારાયસને ઘસડવાને બદલે પાછો ન્યુરાઈ લોકોના મુલકમાં થઇને તેને સ્કીથ્યામાં ખેંચ્યો.

આ "નહાસ બીલાડી" ના જેવી રમતોથી દારાયસે કશું હાંસલ કીધું નહી. તેણે કંટાળીને સ્કીથ્યન રાજા ઉપર પેગામ મોકલ્યો કે જો તેનામાં હીમત હોય તો

---

૧ હીરૉડોટસ કહેછે (દફ્૦ ૪, પ્ર૦ ૧૨૪) કે આ કીલ્લાઓ તેના પોતાના વખતમાં ખંડીયેર રૂપે હૈયાત હતા. પણ આજે કેટલાક તવારીખનવેશો તેની એ વાત માનવા છતાં એ કીલ્લા બંધાવનાર દારાયસ હતો તે વીશે શક બતાવેછે.

તેણે લડવા તૈયાર થવું અથવા તો પાદશાહને તાબે થવું. આના ઉત્તરમાં **ઈદાન્થીર્સસે** કહેવાડયું કે સ્કીથ્યનોનાં કંઈ શેહરો કે ખેતરો નથી કે તેમનો દેશ ઉજડ વળે અને તેને બચાવવા માટે તેમને લડવાની ફરજ પડે. તોપણ જો ઇરાનના પાદશાહને લડાઈ કરવાનીજ ખાહેશ હોય તો તે સ્કીથ્યનોની પુઠે દોડવાથી નહી પણ તેમના બાપદાદાઓની કબરો ખરાબ કરવાથી પાર પડશે. એકગમથી આમ સંદેશા ચાલતા હતા ત્યારે બીજીગમથી સ્કીથ્યન રાજાએ **સ્કોપાસીસ**ને ડેન્યુબ નદી તરફ દોડાવીને તે ઉપરના પુલની નેગેહબાની કરનારા ઇયોન્યનોને ખબર અપાવી કે **દારાયસ** બે માસની મુદતમાં પાછો ફરનાર હતો તે પુરી થઈ ગઇછે માટે તેઓએ હવે પુલ ભાંજીને પોતાને વતન જવું. આ વાતને ઇયોન્યનોએ કશું પટ કર્યું નહી, પણ સ્કીથ્યનોને વાહી કહાડયા.

**ઈદાન્થીર્સસે** હવે પાદશાહ **દારા**ની ફોજ ઉપર ભોજણ લેતી વખ્તે તેમજ રાત્રે હલ્લાઓ કરવા માંડયા. ખચીત આથી ઇરાની પાદશાહ બહુ કંટાળી જવો જોઇયે. તેના શત્રુઓ તેને બહુ પોચા પણ વળી બહુ બંધા માલુમ પડયા. **હીરૉડોટસ** એક રમુજી વાત એ જણાવેછે કે ઇરાનીઓનાં બોજો ઉઠાવનારાં પ્રાણીઓમાં ખચરો તથા ગધેડાંઓ હોવાથી સ્કીથ્યન ઘોડાઓને બહુ ખમવું પડતું હતું. સ્કીથ્યા ખાતે ગધેડાં નહી હોવાથી તેમના ભુકવાનો આવાજ સ્કીથ્યનો તથા તેમનાં પ્રાંણીઓના કાનને બહુ કઠોર અને ક્રૂર લાગતો હતો અને તેથી ઘોડાઓ આગળ વધવાને બદલે પાછા નહાસતા હતા. સ્કીથ્યનોએ **દારાયસ**ને પજવવાની કોઇબી તદબીર બાકી રાખી નહી. તેઓએ તેને પોતાના દેશમાં વધારે મુદત રાખી વધારે હેરાન કરવાની મતલબથી તેને લલચાવવા માંડયો. તેઓ માર્ગમાં પોતાનાં જાનવરો નાંખી જતા અને તે લુટ લેવા ઇરાનીઓ આવતા તો તેઓ ઉપર સંતાઈ બેઠેલા દુશ્મનો હલ્લો કરતા. એક વાર સ્કીથ્યન રાજાએ એક ભેટ **દારાયસ**ને માટે મોકળાવી, જેમાં એક પક્ષી, એક ઉંદર, એક દેડકો અને પાંચ તીર હતા. પાદશાહના હમશરીક **ગોબ્રાયસે** આ નજરાનાંનો ભેદ એમ સમજાવ્યો કે "અગરજો ઇરાનીઓ પક્ષીની પેઠે ઉડીને અથવા ઉંદરની પેઠે દર ખોદીને સ્કીથ્યા છોડી જશે અથવા દેડકાની પેઠે પાણીમાં અણદીઠ થશે નહી તો સ્કીથ્યનો તેમને તીરોવડે વીંધી નાખશે." પણ **દારાયસ**નો પોતાનો ખોલાસો એ હતો કે સ્કીથ્યનો હવે તેને તાબે થવાને તૈયાર થયાછે, અને તેની માંગણી મુજબ તેઓએ જમીન અને પાણી—યાને તેઓનો આખો મુલક—પાદશાહની આગળ રજુ કરવાની મતલબથી ઉંદર અને દેડકા જેવાં જમીન અને પાણીમાં વસનારાં પ્રાણીઓ, તથા તેમના ઘોડાઓની ઝડપ પક્ષીના જેવી છે એવું દેખાડવા માટે પક્ષી, તેમજ હથીયારો મેળી દેવાની મતલબથી તીરો મોકળાવ્યા છે.

પણ પાદશાહને તેની ભુલ તુર્ત જણાઈ. એક ગમથી આ ભેટ મોકળાવ્યા પછી બીજી ગમથી સ્કીથ્યનો લડવા માટે સફ સમારી ઉભા. પાદશાહ સાથ લડાઇમાં ઉતરવાની તેમની આ પહેલીજ હીમત હતી. પણ કહેછે[1] કે બંને લશ્કરો ભેગાં મળવા

---

1 હીરૉ, દફ૦ ૪, ૫૦ ૧૩૪.

પછી તેઓની વચેથી એક સસલું દોડતુ જણાયું, જે ઉપરથી સ્કીઠ્યનોએ તુર્તજ તેની પુઠ પકડી નાઠા અને **દારાયસ**ને વાટ જોતો ઉભોજ રાખ્યો. દુશ્મનો સફ સમારી ઉભાછે એવી ખબરથી પાદશાહને કંઇક ધીરજ મળી હતી, પણ એટલામાં ઉપલો બનાવ સાંભળીને તેણે હવે વધારે દીવસો સ્કીઠ્યા મધે ગુજારવામાં ડહાપણ જોયું નહી. **ગઓબરૂવ**ની સલાહ માનીને તે નીચલી યુકતી કરી સ્કીઠ્યા છોડી ગયો. દુશ્મનો એમ નહી સમજે કે પાદશાહ નહાસી જાયછે માટે ઇરાની છાવણી ઉભી રાખી અને ત્યાં લશ્કરમાંનાં બીમાર અને અશકત માણસોને તથા ગધેડાં અને ખચરોને રાખી તેમજ ઠેકાણે ઠેકાણે સગડી બળતી રાખીને ઇરાની ફોજ રાતની અંધારીમાં કુચ કરી ગઈ. ગધેડાંઓના ભુકવાથી સ્કીઠ્યનો એમ સમજ્યા કે **દારાયસ**ની છાવણી જ્યાંનીત્યાંજ છે, પણ બીજે દીને તેમને પોતાની ભુલ માલુમ પડવાથી તેઓએ પાદશાહની પુઠ નહી પકડતાં ટુકે રસ્તે ડેન્યુબ નદી તરફનો માર્ગ લઇને એકવાર ફરીને પુલનું રક્ષણ કરનારા ઇયોન્યનોને ધમકી આપી કે અગરજો તેઓ પુલ ભાંજીને પોતાને વતન નહી જશે તો તેમને સ્કીઠ્યનોના હાથ ઉપર બહુ ખમવું પડશે. આ ધમકીથી કેટલાક ઇયોન્યનો ગભરાયા. તેઓમાં એક **મીલ્ટાયડીસ** નામનો હતો, જે પાછળથી એથેન્સની તવારીખમાં જાણીતો થઈ ગયોછે, અને જેની સાથ આપણને હવેપછી વધારે કામ લેવુંછે, તેણે પોતાના જાતભાઈઓને ઉસકેર્યા અને પુલ ભાંજી નાખીને પાદશાહ **દારા**ને રવડતો કરવાની તથા એ રીતે સર્વેએ સ્વતંત્ર થવાની સુચના કીધી. ઇયોન્યન સરદારો આ બાબતમાં વીચાર કરવાને ભેગા મળ્યા હતા તે વેળા **મીલ્ટાયડીસે** ઉપલી સુચના કીધી. પણ **હીસ્ટીયસ** નામે એક માઇલીશ્યને પોતાના સાથીઓની ભુલ ભાંજી. તેણે કહ્યું કે "આપણાં રાજ્યોમાં આપણ રાજ્ય ચલાવીયેછીયે તે **દારાયસ**ની દોલતથી છે; જો તેનો અમલ ઉંધો વળેતો જેમ હું માઇલીટસનો હાકમ નહી ગણાઉં તેમ તમો સર્વેબી રાજ્ય ભોગવી શકો નહી." **હીસ્ટીયસ**ના સખુનો બીજા સર્વેને પસંદ પડયા, અને તેઓએ **દારાયસ** તરફ વીશ્વાસુ રહેવાનો ઠરાવ કીધો. પણ તે આવી પુગે તે આગમજ સ્કીઠ્યનો તેમને હેરાન નહી કરે એટલામાટે તેઓએ સ્કીઠ્યન તીર જેટલી વેગળાઈ સુધી ઉડે એટલી વેગળાઈ સુધીનો પુલ સ્કીઠ્યાની સરહદવાળી નદીની પાર આગળથી કાડી નાંખ્યો. આથી સ્કીઠ્યનો રાજી થયા અને ઇરાની ફોજની પારધ કહાડવા દોડયા, પણ તેઓ જે રસ્તે ગયા તેથી ઉલટેજ રસ્તે અને જે રસ્તે **દારાયસ** સ્કીઠ્યામાં પેઠો હતો તેજ રસ્તે તે પાછો કુચ કરતો ઇસ્ટરના કાંઠા ઉપર આવી પુગ્યો. એ વેળા રાત પડેલી હતી, અને નદી ઉપર પુલ નહી દેખાયાથી સઘળાઓ ગભરાટમાં પડયા. પણ પછી **હીસ્ટીયસ** અને બીજા ઇયોન્યન સરદારોએ બારકસોની મારફતે ઇરાની ફોજને પુલ ઉપર લીધી અને એ રીતે નદી પસાર કરીને **દારાયસ** પાછો થ્રેસમાં દાખલ થયો.

સ્કીઠ્યા ઉપરની **દારયવુશ**ની મહાભારત ચહડાઇનો આ સઘળો હેવાલ **હીરૉડોટસ** ઉપરથી અમે ઉપજાવી કહાડયોછે; પણ કેટલાક તવારીખનવેશો આ હેવાલ તદન બનાવી કહાડેલો ગણેછે અને તેનાં કારણો દેખાડેછે. **રૉલીન્સને હીરૉડોટસ**ની

હકીકતોની સચાઈ દેખાડવા માટે ઉપલા લખનારાઓની તકરારો તોડવાની તજવીજ કીધીછે.[1] આપણુ આ તકરારમાં કશો ભાગ લઇશું નહી, પણ નક્ષે રૂસ્તમ ખાતેની **દારાયસ**ની તખ્તીમાં સ્કીથ્યાની ફતેહની નોધ આવી ચુકી છે, માટે સ્કીથ્યા ખાતેની માત્ર ચહડાઇજ નહી પણ તેની ફતેહ પણ કબુલ રાખવાને આપણી પાસે **હીરૉડૉટસ**ની સાંભળેલી હકીકતો કરતાં મજબુત અને પુરતું કારણ છે. ખુદ ઈરાનના દેશી હેવાલની ગેરહાજરીમાં **હીરૉડૉટસ**ના ગમે તેવા હેવાલને પગલે ચાલવાને આપણને ફરજ પડેછે, પણ તેવામાં ઉપલા લેખની નોધમાંનાં માત્ર એક નામથીજ આપણુ આ પરદેશી તવારીખનવેશની ભુલ સુધારવાને શક્તીવાન થઈ શકીયેછીયે. આ તવારીખનવેશ મુજબ **દારાયસ** સ્કીથ્યાથી પાછો ફર્યો હતો. નક્ષે રૂસ્તમના લેખ મુજબ તેણે દરીયાની પેલેપારના સક લોકોને તાબે કર્યા હતા. જો છેલી વાત ખોટી હોય તો તખ્તીઓમાં સઘળું ખોટારૂંજ હોવું જોઇયે, જેમ આજ સુધી મુદલ જાહેર થયું નથી; માટે જો આ છેલી વાત ખરી હોય તો **હીરૉડૉટસ**નો હેવાલ બહુજ ખામીવાળો હોવો જોઇયે. સ્કીથ્યાથી પાદશાહ કશી પણ ફતેહ વીના પાછો ફર્યો ન હતો. આખાં બીયાબાનમાં તેને માત્ર એકજ શેહર—અને તેખી લકડ શેહર ગેલોનયસ—મળ્યું, જેને જમીનદોસ્ત કરવામાં તેની નેમ માત્ર ત્યાં સુધી પોતે ફતેહ કરેલી દેખાડવાનીજ હોવી જોઇયે. **હીરૉડૉટસ** પોતે કબુલ કરેછે કે આ આખી ચહડાઇમાં પાદશાહને કશી મોટી ખોટ ગઈ ન હતી; જોકે બે માસની મુદતમાં તેણે આ કામ બજાવેલું કબુલ રાખી શકાતું નથી.

## ફસલ ૩. મેસીડોન્યાની ફતેહ.

(ઇ૦ સ૦ પુ૦ ૫૦૬.)

સ્કીથ્યાથી પાછા ફરતી વખ્તે **દારાયસ**ને માર્ગમાં કશી અડચણ નડી નહી. ત્યાં જતી વેળા તેણે થ્રેસમાંથી પોતાનો રસ્તો લીધો હતો તેજ રસ્તે તે બૉસ્ફોરસ તરફ પાછો ફર્યો, પણ તેમ કરતાં તેણે કેટલીક પ્રજાઓને તાબે કરવાની જરૂર જોઈ, જેઓએ તેની છેલી ચહડાઈ વખ્તે કોઇબી જાતની મદદ આપી ન હતી પણ તેના માર્ગમાં અણઘટતો કે ઘટતો અટકાવ નાંખી તેને રોકવાની તજવીજ કીધી હતી. આ સર્કશ પ્રજાઓને તાબે કરવા માટે પાદશાહ **દારા**એ પોતે યુરોપમાં રહેવાની જરૂર જોઈ નહી. તેણે એ કામ **બગબક્ષ** (મગબાજસ) નામના પોતાના એક સરદારને સોંપ્યું, અને તેને ૮૦૦૦૦ માણસની ફોજ આપીને પોતે પાછો ખાડી પસાર કરી કુચ કરતો સારદીસ ખાતે જઈ ઉતર્યો.

**મગબાજસે** પ્રથમ થ્રેસને તાબે કીધું અને પછી મેસીડોન્યા કનેથી ખંડણી લેવા માંડી. થ્રેસનો પ્રાંત ઇસ્ટર નદીની દક્ષીણ બાજુથી શરૂ થતો હતો, જ્યાં એક બે નહી પણ ૧૮ પ્રજાઓ વસ્તી હતી.[2] **બગબક્ષે** આ સઘળી પ્રજાઓને તાબે કીધી અને

---

૧ રૉલી૦ કૃત હીરૉ૦, ૬૫૦ ૩, સફે ૯૪, નોટ ૧.

૨ સ્ત્રેબો આ સંખ્યાને છેક ૨૨ સુધી વધારેછે

**જોકે તેને** માત્ર દરીયાના કાંઠા ઉપરનીજ પ્રજાઓને વશ કરવાનો હુકમ હતો તોપણ તેણે પીયોન્યન અને બીજી કેટલીક પ્રજાઓને પણ તાબે કીધી, જેઓ સર્વેનાં નામ વઠીક આપણને કશી અગત્યનાં નથી. આ પીયોન્યનોને માટે કહેછે કે તેઓ સર્વેને પાદશાહના એક ફાંટાને થકી તેમનાં વતનમાંથી કહાડીને એશ્યા મૈનર ખાતે મોકળી દેવામાં આવ્યાં હતાં. એ વીશે **હીરૉડોટસે** પોતાના શરેસ્તા મુજબ એક વાર્તા આપીછે.[૧]

મેસીડોન્યાનો નાનો પ્રાંત ડાઈસોરમ નામે પર્વતની દક્ષીણે આવેલો હતો, જ્યાં **અમીન્ટાસ** નામે એક રાજા રાજ્ય કરતો હતો. **મગબાજસે** પોતાની ફોજમાંના સાત સર્વેથી બહાદુર અને વખાણાયલા ઇરાનીઓને કેટલાંક માણસો આપીને આ રાજા પાસે મોકળ્યાં, અને આ ઇરાની એલચીઓએ માંગણી કીધી કે પાદશાહ **દારાયસને** તાબે થવાની નીશાન દાખલ તેણે પાણી અને માટી આપવી. પાર્સી પાદશાહો પોતાના તાબા તળે જે પ્રજાને લેવા માંગતા હતા તેમની કનેથી તેઓ આજ માગણી કરતા હતા, અને તે આપનારને તેઓ પોતાને તાબે થયલો ગણતા હતા. **અમીન્ટાસને** એ વાતની ખબર હતી અને ઇરાની એલચીખાતાંને યોગ્ય આવકાર આપીને તેણે તેમની માંગણી મુજબ કબુલ કીધું, એટલુંજ નહી પણ તેમને મોટી જયાફત આપી. આ જીયાફતવેળા **હીરૉડોટસ** એક બીજી વાર્તા જણાવીને ઇરાની એલચીઓને માથે મેસીડોન્યન રાજવંશી બાનુઓ સાથ આડી વર્તણુક ચલાવવાનો આરોપ મુકેછે, જે તકસીરને માટે **અમીન્ટાસના** બેટા **એલેકજાંડરે** સાત સ્ત્રીઓને બદલે સાત જવાનોને સ્ત્રીઓનો લેબાસ આપીને તેઓની મારફતે આ એલચીઓની તેમજ તેમનાં સઘળાં માણસોની કતલ ચલાવી હતી.[૨]

**બગબક્ષને** પોતાના એલચીઓની આ કતલ વીશે કશી ખબર પડી નહી. તેમનું શું થયું તે જ્યારે તેના જાણ્યામાં નહી આવ્યું અને તેઓ લાંબી મુદત સુધી પાછા ફર્યા નહી ત્યારે તેણે પોતાના બેટા **બુબારીસની** સરદારી હેઠળ એક બીજું એલચીખાતું મોકળ્યું અને આગળા એલચીઓ વીશે ખબર મંગાવી. અલબત્તે મેસીડોન્યન લોકો **મગબાજસની** સામે લડાઈ કરવાને કેવળ અશક્ત હતા, માટે તેઓએ **બુબારીસને** લાંચ આપવા સીવાય અને તેમ કરીને સઘળી આગળી વાત ઢાંકી નખાવવા સીવાય છુટકો ન હતો. **હીરૉડોટસની** વાત[૩] જો કબુલ રાખીયે તો **એલેકજાંડરે** નવા એલચીઓને પૈસાની તથા બીજી મદદો આપીને ઢાંકપીછોડો કરાવ્યો. વળી તેણે પોતાની બહેન **ગાઈગીયાના** **બુબારીસ** સાથ નેકા કરી આપ્યા, અને એ રીતે આગળા એલચીઓની કતલની વાત ઉપર ઢાંકણું વાળ્યું. પણ આ સઘળી વાતની સચાઈ વીશે આપણને કંઇક શક પેદા થાયછે. **બગબક્ષ** પછી પાદશાહે તેની જગા ઉપર **હુતન** (ઓતાનીસ) નામે એક સરદારની નેમણુક કીધી. આ સરદારે બાઇજેન્ટ્યમ, એલ્સીડન, અને બીજા પ્રાંતોની પ્રજાઓને જેર કીધી અને ત્યાં ઇરાનની સત્તા મજબુત કીધી.

---

૧ દફ્૦ ૫, પ્ર૦ ૧૨ થી ૧૫. ૨ તેજ, પ્ર૦ ૧૮—૨૧. ૩ તેજ પ્ર૦ ૨૧

# બાબ ૧૪.

# દારાયસ હીસ્તાસ્પીસ (દારયવુશ).

(ઈ૦ સ૦ પુ૦ ૫૨૧ થી ઈ૦ સ૦ પુ૦ ૪૮૫ સુધી.)

## ૩.

## યુનાન સાથનો મોટો ઝગડો.

(ઈ૦ સ૦ પુ૦ ૫૦૧ થી ઈ૦ સ૦ પુ૦ ૪૮૫ સુધી.)

૧. યુનાની સરદારોને ઈનામ—મીસાઈનસનું બંદર—ઈયોન્યન બલવાનું એક કારણ. નેકસૉસ ઉપર ઇરાની ચહડાઇ—સરદારો વચ્ચે વાંધો—ચહડાઈની નીષ્ફળતા. એરીસ્ટાગોરાસની કપટ રચના—બલવાની ઉસકેરણી—સ્પાર્ટાની મદદની માંગણી—ત્યાંના રાજાને લાંચ આપવાની તજવીજ—એરીસ્ટાગોરાસની નીષ્ફળતા. એથન્સમાં રાજદ્વારી ફેરફાર—રાજા હીપ્પાસ—ઇરાનીઓ ઉપર મદદ માટે માંગણી—આર્તાફર્નીસનો એથીન્યનોને ઉત્તર—ઇરાન સામે એથન્સની મદદની માંગણી—ઇરાન અને યુનાન વચ્ચેના આવતા ઝગડાની શરૂઆત. એથીન્યનોની સાર્દીસ ઉપર ચહડાઇ—તેમની શીકસ્ત. સાઈપ્રસનો બલવો—તેની સમાધાની—પાદશાહના જમાઈઓની બહાદુરી—બલવાની પ્રથમ ઉસકેરણી કરનારનો અંત.

૨. હીસ્ટીયસનો દગો—તેની ઠગબાજી—ઇરાની સરદારોની દગલબાજી—એ બાબે મતફેર. હીસ્ટીયસની નાસુરાદીઓ—તેનો વહાણો લુટવાનો ધંધો. ઈયોન્યન રાજ્યોની લડાયક તૈયારીઓ—એકસંપી રાજ્યોને છુટાં પાડવાની ઈરાનીઓની તજવીજ—લાડીની લડાઈમાં ઈયોન્યનોની મોટી હાર. આર્બલીટસને બલવો કરવા માટે સજા. હીસ્ટીયસની લુટફાંટ—તેનું કેદ પકડાવું—તેની કતલ. ઇયોન્યન ટાપુઓનું તાબે થવું. કર્સોનીજનો હાકમ મીલ્ટાયડીસ—તેનાં કામો અને તેનો બદલો—તેના બેટા ઉપર પાદશાહની મેહરબાની. ઈયોન્યન બલવાનું શેવટ.

૩. એથીન્યનો ઉપર પાદશાહનો ગુસ્સો—એથન્સ ઉપર ચડાઈ—માર્દોન્યસ—પાદશાહની દુરંદેશી મેસીડન અને થેસૉસની ફતેહ—એથોસના પર્વત આગળ તુફાન—ઈરાની ફોજનો મોટો નાશ—માર્દોન્યસનું જખમી થવું—તેની એથન્સ ઉપરનો ચહડાઇનું નીષ્ફળ જવું. એથીન્યનોની છેડતી—સ્પાર્ટનોની મદદની માંગણી—સ્પાર્ટન રાજાઓ વચ્ચે અણબનાવ. એથન્સ ઉપર નવી ચહડાઈ—ઈરીત્રયનોને એથન્સની મદદ—તેઓમાં કુસંપ—ઈરીત્રયાનું ઈરાનને તાબે થવું—એથન્સ ઉપર ધસારો: મેરેથનની રંગભુમી—એથીન્યન ફોજના સરદારો—સ્પાર્ટનોની મદદમાં વેહમની નડતળ; યુનાની તવારીખનવેશોની અતીષયોકતી; મીલ્ટાયડીસનો ધસારો—લડાઈ—ઈરાની ફોજની બહાદુરી તથા હાર—માર્યા ગયલા ઇરાની સીપાહીઓની ખોટી સંખ્યા—ઇરાની ફોજની સંખ્યા વીશે ગપાટા—એથીન્યન ફોજો સાથ તેનું અસરખું પ્રમાણ.

૪. દારાયસની દલગીરી—યુનાન ઉપર પોતે ચહડાઈ લઈ જવાની તેની ધારણા. એથન્સ ઉપરના ધસારામાં ઈરાની ફોજની નીરાશી—તેનું પાછું ફરવું; ઈરીત્રયન બંધવાઓ ઉપર પાદશાહની દયા; મીલ્ટાયડીસનો દગો—તેની તપાસ અને તેને સજા—તેનું ગમથી મરણ. યુનાનની નવી ચહડાઈ માટેની તૈયારીઓ. મીસરમાં બલવો—તેમાં એથીન્યનોની ઉસકેરણી—મીસરના હાકમોનું ઈરાની વંશ—ત્યાં દારાયસને મળેલું મોટું માન—બલવાનું દબાઈ જવું. તખ્તના દાવા બાબે રાજકુટુંબમાં વાંધો—જર્કસીસ અને આર્તાબાર્જેનીસ—જર્કસીસની તરફેણમાં પાદશાહનો ચુકાદો. યુનાનની ચહડાઇ આગમજ પાદશાહનું મરણ; તેની ચાલચલણ:—તેની દયા, બહાદુરી, મોટાઇ, મર્દાનગી, અને બીજા ભલા ગુણો; તેના જીતેલા મુલુકો, તેનાં રાજ્યની હદ—રાજબંધારણ માટે તેની સ્તુતી—તેની કાર્કીર્દીનો સાર.

## ફસલ ૧. ઈયોન્યન શહેરોનો બલવો.

(ઈ૦ સ૦ પુ૦ ૫૦૧—૫૦૦.)

હેલેસ્પોંટ પસાર કરીને પાદશાહ **દારા** પાધરો સાર્દીસ ખાતે આવી ઉતર્યો અને ત્યાંના મહેલમાં એક વરસ દહાડો સુધી રહ્યો. ત્યાં તેણે પોતાની સેવા ઉઠાવનારા વીશ્વાસુ ઇયોન્યન સરદારોને માન અકરામો આપ્યાં તથા તેઓએ માગવા મુજબની બક્ષેશોનાં ઇનામોથી તેમને નવાજી નાંખ્યા. પેલો માઇટીલીનનો સરદાર **કોઈસ**, જેણે સ્કીટ્યા ઉપરની ચહડાઈ વેળા ડેન્યુબ નદી ઉપરનો પુલ ભાંજી નહી નાખવાની ડહાપણ ભરેલી સલાહ **દારાયસ**ને આપી હતી અને તે સલાહ મુજબ અમલ કરવાથી શેવટે પાદશાહને મોટી મદદ મળી હતી તેને, તેમજ માઇલીટસના સરદાર **હીસ્ટીયસ**, જેણે સ્કીટ્યનોની ધમકી મુજબ પુલ ભાંજી નાંખીને પોતાને ઘરેબારે ચાલી જવાને બદલે પોતાના હમશરીકોને **દારયવુશ** તરફ વફાદાર રહી તે આવી પુગે ત્યાં સુધી પુલને સલામત રાખવાનો આગ્રહ કરી તેમને સમજાવી રાખ્યા હતા તેને, પાદશાહે પોતાની હજુરમાં બોલાવ્યા અને તેઓને ગમે તે બક્ષેશો માંગવા ફરમાવ્યું. **હીસ્ટીયસ**ને કોઇબી રાજ્યની હાકમી જોઇતી ન હતી, કેમકે તે પોતે માઇલીટસનો રાજા હતોજ, માટે તેણે અરજ કીધી કે થ્રેસના કાંઠા ઉપર પાદશાહે જીતેલા મુલુકોમાંનું મીર્સીઇનસ નામે બંદર છે તે તેને બક્ષેશ કરવું, જ્યાં તે પોતે એક શેહર બાંધવા ધારેછે. આ બંદર સ્ટ્રાઇમન નદીના ડાવા કાંઠા ઉપર આવેલું હતું. પાદશાહે **હીસ્ટીયસ**ની આ માગણી અરધે બોલે કબુલ રાખી અને તે સરદાર ખુશહાલ થતો પોતાને મુલક ગયો અને જલદીથી ઇનામમાં મળેલાં બંદર ખાતે શેહર વસાવવાની તૈયારીઓ કરવા પડયો. **કોઈસ**ની માંગણી માઇટીલીનનું રાજ્ય મેળવવા સંબંધી હતી, કેમકે તે ત્યાંનો રાજા નહી પણ માત્ર એક અમીર જેવો હતો. તેની ઇછા પણ **દારાયસે** મંજુર રાખી, અને તે એ રીતે રાજ્યપદ પામ્યો.

**મગબાજૂસે** (બગબક્ષે) થ્રેસ અને મેસીડન ખાતે ફતેહો કર્યા પછી પીયોન્યન નામે એક પ્રજાના લોકોને પાદશાહના હુકમથી સાર્દીસ ખાતે પોતાની જોડે લેતો આવ્યો હતો, અને તેથીજ તેની જગા ઉપર **સીસામ્નીસ**ના બેટા **ઓતાનીસ**[૧] (હુતન) ની નેમણુક થઇ હતી. આ વખ્તે **હીસ્ટીયસ**ને મીર્સીઇનસનું બંદર મળી ચુકયું હતું અને તેણે ત્યાં શેહર બાંધવું શરૂ પણ કીધું હતું. પણ આ શેહર કોઇ દીવસે પાદશાહને પોતાનેજ હેરાનગતીમાં નાખશે અને થ્રેસના કાંઠા ઉપર

---

૧ આ ઓતાનીસ તે કંઇ પાદશાહનો એ નામવાળો શરીક ન હતો. તેની એક કહાણી છે કે તેના બાપ સીસામ્નીસે ન્યાયાસન ઊપર બેસીને વાજબી ઇનસાફ કરવાને બદલે લાલચ ખાઇને ગેરવાજબી ચુકાદો આપવા ઊપરથી પાદશાહ કમ્બાઇસીસે તેને કાપી નાંખીને તેની ચામડી ઊખેડી કહડાવી અને તેના કકડા કરાવી જે આસન ઊપર મરનાર બેસતો હતો તે ઊપર પાંથર્યા અને પછી તેજ જગા ઊપર મરનારના દીકરા ઓતાનીસની નેમણુક કરીને પોતાના બાપનાજ ચામડાં ઊપર દીકરાને બેસવાની ફરજ પાડી (હીરૉ૦, દફ્૦ ૫, ૫્૦ ૨૫), એવી મતલબથી કે પોતાના બાપને થયલી સજા હંમેશાં યાદ કરીને તે વાજબી ઇનસાફ કરે.

તે ઇયોન્યનોના હાથમાં એક મજબુત મથક થઇ પડવાથી ઇરાની સત્તાને તે ભારી હરકત કરનારૂં થઇ પડશે એવી સલાહ **મગબક્ષથી** મળવા ઉપરથી પાદશાહની ખાતરી થઇ અને તેણે **હીસ્ટીચસને** સાર્દીસ ખાતે બોલાવી પોતાની દરબારમાંજ રહેવાની ભલામણ કીધી અને તેની સલાહ પોતાને બહુ કીમતી થઇ પડશે એમ કહીને તેની પદવી વધારી આપી. **હીસ્ટીચસ** સાર્દીસ ખાતે આવ્યો ત્યારે પોતાનાં રાજ્યની લગામ પોતાના જમાઇ **એરીસ્ટાગોરાસને** આપી આવ્યો હતો, માટે પાદશાહની સલાહ મુજબ તેના મહેલમાંજ રહેવાનું ખુશીથી તોપણ કંઇક ખાટે દીલે તેણે કબુલ કીધું; અને **દારાયસ** લીડયાની હાકમી પોતાના ભાઇ **આર્તાફ્રનીસને** સોંપીને પોતે **હીસ્ટીચસને** લઇ સુસા ગયો.

પણ **હીસ્ટીચસને** આ રીતે પાદશાહે પોતાના એક કેદીના જેવી હાલતમાં પોતાની જોડેજ રાખવા ઉપરથી ઇયોન્યન રાજ્યોમાં બલવો ઉઠવાનું એક મુખ્ય કારણ મળ્યું, જેમાં માઇલીટસના રાજાની પોતાની પહેલી ઉસકેરણી હતી. માઇલીટસ એ વેળા ઇયોન્યાની કીર્તી ગણાતું હતું. તેનું બળ ભારી હતું. તેની જોડેજ નેકસૉસનું એક રાજ્ય પણ આબાદાનીમાં બીજાં સઘળાં ઇયોન્યન રાજ્યો કરતાં વીશેષ ખીલી નીકળ્યું હતું. સાઇકલેડીસના ટાપુઓમાં નેકસૉસ સર્વેથી મોટો હતો. આપણી હાલની તવારીખના બનાવોને દરમયાન ત્યાંના કેટલાક માતબર રહેવાસીઓને ત્યાંનાં પ્રજાસત્તાક રાજ્યના હુકમથી દેશનીકાળની સજા મળી હશે, તે ઉપરથી તેઓ માઇલીટસ ખાતે આશ્રો માંગવા આવ્યા. આ વેળા આપણે ઉપર કહ્યું તેમ માઇલીટસની હાકમી **હીસ્ટીચસના** જમાઈ અને ભાણેજ **એરીસ્ટાગોરાસના** હાથમાં હતી. હવે જેઓ આશ્રો માંગવા આવ્યા હતા તેઓએ આગળ **હીસ્ટીચસની** અછી સેવા બજાવેલી હોવાથી તેમને તેની જોડે ભારી મીત્રાચારી થઈ હતી, અને તે આધાર ઉપરથીજ તેઓ તેની મદદ લેવા આવ્યા હતા. તેઓએ માંગણી કીધી કે **એરીસ્ટાગોરાસથી** બને એટલાં લડાઈનાં બારકસોની તેમને મદદ આપવી, જેથી તેઓ પોતાનું વતન પાછું હાથ કરી શકે. પણ આ માઇલીશ્યન હાકમ પક્કો હતો; તેની મતલબ જો બને તો નેકસૉસનો પોતેજ હાકમ થઈ બેસવાની હતી; માટે તેણે લીડયાના ઇરાની હાકમ **આર્તાફ્રનીસની** મદદ માંગી. તેણે સાર્દીસ ખાતે જઇને તેને સમજાવ્યો કે નેકસૉસની ફતેહથી ઇરાનના હાથમાં મોટી દોલત આવશે અને જેમને દેશનીકાળ કહાડેલાછે તેઓ પાછા પોતાની હકુમત ઉપર આવ્યાથી પાદશાહના તાબેદાર થશે. વળી તેની જોડે પડોસના બીજા ટાપુઓ પણ ઇરાનને તાબે થશે તથા યુબીયાનો મોટો ટાપુ ફતેહ કરતાં પછી વખત લાગશે નહી. આ સઘળું પોતાની ફસાહતી જબાનથી ઇરાની હાકમને સમજાવીને **એરીસ્ટાગોરાસે** ૧૦૦ બારકસોની માંગણી કીધી; પણ **આર્તાફ્રનીસે** તેથી બેવડાં મોકળવાની ઇછા દેખાડી. તેણે સુસા ખાતે સંદેશો મોકળાવીને પાદશાહની પરવાનગી મંગાવી, અને પછી બશો બારકસો તથા બીજાં મોટાં લશ્કર સાથ એક કાફલો **નેકસૉસની** ફતેહ કરવા ઉપડી ગયો. તેની સરદારી પાદશાહના ભાણેજ **મગબાતીસને** આપી અને તેની જોડે **એરીસ્ટાગોરાસ** પોતેબી માઇલીટસથી ઉપડયો.

અગરજો ઉપલા માઇલીશ્યન હાકમનાં મનમાં બુરી ધારણા ન હોત તો આ ચહડાઇની નેમ પાર પડી હોત. પણ **એરીસ્ટાગોરાસ** એક લોભી અને નાહીમત માણસ હતો, તે તેનાં હવે પછીનાં તેમજ હાલનાં કામો ઉપરથી સ્પષ્ટ જણાયછે. માઇલીટસ ખાતેથી **મગબાતીસ**ની ફોજમાં ઇયોન્યન લશ્કર શામેલ થયું, અને તે સર્વે જોડે મોટો કાફલો હેલેસ્પોંટ તરફ ઉપડી જવાની ધારણાથી ચાયૉસ તરફ લંગડ નાંખી પડયો, એવી મતલબથી કે હવે ત્યાંથી તેઓએ પાધરાજ નેક્સૉસ તરફ ધસી જવું. પણ હ્યાં **મગબાતીસ**ને **એરીસ્ટાગોરાસ** સાથ વાંધો પડયો. એક ઇયોન્યન નાઓદા પોતાનાં બારકસ ઉપર હાજર નહી હોવાથી ઇરાની સરદારે આખી ફોજના વડા દાખલ તેને સજા કરવા માંગી, જે ઉપરથી માઇલિટસનો હાકમ સામો થયો અને **મગબાતીસ**ને અપમાન આપ્યું કે તું તો માત્ર મારા હાથ હેઠળનો છે માટે તું શા માટે વચમાં માથું મારેછે? આથી તે રાજવંશીને માઠું લાગ્યું, જેના આવેશમાં તેણે રાતોરાત એક હોડી નેક્સૉસ તરફ રવાના કરીને ત્યાંનાં લોકોને તેમનાં આવતાં ભયની ખબર આપી. આ ખબરથી નેક્સૉસના લોકોને મોટો ફાયદો થયો, કેમકે તેમને તેથી પોતાની તૈયારીમાં રહેવાનું બની આવ્યું. તેઓએ ઇરાની ફોજ આવી પુગે તે આગમજ પોતાના કીલ્લામાં એટલીબધી ખોરાકી વગેરે ભરી મેલી કે ચાર માસ સુધી ઘેરો નાંખવા છતાં ઇરાનીઓ એ ટાપુને તાબે કરી શકયા નહી. ચહડાઈ લાવનારી ફોજની ખોરાકી ઘટી ગઈ અને **એરીસ્ટાગોરાસ** પોતેબી કંટાળી ગયો, પણ તે પોતાની નીચ નેમમાં પાર પડયો નહી. ઇરાની દેશનીકાળ થયલા માતબર ધણીઓને વસવા માટે કીલ્લાઓ બાંધી આપ્યા સીવાય બીજી કશી મદદ કરી શકયા નહી, માટે હવે તેઓએ પાછો ઇરાન તરફનો રસ્તો લીધો.

આ નીષ્ફળતાથી **એરીસ્ટાગોરાસ**ને કચવાટ પેદા થાય તેમાં નવાઈ નથી. **આર્તાફર્નીસ**ને તેણે જે જે લલચાવનારી વાતો કહી હતી તેમાંનું કશું બન્યું નહી તેથી, તેમજ વળી ઇરાની ફોજનો સઘળો ખર્ચ આપવાનું પોતે માથે લીધું હતું તે આપવો પડવાના બીજવાટથી, તેણે હવે એક નીચ યુકતી લડાવવાની તજવીજ કીધી. ઇરાનીઓ તેના ઉપર ગુસ્સે થવાના અને સજા કરવાના, એમ માની લઇને તેણે હવે પાદશાહ સાથ દુશ્મની કરવાનો નીશ્ચય કર્યો, અને તેમ કરીને વળી ઇરાનીઓને ખભરાવવા અને હેરાન કરવાની તજવીજ કીધી. માઇલીટસ તેમજ બીજાં ઇયોન્યન રાજ્યો ઇરાનના તાબા તળે હતાં, માટે પોતે તેમજ સર્વેએ બલવો ઉઠાવીને ઇરાનથી સ્વતંત્ર થવું એવો તેનાં ખાલી મગજમાં પવન ભરાયો. પણ એજ વખ્તે વળી તેના સસરા **હીસ્ટીયસ** તરફથી તેને બલવો કરવાની ઉસકેરણી મળી.[૧] **એરીસ્ટાગો-**

---

૧ હીરૉડોટસ કહેછે (દફ્ત૦ ૫, પ્ર૦ ૩૫) કે સુસાના મહેલ મધે પોતે સઘળો વૈભવ ભોગવ્યા છતાં હીસ્ટીયસને સ્વતંત્ર થવાનું બન્યું નહી ત્યારે તેણે પોતાના એક વીશ્વાસુ ગોલામનું માથું બોડાવી તે ઉપર બલવો ઉઠાવવાની ઉસકેરણીના અક્ષરો કોતર્યા, અને તે ગોલામને માથે પાછા બાલ ઊગ્યા પછી તેને માઇલીટસ ખાતે મોકળાવ્યો અને એવું ફરમાવ્યું કે ત્યાં જઇ એરીસ્ટાગોરાસને એટલુંજ કહેવું કે 'મારૂં માથું બોડીને જુઓ.'

શસને તો આમ કરવાનો ઇરાદો હતોજ, માટે તેણે પોતાના મીત્રોની મંડળી મેળવીને તેમનો વીચાર લીધો. માત્ર એકજ ધણી બલવો ઉઠાવવાની સામે થયો, જે ત્યનો **હીકેત્યસ** નામે ઇતીહાસ લખનાર હતો. બાકીના સઘળાઓનો એક વીચાર જોઇને સઘળાઓએ છેવટે ચોકસ ઠરાવ કીધો અને તે મુજબ અમલ કરી સઘળાં ઇયોન્યન રાજ્યોના સરદારોને કેદ પકડયા. નેકસૉસથી પાછી ફરેલી ફોજના સરદારો હજુતો માયસ નામે એક બંદર ખાતે રહેલા હતા તેઓ સર્વ ઉપર એકજ વખતે ઉચાઉચ્ય હુમલો કરીને **એરીસ્ટાગોરાસે** તેમને કેદ પકડયા અને તેમનાં રાજ્યોને ખબર આપી કે તેઓના હાકમો હવે કદી તેઓ ઉપર અમલ ભોગવવાના નથી, માટે તે રાજ્યોએ જો ઇરાનના પાદશાહથી સ્વતંત્ર થવું હોય તો બલવો ઉઠાવવો. પોતાના આ શબ્દોને ખરા પાડવા માટે **એરીસ્ટાગોરાસે** માઇટીલીન્યનોના હાથમાં તેમનો રાજા **કોઈસ** આપી દીધો, જેને તેઓએ પથરનો માર મારીને બેજાન કીધો. આ ધણીને **દારાયસની** મેહરબાનગીથી માઇટીલીનની હાકમી મળી હતી. કોઇ કોઇ રાજ્યોએ પણ એમજ કર્યું, પણ ઘણાંખરાંએ પોતાના હાકમોને જીવતા જવા દીધા. **એરીસ્ટાગોરાસે** આ પગળું ભર્યા આગમજ પોતાની રૈયતોને જણાવ્યું કે 'હું આજથી મારો અખત્યાર છોડી દઉંછું અને મારે બદલે રાજ્ય વહીવટ પ્રજાના હાથમાં સોંપુંછું.' આ યુકતીથી પોતે જીવતો રહ્યો એટલુંજ નહી પણ રાજ્યનો કાબુ ઘણોખરો તેનાજ હાથમાં બચી રહ્યો.

ઇયોન્યન રાજ્યોમાં આ રીતે બલવાનાં બી વાવીને **એરીસ્ટાગોરાસ** મદદ મેળવવા માટે સ્પાર્ટા ખાતે ગયો, જ્યાં આ વખ્તે **કલીયૉમીનીસ** નામે રાજા રાજ્ય કરતો હતો. પુરાતન યુનાન દેશના દક્ષીણ ભાગમાં સ્પાર્ટાનું રાજ્ય આવેલું હતું. **એરીસ્ટાગોરાસે** આ રાજાને સઘળી લલચાવનારી વાતો કહી અને ઇરાનીઓને એટલાતો જંગલી અને નાહીમત દેખાડયા કે અગરજો **કલીયૉમીનીસને** બદલે કોઈ બીજો બાહોશ રાજા હોત તો તેણે પેલા જુઠા માઇલીસ્યનને તેની ખોટી સમજાવટને માટે તુર્ત સજા કરી હોત. કેમકે સ્પાર્ટન તેમજ એથીન્યન લોકોને ખબર હતી કે ઇરાનની સરહદ કંઇ થોડી ન હતી અને તેની ફતેહો નાનીસુની ન હતી. વળી જે પાદશાહે છેક સ્કીથ્યા સુધી ચહડાઇ લાવીને મેસીડન તથા થ્રેસને તાબે કીધેલાં તેનાં બળ વીશે આ છેલા પ્રાંતોની પડોસમાં દક્ષીણે આવેલાં એથીન્યન તથા સ્પાર્ટન રાજ્યોને ખબર ન હોય, એ કેવળ અશકય છે. સ્પાર્ટાના રાજાએ **એરીસ્ટાગોરાસની** માંગણી નાકબુલ રાખી, તે એટલામાટે કે સાર્દીસથી સુસા જવાનો માર્ગ ત્રણ મહીને પુરો થતો હતો. આ વાત જણાવવી ભુલી જવી જોઇતી નથી કે **એરીસ્ટાગોરાસે** રાજા **કલીયૉમીનીસને** ખુદ ઇરાનનાં રાજધાની શેહર સુસા ઉપર ચહડાઇ લઇજઈ તેને ફતેહ કરવાની લાલચ દેખાડી હતી, પણ સાર્દીસથી સુસા જતાં ત્રણ માસ લાગેછે એમ સાંભળીને સ્પાર્ટન રાજા

---

માથાં ઉપર શું લખ્યું હતું તે હીરૉડોટસ જણાવતો નથી, પણ પૉલીઇનસ નામે એક બીજો તવારીખનવેશ કહેછે કે તે શબ્દો આ મુજબના હતા:—'હીસ્ટીયસ તરફથી, એરીસ્ટાગોરાસ જોગ—ઇયોન્યાસાં બલવો ઊઠાવ.'—રૉલી૰ કૃત હીરા૦, દફ૦ ૩, સફે ૧૯૭, નોટ ૭.

નાહીમત થયો હતો ! જ્યારે એ રીતે નાઉમેદ થયો ત્યારે બલવાખોરે રાજાને લાલચ દેખાડવા માંગી. સ્પાર્ટનો સાદા લોક હતા, પણ લાંચ રૂસ્વતના જબરા ગોલામ હતા. **એરીસ્ટાગોરાસે** રાજાને ૧૦ ટેલંટની અને ત્યાર પછી વધીને ૫૦ ટેલંટની લાંચ આપવા માંગી, પણ **કલીયૉમીનીસે** ફોજ મોકલવાની નાપાડી[૧] અને ૨૪ કલાકમાં સ્પાર્ટા છોડી જવાનો પેલા દગાબાજ ઇયોન્યનને હુકમ કીધો.

સ્પાર્ટા ખાતેથી આ રીતે ફજેત થઈને **એરીસ્ટાગોરાસ** એથીન્યનોને ભમાવવા ગયો. આ વખ્તે એથન્સ ખાતે એક મોટા રાજ્યદુઆરી ફેરફાર થયો હતો. **પીસીસ્ત્રેટસ** નામના ત્યાંના માજી રાજાના નાના કુંવર **હીપાર્કસને** કાપી નાંખીને ત્યાંનાં લોકોએ નવા રાજા **હીપ્પીઆસને** દેશનીકાળ કીધો હતો, અને એ રીતે ત્યાં પ્રજાસત્તાક અમલ ચાલુ થયો હતો. એ કામમાં સ્પાર્ટન લોકોએ એથીન્યનોને મોટી મદદ આપી હતી, અને રાજા **કલીયૉમીનીસ** પોતે એથન્સ ખાતે જઈને આ ફેરફાર કરી આવ્યો હતો. પણ પાછળથી તેને પોતાને ત્યાંથી નહાસી આવવું પડયું હતું, કેમકે તે એથન્સને પોતાનાં રાજ્ય સાથ જોડી નાંખીને ત્યાં પોતાનો અમલ ચલાવવા માંગતો હતો. એ રીતે જ્યારે પોતાનું કશું ટટુ એથન્સ ખાતે નહી ચાલ્યું ત્યારે **કલીયૉમીનીસે** જે રાજા—**હીપ્પીઆસ**—ને દેશ બહાર કહાડયો હતો તેને પાછો ત્યાંજ સ્થાપવાની તજવીજ કીધી, પણ તેમાંબી તે નીષ્ફળ થયો. **હીપ્પીઆસ** સીજયમ નામે શેહર ખાતે જઈ રહ્યો હતો, જ્યાં તેણે લીડયાના ઇરાની હાકમ **આર્તાફર્નીસને** સમજાવીને એથન્સ ખાતે પોતાનો કાબુ વધારવાની તજવીજ કીધી. કદાચ ઇરાનીઓ તેના સમજાવ્યાથી ઉસકેરાશે અને એથન્સ ઉપર ચહડાઈ લાવશે એમ સમજીને એથીન્યનોએ **આર્તાફર્નીસ** જોગો સંદેશો મોકળી તેને વીનંતી કીધી કે **હીપ્પીઆસ** તેઓ સામે જે કંઇ કહે તે ખરૂં માનવું નહી. આનો ઉત્તર **આર્તાફર્નીસે** એટલોજ મોકળાવ્યો કે "અગરજો એથીન્યનોએ નચીંતે રહેવું હોય તો **હીપ્પીઆસને** પાછો તેનો કાબુ બક્ષવો." પણ સલાહ મુજબ અમલ કરવાની તેઓએ ના પાડી અને ઇરાનીઓને પોતાના દુશ્મન દાખલ ગણ્યા.

એ મુજબના બનાવો બન્યા હતા તેજ વેળા **એરીસ્ટાગોરાસનું** એથન્સ ખાતે જવું થયું, અને તેની મીઠી જબાનનાં જેહરથી એથીન્યનો એકદમ તેને મદદ કરવાને તૈયાર થયા. વળી માઇલીટસ એક એથીન્યન સંસ્થાન હતું એ વાતની યાદ મળવાથી તેઓએ ઇરાનીઓ સામેના બલવામાં ભાગ લેવાનું મોટા હરખ સાથ પસંદ કીધું, અને એ રીતે **એરીસ્ટાગોરાસની** દગા ભરેલી વાણીઓથી ઠગાઈને વીશ બારકસો ઇયોન્યન ટાપુઓ તરફ મોકલવાને તેઓ કબુલ થયા. એથીન્યનોનું આ કામ ઇરાન

---

૧ સ્પાર્ટનોના ખવાસ મુજબ કદાચ આ રાજા લલચાયો હોત; પણ **હીરૉડોટસ કહેછે** (૯૫૦ ૫, ૫૦ ૫૧) કે જ્યારે એરીસ્ટાગોરાસ રાજાને લાંચ આપવા માટે તેને **ઘર ગયો ત્યારે** ત્યાં એક ૮ વરસની કુંવરી રમતી હતી. જ્યારે ૧૦ ઉપરથી ૫૦ ટેલંટ **સુધી પેલો** લલચાવનાર વધ્યો ત્યારે આ છોડીએ પોતાના બાપને કહ્યું **કે 'ચાલો ઊઠો, બાપા, નહીતો આ ધણી જરૂર તમારૂં મન ફેરવશે.'** ટેલંટ=રૂ૨૪૩ળા.

અને યુનાન વચ્ચે આવતા મોટા ઝગડાની પહેલી શરૂઆત જેવું હતું. એથીન્યનોની ફોજ જોડે ઇરીત્રયન નામે પ્રજાએ પણ પાંચ બારકસો મોકલ્યાં, અને આ સઘળાં બારકસોએ ઇફીઝસનાં બંદરમાં લંગડ કર્યું. તે ઉપરની સઘળી ફોજો કીનારે ઉતરીને લાગલી સાર્દીસ શેહર ઉપર ચ્હડી ગઈ.

આપણને અચરતી લાગેછે કે ઇયોન્યન રાજ્યોના બલવાને આટલી બધી મુદ્દત વીતી ગયા છતાં ઇરાની હાકમ **આર્તાફ્રર્નીસે** તે બેસાડી દેવાને હજુ સુધી કશા ઇલાજો લીધા નહી ! વળી આપણને જણાવવામાં આવ્યું છેર કે યુનાની અને ઇયોન્યન ફોજોએ સાર્દીસ ઉપર ધસી જઇને શેહરનો કબ્જો લીધો તથા તેને આગ લગાડી મેલી તે છતાં ઇરાની ફોજે દુશ્મનો સામે મુદલ દેખાવ દીધો નહી; પણ તેને બદલે હાકમ **આર્તાફ્રર્નીસ** શેહરના કીલ્લામાં ભરાઈ બેઠો ! અને એ સઘળાં તુફાન વેળા ઇરાનીઓ ગોયા કેફમાં ચકચુર થઈ પડેલા હોય તેમ તેમને સઘળી ખરાબીઓની ખબર પછવાડેથી પડી ત્યારે હેલીસ નદીના કાંઠા ઉપર ભેગી થયલી ઇરાની ફોજ લીડયનોની મદદે દોડી આવી ! તેમને આવવાની ખબર મળતાંજ ઇયોન્યન ફોજો સાર્દીસ છોડી ગઇ અને **આર્તાફ્રર્નીસની** કીલ્લા માંહેલી ફોજ સાથ લડાઈ કરવાની યા તેને ઘેરો નાંખવાની મુદલ હીમત કીધી નહી. ઇરાની ફોજે નહાસતા ઇયોન્યનોનો દુંબાલો પકડયો અને ઇફીઝસ આગળ એક મોટી લડાઇમાં તેમનો સંહાર કર્યો, જેમાં યુનાનીઓને બહુ ખમવું પડયું, અને જેઓ બચ્યા તેઓ નહાસભાગમાં પડયા.

આ ભારી શીકસ્ત પછી બાકી રહેલા એથીન્યનોએ રુમા ફતેહ કરવાનો હવાઈ વીચાર છોડી દીધો અને **એરીસ્ટાગોરાસે** તેમને કેવા મોટા જોખમમાં હોમાવ્યા હતા તેનું મોડું જ્ઞાન મેળવીને તેઓ હવે બલવાખોરોને જ્યાંનાં ત્યાં પડતા નાંખી પોતાને વતન ઉપડી ગયા. તેમને જતી વેળા આ માઇલીસ્યને એલચીઓ મોકલીને ઘણાખી સમજાવ્યા, પણ તેથી કશું વળ્યું નહી. પણ આ પરાજય છતાંબી ઇયોન્યનો પોતાના ઇરાદાથી પાછા ફર્યા નહી. તેઓએ બાઇજેન્ટ્યમ વગેરે ઇરાની શેહરો તાબે કરી લઇને નવી નવી જગાઓ ખાતે બલવાની આગ વધારી. બલવામાં નવા શામેલ થનારા ટાપુઓમાંનો એક મુખ્ય સાઇપ્રસનો હતો. એ ટાપુ ખાતે સેલેમીસનો રાજા **ગોર્ગસ** ઇરાની પાદશાહનો તાબેદાર હતો, જેને તેનો ભાઇ **ઓનેસીલસ** બલવો ઉઠાવવાનો વખ્તેવખ્ત આગ્રહ કરતો હતો. એક દીને આ નાના ભાઇએ રાજાને શેહરની બહાર ગયલો જોઈ દરવાજા બંધ કરી દીધા અને પછી ઇરાનીઓ સામે દુશ્મની જાહેર કરીને આખા ટાપુને તેમ કરવાને ઉસકેર્યો. પણ માત્ર એમેટયુસ્યન લોકોએ તેમ કરવાની ના પાડવાથી **ઓનેસીલસે** એ લોકનાં શેહરને ઘેરો નાખ્યો. પણ **આર્તીબાયસ** નામે એક ઇરાની સરદાર શંકટમાં આવેલાં શેહરની મદદે એક મોટી ફોજ લઇને આવેછે એવી ખબર મળતાંજ **ઓનેસીલસે** બલવાખોર ઇયોન્યનોની મદદ માંગી. આ મદદ તેમજ ઇરાનીઓની મદદ એકજ વખ્તે આવી લાગી, જોકે એ બંને જુદા જુદા ધણીઓના બચાવ માટેની મદદો હતી. ઇરાની

---

૧ હીરૉ, ૬૫૦ ૫, પ્ર૦ ૧૦૧.

ફોજની જોડ ફીનીશ્યનોની પણ ફોજ હતી, જેણે જ્યારે સાઇપ્રસની પડોસના ટાપુઓનો માર્ગ બંધ કીધો ત્યારે ઇરાની ફોજે **ઓનેસીલસ**નાં શેહર સેલેમીસ ઉપર હુમલો કીધો, જ્યાંનો માજી રાજા **ગોર્ગસ** ઇરાનીઓનો આશ્રો લેવા દોડયો હતો. બંને ફોજો વચે બે જગા ઉપર લડાઇઓ થઇ. ઇરાનીઓને સેલેમીસની ફોજ જોડે જમીન ઉપર અને ફીનીશ્યનોને ઇયોન્યનો જોડે દરીયામાં યુદ્ધો કરવાં પડયાં, જેઓ બંનેમાં દુશ્મનોનોજ પરાજય થયો. ઇરાની ફોજના હાથ ઉપર જેઓ માર્યા ગયા તેઓમાં બલવાખોર **ઓનેસીલસ** પણ હતો, જેનું ડોકું કાપી લઇને એમેથુસ્યન લોકોએ પોતાનાં શેહરની ભાગળ ઉપર લટકાવ્યું, જેમાં પાછળથી માખીઓએ મધપુડા બાંધ્યા હતા એમ કહેવાય છે. ઇરાનીઓએ હવે સાઇપ્રસનાં દરેક બલવાખોર શેહરને ઘેરો નાંખ્યો. સેલેમીસ પોતે બલવામાં પહેલું હોવા છતાં તે આ ઘેરામાંથી બચી ગયું, કેમકે તે ઇરાનીઓને તાબે થયું અને પોતાના આગળા રાજા **ગોર્ગસ**ને પાછો કબુલ રાખ્યો. આથી પેલા મદદે આવેલા ઇયોન્યનો પાછા પોતપોતાને વતને ગયા.

સાર્દીસ બાળી નાંખનારા ઇયોન્યનોની જે જે ઇરાની સરદારોએ પુઠ પકડી હતી, તેઓમાં **દારીસીસ**, **હીમ્યસ** અને **ઓતાનીસ** પાદશાહ **દારાયસ**ના જમાઇઓ થતા હતા, અને તેટલામાટે તેઓ હખામની વંશના અને ઉંચાં કુળના હતા. તેઓએ દુશ્મનોને માર મારી તથા નહસાડીને પછી જુદા જુદા ટાપુઓને પાછા તાબે કરવાનું કામ હાથમાં લીધું. **દારીસીસે** હેલેસ્પોંટ ઉપરના કસ્બાઓ જુજ દીવસોમાં તાબે કર્યા, અને પછી કાર્યન નામે પ્રજા બલવાખોરો સાથ જોડાઇછે એવી ખબર મળવાથી તે તેઓ સામે દોડયો, અને બે મોટી લડાઇઓમાં તેમનો પુષ્કળ ઘાણ કહાડયો. બીજો સરદાર **હીમ્યસ** પણ ઇયોન્યન બલવાખોરોને સજા કરવા ગયો હતો પણ તે કોઇ રોગથી મરણ પામ્યો. બીજી તરફથી **ઓતાનીસે** તેમજ **આર્તાફર્નીસે** બીજી જગાઓ ઉપર લશ્કરો લઇજઇને ત્યાં સમાધાની પાથરી.

આ સઘળા બલવાનું મુળ કારણ **એરીસ્ટાગોરાસ** હતો, તોપણ તે ઢીચકારો કોઇબી લડાઇમાં શામેલ થયલો જણાતો નથી. **હીરૉડોટસ** પોતે તેને માટે લખેછે કે "ખરૂં જોતાં અને જેમ ખુલ્લું દેખાઇ ચુકયુંછે તેમ, તેનામાં મુદલ હીમત હતી નહી."[૧] તે હવે સઘળી બુરી નેમ ઉંધી વળેલી જોઇને પોતાના સસરા **હીસ્ટીયસને** **શ્રેસ**ના કાંઠા ઉપર મળેલાં મીર્સીાઇનસનાં બંદર ખાતે શેહર બાંધવાનું અધુરૂં કામ પુરૂં કરવાનું બહાનું લઇને તે તરફ નાઠો, અને માઇલીટસની હાકમી એક સરદારને સોંપી ગયો.[૨] પાછળથી તે એક પ્રજા ઉપર હુમલો લઇ ગયો તેમાં કપાઇ મુઓ, અને એ રીતે આ લાંબા બલવાનાં મુળ કારણનો અંત આવ્યો હતો.

---

૧ હીરૉ૦, ફ૦ ૫, પ્ર૦ ૧૨૪.

**૨ ફ૦ ૫, પ્ર૦ ૧૨૬—આ ઊપરથી જણાયછે કે એરીસ્ટાગોરાસે માઇલીટસનાં રાજ્યની લગામ તદન છોડી દીધી ન હતી. તે ઇયોન્યનોને સ્વતંત્ર કરવાને બહાને ત્યાંના રાજ્યોના હાકમોને મારી શકયો હતો, પણ પોતે તો પોતાની હાકમી જાળવી રાખી હતી!**

## ફસલ ૨. ઈરાનીઓ અને યુનાનીઓ.

(ઈ૦ સ૦ પુ૦ ૫૦૦ થી ઈ૦ સ૦ પુ૦ ૪૯૪.)

સાર્દીસ બાળી નાંખવાની ખબર પડતાંજ **દારાયસે હીસ્ટીયસને** પોતાનો ગુસ્સો જણાવ્યો, અને માઇલીટસે તેમજ ઇયોન્યન રાજ્યોએ બલવો ઉઠાવવા વીશે તેના ઉપર કંઈક શક હોય એવા શબ્દોમાં તેને દાબી જોયો. પણ **હીસ્ટીયસ** પકો હતો, માટે તેણે બલવો કરાવવાની મુળ નેમને અમલમાં આણવાનો વખ્ત આવેલો જોઈને પાદશાહને પોતાની જાનફેશાની દેખાડી રાજી કીધો અને બલવાખોરોને સજા કરવા માટે પોતાને જવા દેવાની રજા માંગી. **દારાયસ** તેની મીઠી વાણીઓથી લોભાઈ ગયો, કેમકે **હીસ્ટીયસે** પાદશાહને કબુલત આપી હતી કે અગરજો તેને આ બલવો નરમ પાડવાની પરવાનગી મળેતો તે તેમ કરવા ઉપરાંત સાર્ડીન્યાનો મોટો ટાપુ પણ પાદશાહની સત્તા હેઠળ લાવી આપશે. **હીસ્ટીયસ** ઉપર **દારયવુશને** મોટો વીશ્વાસ હતો માટે તે તેની જોડે દગો રમેછે એવો પાદશાહને મુદલ વેહમ ગયો નહી, અને તેણે જે પ્રકારની માંગણી કીધી તે મુજબ અમલ કરવાનો હુકમ થયો.

પણ આ વીશ્વાસનો તે બેવીશ્વાસુ માઇલીશ્યને ગેરઉપયોગ કર્યો. તેને છોડી દેવામાં પાદશાહે ગોયા એક બીજા બલવાખોર **એરીસ્ટાગોરાસને** છોડી મેલ્યો હતો. તે સુસા છોડીને સાર્દીસ ખાતે આવ્યો અને સચાઈ તથા નીર્દોષપણાંનાં સઘળાં ડોળ સાથ ત્યાંના ઇરાની હાકમ **આર્તાફર્નીસની** મુલાકાત લીધી. પણ આ શાહજાદો છેલ્લા બલવામાં **હીસ્ટીયસનો** કેટલો ભાગ હતો તે સારીપેઠે જાણતો હતો. તેને તેણે બલવાનું કારણ પુછ્યું અને **હીસ્ટીયસે** બલવા વીશે તદન અચરતી બતાવીને પોતાનું અજાણપણું દેખાડયું, જે ઉપરથી **આર્તાફર્નીસે** તેને કહ્યું કે "**હીસ્ટીયસ,** ખરી વાત તો એ છે કે આ બલવાનો જોડો સીવ્યો તેં અને પહેર્યો (તારા જમાઇ) **એરીસ્ટાગોરાસે**" ! આ સખુનો સાંભળતાંજ પેલા દગાખોરને પોતાની સલામતી માટે ધાસ્તી પેદા થઈ, અને રાતોરાત સાર્દીસથી એક હીચકારાની પેઠે નહાસીને તે ચીયૉસના ટાપુ ખાતે ગયો. પણ તેને ઇરાનીઓ તરફનો જાસુસ સમજીને રહેવાસીઓએ કેદ પકડયો અને જ્યારે તેણે બલવાનો ખરેખરો પીતા તો પોતેજ છે એમ જાહેર કીધું ત્યારે તેઓએ તેને પાછો છુટો કીધો. તેણે આ રહેવાસીઓને જુઠું કહ્યું કે પાદશાહ **દારાની** મતલબ ફીનીશ્યન લોકોને ઇયોન્યાના ટાપુઓ બક્ષવાની અને ઇયોન્યન લોકોને ફીનીશ્યા ખાતે લઇજઈ રાખવાની હતી, અને તેટલામાટેજ મેં **એરીસ્ટાગોરાસને** બલવો કરવાનો હુકમ આપ્યો હતો.[૧] **હીરૉડોટસ** કહેછે કે **દારાયસની** આમ કરવાની કશી મતલબ ન હતી, પણ **હીસ્ટીયસે** આ ખોટી વાત કહીને ઇયોન્યનોને બીહીવડાવ્યા હતા. ચીયૉસ ખાતે એ રીતે માનીતો થઇને આ દગાખોરે કેટલાક બેદીલ ઇરાની સરદારોને ઉશ્કેરવાની તજવીજો કીધી. તેણે **હુર્મીપસ** નામે એક યુનાનીને કેટલાંક પત્રો આપીને સાર્દીસ ખાતે મોકલ્યો, એવું કહીને કે આ પત્રો

---

૧ હૅ૦ ૬, પ્ર૦ ૩.

તેમનાં સરનામા મુજબના ઇરાની સરદારોને પુગાડીને તેમના ઉત્તર લાવવા. હવે આ યુનાનીએ આ પત્રો **હીસ્ટીયસ**ના ફરમાવ્યા મુજબના ઇરાની સરદારોને નહી આપતાં લાગલો **આર્તાફ્રનીસ**ને મળીને તેને આપ્યાં, જેણે તેમાંની મતલબ જાણી લઇને પેલા યુનાનીને ફરમાવ્યું કે તેણે એ પત્રો તેમના ધણીઓને પુગાડવાં અને તેઓના ઉત્તરો લાવીને વંચાવવા. **હુર્મીપસે** તેમજ કર્યું, અને આ ઉત્તરો ઉપરથી શાહજાદા **આર્તા-ફ્રનીસ**ને પોતાનીજ ફોજના કેટલાક સરદારો **હીસ્ટીયસ** જોડે મળી ગયલા માલુમ પડયાથી તેણે તેમને પકડીને કતલ કીધા.[૧]

જ્યારે આ રીતે પોતાની નેમમાં નીષ્ફળ થયો ત્યારે **હીસ્ટીયસે** હવે પોતાનાં અસલ વતન માઇલીટસ ખાતે જઈ વસવા અને પોતાનાં રાજ્યનો એખત્યાર પોતે લેવા ઇછ્યું. અને તેટલામાટે તેણે ચીયૉસના રહેવાસીઓને વીનંતી કીધી કે તેઓએ તેનાં કામમાં મદદ આપવી. પણ એ વાત ખુદ માઇલીટસના રહેવાસીઓને પસંદ આવી નહી. તેઓ એક હાકમ—**એરીસ્ટાગોરાસ**—ના જુલમાતથી અને તેણે આણેલાં ઇયોન્યન સંસ્થાન ઉપર આણેલી હાણીથી કંટાળી ચુકેલા હતા, ત્યારે વળી બલવાનાં મુળ કારણ અને તેની ઉસકેરણી કરનારનો કોહેલો પગ પાછો પોતાની ભુમીમાં દાખલ થયલો જોવાને તેઓ રાજી થાય એ કેવળ અશકય હતું. તેઓએ **હીસ્ટીયસ**ને કાંઠે ઉતરવા દીધો નહી, અને એકવાર જ્યારે તેણે બહુ જબરી ચલાવવા માંડી ત્યારે એક હીમતવાન વતનીએ તેની જાંગ ઉપર જખમ પણ કર્યો. આ રીતે પોતાને વતન જઈ વસવાનાં કામમાં ફત્તેહ સાથ નામુરાદ થવા પછી **હીસ્ટીયસે** ચીયૉસનાં રાજ્યકર્તાથી થોડાંક બારકસોની મદદ માંગી, પણ તેમાંથી તે ફાવ્યો નહી ત્યારે માઇટીલીનના ટાપુ ખાતે ગયો અને ત્યાં આઠ વહાણો તેને લેસ્બૉસ ટાપુનાં લોકોએ આપવાથી તે લઇને તે હેલેસ્પોંટ તરફ હંકારી ગયો અને કાળા સમુદ્રમાં જતાં આવતાં વહાણો લુટવાનો ધંધો માંડી બેઠો.

છેલા મોટા બલવામાં માઇલીટસે સર્વેથી મોટો ભાગ લીધો હતો માટે હવે ઇરાની લશ્કરે એ તેમજ બીજા બલવાખોર ટાપુઓને તારાજ કરવાનું કામ ઉઠાવ્યું. આ વીશેની ખબર પડતાંજ ઇયોન્યન રાજ્યોએ મસલત કરીને ઠરાવ્યું કે ઇરાની ફોજની સામે થવા માટે ખુશ્કીનું કશું લશ્કર તૈયાર રાખવું નહી, પણ માઇલીટસની ફોજને તેનો

૧ હીરૉ૰, દફ્૰ ૬, પ્ર૰ ૪. પણ ગ્રોટ લખેછે (યુનાનની તવારીખ, દફ્૰ ૪, સફે ૪૦૧) કે આમ કરીને આર્તાફ્રનીસ પોતેજ ઠગાયો હતો, કેમકે જેમને તેણે કાપી નાંખ્યા હતા તેઓ કંઇ ખરેખરા ગુનેહગાર ન હતા, પણ હીસ્ટીયસે તેમને સજા કરાવવાની મતલબથીજ તેમને નામનાં કાગળો ઘડી કહાડી હર્મીપસને એવું સમજાવીને મોકલ્યો હતો કે તેણે તે પત્રો આર્તાફ્રનીસના હાથમાં લઇ જઇ મેળવાં. હવે રૉલીન્સન આ વાત માનતો નથી. તે કહેછે કે ઇરાનીઓ કદી પણ પોતાના પાદશાહ સામે બલવો ઉઠાવે નહી, માટે ઊપલા સરદારો તેમ કાં કરે, એ એક મુશ્કેલી છે ખરી, તોપણ તેનો ખોલાસો એ છે કે જેઓ હીસ્ટીયસ જોડે સંબંધ રાખનારા હતા તેઓ લીડયનો હતા, જેઓ ઇરાની પ્રજા હતી—રૉલી૰ કૃત૰ હીરૉ૰, દફ્૰ ૩, સફે ૩૩૬, નોટ ૪. આ ઊપરથી ત્યારે આટલી વાત સીદ્ધ થાયછે કે હીસ્ટીયસ જોડે દગામાં જેઓ શામેલ હતા તેઓ હીરૉડો-ટસના જણાવ્યા મુજબ ઇરાનીઓ નહી પણ લીડયનો હતા.

પોતાનો બચાવ કરવાનું સોંપવું; અને પછી સઘળાં રાજ્યોએ પોતાનું એકેએક બારકસ ભેગું કરીને દરીયામાં એક મોટી ફોજ એકઠી કરીને ઇરાનીઓ સામે લડવું. આ ઠરાવ મુજબ માઇલીટસનાં રાજ્યે ૮૦ બારકસો ભેગાં કર્યાં, જેમને દરીયાઈ ફોજની ઉગમણ પાંખ ઉપર અને સેમૉસનાં રાજ્યનાં ૬૦ બારકસોને આથમણુ પાંખ ઉપર રાખ્યાં; અને એ બંને ફોજોની વચે બીજાં રાજ્યોનાં બારકસોને જમા કર્યાં. સઘળાં મળીને ૩૫૩ બારકસો માઇલીટીસ અને ઇયોન્યન ટાપુઓના બચાવ માટે ભેગાં થયાં. ઇરાનીઓ, જેમને આપણો તવારીખનવેશ અનેક ઠેકાણે "જંગલી" યાને *Barbarians* કહેછે,[१] તેઓની બાદુંએ સઘળાં મળીને ૬૦૦ બારકસો જમા થયાં હતાં. આમાં મોટો ભાગ ફીનીસ્યનોનો હતો, જેઓની મદદથીજ ઇરાની ફોજ આ ધુજારો લઈ જવાને શકતીવાન થયલી જણાયછે. ઇરાનીઓની આ દરીયાઈ ફોજ માઇલીટસથી થોડેક છેટે ઉભી હતી, અને ખુશ્કીનું લશ્કર સામા કાંઠા ઉપર હતું. લડાઈ શરૂ થવા આગમજ ઇરાની સરદાર—જેનું નામ આપણને જણાવ્યામાં આવ્યું નથી—તેણે સઘળાં રાજ્યોના પોતાનો આશ્રો લેવા માટે નહાસી આવેલા માજી હાકમોને ગુપચુપ મોકલાવીને તેમની પ્રજાઓને ચેતવણી અપાવી કે 'અગરજો તેઓ આ ઇયોન્યન એકસંપમાંથી નીકળી જઈ પોતપોતાને વતન જશે તો તેમને ઇરાન તરફથી પાછળથી કશું ખમવું પડશે નહી, અને એ રીતે જો તેઓ તાબે થશે તો છેલ્લો બલવો ઉઠાવવાના વાંકને માટે તેમને કશી સજા ભોગવવી નહી પડશે; પણ જો તેઓ લડાઇમાં ઉતરશે તો તેમને ભારી શંકટો ખમવાં પડશે.' પણ આ ધમકી યા સમજાવટનું કોઇબી ઇયોન્યન રાજ્યે પટ કર્યું નહી, કેમકે દરેક રાજ્યના રહેવાસીઓને સમજાવવા માટે તેના માજી પદભ્રષ્ટ હાકમને મોકલ્યો હતો તેથી દરેક રાજ્ય એમ સમજ્યું હતું કે ઇરાનીઓ તે એકલાં એકજ રાજ્યને સઘળાં એકસંપી રાજ્યોથી છુટું પાડવા માંગેછે. અગરજો દરેક રાજ્યને એવી ખબર મળી હોત કે જેમ તેને તેમજ બીજાં રાજ્યોને પણ આવીજ સમજુતી મળીછે તો ઘણાંખરાં રાજ્યોએ ઇરાનીઓની વાત માન્ય કરી હોત.

ઇયોન્યન રાજ્યોએ એકદીલીથી પોતાની ફોજોની સરદારી ફોશ્યાના સરદાર **ડાયોનાઈશ્યસને** સોંપી હતી, જોકે તેનાં રાજ્ય તરફનાં તો માત્ર ત્રણજ લડાઇનાં બારકસો આવ્યાં હતાં. પણ તેની સરદારીથી કેટલાંક રાજ્યોની ફોજો કંટાળી ગઈ અને એક હફતામાંજ તેઓ વહાણો છોડીને લાડીના ટાપુ ઉપર તંબુ નાંખીને પડી. તેમને આમ કરતી જોઇને સેમૉસનાં સાઠ બારકસોમાંનો મોટો ભાગ એકસંપ છોડી દઇને પોતાને વતન ઉપડી ગયો. આવી ગડબડ ચાલતી હતી એટલાંમાં ઇરાનીઓ તરફથી ફીનીશ્યન બારકસોએ આગળ વધીને દુશ્મનો ઉપર હલ્લો કીધો, જેઓ પોતેબી તેમને સામા આવી મળ્યા અને એક મોટી લડાઈ થઈ, જેમાં અંતે એકસંપી રાજ્યોનો પરાજય થયો. આ લડાઈ લાડીના ટાપુ આગળ થઇ હતી, માટે તેને તેનું

---

१ દફ૦ ૬, પ્ર૦ ૯, ઇત્યાદી. માત્ર જાત્યાભીમાનને થકી ઇરાનીઓને ગાળ દેવા સીવાય આ વીશેષણ બીજું કશું દેખાડતું નથી.

નામ મળ્યું છે. એ લડાઈમાં ચીયૉસના લોકોએ જબરી બહાદુરી દેખાડી, જેમનાં એકશો બારકસોએ તેમાં ભાગ લીધો હતો. દરેક બારકસમાં ૪૦ લડવૈયાઓ હતા, પણ આ ૪૦૦૦ માણસો પણ અંતે માર ખાઈ નાઠા. તેઓનો એક ભાગ કપાઈ ગયો, અને જેઓ નાઠા તેઓ ઇફીસસ ખાતે જઈ ચહડયા, જ્યાંનાં લોકે તેમને લુટારા સમજીને કતલ કીધા. ઇયોન્યન ફોજનો વડો **ડાયોનાઈસ્યસ** પણ નાઠો અને ફીનીશ્યા ખાતે લુટફાંટ કરીને પછી કાર્થેજીન્યન અને બીજી પ્રજાઓને બુમ પડાવવાનો પેશો માંડી બેઠો, કેમકે લડાઈમાં શીકસ્ત મળ્યા પછી તેણે પાછું પોતાને વતન જઈ ઇરાનીઓને હાથ પાછળથી સજા ભોગવવાનું પસંદ કીધું નહી.

હવે માઇલીટસના નાશનો દીવસ આવ્યો. ઇરાની ફોજે તેને ખુશ્કી અને તરીનાં બંને લશ્કરો વડે ઘેરી લીધું અને શેવટે તાબે કર્યું. શેહરના સઘળા રહેવાસીઓ પકડાયા, અને જેઓ લડાઈમાંથી બચ્યા હતા તેમને બંધવા દાખલ સુસા ખાતે પાદશાહ **દારાની** હજુરમાં મોકલી આપ્યા. તે ભલા પાદશાહે તેમનાં બુરાં કામ મુજબની ભારી સજા નહી કરતાં તેમને ઇરાની અખાતના કાંઠા ઉપર એમ્પી નામે એક શેહરમાં રાખ્યા. પછી માઇલીટસનો ડુંગરવાળો ભાગ પોતાના મદદગારોને બક્ષીને ઇરાનીઓએ આ શેહર તથા તેનું મેદાન પોતાના કબ્જામાં લીધાં.

આ સઘળા બનાવોની ખબર જ્યારે માઇલીટસના આગળા હાકમ **હીસ્ટીયસને** પડી ત્યારે તે આપણે આગળ જોઇ ગયા તેમ હેલેસ્પોંટ તરફ લુટફાંટ ચલાવતો હતો. તે હવે પોતાનાં લેસ્બ્યન બારકસો લઇને ચીયૉસ તરફ આવ્યો અને ત્યાંનાં દુર્બળ થઈ ચુકેલાં લોકોને લુટીને વધારે નબળાં કરી નાંખ્યાં. ત્યાંથી તે પાછો ઇયોન્યન અને એયોલ્યન ફોજો લઇને થેસૉસના ટાપુને લુટવા દોડયો. પણ તેને ઘેરો નાંખ્યા પછી જ્યારે તેને ખબર મળી કે ફીનીશ્યન લોકોને માઇલીટસ છોડીને હવે બીજા ઇયોન્યન ટાપુઓને સજા કરવા જવાની પાદશાહ તરફથી તાકીદ થઇછે, ત્યારે તે પોતાની ફોજને થેસૉસ ખાતેથી ખેંચી લઇને લેસ્બૉસના બચાવને માટે દોડયો; પણ ત્યાં તે ખોરાકી વીના મરવા પડયો ત્યારે એશ્યા મૈનરને કાંઠે આવીને ફળદ્રુપ ખેતરો કાપવા મંડયો. પણ ત્યાંતો તેને તેનું મોતજ લાવ્યું હતું, કેમકે ત્યાં **હાર્પેગસ** નામે એક ઇરાની સરદાર એક લશ્કર લઇને પડેલો હતો તે **હીસ્ટીયસની** પુઠે દોડયો અને તેની યુનાની ફોજને લડાઇમાં ઉતરવાની ફરજ પાડી. મલીના નામે એક જગા આગળ થયલી આ લડાઈમાં યુનાનીઓ હાર્યા અને તેમનો સરદાર **હીસ્ટીયસ** કેદ પકડાયો. તેને પકડનાર ઇરાની તેનો તત્કાલ જીવ લેવા જતો હતો, પણ એટલામાં આ બલવાખોર ઇરાની જબાનમાં બોલી ઉઠયો કે '**હું હીસ્ટીયસ છું**'—એવું માનીને કે અગરજો તેને જીવતો કેદ પકડીને પાદશાહ આગળ લઈ જવામાં આવશે તો તે નામદાર કદી તેનો જીવ લેવાને રાજી થશે નહી.

પેલા ઇરાનીએ **હીસ્ટીયસનું** નામ સાંભળતાંજ તેનો જીવ બચાવ્યો અને તેને પાદશાહ આગળ લઈ જવાની મતલબથી કેદ પકડયો. **હીરૉડોટસ**[૧] લખેછે કે જો

૧ દફ્‌૦ ૬, પ્ર૦ ૩૦.

તેને **દારાયસ** આગળ લઈ જવામાં આવ્યો. હોત તો પાદશાહ તેને કશી ઈજા કરત નહી, પણ તેની તકસીર એકદમ માફ કરત. પણ આમ પાદશાહ તેને છોડી દેશે અને પાછો પોતાના વીશ્વાસ તળે રાખશે, એમ બીહીને શાહજાદા **આર્તાફર્નીસે હીસ્ટીયસને** સારદીસ આવતાંજ કતલ કરાવ્યો. અને તેનું ડાકું ખુશબો ભરીને સુસા ખાતે મોકલ્યું. પાદશાહ આ બનાવની ખબર સાંભળતાંજ તેને કતલ કરનારાઓ ઉપર બહુ ગુસ્સે થયો, કેમકે તેઓએ તેને તેની હજુરમાં જીવતો મોકલ્યો નહી. તેણે **હીસ્ટીયસનાં** ડાકાંને સંભાળથી ધોઈ સાફ કરીને માન સાથ ભુમીદા કરવાનો હુકમ આપ્યો.[૧]

શીયાળાની મોસમ માઇલીટસ ખાતે ગુજારીને હવે ઈરાની દરીયાઈ કાફલાએ બીજા તુફાની ટાપુઓને સજા કરવા માટે કુચ કીધી, અને ચીયૉસ, લેસ્બૉસ અને ટેનીડૉસના ટાપુઓને એકદમ તાબે કર્યા. બીજાઓનેબી એજ મુજબ પાછા ઈરાની શેહનશાહત સાથ જોડીને હવે આ કાફલો હેલેસ્પૉંટ તરફનાં બંદરો ઉપર ચહડી ગયો, જે બંદરોની પ્રજાઓએ પણ બલવાખોર **હીસ્ટીયસ** અને તેના જમાઈ **એરીસ્ટાગોરાસની** ઉસકેરણીથી ઈરાન સામે માથું ઉંચક્યું હતું. આમ કરતાં ઈરાની અને ફીનીશ્યન ફોજોએ બાઇજેન્શ્યમ, એસના કેટલાક કીલાઓ, વગેરે બાળી નાંખ્યાં. કર્સોનીજ અથવા આજના ક્રીમ્યાના ભુસ્તાકામાંનાં શેહરોની પણ એવીજ વલે થઈ. એ શેહરો ખાતે **મીલટાયડીસ** નામે એક યુનાની રાજ્ય ચલાવતો હતો. તે પાદશાહ **દારાયસનો** તાબેદાર હતો અને તેટલામાટેજ સ્કીથ્યા ઉપરની મહાભારત ચહડાઈ વેળા તે બીજાં ઇયોન્યન રાજ્યોની પેઠે પાદશાહને મદદ આપવા આવ્યો હતો. એ વેળા સ્કીથ્યન લોકોની અરજ ઉપરથી જે જે યુનાનીઓ ડેન્યુબ નદી ઉપરનો પુલ ભાંજી નાંખી, પાદશાહને ઉજડ મુલકમાં રવડતો રાખી, પોતપોતાને વતન ચાલી જવાની મોટી હીમાયત કરનારાઓ હતા તેઓમાંનો એક મુખ્ય આ **મીલટાયડીસ** હતો. તેનાં મોટાં ભાગ્ય કે તે આ બેવફાઇ છતાં હજુસુધી વગર સજા ખમવે પોતાનો અમલ ભોગવ્યો જતો હતો. પણ જે સજા **દારાયસથી** તે પામ્યો નહી તે સજા તેને સ્કીથ્યન લોકે પોતે કીધી. તેઓએ તેના મુલક ઉપર ચહડાઇ લાવીને લુટફાંટ ચલાવી, જેથી તેને ત્યાંથી નહાસી જવાની ફરજ પડી. ત્યારપછી તે હીચકારો પાછો પોતાને વતન ગયો; પણ પાછળથી જ્યારે તેને ખબર મળી કે ફીનીશ્યનોની ફોજે ટેનીડૉસના ટાપુને ઘેરો નાંખ્યોછે ત્યારે **મીલટાયડીસ** પોતાની સલામતી માટે બીધો, અને પાંચ વહાણોમાં પોતાનો સઘળો માલ ખજાનો ભરીને તે એથન્સ તરફ નહાસી ગયો. પણ જે બંદરેથી તે નાઠો તે કાર્ડીયાનું બંદર હતું, અને ટેનીડૉસ ખાતેથી નીકળીને જ્યારે ફીનીશ્યન ફોજ આ બંદર તરફ આવી લાગી ત્યારે **મીલટાયડીસનાં** બારકસો સામાં મળ્યાં. આ અંચીતાં સપડામણ છતાં આ ધણી પોતે પોતાનો જીવ તથા ચાર વહાણો બચાવી નહાસવા પામ્યો. તેના પુઠે આવનારાઓના હાથમાં માત્ર એકજ વહાણ આવ્યું, જેની જોડે તેનો એક બેટો સપડાયો. આ શખ્સને પાદશાહ તરફ મોકળી આપવાથી પોતાની નામદારી વધશે એમ સમજીને ફીનીશ્યન સરદારોએ **મીલટાયડીસનો** આ બેટો, જેનું

---

૧ હેરૉ ૬, પ્ર૦ ૩૦.

નામ **મેટીયોકસ** હતું, તેને સુસા ખાતે રવાના કીધો. પણ **દારાયસે** તેના બાપની તકસીરને માટે આ જવાન ઉપર કશું પણ વેર લીધું નહી; તેને બદલે તે નામદારે પોતાના અને પોતાના નેયાગાનોના જાતી ખવાસ મુજબ તે જવાન ઉપર પુકળ નવાજેશો કરીને તેને પોતાના આભારના ભારથીજ કચડી નાખ્યો. તેણે તેને વસવા માટે એક ઘર બક્ષ્યું, એક વજીફો ભેટ આપ્યો, એક ઇરાની ઓરત સાથ પરણાવ્યો, અને એ રીતે તેને ઇરાની પ્રજા બનાવી દીધો.

નાઠેલો **મીલટાયડીસ** એથન્સ જઈ પુગ્યો, અને એ બનાવ પછી ઇરાનીઓએ હવે ઇયોન્યન રાજયોની પુઠ છોડી, અને તેમનો સમુળો નાશ કરવાને બદલે તેમને પોતાનાં રાજયના વૈભવો ભોગવવાની તક આપી. સાર્દીસના છત્રપતી શાહજાદા **આર્તાફર્નીસે** સઘળાં રાજયો ખાતે પોતાના પ્રતીનીધીઓ મોકલાવીને તેમને એકેક જોડે એવી મતલબનાં લખતો કરવાની ફરજ પાડી કે હવેથી કોઇબી રાજયે પોતાનાં બળ ઉપર મુસ્તાક રહીને બીજાં રાજય ઉપર હુમલો કરવો નહી, પણ પોતપોતા વચેના વાંધા પોતાના વકીલોની મારફતે પટાવવા. વળી આ ઇરાની હાકમે દરેક રાજયની લંબાઇ પહોળાઇની તપાસ લેવાડીને સર્વને માથેની ચોથાઈ મુકરર કીધી. **હીરૉડોટસ** કહેછે કે આ નવી ચોથાઈ બનવાની આગમજ લેવાતી એ રકમની લગભગ બરાબરનીજ હતી.[૧] આ રીતે ઇયોન્યન બલવાનું શેવટ આવ્યું.

## ફસલ ૩. યુનાન ઉપર ચહુડાઈ—મેરેથનની લડાઈ.

(ઇ૦ સ૦ પુ૦ ૪૯૨ થી ઇ૦ સ૦ પુ૦ ૪૯૦.)

જયારે સાર્દીસ શેહરને બલવાખોર ઇયોન્યનોએ બાળી નાંખવાની ખબર પાદશાહ **દારા**ને પહોંચી ત્યારે તેના જાણવામાં આવ્યું કે આ બલવો જગાડનાર માઇલીટસવાળા **એરીસ્ટાગોરાસ**ને એથીન્યન લોકોની મદદ મળી હતી. "આ એથીન્યન લોકો કોણ છે ?" એજ વેળા તેણે પુછ્યું, અને તેઓ વીશેની હકીકતો સાંભળ્યા પછી તેણે આકાશ ઉપર એક તીર ફેંકીને એવી અરજ ગુજારી કે "હે ખોદા, આ એથીન્યન લોકો ઉપર હું વેર લઉં એવી મને હેદાયત બક્ષ !" આમ બોલીને વળી તેણે પોતાના એક નોકરને ફરમાવ્યું કે તેણે દરરોજ ખાનું લેતી વેળા પાદશાહને યાદ આપવી કે "ગરીબ પરવર, એથીન્યન લોકોને ભુલશો મા."[૨]

પાદશાહ **દારા**નું ધ્યાન હવે આ એથીન્યન લોકો તરફ દોડયું. છેલા બલવામાંથી જયારે સ્પાર્ટન કે બીજી યુનાની પ્રજાઓ અળગી રહી હતી ત્યારે આ એથીન્યન લોકોએ તેમાં બહુ ભાગ લીધો હતો. સાર્દીસ બાળી નાંખવામાં તેમનો મુખ્ય હાથ હતો. ત્યાંના લોકોની એક દેવીનું દેહેરૂં પણ આ આગમાં બળી ગયું હતું. જોકે આ મુર્તીનાં સ્થાનના નાશ પામવાથી ઇરાનીઓને પોતાને કશું ખોહોવાનું ન હતું તોપણ પોતાની પ્રજાઓ જયારે પાદશાહ તરફ વફાદાર રેહેતી હતી ત્યારે ઇરાની હાકમો તે પ્રજાઓને તેમના ધર્મ સંબંધી સઘળી છુટ બક્ષતા હતા. એના દાખલા આપણે પાદ-

---

૧ દફ૦ ૬, પ૦ ૪૨. ૨ હીરૉ૦ દફ૦ ૫, પ૦ ૧૦૫.

શાહ **કાઈરસ** અને પાદશાહ **કેમ્બાઈસીસ**ના હેવાલોમાં અનેક વાર જોયાછે. એટલા માટે લીડયન લોકોની રાહરસમ જરતોસ્તી મજહબનાં ફરમાનોથી ગમે એટલી ઉલટી હતી તોપણ પોતાની પ્રજાની ધર્મ સંબંધી લાગણીનું દુખ પાદશાહને કાને આવ્યા પછી **દારાયસ** તે ફરીયાદ જલદીથી ભુલી ગયો નહી. માઇલીટસ અને બીજાં ઇયોન્યન રાજ્યો તાબે થયા પછી બીજે વરસે શીયાળાની મોસમ ઉઘડતાંજ પાદશાહે પોતાના હમશરીક **ગોબ્રાયસ** (ગઓબરૂવ) ના બેટા **માર્દોન્યસ** (મર્ત્ય) ને બુસ્કી તેમજ તરીનાં મોટાં લશ્કરો આપીને ઉપલાજ ટાપુઓ તરફ રવાના કીધો.[1] **માર્દોન્યસ** દરીયાઈ કાફલા જોડ સીલીશ્યા જઈ પુગ્યો અને જમીન ઉપરનું લશ્કર હેલેસ્પોંટ તરફ ચાલ્યું. પાદશાહે ઇયોન્યન પ્રજાઓને તાબે થયલી જોઈને પોતાના આ જમાઇને હુકમ આપ્યો હતો તે મુજબ જે જે રાજ્યની રૈયતોએ પોતાના હાકમોને બદલે પ્રજાસત્તાક રાજ્ય ચલાવવાનું પસંદ કીધું તેમને **માર્દોન્યસે** તેમ કરવાની છુટ બક્ષી. આ ડહાપણ ભરેલાં કામ માટે તવારીખનવેશો પાદશાહની દીર્ઘ દૃષ્ટી અને સારી સમજની તારીફ કરેછે.[2] પણ આ કામમાં **દારાયસે** એક ભવીષના ફાયદા તરફ નજર પુગાડેલી જણાયછે, અને તે એ કે **માર્દોન્યસની** ચહડાઈ અગત્ય કરીને ઇયોન્યન બલવાખોરોને મદદ કરનારી ઇરીત્રયન અને એથીન્યન જેવી યુનાની પ્રજાઓને સજા કરવા માટે હતી, માટે તે કામમાં આ બલવો કરી પરવારેલી પ્રજાઓને હાથ ઘાલવાનો યા ફરીને બલવો ઉઠાવી પાદશાહને મહેનત આપવાનો સબબ મળે નહી. અને ખરેખર આ ડહાપણ ભરેલાં પગળાંથી **દારાયસે** ધાર્યું હતું તેમજ પછવાડેથી બન્યું.

ઇયોન્યનોને તેમની મરજી મુજબ સંતોખીને હવે **માર્દોન્યસ** પોતેબી હેલેસ્પોંટ તરફ ઉપડી ગયો, અને ત્યાંથી બંને ફોજો વડે તેણે ઇરીત્રયા અને એથન્સ તરફની રાહ લીધી. **હીરૉડોટસ** કહેછે[3] કે ઇયોન્યન બલવાખોરોને મદદ આપવા માટે આ બંને શેહરોને સજા કરવા જવાનું તો ઇરાનીઓને માત્ર આ બહાનું હતું; તેમની ખરી મતલબ તો જેમ બને તેમ પુષ્કળ યુનાની શેહરોને પોતાના તાબા તળે લેવાની હતી. આના ટેકામાં તે જણાવેછે કે થેસૉસનો ટાપુ **માર્દોન્યસને** માર્ગમાં મળ્યો તેને વગર સબબે તાબે કરવામાં આવ્યો, અને મેસીડોન્યાનો પ્રાંત જે અરધો તાબે થયો હતો તેને પાદશાહના તાબા તળે પુરેપુરો લીધો. પણ આ માત્ર સાહુચેતીના ઇલાજો હતા. વખતપર એથીન્યનોની મદદે થેસૉસ અને મેસીડોન્યા ઉતરી પડે, અને **દારાયસથી** સ્વતંત્ર હોવાનો દાવો કરીને પોતાના પડોસીઓની કુમકે દોડે તો તેથી પોતાને હરકત નડે, એમ સમજીનેજ પાદશાહે આ નડતર થઈ પડનારાં રાજ્યોને તાબે કરવામાં ડહાપણ

---

૧ માર્દોન્યસબી પાદશાહ દારાયસનો જમાઇ થતો હતો. જ્યારે દારાયસને પાદશાહી મળી ત્યારે તેના હમશરીકો સાથ શરત થઇ હતી કે પાદશાહે પોતાની યા પોતાનાં ફર્જંદોની શાદી મુખ્ય હખામની આગેવાનોનાં ખાનદાનમાંજ કરવી. એટલામાટે પાદશાહે પોતાના શરીક ગોબ્રાયસના બેટા માર્દોન્યસને પોતાનો જમાઇ કીધો હતો. એજ મુજબ પાદશાહના બીજા જમાઇઓને પણ હખામની ખાનદાનના અને તેટલામાટે રાજ્ય કુટુંબનાજ સમજવા.

૨ પુરા૦ પાદ૦, દફ્‌૦ ૪, પ્ર૦ ૭, સફે ૪૪૯.

૩ દફ્‌૦ ૬, પ્ર૦ ૪૪.

જોયું હોય. પણ **માર્દોન્યસ**ની સઘળી ઉલટ અને ઉમંગ છતાં તે ધારેલી નેમમાં પાર પડી શકયો નહી. થેર્મોસથી ઉપડીને ઇરીત્રયા તરફ જતાં ઍથૉસ નામે પર્વત આગળથી વળાણુ લેવી પડેછે. ત્યાં દરીયાના મોજાનો જોર તેને અતી વીક્રાળ જણાયો.[૧] **માર્દોનીયસ**ને આ તુફાની દરીયા વીશે કશી ખબર હશે નહી, બાકી તેમ જો હોત તો તે પોતાની ખરાબી થયલી જોવાને રાજી થાત નહી. ત્યાં તેની ફોજને ઉત્તરનો તુફાની પવન નડયો, જેના જંગલી જોર આગળ આખી ઇરાની ફોજ નાચાર હતી. તેને બીજો કશો માર્ગ સુઝયો નહી—બલકે કશો પણ ઇલાજ લેવામાં આવે તે આગમજ આ વીક્રાળ પવનનાં તુફાનને લીધે દરીયાઈ કાફલાનો નાશ થયો. લગભગ ૩૦૦ વહાણોની અને ૨૦ હજાર કરતાં વધારે માણસોની ઘાત થયલી આપણો તવારીખનવેશ ગણાવેછે. તેના કહેવા મુજબ આ મોટી પ્રાણઘાતમાં કેટલાકોને દરીયાઈ રાક્ષસો ખાઈ ગયા, બીજાઓ ખડકો સાથ અથડી મુઆ, ઘણાઓ ડુબી મુઆ, અને બાકીના થંડીના ભોગ થઈ પડયા.[૨]

આ વખતે **માર્દોન્યસ** પોતે દરીયાઈ કાફલા સાથ ન હતો; પણ તોબી તેની જમીન ઉપરની ફોજને કંઇ થોડું ખમવું પડયું નહી. તેની ફોજ થ્રેસમાં છાવણી નાંખીને પડી હતી એટલામાં પડોસની બ્રીગાઈ નામે એક જંગલી મેસીડોન્યન પ્રજાએ એક રાત્રે એકદમ છાપો મારીને ઇરાની ફોજની જબરી કતલ ચલાવી, જેમાં ખુદ **માર્દોન્યસ** પણ જખમી થયો. આ ખુવારી કંઈ નાની ન હતી. **માર્દોન્યસ**ને હવે પોતાની નેમમાં ફતેહ મેળવવાની કશી આશા રહી નહી; તોપણ બ્રીગાઈ લોકોને સજા કર્યા વીના તે મેસીડન છોડી ગયો નહી; તે તેમની ઉપર હુમલો લઇ ગયો અને તેમને જીતી લઇને પાદશાહને તાબે કીધી.

એ રીતે **માર્દોન્યસ**ની ચહડાઈ અધુરે ગઈ. બીજે વરસે પાદશાહને ખબર મળી કે થૅસૉસના રહેવાસીઓ બલવાની તૈયારીઓ કરેછે. આ ઉપરથી **દારાયસે** હુકમ મોકળીને થેસ્યન લોકોને ફરમાવ્યું કે તેઓએ પોતાના કીલ્લા ઉપરના બરૂજો તોડી પાડવા અને પોતાનાં લશ્કરી બારકસોને અબ્દીરા ખાતે મોકળી આપવાં. પોતાની બલવાની હીલચાલો પકડાઈ આવ્યાથી થેસ્યન લોકોને પાદશાહના હુકમ મુજબ અમલ કરવાની શેવટે ફરજ પડી. તેમની બલવાખોરી હીલચાલ ઉપરથી પાદશાહ **દારા**ને બીજાં યુનાની શેહરોની વફાદારી વીશે પણ શક ગયો, અને ઇરાની રેવાજ મુજબ તેણે તેઓ કને માટી અને પાણીની માંગણી કીધી. આ માંગણીની નેમ કેટલાંક યુનાની શેહરો જેઓ હજુ ઇરાનના તાબા તળે આવ્યાં ન હતાં તેમની વળાણ તપાસવાની વીશેષ હતી. વળી જે બંદરો પાદશાહને તાબે થઈ ચુકયાં હતાં અને ખંડણી આપતાં હતાં તેમના ઉપર એવી માંગણી થઈ કે તેઓએ ઇરાનને લડાઈનાં બારકસો વગેરે ચોકસ

---

૧ કર્નલ લીક નામે એક મુસાફરના જણાવ્યા પ્રમાણે યુનાનના આ કાંઠા તરફનો દરીયા આજેબી તુફાની છે, અને ત્યાંથી પસાર થવું ધાસ્તી ભરેલું છે. વરસના છ માસ સુધી તે તરફ વહાણો લઇ જવાની કોઇ હીમત કરતું નથી.—રૉલી॰ કૃત હીરૉ॰, દફ॰ ૩, સફે ૩૫૯, નોટ ૨.

૨ દફ॰ ૬, પ્ર॰ ૪૪.

સંખ્યામાં પુરાં પાડવાં. આ રીતે યુનાની શેહરો અને બંદરોએ પાદશાહ **દારાને** તાબે થવાને કબુલ કીધું, અને જ્યાં જ્યાં કાસદો મોકલ્યા હતા ત્યાં ત્યાંથી તેઓ માટી અને પાણી લઇને અથવા લડાઇનાં બારકસો પુરાં પાડવાની કબુલતો લઇને પાછા ફર્યા.

પાદશાહને તાબે થનારી આ યુનાની પ્રજાઓમાંની એક ઇજીનેટન નામની પણ હતી. તેનું એ કામ તેના પડોસી એથીન્યનોને ગમ્યું નહી. તેઓએ ઇજાઇના ટાપુના આ રેહેવાસીઓ ઉપર તોહમત મુકયું કે તેઓ ઇરાનના પાદશાહને તાબે થઇને આખા યુનાન દેશ તરફ દગાબાજ ઠર્યાછે. અને એ દગલબાજીને માટે એથીન્યનો કંઇજ નહી પણ ઇરાન સાથની પોતાની આગળી દુશ્મનીની આગમાં તેલ નાંખવાની મતલબથી ઇજીનેટન લોકોને સજા કરવા નીકળ્યા. તેઓએ એ કામ માટે સ્પાર્ટાના રાજાને વડાપણું આપીને તેની મારફતે તેમને શીક્ષા કરવા માંગી. એ વખ્તે સ્પાર્ટાનો રાજા **કલીઑમીનીસ** હતો.[૧] પણ તેનો જોડયો રાજા **ડીમારેટસ** તેની જોડ નહી હોવાથી ઇજીનેટન લોકે આ રાજાની સત્તાનો તુછકાર કર્યો. જ્યારે **કલીઑમીનીસ** તેમને સજા કરવા માટે એકલો આવ્યો ત્યારે તેઓએ તેના ઉપર તોહમત મેલ્યું કે એથીન્યન લોકો તરફથી લાંચ ખાઇને તે પોતાના જોડયાને લીધા વીના ઇજાઇના ઉપર હુમલો લાવ્યો હતો. સ્પાર્ટા ખાતે બે રાજાઓનું રાજ્ય ચાલતું હતું, અને **કલીઑમીનીસનો** જોડયો રાજા **ડીમારેટસ** હતો, જેની જોડ તેને બનતું ન હતું. એટલામાટે **કલીઑમીનીસે** પ્રથમ આ પોતાના જોડયા રાજાને સજા કરવાનું મનપર લીધું, કેમકે તેને લાગ્યું કે ઇજીનેટન લોકોએ જે સરજોરી કરી હતી તે **ડીમારેટસની** ઉસકેરણીથીજ હોવી જોઇયે. તેણે સ્પાર્ટા ખાતે જઇને **લીયોટીચાઈડીસ** નામે પોતાના એક બીજા ખાન્દાનીને પોતાની સફમાં લીધો અને તેને પોતાનો જોડયો રાજા કરવાની કબુલત આપીને તેની મારફતે **ડીમારેટસ** ઉપર તોહમત મેલાવ્યું કે તે માજી રાજાનો હકદાર બેટો ન હતો. આ તોહમતમાં દુશ્મનો ફાવવાથી **ડીમારેટસ** સ્પાર્ટા છોડી પાદશાહ **દારાયસની** દરબારમાં આશ્રો લેવા ગયો. તેની ઘણીબી પુઠ પકડવા છતાં તેને સજા કરવામાં **કલીઑમીનીસ** ફાવી શકયો નહી; તોપણ તે ગરીબ બાપડા ઇજીનેટન લોકોને નાહક સજા કરવાને તો શકતીવાન થઈ શકયો.

અગરજો ઇજીનેટન લોકોએ ઇરાનને તાબે થવા માટે સ્પાર્ટનો અને એથીન્યનોને હાથે પોતાને ખમવું પડેછે એવું જણાવીને પાદશાહ **દારાયસની** મદદ મંગાવી હોત તો યુનાન સાથ ઇરાનની લડાઈ આ વખ્તે શરૂ પણ થઇ ચુકી હોત. પણ હવે આ લડાઈ દુર ન હતી. એથન્સનો પદભ્રષ્ટ રાજો **હીપ્યાસ** એક ગમથી અને સ્પાર્ટાનો તેવોજ નીરાશ થયલો રાજા **ડીમારેટસ** બીજી તરફથી પાદશાહને યુનાન ઉપર ચહડાઈ

---

૧ કલીયોમીનીસ અને ડીમારેટસની લંબાણ તવારીખ હીરૉડોટસ આપેછે. પહેલાએ દગો કરી પોતાના શરીકને તખ્ત ઊપરથી ઊઠાડી મેલ્યો હતો, જે દગો પાછળથી પકડાઇ આવવાની ધાસ્તીથી તેને દેશ છોડી નહાસી જવું પડયું, અને પછી જ્યારે તેને પાછો બોલાવ્યો ત્યારેતે દેવાનો થયો અને પોતાનેજ હાથે જીવ લઇ મુઓ. દગામાં તેનો જોડીદાર લીયોટીચાઇડીસ હતો તે પણ પાછળથી લાંચ ખાવાનો તકસીરવાર ઠર્યાથી દેશનીકાળ થયો હતો.

લઇ જવાને ઉસકેરતા હતા; પણ એ ઉસકેરણી પાદશાહના આગળા વીચારને માત્ર ટેકો આપનારી હતી. તેણે હવે **દાતીસ**, અને **આર્તાફ્રર્નીસ** નામના બે સરદારોને એક મોટી ફોજ આપીને એથન્સને સજા કરવા માટે રવાના કર્યા. **દાતીસ** એક મીડ હતો, પણ **આર્તાફ્રર્નીસ** તો પાદશાહનો ભત્રીજો થતો હતો. એજ નામના **દારાયસ**ના ભાઇનો તે બેટો હતો. **હીરૉડોટસ**[1] મુજબ ૬૦૦ બારકસોમાં અસબાબ અને લશ્કર લાદીને ઇયોન્યન ટાપુઓ તરફ આ કાફલો ચાલ્યો, જ્યાંથી નેકસૉસ ખાતે લંગડ નાખી, તે શેહર તથા તે માંહેલાં દહેરાંઓ બાળી નાંખી, તથા કેદીઓ પકડીને ઇરાની ફોજ હવે ઇરીત્રયા તરફ કુચ કરી ચાલી. આ વખ્તે ઇરાની ફોજમાં ઇયોન્યનો તેમજ એયોલ્યનો પણ હતા. આ મોટી ફોજને પોતાના મુલક તરફ આવતી જાણીને ઇરી-ત્રયનોએ પોતાની તૈયારીઓ કરવા માંડી અને પોતાના પડોસી એથીન્યનોની મદદ માંગી. એથીન્યનોની ખાતરી હતી કે ઇરાની ફોજ તેમના પડોસીઓને સજા કરવા પામશે તો તે તેઓની પોતાની ઉપર ધસારો લાવવાને ચુકશે નહી. એટલામાટે ઇરા-નીઓને પોતાનાબી એકસરખા શત્રુ ગણીને એથીન્યનોએ મદદ કરવાનું કબુલ કીધું અને ૪૦૦૦ માણસોની ફોજ મોકળી આપી. પણ આ મદદ મેળવનારી પ્રજામાં પોતામાંજ એકસંપ હતો નહી. તેમાંના થોડાક ઇરાનીઓને તાબે થવાનું પસંદ કરતા હતા અને બીજાઓ યુબીયાના ટાપુના ઉત્તર ભાગમાં નહાસી જવાની ભલામણ કરતા હતા. આ મતફેરને લીધે એથીન્યનોએ પોતાના પડોસીઓને પડતા નાંખી ચાલવા માંડયું અને ઇરાની ફોજ સામે લડવાની હીમત કીધી નહી.

આ ફોજ હવે આવી પહોંચી, અને ઇરીત્રયાનાં ત્રણ બંદરોમાં લંગડ કીધાં. ઇરાનીઓ પોતાની જોડે ઘોડસવાર ફોજ પણ લાવ્યા હતા, જેને કીનારે ઉતારીને હવે તેઓએ લડાઇની તૈયારી કીધી. ઇરીત્રયનો વચેનો મતફેર પાછળથી એમ સંધાયો હતો કે તેઓએ દેશ છોડી નહાસી જવું નહી, તથા ઇરાનીઓ સામે લશ્કર લઇજઇ લડાઇબી કરવી નહી, પણ બને તો પોતાના કીલ્લાનો બચાવ કરવો. આ ઉપરથી ઇરાની ફોજે કીલ્લાને ઘેરો નાંખ્યો અને છ દીવસ સુધી કીલ્લો લેવાની લડત ચાલ્યા પછી સાતમે દીવસે તે હાથ આવ્યો. કહેછે કે બે માતબર રહેવાસીઓએ દગો રમીને ઇરાનીઓને કીલ્લો જીતવાની તક આપી હતી. કીલ્લામાં દાખલ થઇને ઇરાનીઓએ લુટ ચલાવી અને કહેછે કે સાર્દીસની આગના બદલામાં ત્યાંનાં સઘળાં દહેરાંઓ વગેરે બાળી નાંખ્યાં. આ રીતે ઇરીત્રયા ઇરાનીઓને તાબે થયું.

અને હવે સજા ખમવાની એથન્સની વારી આવી. ઇરીત્રયા ખાતે બંદોબસ્ત રાખીને ઇરાનીઓ એટીકા તરફ ધસ્યા, જે પ્રાંતનું રાજધાની શેહર એથન્સ હતું. આખા પ્રાંતમાં ઘોડસવાર ફોજને માટે ઇરાનીઓને માત્ર એકજ ચોગાન દરોબસ્ત જણાયું હતું—કદાચ એથન્સના પદભ્રષ્ટ રાજા **હીપ્પીઆસે** ઇરાની સરદારોને તે વીશે ચેતવણી આપી હશે—માટે સઘળાં લશ્કરે મેરેથન નામે જગા પસંદ કીધી. જ્યાં

---

[1] ફસ૦ ૬, પ૦ ૯૫.

ઇરાની ફોજે પડાવ નાખ્યો. તેને માટે આ જગા ઘણી સારી ન હતી. ઉગમણે દરીયો, દક્ષીણે એક નાની અને ઉત્તરે એક ચોરસ માઇલના વીસ્તારની એવી ખાડીઓ, અને આથમણે એથીન્યનોની ફોજ; એ રીતે ચારે બાજુઓમાં ત્રણ બાજુએ ઇરાનીઓ પાણીથી ઘેરાઈ ગયલા હતા, જ્યારે ચોથી દીશા તેમના બચાવને માટે મુદલ હતીજ નહી.[૧] એવાં એક સપાટ મેદાન સીવાય ઇરાની ફોજને આ ઠેકાણે કશો લાભ ન હતો. તેણે આવીને ધામો નાંખવાની ખબર મળતાંજ એથીન્યનો પોતાનું મુખ્ય શેહર છોડીને તેની મુકાબેલ આવી ઉભા. તેઓએ પોતાના બચાવની તૈયારીઓ આગમજથી કરી રાખેલીજ હતી. એથીન્યન ફોજની સરદારી દશ જણના હાથમાં હતી, જેમાંનો એક પેલોજ **મીલ્ટાયડીસ** હતો, જેણે ઇરાનીઓ સામે આગમજથી કપટ રચેલું હતું અને જે **દારાયસ**ની બીહીકથી પોતાનું કર્સોનીજ ખાતેનું રાજપાટ છોડીને એથન્સ ખાતે નહાસી ગયો હતો, તથા જેની પુઠ પકડતાં તેને બદલે તેનો બેટો પકડાયા પછી પાદશાહે તેને પોતાનાં રાજ્યમાં રાખીને નવાજી નાખ્યો હતો. આ સઘળા એથીન્યન સરદારોમાં લડાઈ કરવા સંબંધી એકવીચાર ન હતો. તેઓએ પ્રથમ સ્પાર્ટન લોકોની મદદ મંગાવી હતી, પણ આ પ્રજા તરેહવાર વેહમો ધરાવતી હતી તે મુજબ પુનમના ચંદ્રને જોયા સીવાય તે પોતાનાં વતનથી બહાર જતી ન હતી. માટે જ્યારે એથીન્યનોનું નોત્રું આવ્યું ત્યારે મહીનાનો માત્ર નવમો દીવસ હોવાથી તેઓ પોતાની સઘળી ઇછા છતાં મદદ કરવાને અશકત હતા! આ મદદ નહી મળવા છતાં **મીલ્ટાયડીસ** અને તેના સોહબતીઓ લડાઈ કરવાને ઉલટમંદ હતા, પણ બાકીના સરદારો ઇરાનીઓનાં ભારી લશ્કરથી ડર ખાતા હતા. અંતે એકજ મત વધુ પડવાથી લડાઈ કરવાનું નકી થયું, અને દશ સરદારોમાંથી જે દીને **મીલ્ટાયડીસ**ની સરદાર તરીકેની વારણ આવી ત્યારે તેણે ઇરાનીઓ લડાઇ શરૂ કરે ત્યાં સુધી ખોટી નહી રેહતાં—બલકે તેઓ પોતાની ગોઠવણો પુરી કરી શકે તે આગમજ—તેઓ સામે લડાઈ લઇ જવાની ઉતાવળ કીધી. બંને ફોજો મેરેથનનાં મેદાનમાં એક માઇલને અંતરે હતી. ઇરાની ફોજે લડાઈ શરૂ કરવાની દેખઇતી ઢીલ કીધી હતી, પણ એ ઢીલ તેણે કાંય કીધી હતી તેનું કશું કારણ **હીરોડોટસ** યા બીજો એક પણ તવારીખનવેશ જણાવી જતો નથી. આ લડાઇનો હેવાલ માટે, તેમજ ઇરાન અને યુનાન વચેની હવે પછીની બીજી સઘળી લડાઇઓનાં વર્ણન માટે આપણો આધાર માત્ર યુનાની તવારીખનવેશો ઉપરજ છે; ઇરાની તવારીખનવેશો ઉપર નથી: માટે તેઓ જે રસ્તે આપણને ચલાવે તે રસ્તેજ ચાલવા સીવાય આપણો છુટકો નથી. તોપણ કેટલેક ઠેકાણે આ દેશાભીમાની તવારીખનવેશો કેટલી બધી અતીષયોકતી કરીને ઇરાનીઓને ગેરઇનસાફ આપેછે તે બીના છુપી રહી શકી નથી—એટલોજ આપણને સંધ્યારો છે.

---

૧ મેરેથનનું મેદાન આજેબી લંબાઇમાં ૬ અને પહોળાઇમાં ઓછામાં ઓછા ૧॥ માઇલ જેટલું વીસ્તીર્ણ છે. આ બીયાબાનમાં એકે ઝાડ નથી. તેની આથમણે પહાડોની લાંબી હાર આવેલીછે.

**મીલ્ટાયડીસ** પોતાની ફોજને ઉતાવળે પગળે ઉપાડી લાવ્યો તે વખ્તે ઇરાનીઓ લડવાને માટે તૈયાર ન હતા. વળી આપણે ઉપર કહ્યું તેવી મુસ્કેલ સરહદો વચે ઇરાની ફોજે મુકામ કીધો હતો. **મીલ્ટાયડીસે** પોતાની ફોજની એક પાંખ એથીન્યન અને બીજી પ્લેટીયન ફોજો વડે બનાવી, અને વચમાં પોતાની મદદગાર પ્રજાઓની ફોજોને રાખી, અને લગભગ ઇરાની ફોજના જેટલુંજ પોતાનું બળ છે એમ દેખાડવાની લશ્કરી કુનેહ લડાવી. બંને ઓર્દુઓ વચે ભારી લડાઈ ચાલી. **હીરૉડોટસ** પોતે કબુલ કરેછે[1] કે યુનાની ફોજના વચલા ભાગ ઉપર ઇરાનીઓએ ભંગાણ પાડયું અને ત્યાંથી જેઓ નાઠા તેમની પુઠ પકડી. હવે આમ થવાનો સબબ આપણને એમ સમજાવવામાં આવ્યોછે કે ઇરાની ફોજના વચલા ભાગમાં ખુદ ઇરાની અને સકી ફોજો હતી, અને તેથીજ એ જોરાવર સીપાહ બચ્ચાઓએ એથીન્યનોની ફોજની વચમાં ગાબડું પાડવામાં ફતેહ મેળવી હતી. એથી ઉલટું, ઇરાની ફોજની બંને પાંખોમાં જુદી જુદી પ્રજાઓનાં લશ્કરો હતાં તેમને એથીન્યન અને પ્લેટીયન ફોજોથી પુશ્કળ ખમવું પડયું. એ બંને પાંખોનો ભાગીને ભુકો થઈ ગયો, હરીફોએ તેમનો દુંબાલો પકડયો અને શેવટે બંને યુનાની પાંખોએ મળી જઇને ખુદ ઇરાની તેમજ સકી ફોજો ઉપર હુમલો કરીને તેમને પણ જબરી શીકસ્ત આપી. આ રીતે ખરૂં જોતાં લડાઇમાં એથીન્યનોની જીત થઇ. એ બનાવ ઇ૦ સ૦ પુ૦ ૪૯૦ નાં વરસમાં બન્યો. **હીરૉડોટસ** મુજબ મેરેથનની આ લડાઇમાં ઇરાની ફોજનાં ૬૪૦૦ પણ એથીન્યનોનાં માત્ર ૧૯૨ માણસોજ માર્યાં ગયાં હતાં. આ સંખ્યા કેટલીબધી અસરખાં પ્રમાણમાં રજુ કરવામાં આવીછે તે ઉપર આજ સુધી એક પણ અપક્ષપાત તવારીખનવેશે વીચાર કરેલો લાગતો નથી. પણ **હીરૉડોટસ** માત્ર પોતાના જાતભાઇઓની કતલની સંખ્યા ઓછી ગણાવવાનાં દેશાભીમાન સીવાય બીજી રીતે તકસીરવાર દીસતો નથી; કેમકે તેણે ઇરાની કતલ થયલાઓની જે સંખ્યા આપીછે તે જો ખરેખર વધારી દીધેલી હોય તો તેની સાબેતી કશી નથી. બલકે બીજા લખનારાઓએ તો **હીરૉડોટસ**ની આ સંખ્યાને તુછ કહેવાડે એવડી મોટી સંખ્યા બતાવીને પુરતી સાચવટનાં ડોળ સાથ પોતાના વાંચનારાઓને જણાવ્યું છે કે ઇરાનીઓની લખો માણસોની ફોજ મેરેથનની લડાઇમાં કપાઇ મુઈ હતી![2] હવે જ્યારે લખો ઇરાનીઓ આ રીતે આ લડાઇમાં કપાઈ મરે ત્યારે તેમાં ઇરાની ફોજ કેવડી મોટી હોવી જોઇયે? મેરેથનની લડાઇમાં શીકસ્ત પામીને ઇરાનીઓ પાછા

૧ દફ૦ ૬, પ્ર૦ ૧૧૩.

૨ દાખલા તરીકે એથન્સનાં એક દહેરાં માહેલા લેખમાં જણાવ્યા મુજબ બે લાખ 'ઇરાની જંગલીઓ' ઉપલી લડાઇમાં કપાઇ ગયા હતા! પણ પૉસેન્યસ નામે એક તવારીખનવેશને આ બે લાખની સંખ્યા વાજબી લાગી નથી, માટે તે કહેછે કે કપાઇ મુએલા ઇરાનીઓની સંખ્યા તો ૩ લાખની હતી!! વળી પ્લુટાર્ક અને જેનોફન જેવા ઇતીહાસ કર્તાઓ તો એ સંખ્યાને વધારીને છેક પાંચ અને છ લાખ ઉપર લેઇ જાયછે!!! શાબાશ છે એથીન્યનોનાં અમરપણાંને કે જ્યારે ૬ લાખ કાફર ઇરાનીઓ તેમના જબરદસ્ત હાથ ઉપર માર્યા ગયા ત્યારે માત્ર ૧૯૨ બહાદુરો તેમની પોતાની ફોજમાંથી ઓછા થયા!!!!

પોતાને વતન ગયા હતા, એમ સઘળા સાચા તવારીખનવેશો કબુલ કરેછે; એથીન્યનો ૬૦૦ ઈરાની વહાણોમાંથી માત્ર સાતજ જીતી લઈ શકયા હતા, એમ **હીરૉડોટસ** પોતે કહેછે:[1] ત્યારે ઈરાની ફોજ જેટલા કપાઈ ગયા એટલાજ માણસોની હોય નહી—યાને તેમાં માત્ર છ લાખ માણસો કરતાં બેવડાં ત્રેવડાં હોવાં જોઈયે. પણ ત્યાં તવારીખનવેશોમાં જબરો મતફેર છે. **કોર્નીલ્યસ નીપૉસ** મુજબ ઈરાની ફોજ ૨૧૦૦૦૦ ની હતી તેમાંથી એક લાખ માર્યા ગયા હતા. **વેલેર્યસ મેકસીમસ** મુજબ ફોજ ત્રણ લાખની હતી; એ સંખ્યાને **પ્લેટો** પાંચ લાખ સુધી અને **જસ્ટીન** છ લાખ સુધી વધારી દેછે. હવે વીચાર કરવાનું છે કે **પ્લુટાર્ક** અને **જેનોફન** જ્યારે લડાઈમાં માર્યા ગયલા ઈરાનીઓની સંખ્યા પાંચ અને છ લાખની ગણાવવામાં કશી હરકત જોતા નથી ત્યારે **પ્લેટો** અને **જસ્ટીન** એમ કહેછે કે આખી ઈરાની ફોજ માત્ર પાંચથી છ લાખની હતી! ખરૂં કોણનું માનવું? આવી વખ્તે મધ્યમ વીચાર ધરાવનારાઓ વધારે વજનને પાત્ર થાય છે. એટલામાટે જોકે **હીરૉડોટસે** માર્યા ગયલા એથીન્યનોની સંખ્યા માત્ર ગણત્રીના ૧૯૨ ઉપર લાવી મેલીછે તે આપણ સ્વીકારી શકતા નથી તોપણ તેણે જણાવ્યા મુજબ ૬ હજાર ઈરાનીઓ કતલ થયા હોય તો તે મધ્યમ ગણત્રી કહેવાય; કેમકે ઈરાનીઓને પોતાની કાચી તૈયારીઓને લીધે તેમજ એક અજાણ્યા મુલકમાં કુદરતી સરહદોની મુસ્કેલીઓ વચે કામ લેવું પડયું હતું. જેમ **હીરૉડોટસની** આ ગણત્રી આપણ કબુલ રાખીશું તેમજ **રૉલીન્સને** આપેલી ઈરાની ફોજની સંખ્યા પણ માન્ય કરીશું. એ સંખ્યા તેણે ૨૧૦૦૦૦ ની આપીછે, જે અલબતે ઘણી નથી.[2]

ઈરાની ફોજનો આ હીસાબ છે, ત્યારે યુનાની ફોજનો વળી જુદીજ અચરતી પેદા કરેછે. જેમ ઈરાની ફોજને સંખ્યામાં વધારી દેવામાં યુનાની લખનારાઓએ પોતાના જાતભાઈઓ અને વતનીઓની પક્ષ ખેંચીછે તેમ યુનાની ફોજને ઓછી દેખાડવામાં તેઓએ એજ નેમ ધ્યાનમાં રાખેલી દીસેછે. કહેછે કે દુન્યાની પંદર મોટી લડાઈઓમાંની એક મેરેથનની લડાઈ છે અને તેમાં એક બાજુનાં જ્યારે ૬૪૦૦ ત્યારે બીજી બાજુનાં માત્ર ૧૯૨ માણસો માર્યાં જાય એ કેવળ નહી માન્યામાં આવે એવો અધુરો હીસાબ છે. એક બારગી યુનાની ઈતીહાસકારોએ ૧૯૨ ને બદલે એ આંકડાની આગળ યા પાછળ અથવા વચમાંનો એકુ આંકડો કહાડી નાંખીને આપણને પોતાના મુએલાઓનો સરવાળો આપ્યો હોત તોપણ આપણને હાલ કરતાં કંઈ વધારે અચરતી લાગત નહી. હવે આમ ૧૯૨ માર્યા ગયલાઓની સંખ્યા આપતાં **હીરૉડોટસ** જણાવતો નથી કે કુલે યુનાની ફોજ કેટલી હતી. બીજાઓ મુજબ તે ૯૦૦૦ એથીન્યનો અને ૧૦૦૦ પ્લેટીયનો મળીને ૧૦૦૦૦ ની હતી! છ લાખ ઈરાનીઓ અને ૧૦ હજાર યુનાનીઓ લડાઈમાં ઉતરે, એ કેવું સુંદર પ્રમાણ! અને તોપણ **પૉસેન્યસ** અને **પ્લુટાર્ક** એમ કહેછે,[3] અને તે પરથી એમ ઠરેછે કે આ ૧૦ હજાર યુનાની-

---

૧ દફ્‌૦ ૬, પ્ર૦ ૧૧૫. ૨ રૉલી૦ કૃત હીરૉ૦, દફ્‌૦ ૪, સફે ૪૦૭, નોટ ૭.
૩ તેજ, સફે ૪૦૭.

ઓએ ૬ લાખ ઇરાનીઓને કાપી નાંખ્યા હતા ! સર **જર્યોર્જ કૉક્સ** સઘળા આંકડાઓ તપાસીને કહેછે કે મેરેથનની લડાઇમાં યુનાની ફોજની એકંદર સંખ્યા ૨૫ થી ૨૬૦૦૦ કરતાં ઓછી હોવી નહી જોઇયે.[૧] પણ એ સંખ્યાથી વજન મેળવે એવી જણાતી નથી. તે જમાનાની અથવા ત્યાર પછીની એક પાર્સી યા ઇરાની તવારીખની ગેરહાજરીમાં, અને એકજ તરફનાં જાત્યાભીમાની લખાણ ઉપર સર્વ કોઇને આધાર બાંધવો પડેલો હોવાથી, મેરેથનની લડાઇનો ખરો ભેદ સદાનો ઢંકાઈ રહ્યોછે તેમ રહેવાનો.

## ફ્સલ ૪. પાદશાહના છેલા દીવસો.

(ઇ૦ સ૦ પુ૦ ૪૯૦ થી ઇ૦ સ૦ પુ૦ ૪૮૫.)

મેરેથનની હારથી પાદશાહ **દારાને** તેના બુઢાપાના વખતમાં બહુ માઠું લાગ્યું. **દાતીસ** અને **આર્તાફ્રર્નીસ** જેવા સરદારોના હાથમાં યુનાન ઉપરની આ ચહડાઇનો કારભાર આપવામાં તેણે કદાચ ભુલ જોઈ હશે; કેમકે આ ગમે એવી નાની કે મોટી શીકસ્ત પછીથી તેણે પોતાની જૈફી છતાં પોતે જાતે યુનાન ઉપર ચહડાઈ લઇજિવાનો ઇરાદો રાખ્યો. આ વખ્તે તેની ઉમર ત્રણ કુડી કરતાં વધારે વરસોની હતી, પણ ઇરાની પાદશાહો પોતે જાતે લડાઇમાં ઉતરવા માટે ઉમર યા જીંદગી માટે કશી હરકત કે દરકાર રાખતા ન હતા.

લડાઇમાં પોતાના હરીફનો પાસો ચહડતો જોઇને ઇરાનીઓ મેરેથન છોડીને હવે પાધરા એથન્સ શેહર ઉપર ચહડી ગયા. ત્યાંનાં અલક્મેયોનાઇડી નામે એક રાજકુટુંબ ઉપર એવો દોષ મેળવામાં આવેછે કે તે ખાનદાન ઇરાનીઓ જોડે મળી ગયલું હતું, અને તેણે એક ઢાલ હવામાં ઉઠાવીને એથન્સ ઉપર ઉતરી પડવાની ઇરાનીઓને ચેતવણી આપી હતી. પણ આ રાજકુટુંબના શત્રુઓનું આ તોહમત ખરૂં પડયું નથી. ઇરાનીઓની એથન્સ ઉપર ચહડી જવાની હીલચાલ કોઇકે રીતે એથીન્યન સરદારોના કાન ઉપર આવતાંજ તેઓએ ટુકે રસ્તે પોતાનાં રાજધાની શેહર તરફ કુચ કરવા માંડી, અને મેરેથન ખાતે સઘળું જયાનું ત્યાં મેળીને તેઓ એ યાદગાર મેદાનને પાછળ નાંખી ગયા. તેમની આ દોડાદોડીથી તેઓને ફાયદો થયો, કેમકે ઇરાની ફોજ ફાલેરમનાં બંદરમાં જઈ પુગે તે આગમજ એથીન્યનો ૨૬ માઇલનો રસ્તો કાપીને એથન્સ ખાતે જઈ પુગ્યા અને પોતાની તૈયારીમાં રહ્યા. આ રીતે ઇરાનીઓ પોતાની તજવીજમાં નીષ્ફળ થવાથી તેઓએ એથન્સ ઉપર ધસી જવાનો વીચાર માંડી વાળ્યો અને એશ્યા તરફ પાછા વળવાનું મન કીધું. તેઓ પોતાની જોડ ઇરીત્રયન બંધવાઓને પણ ઉપાડી ગયા, જેમની સામે પાદશાહને એથીન્યનો ઉપરના જેટલોજ ધીક્કાર હતો. તોપણ **દારાયસે** આ બંધવાઓના સુસા ખાતે આવી પુગ્યા પછી તેઓમાંના એકનો પણ જીવ લેવાને યા ઇજા કરવાને બદલે કીસ્યામાં **અર્દરીક્કા** નામે જગા ખાતે તેમને રહેઠાણ બાંધી આપ્યાં.[૨] આ જગા સુસાથી શુમારે ૨૬ માઇલ દુર હતી.

---

૧ યુનાનની તવારીખ, દફ્તર ૧, સફે ૬૭૦.

૨ હીરૉ૦, દફ્૦ ૬, પ્ર૦ ૧૧૯.

એથીન્યનોએ જ્યારે સ્પાર્ટનોની મદદ મંગાવી ત્યારે હજુતો મહીનાનો ૯ મો દીવસ હતો માટે તેઓ પોતાના વેહમ મુજબ મદદ આપી શકયા નહી, પણ લડાઈ પુરી થયા બાદ પુણમ વીત્યા પછી બે હજાર સ્પાર્ટનોનું એક લશ્કર પોતાના દેશી ભાઈઓને મદદ કરવા માટે એથન્સ ખાતે આવ્યું. એથન્સ અને સ્પાર્ટા વચેનો માર્ગ તે વખ્તે ૧૩૦ માઇલનો હતો, અને તે આ ફોજે આખા ત્રણ દીવસોમાં પુરો કરવાની જેહમત ખેંચવા છતાં તેની મહેનત રદ ગઈ અને તેને ઇરાનીઓનું બળ તપાસ્યા વીના પાછું ફરવું પડયું. સ્પાર્ટનો **મીલ્ટાયડીસ** અને બીજા એથીન્યન સરદારોની બહાદુરી માટે તેમની સ્તુતી કરવાને ચુકયા નહી, અને એ સ્તુતીથી **મીલ્ટાયડીસ** એટલો તો ફુલી ગયો કે તેણે ઇરાનીઓને લડાઇમાં મદદ આપનાર પેરૉસ ટાપુના રહેવાસીઓને સજા કરવા માટે એથીન્યનોની પરવાનગીથી એક ફોજ ભેગી કીધી, હવે પેરૉસનાં લોકોની ઇરાનીઓને જે મદદ મળી હતી તે માત્ર એક લડાઈનું બારકસ આપવા સંબંધી હતી. ૬૦૦ બારકસોમાં આ એક કશી બીસાદમાં ન હતું— અને વળી ખુદ ઇયોન્યન રાજ્યોએ એવાં ઘણાં બારકસોની મદદ આપેલી હતી, માટે તેમની વર્તણુક સાથ સરખાવતાં **મીલ્ટાયડીસ** યા એથીન્યનોને પેરૉસની વર્તણુક કશી વાંધા ભરેલી લાગવી નહી જોઇયે. પણ પાછળથી જ્યારે **મીલ્ટાયડીસ** આ લોકોને સજા કરવામાં નીષ્ફળ થયો અને તેમના ટાપુ ખાતેથી જખમી થઇને આવ્યો ત્યારેજ એથીન્યનોએ જાણ્યું કે તે પોતાનાં કોઈ ખાનગી વેરને થકી પેરૉસનાં લોકોને સજા કરવા માંગતો હતો. તે જ્યારે નીષ્ફળ થઇને નામોસી સાથ પાછો એથન્સ ગયો ત્યારે ત્યાં તેની વર્તણુકની તપાસ ચાલી અને એથીન્યનોને ઠગવાનો તેના ઉપર વાંક મેળવામાં આવ્યો, જે વાંકને માટે ઘણા તકસીરવારોના જીવ લેવામાં આવેલા હતા. પણ **મીલ્ટાયડીસ** એ સજામાંથી છટકી ગયો. તેને માત્ર ૫૦ ટેલંટ (યાને રૂ૧,૨૦,૦૦૦ થી વધારે) નો દંડ થયો, જે અલબતે તેના વખ્ત મુજબ ઘણો મોટો હતો. આથી તેને બહુ ગમ લાગ્યો, અને પછી મરણ પામ્યો.

જ્યારે ઇરાની સરદારો એથીન્યનોને સજા કરવાનાં કામથી નીરાશ થઈ પાછા ફર્યા ત્યારે આપણે ઉપર કહ્યું તેમ પાદશાહ **દારાયસે** હવે પોતે એક મહાભારત ચહડાઈ લઈ જઇને એથન્સનેજ નહી પણ આખાં યુનાનને તાબે કરવાની તૈયારીઓ કરવા માંડી. તે આ નીષ્ફળતા અથવા શીકસ્તથી હીમત હાર્યો નહી. તે પોતાની બુજર્ગ ઉમરથી હારી બાઈ બેઠો નહી. સઘળાં તાબેનાં રાજયો ખાતે તેણે કાસદો મોકળાવીને નવેસરથી લશ્કર તેમજ બારકસો, ઘોડાઓ અને ખોરાકી વગેરે ભેગાં કરવાનો હુકમ આપ્યો. તેના હુકમ મુજબ દરેક રાજ્યમાં ઢંઢેરો પીટાવ્યો અને ત્રણ વરસો સુધી દરેક ઠેકાણે લડાઈની તેયારીઓનીજ ગડબડ ચાલી. યુનાન ઉપરની આ મહાભારત ચહડાઇમાં શામેલ થવા માટે લશ્કરી નોકરીમાં જેઓએ નામો નોધાવવા માંગ્યાં તેઓમાં જેઓ સર્વેથી ચુનંદા હતા તેમનેજ પસંદ કરવામાં આવ્યા.

આ રીતે જ્યારે લડાઈ માટેની નવી તૈયારીઓ થતી હતી ત્યારે ઇ૦ સ૦ પુ૦ ૪૮૭ નાં વરસમાં મીસરનાં લોકોએ બલવો ઉઠાવ્યો. અલબત પાદશાહની મોટા પાયા

ઉપરની તૈયારીઓ વીશે યુનાનનાં સઘળાં રાજ્યોને ખબર પડવી જોઇયે—બલકે તેઓએ બીજી ચહડાઇની વકી રાખી હશેજ—અને તેથીજ તેમને ભારી ડર પેદા થવો જોઇયે. માટે એ ચહડાઇનું કામ બર્હમ જાય એવી કોઈ પણ તદબીર લડાવવાને તેઓ તજવીજ કરે એ બનવાજોગ છે. તેઓએ કદાચ ઇયોન્યન રાજ્યોને બલવો કરવા માટે ઉશ્કેર્યાં હશે, અથવા તેમની મદદ માંગી હશે; પણ એ રાજ્યોને હવે ઇરાનના પાદશાહની તાબેદારીથી કશું ખમવાનું હતું નહી માટે તેઓએ યુનાનીઓની માંગણી ના પાડી હશે. આ રીતે નીષ્ફળ થઇને એથીન્યનોએ ઇરાનીઓને તેમની ચહડાઇમાં ઢીલ પડાવવા માટે એક બીજોજ ઇલાજ લીધો, અને તે મીસરનાં લોકો કને બલવો કરાવવાનો ઇલાજ હતો. યુનાનીઓએજ આ બલવાની ખરેખરી ઉશ્કેરણી કીધી હોય, અને તેમનાંજ કાવાદાવાથી બલવાની આગ પંથરાઈ હોય તો તે બનવાજોગ છે, એમ **રૉલીન્સન** પણ કહેછે,[૧] અને તેમ માનવાનાં કારણો છે. પાદશાહ **કમ્બાઈસીસે** મીસર ખાતે ચહડાઇ લઈ જઇને એ દેશ હાથ કીધા પછી ત્યાંનાં લોકો સુલેહ સંપથી રહેલાં હતાં. **દારાયસ**નાં રાજ્યની શરૂઆતમાં જે પુસ્કળ બખેડાઓ ઠામેઠામ થયા તેમાં મીસરનું નામ જણાતું નથી. **કમ્બાઈસીસ** પછી સાત ઇરાની હાકમોએ ત્યાં નચીંતે ઇરાનના પાદશાહ તરફથી રાજ્ય ભોગવ્યું હતું. એ આઠ હાકમોનું એક વંશ બન્યું અને મીસરની તવારીખમાં રાજ્યકરનારું જે ૨૭ મું વંશ છે તે આ ઇરાનીઓનું છે. પાદશાહ **દારા**ની વર્તણુક મીસરનાં લોકો તરફ બહુ નરમાસવાળી અને મીત્રાચારી ભરેલી હતી. એના બદલામાં તેઓ તેને બહુ મર્તબો આપતા હતા. તેઓએ પોતાના પવીત્ર ગોધાઓની કબરો ઉપર પણ તેનું નામ માન સાથ નોંધેલું છે. વળી **દારા**નીજ મોટી મદદથી "ગ્રેટ ઓએસીસ" નામે મોટાં બીયાબાનમાંનું મોટું ઇજીપ્શ્યન દહેરૂં બંધાયું હતું; જ્યાં જે ખેતાબો મીસરના આગળા મોટા પાદશાહોને આપવામાં આવેલા હતા તે સઘળા **દારયવુશ**ને પણ અર્પણ કરેલા હતા.[૨] આ સઘળું દેખાડેછે કે ઇજીપ્શ્યનો ઇરાની અમલથી દુખી ન હતા. અલબત તેમને પોતાના દેશની હાકમી પોતાના હાથમાં લેવાની કુદરતી ઇચ્છા હોવી જોઇયે, પણ તે ઇચ્છાને અમલમાં આણવાની તેમને અનેક તકો મળી હતી. ખોટો **સ્મર્દીસ** તખ્તે બેઠો અને **કમ્બાઈસીસ** મીસર છોડી ગયો ત્યારે, અથવા **દારાયસ**નાં પહેલાં વરસોમાં ઘણાખરા જીતાયલા પ્રાંતો ખાતે બલવા થયા ત્યારે, અગરજો ઇજીપ્શ્યનોએ ચાહ્યું હોત તો તેઓબી સ્વતંત્ર થવાની કોશેશ કરી શકત. પણ તેમ નહીં કરતાં, જ્યારે **દારાયસ**ની સઘળી ફતેહોથી તે વખ્તે જાણીતા આખા એશ્યા અને યુરોપના ઉગમણ ભાગમાં ઇરાની હકુમતનો તાપ બેઠો હતો તેવા વખ્તમાં મીસર ખાતે બલવો થાય ત્યારે તેનો કોઇ ખાસ સબબ હોવો જોઇયે, અને એ સબબ યુનાનીઓની ઉશ્કેરણી ધારવામાં આવેછે. આ બલવો કરીને મીસરના લોકો એટલેબને દરજ્જે ફાવ્યા કે તેઓએ પોતાના દેશમાંથી ઇરાની હાકમને કહાડી મેલ્યો અને પોતેજ સઘળી હકુમત લઇ બેઠા.

---

૧ રૉલી૦ કૃત હીરૉ૦, દફ્‌૦ ૪, સફે ૧, નોટ ૪.

૨ તેજ, દફ્‌૦ ૨, સફે ૩૨૭, ફકરો ૪૦.

**દારયવુશને** તેના બુઢાપાના વખતમાં આ એક નવો સંતાપ હતો. પણ જ્યારે તે પોતાની તૈયારીઓ યુનાનને માટે કરતો હતો ત્યારે આ નવો શોજો નીકલી આવવાથી તેણે મીસર તરફ પણ ચહડાઇ લઇ જવાની ગોઠવણો કીધી. આ બલવામાં યુનાનીઓનો હાથ છે એવો વેહમ કદાચ **દારાયસને** ગયો હોય, અને તેમની નેમ પોતા ઉપરની ચહડાઇમાં ઢીલ પડાવવાની છે એવું તેણે માન્યું હોય. પણ યુનાનીઓની એ નેમમાં તેઓ ઠગાયાછે એવું તેમને દેખાડવા માટે **દારાયસે** બંને દેશો તરફ બે જુદાં જુદાં લશ્કરો લઇ જવાની ગોઠવણો કીધી, જેમાં યુનાનીઓને તો પોતે જાતે જઇને સજા કરવા ચાહ્યું. પણ તેમ કરવા **આગમજ** તેને માથે પોતાનાં રાજ્યનો વડો—પોતાનો વારેસ—ઠરાવી જવાની ફરજ આવી પડી. પાદશાહની વડી રાણી **અતોસ્સા** પાદશાહ **કાઈરસની** બેટી થતી હતી. તેણીએ ચાર બેટાઓને જન્મ આપ્યો હતો, જેઓમાં **જર્કસીસ** (ક્ષયાર્શા) વડો હતો. પણ **જર્કસીસ** કંઈ પાદશાહનો સર્વેથી વડો બેટો ન હતો. **દારાયસ** તખ્ત ઉપર બેસે તે આગમજ પોતાના પછવાડેથી થયલા હમશરીક **ગોબ્રાયસની** બેટી જોડે તે પરણ્યો હતો, જેણીએ જન્મ આપેલા ત્રણ બેટાઓમાંનો વડો **આર્તોબાર્જેનીસ** (આદરબુર્જીન) હતો, જે ઉમરમાં **જર્કસીસ** કરતાં મોટો હતો. હવે વાંધો એ હતો કે આ બે જવાનોમાંથી પાદશાહે તખ્ત કોણને સોંપીને યુનાન તરફ જવું. **આદરબુર્જીનની** તકરાર એ હતી કે તે તેના બાપનો વડો દીકરો હતો. **ક્ષયાર્શા**-નો દાવો એ હતો કે પાર્સી પ્રજાને સ્વતંત્ર કરીને મોટું રાજ્ય સ્થાપનાર **કુરૂશની** બેટીનો તે દીકરો હતો; **કાઈરસ** પછી તેનો બેટો **કમ્બાઈસીસ** (કમ્બુજીય) તખ્તે બેઠો અને હકદાર વારેસ વીના મરણ પામ્યો માટે રાજ્યની લગામ જો કોઇને પણ મળે તો તે શાહજાદી **અતોસ્સા** હતી, અને તેણીનો તે હક કબુલ રાખીનેજ તથા વળી પોતાનો હક તેમ કરીને મજબુત કરવાની મતલબથીજ **દારયવુશે** આ શાહજાદી જોડે શાદી કીધી હતી; માટે તેણીના વડા બેટાનો હક ઇરાનનાં તખ્ત ઉપર સર્વેથી પહેલો હતો. આ વાંધાનો પાદશાહ **દારા** નીકાળ આણે તે આગમચ સ્પાર્ટાનો પેલો પદભ્રષ્ટ થયલો રાજા **ડીમારેટસ** સુસા ખાતે પાદશાહનો આશ્રો શોધતો આવી લાગ્યો. તેને બંને શાહજાદાઓ વચેની તકરાર વીશે ખબર પડી, અને પરપુછ કરતાં તેને કેટલીક વાતો જણાઈ, જે ઉપરથી તેણે **જર્કસીસને** સમજાવ્યું કે તેણે પાદશાહ આગળ આ દલીલ રજુ કરવી કે જ્યારે **દારાયસ** હજુતો એક સાધારણ માણસ હતો ત્યારે **આદરબુર્જીનનો** જન્મ થયો હતો; પણ **જર્કસીસનો** જન્મ તો **દારાયસને** તખ્ત મળવા પછી થયો હતો, માટે તખ્ત ઉપરનો ખરો હક **જર્કસીસનો** છે. આ સલાહ ઉપરથી શાહજાદા **ક્ષયાર્શાએ** આ નવી તકરાર આણી અને તેમાં તે ફતેહ પામ્યો. તેના બાપે અંતે તેનીજ પક્ષમાં ચુકાદો આપ્યો, અને એ રીતે **જર્કસીસના** હાથમાં **દારાયસની** ગેરહાજરીમાં ઇરાનનાં રાજ્યની લગામ આવી.

પણ પાદશાહ પોતાની યુનાન ઉપર ચહડાઈ લઇજવાની નેમમાં પાર પડયો નહી. તેની ધારણા મુજબ બન્યું નહી. તે ચહડાઇ લઇ જાય તે આગમજ તેનું મરણ નીપજ્યું, જેથી ઇજીપ્સ્યનો અને એથીન્યનો વગર સજા મેળવવે તુર્ત વેળા બચી

ગયા. **દારાયસ**નાં મરણથી ઈરાનને ભારી ખોટ ગઈ. તેણે ૩૬ વરસો સુધી રાજ્ય ભોગવ્યું, અને મરણ વખ્તે તેની ઉમર ૬૪ વરસની હતી. તખ્તે બેઠો ત્યારથી તે તેનાં મરણ સુધી વચમાં માત્ર થોડાંક વરસોના અંતર સીવાય તેણે સઘળી મુદત લડાઈમાં ગુજારી હતી. જે લડાઈમાં તે પોતાની હાજરીની અગત્ય સમજતો હતો ત્યાં પોતે મેદાનમાં ઉતરવાને તે સદા તૈયાર રહેતો હતો. ખરી વાત છે કે મહાત્મા **કાઈરસ**ની પેઠે **દારાયસ** સઘળીજ મોટી લડાઈઓમાં શામેલ થયો ન હતો. એથન્સ ઉપરની ચહડાઇ વખ્તે તેણે પોતે ત્યાં જવાને બદલે પોતાના સરદારોને એ કામ સોંપવામાં **દારાયસે** પોતે જોયું કે તેણે મોટી ભુલ કીધી હતી. તેની બહાદુરી અને હીમત, તેનો ઇનસાફ અને દયા, એટલાંબધાં પ્રબળ હતાં કે તેના દુશ્મનો વઠીક તેને નમતા અને વખાણતા હતા. મીસર ખાતે તેનું નામ ત્યાંના એક પવીત્ર પાદશાહ લેખે માન પામ્યું હતું, અને ઇયોન્યન રાજ્યોએ, **મીલ્ટાયડીસ**ના બેટા **મેટીયોકસે**, સ્પાર્ટાના રાજા **ડીમારટસે** તથા એથન્સના રાજા **હીપ્યાસે**, અને બીજા અનેક રાજવંશીઓએ જોઇ લીધું હતું કે **દારા** પોતાના શત્રુના પડતા વખ્તમાં તેના ઉપર વેર લેવાને ધીચકારૂં સમજતો હતો, એટલુંજ નહી પણ તેના પડતા વખ્તમાં તેને માન મર્તબો આપીને તેનાં દીલને દુખી થતું અટકાવતો હતો. ઉપલા પદભ્રષ્ટ પાદશાહો, તેમજ બલવાખોર **એરીસ્ટાગોરાસે**, ઇયોન્યન ટાપુઓ ખાતેથી ઉઠાડી મેળેલા ત્યાંના યુનાની હાકેમો પણ **દારયવુશ**ની દરબારમાં એવુંજ માન પામ્યા હતા. વળી બલવાખોર **હીસ્ટીયસે** જીવતાં જીવત ગમે એટલી બુરાઇ કરવા છતાં **દારાયસ** તેના કતલ થવાથી નાખુશ થયો હતો અને તેનાં રવાનને બાઆબરૂ ભુમીદા કરવાનો હુકમ આપ્યો હતો. બલવાખોર મુલુકો માઇલીટસ અને ઇરીત્રયાના કેદ પકડાયલા રેહેવાસીઓના એક બાલને પણ ઇજા નહી દેતાં તેણે તેમને પોતાના મુલકમાં વસવાની પરવાનગી બક્ષીને પુરતી મેહરબાનગીથી નવાજી નાંખ્યા હતા, તે વાત ખુદ ઇરાનીઓના દુશ્મનોથી પણ ના પડાતી નથી. આ સઘળા દાખલાઓ દયા અને ઇનસાફની બાબતમાં **દારાયસ**ને પાદશાહ **કાઈરસ**ની જોડે મેલેછે, અને તેની બહાદુરી અને મુલકગીરીમાં માત્ર **કુરૂશ**-થીજ તે ઉતરેછે. બીહીસ્તુન ખાતેના પોતાના લેખમાં **દારા** બોલ્લું કહેછે કે જેઓ તેની સામે દગાખોર ઠર્યા તેમનેજ તેણે મોતની સજા કીધી હતી. આ ઇશારો તેણે તખ્ત મેળવ્યા પછી જુદા જુદા પ્રાંતોમાં બલવો ઉઠાવનારા અને રાજાનું ખોટું નામ ધારણ કરી બેસનારા ઠગારાઓ સંબંધી કીધોછે, જેઓમાંના માત્ર થોડાજ પાદશાહના હુકમથી કતલ થયા હતા. **કાઈરસે** ઇરાનની શેહનશાહત સ્થાપી એ ખરી વાત છે, પણ પોતાના અમલનાં પહેલાંજ વરસમાં ઠેકાણે ઠેકાણે ઉઠેલા બલવા બેસાડી દેવામાં **દારાયસે** એકેકો નવો પ્રાંત જીતવા જેટલી જેહમત ખેંચેલી હોવી જોઇયે. એ ઉપરાંત વળી ઇયોન્યન રાજ્યોની એકસંપીથી ઉભો થયલો મોટો બલવો તેની હીમત અને હીકમતની તપાસ લેનારી જબરદસ્ત કસોટી થઇ પડયો હતો. એ સર્વેને પાછા તાબે કરવા, પંજાબ સુધાં ઉગમણુ તરફ હીંદ સુધી પોતાની હકુમત વધારવી, છેક મેસીડન સુધી આથમણુ તરફ ઇરાનનો કાબુ સ્થાપવો, યુરોપમાં સ્કીથ્યાના દેશ (આજનો રશીયા)

ખાતે ચહડાઈ લઇ જઇને જબરી શેહ આપવી, અને યુનાનીઓને એક મોટી ચહડાઇથી ધુજાવી નાંખવા; એ સઘળું **દારાયસ**નું બળ અને બહાદુરી, મોટાઈ અને મર્દાનગી દેખાડેછે. ત્રણ જુદે જુદે ઠેકાણે તેણે પોતાની ફતેહોના લેખો કોરાવેલાછે તે ઉપરથી જણાયછે કે ત્રીશ મુલુકો **દારા**ના તાબા તળે હતા, જેમાંના કેટલાકની ફતેહ તેણે પોતે કીધી હતી.[૧] આ ત્રણે લેખોમાં બીહીસ્તુન ખાતેનો પહેલો છે. તેમાં ૨૨ મુલુકોનાં નામો છે. બીજો પર્સીપોલીસ ખાતેનો લેખ છે, જેમાં ૨૩ મુલુકોનાં નામ છે. છેલ્લો લેખ નક્શે રૂસ્તમ ખાતેનો છે, જેમાં કુલે ૩૦ મુલુકો છે.

પણ આ સઘળું છતાં **દારાયસ** લશ્કરી ફતેહોમાં **કાઈરસ**ની બરાબરી કરી શકયો નથી. **રૉલીન્સન** તેની સ્તુતી કરતાં લખેછે કે "સુલેહના હુનરમાં **દારા** બીજા સઘળા પાર્સી પાદશાહો કરતાં ચહડતો હતો."[૨] તેના આ "સુલેહના હુનર" વીશે હજુ આપણે કશું વર્ણન કીધું નથી. રાજ્યની જે ગોઠવણો **કાઈરસ** કરી શકયો ન હતો, અને જેને લીધે પાછળથી કેટલુંક ખમવું પડયું હતું, તે ગોઠવણોનું માન કેટલીક તરફથી **કાઈરસ**ને આપવાની તજવીજ થવા છતાં ઘણે દરજજે **દારા**નેજ આ રાજબંધારણ બનાવવા માટે સઘળી સ્તુતી ઘટેછે. એ, તેમજ ઇરાનને સુંદર ઇમારતોથી દીપતું કરવાનાં **દારાયસ**નાં કામો, એક જુદાજ બાબ માટે અમે રાખ્યાંછે. **રૉલીન્સન** તેને "ઘણી બાજુ ધરાવનાર" કહેછે અને તેનાં સઘળાં કામકાજો ઉપરથી ગણાવેછે કે "યોજના કરનાર, સપેહસાલાર, પ્રધાન, રાજવહીવટ કરનાર, ઇમારતો બાંધનાર, હુન્નર અને વીદ્યાનાં કામોનો મુરબી," એ સઘળાં વાણાં તે એકલા એકમાં ભરેલાં હતાં.[૩] "તેના વીના ઇરાન જેમ તે જલદી વધી ગયું તેમ તે જલદીથી ઘણું કરીને પડી પણ ભાગ્યું હોત, અને આપણને તે ઉગમણ તરફ ઉગી નીકળેલાં ઘણાંએક ટુક વખ્ત સુધીજ હૈયાતી ભોગવી જનારાં રાજયોમાંના એક દાખલ જાણીતું થયું હોત."[૪] પણ **દારાયસ**નાં નામે અને કામે ઇરાનને ખોટા **સ્મર્દીસ** પછી જીવતું અને સલામત રાખ્યું.

એક બીજો તવારીખનવેશ લખેછે કે પાદશાહનાં "ડહાપણ, ઇનસાફ અને ઘણાએક દાખલાઓમાં તેણે બતાવેલી દયા માટે અસલી લખનારાઓએ તેની બહુ વખાણ કીધીછે."[૫] આજ લખનાર જણાવેછે કે "જે કામ **કુરૂશે** શરૂ કીધું તે કામ સંપુર્ણ કરવાને ખોદાતાલાએ તેને નેમ્યો હતો, એટલેજે યાહુદીઓને તેમની પવીત્ર ભુમી ઉપર પાછા ઠરીઠામ કીધા હતા." ડૉ૦ હેલ્સ લખેછે કે પાર્સી પાદશાહો બેબીલોન્યનોને સજા કરીને યહુદીઓ ઉપર મેહરબાનગી રાખતા હતા. બેબીલનની પહેલી ફતેહ પછી **કુરૂશે** તેમને કેદખાનેથી છોડી સ્વતંત્ર કરવાનો હુકમ કહાડયો હતો, અને બીજી ફતેહ પછી **દારા**ની મેહરબાનગી હેઠળ જેરૂસલેમ ખાતે તેમનું બીજું મંદીર બંધાઇ તૈયાર થયું હતું. ભલો પાદશાહ તેજ જેની સ્તુતી શત્રુઓ અને જુદદીનો કરે!

૧ જુઓ ઉપર, બાબ ૧, સફે ૪. ૨ પુરા૦ પાદ૦, દફ૦ ૪, પ્ર૦ ૭, સફે ૪૫૨.
૩ તેજ. ૪ તેજ, સફે ૪૫૩. ૫ પાર્સીઓની તવારીખ, સફે ૬૩.

## બાબ ૧૫.

# દારાયસ હીસ્તાસ્પીસ (દારયવુશ).

(ઈ૦ સ૦ પુ૦ ૫૨૧ થી ઈ૦ સ૦ પુ૦ ૪૮૫ સુધી.)

## ૪.

## રાજ્યકારભારની ગોઠવણો અને બંદોબસ્તો.

(ઈ૦ સ૦ પુ૦ ૫૧૫ થી ઈ૦ સ૦ પુ૦ ૫૦૭ સુધી.)

રાજ્ય બંધારણનું ખરૂં માન દારાયસને ઘટેછે—તેના અમલની મુદતના વીભાગો—શરૂઆતના બલવા અને શેવટની લડાઈઓ વચેની મુદત—સુલેહના વર્ષનાં કામો: ઇમારતબંદી અને રાજ્ય સુધારા—રાજ્ય સુધારા માટેની દારાયસને ફરજ. રાજ્ય સુધારાના પ્રકાર: પ્રાંતોના હાકમો અને તેમનું કામ—તેમના ઉપર પાદશાહની દેખરેખ—તેમની સત્તા ઉપર અંકોશ; સેનાપતીની સ્વતંત્ર સત્તા—તેના ઉપર પાદશાહનો કાબુ—પાદશાહનો મુનશી—તેનું કામ: તાબેના પ્રાંતોમાં બલવો નહી ઉઠે એવી ગોઠવણો. તકસીરવાર અધીકારીની તપાસ કરનારી મુખ્ય અદાલત—"પાદશાહી ન્યાયાધીશો"—તેમનો અપક્ષપાત ન્યાય—એક દાખલો. પાદશાહી ટપાલની ગોઠવણ. જીતેલી પ્રજાઓની રાજ્ય કારભારમાં શામેલગીરી. સેનાપતીની નેમણુક. રાજ્યની ૨૦ શત્રપીમાં વહેંચણી: તેમનાં નામો અને મેહસુલની રકમ—એકંદર ઉપજ—સોના રૂપાની ખંડણીનો ઉપયોગ—ખંડણીમાંથી પાર્સના પ્રાંતને માફી—પ્રજાઓ તરફની જુદી જુદી ભેટો. પાદશાહનાં બીજાં કામો.

દારાયસ હીસ્તાસ્પીસનો ૩૬ વરસોનો અમલ ત્રણ ભાગમાં વહેંચી શકાયછે, જેમાંના પહેલા અને છેલ્લામાં જ્યારે ઇરાન દેશના વધારા માટે થયલી લડાઇઓનું વર્ણન આપણે વાંચી ગયા છીયે ત્યારે બીજા ભાગની હકીકત જણાવવાની રહીછે, જેમાં ઇરાન દેશના સુધારાનું બયાન આવેછે. મહાત્મા **કાઈરસે** પાર્સી પાદશાહતનો પાયો નાંખ્યા પછી પોતાનાં રાજ્યની હદ ચોબાજુ ઉપર અતી મોટી હદ સુધી વધારી મેલવા છતાં તેણે રાજ્ય સુધારા વીશે ઝાઝું લક્ષ આપેલું દીસતું નથી. કેટલાક તવારીખનવેશો યુનાની લખનાર **જેનોફન**ને પગલે ચાલીને કહેછે કે રાજ્ય સુધારાઓનું માન આજે એક અવાજે **દારાયસ**ને આપવામાં આવેછે તે સુધારાઓ પ્રથમ **કુરૂશે** યોજેલા અને ગોઠવેલા હતા. **જેનોફન** "કાઇરોપીડયા" નામના ગ્રંથમાં આ સઘળા રાજ્ય સુધારાઓનું જે સુંદર વર્ણન કરેછે તે તેણે **કાઈરસ**નેજ લાગુ પાડેલાછે; પણ આજની તવારીખ તેનાં આ પુસ્તકની મદદ લેવા છતાં તેમાં દરશાવેલાં કીમતી કામો **દારાયસ**ને લાગુ કરવાનું દરૂસ્ત વીચારેછે. **રૉલીન્સને** તો એ કામોનો **દારાયસ**ના અમલમાં સમાસ કરવા ઉપરાંત તેમની મુદત પણ મુકરર કરી આપીછે. ઈ૦ સ૦ પુ૦ ૫૨૧ માં **દારાયસ** તખ્ત ઉપર બેઠો ત્યાર પછીનાં પાંચ છ વરસ તેણે રાજ્યમાં ઠેકાણે ઠેકાણે ઉઠેલા બલવાઓ બેસાડી દેવામાં ગુજાર્યાં હતાં. બલવાખોરો સામેની તેની લડતો અને તેમાં થયલી તેની ફતેહો પછી, આ પ્રમાણે ફરીથી નહી બને તેના ઇલાજો લેવાનું **દારાયસ**ને સુઝી પડયું. બલવા બેસી ગયા પછી તથા બલવાખોરો સજા પામ્યા પછી રાજ્યમાં પાછી સુલેહ પથરાઇ. અને એ સુલેહ પછી ઈ૦ સ૦ પુ૦ ૫૦૭ થી પાછી

લડાઈ જાગી, માટે બલવા બેસી ગયાથી તે પંજાબ ઉપરની ચહડાઈ સુધીના વખ્તમાં ઈરાને નચીંતાઈ, સુલેહ અને સમાધાનીમાં કાળ કહાડયો હતો. એટલામાટે વચમાંનાં સાતથી આઠ વરસોની મુદતમાં પાદશાહે રાજ્ય સુધારા અને દેશની રોનકના વધારા માટેના ઇલાજો લીધા. તેના વખ્તમાં બંધાયલા મહેલો અને બીજાં ઈમારતબંદીના હુન્નરનાં કામોની વીગતો ઉપર[1] આપણુ જોઈ ગયા છીયે, માટે આ ઠેકાણે તો **દારાયસ**ના રાજ્ય સુધારા વીશેનીજ નોંધ લઇશું.

**કુરૂશ**ના વખ્તમાં અને ત્યાર પછી **કંબુજીય**ના અમલમાં પણ રાજ્યકારભાર બહુ ઢીલો અને કશાં બંધણ વીનાનો ચાલતો હતો. **કાઈરૂસ** એકપછીએક મુલુકો જીતીને રાજ્યની હદ વધારતો ગયો અને તેથી ગોયા સાંકળનાં એક વળાંમાં નવું વળું ઉમેરાતું ગયું, પણ તે સઘળાં એકેક સાથ કેટલો સંબંધ ધરાવેછે અથવા એકેક સાથનું જોડાણ કેટલું મજબુત છે તેની દરકાર રહી નહી. જ્યાં સુધી **કાઈરૂસ**ની ફતેહ એકેક ઉપર વધતી ગઇ ત્યાં સુધી તો આ જીતાયલા પ્રાંતોએ માથું ઉંચકવાની હીમત કીધી નહી; તેના પછી **કમ્બાઈસીસે** બી તખ્ત ઉપર બેસતાંજ નવી નવી પ્રજાઓને તાબે કરીને છેક મીસર સુધી ધસી જવાની હીમત કરવાથી અસંતોષી રાજયોને સરકશી કરવાની છાતી ચાલી નહી; પણ તેના પછી એક ગમથી **સ્મર્દીસ**ના અમલની આખર આવી કે બીજી ગમથી એક પછી એક સંખ્યાબંધ જીતેલા પ્રાંતોએ બલવો ઉઠાવી તેની આગને ચો બાજુએ ફેલાવી મેલી. પ્રાંતોના કારભારનો જોઇતો બંદોબસ્ત નહી હોવાનું આ પરીણામ હતું, તેટલામાટે **દારાયસ** રાજયમાં સુલેહ થતાંજ રાજ્ય સુધારા ઉપર મંડયો. આજના સુધરેલા જમાનામાં પણ રાજયો પાદશાહોની એકલી સત્તાને આધીન થતા રહેલાંછે, ત્યારે ઇસવી સનેની આગમજ પાંચમી કે છઠી સદી ઉપર ઈરાનની પાર્સી શેહનશાહતમાં આખો દેશ એકજ ધણીના અમલ તળે રેહેતો હોય તો તેમાં અજાયબ જેવું કશું નથી. તે વખ્તે એવાં કોઈજ રાજયો હશે જ્યાં પ્રજાની સત્તાથી વહીવટ થતો હોય; અને જેઓ પ્રજાસત્તાક રાજયોને નામે ઓળખાતાં હતાં તેઓ પોતેબી ખુદ પ્રજાની સત્તાને બદલે ગણત્રીના થોડાજ માણસોની સત્તાના ગુલામ થઈ પડેલાં હતાં. પણ વળી ઈરાનની શેહનશાહતને એકજ પાદશાહની સત્તા હેઠળ રહેવાનો એક ચોકસ સબબ દેશમાં માંહોમાંહેની લડાઈ ઉઠતી અટકાવવાનો હતો; કેમકે અગરજો ઈરાનમાંબી પ્રજાસત્તાક રાજ્યની ગોઠવણ ચાલુ થઇ હોત તો જેવો હાલ યુનાનનો અને પછવાડેથી રૂમી રાજ્યનો થયો તેવો તેનો પણ થાત, અને પાદશાહનાં નામની ગેરહાજરીમાં બીજેજ નામે જુલમગારી રાજ્યનું સુકાણ હાથમાં લઇને રૈયતોને પીડત.

**દારાયસે** પોતાની સત્તા મુખ્ય અને સર્વોપરી રાખીને પછી દરેક પ્રાંતમાં પોતે નેમેલા હાકમોને મોકલ્યા, જેમને બીલારોકી ભાષામાં ક્ષત્રપા અથવા સાધારણ રીતે શત્રપ ( યાને છત્રપતી ) ને નામે ઓળખવામાં આવ્યાછે. આ હાકમો દરેક પ્રાંતમાં પાદશાહનાં નામથી અમલ કરતા અને ત્યાંની રૈયતોને પાદશાહની પ્રજા દાખલ ગણાવતા હતા. તેઓનું કામ એ હતું કે પોતાના મુલકનો વહીવટ ચલાવવો, ન્યાય કરવો,

[1] જુઓ બાબ ૨, ફસલ ૨.

મેહસુલ ઉંઘરાવવું અને તે પાદશાહ ઉપર મોકળી આપવું. મેહસુલની રકમનું ચોકસ પ્રમાણ હતું ખરૂં, પણ રૈયતો કનેથી તે કેટલાં પ્રમાણમાં લેવું તેની કશી હદ બાંધેલી ન હતી. વળી આ શત્રપોને કશો પગાર યા લવાજમ બાંધી આપેલો હોય એવું જણાતું નથી. એટલામાટે અગરજો એમ ગુમાન લઇજવામાં આવે કે આ શત્રપો પોતાની મરજી મુજબ રૈયતોને પીડતા હશે અને તેઓ કનેથી પાદશાહને ભરવાનું મેહસુલ ઉંઘરાવ્યા ઉપરાંત પોતાના પાદશાહી ખર્ચોને માટે મોટી રકમો ખેંચી કહાડતા હશે, તો તે ખોટું નથી. પણ શત્રપો આમ પોતાના ખર્ચની રકમો રૈયતો કનેથી કહડાવવાનાં કામમાં તેમને છેક નીચવી નાંખે અથવા હદથી જ્યાદા બોજાથી તેમને બેદીલ કરે, એ વીચાર એકદમ મંજુર રાખી શકાતો નથી, કેમકે શત્રપોને પાદશાહે કંઈ સ્વતંત્ર હાકમો દાખલ છોડી દીધેલા ન હતા. આટલી વાત ખરી છે કે દરેક શત્રપ પોતાની જીંદગી સુધીનો હાકમ નેમાતો હતો, પણ એટલી મુદતમાં જો તે કોઇબી તકસીરને માટે અપરાધી ઠરતો તો પાદશાહ તેને તેની હાકમી ઉપરથી ઉઠાડી મેળતો અને કોઇક વાર મોત સુધીની સજા કરતો હતો. આજ બીના કહી આપેછે કે શત્રપો તદન સ્વતંત્ર ન હતા, એટલુંજ નહી પણ પોતાનાં રાજ્યમાં જેમ ગમે તેમ જુલમાત ચલાવવાને પણ તેઓ મુખ્ત્યાર ન હતા. દર સાલ પાદશાહનું ફરમાન લઇને તેનો ભાઈ અથવા બેટો, અથવા નજદીકનો બેશી એક ફોજ સાથ હર કોઈ પ્રાંતમાં ઉચાઉચ જઈ લાગતો અને ત્યાંની રૈયતોની ફરીયાદ સાંભળતો હતો. તેના આવવા વીશે પ્રાંતના હાકમને આગમજથી કશી ખબર પડતી ન હતી, કેમકે તેમ જો હોય તો તે હાકમ પોતાની ખામીઓ ઢાંકવાની તદબીરો કરવાને આગમજથી તૈયાર રહે. ફરવા નીકળેલો શાહજાદો પ્રાંતમાં સઘળે ઠેકાણે ફરતો અને જેમને ઇનસાફ નહી મળ્યો હોય, અથવા જેમના ઉપર સીતમ ગુજર્યો હોય, તેમની ફરીયાદ નોંધી લઇને પછી તે વીશેનો હેવાલ પાદશાહ ઉપર લખી મોકલતો હતો, અને તે ઉપરથી શત્રપની ચાલ માટે તેની તપાસ ચાલતી અને તે તકસીરવાર ઠરતો તો તેને ઘટતી સજા થતી હતી.

શત્રપની સત્તા આ રીતે સ્વતંત્ર હોય એમ જણાતું નથી; પણ તેની સત્તા ઉપર માત્ર એટલોજ અંકુશ રાખવામાં આવતો ન હતો. દરેક પ્રાંતમાં શત્રપની જોડે એક સેનાપતી અથવા લશ્કરનો સરદાર રહેતો હતો, જેના હાથ નીચે એક મોટી ફોજ આપવામાં આવતી હતી. તાબે કરેલા પ્રાંતોની પ્રજાઓને ધાકમાં રાખવા, તેમજ પડોસની પ્રજાઓ સર્કશી કરે યા હુમલો લાવે તો તેમને સજા કરવા માટે આ લશ્કર રાખવામાં આવતું હતું. એ લશ્કર ઉપર હાકમનો પોતાનો કાબુ કશો ન હતો, તેમજ રાજ્ય વહીવટમાં લશ્કરના સરદારને માથું મારવાની સત્તા પણ ન હતી. આથી પાદશાહે એક મુખ્ય મતલબ એ રાખી હતી કે હાકમ એકલો જેમ પાદશાહની સત્તાનો અનાદર કરીને પોતે સ્વતંત્ર થવાની તજવીજ નહી કરી શકે તેમજ લશ્કરનો સરદાર પોતે પણ નાણાંની મદદ વીના બળવો ઉઠાવી શકે નહી. અગરજો લશ્કર અને મેહસુલ એ બંને એકજ ધણીના હાથમાં હોય તો તે મરજી ચાહે તેવી રીતનો કારભાર ચલાવીને પાદશાહથી નાફરમાન થવાની હીમત કરી શકે, પણ એ બંને સત્તાઓ જુદા જુદા ધણીઓને સોંપી

આપેલી હોવાથી પ્રાંતોમાં બલવો થવાની ધાસ્તીનો ઝાઝો સંભવ રહે નહી. જો આ બંને અધીકારીઓ એકસરખા વીચારના થાય તોજ તેઓ એકઠા મળીને બલવો ઉઠાવી શકે.

પણ તેઓને તેમ કરતાં અટકાવવા માટે પાદશાહે એક નવો અંકુશ તેઓ બંને ઉપર મેલ્યો હતો. દરેક પ્રાંતમાં હાકમ અને સરદાર ઉપરાંત એક મુનશીને પણ નેમ્યો હતો, એવી મતલબથી કે પ્રાંતમાં રાજ્ય વહીવટ કેમ ચાલેછે, લશ્કરની હાલત કેવી છે, પ્રજામાં કોઈ પણ જાતની ગેરઇનિસાફીનો પોકારો છે કે નહી, વગેરે બાબતો વીશે તે પાદશાહને વખતેવખત ખબર આપતો રહે. આ મુનશીને જોકે રાજ્ય વહીવટમાં યા લશ્કરની ગોઠવણીમાં માથું મારવાનો કશો અધીકાર ન હતો, તોપણ તેને દરેક જાતના વહીવટ વીશે ખબર અંતર રાખવાનો અને પરપુછ કરવાનો હક હતો. એટલામાટે અગરજો હાકમ અને સરદાર એકેક સાથ મળી જઇને બલવાની વેત્રણ કરતા જણાય તો મુનશી તે વીશે તુર્ત પાદશાહને ખબર આપવાને ચુકે નહી. પણ અગરજો એવું બને કે મુનશીને પણ પેલા અધીકારીઓ પોતાની તરફેણમાં ખેંચી લે અને પોતાનાં કાળાં ધોળાં વીશે પાદશાહને તદન બેખબર રાખવાની તજવીજ કરે તો તેના અટકાવને માટે પાદશાહ પોતાનું ફરમાન આપીને, આપણે ઉપર કહ્યું તેમ, પોતાના શાહજાદાને યા અતલગના એશીને ઉચાઉચ હરકોઈ પ્રાંત ખાતે મોકલતો, અને ત્યાંના હેવાલથી વાકેફ થતો હતો.

હવે અગરજો કોઈ હાકમ, અથવા સરદાર, અથવા મુનશી, કે બીજો હરકોઈ અધીકારી સપડાતો તો તેની તપાસ કરવા માટે પાદશાહે થોડાક ચુનંદા ન્યાયાધીશોની એક અદાલત નેમી હતી તેની મારફતે તપાસ લેવાડતો હતો. આ અદાલતના ધણીઓને 'પાદશાહી ન્યાયાધીશો' નું નામ મળ્યું હતું, અને તેઓને માથે અપક્ષપાત ઇનસાફ કરવાની એટલી મોટી ફરજ નાંખેલી હતી કે અગરજો તેઓમાંનો કોઇબી લાંચ રૂસ્વતના વાંકમાં સપડાતો તો તેને મોતની સજા મળતી હતી. કહેછે કે એક ન્યાયાધીશે લાંચ લેવાની તકસીર તેનાં ઉપર સાબેત થવાથી પાદશાહ **કંબાઈસીસે** તેનું ચામડું ઉખેડાવીને તેની ગાદી બનાવી, અને તે આ ન્યાયાધીશની ખુરસી ઉપર બીછાવી હતી અને પછી તેની જગા ઉપર તેનાજ બેટાની નેમણુક કીધી હતી, એવી મતલબથી કે બાપના જેવો હાલ પોતાનો નહી થાય એવા ડરથી તે ન્યાયાધીશ વાજબી ઇનિસાફ કરશે. આ રીતે ન્યાયાધીશો ઉપર અપક્ષપાત ઇનિસાફ કરવાની સદા ચોંપ રહેતી હતી.

અગરજો કોઈ પણ પ્રાંત ખાતેથી પાદશાહ તરફ અથવા બીજા પ્રાંતના હરકોઈ અધીકારી તરફ ઉતાવળો સંદેશો મોકલવો હોય તો તેને માટે નવી ગોઠવણો કીધી હતી. ચૌદ ચૌદ માઇલનો એકેકો ટપો કરીને દરેક ટપા ઉપર તાજા, ઝડપચાલના ઘોડાઓને તૈયાર રાખવામાં આવતા હતા, અને ચૌદ માઇલનો રસ્તો આવા ઘોડાઓ ઉપર સવાર થનાર ધણી એક સપાટામાં કાપીને પછી બીજા ટપા ઉપર જઈ પહોંચતો, જ્યાં તૈયાર રાખેલા ઘોડા ઉપર ત્યાંનો કાસદ બેસી આગળ વધતો, અને ત્રીજા ટપા ઉપર જઈ પુગતો. એ પ્રમાણે એક પછી એક નવા ઘોડા ઉપર દરેક નવો કાસદ સવાર થઈ દોડતો, જેથી જેમ જાનવર તેમજ ઇનસાનને પણ ઝાઝી ઠાક ચહડતી ન હતી, અને

સંદેશો મોકલનારનો સંદેશો એ રીતે એક માણસથી જેટલો જલદી મળે તે કરતાં ઘણે દરજ્જે ઝડપમાં આ ગોઠવણથી મળતો હતો. દરેક કાસદ જેમ દીવસે તેમજ રાત્રે પણ પોતાની મુસાફરી કરતો હતો, અને **જેનોફન** કહેછે કે પક્ષીઓની ઉડવાની ઝડપની બરાબર આ કાસદોથી કામ લેવામાં આવતું હતું.[૧] દરેક ટપા ઉપર વળી ધર્મશાળા અને મુસાફરખાનાં બાંધેલાં હતાં; જો માર્ગમાં નદી નાળું મળતું તો તે ઉપર મજબુત પુલોનું બાંધકામ કીધેલું હતું; અથવા તો ઝડપ ચાલની હોડીઓ તૈયાર રાખવામાં આવતી હતી; ઠેથે ઠેથે ભોમીયાઓને પણ રાખેલા હતા; અને એ રીતે આખો રસ્તો એવોતો સહેલો અને સમાધાની ભરેલો કરી નાંખવામાં આવતો કે આખા રસ્તા વચે ચોર કે લુટારાઓની સંદેશો લઇ જનાર કાસદને મુદલ ધાસ્તી રહેતી ન હતી.

પ્રાંતોના હાકમોની નેમણુકમાં પાદશાહ જેટલો ચોકસ ન હતો તેટલો તે સરદારોની નેમણુકમાં હતો. હાકમ દાખલ તે પોતાના વીશ્વાસુ હરકોઈ ધણીને નેમતો હતો. માત્ર ઇરાની અમીર ઉમરાઓજ નહી પણ કેટલીક વખત તો જીતેલી પ્રજાઓમાંના ધણીઓને પણ તે હાકમી બક્ષતો હતો. કેટલીક વખતે તો જીતેલી પ્રજાને વધારે સંતોષ આપવા માટે પોતાના હાકમ જોડે પાદશાહ તે પ્રજામાં હરકોઈ આગેવાનને રાજ્ય કારભારમાં સાથે મુકરર કરતો હતો. પણ લશ્કરી સરદારોની નેમણુકમાં તે વધારે ચોકસ રહેતો હતો. અગત્ય કરીને પાદશાહ **દારાયસ** લશ્કરની સરદારી પોતાના ભાઈ, બેટા, ભત્રીજા અથવા નજદીકના એશીઓને આપતો હતો, તેમજ તે પોતાના જમાઇઓને સેનાપતીઓ નેમતો હતો. આમ કરવાની તેની મુખ્ય નેમ બનતાં સુધી રાજ્યમાં બળવો ઉઠતો અટકાવવાની હતી. તેના એશીઓ સત્તા અને બળને લીધે કોઇવાર તેનીજ સામે માથું ઉઠાવતા અટકે તે માટે પાદશાહ તેમને પોતાની સાથ વધારે જોડેલા રાખતો, અને એમ કરીને તે તેમને પોતાની તેમજ પોતાનાં ખાનદાનની તરફ વફાદાર કરતો હતો.

રાજ્ય વહીવટની આ સઘળી ગોઠવણો વીશે બોલતાં આટલી વાત જણાવવી અવશ્યની છે કે **દારાયસે** પોતાનાં રાજ્યના વીશ પ્રાંતો બનાવ્યા હતા, અને તે દરેકમાં એકેકો હાકમ, લશ્કરનો સેનાપતી અને મુનશી રાખ્યા હતો. એ સર્વે પ્રાંતોનાં નામ નીશાન તથા તેઓ કનેથી લેતી કરેલી ખંડણી અથવા મેહસુલની નામબનામ ટીપ **હીરૉડોટસે** આપીછે તે આ જગા ઉપર ઉતારી લેવી દરૂસ્ત ધારીયે છીયે:—

૧ લી શત્રપી: પ્રાંતો—ઇયોન્યા, મેગ્નીશ્યા, એયોલ્યા, કાર્યા, લીશ્યા, મીલ્યા, અને પેમ્ફીલ્યા. એ સઘળા પ્રાંતો રૂપાંના ૪૦૦ ટેલંટનું મેહસુલ ભરતા હતા.

૨ જી શત્રપી: પ્રાંતો—મીશ્યા, લીડયા, લેસોન્યા, કેબાલ્યા અને હાઇજીન્યા. મેહસુલ—૫૦૦ ટેલંટ.

૩ જી શત્રપી: પ્રાંતો—હેલેસ્પોંટ, ફ્રીજ્યા, થ્રેસ, પેફ્લેગોન્યા, મેરીએન્દીન્યા, અને સીર્યા. મેહસુલ—૩૬૦ ટેલંટ.

૪ થી શત્રપી: પ્રાંત—સીલીશ્યા. મેહસુલ—૫૦૦ ટેલંટ, તથા દરરોજના એકને હીસાબે ૩૬૦ સફેદ ઘોડાઓ.

---

૧ કાઇરોપીડયા, દફ્૦ ૮, પ્૦

૫ મી શત્રપી: પ્રાંતો—પોસીડીયમ શેહર (સીર્યા અને સીલીશ્યાની સરહદ ઉપર) થી તે મીસર સુધીનો મુલક, જેમાં અરબસ્તાનના એક પ્રાંત સીવાય ફીનીશ્યા, પેલેસ્ટાઇન, સીર્યા, અને કાઇપ્રિસના પ્રાંતો સમાયલા હતા. મેહસુલ—૩૫૦ ટેલંટ.

૬ ઠી શત્રપી: પ્રાંતો—મીસર અને લીબ્યાના પડોસના ભાગો તથા કાઇરીન અને બાર્કાનાં શેહરો. મેહસુલ—૭૦૦ ટેલંટ; આ રકમ ઉપરાંત મોઇરીસ નામે સરોવરમાં માછલી મારવાનો હક વેચવામાં આવતો હતો તેની આવક તેમજ મેમ્ફીસ ખાતે જાથુકની રાખવામાં આવતી ફોજને પુરો પાડવાનો અનાજ જુદો હતો. આ અનાજ ૧૨૦૦૦૦ ઇરાનીઓને પુરો પાડવામાં આવતો હતો.

૭ મી શત્રપી: પ્રાંતો—સેતેગીદયા, ગન્દાર્યા, ડેડીકાઇ, અને અપરીટાઇ. મેહસુલ—૧૭૦ ટેલંટ.

૮ મી શત્રપી: પ્રાંતો—સુસા અને કીસ્યા. મેહસુલ—૩૦૦ ટેલંટ.

૯ મી શત્રપી: પ્રાંતો—બેબીલોન્યા અને એસીર્યા. મેહસુલ—૧૦૦૦ ટેલંટ, અને ૫૦૦ જવાન છોકરાઓ.

૧૦ મી શત્રપી: પ્રાંત—મીડયા. મેહસુલ—૪૫૦ ટેલંટ.

૧૧ મી શત્રપી: પ્રજાઓ—કેસ્પીયન, પૌસીકી, પેન્ટીમથી અને ડારીટી. મેહસુલ—૨૦૦ ટેલંટ.

૧૨ મી શત્રપી: પ્રજાઓ—બેકત્રયા અને તેની પડોસના પ્રાંતો ખાતેના ટોળાઓ. મેહસુલ—૩૬૦ ટેલંટ.

૧૩ મી શત્રપી: પ્રાંતો—પેકટીકા, આર્મીન્યા અને કાળા સમુદ્ર સુધીના મુલુકો. મેહસુલ—૪૦૦ ટેલંટ.

૧૪ મી શત્રપી: પ્રજાઓ—સગર્શ્યન, સરન્‌જીયન, થમાન્યન, ઉશ્યન, મીશ્યન લોકો, તેમજ ઇરાની અખાતમાંના ટાપુઓ ખાતેના રહેવાસીઓ. મેહસુલ—૬૦૦ ટેલંટ. ઉપલા ટાપુઓ ખાતે પાદશાહ તકસીરવારોને દેશનીકાળ કહાડતો હતો.

૧૫ મી શત્રપી: પ્રજાઓ—સકન અને કેસ્પીયન લોકો. મેહસુલ—૨૫૦ ટેલંટ.

૧૬ મી શત્રપી: પ્રાંતો—પાર્થ્યા, ખોરાસ્મ્યા, સોગ્દયાના અને આર્યા. મેહસુલ—૩૦૦ ટેલંટ.

૧૭ મી શત્રપી: પ્રજાઓ—પેરીકેન્યન અને (એશ્યા માહેલી) ઇથીયોપ્યન. મેહસુલ—૪૦૦ ટેલંટ.

૧૮ મી શત્રપી: પ્રજાઓ—મીટીયેન્યન, સસ્પેરી અને એલેરોડયન. મેહસુલ—૨૦૦ ટેલંટ.

૧૯ મી શત્રપી: પ્રજાઓ—મોસ્કાઇ, ટીબારેનાઇ, મેક્રોની, મોસ્નીસાઇ, અને મરી. મેહસુલ—૩૦૦ ટેલંટ.

૨૦ મી શત્રપી: પ્રાંત—ઇન્ડયા. મેહસુલ—સોનાના ૩૬૦ ટેલંટ.

આ સઘળી વીશ શત્રપીઓ ખાતેથી મળતી સઘળી ઉપજ ૯૦૩૦ ટેલંટની થવા જાયછે અને તેમાં ઉપલા સોનાના ટેલંટની ૪૬૮૦ રૂપાંના ટેલંટ જેટલી રકમ ઉમેરતાં એકંદર

૧૩૭૧૦ થાયછે; તોપણ **હીરૉડોટસ** કોઇ નહી સમજ પડે એવી રીતે પહેલી રકમમાં ૫૧૦ ટેલંટ વધારી દઇને, તથા વળી આખા સરવાળાની રકમમાં ગુપચુપ ૩૪૦ ટેલંટ વધારી દઇને કુલે ૧૪૫૬૦ ટેલંટનો સરવાળો આપેછે.[૧] આ રકમ આગળ ચાલતાં વધી હતી એમ એજ તવારીખનવેશ જણાવેછે. આ વધારો યુરોપ ખાતેની **દારાયસ**ની ફતેહોથી થયો હતો. આ સઘળા ટેલંટોને ભેગા કરી પાદશાહ તેમને ગાળી નાંખીને એક ગંજાવર લાદ્યો બનાવતો હતો અને જ્યારે નાણું જોઇતું ત્યારે તે તેમાંથી લઇને સીક્કા પાડતો હતો.

આ રીતે ઇરાનને તાબેના એકેક પ્રાંતને માથે ખંડણી નાખેલી હતી, અને દરેક પ્રાંત ખાતેથી મેહસુલ ચાલી આવતું હતું. પણ એ ફરજમાંથી એકલા પાર્સના પાદશાહી પ્રાંતનેજ બકાત રાખેલો હતો.

ઉપલી પ્રજાઓ અને પ્રાંતો કનેથી પાદશાહને ઠરાવી આપેલું મેહસુલ મળતું હતું, પણ નીચલી પ્રજાઓ કનેથી તો ચોક્કસ જીનસો ભેટ દાખલ આવતી હતી:—ઇથીયોપ્યનો (મીસરની સરહદ ઉપરના) અને કેલેન્શ્યન ઇન્ડયનો દર ત્રીજે વરસે પાદશાહને માટે સોનાના જેવા જમીનમાંથી ખોદી કહાડયા હોય તેવાજ બે કકડાઓ, અબનુસનાં લાકડાંના ૨૦૦ કકડા, પાંચ ઇથીયોપ્યન છોકરાઓ અને હાથીના ૨૫ દાંત. કોલ્ચ્યનો તથા કૉકેસસ પર્વતની આ બાજુ સુધીની પ્રજાઓ દર પાંચમે વરસે ૧૦૦ છોકરાઓ અને તેટલીજ છોડીઓની ભેટ લાવતા હતા. આરબો દર સાલ ૧૦૦૦ ટેલંટના વજન જેટલી ખુશબોઈ લાવતા હતા.

દરીયાવર્દી લશ્કરી તૈયારીઓ પાછળ **દારાયસે** ખાસ ધ્યાન આપેલું જણાયછે. રાતા સમુદ્ર અને નાઈલ નદી વચે તેણે એક મોટી નેહર બંધાવી હતી અને એ રીતે આ બે દરીયાઓ વચેનો સંબંધ ચાલુ કીધો હતો. એ નેહર **ફારોનેકો** નામે મીસરના એક પાદશાહે બાંધવા ધારી હતી પણ તેમાં તે નીષ્ફળ થયો હતો અને કારીગરોની મોટી ઘાત થઈ હતી.

પાદશાહે પેલા ઠગારા મગુસની કતલ પછી દેશમાં ઠેકાણે ઠેકાણે આતશખાનાંઓ પાછાં બંધાવ્યાં હતાં, જે તે ઠગારાએ ભાંજી નખાવ્યાં હતાં. તેના મહેલો અને અસ્તોદાનો ઉપરાંત તેના સીક્કાઓ વગેરેની પણ વખાણ થાયછે. દારાયસના વખતનું એક વાસણ યુરોપીયન શોધકોને મળ્યું છે, જેની ઉપર વખાણવા જોગ નક્ષીકામ કીધેલું છે.

---

૧ દફ્ત ૩, પ્ર૦ ૯૫. આ રકમોનો ખરેખરો સરવાળો ૧૩૭૧૦ ટેલંટનો થાયછે, જે ઉપરથી ગણત્રી કરીને રૉલીન્સન એ રકમને રૂ૩,૬૪,૬૦,૦૦૦ ની ગણાવેછે (રૉલી૦ કૃત હીરૉ૦, દફ્ત ૨, સફે ૪૦૪, નોટ ૮). ઇરાન દેશની આજની મેહેસુલ રૂ૩ કરોડ કરતાં કંઇક વધારે છે, જે સાથે સરખાવતાં અસલી ઇરાનની શુમારે ૩॥ થી ૭॥ કરોડ રૂપીયાની ઊપજ કુછ નથી. પણ પાછળથી વધેલા મુલુકોથી ઊપજમાં વધારો થવો જોઈએ.

## બાબ ૧૬.

# મહાત્મા જર્કસીસ (ક્ષયાર્શા).

### ( ઇ૦ સ૦ પુ૦ ૪૮૫ થી ઇ૦ સ૦ પુ૦ ૪૬૫ સુધી. )

## ૧.

## યુનાન ઊપરની મહાભારત ચહડાઈ.

( ઇ૦ સ૦ પુ૦ ૪૮૫ થી ઇ૦ સ૦ પુ૦ ૪૮૦ સુધી. )

**૧.** જર્કસીસ ઉપર યુનાની લખનારાઓનો હુમલો. મીસરના નવા બલવાની સજા. યુનાનની નવી ચહડાઈના સબબો—પાદશાહના સ્વપ્ના—તેનો કાકો અર્દવાન, હીરોડોટસની કલ્પનાઓ તવારીખનવેશો હસી કહાડેછે; યુનાન ઉપરની ચહડાઇનું મહાભારતપણું—તે માટેની તૈયારીઓ: અસબાબ માટેનાં બારકસો—ખોરાકી અને લશ્કરોની ગોઠવણો—પરાા લાખની ગંજાવર ફોજ!! હીરોડોટસના કલ્પીત આંકડાઓની ભુલ—પેદલ ફોજની નવાઇ જેવી ગણત્રી—લશ્કરોના જુદા જુદા સરદારો; હેલેસ્પોંટની ખાડી ઉપર પુલ; એથૉસની નેહર—તે ખોદવાના સબબો—પાદશાહનું ડહાપણ.

**૨.** યુનાન તરફ કુચ—લશ્કરોને હુકમ—એક કરોડપતી સાથ મુલાકાત—પાદશાહની તેને ભેટ. માટી અને પાણીની સલામી માટે પેગામો—સુર્ય ગ્રહણ—સાર્દીસથી થયલી લશ્કરી કુચની સ્વારી—પુલ ઉપરથી રવાનગી; ડોરીસ્કસ ખાતે લશ્કરોની ગણત્રી; સગન તરફ પાદશાહનો ધીકાર—તેના ઉપર નવાં તોહમતો; એક રાક્ષી કદનો ઇરાની સરદાર; પાર્સી પાદશાહનું યુનાનમાં દાખલ થવું.

### ફસલ ૧. ચહડાઈ માટેની ભારે તૈયારીઓ.

( ઇ૦ સ૦ પુ૦ ૪૮૫ થી ઇ૦ સ૦ પુ૦ ૪૮૧ સુધી. )

ઇરાનનાં તખ્ત ઉપર **દારાયસ હીસ્તાસ્પીસ** પછી એક એવો શાહજાદો આવી બેઠો, જે પોતાની તુંદી, ગરૂરી અને આકળા સ્વભાવને માટે જાણીતો થયલોછે—બલકે તેના દુશ્મનોએ દુન્યામાં તેને એવો જાહેર કીધેલોછે. જે માફાલે પાદશાહ **કમ્બાઈસીસ** (કમ્બુજીય) ને દેવાનો અને ઘાતકી ચીતારીને મીસરના ધર્મગુરૂઓએ **હીરોડોટસને** ઠગ્યો હતો, અને તેની મારફતે તે પાદશાહ ઉપર પોતાનું વેર લીધું હતું, તેમ **જર્કસીસ** (ક્ષયાર્શા) ના શત્રુઓએ તેનાં દરેક કામને વગોવવા અને તેનાં નામને હીણું લગાડવાને અનેક યુકતીઓ રચી હતી. અને એ સઘળું તેણે યુનાન ઉપર ચહડાઇ લઇ જઇને એથીન્યનો તથા તેમના મદદગારોને સજા કીધી તે માટે હતું. અગરજો તે આ ચહડાઇ નહી લઇ ગયો હોત, તે ચહડાઈમાં તેણે યુનાનીઓનાં દોહેરાં ભાગ્યાં ન હોત, તેઓએ ઇયોન્યન રાજ્યોના બલવા વખ્તે તેમને આપેલી મદદ માટે **જર્કસીસે** જાતે જઇને તેમને સજા કીધી ન હોત, તો એ પાદશાહ કદાચ તેના શત્રુઓની બદગોઈમાંથી છુટો હોત; તેને તેઓએ મોટું માન આપ્યું હોત; અથવા તેને **કાઈરસ** (કુરૂશ) અને **દારાયસ** (દારયવુશ) કરતાં પણ મોટો દરજ્જો આપ્યો હોત. **જર્કસીસ**-ને સઘળી એબોથી ભરેલો દેખાડવાની જે યુનાની લખનારાઓએ તજવીજ કીધીછે,

તેઓમાંનો એક **હીરોડોટસ** પોતે છે; પણ એ સર્વેએ તેને એબ ભરેલો ચીતારવામાં પોતાનાં મનના તરંગો કેવા કેવા અકેકથી ઉલટા ઉડાવ્યાછે તેની નોંધ આગળ ચાલતાં વાંચનારને ખુલ્લી જાહેર થશે.

પોતાના બાપનું તખ્ત મેળવ્યા પછી **જર્કસીસે** પહેલી નજર મીસર તરફ દોડાવી. આ દેશ ખાતેની પ્રજાએ પાદશાહ **દારા**ના મરણની એક વરસ આગમચ બલવો ઉઠાવ્યો હતો અને ત્યાંથી ઇરાની હાકમ વગેરેને મારી કહાડીને રાજ્યનો સઘળો વહીવટ પોતેજ હાથ કર્યો હતો. મીસરના લોકો ઇરાની હાકમો તરફ કેવળ નગુણા હતા. **કમ્બાઈસીસ** જેવા કરડા પાદશાહે તેમને વશ કરેલા હોવા છતાં તેણે તેમને રાજ્ય કારભારમાં શામેલ રાખ્યા હતા, તેમનો અસલી ધર્મ પાળવાની છુટ મેલી હતી, અને ત્યારપછી **દારાયસે** તેમનાં મુર્તીપુજક દહેરાં વળીક બંધાવી આપીને તેમને પોતાનાં રાજ્યની નરમ રાજનીતીથી સંતોષી કીધા હતા. અને તેમ છતાં પણ આ લોકોએ બલવો ઉઠાવ્યો, જેમાં આપણે આગળ કહ્યુંછે તેમ એથીનયન લોકોનો છુપો હાથ હોવો જોઇયે. પણ આ બલવાથી મીસરનાં લોકોની હાલત એક રેસભાર પણ સુધરી નહી. **દારાયસે** આ બલવો બેસાડી દેવા માટે એક મોટી ફોજ ત્યાં મોકલવાની તૈયારી કરવા માંડી હતી, અને તેનાં મરણ પછી **જર્કસીસે** પોતે પણ તે તૈયારીઓ ચાલુ રાખીને બીજે વરસે (ઇ૦ સ૦ પુ૦ ૪૮૫) તે જાતે મેમ્ફીસ ઉપર ધસી ગયો, અને તુર્ત આખો દેશ તાબે કરી, ત્યાં આગળ કરતાં વધારે સખ્ત જાપ્તો રાખી, પોતાના ભાઈ **એકીમીનીસ** (હખામનીશ) ને ત્યાંનો શત્રપ નેમી, પોતે પાછો સુસા ખાતે આવી લાગ્યો.

આ રીતે પોતાના અમલનાં બીજાં વરસમાં **જર્કસીસે** મીસરને ત્રીજી મર્તબે ઇરાનના કબ્જામાં લીધા પછી આપણ આમ એકદમ માનીશું કે તેણે હવે યુનાન ઉપર ચહડાઈ કરવાની તૈયારીઓ કરવા માંડી. **દારાયસે** પોતે એ તૈયારીઓ શરૂ કીધી હતીજ, પણ તેટલામાં મીસરનો બલવો ઉઠવાથી અને ત્યારપછી એ પાદશાહનું મરણ નીપજવાથી કદાચ તે તૈયારીઓ જો ચાલુ રહી નહીજ હોય તો અધુરી ગઇ હશે. એટલા માટે હવે **જર્કસીસે** નવેસરથી મોટા પાયા ઉપર આ તૈયારીઓ શરૂ કીધી. **હીરોડોટસ** આપણને જણાવેછે કે મીસર તાબે થયા પછી ચાર વરસ સુધી આ તૈયારીઓ ચાલી. પણ આ તવારીખનવેશ આ મહાભારત કામની શરૂઆતમાં ઇરાનના જવાન પાદશાહ સંબંધી એક કલ્પીત વાત જણાવેછે, જેની સચાઈ કદાચ ઝનુની યુનાનીઓ અને એ તવારીખનવેશ જેવા વેહમીઓજ કબુલ રાખે. તે આપણને જણાવેછે કે **જર્કસીસે** મીસર તાબે કર્યા પછી તેની મતલબ યુનાન ઉપર ચહડાઈ લઈ જવાની નહી હતી, પણ **માર્દોન્યસ**, જેની દરીયાઇ તેમજ જમીન ઉપરની ફોજો થ્રેસના કાંઠા ઉપર તુફાનથી નાશ પામી હતી તેણે, તેમજ એથન્સના પદભ્રષ્ટ રાજા **હીપ્યાસે**, તથા સ્પાર્ટાના નહાસી આવેલા રાજા **ડીમારેટસે** અને બીજાઓએ, તેને યુનાન જીતવાની લાલચ દેખાડયાથી તેમજ આગ્રહ કર્યાથી **જર્કસીસે** ચહડાઈ લઈ જવાનું મનપર લીધું હતું. પણ એમ છતાંબી **જર્કસીસ** કેવો ભમતાં મનનો હતો તે દેખાડવા માટે **હીરોડોટસ** નીચલી વાત જણાવેછે. પાદશાહે પોતાના પરદેશ ખાતેના હાકમો અને

બીજા અમીર ઉમરાઓની એક સભા મેળવીને ત્યાં ચહડાઇ વીશેનો પોતાનો વીચાર જાહેર કીધો, જેને **માર્દોન્યસ** અને બીજાઓએ પાદશાહ રાજી થાય એવાં બડાઈ ભરેલાં ભાષણો કરીને ટેકો આપ્યો. પણ આ વીચારો સાથ પાદશાહનો કાકો **આર્તાબાનસ** (અર્દવાન) એકમત થયો નહી, જે ઉપરથી પાદશાહ તેના ઉપર ગુસ્સે થયો અને ફરમાવ્યું કે **અર્દવાને** યુનાન ઉપરની ચહડાઇમાં પાદશાહની ફોજ જોડે આવવું નહી. આ પછી સઘળી તૈયારીઓ કરવાનો **જર્કસીસે** હુકમ આપ્યો, પણ વળી ધીરજથી વીચાર કરતાં તેને પોતાના કાકાના વીચારો પસંદ પડયા અને ચહડાઇ નહીજ લઈ જવાનો તેણે પોતાનાં મનથી નીશ્ચય કર્યો. આ પછી તે નીરાંતે ઉંઘાયો, પણ રાત્રે તેને કોઇએક ઇજદ સ્વપ્નામાં આવ્યો અને તેણે હીમત ભર્યા સખુનો કહી તેને યુનાન ઉપર ચહડાઇ લઇજવાની લાલચ દેખાડી. આ સ્વપ્ના વીશે કશી પણ દરકાર ન કરતાં **જર્કસીસે** બીજે દીને પાછી ઉમરાઓની બીજી સભા મેળવીને તેમને જાહેર કર્યું કે ચહડાઈ નહીજ લઈ જવાનો તેણે પકો વીચાર કર્યોછે, માટે ગઈ કાલનો તેનો ઠરાવ તે આજે પાછો ફેરવવાની જરૂર જુએછે. આથી ઇરાની સરદારો ખુશ થયા અને પાદશાહને કુર્નસ બજાવી. આ પછી રાતે **જર્કસીસે** એક બીજો ખાબ દીઠો, જેમાં પણ આગલી રાતની પેઠેજ એક ફરેશ્તાએ તેને ચહડાઈ લઇ જવાની બશારત દીધી, અને ધમકી આપી કે અગરજો તે તેમ નહી કરશે તો તેને બહુ ખમવું પડશે. આ ખાબથી બીદાર થઈ **જર્કસીસે** સઘળી કેફીયત પોતાના કાકા **અર્દવાનને** કહી, જેણે ખાબ કેવા ખયાલી હોયછે તે સમજાવીને પાદશાહનાં મનનું સમાધાન કરવા ચાહ્યું. પણ **જર્કસીસે** તેને ઉત્તર દીધો કે **અર્દવાન** પોતે પાદશાહનો પોશાક પહેરીને તેનાં તખ્ત ઉપર બેસે અને પછી આરામ કરે, અને તે વેળા જો તેને પોતાનેબી એવોજ ખાબ નહી આવે ત્યારેજ આ સ્વપ્નાને ખાલી અને ખયાલી સમજવો. મોટી મુશ્કેલીથી **અર્દવાને** આ સુચના કબુલ રાખી, અને **હીરૉડોટસ** આપણને સચાઇનીં ભારી ડોળ સાથ જણાવેછે કે તે બુઢા ઇરાનીએ પણ ખાબમાં **જર્કસીસે** જોયલા ફરેશ્તાનેજ જોયો, જેણે તેનું નામ દઇને ધમકી આપી અને ચહડાઈ લઈ જવાની અગત્ય દેખાડી. આ ઉપરથી **અર્દવાનની** પણ ખાતરી થઈ અને તેણે પાદશાહને પોતાના ખાબની કેફીયત કહી. એ પછી યુનાન ઉપર મહાભારત ચહડાઇ લઇજવાની તૈયારીઓ ચાલવા માંડી, જેમાં પાદશાહે અને **અર્દવાને** સરદાર **માર્દોન્યસના** જેવીજ ઉલટથી ભાગ લીધો.

આ સઘળું વર્ણન[1] તવારીખને લગતી કશી સચાઈ ધરાવતું જણાતું નથી. **હીરૉડોટસને** સ્વપ્નાઓ, દેવતા તરફના પ્રત્યુત્તરો, તેઓ તરફથી ઉતરતા શ્રાપો અને શીક્ષાઓ ઉપર અતી ઘણો ઇતબાર હતો, એવું તેનાં લખાણમાં જાબજા આવેલા ઇશારાઓ ઉપરથી માલુમ પડેછે; અને તેવી પોતાની અનેક દેવતાઓની શકતીઓને કબુલ રાખવાની એક યુનાની દાખલની પ્રકૃતી ઉપરથી તેણે **જર્કસીસ** અને **અર્દવાન** જેવા

**૧ આ વર્ણનથી હીરૉડોટસે પોતાનાં ૭ માં દફતરના ૮ માંથી ૧૯ માં સુધીનાં ૧૨ પ્રકરણો રોકયાંછે.**

**હુખામનીશ**ના નામીચાં ખાનદાનના એક ખોદાને માનનારા પાર્સીઓને માથે અનેક દેવતાઓને માનવાનું તોહમત મેલ્યુંછે, એટલુંજ નહી પણ ખાબમાં દેવતાઓ વેહમી યુનાનીઓને અનેક વાતો કહી જતા હતા, એવું જેમ **હોમર** અને બીજા યુનાની લખનારાઓની કથાઓમાં આપણ વાંચીયે છીયે તેવું **હીરૉડોટસ** પાર્સીઓ અને તેમના ઇજદ અમશાસ્પંદો વીશે આપણને સમજાવવાની તજવીજ કરેછે, જે એકલી બીનાજ તેની આ કલ્પીત વાતને હવામાં ઉરાડી નાંખેછે. વળી **જર્કસીસ** યુનાનીઓના 'ઑરેકલો' ઉપર પણ ઇતબાર રાખતો હતો, એવુંબી કહેવાને **હીરૉડોટસ** આંચકો ખાતો નથી. આ સઘળાંનું તકલીદીપણું બલકે ખોટારૂં ઉંઘાડું છે. **રૉલીન્સન** આ છેલી બાબત નહી બને એવી જણાવેછે,[1] અને લખેછે કે **જર્કસીસ**ના સ્વપ્ના અને **આર્તાબાનસ**ના ખાલી ખયાલો વીશે **હીરૉડોટસે** કહેલી વાતમાં જો કંઇબી સચાઇ હોય તો તે કોઇની છુપી તદબીરનું પરીણામ હોવું જોઇયે.[2] **ગ્રોટ** લખેછે કે આ સ્વપ્ના તે માત્ર ધર્મી દીલની ખાલી કલ્પના છે.[3] પ્રથમ તો આપણ આ સ્વપ્નાઓમાં ફરેશ્તાએ દેખાવ દેવાની વાતજ કબુલ રાખવાની આનાકાની કરીશું, કેમકે દેવતાઓ બશારત દેછે અને સારાં માઠાં કામની સલાહ આપેછે એવું પાર્સીઓના મજહબમાં જેમ ફરમાવેલું ન હતું તેમજ તેઓ તેમ માનતા પણ ન હતા. પણ એક્‌બારગી આ સઘળી કહાણીની વાત ખરી માનીયે—એટલે **જર્કસીસ** અને **અર્દવાને** સ્વપ્ના જોયાજ હતા એમ કબુલ કરીયે, તોપણ તે સ્વપ્નાઓનાં મુળ શોધવા જવાનું ઘણું દુર નથી. કેટલાક બાહોશ તવારીખનવેશો આ સ્વપ્નાઓનું કારણ સમજી ગયલા જણાયછે.[4] તેઓએ બતાવ્યા મુજબ આ ખોદાઇ ખાબો સંબંધી કંઈ ઠગાઈ રચાયલી હોવી જોઇયે અને તેમાં **માર્દોન્યસ** જેવા ધણીઓની મુખ્ય શામેલગીરી હોવી જોઇયે, અને કોઇ બેમાલુમ ગોઠવણથી તેણે પાદશાહના કાનમાં તેના ખાબની વખ્તે લડાઇમાં ઉતરવાની ફુક મારી હોય, અને ત્યારબાદ **અર્દવાનને** **જર્કસીસ**ની જગા લેતો જોઇને તેને ધમકાવી નાંખ્યો હોય. આમ કરવામાં **માર્દોન્યસ**નો લાભ હતો તે **હીરૉડોટસ** પોતે જાહેર કરેછે. તેના લખવા મુજબ તો યુનાન ઉપર ચહડાઇ લઇ જવાની પાદશાહને પ્રથમ સલાહ આપનાર આ તેનો ભાણેજ **માર્દોન્યસ** પોતેજ હતો.[5] યુનાન ઉપરની પ્રથમ ચહડાઇ વખ્ત કુદરતી આફતોને લીધે તેને જે કંઈ ખમવું પડયું હતું તેથી લાગેલી નામોસીનો કાળો ડાગ ધોઇ નાંખવા માટે બીજી ચહડાઇ લઇ જવામાં **માર્દોન્યસ**નો લાભ નાનો સુનો ન હતો. અને **જર્કસીસ** એક વાર ચહડાઇ લઈ જવાને રાજી થયોછે એમ જોઇને તેના વીચારને વધારે મકમ કરવાની મતલબથી તેણે કોઇ છુપા દેવતાનું અણદીઠ રૂપ નહી પણ રૂહ ધારણ કરીને પાદશાહને ઠગ્યો હોય અથવા **અર્દવાન**ને થથરાવ્યો હોય તો તે કેવળ એક લડાયક

---

૧ પુરા૰ પાદ૰, દફ૰ ૪, સફે ૪૫૪, નોટ ૬. ૨ તેજ, નોટ ૮.

૩ યુનાની તવારીખ, દફ૰ ૫, સફે ૧૩—૧૪.

૪ જેમકે રૉલીન્સન (હીરૉ૰, દફ૰ ૪, સફે ૧૬, નોટ ૮) અને થર્લવૉલ (યુનાનની તવારીખ, દફ૰ ૨, સફે ૨૫૧). ૫ દફ૰ ૭, પ્ર૰ ૫.

ઉમરાને માટે બનવાજોગ છે. માટે પાદશાહના ખાલી ખયાલ અને ખોટા બાબની વાતને આપણ જરાપણ વજન આપીશું નહી, અને એકદમ એમજ માનીશું કે ઇરાની પાદશાહ ઉપર વેર લેવાની મતલબથી તેને ડામાડોલ વીચારનો અને નબળાં મનનો દેખાડવા માટે તેના શત્રુઓએ **હીરૉડોટસ**ની સઘળું માની દેવાની ભેળાઇનો લાભ લઇને તેને ઠગ્યો હતો.

પણ હવે આ લાંબી વાતને ટુકી કરીને આપણ પાદશાહની મહાભારત તૈયારીઓ ઉપર આવીયે. મીસરના ઇરાની અમલ હેઠળ ત્રીજી મર્તબે તાબે થયા પછી બરાબર ચાર વરસો (યાને ઇ૦ સ૦ પુ૦ ૪૮૫ થી ૪૮૧) સુધી આ તૈયારીઓ મોટા પાયા ઉપર ચાલુ રહી હતી. માત્ર લશ્કર ભેગું કરવાનીજ નહી, તેને માટે ખોરાકીઓની જોગવાઈ કરવા થકીજ નહી, પણ બે ઠેકાણે મજબુત તકાઉ મોટા પુલો બાંધવાની તથા એક પહાડી મુલકમાં નેહર ખોદીને તેમાંથી પોતાની દરીયાઈ ફોજને સલામતી સાથ લઇ જવાની આ સઘળી તૈયારીઓ હતી. એ સઘળું મોટા પાયા ઉપર થયું. **હીરૉડોટસ** પોતે લખેછે કે આના જેવી બીજી મહાભારત ચહડાઈ વીશે તેને પોતાને પણ ખબર નથી.[1] તે દાખલા આપેછે કે સ્કીથ્યનોની મીડયા ઉપરની ચહડાઈ, **દારાયસ**ની સ્કીથ્યનો ઉપરની ચહડાઈ, **એત્રાઈડી**નાં ખાનદાનની ત્રોય ઉપરની ચહડાઈ; એ સઘળી **જર્કસીસ**ની યુનાન ઉપરની હાલની ચહડાઈ આગળ કુછ ન હતી.[2] આ મોટી ચહડાઇમાં એશ્યા ખંડની એક પણ પ્રજા શામેલ થવાને બાકી રહી ન હતી. શુમારે ૫૦ પ્રજાઓએ[3] આ ચહડાઇમાં ઇરાનના પાદશાહ તરફથી ભાગ લીધો હતો.[4] આમાંની કોઇને માથે લડાઇનાં બારકસો, કોઇને માથે પેદલ લશ્કર,[5] એકને માથે ઘોડા[6] બીજીને માથે અસબાબ વગેરે લઈ જવાનાં

---

૧ તેજ પ્ર૦ ૨૦. ૨ તેજ, પ્ર૦ ૨૧.

૩ હીરૉડોટસ એક ઠેકાણે ૪૯ અને વળી બીજે ઠેકાણે ૪૮ પ્રજાઓની સંખ્યા જણાવેછે.

૪ હીરૉડોટસ મુજબ આ પ્રજાઓ નીચે મુજબની હતી:—ઇરાની, મીડ, સીસ્યન, હીર્કેન્યન, એસીર્યન, બેલ્દયન, બેકત્રયન, સકી, ઇન્ડયન, આર્યન, પાર્થ્યન, ખોરાસ્મ્યન, સોગ્દયન, ગંદાર્યન, દેદીકાઇ, કેસ્પયન, સરન્જયન, પેકટાઇ, યુશ્યન, માઇકયન, પેરીકેન્યન, આરબ, ઇથીયોપ્યન (એશ્યાવાસી), ઇથીયોપ્યન (યુરોપવાસી), લીબ્યન, પેફ્લેગોન્યન, માટીયેન્યન, લીજાઇ, માર્યન્દીન્યન, કેપેડોશ્યન, ફ્રીજ્યન, આર્મીન્યન, લીડયન, મીસ્યન, થ્રેશ્યન (એશ્યાવાસી) કેબેલ્યન, માઇલ્યન, મોસ્કયન, ટીબારીન્યન, મેક્રોન્યન, મોસીનીશ્યન, મારાઇ, કોલ્ચ્યન, એલેરોડયન, સેસ્પીર્યન, ઇરીથ્રીયન ટાપુ વાસો, સગર્ત્યન, અને કેસ્પીઇર્યન. હીરૉ૦, ૬૫૦ ૭, પ્ર૦ ૬૧—૮૦, ૮૫—૮૬.

૫ આ લશ્કર પુરૂં પાડનારી જમીન ઊપર વસનારી ઇરાનના તાબાની લગભગ સઘળી પ્રજાઓ હતી. હીરૉડોટસનાં વર્ણન ઊપરથી ચહડાઇમાં શામેલ થનારી સઘળી પ્રજાઓમાંથી ૪૭ પ્રજાઓનાં નામો આપણ પેદલ ફોજમાં ગણી શકીયે છીયે.

૬ જોકે ઘોડસવાર લશ્કર ઘણી પ્રજાઓમાંથી ચુંટી કહાડેલું હતું તોપણ ઘોડા પુરા પાડનારી તો માત્ર નીચલી ૧૧ પ્રજાઓજ હતી:—ઇરાની, સગર્ત્યન, મીડ, સીસ્યન, ઇન્ડયન, બેકત્રયન, કેસ્પીયન, લીડયન, કેસ્પીર્યન, પેરીકેન્યન અને અરેબ્યન.

વહાણો, વળી બાકીનીઓને માથે ખોરાકી વગેરે વગેરે પુરાં પાડવાનો બોજો આવી પડયો હતો.[૧] આપણને જણાવવામાં આવ્યુંછે કે **જર્કસીસે** ઈરાનથી યુનાન સુધીના માર્ગમાં પોતાની મોટી ફોજ ભુખી નહી ટોકાય તે માટે પુરતી જોગવાઈ કરી રાખી હતી. ઠેકાણે ઠેકાણે તેણે અનાજનો જથો ભરી રખાવ્યો હતો. કુચના સઘળા માર્ગો અને ત્યાંની મુશ્કેલી અથવા સહેલાઈ વીશે તેણે પુરતી ચોકાસી કીધી હતી, અને એવે ઠેકાણે ખોરાકી ભરી હતી કે જ્યાંથી કુચ કરતાં લશ્કર અને ભાર ઉઠાવનારાં જાનવરોને માટે તે સહેલથી આણી શકાય. એક મોટો જથો થ્રેસના કાંઠા ઉપરનાં એક બંદર ખાતે ભર્યો હતો, બીજો જથો મેસીડોન્યા ખાતે, ત્રીજો સ્ટ્રાઈમિન નદી ઉપરનાં ઇયોન નામે બંદર ખાતે, ઈત્યાદી.

ખોરાકીની ઉપલી ગોઠવણો જોડે લશ્કરી ગોઠવણો આ મુજબની રાખી હતી. પાદશાહે પોતાના દરેક પ્રાંતના શત્રપને એક ચોકસ જગા ઉપર ચોકસ વખ્તે લશ્કર અથવા તો લડાઈનાં બારકસો ભેગાં કરવાનો હુકમ આપ્યો હતો, અને લાલચ બતાવી હતી કે જે શત્રપની ફોજ પુરતા ઠાઠમાઠ સાથ ઉપલી જગા ઉપર સફ સમારી ઉભેલી જણાશે તેને ઈનામ મળશે. આ ઈનામનાં માનને ખાતર દરેક શત્રપે પોતાથી બનતી ઝડપ અને કળા વાપરીને પોતપોતાની ફોજોને કેપેડોશ્યામાં ક્રીટાલા નામે જગા ખાતે ભેગી કીધી. દરીયા માંહેલાં રાજ્યોને માથે બારકસો પુરાં પાડવાનું કામ નાંખેલું હતું, જેઓએ ભેગાં મળીને ૧૨૦૦ લડાઈનાં અને ૩૦૦૦ હલકી વર્ણનાં નાના બારકસો પુરાં પાડયાં. આ બારકસોમાં રવાના થનારી તેમજ જમીન ઉપરની ફોજોની સંખ્યા લખોની હતી. **હીરૉડોટસ** એ સંખ્યા ૨૩ લાખથી વધારે જણાવેછે.[૨] તેની ગણત્રી આ મુજબની છે. સઘળાં મળીને લડાઈનાં મોટાં બારકસો ૧૨૦૭ હતાં, માટે દર બારકસે ૨૦૦ લડી શકે એવા ખલાસીઓ ગણતાં એકંદર ૨૪૧૪૦૦ માણસો થાયછે; વળી દર બારકસે ગામઠી સીપાહીઓ ઉપરાંત ૩૦ ઈરાની અથવા મીડ સીપાઈઓ હતા. આ ચુનંદા સીપાહીઓની સંખ્યા ૩૬૨૧૦ ની થાયછે. આ ઉપરાંત દર બારકસે ૮૦ ખારવાઓને ગણત્રીમાં લેતાં ૩૦૦૦ બારકસે બીજાં ૨૪૦૦૦૦ માણસો વધેછે, અને એ સર્વેનો એકઠો સરવાળો ૫૧૭૬૧૦ નો થાયછે. એટલી ફોજતો એ રીતે દરીયાવર્ધી માણસોની હતી. ઘોડસવારોની સંખ્યા આપણો તવારીખનવેશ ૮૦૦૦૦ ની અને પેદલની ૧૭ લાખની આપેછે, અને એમાં વળી ઉંટો ચલાવનારા આરબો તથા લડાઈના રથોમાં બેસી યુદ્ધ કરનારા લીબ્યનોની સંખ્યાનો આંકડો ૨૦૦૦૦ નો મળેછે.

એ મુજબ ખુશ્કીનું લશ્કર ૧૮ લાખનું ગણાયું છે, અને તેમાં ઉપલી દરીયાઈ ફોજ ઉમેરતાં **જર્કસીસ**નાં મસ મોટાં લશ્કરની સંખ્યા ૨૩ લાખ ૧૭ હજાર ૬ શો

---

૧ આ કામ ફીનીશ્યન, સીર્યન, ઈજીપ્શ્યન, સાઈપ્રયન, સીલીશ્યન, પેમ્ફીલ્યન, લીશ્યન, ડોર્યન, કાર્યન, ઇયોન્યન, એઓલ્યન, અને હેલેસ્પોન્શ્યન, એ સઘળી પ્રજાઓને માથે નાંખ્યું હતું. એઓમાં વળી હેલીકર્નાસસની આર્ટીમીશ્યા નામે એક રાણીએ પણ જર્કસીસને કેટલાંક બારકસોની મદદ આપીને પોતે રાજી ખુશીથી તેની જોડે યુનાન સામે લડવા ગઈ હતી.

૨ દફ્ત૦ ૭, પ્ર૦ ૧૮૪.

૧૦ માણસોની થાયછે. પણ એટલુંજ નથી. આ ગંજાવર લશ્કરમાં હજુ બીજો નવો વધારો કરવાનો રહેલોછે. આ સઘળી ફોજો તો પાદશાહે એશ્યા ખાતેથી ભેગી કીધી હતી, પણ તેમાં હજુ યુરોપ ખંડની ઇરાનને તાબેની પ્રજાઓએ ભેગી કરી આપેલી ફોજો ઉમેરવાની છે. **હીરૉડોટસ** માત્ર **અટકળ**[1] ઉપરથી આ વીશેષ ફોજની સંખ્યા શુમારે ૩। લાખની ધારેછે. એ નવી ફોજ થ્રેસ, મેસીડન વગેરે મુલુકોની પ્રજાઓએ[2] ભેગી કરી આપી હતી. આ રીતે ત્યારે **જર્કસીસ**ની સઘળી ફોજોનો મસ મોટો સરવાળો ૨૬,૪૧,૬૧૦ નો થાયછે![3] પણ આ સરવાળો કંઈ હજુ સંપુર્ણ નથી. હજુ તેમાં કંઇજ નહી તો બીજી એટલીજ રકમ ઉમેરવાની બાકી છે, અને તે ખીદમતગારો, મજુરો વગેરે વગેરેની છે, જેઓ લડાઈ લડવાને નહી પણ લડનારાઓને મદદગાર થઈ પડવાને કામના હોયછે. એ રવેશે ત્યારે **હીરૉડોટસ** મુજબ **જર્કસીસ** યુનાન જીતવા માટે જે ફોજ લઈ ગયો તે એક બે નહી પણ કુલે **પર** લાખ, ૮૩ હજાર ૨૨૦ માણસોની હતી!![4]

વાંચનારને આટલાં માણસોનું લશ્કર બેશુમાર લાગશે, પણ હજુ એમાં જ્યારે આપણ રાખેલી સ્ત્રીઓ, મુખંનસો, અનાજ ડળનારીઓ, વગેરેની સંખ્યા ઉમેરીશું, તથા વળી ઇનસાન જાતના એ મસ મોટા આંકડા ઉપરાંત ઘોડા, ખચર, ઉંઠ, ગધેડાં, તથા હીંદુસ્તાનથી આવેલાં શેકારી કુત્રાંઓની સંખ્યા દાખલ કરીશું ત્યારેજ **જર્કસીસ**ની ફોજનો વાંચનારને પુરેપુરો ખયાલ આવશે. પણ સારાં ભાગ્યે આપણા તવારીખનવેશે માત્ર આ સઘળા નવા વધારાઓનાં નામો જણાવ્યા ઉપરાંત તેમની સંખ્યા આપવાની તસ્દી લીધી નથી. બાકી એ સઘળા મળીને કુલે એક કરોડ જીવડાઓને મહાત્મા **જર્કસીસ** યુનાન દેશ તરફ ઘસડી લઈ ગયો હતો, એમ આપણને થંડે પેટે જણાવ્યામાં આવત! **હીરૉડોટસ**ની તવારીખ ભરૂસાદાર ગણાઇછે, અને તેની ઉપર આધાર રાખીને બીજા અસલી લખનારાઓને આજના તવારીખનવેશોએ જાબજા બીન ભરૂસેદાર કહ્યાછે. પણ તેટલામાટે **હીરૉડોટસે** આપેલા ઉપલા સઘળા આંકડાઓને ખરા દાખલ કબુલ રાખવા જોઈતા નથી; કેમકે તેના પોતાના સ્તુતી કરનારાઓએ પોતે એ આંકડાઓની સચાઈ ઉપર શક નાંખીને તેમને હદ બહાર વધારી દીધેલા કહ્યાછે. આમ કહેનારાઓમાં મુખ્ય **રૉલીન્સન** છે, જે આપણા તવારીખનવેશની ગણત્રીઓને એટલીબધી શહરાવેલી ગણેછે કે તેના ૫૩ લાખના આંકમાંથી એકદમ બે ભાગ જેટલી રકમ નકામી વધારી દીધેલી ગણીને કાપી નાખેછે.[5] કેટલાક આંકડાઓમાં આપણા તવારીખનવેશે બેવડી ગણત્રી કીધીછે, કેટલેક ઠેકાણે

૧ દફ્૦ ૭, પ્ર૦ ૧૮૫.

૨ આ પ્રજાઓના નામો ઊપર જણાવેલી ૪૮ પ્રજાઓની ટીપમાં ઊમેરવાં જોઇયેઃ— યુનાની (થ્રેસવાસી), થ્રેશ્યન, પીયોન્યન, ઇયોર્ડયન, બોટીયન, ચેલ્સીડયન, બ્રીજ્યન, પીયેર્યન, મેસીડોન્યન, પેર્હીબ્યન, ઇનીયેન્યન, ડોલોપ્યન, મેગ્નીશ્યન, એકયન, ઇત્યાદી.

૩ દફ્૦ ૭, પ્ર૦ ૧૮૫. ૪ તેજ, પ્ર૦ ૧૮૬.

૫ રૉલી૦ કૃત હીરૉ૦, દફ્૦ ૪, સફે ૧૨૭, નોટ ૮.

તેણે એકની ચારગણી સંખ્યા વધારી મેલીછે, બીજે ઠેકાણે તેણે યુનાનીઓની ધોરણ ઉપર ઇરાની ફોજની ગણત્રી લીધીછે, અને શેવટે એકથી વધારે રકમોમાં તેણે માત્ર અટકળના ફાંત્યા સીવાય વધારે તેહકીકથી કામ લેવાની તસ્દી લીધેલી મુદલ જણાતી નથી.[1] આ સઘળા ધુંટાળાનો ચોખો હીસાબ લાવી મેલતાં **રૌલીન્સન** પાદશાહની કુલે ફોજને ૧૫૩૧૬૧૦ માણસોની ગણાવેછે, અને ૫૨૮૩૨૨૦ ના **હીરૉડોટસ**ના હીસાબમાંથી ૩૭૫૧૬૧૦ (શુમારે ૩૭॥ લાખ) ની સંખ્યાને એકજ કલમે કાપી નાંખેછે.

પણ **રૌલીન્સન**ની મધ્યમ અને ડહાપણ ભરેલી ગણત્રી પણ આપણને અતી મોટી લાગેછે, અને જ્યારે આ ફોજોની ગણત્રી કેમ લેવામાં આવી હતી તે આપણ જોઇયેછીયે ત્યારે આપણા શકને ટેકો મળેછે. **હીરૉડોટસ** પેદલ ફોજની સંખ્યા ૧૭ લાખની જણાવેછે અને તેની ગણત્રીનું પ્રમાણ આ મુજબનું આપેછે.[2] ૧૦૦૦૦ માણસોની એક ફોજને એક ચોકસ મેદાનમાં સફ સમારીને પ્રથમ ઉભી રાખી અને પછી તેની આસપાસ એક ગોળ ચકરડું પાડીને તે ફોજને ત્યાંથી ખસાડી અને પછી તે ચકરડાં મુજબ માણસની કંમર સુધી દેવાલ બાંધી લીધી. ત્યારબાદ આ દેવાલના ઘેરાવા જેટલી જગાને દર ૧૦ હજાર માણસોનું પ્રમાણ ગણીને બાકીનાં સઘળાં માણસોને ગણી કહાડવામાં આવ્યાં. અગરજો આ મુજબનીજ ઇરાની ફોજની ગણત્રી થઈ હોય તો તે કેટલી કાચા પાયાની અને અધુરી હોવી જોઇયે તે કહેવાની જરૂર નથી. ઇરાની ફોજની **જર્કસીસે** કરેલી ચોકસ ગણત્રી આપણને કદી મળવાની નથી—સીવાય કે તે ગણત્રી વીશેનો તેણે કોઈ પર્વત ઉપર કોરાવેલો લેખ હવે પછી યુરોપ્યન મુસાફરોને હાથ લાગે અને આપણા જાણ્યામાં આવે. ઇરાની ફોજની ૧૫ લાખની સંખ્યા ઘણી મધ્યમ ગણત્રી મુજબની હોવા છતાં તેબી આપણને અતી ઘણી લાગેછે, તોપણ કદાચ આપણ તેને છેક ખરી નહી તોબી સચાઇને લગભગ મળતી આવતી કબુલ કરીશું, અને તેમ કરતાં એટલું કહીશું કે ખોટાં દેશાભીમાનમાં જેમ બીજાઓ તેમજ **હીરૉડોટસ** પોતે પણ તણાયા વીના રહ્યો નથી.

પાદશાહની આ ખુશ્કી તથા તરીની મોટી ફોજોની સરદારી ૧૦ સરદારોના હાથમાં આપેલી હતી. દરીયાઇ ફોજ **આર્યાબીગ્નીસ** અને **એકીમૅનીસ** અથવા **હુખામનીશ** (પાદશાહના પોતાના ભાઇઓ) ને તથા **અસ્પથીનીસ**[3] (અસ્પચન) ના બેટા **પ્રીક્ષાસ્પીસ** (પોરોષસ્પ) અને **મગબાજસ** (મેહબાજુ), એ ચાર સરદારોના હાથમાં હતી. ખુશ્કીનું પેદલ લશ્કર નીચલા છ સરદારોને સોંપેલું હતું:--**માર્દોન્યસ**, તે **દારાયસ**ના હમશરીક તથા સસરા **ગોબ્રાયસ**નો બેટો; **ત્રૈતનતીકમીસ** (ફરેદુન તોખ્મ), તે **આર્તાબાનસ** (અર્દવાન) નો બેટો અને પાદશાહનો પીત્રાઇ; **સ્મર્દોમીનીસ**, તે પાદશાહના કાકા **ઓતાનીસ** (હુતન) નો બેટો; **મસીસ્તીસ**, તે **દારાયસ**નો બેટો અને પાદશાહનો સાવકો ભાઈ; **ગર્ગીસ**; અને **જોપીરસ** (જવારેહ?) નો બેટો **મગબીજસ**. આ છ

[1] રૌલી॰ કૃત હીરૉ॰, દફ॰ ૪, સફે ૧૨૭, નોટ ૮.

[2] દફ॰ ૭, પ્ર॰ ૬૦.

[3] દારયવુશના છ હમશરીકોમાંનો એક.

સરદારોને સઘળી પેદલ ફોજની સરદારી મળી હતી ખરી, પણ "અમર" નાં નામથી દશ હજાર ઇરાનીઓની જે ફોજ ઓળખાતી હતી તેની સરદારી તેમને મળી ન હતી. આ "અમર" ફોજમાં સઘળા ચુનંદા પાર્સીઓજ હતા. આખાં લશ્કરનું તે ગોયા નાક હતું. તેનું આ નામ એમ પડયું હતું કે તેમાંનો એકબી સીપાહ માર્યો જતો તો તેની જગા તુર્ત પુરી દઇને દશ હજારનો આંક પાછો લાવી મેલવામાં આવતો હતો. આ "અમર" ફોજની સરદારી **હાઇદાર્નીસ** (વીદર્ન) નામે અમીરને મળી હતી, જે **દારાયસ**ના એજ નામના સરદારનો બેટો થતો હતો.

લશ્કરોની આ મુજબની વ્યવસ્થા હતી. એક ગમથી તેમને ભેગાં કરવાની તૈયારીઓ થતી હતી ત્યારે બીજી ગમથી પાદશાહે લાંબી નજર પુગાડીને બે અગત્યનાં કામોની ગોઠવણ કરવા માંડી. એ કામો હેલેસ્પોંટની ખાડી ઉપર એક મજબુત પુલ બાંધવાનાં તથા એથૉસ તરફ એક નેહર ખોદવાને લગતાં હતાં. એશ્યા અને યુરોપને છુટા પાડનારી આ ખાડી એક માઇલ જેટલી પણ પહોળી નથી. તેના એશ્યા તરફના કાંઠા ઉપર એબાઇ-ડૉસનું બંદર હતું અને યુરોપ તરફના કાંઠા ઉપરથી ખડકનો એક મોટો કકડો દરીયામાં ધુસી આવેલો હતો, અને એ બંને વચે માત્ર ૭ ફર્લૉંગનો તફાવત હતો. આ બંને જગાઓ વચે ખાડી ઉપર પુલ બાંધવાનું કામ ફીનીશ્યન અને ઇજીપ્શ્યન લોકોને મળ્યું હતું. તેઓ બંનેએ બે જુદી જુદી જગાઓ ઉપરથી બે જુદા જુદા પુલો બાંધીને ખાડીને બેવડી રીતે ઘેરી લીધી હતી. પણ આ પુલ ઉપરથી પાદશાહનું મોટું લશ્કર પસાર થવા પામ્યું નહી; કેમકે તે તૈયાર થવા પછી એક જબરૂં તુફાન થવાથી પુલનું બાંધકામ તમામ ભાગી ગયું.[1] **થર્લવૉલ** લખેછે[2] કે તુફાનને ભોગ થઈ પડેલા આ પુલથી ફાયદોજ થયો, કેમકે એથી પાદશાહને વધારે મજબુત કામ લેવાની અગત્ય જણાઈ અને એ રીતે બારકસોનો એક નવો પુલ તૈયાર થયો. પ્રથમ એક બાજુએ ૩૬૦ અને બીજી બાજુએ ૩૧૪ એ મુજબ બારકસોને ગોઠવીને દરેકને એકેક સાથ મજબુત બાંધી લઇને તેમની હાર બનાવી, અને તેઓ ખીસી નહી જાય તે માટે ભારી લંગડો નાંખીને તેમને સ્થીર બનાવ્યાં. આ પછી આ બારકસોની મદદ લઇને તેમના ઉપર મજબુત જાડાં દોરડાંના છછ સર ખાડીને એક નાકેથી બીજે નાકે સુધી બાંધી લીધા.

---

૧ હીરૉડોટસ માત્ર સાંભળેલી—અને તેબી ઇરાનીઓના શત્રુઓથી સાંભળેલી—વાત ઊપરથી એક હસી કહાડવા જેવી બીના એમ જણાવેછે કે તુફાનથી ઊપલો પુલ ભાગી ગયાની ખબર સાંભળતાંજ પાદશાહ જર્કસીસે ગુસ્સે થઇને દરીયાને ૩૦૦ ચાબુક મરાવ્યા અને તે ઊપર બબે ભારી બેડી નખાવી! યુનાન ઊપર જર્કસીસ ચહડાઇ લઇ ગયો અને ત્યાં ઘણી ખરાબી કીધી તેનાં વેરમાં તેના ઊપર આ નહી મનાય એવું હલકું તોહમત જોડી કહાડેલું હોવું જોઇયે. થર્લવૉલ અને બીજાઓ આ તોહમતની વાત હસી કહાડેછે. રેવરંડ ડૉ॰ બ્રુસ્ટર કહેછે કે જર્કસીસે ૩૦૦ બારકસોને લોખંડની સાંકળોથી બાંધીને નવો પુલ બાંધ્યો હતો તે ઊપરથી દરીયાને બેડી નાંખવા વગેરેની વાત યુનાનીઓએ જોડી કહાડેલી લાગેછે. તેણે ચાબુક દરીયાને તો નહીજ પણ પહેલો પુલ બાંધનાર ઇજનેરોને મરાવ્યા હોય એમ આ લખનાર અનુમાન કરેછે.—કહેવત કથા કોશ, સફે ૯૬૯.

૨ યુનાનની તવારીખ, ઇ૰ ૨, સફે ૨૫૨.

એ રીતે કરીને પછી તે ઉપર પાટીયાં જડી લીધાં અને તે ઉપર વળી ઝાડ ઝાંખરા પાંથરીને ઉપર મોટાડું પુરી લઈ માટીના રસ્તા બનાવ્યા. અલબત આ રસ્તા લશ્કરને પસાર થવા માટે પુરતા પહોળા હોવા જોઇયે. પણ તે ઉપરથી પસાર થતાં ભારબરદારી જાનવરો વગેરે પાણી જોઇને નહી બીહે તે માટે પુલોની બંને બાજુઓ ઉપર દીવાલ બનાવી લેવામાં આવી. આ રીતે આ પુલો તૈયાર થયા, જે ફરીને તુફાનથી ભાગી નહી જાય તેની સઘળી સંભાળ લેવા સાથે વળી કાળા સમુદ્રમાંથી જતાં આવતાં બારકસોને પસાર થવા માટે પુલોની તળીયેથી ત્રણ માર્ગો ખુલ્લા રાખેલા હતા.

એથૉસ ખાતેની નેહરનાં બાંધકામ પાછળ ત્રણ વરસો લાગ્યાં હતાં. **માર્ડોન્યસની** ફોજ આ પર્વત આગળથી પસાર થઈ જતાં તુફાનમાં નાશ પામી હતી માટે ફરીને તેમ નહી થાય તેની સંભાળ લેવા થકી **જર્કસીસે** આ પર્વતના સર્વેથી સાંકડા માર્ગ આરપાર ખોદી કહાડીને ત્યાંથી પોતાની ફોજને પસાર કરી જવા માટે આ નેહર બાંધવાનો કસ્દ કર્યો હતો. તે ખોદવાનાં કામમાં જુદી જુદી પ્રજાઓ ભેગાં એથૉસની આસપાસ વસનારાં લોકોએ પણ ભાગ લીધો હતો. એથૉસ પર્વત મેસીડોન્યામાં આવ્યોછે અને ઇજીયન સમુદ્રમાં એક ભુશલાકા દાખલ બહાર નીકળી આવેલોછે. હવે પાદશાહે જે નેહર બાંધી તે આ પર્વતની તળેટીમાં ૧॥ માઇલ જેટલી લાંબી હતી અને તેની પહોળાઈ એવડી હતી કે બે બારકસો આમન સામન તેમાંથી સહેલથી પસાર થઈ શકે. જ્યાંથી નેહર ખોદવામાં આવી ત્યાં જોકે પર્વતનો છેડો આવેલો ન હતો તોપણ ત્યાં સાની નામે એક કસ્બો આવેલો હતો, જ્યાંની જમીન સપાટ હોવાથી **જર્કસીસે** નેહરને માટે તે જગા પસંદ કીધી અને તે ઉપર માણસો લગાડયાં. આ નેહરની વાત કેટલાક તવારીખનવેશો માનતા નથી, પણ આજના મુસાફરોને તલાશ કરતાં તેની નીશાનીઓ હજુ સુધી માલુમ પડેછે.

હવે આ કામને તેમજ હેલેસ્પોંટ ઉપરના પુલનાં બાંધકામને માટે ખુદ **હીરૉડોટસ** પોતે લખેછે કે પોતાની યાદગારી રાખવા, પોતાની ગરૂરી દેખાડવા, અને પોતાની સત્તાનું બળ જાહેર કરવાની મતલબથી **જર્કસીસે** આ પુલ તથા નેહર બાંધ્યાં હતાં.[૧] પણ આજના જમાનાનો યુનાની મુસાફર કર્નલ **લીક** કહેછે કે એથૉસના ભુસલાકાના ઉત્તર કાંઠા ઉપર કશાં બંદરો નહી હોવાથી તથા એ ભુસલાકાની આજુબાજુથી પસાર થવાનું આજેબી ધાસ્તી ભરેલું હોવાથી **જર્કસીસે** નેહર બાંધવામાં ડહાપણ ખરચ્યું હતું. સર **જ્યૉર્જ બોવન** નામે એક બીજો મુસાફર પણ એમજ કહેછે.[૨] આ ઉપરથી જણાયછે કે આ ઇરાની પાદશાહ ઉપર યુનાની લખનારાઓનો એટલો બધો ઓફ ઉતર્યો હશે કે તેઓ તેનું એક સારૂં યા ડહાપણ ભરેલું કામ પણ એબથી ભરેલું દેખાડવાને ચુકયા નથી.

---

૧ ફસ૦ ૭, પ્ર૦ ૨૪. ૨ રૌલી૦ કૃત હીરૉ૦, ફસ૦ ૪, સફે ૨૧, નોટ ૫.

## ફસલ ૨. મોટી લશ્કરી કુચ.

( ઈ૦ સ૦ પુ૦ ૪૮૧—૪૮૦. )

યુનાન ઉપરની ચહડાઇની આ સઘળી તૈયારીઓ ચાર વરસોમાં પુરી થઈ અને હવે કુચ કરવાનો વખત નજદીક આવ્યો. ઈ૦ સ૦ પુ૦ ૪૮૫ ની અધવચથી ૪૮૧-ની અધવચ સુધીનાં ચાર આખાં વરસો સુધી મહાભારત તૈયારીઓ થયા પછી પાદશાહ **જર્કસીસે** પોતાના રાજ્યનાં ૬ ઠાં વરસમાં સુસાથી પડાવ ઉઠાવ્યો અને યુનાન તરફની રાહ લીધી. તેણે આગમજથી હુકમ આપેલો હતો તે મુજબ ખુસ્કીનું સઘળું લશ્કર કેપેડોસ્યાના પ્રાંતમાં આવેલી ક્રીટાલા નામે જગા ઉપર ભેગું થયું હતું. ત્યાં પાદશાહે સઘળાં લશ્કરની હાજરી વીશે ખબર કહાડી, અને પછી હેલીસ નદી પસાર કરીને તે પોતાનાં લાહુ લશ્કર સાથ આગળ વધી ફ્રીજ્યામાં સીલીની નામે જગા ઉપર જઇ પુગ્યો. ત્યાં **પીથ્યાસ** નામે એક માતબર ધણી વસતો હતો, જેના બાપે પાદશાહ **દારાયસને** એકવાર એક સોનાનું મોટું ઝાડ તથા સોનાની દ્રાક્ષનો વેળો ભેટ આપ્યો હતો.[૧] **પીથ્યાસે** પાદશાહને પોતાનાં વતન ખાતે આવેલો જોઇને તેની લખો માણસોની મોટી ફોજને મોટું ખાનુ આપ્યું તથા લડાઇના ખર્ચને માટે તે નામદારને કેટલીક રકમ આપવાની ઇછા દેખાડી. પાદશાહે તેના ખજાનાનો સરવાળો પુછયો ત્યારે **પીથ્યાસે** જણાવ્યું કે તેની કને રૂપાંના ૨૦૦૦ ટેલંટ તથા ૪૦ લાખ સોનાના દારીક સીક્કાઓ છે, જેમાં માત્ર સાત હજારની ઘટ છે. આ સઘળી રકમ[૨] **પીથ્યાસે** પાદશાહને આપી દેવા માંગી, જેથી **જર્કસીસ** અલબતે ઘણો ખુશહાલ થયો, પણ તે કબુલ રાખવાને બદલે ૪૦ લાખ સોનાના સીક્કાઓમાં સાત હજારની ઘટ હતી તે પોતાની ગાંઠથી પુરી આપીને તેણે **પીથ્યાસને** ફરમાવ્યું કે પોતાની દોલત તેણે પોતેજ સાચવીને રાખવી અને જેવો સાચો પાદશાહ તરફ તે આજે છે તેવોજ તેણે હંમેશાં રહેવું.

---

૧ હીરૉ૦, દફ૦ ૭ પ્ર૦ ૨૭.

આ ઝાડ તેનાં પહોળાં પાત્રાં અને વીખરાઇ ગયલી ડાળોને લીધે 'પ્લેન ત્રી' (plane tree) ને નામે ઓળખાયું છે. એવું જણાયછે કે આ ઝાડ ઇરાનના ખજાના ખાતે હખામની પાદશાહતની આખર પછી છેક ઇ૦ સ૦ પુ૦ ૩૧૬ નાં વરસ સુધી રહ્યું હતું, જે વેળા એન્ટીગોનસ નામે રૂમી સુસા ખાતેથી તે લુટી ગયો હતો. પીથ્યાસની મોટી દોલતનું કારણ પ્લુટાર્ક એમ જણાવેછે કે તેના મુલકની પડોસમાંથી સોનાની ખાણ મળી હતી.—રૉલી૦ કૃત હીરૉ૦, દફ૦ ૪, સફે ૨૪, નોટ ૮.

દ્રાક્ષના વેળાને માટે કહેછે કે તે ઉપલાં ઝાડ કરતાં પણ વધારે વખણાયલો હતો. તે ઉપરના ઝુમખાઓ કીમતી હીરાઓના બનાવેલા હતા. આખો વેળો હખામની પાદશાહોના પલંગની છત્રી ઉપર ચહડાવી રાખેલો હતો.—તેજ, નોટ ૯.

૨ ૨૦૦૦ રૂપાંના ટેલંટના ૩૪૮॥ લાખ થાયછે, અને ૪૦ લાખમાં સાત હજાર ઓછા એટલા દારીક સીક્કાની કીમત રૂ૪૩૩૯૫૪૬૦ ની થાયછે; જે ઉપરથી પીથ્યાસનો કુલે ખજાનો હીરૉડોટસના જણાવ્યા મુજબ રૂ૪ કરોડ ૮૨ લાખ ૭૧ હજાર ૪૪૦ નો થવા જાયછે. એ રીતે આ પાંચ કરોડનો ધણી તે વેળા આખી દુનીયામાં સર્વથી દોલતમંદ ગણાયોછે!—હીરૉ૦, દફ૦ ૭ પ્ર૦ ૨૭.

આ વક્ષથી પાદશાહે **પીથ્થાસને** પોતાનો ખાસ મીત્ર બનાવ્યો. પછી તે આગળ વધ્યો અને કેટલીક મંજલ પછી સાર્દીસ ખાતે જઈ પહોંચ્યો.

સાર્દીસ ખાતેથી પાદશાહે આખાં યુનાન દેશમાંનાં સ્વતંત્ર રાજ્યો ઉપર કાસદો મોકળાવીને માટી તથા પાણીની શરેસ્તા મુજબની માંગણી કીધી. પણ આ કહેણ તેણે એથન્સ તથા સ્પાર્ટા—જે યુનાનનાં બે મુખ્ય રાજયો હતાં તેઓ—ઉપર મોકળાવ્યું નહી. સાર્દીસથી ઉપડતી વેળા સુર્ય ગ્રહણ થયલું જણાયછે, પણ **હીરોડોટસ** તે નહી સમજતાં ગોયા **જર્કસીસને** અપસુકન નડયા હોય તેમ જણાવેછે કે જોકે આકાશ ઉપર મુદલ વાદળાં જણાતાં ન હતાં અને તે તદન ખુલ્લો હતો તોપણ સુરજ આકાશ ઉપરની પોતાની જગા એકદમ છોડી ગયો અને નાબુદ થયો, અને એ રીતે દીવસની રાત બની ગઈ.[૧] પણ આ ગ્રહણથી પાદશાહને બીહીવાનું કશું હતું નહી. સાર્દીસથી સઘળી ફોજે પોતાની કુચ કેમ શરૂ કીધી તેનું વર્ણન આ મુજબનું છે:— સર્વેથી પહેલાં સામાન ઉઠાવનારાં માણસો તેમજ પ્રાણીઓ ચાલ્યાં અને પછી લશ્કરના બરાબર અરધા ભાગ જેટલી સંખ્યા એક મોટાં ટોળાંમાં વચમાં કશા ગાળા વીનાની ભેલમભેલ હાલતમાં ચાલવા લાગી. જુદી જુદી પ્રજાઓનાં આ ટોળાં પછી વચમાં એક મોટો ગાળો રાખવામાં આવ્યો, અને તે પછી પાદશાહી ફોજ શરૂ થઈ. તેમાં પ્રથમ ૧૦૦૦ ચુનંદા ઈરાની ઘોડસવારોની એક ટુકડી ચાલવા લાગી, તેની પછી તેવાજ ચુનંદા ૧૦૦૦ ભાલાબરદારો ચાલ્યા, પછી બહુજ ભપકાદાર સાઝથી સણગારેલા ૧૦ પાદશાહી ઘોડાઓને ચલાવ્યા, જેઓ ઉપર સવારે બેસવાની સખ્ત મનાઈ હતી. આ ઘોડાઓ પછી દુધ જેવા સફેદ આઠ ઘોડાઓ જોડેલી એક ગાડી ચાલી, જેને **હીરોડોટસ** જુપીટરની યાને હખામનીઓના વડા દેવતા હોરમજદની ગાડીને નામે ઓળખાવેછે.[૨] આ રથને જોડેલા ઘોડાઓ ચલાવનાર માણસ હાથમાં લગામ પકડીને તેની પુઠે પુઠે ચાલતો હતો, કેમકે આ રથ ઉપર સવાર થવાનો કોઈ પણ ઈનસાનને હુકમ કે હક હતો નહી. આ પવીત્ર રથ પછી પાદશાહ **જર્કસીસનો** પોતાનો રથ આવ્યો, જેમાં તે

---

૧ હીરૉ૦ દફ૦ ૭, પ્ર૦ ૩૭.

૨ દફ ૭, પ્ર૦ ૪૦.

પાદશાહ કાઈરસ અથવા કુરૂશનાં સરઘસમાં પણ આવાજ પવીત્ર રથોની બીન જેનોફન જણાવી ગયેછે. તેના લખ્યા મુજબ આ રથને જોડેલા સફેદ ઘોડાઓની ઝુંસરી સોનાની હતી અને તેમનાં ગળાંમાં ફુલોના હાર બાંધેલા હતા. આ રથની પુઠે વળી આફતાબ યાને મીથ્રનો રથ અને તેની પુઠે આતશના ઇજદનો રથ એમ ચાલતા હતા. જોકે અવસ્તાનાં પાછળાં લખાણોમાં આવાં અને બીજા ઇજદોને ઇનસાનનું રૂપ આપીને તેમનાં રૂપ, પોશાક, ગાડી ઘોડા વગેરેનું બયાન કરેલુંછે, પણ ત્યાં અથવા અવસ્તા વાણીના બીજા કોઈ પણ ભાગમાં હોરમજદ યા આદર ઇજદના ગાડી ઘોડા વીશે જણાવેલું નથી. અવસ્તામાં મીથ્ર યા ખોરશેદના રથને બદલે આફતાબના "તેજ ચાલના ઘોડાઓ" નો ઇશારો આવેલો છે. હખામનીઓમાં ઇજદોના રથો કહાડવાનો ચાલ ઇજીપ્શ્યનો અને યુનાનીઓ ઊપરથી પડેલો હશે. હીરોડોટસ યુનાની જુપીટરને ઇરાનીઓનો વડો દેવતા ગણેછે, તે બાબેનાં બોયરાં વીશે જુઓ "પુરાતન જમાનાના પાર્સીઓ," સફે ૨૧—૨૨.

અને તેનો ગાડીવાન જોડાજોડ સવાર થયલા હતા. ઇરાની પાદશાહો લડાઇ કરવા જતા ત્યારે રથમાં બેસીનેજ લડતા હતા. **જર્કસીસ** માર્ગમાં કોઇ કોઇ વાર રથમાંથી ઉતરીને મરજી પડે ત્યારે ડોલી અથવા પાલખીમાં બેસતો હતો. પાદશાહની પછી સર્વેથી ચુનંદા ૧૦૦૦ ઇરાની ભાલાબરદારો ચાલતા હતા, તેમની પુઠે ૧૦૦૦ ચુનંદા ઇરાની સવારો હતા, અને એ પછી ૧૦૦૦૦ ચુનંદા ઇરાનીઓની પેદલ ફોજ હતી. જેઓ "અમર" કહેવાતા હતા તેઓ આ સીપાહો હતા. આ ૧૦૦૦૦ માંના ૧૦૦૦ ના ભાલાઓનાં નાકાં તીક્ષણ હોવાને બદલે તે તરફ સોનાનાં દાડમ જડી લીધેલાં હતાં, અને એ ટુકડી બાકીના ૯૦૦૦ ની આસપાસ ફરીવળેલી હતી. આ ૯૦૦૦ ના ભાલાઓને સોનાને બદલે રૂપાંનાં દાડમ જડેલાં હતાં. ભાલા વાળાઓના ભાલાને પણ એક નાકે સોનાંનાં દાડમ જડેલાં હતાં, અને **જર્કસીસની** બરાબર પછવાડે જે ૧૦૦૦ ઇરાનીઓ ચાલતા હતા તેમના ભાલાને સોનાનાં સેપફળ જડેલાં હતાં. હવે ઉપલી ૧૦૦૦૦ ઇરાનીઓની "અમર" ફોજની પછવાડે ૧૦૦૦૦ ઇરાનીઓની ઘોડસવાર ફોજ ચાલતી હતી. આ છેલી ફોજ પછી પા માઇલ જેટલી જગા ખુલ્લી રાખવામાં આવી હતી અને તે પછી પાદશાહની ફોજનો બાકીનો ભાગ પહેલા ભાગની પેઠેજ ભેલમભેલ થઇ ગયલાં ટોળાંમાં ચાલતો હતો.

લીડયાનાં રાજધાની શેહર ખાતેથી પાદશાહનું લશ્કર આ મુજબ નીકળ્યું અને તે કુચ કરતું અને માર્ગમાં મળતાં શેહરોની ભેટ લેતું એબાઇડૉસ ખાતે આવી લાગ્યું, જ્યાંથી નવા બનાવેલા પુલો શરૂ થતા હતા. આ શેહરની પડોસની એક ટેકરી ઉપર ચહડીને પાદશાહે પોતાનાં ખુશ્કીનાં તેમજ તરીનાં લશ્કરોની પોતાની જાતે તપાસ લીધી. ત્યાંથી હેલેસ્પોંટની ખાડીમાં તેણે પોતાની દરીયાઇ ફોજોને સફ સમારી ઉભેલી જોઇ, તેમજ પોતાની જોડે આણેલાં લશ્કરને પણ જોયું. આ પછી પુલ ઉપર પગ મેલ્યા આગમજ તેણે ખોરશેદ ઉગતાંજ તેની સામે ઉભો રહી પ્રાર્થના કીધી, અને દરીયામાં પાણી, સોનાની જામો અને ઇરાની તલવાર નાંખીને ચોકસ કીયાઓ કીધી.[૧] આ કીયાની એક દીવસ આગમજ પાદશાહે પુલ ઉપર ખુશબોઇ બળતી રખાવી હતી અને આખા માર્ગ ઉપર મેડીનાં ઝાડની ડાંખળીઓ પંથરાવી હતી. હવે સઘળાં લશ્કરે પુલ પસાર કરવો શરૂ કીધો. પેદલ લશ્કર અને ઘોડસવારો એક પુલ ઉપરથી, અને ભારબરદારી જાનવરો અને બીજા ખીદમતગારો બીજા પુલ ઉપરથી, પસાર થયા. સર્વેથી પહેલી "અમર" ઇરાની ફોજ ચાલી, તેની પુઠે જુદી જુદી પ્રજાઓની ફોજોએ રસ્તો લીધો, અને એ રીતે પહેલે દીને આટલુંજ લશ્કર પસાર

---

૧ હીરૉ°, ૬૫° ૭, પ્ર° ૫૪. અલબત આ એક મોટાં જશનની કીયા હોવી જોઇયે. ખોરશેદની સનમુખ ઊભા રહીને બંદગી કરવાનો રેવાજ જર્કસીસના વખતની આગમજનો છે. હીરૉડોટસ આ ઠેકાણે કહેછે કે પાદશાહે દરીયાને ચોકસ વસ્તુઓની ભેટ આપી હતી. પણ આગળ આપણે જોયું તેમ તેના જણાવ્યા મુજબ જર્કસીસે તો દરીયાને સજા ફરમાવી હતી ! આ એકેકથી ઊલટી વાતમાં પહેલી વધારે ભરૂસો રાખવા જોગ છે. અવસ્તામાં પાણીની સ્ત્રી ઇજદને ભેટો આપવાનું આવેલુંછે, પણ તે ભેટો ઊપલીથી જુદી કીસમની જણાવેલી છે.

થઇ શકયું. બીજે દીને ઘોડસવારો અને તેમની જોડે સુનાની મુઠવાળા ભાલાબરદારો અને પાદશાહી ફોજો પસાર થયાં. એ ફોજો સાથ પાદશાહ પણ હતો. શેવટે બાકીનું સઘળું લશ્કર પસાર થઈ ગયું. એજ વખ્તે દરીયાઈ બારકસોએ પણ આગળ વધવા માંડયું.

આ રીતે ઇરાની ફોજે યુરોપની ભુમી ઉપર પગ મેલ્યો, અને ત્યાં **હીરૉડોટસ** પોતાના વેહમી એતેકાદ મુજબ લખેછે કે એક ઘોડીએ એક સસ્સાંને જન્મ આપ્યો! એ બનાવની, તેમજ એક ખચરે એક ઘોડાને જન્મ આપ્યો તેની, ઇરાની પાદશાહે કશી દરકાર કીધી નહી, અને એ બનાવથી શું શીખવું જોઇયે તેની કશી ખણખોદ કર્યા વીના તે આગળ વધી ગયો! તેની ફોજે હવે પ્રથમ ઉગમણુ તરફનો માર્ગ લઇને પછી કાર્દયા શેહરને પોતાની પાછળ મુકી આગળ વધવા માંડયું, અને પછી મીલાસના અખાતના કાંઠા ઉપર થઇને, તથા એજ નામની નદી પસાર કરીને, તે હવે ડૉરીસ્કસ નામે એક શેહર ખાતે આવી પુગી. આ શેહર ઇરાની હકુમત હેઠળ હતું અને ત્યાંના કીલ્લામાં પાદશાહ **દારાયસે** સ્કીથ્યનો ઉપરની ચહડાઇના વખ્તથીજ એક ફોજ રાખી હતી. આ શેહર પુરાતન તવારીખમાં જાણીતું થઇ ગયુંછે. આ ઠેકાણે **જર્કસીસે** પોતાની સઘળી ફોજોની ગણત્રી કરવાનું દરૂસ્ત ધાર્યું, અને એ કામથી ફારેગ થયા પછી પાદશાહ પોતે પોતાના રથ ઉપર સવાર થઇને તથા પોતાના મુનશીને સાથે લઈ જમીન ઉપરની સઘળી ફોજમાં ફરી વળ્યો અને પોતાના સવાલો તથા તેના મળેલા ઉત્તરોની નોંધ લઇને પછી તે દરીયાઇ લશ્કરની હાલત તપાસવા ગયો, જ્યાં પણ ઉપર મુજબની સઘળી નોંધો લીધી. તેણે આ રીતે બંને લશ્કરોની કવાયદ લીધી અને તેથી સંતોષ પામ્યો. ડૉરીસ્કસના હાકમ દાખલ તેણે **માસ્કામીસ** નામે એક વીશ્વાસુ ધણીને નેમ્યો, જે પાછળથી એટલો બધો બહાદુર અને વફાદાર નીવડયો કે પાદશાહે તેમજ તેના વારેસોએ તેને તથા તેનાં ફર્જંદોને નવાજી નાખ્યાં. આ પછી પાદશાહ થ્રેસમાં આગળ વધ્યો અને માર્ગમાં મળતી મીત્રાચારી ધરાવનારી પ્રજાઓની મદદ લેતો તે સ્ત્રાઇમન નદીને કાંઠે આવી લાગ્યો, જ્યાં તેના હુકમથી આગમજથી એક પુલ બાંધવામાં આવ્યો હતો.

**હીરૉડોટસ** કહેછે કે આ નદીને શાંત કરવા માટે ઇરાની ધર્મગુરૂઓ યાને માજી-ઓએ સફેદ ઘોડાના ભોગો આપ્યા હતા,[૧] અને કેટલીક ધંત્રમંત્રની ક્રીયાઓ કીધી

---

૧ દફ્ત૦ ૭, પ્ર૦ ૧૧૩. આ ઉપરથી ગ્રોટ શેરેહ કરેછે (યુના૦ તવા૦, દફ્ત૦ ૫, સફે ૫૬) કે ઇરાનીઓએ ભોગ આપેલાં પ્રાણીઓના કકડા પાણીમાં નાંખ્યા હતા. સ્ટ્રેબો કહેછે (દફ્ત૦ ૧૫, પ્ર૦ ૩, સફે ૧૩૬--૩૭) કે ઇરાનીઓ પાણીને લોહી વગેરેથી ખરાબ થવા દેતા ન હતા. ટેસીટસ વળી એમ ધારેછે કે પાણીને ભોગ આપવાની રસમ ઇરાનીઓમાં છેક પાછળા વખ્ત સુધી ચાલુ હતી. આ સઘળું જણાવીને રૉલીન્સન લખેછે (હીરૉ૦, દફ્ત૦ ૪, સફે ૭૯, નોટ ૫) કે હીરૉડોટસે ઉપલી બીના ખોટી લખીછે એમ કલ્યુકર અને રહોડ જેવા અવસ્તા ભાષાના વીદ્વાનો ધારેછે, તેમની જોડે મળતા થવાની કશી જરૂર નથી. હવે આગળા ઇરાનીઓ અર્દૂવીસુર-અનાહીત નામની એક ઇરાનવેજની નદીને ઘેડા વગેરેની ભેટ આપતા હતા અને તેની પ્રાર્થના કરીને તેણી કનેથી ચોકસ બક્ષેશો માંગતા હતા, એ વાત ખરીછે અને તેની સાબેતીઓ આપણને અવસ્તામાંથી

હતી.[1] આ પછી પુલો પસાર કરીને પાદશાહ આગળ વધ્યો, અને 'નવ રસ્તા' નામની જગા ઉપર જઈ પુગ્યો જ્યાં તેણે નવ છોકરાઓ અને તેટલીજ છોડીઓને જીવતાં ડટાવ્યાં![2] સ્ત્રાઇમન નદી પસાર કરીને **જર્કસીસ**ની ફોજે આથમણ તરફનો માર્ગ લીધો અને દરીયાના કાંઠા તરફથી આગળ વધીને એકેન્થસ નામે શેહર ખાતે પડાવ નાંખ્યો. ત્યાંના યુનાની લોકે વગર માંગવે પાદશાહની તાબેદારી કબુલ રાખી, તથા તેઓએ એથૉસ ખાતેની નેહર બાંધવામાં મદદ આપી હતી એમ સમજીને **જર્કસીસ** તેઓ ઉપર મેહરબાન થઇ ગયો, અને ઘણીએક નવાજેશ કીધી.

પાદશાહ જ્યારે આ ઠેકાણે હતો ત્યારે તેને ખબર મળી કે નેહર ઉપર જે હખામની સરદાર **આર્તાચીઈસ**ને નેમ્યો હતો તે મરણ પામ્યો હતો. આ સરદારને માટે કહેછે કે તે સઘળા ઇરાનીઓ કરતાં કદાવર હતો—જોકે **જર્કસીસ** પોતે પોતાની આખી ફોજમાં સર્વેથી ઉંચો અને ખુબસુરત હતો. તે પાદશાહ કરતાંબી કદાવર યાને શુમારે

---

અને અગત્ય કરીને આવાં યશ્ત ઉપરથી પુરતી મળેછે. (જુઓ એ યશ્તના ફકરા ૨૫, ૨૯, ૩૩, ૩૭, ૪૧, ૪૫, ૪૯, ૬૦). ત્યાં પાણીને એક બે નહી પણ ૧૦૦ જવાન ઘોડા, ૧૦૦૦ ગાય અને ૧૦૦૦૦ ગોશ્પંદોનો ભોગ આપવાની વાત આવેલીછે. આ મુજબ ખરેખર બનતું હતું કે એ ઉપરથી કંઇ જુદી મતલબ ઊઠેછે તે ચોકસ જણાતું નથી. તોપણ આટલી વાત અતરે જણાવવી જોઇયે કે આગળા જરતોશ્તીઓ પ્રાણીઓનાં લોહી વડે પાણીને ખરાબ કરતા ન હતા; અને જો તેમની પેઠે હખામની વખતના પાર્સીઓમાંબી નદીને ભોગ આપવાનો રેવાજ હતો તો અલબતે તેઓ પણ એવી ખરાબીઓથી હાથ ઊઠાવ્યા વીના રહે નહી, માટે ગ્રોટ અને બીજાઓ જેમ લખી ગયાછે તેમ જર્કસીસના માણસોએ નદીનાં પાણી ખરાબ કીધાં હોય, એ કેવળ અશકય લાગેછે. તેનું વળી બીજું કારણ એ છે કે એજ નદીનું પાણી આખાં લશ્કર માટે ઉપયોગી હતું, અને તેજ પાણી બીગાડીને પછી પોતાના વપરાસમાં લે એવા ઇરાનીઓ મુર્ખ તો નહી હોય. પુરાતન પ્રજાઓમાં સુઘડાઇની બાબતમાં પાર્સીઓ કરતાં વધારે જાણીતી પ્રજા કોઇજ હશે. તેની સાબેતીમાં વંદીદાદનું દફતર રજુ કરી શકાશે. (જુઓ "પુરાતન જમાનાના પાર્સીઓ," સફે ૩૫ થી ૪૧.)

૧ દફ૦ ૭, પ્ર૦ ૧૧૪.

આ ક્રીયાઓ વીશે સ્ત્રેબો લખેછે કે ઇરાનીઓ જ્યારેબી એક સરોવર કે નદી કે નાળાં આગળ આવી પુગતા ત્યારે ત્યાં એક ખાડો ખોદીને તેમાં પોતાના ભોગને હલાલ કરતા પણ પાણી ખરાબ નહી થાય તેની સંભાળ લેતા. પછી તે પ્રાણીનાં ગોશ્તને જમીન ઉપર બીછાવીને તેને આતશ ઉપર મુકી મંત્ર ભણતા, તથા મધ અને દુધ ભેળેલું પાણી જમીન ઉપર ઘોળતા હતા. (ભુગોળ, દફ૦ ૧૫, પ્ર૦ ૩, સફે ૧૩૬—૩૭.)

૨ હીરૉ૦, દફ૦ ૭, પ્ર૦ ૧૧૪.

વળી આ તવારીખનવેશ કહેછે કે માણસોને જીવતાં ડાટવાનો પાર્સીઓમાં રેવાજ હતો. તે દાખલો આપેછે કે પાછળથી જર્કસીસની રાણી એમેસ્ત્રીસે પાતાળના દેવતાને સંતોખવા માટે ૧૪ નામીચાં ખાનદાનનાં પાર્સી જવાનોને જીવતા ડતાવ્યા હતા! હવે પાદશાહ અને તેની રાણી ઉપર આ એક જબુન તોહમત છે, અને તે કદી ખરૂં મનાશે નહી. ઇરાનીઓ પાતાલના દેવતા દાખલ કોઇને ઓળખતા ન હતા. અંધકારના દેવતાને તો તેઓ હંમેશાં ધીકારતા હતા. આવા બુરા દેવતાઓને માનવાનો રેવાજ તો યુનાનીઓનો હતો, માટે તે ઇરાનીઓનેબી ગળે ઓળવવાની આ તજવીજ થયલી લાગેછે.

૮ ફીટ ૨ ઇંચ જેવડો હતો, તથા તેનો આવાજ બીજા સર્વે કરતાં વધારે મોટો હતો. આ ધણી પાદશાહનો માનીતો અને વફાદાર હતો, માટે **જર્કસીસને** તેનાં મોત માટે બહુ લાગ્યું. તેણે તેનું દોખમું (અસ્તોદાન) બનાવીને મોટા ભપકા સાથ તેની લાશને ત્યાં ગોઠવી. એકેન્થયન લોકે તેને એક પેહલવાનનાં જેટલું માન આપ્યું અને તે એક ઇરાની હોયા છતાં તેઓ પોતાની બંદગીમાં તેને એક દેવતા ગણીને તેની મદદ ચહાવા લાગ્યાં હતાં.[૧] એકેન્થસથી પાદશાહની ફોજ દરીયાઈ ફોજથી છુટી પડી, અને તે ફોજને થર્માનાં બંદર ખાતે જઈ થોબવાનો હુકમ આપીને **જર્કસીસ** આગળ ચાલ્યો. માર્ગમાં એક રાત્રે સીંહોએ તેની ફોજમાંનાં ઉંટો ઉપર હુમલો કીધો અને કેટલાંકોના જીવ લીધા. તે પોતે જ્યારે થર્માને બંદરે જઇ પુગ્યો ત્યારે તેની દરીયાઇ ફોજ એથૉસની નેહર પસાર કરીને માર્ગમાં મળતાં શેહરો અને બંદરોની ભેટ લેતી તેમજ ત્યાંથી જે લડાઇનાં બારકસો મળતાં તેમનો પોતામાં ઉમેરો કરતી આગળ વધી અને થર્મા ખાતે જઇ પુગી.

મેસીડોન્યાનાં આ બંદર ખાતે બંને ફોજોનો પાછો સમાગમ થયા પછી **જર્કસીસે** થેસેલીના પરગણામાં દાખલ થવાનો સુતરો માર્ગ તપાસ્યો. એક માર્ગ પીન્યસ નામે નદી જે ઠેકાણે દરીયાને જઇ મળેછે તેનાં મુખ આગળ ટેમ્પી નામની ખીણનો હતો. થેસેલીનું પરગણું ચાર મોટા પર્વતોથી ઘેરાઇ ગયલું હતું અને કહેછે કે ઘણા આગળા વખત ઉપર એ પરગણું માત્ર એવડો મોટો એક સરોવર હતું. પાદશાહની ઇછા આ ખીણ પોતાની જાતે જોવાની થઈ તેથી થર્મા ખાતેથી એક લડાઇનાં બારકસમાં સવાર થઇને તે પોતે પીન્યસ નદીનાં મુખમાં થઇને થેસેલીમાં દાખલ થયો. પણ ત્યાં તેણે નદીનું મુખ બહુ નાનું જોયું. પીન્યસ નદી ખુદ થેસેલી પરગણામાં પુષ્કળ શાખાઓમાં વહેંચાઈ ગયલી હોયા છતાં તેનું મુખ બહુ સાંકડું હતું. ઓસ્સા અને ઓલીમ્પસ નામે પર્વતોનાં જોડાણ આગલ માત્ર એક નાની ટેમ્પીની ખીણમાં થઇનેજ આ નદી દરીયા તરફનો માર્ગ લેતી હતી. એટલામાટે **જર્કસીસે** નદીનાં મુખને આ ઠેકાણાંને બદલે કોઈ બીજી વધારે કુશાદે જગા તરફ ફેરવી નાંખવાની ઇછા કીધી. પણ તેમ બની શકે એવું ન હતું. પર્વતોથી ઘેરાઈ ગયલાં આ પરગણાંમાં પેશવાના બે માર્ગોમાંનો એક માત્ર આજ હતો. એટલામાટે પાદશાહને બીજો ઇલાજ સુજ પડયો નહી. તે પોતાની સઘળી ફોજોને થર્મા ખાતેથી ઉતારી લાવીને ઓલીમ્પસ પર્વત પસાર કરી થેસેલીમાં દાખલ થયો તથા દરીયાઈ કાફલાને કાંઠે કાંઠે આગળ વધવા ફરમાવ્યું.

આ રીતે ઇરાનનો પાર્સી પાદશાહ **જર્કસીસ** હજારો માઇલોની મહાભારત કુચ કરીને યુનાન દેશમાં દાખલ થયો.

---

૧ હીરૉ૦, દફ્૦ ૭, પ્ર૦ ૧૧૭.

## બાબ ૧૭.

# મહાત્મા જર્કસીસ (ક્ષયાર્શા).

( ઈ૦ સ૦ પુ૦ ૪૮૬ થી ઈ૦ સ૦ પુ૦ ૪૬૫ સુધી. )

## ૨.

## યુનાનીઓ સાથનાં મોટાં યુદ્ધો.

( ઈ૦ સ૦ પુ૦ ૪૮૦ સુધી. )

૧. "માટી અને પાણી" ની સલામી—એથીન્યનોનું કાસદો ઉપર ઘાતકીપણું—જર્કસીસનાં કૃપાળુ દીલના દાખલા—એથીન્યનોનો ગભરાટ—યુનાની રાજ્યોની એકસંપી—આર્ગોસનું જુદું પડવું—સીસીલાના રાજાની વર્તણુક—થેસેલ્યનો અને કોર્સાઈર્યનોની ઈરાન તરફની વળણ—યુનાની ફોજની જર્કસીસ સામે હીલચાલ; પવન અને તેના "જમાઈ" ની પ્રાર્થના—ત્રણ યુનાની બારકસોનું પકડાવું—એક યુનાની નાખોદા તરફ ઈરાનીઓની મમતા; પવનનાં મોટાં તુફાનમાં ઈરાની કાફલાની ખરાબી; યુનાની કાફલાનું હીચકારાપણું; ઈરાનીઓની ગફલતો માટે નવી સજા.

૨. થર્મોપીલી—તેનો અર્થ—તેની સાંકડી ખીણ; પાદશાહનો તેજસ્વી સુર્ય. યુનાની લખનારાઓનું જાત્યાભીમાન—લડાઈમાં પોતાની નાની અને શત્રુની અસંખ્યાત ફોજ ગણાવવાનો ધારો; થર્મોપીલીની લડાઈમાં યુનાની ફોજની સંખ્યા—લીયોનીડાસ—કૉરીન્થ ખાતેની બચાવની ફોજ—થર્મોપીલી ખાતેની ફોજનું હીચકારાપણું; ઈરાની લશ્કરની કઢંગી હાલત; પહેલા દીવસની લડાઈ. યુનાની ફોજની લડવાની રીત; ખીણ કુદાવી જવાના એક નવા માર્ગની છુપી ખબર—પર્વત કુદાવીને ઈરાની ફોજનું ધસી આવવું—ફોશ્યન ફોજની નહાસભાગ—યુનાનીઓમાં ગભરાટ અને નહાસાનહાસ—સ્પાર્ટનોની લડત—તેમનું કપાઈ મરવું—થર્મોપીલીની ફતેહ—લીયોનીડૉસ તરફ પાદશાહની વર્તણુક; યુનાની લખનારાઓની ઘાલમેલ—તેમના હીસાબોનું ખોટારૂં.

૩. ફતેહ પછીનો અંદેશો—ડીમારેટસની રૂડી સલાહ તરફ બેદરકારી અને તેનાં માઠાં ફળ. આર્ટીમીશ્યમ ખાતે યુનાની બારકસો—તેમની ગણત્રી—યુબીયનોનો ગભરાટ—થેમીસ્ટોકલીસને આપેલી લાંચ. ઈરાની કાફલાની હીલચાલ—તુફાનથી નવી ખરાબી—એક યુનાની ખલાસીની દગાબાજી; આર્ટીમીશ્યમની લડાઈનું અચોકસ પરીણામ—થેમીસ્ટોકલીસના પ્રપંચો—યુનાની કાફલાની નહાસભાગ.

### ફસલ ૧. યુનાનીઓની તૈયારીઓ.

સારદીસથી ઈ૦ સ૦ પુ૦ ૪૮૧ નાં સાલમાં યુનાન તરફ ઉપડતી વેળાએ પાદશાહ **જર્કસીસે** ફક્ત સ્પાર્ટા અને એથન્સ સીવાય બીજાં સઘળાં સ્વતંત્ર યુનાની રાજ્યો ઉપર કાસદો મોકળાવીને પોતાની તાબેદારી કબુલ કરાવા માંગી હતી. આ કાસદોમાંના કેટલાક પાદશાહની માંગણી મુજબ માટી અને પાણી લઈને અને બીજાઓ ખાલી હાથે **જર્કસીસને** થર્મા (?પીયેરીયા) ખાતે આવી મળ્યા. જેજે યુનાની પ્રજાઓએ પાદશાહની તાબેદારી કરવાનું કબુલ રાખ્યું હતું તેઓ આ હતી:—થેસેલ્યન, ડૉલોપ્યન, ઇનીયેન્યન, પહીબ્યન, લોક્રીયન, મેગ્નીશ્યન, માલ્યન, એકયન, થીબન અને બીયોશ્યન. એથીન્યન અને સ્પાર્ટન લોકો ઉપર કાસદો નહી મોકળવાનો સબબ એ હતો કે **પાદશાહ દારાયસે** જ્યારે તેઓ કનેથી માટી અને પાણીની સલામી લેવા માણસો

મોકલ્યાં હતાં ત્યારે તેઓએ તેમને ખાડીમાં નાંખી મારી નાખ્યા હતા. એથીન્યનો તો પોતાના તકસીરવારોને એક ઉંડા કુવામાં નાંખતા હતા તેમાં આ ઇરાની કાસદોને તેઓએ હોમાવી દીધા હતા. તેઓ એટલુંબધું ઘાતકીપણું વાપરતા હતા કે તકસીરવારનાં શરીરમાં હુક ભેળવી તેને નીચે ઉતારતા અને ત્યાં જતાંજ તે બાપડાના કકડા ભુકલા થઇ જતા હતા. આવોજ એજાબ તેઓએ ઇરાની કાસદો ઉપર પણ ગુજાર્યો હતો. હવે આમ જુલમ વરસાવવો એ તે વખતની સુધરેલી પ્રજાઓના અરસપરસના કાનુનથી તદન ઉલટું હતું.[૨] આ કારણને થકી પાદશાહે એથન્સ ખાતે એલચીઓ મોકલ્યા નહી. સ્પાર્ટનોએ તો **જર્કસીસ** તરફ તદન ખુલ્લી નીમકહરામી બતાવી હતી. તેઓએબી ઇરાની કાસદોના જીવ લીધા હતા, પણ પછી તેઓ ઉપર કોઇ કુદરતી આફત વરસ્યું, જેને ઇરાની કાસદોનો નાહક જીવ લેવાની સજા ગણીને તેઓએ પોતામાંથી સારા ખાનદાનના બે શખ્સોને ઇરાની કાસદોનાં ખુનના બદલામાં કતલ કરવા માટે પાદશાહ પાસે સુસા ખાતે મોકલ્યા, પણ **જર્કસીસે** તે બંને સ્પાર્ટનોની ભારી સર્કશી છતાં તેમના જાન બક્ષ્યા અને તેમને પાછા વતન તરફ રવાના કીધા.[૨]

**જર્કસીસ**નાં દયાળુ દીલનો એક બીજોબી દાખલો **હીરૉડોટસ** આપેછે. જ્યારે યુનાન ઉપરની ચહડાઇની ખબર એથીન્યનોને મળી ત્યારે તેઓએ પોતાના ત્રણ સરદારોને પાદશાહની સઘળી તૈયારીઓનો હેવાલ લખી લાવવા તથા લશ્કરો અને બારકસોની ગણત્રી કરી આવવા માટે સાર્દીસ ખાતે મોકલ્યા, જ્યાં તેઓએ છુપા રહીને પોતાની મતલબ મુજબની ખબર કહાડવા માંડી. પણ તેઓ તુર્ત પકડાઇ આવ્યાથી ઇરાની હાકમે તેમને ગર્દન મારવાનો હુકમ આપ્યો. પણ સારાં ભાગ્યે એ વેળા પાદશાહ ત્યાંજ હતો તેને કાને આ વાત આવ્યાથી તેણે પેલા યુનાનીઓનો જીવ બચાવ્યો, અને તેમને પોતાની સઘળી ફોજો અને કાફલામાં ફેરવી, તેઓને જોઇતી દરેક ચીજની ખબર લખાવી, ને પછી તેમને પાછા રવાના કીધા. એજ હીંગામમાં વળી પાદશાહ એબાઇડૉસ ખાતે હતો અને હેલેસ્પોંટ ઉપરના પુલો પસાર કરવાની તૈયારી કરતો હતો, એટલામાં કાળા સમુદ્રના કાંઠા ઉપરનાં બંદરો ખાતેથી અનાજ ભરીને કેટલાંક વહાણો ઇજાઇના અને પેલોપોનીસસનાં બંદરો તરફ ઉપડી જતાં માલુમ પડયાથી ઇરાની નાખોદાઓએ તેમને પકડયાં. પાદશાહે પુછ્યું કે તેઓ કયાં જાયછે? ઇરાની સરદારોએ ઉત્તર દીધો કે આપણા શત્રુઓને ખોરાકી પુગાડવા. "આપણેબી ત્યાંજ જઇયે છીયે, માટે તેઓ આપણે થકીજ આ ખોરાકી લઈ જાયછે તો તેમાં હરકત શાની"?[૩] આમ કહીને પાદશાહે તેમને જતાં મેલ્યાં. હવે એથીન્યનોના કાસદો તેમને પાછા આવી મળ્યા અને **જર્કસીસ**ની સઘળી તૈયારીઓથી વાકેફ કીધા. આથી અલબત્તે તેઓ હીમત હાર્યા ખરા, તોપણ એકદમ ઇરાની પાદશાહને તાબે થવાને તેઓએ મન કીધું નહી. તેઓ જાણતા હતા કે **જર્કસીસ** સઘળું લશ્કર તેમને અને ત્યારપછી સ્પાર્ટાને સજા કરવા માટે લાવેછે; તોપણ તેની આ ચહડાઈ ખાખ્ખાં યુનાન ઉપરની છે અને એ દેશની દરેક સ્વતંત્ર પ્રજાને તાબે

૧ હીરો૰, દફ્૰ ૭, પ્૰ ૧૩૬. ૨ તેજ. ૩ તેજ, પ્૰ ૧૪૭.

કરવાની તેની નેમ છે, એમ જુદાં જુદાં રાજ્યોને કહેવાડીને એથીન્યનોએ તેમની મદદ માંગી. કેટલાંક રાજ્યો એ રીતે એથીન્યનોને મદદ કરવાને તૈયાર થયાં, જેઓમાં સ્પાર્ટા અને પ્લૅટીનાં લોકો મુખ્ય હતાં. તેઓએ ભેગાં મળીને વળી કોર્સાઇરા, ક્રીટ, થેસેલી, આર્ગોસ, સાઇરેક્યુસ અને એવાંજ બીજાં રાજ્યોની મદદ માંગી. એ આગમજ એથીન્યનોએ ડેલ્ફી ખાતેના 'ઑરેકલ' ઉપર કહેણ મોકળાવીને દેવતાઓ તરફનો જવાબ મંગાવ્યો કે ઇરાનીઓ સામે તેઓએ લડવું કે નહી? આનો પહેલો ઉત્તર મનપતીજ નહી મળ્યાથી તેઓએ ફરીને અરજ કીધી, જેના ભાગા તુટા ઉત્તર[1] પછી એથીન્યનોએ લડાઇનાં બારકસો તૈયાર રાખવાનો ઠરાવ કર્યો. તેઓમાં પોતામાં મતફેર હતો, અને કેટલાકો તો શેહર છોડીને નહાસી જવાને તૈયાર હતા. પણ એ કામથી અંતે **થેમીસ્ટોકલીસ** અને તેના જેવા બીજા લડાઈ પસંદ કરનારાઓએ તેમને અટકાવ્યા. એ રીતે લડાઇની તૈયારી કરવામાં એકદીલ રાજ્યો રોકાયાં, અને આપણે ઉપર કહ્યું તેમ કોર્સાઇરા, થેસેલી, સાઇરેક્યુસ વગેરે રાજ્યો ઉપર મદદ માટે એથન્સ અને સ્પાર્ટાને નામે પેગામો મોકલ્યા.

પ્રથમ તેઓએ ઇરાની લશ્કરની ગણત્રી મેળવવા માટે ત્રણ કાસદોને સાર્દીસ ખાતે મોકલ્યા, જ્યાં તેઓ ઉપર વિટેલી કહાણી આપણે ઉપર આપીછે. એ પછી એથન્સની પડોસમાંનાં આર્ગોસનાં રાજ્યની મદદ મેળવવાની માંગણી થઈ, પણ એ રાજ્યને સ્પાર્ટન લોકોથી થોડીજ મુદત આગમજ બહુ ખમવું પડયું હતું માટે તેણે લડાઈમાં શામેલ થવાની આનાકાની કર્યા છતાં ચોકસ શરતોથી શામેલ થવા માંગ્યું. આ શરતો સ્પાર્ટનોએ કબુલ નહી રાખ્યાથી આર્ગોસનું રાજ્ય હેલાયદું રહ્યું અને તેણે ઇરાનીઓ સાથ દોસ્તી બાંધી.—આ વેળા સીસીલાના મોટા ટાપુમાં **ગેલો** નામે એક રાજાએ સાઇરેક્યુસ શેહર વસાવ્યું હતું અને પોતાના વખતમાં પડોસનાં રાજ્યોમાં તે મોટો ગણાતો હતો. એ રાજાની એથીન્યનોએ મદદ માંગી, જે આપવાને તેણે અરધે બોલે કબુલ કીધું, પણ તે એવી શરતે કે દરીયાઈ ફોજની યાતો જમીન ઉપરનાં લશ્કરની સરદારી તેને બક્ષવી; પણ આ શરત સ્પાર્ટા અને એથન્સે કબુલ નહી રાખ્યાથી **ગેલો**એ યુનાનીઓને કશી મદદ આપી નહી, અને તેને બદલે તેણે પોતાના એક

---

૧ ઑરેકલોના ઊત્તર હમેશાં બે અર્થો થઇ શકે એવા મળતા હતા; તેનો આ એક નવો દાખલો છે. એથીન્યનોના સવાલના બીજા જવાબમાં એવું જણાવવામાં આવ્યું હતું કે તેમનો બચાવ "લાકડાંની દેવાલો" થી થશે. તેની જોડે વળી એમબી તેમને ભડકાવવામાં આવ્યા હતા કે "પવીત્ર સેલેમીસના ટાપુ આગળ ઓરતોના ફર્જંદો નાશ પામશે." આ જવાબની એથીન્યનોએ એવી મતલબ ઊઠાડી કે અગરજો વહાણો બાંધવાથી એક લડાઇમાં તેમનો બચાવ થશે તો બીજી લડાઇમાં સેલેમીસ આગળ તેમની ભારી કતલ થવાની. પણ થેમીસ્ટોકલીસ નામે સરદારે તેમને હીમત આપી કે સેલેમીસની લડાઇમાં જે ઓરતો ફર્જંદો વીનાની થશે તે યુનાની નહી પણ ઇરાની ઓરતો છે, અને ઑરેકલની મતલબ તેજ છે. એવો વેહમ જાયછે કે થેમીસ્ટોકલીસ અને બીજા લડાઇ પસંદ કરનારાઓએ પોતાની મતલબ બર લાવવા માટે ઑરેકલને લાંચ આપીને ઊપર મુજબનો જવાબ મેળવ્યો હતો.—રૉલી૦ કૃત હીરૉ૦, દફ૦ ૪, સફે ૯૯, નોટ ૫.

સરદારને કેટલીક દોલત આપીને યુનાનના કાંઠા તરફ રવાના કીધો અને તેને ફરમાવ્યું કે અગરજો લડાઇમાં જર્કસીસની જીત થાય તો તેને તે સઘળી દોલત નજર કરીને તેની તાબેદારી માથે ચહડાવવી.—કોર્સાઇર્યન લોકોએ યુનાનીઓને મદદ આપવાની પ્રથમ હા પાડી અને ૬૦ બારકસો તૈયાર કીધાં, પણ પછી તેઓ તેમને રવાના કરવાને રાજી થયા નહી. તેઓની મતલબ હીરોડોટસ એવી સમજાવેછે કે લડાઇમાં જર્કસીસ જીતે તો તેને તાબે થવું અને કહેવું કે "અમો શકતીવાન હતા તે છતાં અમે યુનાની ઓને તારી સામે મદદ આપી નહી, ઇત્યાદી."[૧]—ક્રીટના લોકોને તો ડેલ્ફીના દેવતાએ લડાઇમાં શામેલ થવાની ભલામણ નહી કરવાથી તેઓ યુદ્ધમાંથી દુર રહ્યા.—થેસેલીના લોકોએ કહ્યું કે અગરજો એથીન્યન ફોજ આવીને અમારા પ્રાંતમાં પેસવાના માર્ગનો કબજો લેશે તો અમે મદદ કરીશું, ને જો તેમ નહી બનશે તો અમારાથી ઇરાની પાદશાહની સામે ટકી શકાશે નહી. આ ઉપરથી યુનાનીઓએ એક ફોજ ઓલીમ્પસ પર્વતની ખીણનો કબજો લેવા માટે મોકળી, એવી મતલબથી કે તે ફોજ ઇરાનીઓને યુનાનમાં પેસતાંજ મારી કહાડે. આ ફોજમાં સઘળા મળીને ૧૦૦૦૦ યુનાની સીપાહીઓ હતા તેમાં થેસેલીની ઘોડસ્વાર ફોજથી વધારો થયો. પણ ટેમ્પીની ખીણનો બચાવ આમ ઘણા દીવસ ચાલ્યો નહી. મેસીડનના રાજાએ બાહીક આપવાને લીધે, અથવા ઇરાની ફોજ આ ખીણને બદલે બીજે રસ્તે દેશમાં દાખલ થશે એવો પોતાને ભય પેદા થવાને લીધે યુનાની લશ્કર પોતાની જગા છોડીને ચાલી ગયું, જે ઉપરથી થેસેલ્યનોએ યુનાનીઓને મદદ કરવાનું છોડી દઇને પોતે ઇરાની પાદશાહને તાબે થયા, અને પાછળથી તેઓ તેને બહુ કીમતી થઇ પડયા.[૨]

થેસેલ્યનોને તો ખરૂં જોતાં જર્કસીસને તાબે થવાની ફરજ પડી હતી, કેમકે થેસેલીમાં દાખલ થવાનો ઉત્તર તરફનો માર્ગ છોડી દઇને યુનાનીઓએ દક્ષીણ તરફનો યાને થર્મોપીલીની ખીણવાળો માર્ગ પસંદ કીધો, એવી મતલબથી કે એ ખીણ એથન્સ અને સ્પાર્ટાની વધારે નજદીક હોવાથી અગરજો ત્યાં તેઓ ઇરાનીઓને હાથ માર ખાય તો તેમને પોતાનાં રાજધાની શેહરોનો બચાવ કરવા માટે દોડી જતાં વાર લાગે નહી. પણ આમ થયાથી તો થેસેલીનું પરગણું તદન બચાવ વીનાની હાલતમાં રહી ગયું, જે ઉપરથી ત્યાંના રહેવાસીઓએ મોટી ખુશી સાથ ઇરાની પાદશાહનો આશ્રો પકડયો. હવે યુનાનીઓએ પોતાના બચાવને માટે જે માર્ગ પકડયો હતો તેમાં તેઓએ ડહાપણ ખર્ચું હતું. તેઓએ જે દુરઅંદેશી વાપરીને ટેમ્પીની ખીણવાળો માર્ગ છોડી દીધો તેમાં તેઓ ફાવ્યા, કેમકે જર્કસીસ તો એ ખીણ પડતી નાંખીને ઓલીમ્પસ પર્વત થોડેક છેટેથી ફુદાવીને થેસેલીમાં દાખલ થયો અને એકદમ ધસ્યો થર્મોપીલી તરફ ચાલ્યો. અગરજો એ વખ્તે યુનાની ફોજે ટેમ્પીની ખીણનો કબજો પકડી રાખ્યો હોત તો તે કશી સેવા બજાવી શકત નહી. પણ તેમ નહી કરતાં યુનાનીઓએ પોતાની જમીન ઉપરની ફોજને થર્મોપીલીની ખીણ તપાસવા અને દરીયાઇ ફોજને આર્ટીમીસ્યમ નામે બંદર આગળ તૈયાર રાખી—એવી મતલબથી કે એ બંને

૧ દફ૦ ૭, પ્ર૦ ૧૬૮. ૨ તેજ, પ્ર૦ ૧૭૪.

જગાઓ એકેકની પડોસમાં હોવાથી બંને ફોજો એકેક સાથ સંદેશા ચલાવી શકે. યુબીયાના ટાપુના ઉત્તર બલકે ઇશાણ ખુણાં તરફના કાંઠાને આર્ટીમીસ્યમનું નામ મળ્યું હતું, જ્યાં આર્ટેમીસ યાને ડાયેના નામે એક યુનાની દેવીનું વખાણાયલું દહેરૂં હોવાથી આ જગા આ નામથી ઓળખાતી હતી. જેવી થર્મોપીલીની ખીણ યુનાન દેશનો જમીન ઉપરનો બચાવ હતી, તેવો આ આર્ટીમીસ્યમનો કાંઠો એ દેશનો દરીયા તરફનો બચાવ હતો. જો એક દુશ્મન દરીયાઇ કાફલો લઇને આ દેશ ઉપર ચહડાઇ લાવેતો તેનો માર્ગ આજ હતો. અને તોપણ એક ગમથી યુબીયાનો ટાપુ અને બીજી ગમથી મેગ્નીશ્યાનો પ્રાંત અડોઅડ આવીને તેઓએ પોતા વચે આ આર્ટીમીસ્યમવાળો જળમાર્ગ એટલો બધો સાંકડો કરી નાંખ્યો હતો કે તે એક દરીયાઈ ખીણ જેવો થઈ પડયો હતો. એટલામાટેજ યુનાની લશ્કરો જમીન ઉપર થર્મોપીલીના અને દરીયા ઉપર આર્ટીમીસ્યમના માર્ગો પસંદ કરી પોતાના બચાવમાં ઉભાં હતાં. ઇરાની લશ્કરોને પીયેરીયા ખાતે યાને થેસેલીની લગભગ નજદીક આવી પુગેલાં સાંભળતાંજ યુનાની લશ્કરો ઉપલી બંને જગાઓનો કબ્જો લઇ બેઠી.

પણ શત્રુઓ આવી પુગે તે આગમજ યુનાનીઓ પોતાના દેવતાઓને યાદ કરવાને ચુકયા નહી. ડેલ્ફીનાં લોકોની મોટાઇ એટલામાટે હતી કે ત્યાં યુનાનીઓના મોટા દેવતાનું મંદીર હતું, અને ત્યાંથી તે દેવતાની રખેવાળ સ્ત્રી દેશ પરદેશથી સવાલો પુછવા આવનારાઓને જવાબો દેતી હતી. પણ હવે આજ લોકો પોતાની તથા પોતાના દેવતાની સલામતી માટે બીધાં. શું કરવું તે વીશે તેઓએ દેવતાની સલાહ લીધી, અને તેણે ઉત્તર દીધો કે પવનોની પ્રાર્થના કરવી. આ પ્રાર્થના ડેલ્ફીયન લોકોએ પુરા ભાવથી કીધી, એટલુંજ નહી પણ બીજી યુનાની પ્રજાઓએબી કીધી. તેઓએ પવનના "જમાઇ" ની પણ પ્રાર્થના કીધી અને તેના ગુણ તેઓને તુર્ત જણાયા!

ઇરાનીઓનો દરીયાઈ કાફલો થર્મા ખાતેથી ઉપડીને આર્ટીમીસ્યમ તરફ લડાઈ કરવા માટે આવે તે આગમજ કાફલામાંનાં ૧૦ ઝડપ ચાલનાં બારકસો પ્રથમ પોતાનો માર્ગ તપાસવા માટે ઉતાવળાં નીકળી આવ્યાં. હવે યુનાની કાફલાવાળાઓએ પોતાના શત્રુઓની હીલચાલ તપાસવાને સ્કીયાથસ નામે ટાપુ આગળ પોતાનાં ત્રણ બારકસોને મોકળ્યાં હતાં, જેઓએ ઇરાનીઓના નાના કાફલાને પોતાની તરફ ધસી આવતો જોઇને પુઠ મરડી અને આર્ટીમીસ્યમ તરફ નહાસવા માંડયું, જ્યાં યુનાની કાફલો પડેલો હતો. પણ ઇરાની બારકસોએ આ ત્રણે વહાણો પકડયાં, અને તેઓમાંના એક સીવાય બે ઉપરનાં લશ્કરોને કેદ કીધાં. એક બારકસ ઉપરનો સરદાર છેલી ઘડી સુધી લડયો, જેની બહાદુરીથી ઇરાની બારકસોનો સરદાર એટલો તો છક થઇ ગયો કે તેણે તેને જીવતો રાખવાની પુશ્કળ તજવીજો કીધી. તેના જખમો ઉપર પાટા બાંધ્યા, તેને ઇરાની ફોજમાં મોટાં આદરમાન સાથ રજુ કીધો, અને તેના તરફ બહુ મમતા દેખાડી.[૧] આ પછી પોતાની ફતેહની યાદગારી રાખવા માટે ઇરાનીઓએ સ્કીયાથસ અને મેગ્નીશ્યા વચે આવેલા એક ખડક ઉપર એક સ્તંભ ઉભો કીધો. હવે સઘળો

૧ હીરૉ, દફ્૦ ૭, ૫૦ ૧૮૧.

ઇરાની કાફલો માર્ગ ખુલ્લો જોઇને ધસી આવ્યો અને મેગ્નીસ્યાના ઉગમણુ કાંઠા તરફ સફ સમારી ઉભો. પણ ત્યાં તેને એક જબરૂં તુફાન નડયું, જે ત્રણ દીવસો સુધી ચાલ્યું. યુનાનીઓ સમજ્યા કે તેઓએ પવનના દેવતાઓની પ્રાર્થના કીધી હતી તેથી તેઓએ આ તુફાન ઉઠાવીને ઇરાની કાફલાની ખરાબી કીધી હતી ! અને **હીરૉડોટસ**ના જણાવ્યા મુજબ[1] આ ખરાબી ઘણી મોટી થઇ હતી; ઓછામાં ઓછાં ૪૦૦ બારકસો નાશ પામ્યાં અને પુષ્કળ માણસો ડુબી મુઆં, તેમજ ખોરાકી વગેરે બરબાદ ગઇ. આ તુફાન નરમ પાડવા માટે ઇરાનીઓએબી પવનોને ભોગો આપ્યા તથા મંત્ર ભણનારાઓની મારફતે તેમને રીજવ્યા, અને વળી યુનાની દેવીઓને પણ ભોગો આપીને તૃપ્ત કીધી; આમ **હીરૉડોટસ**[2] લખેછે, જેને માત્ર હસી કહાડયા સીવાય કશો વજન ઘટતો નથી.

અગરજો યુનાનીઓએ પોતાનાં બળ અને લડાઇની કુનેહોની ખબરદારીથીજ ઇરાનીઓની મોટી ફોજને હરાવી હતી એમ જેઓ કહેતા હોય તેમને આર્ટીમીશ્યમ ખાતેની યુનાની દરીયાઇ ફોજનાં બીચકારાપણાંથી નાસાબેત કરી શકાશે. પેલાં ત્રણ યુનાની બારકસો, જેઓ ઇરાનીઓના હાથમાં પકડાઈ ગયલાં આપણે ઉપર જણાવ્યાંછે, તેઓએ ભયની ખબર મોટી યુનાની ફોજને આપતાંજ આર્ટીમીશ્યમ ખાતેનો આ દરીયાઇ કાફલો પોતાના દેશના બચાવ માટેનો તે સલામતી ભરેલો માર્ગ જાળવી રાખવાનું કામ છોડી દઇને પોતાનાં તથા પોતાનાં બારકસોનાં રક્ષણને માટે તેઓ ચાલ્સીસ નામે બંદર જે ઇરીત્રયાની પડોસમાં આવ્યું હતું ત્યાં નહાસી ગયો, પણ પોતાની જગા ઉપર બાતમીદારોને રાખી ગયો. આ બીના દેખાડેછે કે અગરજો ઇરાની ફોજે મેગ્નીસ્યાના કાંઠા તરફ વગર કારણે ખોટી રહી તુફાનમાં ખુવારી ખમવાને બદલે એકદમ આર્ટીમીશ્યમ તરફ યુનાની કાફલા ઉપર ચહડાઈ લઈ જઇને તેની પુઠ પકડી હોત તો તેઓ સહેલથી પોતાના દુશ્મનોને એક જબરદસ્ત શીકસ્ત પહેલેથીજ આપી શકત. પણ તેઓએ તેમ કીધું નહી અને તેથી પ્રથમ દરીયાઇ તુફાનથી અને પછી ગફલતી અને બેદરકારીથી તેઓએ એક પછી એક એટલીબધી હેરાનગતી ભોગવી કે જે ઉપરથી યુનાનીઓને તેમની કુદરતી આફતોને મોટાં રૂપો આપવાનું ફાવતું પાયું.

તુફાનથી ખરાબી ખમ્યા પછી ઇરાની કાફલાએ ગફલતીથી એક બીજી નાની ઘાત ખમી. કુદરતી આફતથી **જર્કસીસ**ના કાફલાને કેવું મોટું નુકસાન થયું હતું તેની ખબર મળતાંજ પેલી બીચકારી યુનાની દરીયાઇ ફોજ, જે આર્ટીમીશ્યમ છોડીને ચાલ્સીસ ખાતે જઈ થોભી હતી, તે પાછી દોડી આવી. એક ગમથી તે આવી પુગી કે બીજી ગમથી ઇરાની કાફલાએ મેગ્નીસ્યાનો વગર સલામતી ભરેલો કાંઠો છોડીને આર્ટીમીશ્યમના દરીયાઇ માર્ગની મારફતે પેગેસ્યના અખાત તરફનો

---

૧ હેo ૭, પ્રo ૧૯૦.

૨ તેજ, પ્રo ૧૯૧.—પાર્સીઓએ ગોવાદ ઇજદની સ્તુતી કીધી હોય અથવા હોરમજદની મદદ ચાહી હોય તો તે બરાબર ગણાય. પણ આપણો તવારીખનવેશ જણાવેછે તેવું પાર્સીઓ કદી કરે નહી. "પુરાતન જમાનાના પાર્સીઓ," પ્રo ૧.

રસ્તો લીધો, જ્યાં તેણે પોતાની છેલી ખરાબી પછી પાછા ઠીકઠાક થવાનો વીચાર રાખ્યો હતો. હવે આ મોટો કાફલો લગભગ આ અખાતમાં પેવશ થઇ ચુકયો હતો, અને માત્ર ૧૫ બારકસો પુઠે રહી ગયાં હતાં. આ બારકસો આર્ટીમીશ્યમ તરફ આવી પુગે તે આગમજ નહાસી ગયલો યુનાની કાફલો ત્યાં લંગડ નાખી ઉભો હતો. આ કાફલાને ઇરાની કાફલાનો એક ભાગ સમજીને પેલાં ઈરાની બારકસો તેની તરફ હંકારી ગયાં, અને એ રીતે તેઓ પોતાની મેળે દુશ્મનોના હાથમાં કેદ પકડાયાં. યુનાનીઓએ આ રીતે એક ગફલતનાં પરીણામ દાખલ આ જીત મેળવી, અને પકડાયલા કેદીઓને કૉરીન્થ ખાતે મોકળી દીધા.

## ફસલ ૨. થર્મોપીલીની લડાઈ—યુનાનમાં ઈરાનની મોટી ફતેહ.

(ઇ૦ સ૦ પુ૦ ૪૮૦—જુન કે જુલાઇ માસ.)

પાદશાહ **જર્કસીસ**ને પોતાના દરીયાઇ કાફલાની આવી વ્યવસ્થા થવાની ખબર પડે તે આગમજ તે તો થેસેલીનું પરગણું પસાર કરીને થર્મોપીલી ખાતે આવી પુગ્યો હતો. થેસેલીના ઘોડાઓ આખાં યુનાનમાં વખાણાતા હતા, પણ તેઓ શરતમાં ઇરાની ઘોડાઓ કરતાં **જર્કસીસ**ને ઉતરતા જણાયા. થેસેલી છોડયા પછી એકાયાનું નાનું પરગણું આવ્યું તેમાં થઇને પાદશાહ માલીસના પરગણામાં દાખલ થયો, જે દરીયા કાંઠા ઉપર આવેલું હતું. આ દરીયો માલીસનો અખાત હતો, જેની આજુબાજુએ ફરી વળેલો જમીનનો કકડો એક બાજુથી પાણી વડે અને બીજી બાજુથી ડુંગરોની હારો વડે ઘેરાઇ ગયો હતો. તે સપાટ હતો, પણ કેથેથી સાંકડો અને કેથેથી પહોળો હતો. એજ સાંકડા કકડામાંથી પસાર થઇને **જર્કસીસ** ત્રાચીસ નામે શેહરમાં દાખલ થયો, અને થર્મોપીલી ખાતે યુનાનીઓ લડવા ઉભાછે એવી ખબર હોવાથી તેણે એ શેહરમાંજ પોતાની છાવણી નાંખી. તેની અને યુનાનીઓની વચે હવે માત્ર થર્મોપીલીની ખીણજ હતી. "થર્મોપીલી" નો અર્થ "ગરમ દરવાજા" એવો થાયછે. યુનાનીઓ તેને એ નામે ઓળખેછે, પણ ત્યાં વસનારાઓ તેને માત્ર 'પીલી' યાને 'દરવાજા' ને નામેજ ઓળખતા હતા. આ ખીણ ઇટા પર્વતની હતી. પર્વત અને દરીયા વચેની આ ખીણ હતી, જેની પહોળાઇ ૬૦ ફીટથી વધારે ન હતી. કેટલેક ઠેકાણે તો ખીણ એથી પણ સાંકડી હતી.

અગરજો ત્યાંથીજ **જર્કસીસ** પાછો ફર્યો હોત તો તેણે પોતાનું અને પાર્સી બલકે ઇરાની પ્રજાનું નામ ફતેહમંદી સાથ યાદગાર રાખ્યું હોત. છેક થર્મોપીલી સુધી તેની સામે એક પણ શત્રુ થયો ન હતો. સઘળી પ્રજાઓ તેને તાબે થયલી હતી. એ રીતે ઇરાનની શેહનશાહતને તેણે યુરોપમાં યુનાન દેશના થેસેલી પ્રાંતની દક્ષીણ સરહદ સુધી વધારી દીધી હતી. તેની મોટાઇનો સુર્ય આ ઠેકાણે ગોયા માથે આવ્યો હતો; માટે ત્યાંથી હવે તે તેજસ્વી ગોળો નમતો ચાલ્યો, જેની દુખભરી નોધ લેવાની હવે બાકી રહીછે.

થર્મોપીલી ખાતે **જર્કસીસ** જ્યારે લખો માણસોની ફોજ લઈને લડવા આવ્યો ત્યારે તેની સામે યુનાનીઓની મુઠીભર ફોજે જવાબ દીધો હતો, એમ તેમની બહાદુરી બતાવવા માટે યુનાની તવારીખનવેશો લખી ગયાછે. એથીન્યનોએ અને સ્પાર્ટનોએ **જર્કસીસ** જેવા એક પરદેશી પાદશાહની આ ચહડાઈ સામે દેશહીતકારીપણાંથી લડીને જીવ આપવાનો એકવીચાર કીધો એ તેમનાં નામને મોટી જેબ આપનારી વાત છે, તે કોઇથી ના પાડી શકાશે નહી. એ કામમાં એથીન્યનોએ કમર બાંધી અને તેમની હીમતને લીધેજ યુનાન દેશનો પાછળથી બચાવ થયો એમ ગણીને **હીરૉડોટસ**[૧] એ પ્રજાની જેટલી તારીફ કરે એટલી થોડી છે. પણ યુનાનીઓની એકદીલીની આવી સ્તુતીને હદમાં રાખવામાંજ તેમની ખરી કીર્તી છે. **હીરૉડોટસ**ની ગણત્રીઓ અને આંકડાઓ ઘણું કરીને મધ્યમ હદમાં હોયછે ત્યારે બીજા યુનાની તવારીખનવેશો કરતાં તે મોટા અને વાજબી મર્તબો પામેછે, પણ જ્યારે દેશહીતકારીપણું જોડે દેશાભીમાન ભેળાયછે, અને સ્વતંત્ર અથવા અપક્ષપાત કલમમાં જાત્યાભીમાની પેવશ થાયછે, ત્યારે એક મધ્યમપણે લખાણ કરનારની સચાઈ ઉપરથી પણ આપણો વીશ્વાસ ઉઠી જાયછે. એવું દેશાભીમાન અને જાત્યાભીમાન **હીરૉડોટસે** અનેક ઠેકાણે દેખાડયુંછે. આ તવારીખનવેશ આપણને જણાવેછે તે મુજબ પાર્સી પાદશાહનાં લાખો માણસોનાં ખુશ્કીનાં લશ્કર સામે શુમારે ૪૨૦૦ યુનાનીઓ લડવા ઉભા હતા, અને તેઓમાંથી જેઓએ ખરેખરી લડાઇ કીધી તે તો માત્ર ૧૪૦૦ હતા ! આ સંખ્યા એકદમ શક પેદા કરવા માટે પુરતી છે. ઉપલી ૪૨૦૦ માણસોની ફોજમાં સ્પાર્ટા ખાતેથી માત્ર ૩૦૦ લેસીડીમોન્યનો ; આર્કેડયા ખાતેથી ૫૦૦ ટીજ્યનો, ૫૦૦ મેન્ટીનીયનો, ૧૨૦ આર્કોમીન્યનો ; ૪૦૦ કોરીન્થ્યનો, ૭૦૦ થેસ્પ્યનો, ૪૦૦ થીબનો અને બાકીના ૧૨૮૦ બીજી પ્રજાઓનાં મળીને એકંદર ૪૨૦૦ માણસો થર્મોપીલીની ખીણનાં દક્ષીણ છેડા ઉપર બચાવ માટે ઉભાં હતાં. એ દરેક પ્રજાની ફોજનો જુદો જુદો તેમનો પોતાનોજ સરદાર હતો, અને તેઓ સર્વને માથે ૩૦૦ માણસોની સ્પાર્ટન ફોજનો સરદાર **લીયૉનીડાસ** હતો. આ ધણી સ્પાર્ટાના બેવડા રાજાઓમાં વડો હતો અને નાના રાજાને રાજધાની શેહર ખાતે રાખીને તે ઉપલી નાની ફોજ જોડે લડવા આવ્યો હતો. ઉપલી ફોજમાં થીબનોને જબરદસ્તીથી શામેલ કરવામાં આવ્યા હતા, કેમકે તેઓ તો એક ગમથી ઇરાનના પાદશાહને તાબે થઈ ચુકયા હતા ત્યારે બીજી ગમથી તેમના ઉપર યુનાની રાજયોની એકદીલીમાં શામેલ થવાની સ્પાર્ટનોએ ફરજ પાડયાથી ૧૧૦૦ બીયોશ્યનોને તેમની મરજી વીરૂધ યુધ્ધમાં ઉતરવું પડયું હતું.

આ સઘળી ફોજો થર્મોપીલીની ખીણનો બચાવ કરવા ઉભી હતી, પણ યુનાની પ્રજાઓનું બાકીનું સઘળું લશ્કર તો કૉરીન્થની સંયોગી ભુમી[૨] તપાસવા માટે એજ નામનાં શેહર ખાતે ભેગું થયું હતું—એવી મતલબથી કે અગરજો **જર્કસીસ** થર્મોપીલીની ખીણનો કબ્જો લઇને યુનાનનો ઉત્તર ભાગ તાબે કરી લે તો પછી તેને

૧ ઙ્ઙ્ઙ ઙ઼૦ ૭, પ્ર૦ ૨૩૯.

૨ આ સંયોગી ભુમીને હાલ ખોદી નાંખીને નેહર બનાવવાનું કામ ચાલેછે.

દક્ષીણ ભાગમાં ઉતરી આવતો આ ઠેકાણેથી અટકાવી શકાય. કૉરીન્થ ખાતેનાં લશ્કરમાં સ્પાર્ટનો, એથીન્યનો, લોક્રીયનો અને ફોક્યનો વગેરે પ્રજાઓની ફોજો તૈયાર હતી, જેમની સંખ્યાની ગણત્રી મળી નથી.

થર્મોપીલી ખાતેની ૪૨૦૦ માણસોની ફોજે લખો માણસોની ઇરાની ફોજ સામે લડાઇ કરવાનું માથે લીધું હતું ખરૂં, પણ તે કેટલી હીંચકારી હતી, અને તેને પોતાના જીવ માટે કેટલી ધાસ્તી હતી, તે તેની જબજબ તારીફ કરનાર પોતેજ કબુલ કરેછે. **હીરૉડોટસ**ના જણાવ્યા મુજબ[૧] જ્યારે ઇરાની ફોજ નજદીક આવી ત્યારે આ યુનાનીઓનાં પેટમાં ફાળ પડી અને ત્યાંથી પાછા હઠવાનો વીચાર કરવાને તેઓએ એક સભા મેળવી. યુનાનનો દક્ષીણ ભાગ જે પેલોપોનીસસને નામે ઓળખાતો હતો, અને જે યુરોપના ખંડ સાથ માત્ર કૉરીન્થની નાની સંયોગી ભુમીથી જોડાયલો હતો, ત્યાંની સઘળી ફોજોનો વીચાર થર્મોપીલીની ખીણનો બચાવ કરવાનું પડતું નાંખીને ઉપલી સંયોગી ભુમીનો બચાવ કરવા દોડવાનો હતો. એ વીચાર લોક્રીયનો અને ફોક્યનોને પસંદ આવ્યો નહી, કેમકે એમ જો થાય તો તેમનાં પરગણાઓને **જર્કસીસ** સહેલથી જીતી લઇ શકે. આ ઉપરથી **લીયૉનીડાસે** થર્મોપીલી છોડી જવાનો વીચાર નાપસંદ કીધો અને ત્યાંજ શેવટ સુધી ઉભા રહીને બચાવ કરવા માંગ્યો. પણ આથી ભેગી મળેલી ૪૨૦૦ માણસોની આ બહાદુર ગણાતી ફોજને ધીરજ આવી નહી. જ્યારે **જર્કસીસે** પર્વત કુદાવીને પોતાની ફોજને દુશ્મનો સામે મોકળાવી ત્યારે તે બનાવથી આ બહાદુરો એટલાતો બીધા કે ફરીને એકદમ એક સભા બોલાવી જેમાં બે બાજુએ મતો વહેંચાઇ ગયાં, અને જેઓ લડવાને નાખુશ હતા તેઓ થર્મોપીલી છોડીને ચાલી ગયા!

સ્પાર્ટન લોકોની એક નવાઇ જેવી વાત **હીરૉડોટસ** જણાવેછે અને તે એ કે જ્યારે તેઓ કોઇ મહાભારત કામમાં પોતાનો જીવ જોખમમાં નાખવાને તૈયાર હોય ત્યારે તેઓ પોતાનાં માથાંના બાલને અચ્છી તદબીરથી શણગારેછે.[૨] સ્પાર્ટન લોકો માથે મોટા બાલ રાખતા હતા, અને તે બાલ તેઓ લડવા જતી વેલા સાફ કરતા હતા. **જર્કસીસે** ખીણ પસાર કરવા આગમજ આ લોકોની હીલચાલ તપાસવા મોકળેલા ધણીએ આવીને ખબર આપી કે તેઓમાંના કેટલાક બાલનો શણગાર કરેછે તથા કેટલાકો અંગબળની કસરત કરેછે. આ ઇરાની જાસુસને સઘળા સ્પાર્ટનો માલુમ પડયા નહી, કેમકે ખીણની જે બાજુએ યુનાની ફોજ પડેલી હતી તેની અને ખીણની વચ્ચે એક મોટી દેવાલ આવેલી હતી, અને તે દેવાલના ઓથામાં ફોજનો મોટો ભાગ હતો. ખીણની દક્ષીણનું પરગણું ફોસીસનાં નામથી ઓળખાતું હતું, જે ફતેહ કરવાને ખીણ પસાર કરીને તેની ઉત્તર તરફથી થેસેલ્યન લોકો હલ્લો લાવતા હતા. એટલામાટે તેમને વખ્તેવખ્ત ધસી આવતા અટકાવવા થકી ઘણા પુરાણા વખ્તથી ખીણનું મોહોડું બંધ કરી દેવાની મતલબથી ફોસીસના રહેવાસીઓએ પર્વતોની

---

૧ દપ૦ ૭, પ્ર૦ ૨૦૭. ૨ તેજ, પ્ર૦ ૨૦૯.

હારોની લગોલગ એક મજબુત દેવાલ બાંધી લીધી હતી. આ દેવાલ આપણી તવારીખના જમાનામાં કેટલેક ઠેકાણેથી ભાગતુટ થઈ હતી, માટે યુનાનીઓએ તેની સઘળી ફાટફુટ સમારીને તેને દરૂસ્ત કીધી હતી અને તેમાંથી પસાર થવાનો માત્ર એક દરવાજો રાખ્યો હતો. આ દેવાલ સ્પાર્ટન ફોજને ઇરાનીઓ સામે લડવા માટે બહુ મદદગાર થઈ પડી હતી.

હવે ખીણનાં માથાં આગળ આવીને પાદશાહે ત્રેચીના ખાતે છાવણી નાંખી અને ત્યાં ચાર દીવસો સુધી થોભ્યો. અગરજો તાતે ધાએ તેણે હુમલો કર્યો હોત તો કદાચ જુદુંજ પરીણામ નીપજત. પણ **જર્કસીસે** એટલી ઉતાવળ કીધી નહી, કેમકે તેણે પોતાની ભારી ફોજ ઉપર મુસ્તાક રહીને એવું ગુમાન રાખ્યું કે તેનાથી ડર ખાઇને દુશ્મનો નહાસી જશે.[૧] અલબત્તે આમાં તે છેક ઠગાયો નહી, કેમકે કેટલાક યુનાનીઓ ખીણનો બચાવ કરવાનું પડતું નાંખીને પોતપોતાને વતન ચાલી ગયા ખરા, તોપણ તેથી પાદશાહને લડાઈ કર્યા વીના ખીણનો કબ્જો મુફત મળી શકયો નહી.[૨] હવે જ્યારે પાંચમે દહાડેબી દુશ્મનો ખડે પગે ઉભાજ રહેલા જણાયા ત્યારે **જર્કસીસે** ખીણ તરફ ધસારો કરીને તેનો કબ્જો લેવાનો પોતાની ફોજમાંના મીડ અને સીસ્યન લોકોને હુકમ આપ્યો. આપણે આગળ વાંચી ગયા છીયે માટે આ ઠેકાણે ફરીને કહેવાની અગત્ય નથી કે આ ખીણનો માર્ગ બહુ સાંકડો હતો અને તે ૬૦ ફીટ કરતાં વધારે પહોળો કેથેથી હતો નહી. કેટલેક ઠેકાણે તો માત્ર એક ગાડી પસાર થઈ શકે એટલોજ માર્ગ હતો! આવા એક લાંબા માર્ગનો કબ્જો લેવાનું કામ **જર્કસીસને** માટે સહેલું ન હતું. લઓ શું પણ કરોડો માણસોની ફોજને જો આવી એક ખીણને માર્ગે પસાર થઈને બીજે નાકે નીકળવું હોય અને ત્યાં જો શત્રુઓનાં એક હજાર માણસો એક મજબુત દેવાલના ઓથા તળે સલામતી સાથ તેમની વાટ જોતાં ઉભાં હોયતો તે એક હજાર માણસો ઉપલી અસંખ્યાત ફોજમાંના એકેએકને કતલ કરી શકે. એવીજ હાલત **જર્કસીસની** ફોજની પણ હતી. તેના મીડ અને સીસ્યન સીપાહો માર ખાઇને પાછા હઠયા. આ ઉપરથી પાદશાહે **હાઈદાર્નીસ** સરદારના હાથ હેઠળની ૧૦ હજાર 'અમર' ફોજની એક ટુકડીને મોકળી, પણ તેનેબી ફતેહ મળી હોય એમ જણાતું નથી. યુનાનીઓના જેવી મોટી ઢાલથી જ્યારે તે પોતાનો બચાવ કરતી ત્યારે ઇરાનીઓના ટુકા ભાલાથી તેને ખમવું પડતું. એ રીતે ખીણમાં ઇરાનીઓની ફોજ એક લાંબી સાંકડી હારમાં પોતાના મુઠીભર શત્રુઓ સામે જેવી જોઇયે તેવી સગવડથી લડી શકી નહી. કોઈ કોઈ વાર સ્પાર્ટનો ગોયા હઠી જતા હોય તેમ પીઠ ફેરવતા ત્યારે ઇરાનીઓ તેમની પુઠ પકડીને વધારે આગળ જતા, અને પછી તુર્તજ સ્પાર્ટનો પાછા ફરીને લડતા. આ રીતે ઇરાનીઓની મોટી સંખ્યા કતલ થઈ ગઈ, પણ **હીરૉડોટસ** મુજબ સ્પાર્ટનો તો ઘણા થોડા મુઆ.[૩] આ સઘળું લડાઇને પહેલે દીને બન્યું.

---

૧ હીરૉ૰, દફ્‌૰ ૭, ફ્‌૰ ૨૧૦.

૨ રૉલીન્સન કહેછે કે પાદશાહ પોતાની દરીયાઇ ફોજને આવી પુગવાની વાટ જોતો હતો તેથી તેણે આ ઢીલ કીધી હતી.—પુરા૰ પાદ૰, દફ્‌૰ ૪, સફે ૪૬૯, નોટ ૧૭.

૩ દફ્‌૰ ૭, ફ્‌૰ ૨૧૧—૧૨.

બીજે દીનેખી ઈરાનીઓને ફતેહ મળી નહી. યુનાની લડવૈયાઓની લડવાની કુનેહની તારીફ કરતાં આપણો તવારીખનવેશ કહેછે કે, તેઓ ઈરાનીઓની મોટી ફોજ સામે એકદમ એકઠા નહી પણ જુદી જુદી પ્રજાઓની વારણુ મુજબ એક પછી એક લડતા હતા. આમ કહેવાની મતલબ એજ છે કે "જંગલી" ઈરાનીઓનાં મોટાં દળ છતાં તેમનું બળ કશું ન હતું, પણ યુનાની પ્રજાઓ કને તેથી ઉલટુંજ હતું—યાને તેઓનું દળ જ્યારે નાનું ત્યારે બળ ભારી હતું.

બીજે દીને પણ કશું સારૂં પરીણામ નીપજ્યું નહી ત્યારે પાદશાહને બહુ ખીજવાટ પેદા થયો, પણ એટલામાં તેને એક નહી ધારેલી મદદ આવી મળી. એ મદદ લશ્કરી ન હતી. **હીરૉડોટસ** એકજ શખ્સનું નામ દે છે, અને બીજા બે ત્રણ વીશેનો માત્ર શક જાહેર કરીને તેને ખોટો ગણેછે, પણ **ટીસ્યસ** અને બીજા લખનારાઓ ઘણાઓનાં નામો બોલેછે અને તેને બાશપ **થર્લવૉલ** ટેકો આપેછે[1] કે પાદશાહને જે મદદ મળી તે એક નહી પણ અનેક યુનાનીઓ તરફની હતી. તે મદદ એ હતી કે કેટલાક ત્રેચીન્યનોએ પાદશાહને એવી ખબર આપી કે અગરજો પર્વતો ઉપર થઇને બીજી બાજુએ ઉતરી પડવામાં આવે તો દુશ્મનો સહેજમાં તાબે થાય અને બીણનો કબ્જો લેતાં વીલંબ લાગે નહી. આમ કહીને તેઓએ પર્વતો ઉપરથી લશ્કરને ચહડી જવાનો માર્ગ દેખાડી આપ્યો. પાદશાહ આ ખબરથી મગન થયો અને **હાઈદાર્નીસ**ના હાથ તળેની 'અમર' ફોજને એકદમ આખી રાતની કુચ કરાવીને પર્વત ઉપરના નવા માર્ગ તરફ ચહડાવી. દીવા કરતી વખ્તે આ ફોજે પોતાની કુચ શરૂ કીધી, અને અસોપસ નદી પસાર કરીને તથા ઇટા પર્વતને પોતાની જમણી બાજુ ઉપર તથા ડાવી બાજુ ઉપર ત્રાચીસના પર્વતોને મેળીને આ ફોજ આગળ વધી. પરોઢયું થતાંજ તે પર્વતની ટોચ ઉપર જઈ પુગી—એટલો બધો આ પહાડી માર્ગ લાંબો હતો. યુનાની ફોજો જ્યારે થર્મોપીલીની બીણ તપાસવા નીચે રહી હતી ત્યારે તેઓએ પર્વતનો આ માર્ગ તપાસવા માટે ખુદ ફોસીસની પોતાની ૧૦૦૦ માણસોની ફોજને રાખી હતી, કેમકે તે માર્ગથી તેજ ફોજ વધારે માહીતગાર હતી. આ ફોશ્યન ફોજે જ્યારે જાણ્યું કે દુશ્મનો હવે તો પર્વત ચહડી આવ્યાછે ત્યારે તે ગભરાટમાં પડી અને ઈરાની ફોજ તરફનો તીરોનો વરસાદ ખમીને પછી થોડા વારમાં નહાસી ગઇ.

હવે ફોશ્યન લોકોની આ વલે થઈ તે વીશે સ્પાર્ટનોને ખબર મળે તે આગમજ ઈરાની ફોજે પર્વત કુદાવીને આવવાની ખબર તેમને મળી ચુકી હતી. નાઠેલા સીપાહીઓ તેમજ બાતમીદારો તરફથી આ ખબરો મળતાંજ યુનાનીઓ ગભરાટમાં પડયા, અને આપણે ઉપર કહ્યું તેમ સભા ભરીને તેઓએ બીણનો બચાવ કરવામાં નાહક જીવ ખોહવાનું કામ પસંદ નહી કરતાં કેટલાકો એકદમ નહાસી ગયા. તેમના જવાથી સ્પાર્ટન રાજા **લીયોનીડાસ** જોડે હવે થીબન અને થેસ્પીયન ફોજો રહી, જેઓમાંની પહેલી ફોજને તેની મરજી વીરૂધ રહેવાની ફરજ પડી હતી.

એક ગમથી જ્યારે સહવારનાં પરોઢયાંમાં ઈરાની ફોજે **હાઈદાર્નીસ**ની સરદારી હેઠળ પર્વતો ઉપરથી ઉતરવા માંડયું ત્યારે બીજી ગમથી પાદશાહ **જર્કસીસે** પોતાની

૧ યુના૦ તવા૦, દફ૦ ૨, સફે ૨૮૬.

ફોજોને બીણનો માર્ગ લેવા ફરમાવ્યું. તેઓ 'અમર' ફોજ કરતાં જલદી ધસી ગઈ, જે ઉપરથી યુનાનીઓને બીણમાંની આ ફોજો સાથ પ્રથમ લડાઈ કરવી પડી. **લીયોનીડાસ** અત્યાર સુધી તો બીણના માત્ર સાંકડા ભાગ આગળ ઉભો રહીને લડયો હતો, પણ હવે તો તે વધારે આગળ ગયો અને તેણે તથા તેની સ્પાર્ટન ફોજે એવડી મોટી બહાદુરી દેખાડી કે "કાફર લોકો (ઇરાનીઓ) ટોળાંબંધ કતલ થઈ પડયા."[૧] કેટલાકો દરીયામાં પડયા, બીજાઓ પોતાની ફોજનાં પછવાડેનાં માણસો તળે દબાઇ મુઆ, અને તેમાં વળી યુનાનીઓની તલવારે પુરો ઘાણ વાળ્યો. પણ આમ છતાંબી ઇરાનીઓનીજ ફતેહ થઈ, કેમકે હજુતો **હાઈદાર્નીસ**ની ફોજ આવી પુગે તે આગમજ **લીયોનીડાસ** કતલ થયો, જેની લાશને માટે ઇરાની અને યુનાની ફોજો વચે કશાકશી ચાલી. શેવટે પાદશાહે આ સ્પાર્ટન રાજાનું ડોકું ધડથી છુટું પડાવીને ધડને એક કરૂસ સાથ જડી લેવાડયું.[૨]

પણ **લીયોનીડાસ**ની લાશ ઇરાનીઓના હાથમાં એકદમ આવી નહી. તે માટે રીકઝીક ચાલતી હતી એટલામાં **હાઈદાર્નીસ**ની ફોજ આવી લાગી અને તેની સામે બીણના એક ભાગમાં એક ટેકરી ઉપર આશ્રો પકડીને **લીયોનીડાસ**ની ફોજ મરતાં સુધી લડી. **હીરૉડોટસ** તેમની સ્તુતીમાં ત્યાં સુધી લખેછે કે જેઓ કને તલવાર ન હતી તેઓ હાથ વડે અને દાંત વડે લડયા હતા ! અને તેબી કેટલા માણસો ? કંઈ ૪૨૦૦ માણસોની આખી યુનાની ફોજ નહી;—કેમકે તેમાંનો અરધો ભાગ તો બીણ છોડી લડયા વીના ચાલી ગયો હતો, અને ૩૦૦ સ્પાર્ટનો, ૪૦૦ થીબનો, ૭૦૦ થેસ્પ્યનો અને ૧૦૦૦ ફોસ્યનો બીણના બચાવ માટે બાકી રહ્યા હતા. એઓમાંના ૧૦૦૦ ફોસ્યનો તો પર્વત ઉપર હતા તે **હાઈદાર્નીસ**ની ફોજને જોતાંજ નહાસી ગયા હતા; બાકીના ૧૪૦૦ રહ્યા તેમાંથી ૪૦૦ થીબનો તો અળગા રહ્યા હતા. એ રીતે ૧૦૦૦ માણસો બાકી રહ્યાં, જેમાંનાં કેટલાંક તો બીણના કબ્જા માટેની ત્રણ દીવસોની લડાઇઓમાં કપાઇ મુઆં હતાં. માટે આ એક હજાર જીવડાઓમાંના જે ગણત્રીના બાકી રહ્યા તેઓ ૧૦૦૦૦ માણસોની 'અમર' ફોજની સામે થયા, અને તેમની પછવાડે **જર્કસીસ**ની મસ મોટી ફોજ હજુ તૈયાર ઉભેલી રહી. અને એ હાલતમાં આ મુઠીભર માણસો કપાઈ મુઆં ! શાબાશી અને સ્તુતીની પણ હદ હોયછે, અને જો તેવી હદમાં આ યુનાની ફોજની બહાદુરીની તેમના યુનાની તવારીખનવેશોએ તારીફ કીધી હોત તો આપણ તેમાં પુરતો ભાગ લેત. પણ **હીરૉડોટસ**ના આંકડા પહેલે ઘરથીજ

૧ હીરૉ., દફ્. ૭, પ્ર. ૨૨૩.

૨ તેજ, પ્ર. ૨૩૮. પણ જર્કસીસે આ સ્પાર્ટન રાજાનાં ડોકાંનું શું કીધું તે આ તવારીખનવેશ જણાવતો નથી. પાદશાહ દારાયસે બલવાખોર હીસ્ટીયસનાં ડોકાંને સાફ કરાવીને પુરતાં માન સાથ ડટાવ્યું હતું તેમ કદાચ તેના બેટા જર્કસીસે કીધું ન હોય, કેમકે હીરૉડોટસ કહેછે કે "પાદશાહ લીયોનીડાસ ઉપર બહુ ખફા હતો, અને તેમ જો ન હોત તો તે તેની લાશ સાથ આવી શરમ ભરેલી રીતે વર્તત નહી; કારણ કે જે ધણી પોતાને લડાઇમાં બળવાન જણાય તેની તરફ મારી જાણ મુજબની બીજી કોઇ પણ પ્રજા કરતાં પાર્સીઓ વધારે માન ધરાવેછે."

ભુલ ભરેલા જણાયાછે, અને બીજા યુનાની તવારીખનવેશોએ જ્યારે આંખ મીચીને ત્યારે તેણે કંઈક મધ્યમપણે આંકડાઓની આ ધાલમેલ ચલાવીછે. દાખલા તરીકે **ડાયોડોરસ** કહેછે કે **હાઈદાર્નીસ** જે ફોજને પર્વત પસાર કરી લઇ ગયો તેની સંખ્યા ૨૦૦૦૦ માણસોની હતી; **ટીસ્યસ** એ સંખ્યા ૪૦૦૦૦ ની કહેછે; પણ **હીરોડોટસ** એ ફોજની સંખ્યા આપવાને બદલે માત્ર 'અમર ફોજ' નુંજ નામ દેછે, જેમાં ૧૦૦૦૦ કરતાં વધારે સીપાહીઓ હતાજ નહી. એ રીતે ઇરાની ફોજની સંખ્યાને એકથી ચાર ગણી બલકે તેથી પણ વધારે કરી દેવી અને યુનાની ફોજને અતીઘણી ઓછી કરી નાંખવામાં અલબત સઘળો લાભ છેલી ફોજનેજ મળેછે, પણ તે તેવો લાભ આપનારા પક્ષપાતી તવારીખનવેશોનાં મનમાંજ જન્મીને ત્યાંજ મરણ પામેછે;—અપક્ષપાત તવારીખનવેશો તો એવી જાતનાં લખાણોની હશી કરેછે, જે વીશે **રૉલીન્સન, કૉક્સ** અને કેટલીક બાબતોમાં **થર્લવૉલ**નાં નામો આપણ સલામતી સાથ રજુ કરી શકીશુ.[૧]

હવે ત્યારે આ રીતે થર્મોપીલીની લડાઇનું શેવટ આવ્યું, જેમાં જો ઘણામાં ઘણા યુનાનીઓ માર્યા ગયા હોય તો તે એકથી દોહડ હજાર હતા; પણ ઇરાની લશ્કરની ૨૦ હજાર માણસોની સંખ્યા કપાઈ મુઈ હતી![૨] લડાઇમાં પાદશાહના બે ભાઇઓ પણ માર્યા ગયા હતા. આ લડાઈ પછીજ પાદશાહના હાથમાં **લીયોનીડાસ**ની લાશ આવી હતી. ૩૦૦ સ્પાર્ટનોમાંના બે આંખે હેરાન હતા, માટે તેઓ લડાઇમાં ઉતર્યા ન હતા, પણ પાછળથી તેઓમાંનો એક લડયો અને બીજો પોતાને વતન નહાસી ગયો, જ્યાં તેની ભારી ફજેતી થઇ હતી, તે એટલી બધી હદ સુધી કે તેને ચુલો ફુકવા માટે કોઇ પડોસી આતશ પણ આપતો ન હતો![૩] આ ધણી **એરીસ્ટૉડીમસ** નામનો હતો, જેણે પાછળથી એક બીજી લડાઇમાં ભાગ લીધો હતો. જે થીબનોને આ લડાઇમાં

---

૧ રૉલીન્સન કહેછે કે લડાઇમાં ઊતરતી વેળા દરેક સ્પાર્ટન પોતા જોડે સાત સાત ગોલામો લઇ જતો હતો, જેમને 'હેલટ' નું નામ મળ્યું હતું. આ ગોલામોની સંખ્યા ૩૦૦ સ્પાર્ટનોને હીસાબે ૨૧૦૦ ની થાયછે, અને તોપણ એ સંખ્યા હીરૉડોટસ જણાવતાં ચુકીજ ગયોછે, જોકે ઇરાની નોકરો અને ખીદમતગારોની શુમાર વીનાની મોટી સંખ્યા જણાવવાની તેણે સંભાળ રાખીછે! રૉલીન્સનની ગણત્રી મુજબ થર્મોપીલી ખાતે જે જે યુનાનીઓ લડવા ગયા હતા તેમની કુલે સંખ્યા માત્ર ૪૦૦૦ ની નહી પણ ૯૩૦૦ ની હતી. એ સઘળી પ્રજાઓની સંખ્યા આપતાં તે લોક્રીયનોની ૧૦૦૦ માણસોની સંખ્યા જણાવેછે, પણ એજ સંખ્યાને પૉસેન્યસ નામે યુનાની તવારીખનવેશે ૬૦૦૦ માણસોની જણાવીછે, જે રકમ જો આપણ ગણત્રીમાં લઇયે તો થર્મોપીલી ખાતે લડનારા યુનાનીઓ ૪૦૦૦ ઊપરથી વધીને ૧૪૩૦૦ થવા જાયછે. આ સંખ્યામાંથી લડાઇમાં જેઓએ ભાગ લીધો હતો તેમની સંખ્યા રૉલીન્સન ૪૫૮૦ ની જણાવેછે.—રૉલી० કૃત હીરૉ०, દફ્૦ ૪, સફે ૨૩૧, નોટ ૩. આમાંથી ૪૦૦ થીબનો, જેઓએ ભાગ નહી લીધો હતો તેમને બાદ કરતાં ૪૧૮૦ રહ્યા, તેઓ સઘળા કતલ થઇ ગયલા હોવા જોઇયે.

એક બીજે ઠેકાણે રૉલીન્સન યુનાની ફોજની કુલે સંખ્યા ૯૦૦૦ માણસોની ગણાવે છે—પુરા० પાદ०, દફ્૦ ૪, પ્ર० ૭, સફે ૪૬૯.

૨ હીરૉ०, દફ્૦ ૮, પ્ર० ૨૪. ૩ તેજ, દફ્૦ ૭, પ્ર० ૨૩૦.

તેમની મરજી વીરૂધ ધસડવામાં આવ્યા હતા તેઓ હવે પાદશાહને તાબે થયા. આ રીતે થર્મોપીલીની ખીણનો કબ્જો લઈને હવે **જર્કસીસે** આગલ વધવાનો ઠરાવ કર્યો.[૧]

## ફસલ ૩. આર્ટીમીશ્યમની લડાઈઓ.

(ઈ૦ સ૦ પુ૦ ૪૮૦: જુન કે જુલાઈ માસ.)

થર્મોપીલીની ખીણની ફતેહ પછી પાદશાહ **જર્કસીસ** યુનાન દેશના ત્રીજા ભાગનો ધણી થઈ શકયો, અને એ ફતેહ પછી અગરજો તેણે યુનાનીઓની ખાસીયતનું ખરેખરૂં તોલ કરી શકે એવા એક સ્પાર્ટનની સલાહ પ્રમાણે અમલ કર્યો હોત તો આખો યુનાન દેશ થોડા વખતમાં ઓછી મેહેનતે તેના હાથમાં આવ્યો હોત. આ સ્પાર્ટન તે સ્પાર્ટાનો પેલો પદભ્રષ્ટ પાદશાહ **ડીમારેટસ** હતો. તેણે પોતાનું વતન છોડયા પછી પાદશાહ **દારાયસની** દરબારમાં આશ્રો લીધો હતો, અને યુનાન ઉપર ચહડાઈ લાવવાની એ પાદશાહને તેમજ તેના બેટાને જેઓએ સલાહ આપી હતી—બલકે ઉસકેરણી કીધી હતી, તેઓમાંનો તેબી એક હતો. પાદશાહ **જર્કસીસની** જોડે યુનાન આવનારા તેના જેવા બીજાબી બેદીલ યુનાની રાજાઓ હતા, જેઓમાંનો એક એથન્સનો રાજા **હીપ્પીઆસ** હતો. થર્મોપીલીની ફતેહ આગમજ **જર્કસીસે ડીમારેટસની** ઘણી વેળા સલાહ લીધી હતી, અને તે મુજબ આ ફતેહ પછી તે સુલ્હા સ્પાર્ટને પાદશાહને જે મસલત આપી તે એકદમ અમલ કરવાજોગ હતી. **જર્કસીસના** પુછવાથી તેણે કહ્યું કે પાદશાહે પોતાની દરીયાઇ ફોજમાંનાં ૩૦૦ બારકસોને છુટાં પાડીને તેમની મારફતે એકદમ લેસીડીમન ઉપર ચહડાઈ લઇ જવી. આથી થશે એમ કે જે લેસીડીમોન્યન લોકો યુનાનનાં રક્ષણને ખાતર લડાઈ કરવા માટે કૉરીન્થ ખાતે ભેગા મળ્યાછે તેઓ બીજું સઘળું પડતું નાંખીને પોતાનાં વતનના બચાવ માટે દોડી જશે, અને પછી તેઓને જીતી લેતાં વીલંબ લાગશે નહી; તેમજ પેલા ભેગા મળેલા યુનાનીઓબી લેસીડીમોન્યનોની મોટી મદદ વીના ઘણા નબળા પડી જશે, અને પછી તેમને એકદમ તાબે કરી શકાશે. **ડીમારેટસ** એક સ્પાર્ટન હતો, અને સ્પાર્ટા લેસીડીમનનું મુખ્ય શેહર હતું, તોપણ

---

૧ થર્મોપીલીની લડાઇમાં ઇરાનીઓનાં ૨૦ હજાર માણસો માર્યાંગયાં એવી હીરૉડોટસે ગણત્રી આપીછે, તે કબુલ રાખવા છતાંબી એ લડાઇ પાદશાહની તરફેણમાં ઊતરેલી ગણાયછે. રૉલીન્સન કહેછે કે ઇરાનીઓના ૨૦ હજાર અને યુનાનીઓના ૪૦૦૦ સીપાહીઓ માર્યા ગયા તે ઊપરથી પ્રમાણ કહાડતાં ફાયદો તો ઇરાનીઓને થયો હતો.—પુરા૦ પા૬૦, દફ૦ ૪, પ્ર૦ ૭, સફે ૪૭૧.

કૉકસ કહેછે કે એથીન્યનોને લીયૉનીડાસની ફોજમાં નહી ગણીયે તોબી આ સ્પાર્ટન રાજાની કુલે ફોજ ૮૩૦૦ ની થાયછે. તે પોતે ૩૧૦૦ માણસો લાવ્યો હતો, અને તે દરેકના ગુલામો તથા બીજાઓ મળીને ઊપલી સંખ્યા થાયછે.—યુના૦ તવા૦, દફ૦ ૧, સફે ૫૧૩.

આ સરખામણી એક બીજી રીતે કરવાની છે અને તે એકે લડાઇમાં ભાગ લેનારા ઇરાનીઓ કરતાં યુનાનીઓની સંખ્યા પાચમાં ભાગ જેટલી નહી પણ અતીઘણી ઓછી હતી, અને તે છતાં એક યુનાનીએ માત્ર પાંચ ઇરાની મુઆ હતા. અગરજો લડાઇ વેળા ચારને બદલે વધારે હજાર યુનાનીઓ હોત તો તેમનો હાલ પણ તેવોજ થાત, અને તેથી ઇરાનની વધારે મોટી ફતેહ ગણાત.

પોતાનાં વતનની કશી દાઝ દીલમાં નહી ધરતાં તેણે સઘળી ખરી વાત ઇરાની પાદશાહને કહી દીધી. પણ તેની આ સાચી સલાહ ઉપર **જર્કસીસે** લક્ષ દીધું નહી. આ વેળા તેનો ભાઇ **એકીમીનીસ** (હખામનીશ) હાજર હતો તેણે પાદશાહનું મન ફેરવી નાંખ્યું, બલકે **જર્કસીસ** પોતેજી પોતાના દરીયાઇ કાફલાના ભાગ પાડવાને રાજી ન હતો. એટલામાટે ઉપલા સ્પાર્ટનની સલાહ મુજબ કામ થયું નહી, જેનાં કેટલાં માઠાં પરીણામ નીપજ્યાં તે હવે આપણ જોઇશું.

જે દીવસો ઉપર થર્મોપીલીની લડાઇઓ ચાલી તેજ દીવસો ઉપર આર્ટીમીશ્યમના દરીયામાં ઇરાની અને યુનાની કાફલાઓ વચે પણ યુદ્ધ મચ્યું. યુનાની કાફલામાં સઘળાં મળીને ૨૭૧ બારકસો હતાં એમ **હીરૉડોટસ** ઉપરથી જણાયછે,[1] જેમાંનાં ૧૨૭ એથીન્યનો તરફનાં હતાં. **થેમીસ્ટોકલીસે** લડાઇને માટે ૨૦૦ બારકસો તૈયાર કરાવ્યાં હતાં, તેમાંનાં આ ૧૨૭ ઉપરાંત ૨૦ બારકસો યુનાનીઓએ ચેલ્સીડયન લોકોને આપ્યાં હતાં, અને બાકીનાં ૫૩ અનામત રાખ્યાં હતાં, જેમને પાછળથી કામે લગાડવાની તેમને ફરજ પડી હતી. એકંદર ૨૭૧ બારકસો ભેગી કરનારી પ્રજાઓમાં એથીન્યનો ઉપરાંત કારીન્થ્યનો, મીગેર્યનો, ચેલ્સીડયનો, ઇજીનેટનો, લેસીડીમોન્યનો, ઇરીત્રયનો, વગેરે વગેરે લોકો હતા. આ ઉપરાંત કેટલીક પ્રજાઓ, જેવીકે લોક્રીયન, નાનાં વહાણો લાવી હતી. એથીન્યનોની મોટી સંખ્યા છતાં આ કાફલાની સરદારી તેમને આપવાને બદલે **યુરીબાયડીસ** નામે એક સ્પાર્ટનને મળી હતી. આ બારકસો આર્ટીમીશ્યમ ખાતે ભેગાં મળ્યાં હતાં. મેગ્નીસ્યાના કાંઠા ઉપર ઇરાની બારકસોને તુફાન નડયા પછી જ્યારે તેઓએ એફેટીના અખાતમાં આશ્રો લેવા માંડયો ત્યારે પંદર બારકસોને દગાથી પકડીને યુનાની બારકસો આર્ટીમીશ્યમ ખાતેજ લંગડ નાંખી પડયાં હતાં. પણ ત્યાંથી હવે તેઓએ ઉપડી જઇને કોરીન્થની સંયોગી ભુમી આગળ તૈયાર રહેવાનો ઠરાવ કર્યો. આ ખબર યુબીયાના ટાપુના રહેવાસીઓને પડી, જેથી તેઓ ગભરાયા અને **યુરીબાયડીસને** અરજ કીધી કે જ્યારે યુનાની ફોજ અમારી પડોસમાંથી જતી રહેશે ત્યારે અમે આશ્રા વીનાના થઇ પડીશું, માટે થોડા દીવસ સબર કરવી કે તેટલી મુદતમાં અમો અમારાં બાયડી, છોકરાંઓને સલામતી ભરેલી જગા ઉપર લઇ જઇ રાખીયે. પણ કાફલાના સરદારે આ અરજ કબુલ રાખી નહી, કેમકે યુનાની ફોજને ઇરાનીઓ વીશે બહુ ભય પેદા થયો હતો. આ ઉપરથી યુબીયન લોકો એથીન્યન કાફલાના વડા **થેમીસ્ટોકલીસ** કને ગયા અને તેને ૩૦ રૂપાંના ટેલંટ (રૂ૭૦,૦૦૦) ની લાંચ આપી. **થેમીસ્ટોકલીસે** આ રકમ ખીસામાં મેળીને અરજદારોની માંગણી મુજબ અમલ કરવાનું માથે લીધું. ઉપલા ૩૦ માંના પાંચ ટેલંટ તેણે કાફલાના સ્પાર્ટન સરદાર **યુરીબાયડીસને** ગોયા પોતાની તરફથી આપતો હોય તેમ આપ્યા, તથા કોરીન્થ્યન ફોજના સરદારને ત્રણ ટેલંટ આપ્યા, અને એ રીતે તેમનાં મહોડાં દાબીને **થેમીસ્ટો-કલીસે** બાકી બાવીસ ટેલંટ પોતે હજમ કીધા અને યુબીયન લોકોની માંગણી

---

[1] ૧ દફ૦ ૮, પ્ર૦ ૨.

મુજબનું કામ કરી આપ્યું.[૧] આ રીતે સઘળી યુનાની ફોજ યુબીયા તરફ આર્ટીમીસ્યમ ખાતેજ રહી અને ઇરાનીઓ સાથ ત્યાંજ તેમને લડાઈ ચાલી.

ઇરાની ફોજ એફેટીના અખાતમાં પડેલી હતી. તેની મતલબ બનતાં સુધી યુનાનીઓ ઉપર એકદમ ચહડાઇ લઇ જવાની હતી, કેમકે તેને ફીકર હતી કે વખતપર દુશ્મનો બીહીને નહાસી જશે. તેની મતલબ યુનાની ફોજને બંને બાજુએથી ઘેરી લેવાની હતી અને તેટલામાટે ઇરાની કાફલાના સરદારે ૨૦૦ બારકસોને છુટાં પાડીને હુકમ આપ્યો કે યુનાનીઓ નહી જાણે તેવી રીતે ઉપડી જઈ, યુબીયાના ટાપુનું ચક્ર લઇને પછી બીજી ગમથી આર્ટીમીસ્યમ તરફ આવી દુશ્મનો ઉપર હુમલો કરવો. તેણે વળી બીજી તરફથી પોતે સામો ઉપડી જઇને યુનાનીઓને છુંદી નાંખવાનો વીચાર રાખ્યો. પણ એ બંને મતલબોમાં ઇરાનીઓ પાર પડયા નહી. યુબીયાનો ટાપુ પસાર કરીને યુનાનીઓને પછવાડેથી ઘેરી લેવા ગયલી ફોજ તુફાન લાગ્યાથી તદન નાશ પામી, અને એફેટી ખાતેની ફોજને પણ તુફાન નડયું. બસો બારકસો પછવાડેથી આવેછે એવી ખબર યુનાની કાફલાના સરદારને વખતસર મળી હતી. ઇરાનીઓની ફોજમાં **સ્કાઈલ્યાસ** નામે એક યુનાની હતો, જેને માટે કહેછે કે તે અછો તરનાર હતો. તેણે એક દીને દરીયામાં ડુબકી મારી અને પછી પાણીમાં આણુંદીઠ રહીને તે એફેટીથી છેક આર્ટીમીસ્યમ સુધી જઈ પુગ્યો, અને પછી **યુરીબાયડીસ**ને તેણે ઇરાનીઓની ઉપલી હીલચાલની તેમજ તેમનાં લશ્કરની સઘળી ખબર કહી.[૨] આ ઉપરથી જ્યારે યુનાનીઓએ જોયું કે તેઓ બે તરફથી ઘેરાઈ જઇને માર ખાઇ જવાના છે ત્યારે તેઓએ પોતેજ એકદમ ઇરાની બારકસો ઉપર હુમલો કરવાનો કસ્દ કીધો.

આ ઠરાવ મુજબ તેઓ સાંજ પડતાંજ દુશ્મનો સામે ધસ્યા. તેઓને આમ આવતા જોઇને ઇરાનીઓબી તેમની સામે ગયા. બંને વચે લડાઈ થઇ, પણ આપણને યુનાની લખનારાઓ જણાવેછે કે યુનાનીઓની સંખ્યા બહુજ થોડી હોવા છતાં તેઓ એવી અછી રીતે લડયા કે ઇરાનીઓને ભારી ખમવું પડયું, કેમકે ઇરાનીઓનાં ૩૦ વહાણો પકડાયાં.[૩] પણ એમ છતાંબી ફતેહ કોણને મળી તે વીશે બંને ફોજો શકમાં રહી, કેમકે **હીરૉડોટસ** પોતે કહેછે કે રાત પડી ગયાથી બંને કાફલાઓ પોતપોતાને ઠેકાણે પાછા વીદાય થયા. આ બનાવ જુન માસની આખરી અથવા જુલાઇની શરૂઆતમાં બનેલો **રૉલીન્સન** ધારેછે,[૪] કેમકે **હીરૉડોટસ** જણાવેછે કે ઉપલી લડાઈ પછી તુર્ત જબરો વરસાદ પડયો, જેથી જેમ ઇરાનીઓને તેમજ યુનાનીઓને પણ ખમવું પડયું. બીજે દીને યુનાનીઓની મદદે **થેમીસ્ટોક્લીસે** અનામત રાખેલાં ૫૩ બારકસોની મદદ આવી. આ ઉપરથી જણાયછે કે આગલા દીવસની લડાઇમાં જે પક્ષને વધારે ખમવું પડયું હતું તેતો ઇરાનીને બદલે યુનાની હતી. આ ૫૩ બારકસોની મદદ મળી તેજ વખતે યુનાનીઓને ખબર મળી કે તેમને ઘેરી લેવા માટે ઇરાનીઓએ મોકલેલી ૨૦૦

૧ હીરૉ૦, ફ૨૦ ૮, પ્ર૦ ૪—૫.

૨ તેજ, પ્ર૦ ૮.

૩ તેજ, પ્ર૦ ૧૦—૧૧.

૪ રૉલી૦ કૃત હીરૉ૦, ફ૨૦ ૪, સફે ૨૨૪, નોટ ૯.

બારકસોની ફોજ તુફાનમાં નાશ પામી હતી. આ બેવડી ખુશ ખબરીઓથી યુનાની-ઓનાં પેટમાં પાછો જીવ આવ્યો અને આગલા દીવસની પેઠે સાંજ પડયા પછીજ તેઓએ ફરીને ધસારો લઇજઇ લડાઇ ચાલુ કીધી. તેઓએ ઇરાની ફોજમાંનાં કેટલાંક સીલીશ્યન બારકસોને ડુબાડી દીધાં અને પછી રાત પડતાંજ પાછા પોતાને મથકે આવી ઉભા. ત્રીજે દીને હવે ઇરાનીઓએ હુમલો કીધો. મધ બપોરે તેઓ દુશ્મનો ઉપર ધસારો લઈ ગયા. તેઓએ અરધા ચંદ્રના આકારમાં પોતાનાં બારકસો લઈ જઈને યુનાનીઓને ઘેરી નાંખવા માગ્યા. પણ એમાંથી એકે પક્ષને ફાયદો થયો નહી. **હીરૉડોટસ** કહેછે કે **ઝર્કસીસ**નાં પુષ્કળ બારકસોએ પોતાનાજ હકમાં નુકસાન કીધું. તોપણ તેઓ જીવપર આવીને લડયાં, જેથી શેવટે યુનાનીઓને ઘણું ખમવું પડયું.[1]

આ રીતે આર્ટીમીશ્યમ ખાતે બંને કાફલાઓ વચે ત્રણ દીવસો સુધી લડાઈ ચાલી, જેમાં કોઇબી બાજુની હાર કે જીત થયલી જણાતી નથી. યુનાનીઓએ પાદશાહની ફોજમાંના ઇયોન્યનોને ફોડવાની ઘણીબી તજવીજ કીધી પણ તેમાં તેઓ ફાવ્યા નહી. પહેલી લડાઇમાં માત્ર એકજ યુનાની ઇરાની ફોજ છોડીને પોતાના વતનીઓને જઈ મળ્યો, જેને એથીન્યનોએ એક જગાનું ઇનામ આપ્યું.[2] પણ ઇયોન્યન અને કાર્યન પ્રજાઓ ઇરાનીઓને છોડી ગઇ નહી. એથીન્યન સરદાર **થેમીસ્ટોક્લીસે** તો એ માટે યુબીયાના કાંઠા ઉપરના ખડકો ઉપર ઇયોન્યનોને ફોડવા માટેના લેખો કોતર્યા, એવી મતલબથી કે તેમાં લખ્યા મુજબ ઇયોન્યનો ઇરાનીઓની પક્ષ છોડી દે તો તેથી યુનાનીઓને ફાયદો થાય, અથવા આ લેખો વીશે પાદશાહને જાણ થાય તો તે પોતેજ તેઓ ઉપર બેવીશ્વાસુ થઇને તેમને લડાઇમાંથી ખરતા કરે.[3] આ રીતના યુનાનીઓ તરફથી ઇલાજો લેવાતા હતા એટલામાં ખબર આવી કે થર્મોપીલીની ખીણનો ઇરાની-ઓએ કબ્જો લીધોછે અને **લીયોનીડાસ** તથા બીજા સઘળાઓ માર્યા ગયાછે. આ ખબર મળતાંજ હવે યુનાની ફોજે આર્ટીમીશ્યમથી પડાવ ઉઠાવી જવાનો નીશ્ચય કર્યો. તેઓના નહાસવાની ખબર મળતાંજ ઇરાની ફોજે તેમની પુઠ પકડી અને યુબીયાના કાંઠા ઉપરનાં શેહરો હાથ કીધાં. આ બનાવ દેખાડેછે કે અગરજો આર્ટીમીશ્યમની લડા-ઇઓમાં ઇરાનીઓની ફતેહ નહીજ થઈ હોય તો હવે તેમના શત્રુઓની નહાસભાગથી તેઓ જીતી ચુકેલા હતા.

---

૧ હીરૉ૰, ઈઞ૰ ૮, પ્ર૰ ૧૬. ૨ તેજ, પ્ર૰ ૧૧.
૩ તેજ, પ્ર૰ ૨૨.

# બાબ ૧૮.

# મહાત્મા જર્કસીસ (ક્ષયાર્શા).

( ઈ૦ સ૦ પુ૦ ૪૮૫ થી ઈ૦ સ૦ પુ૦ ૪૬૫ સુધી. )

## ૩.

## યુનાન ઊપરની ચહડાઈનું શેવટ.

( ઈ૦ સ૦ પુ૦ ૪૮૦ થી ઈ૦ સ૦ પુ૦ ૪૬૫ સુધી. )

૧. પાદશાહનો ફાંટો; થેસેલી અને ફોસીસ વચેની દુશ્મની—ફોસીસમાં ઇરાની ફોજની લુટફાંટ. ઇરાની ફોજનું બે ભાગમાં વહેચાવું; ડેલ્ફીનાં દહેરાંની લુટ માટે ચહડાઈ—હીરૉડોટસના વેહમી ફડાકા—દહેરાંની લુટ અને નાશ. એથન્સ ઉપર ચહડાઇ—તેને તાબે કરવું. યુનાની સરદારોમાં ફાટફુટ—થેમીસ્ટોકલીસનો દગો; ઇરાની બારકસો વીશે હીરૉડોટસની ઘાલમેલ. સાલામીસની લડાઈ—ઇરાનીઓની શીકસ્ત અને તેનાં કારણો. પાદશાહના પાછા ફરવા વીશે અટકળ; યુનાની લખનારાઓનો ઘોંટાળો.

૨. ઇરાની ફોજનું પાછું ફરવું—તેનાં શંકટોની કહાણી. માર્ડોન્યસની યુનાનમાં ફતેહો—એથન્સનો બીજી વારનો પાર્સી કબ્જો; એથીન્યનોની મદદે સ્પાર્ટનો—ઇરાની અને યુનાની લશ્કરોની ઘુરકા ઘુરકી—અસોપસના કાંઠા ઉપરથી યુનાનીઓનું નહાસવું—તેમનો ફુંબાલો—સ્પાર્ટનોનું હીચકારાપણું; પ્લેટીની લડાઇ—ઇરાનીઓની હાર—આંકડાઓની ગડમથલ. માઇકેલ ખાતે દરીયાઈ લશ્કરોનું ભેગું થવું—લડાઇ—ઇરાનીઓની શીકસ્ત—તેમના મદદગાર ઇયોન્યોનોનો દગો. ઈરાન અને યુનાન વચેનો છેલો ઝગડો. પાદશાહ ઉપર યુનાનીઓનું વેર—તેનું ભેપાળું; પાદશાહની ચાલચલણ.

### ફસલ ૧. ઉત્તર યુનાનની ફતેહ અને સાલામીસની લડાઈ.

( ઈ૦ સ૦ પુ૦ ૪૮૦—૪૭૯. )

ઈરાનના પાર્સી પાદશાહની ફતેહનો ડંકો આ વખ્તે આખા યુનાનમાં વાગી રહ્યો હતો, તેજ વેળા અગરજો તેણે સ્પાર્ટાના પદભ્રષ્ટ રાજા **ડીમારેટસ**ની શીખામણ માન્ય કીધી હોત, અથવા આટલી ફતેહો પછી તેણે હવે પોતાનાં રાજધાની શેહર તરફનો માર્ગ લીધો હોત, તો તેની કીર્તીને હવે પછી જે ઝાંખ લાગવાની હતી તેમાંથી તેનું નામ મોકળું થાત અને **કાઈરસ** તથા **દારાયસ** જેટલાં માન તથા મર્તબાને તે યોગ્ય ગણાત. પણ **જર્કસીસે** આ બેમાંનો એકે રસ્તો લીધો નહી અને પોતાની મરજી બલકે ફાંટાને આધીન થઇને તેણે પોતાના વીશ્વાસુ યુનાની ભોમીયાઓની સલાહ મુજબ ચાલવાની ના પાડી, જેનાં ઘણાં કડવાં ફળ નીપજ્યાં.

થેસેલીનું આખું પરગણું પાદશાહના તાબામાં આવ્યું અને ત્યાંનાં લોકોએ તેની ઘણી રેહબરી કીધી. આ લોકોને તેમની દક્ષીણે આવેલાં ફોસીસનાં પહાડી લોકો જોડે વારેવાર લડાઇઓ ચાલતી હતી, જેમાં થેસેલ્યનોને કશી ફતેહ મલી ન હતી. કહેછે કે થેસેલ્યનો પ્રથમ જ્યારે યુનાની એકસંપી રાજ્યોની તરફથી **જર્કસીસ** સામે લડવાને તૈયાર થયા હતા ત્યારે ફોસ્યનોની ઇચ્છા ઇરાનીઓને તાબે થઇ તેમની જોડે મળી જવાની હતી—એટલામાટે કે જ્યાં તેમના શત્રુ થેસેલ્યનો જોડાયલા હોય ત્યાં પોતે ભાગ

લેવો નહી. પણ પાછળથી જ્યારે યુનાની રાજ્યોએ થેસેલ્યનોને પડતા નાંખ્યા અને તેમનાં રાજ્યના બચાવના ઈલાજો લેવાની ના પાડી ત્યારે તેઓ પાદશાહને તાબે થયા, જે ઉપરથી ફોક્યનોએ ઉલટોજ માર્ગ પકડયો અને પોતે યુનાની રાજ્યો સાથ જોડાયા. હવે જ્યારે થેસેલીમાં પસાર થઈને થર્મોપીલીની બીજુને માર્ગે પાદશાહે ફોસીસ અને બીજાં રાજ્યોને સજા કરવાનો વીચાર કીધો ત્યારેબી થેસેલ્યનોની માંગણી છતાં ફોક્યનોએ તેમની જોડ દોસ્તી કરવાની ના પાડી, જે ઉપરથી થેસેલ્યનોએ ઇરાનીઓના ભોમીયા બનીને તેઓ તેમને ડોરીસમાં થઇને ફોસીસ ખાતે લઈ ગયા, જ્યાંના લોકો વતન છોડીને નહાસી ગયાં હતાં. ત્યાંનાં અગત્યનાં શેહરો તથા દહેરાંઓને આગ લગાડીને તેમનો નાશ કરવામાં આવ્યો. પછી આગલ વધીને ફતેહમંદ ઇરાની ફોજે બીજાં બાર શેહરો અને કસ્બાઓને ઉજડ કીધા અને ત્યાંનાં દહેરાંઓ બાળી નાંખ્યાં. આ દહેરાઓમાંનું એક તો યુનાનીઓના એક મુખ્ય દેવતા એપોલોનું હતું. તે ઘણું માતબર હતું અને તેની લુટમાં અલબતે મોટો ખજાનો હાથ લાગ્યો હતો.

આ રીતે શેહરો અને કસ્બાઓ લુટતો અને વેરાન કરતો પાદશાહ **જર્કસીસ** ફોસીસની દક્ષીણ સરહદ ઉપરના પેનોપીઅ નામે કસ્બા ખાતે આવી પુગ્યો, જ્યાંથી તેણે પોતાની મોટી ફોજને બે ભાગમાં વહેંચી નાંખી. આ બેમાંની એકની સરદારી તેણે પોતે લીધી, અને બીયોક્યાનાં પરગણામાં થઈને એથન્સ તરફ ચાલ્યો. તેની બીજી ફોજ ડેલ્ફીનું મોટું દહેરૂં લુટવા અને ફના કરવા ચાલી. **રૉલીન્સન** વાજબી લખેછે કે ઇરાનીઓએ મુર્તી પુજાનો નાશ કરવાના હેતુથી જો બને તો સઘળાં મુખ્ય યુનાની દહેરાંઓ ભાંજી નાખવાનો નીશ્ચય કર્યો હતો.[૧] પણ **હીરૉડોટસ** પોતાના દેવતાઓના ખરા ભકત દાખલ મોટા હરખ સાથ લખેછે કે આ માતબર અને વખાણ પાંમેલાં દહેરાંને લુટવામાં ઇરાનીઓ ફતેહ પામ્યા નહી, પણ ભારી ખુહારી ખમીને ઉભી પુછડીએ નાઠા! અને આ નામોસી ભરેલી નહાસભાગનું કારણ એ હતું કે દહેરાંનો બચાવ તે ઉપરના મવકલ દેવતાએ કીધો અને તેણે અણદીઠ રહીને ઇરાનીઓને ગભરાવી માર્યા તેમજ તેમનો ભારી સંહાર કર્યો! આ દહેરાંની દોલતને માટે આપણો તવારીખનવેશ લખેછે કે ઇરાનીઓની ચહડાઈની ખબર પડતાંજ ડેલ્ફીનાં લોકો બીધાં અને હવે આ દોલતનો બચાવ કેમ કરવો તે વીશે વીચારમાં પડયાં. તેઓએ પોતાના દેવતાની એ બાબતમાં સલાહ લીધી ત્યારે તેણે ઉત્તર દીધો કે મારા ખજાનાને કોઈએ હાથ લગાડવો નહી, કેમકે જે કંઈ મારૂં છે તેનું હું પોતેજ રક્ષણ કરવાને શકતીવાન છું. આ ઉપરથી ડેલ્ફાયનોએ ખજાનાને જ્યાંનો ત્યાં પડતો નાંખીને પોતાના કુટંબ કબીલાનો બચાવ શોધ્યો, અને પછી પોતાની ખાનગી પુંજી હતી તેને કોરીક્યાના ગુફામાં છુપાવીને પોતે આસપાસનાં ગામો અને કસ્બાઓમાં નહાસી ગયા. આ રીતે ડેલ્ફી શેહરમાં દહેરાંની નોકરીમાં માત્ર ત્યાંનો એક ભવીષવાણી કહેનાર અને ૬૦ પુજારીઓ સીવાય બીજો એકે જીવડો રહ્યો નહી.

---

૧ રૉલી૰ કૃત હીરૉ૰, દફ૰ ૮, સફે ૩૪.

હવે જ્યારે ઇરાનીઓ બહુ નજદીક આવી લાગ્યા ત્યારે ઉપલા પેગામ્બરે કંઈ અચરત જેવું દીઠું. તે એકે દેવતાનું પવીત્ર બખ્તર, જેને કોઇબી આદમી અડકી પણ શકતો ન હતો, અને જેને દહેરાંના મહિલા ભાગમાં રાખવામાં આવ્યું હતું, તેનો એક ભાગ દહેરાંના દરવાજાની બહાર આવી પડયો હતો. આ દેવતાનો એક મોટો ચમત્કાર હતો, પણ જ્યારે ઇરાની ફોજે શેહરમાંનું મીનર્વા દેવીનું દહેરૂં લુટવાનો કસ્દ કીધો ત્યારે એક નવો ચમત્કાર નજરે પડયો. એકદમ એક ભારી તુફાન થઈ આવ્યું અને પર્નાસસ નામના પર્વતને મથાળેથી ખડકના બે મોટા કકડાઓ ગબડતા ગબડતા નીચે આવીને ઇરાની ફોજ ઉપર પડયા, જેથી તેમની મોટી સંખ્યા કચડાઈ મુઈ. આ ઉપરાંત વળી દેવીનાં મંદીરમાંથી જંગી પોકાર અને ફતેહના આવાજ થવા લાગ્યા. આ સઘળાંથી ઇરાની લશ્કર એટલું તો ગભરાઈ ગયું કે તેઓએ લુટ ચલાવવાને બદલે નહાસવા માંડયું, અને પેલા ૬૦ ડેલ્ફીયનો, જેઓ છુપાઇ બેઠા હતા, તેઓએ બહાર નીકળી આવીને પોતાના દુશ્મનોની પુઠ પકડીને તેમને ખુબ માર્યા, અને તેઓમાંથી જેઓ બચ્યા તેઓ બીયોશ્યામાં ભરાઈ ગયા. તેઓએ ઉપલા ચમત્કારો ઉપરાંત વળી બીજું એવું કહ્યું કે અમારી પુઠે બે રાક્ષી કદના ઇનિસાનો લાગ્યા હતા અને અમારામાંના ઘણાનો ઘાણ કહાડયો હતો !!

આ સઘળો હેવાલ આપણા તવારીખનવેશે જેમ જણાવ્યોછે[1] તેમ અમે લીધોછે, જે ઉપરથી માલુમ પડેછે કે તે કેટલો બધો વેહમી હતો અને દેવતાઓના ચમત્કારોની સઘળી વાતો કેવા ભોળા ભાવથી ખરી માનતો હતો. પણ આપણ આ સઘળા હેવાલને કશો વજન આપીશું નહી. દેવતાનું બખ્તર દહેરાંની બહાર આવી પડયું તે, તેમજ પર્વત ઉપરથી પથરના ગંજાવર કકડાઓ તુટી પડયા, તથા વળી દહેરાંમાંથી જંગ અને ફતેહના પોકારો થયા, એ સઘળાંમાં **હીરોડોટસ**ની કલ્પના નહી હોય તો તેને એ હેવાલ જણાવનારાઓએ ઠગેલો હોવો જોઇયે; અથવા જો એ બનાવ ખરેખર બન્યોજ હોય તો એક આજનો સુધી તવારીખનવેશ[2] લખેછે તેમ દેવતાને નામે દહેરાંના રખેવાળોએ આ યુકતીઓ છુપી રીતે આગમજથી કરી રાખેલી હોવી જોઇયે. પણ આ સઘળા હેવાલની ઠગાઇ ભરેલી રચનાનું જે અંદરખાનેનું મુળ કારણછે તે તો એવું દેખાડવાનું છે કે ઇરાની ફોજ ડેલ્ફીનું દહેરૂં આ સઘળા દેવતાઇ ચમત્કારોને લીધે જીતી શકી ન હતી. પણ **હીરોડોટસ**ની કથાનો આ સાર સઘળા જુનાની લખનારાઓ સ્વીકારી ગયાં નથી. **પ્લુટાર્ક** આપણને જણાવી ગયોછે કે ડેલ્ફીનું દહેરૂં ઇરાનીઓએ ખરેખર બાળી નાંખ્યું હતું.[3] જો આ વાત ખરીજ હોય તો આપણ કહીશું કે આ

---

૧ હીરોં, દફ્૦ ૮, પ્૦ ૩૭—૩૯.

૨ રૉલીન્સન. તે લખેછે કે જેમ આ વર્ષે તેમજ ઇ૦ સ૦ પુ૦ ૨૭૯ નાં વરસમાં ગૉલ લોકો ડેલ્ફીનું દહેરૂં લુટવા આવ્યા તે વેળા પુજારીઓએ તેનો બચાવ કરવાની એક એવી યુકતી શોધી કહાડી કે જેથી લુટવા આવનારાઓનાં મનમાં વેહમ ભરેલી ધાસ્તી પેદા થાય, અને રહેવાસીઓનો ધર્મી એતેકાદ મજબુત થાય. રૉલી૦ કૃત હીરોં૦, દફ્૦ ૪, સફે ૨૪૨, નોટ ૫. ૩ તેજ.

દેવસ્તાનની મોટી દોલત ઇરાની પાદશાહે હાથ કીધા પછી ત્યાંના સઘળાં દેવસ્તાનોને ફના કરવાના ઠરાવ મુજબ આ દહેરાંમાંનાંની મુર્તીઓ વગેરેની ભાંજફોડ કરીને તેને લગાડી મેલેલું હોવું જોઇયે.

આ રીતે જ્યારે ડેલ્ફીનાં દહેરાંની વ્યવસ્થા થઇ ત્યારે પાદશાહ **જર્કસીસ**ના હાથ તળેની ફોજ, જે એથન્સ તરફ ચહડી ગઇ હતી, તે એ મોટાં શેહરનો કબ્જો લઇ ચુકી હતી. પાદશાહની ફોજ ફોસીસને ઉજડ વાળીને પોતાનાં શેહર તરફ આવેછે, એવી ખબર મળતાંજ એથીન્યનોએ પોતાનાં બચ્ચાં બાલાંઓને બનતી ઉતાવળથી વહાણોમાં ભરીને ઇજાઇના, સાલામીસ અને ત્રીજન ખાતે મોકલી આપ્યાં, અને પોતે લડવા માટે મુકરર કીધેલી જગા ઉપર જઈ બેઠા. ફોસીસને વેરાન કરીને **જર્કસીસ** બીયોશ્યામાં દાખલ થયો. થીબ્સને કશી હાણી નહી પુગાડતાં પોતાની સામે કમર કશનારાં થેસ્પ્યન અને પ્લેટીયન લોકોનાં શેહરોને તેણે બાળી નાંખ્યાં. હ્યાંનાં રહેવાસીઓ પોતા ઉપર ગુજરનાર આફત આગમજથી ચેતી જઇને પોતાનાં શેહરો છોડી ગયાં હતાં. આ કામોથી પરવારીને પાદશાહ એથન્સમાં દાખલ થયો, પણ તેણે તે શેહરને ઉજડ વળેલું દીઠું. ત્યાં માત્ર થોડાંજ લોકો હતાં, જેઓ દહેરાંનો બચાવ કરવા રહેલાં હતાં. આ પાંચ દશ માણસોને પણ **હીરૉડોટસ** એટલો બધો વજન આપતો જણાયછે કે તેમને જીતવાને માટે ઇરાનીઓને ભારી મહેનત પડેલી જણાવેછે ! ૧ દહેરાંના આ ગણત્રીના પુજારીઓએ શેવટ સુધી તેનો બચાવ કીધો, અને ઘેરો નાંખ્યા છતાંબી ઇરાનીઓનું કશું વળ્યું નહી. પાદશાહની ફોજમાંના એથીન્યનોએ તેમને સમજાવ્યા છતાં પુજારીઓ તાબે થયા નહી. અંતે એક અણદીઠ છુપા માર્ગમાંથી પાર્સીઓ દહેરાંમાં પેઠા, પુજારીઓને કાપી નાખ્યા, દોલત લુટી લીધી અને પછી શેહરને આગ લગાડી.

આ ફતેહ પછી પાદશાહે સુસા ખાતે પોતાના કાકા **આર્તાબાનસ** (અર્દવાન) ઉપર પેગામ મોકલીને કહેવાડયું કે હ્યાં સુધી તો મારી બાજુને જશ મળ્યો હતો. પણ એવોજ જશ પાદશાહને હવે પછી મળ્યો નહી. આર્ટીમીશ્યમ ખાતેથી નીકળીને યુનાની કાફલાએ કૉરીન્થની સંયોગી ભુમી તરફ પેલોપોનીસસના ભુશલાકાનો બચાવ કરવાનો ઠરાવ રાખ્યો હતો, પણ તે ઠરાવ એથીન્યનોને પસંદ હતો નહી. થર્મોપીલીની ફતેહ પછી હવે આર્ટીમીશ્યમ ખાતે રહેવું ગેરસલામતી ભરેલું સર્વે યુનાની રાજ્યોને લાગ્યું, અને એથન્સ શેહર પાદશાહને તાબે થયા પછી હવે તેઓએ છેક દક્ષીણ તરફજ ઉતરી જવા ચાહ્યું. પણ યુનાની કાફલામાં ૧૨૭ બારકસો એથીન્યનોનાં હતાં, માટે **થેમીસ્ટોક્લીસે** કાફલાના વડા **યુરીબાયડીસ**ની મુલાકાત લઇને તેને સમજાવ્યો કે તેઓએ કોરીન્થ તરફ જવું નહી પણ સાલામીસના ટાપુ આગળ ઉભા રહેવું અને ચહડાઇ લાવનારા દુશ્મનોને ત્યાંજ લડાઈ આપવી. આમ કરવાની આ એથીન્યન સરદારની નેમ પોતાનાં રાજ્યના બચાવ માટેની હતી, પણ જ્યારે તેમાં તે નીષ્ફળ થયો ત્યારે તેણે ધમકી આપી કે અગરજો સાલામીસ ખાતેથી કાફલો ઉપડી જશે તો એથીન્યનો પોતાનાં

૧ હેરો ૮, પ્ર૦ ૫૨.

સઘળાં બારકસો છુટાં પાડીને ઇટાલી તરફ હંકારી જઈ ત્યાં એક સંસ્થાન વસાવશે. **થેમીસ્ટોક્લીસ**ની આ ધમકીથી **યુરીબાયડીસ** ઉપર કંઇક અસર થઇ, પણ કૉરીન્થયનો તથા બીજાઓ બડબડવા લાગ્યા. આ ઉપરથી **થેમીસ્ટોકલીસે** એક જાસુસને છુપી રીતે આર્ટીમીશ્યમ ખાતે પડેલા ઇરાની કાફલા તરફ મોકલ્યો અને પોતે પાદશાહની પક્ષનો છે એમ દગાથી ઠગાઈ ભરેલું કહેવાડીને ખબર આપી કે યુનાની કાફલા ઉપર જો ઇરાનીઓએ ફતેહ મેળવવી હોયતો એકદમ સાલામીસ તરફ કુચ કરીને તેને ઘેરી લેવો, કેમકે જો ઢીલ થશે તો યુનાનીઓ કૉરીન્થ તરફ નહાસી જશે. આ ખબર ખરી માનીને ઇરાની કાફલાએ એકદમ ચહડાઇ લઇજવાનો મનસુબો કર્યો.

આ બનાવની આગમચ **જર્કસીસે** એથન્સ ખાતે પોતાનાં સઘળાં લશ્કરોના સરદારો, રાજાઓ અને સેનાપતીઓને બોલાવીને તેમનો મનસુબો પુછયો કે હવે શું કરવું ? કેટલાકોએ ખુશ્કીને માર્ગે આગળ વધવાનો અને બીજાઓએ સાલામીસ ખાતે દુશ્મનો જોડે લડાઈ કરવાનો અભીપ્રાય આપ્યો. મોટો ભાગ છેલાં મતને મળતો હોવાથી પાદશાહેબી આ લડાઇનો ઇરાદો રાખ્યો, એટલામાં **થેમીસ્ટોકલીસ** તરફનો પેગામ મળ્યાથી દરીયાઈ લડાઇની તલબ વધારે થઇ. આ એથીન્યન સરદાર ઉપલો સંદેશો મોકલવામાં મોટો દગો રમ્યો હતો. તેની મતલબ ઇરાનીઓને સાલામીસ તરફ ઘસડીને ત્યાંજ લડાઇ કરાવવાની હતી, કેમકે એ ટાપુ ખાતેજ સઘળા એથીન્યનોએ આશ્રો લીધો હતો, માટે જો એ ટાપુને બચાવ વીના પડતો નાંખવામાં આવે તો તેના સઘળા વતનીઓનો નાશ થશે એવો તેને ભય હતો. પણ બીજાં યુનાની રાજયોનું કહેવું એવું હતું કે પાદશાહે યુનાનનો ઉત્તરનો અરધો ભાગ તાબે કરી લીધોછે ત્યારે હવે સાલામીસ ખાતે લડાઇ કરવામાં ફાયદો કશો નથી. ત્યાં જો યુનાનીઓની હાર થાય તો પછી પેલો પોનીસસ ઇરાની કાફલા વડે જરૂર નાશ પામે. એટલામાટે તેઓ આ છેલ્લી લડાઈ સાલામીસને બદલે કોરીન્થની સંયોગી ભુમી તરફ લડવા માંગતા હતા. આ તકરારો યુનાની કાફલાઓના આગેવાનોની મંડળીમાં ચાલતી હતી. એટલામાં ખબર મળી કે ઇરાની કાફલાએ યુનાનીઓને ઘેરી લીધાછે. આ ઉપરથી શેવટે **થેમી-સ્ટોકલીસ**ની મતલબ મુજબ થયું અને સાલામીસ ખાતેજ રહીને લડાઇ કરવાનો સઘળા યુનાનીઓએ ઠરાવ કર્યો.

યુનાની કાફલામાં આ વખ્તે આર્ટીમીશ્યમ ખાતેની લડાઈ વેળા કરતાં ૫૪ બારકસો વધારે હતાં એમ જણાયછે. **હીરૉડૉટસે** ગણત્રી આપીછે તે મુજબ નાનાં બાદ કરતાં સઘળાં મળીને ૩૭૮ મોટાં બારકસો હતાં, જોકે **થ્યુસીડીડીસ**ની ગણત્રી મુજબ ૪૦૦ અને **ટીસ્યસ** પ્રમાણે ૭૦૦ બારકસોએ આ લડાઇમાં ભાગ લીધો હતો.[૧] એ રીતે જ્યારે **હીરૉડૉટસે** યુનાની કાફલાની સંખ્યા દેખાડીછે ત્યારે તેણે શરેસ્તા મુજબ ઇરાનીઓની સંખ્યા વધારે મોટી જણાવીછે. તે જણાવવાની હીમત કરેછે કે પાદશાહ પોતાની કુચ વખ્તે જેટલાં બારકસો યુનાન ખાતે લાવ્યો હતો તે સઘળાંએ આ

૧ થ્યુસીડીડીસ, પેલોપોનીશ્યન લડાઇની તવારીખ, દફ૦ ૧, પ્ર૦ ૭૪.—રૉલી૦ કૃત હીરૉ૦, દફ૦ ૪, સફે ૨૪૭, નોટ ૩.

લડાઇમાં ભાગ લીધો હતો ! હવે ઇરાની કાફલામાં એજ તવારીખનવેશના લખ્યા મુજબ સઘળાં મળીને ૧૩૨૭ બારકસો હતાં, જેમાંનો શુમારે અરધો ભાગ (૬૦૦ બારકસો) તો અનેક તુફાનોની ખરાબીઓમાં નાશ પામ્યો હતો, અને આશરે પચાશેક આર્ટીમીશ્મની લડાઇમાં નાશ પામ્યાં તથા સપડાયાં હતાં. માટે જો સાલામીસની લડાઇમાં બાકી રહેલાં સઘળાં ઇરાની બારકસોએ ભાગ લીધો હોય તો તે સાડીછશોથી વધારે હોય નહી. પણ આપણો તવારીખનવેશ કહેછે કે પોતાની કુચને દરમયાન માર્ગમાં **જર્કસીસે** પોતાના કાફલામાં ઘણો વધારો કીધો હતો અને યુનાનમાં પેવશ થઈ ફતેહો કર્યા પછીબી તેણે દરીયાના કાંઠાં પરની તાબેદાર પ્રજાઓ કનેથી બારકસોની મદદો મેળવી હતી. પણ આ મદદો જો ખરેખરી મળીજ હોય તો તે દમ વીનાની હોવી જોઇયે. **રૉલીન્સન** પોતે આમ કબુલ કરેછે, અને એ સુધો તવારીખનવેશ સાર એંચેછે કે યાતો **હીરૉડોટસે** ઇરાની કાફલાને ગયલી ખોટની સંખ્યાને અતીઘણી વધારી દીધીછે અથવા તો સઘળા યુનાનીઓએ સાલામીસની લડાઇમાં ભાગ લેનારી ઇરાની ફોજને અતીઘણી વધારી મેલીછે.[1] વળી ઇરાની કાફલામાં પ્રથમથીજ ૧૩૨૭ બારકસો હતાં, એમ **હીરૉડોટસ** જણાવેછે, પણ બીજાઓએ એ સંખ્યાને ૧૨૦૦ સુધી અને **ટીસ્યસ** તથા **પ્લેટો** તો માત્ર ૧૦૦૦ સુધી ઘટાડી મેળીછે. આ ઉપરથી જણાયછે કે **હીરૉડોટસ** પોતેબી આંકડાઓની વધઘટ કરવાની લાલચ છોડી શકયો નથી. **ગ્રોટ** પણ તેના ઉપલા સખુન ઉપર શક લઈ જાયછે. વળી કર્નલ **લીક** નામે એક યુનાનનો મુસાફર વાજબી તકરાર કરેછે કે યુબીયાના ટાપુના કાંઠા ઉપરનાં થોડાંક શેહરો, તેમજ ઇજીયન સમુદ્ર માંહેલા નાના ટાપુઓ, જેઓમાંના એકેબી યુનાની કાફલામાં ચારથી વધારે બારકસો ભેગાં કરી આપેલાં નહી, તેઓ પાદશાહ **જર્કસીસની** અરધી અરધ ફોજ જેટલાં બારકસો, જેમને મીસર અને એશ્યા મૈનર ખાતેથી ભેગાં કરતાં વરસો લાગ્યાં હતાં, તે આ નાનાં મુફલેસ ટાપુવાળાઓ ભેગાં કરી આપે એ માનવું અશકય છે.[2]

ઇરાની કાફલાથી પોતાને ઘેરાઈ જતાં જોઇને યુનાની બારકસો સાલામીસનો કાંઠો છોડીને દરીયે પડયાં અને તુર્તજ પાદશાહની ફોજે તેઓ ઉપર હુમલો કીધો. આ બનાવ જોતાંજ કેટલાંક યુનાનીઓએ પાછા કીનારા તરફ નહાસી જવાની તજવીજ કીધી. લડાઇ ઘણી જોશમાં ચાલી, અને આર્ટીમીશ્યમ કરતાં હ્યાં ઇરાનીઓ ભારી હીમત સાથ લડયા, કેમકે પાદશાહ પોતે આ લડાઇમાં હાજર હતો. પણ એમ છતાંબી **હીરૉડોટસ**ની નજરમાં ઇરાની બારકસો બળ અને બહાદુરીમાં યુનાનીઓ જેવાં ન હતાં. આ લડાઇમાં યુનાનીઓ ફાવ્યા, જેઓમાં સર્વેથી વધારે બહાદુરી ઇજીનેટન બારકસોએ બતાવી હતી. શરેસ્તા મુજબ યુનાનીઓનાં થોડાંજ પણ ઇરાનીઓનાં પુષ્કળ બારકસો તેમજ માણસો નાશ પામ્યાં ! યુનાનીઓ તરી જાણતા હતા પણ ઇરાનીઓને એ હુનર આવડતો ન હતો, તેથી ઘણા યુનાનીઓ સાલામીસના કાંઠા ઉપર સહી સલામત જઇ

---

૧ રૉલી૦ કૃત હીરૉ૦, દફ૦ ૪, સફે ૨૫૬, નોટ ૪.

૨ તેજ, સફે ૨૫૫, નોટ ૪.

પુગ્યા, પણ ઇરાનીઓ ડુબી મુઆ. એથીન્યનોએ લડાઇની જગા ઉપર અને ઇજી-નેટનોએ નહાસતી વેળા ઇરાની કાફલાનાં બારકસોનો પુષ્કળ ઘાણ કહાડયો, અને એ રીતે લડાઇનું શેવટ યુનાનીઓની તરફેણમાં ઉતર્યું. આ યુદ્ધમાં ઇરાનીઓને તેમના દુશ્મનો કરતાં તેમનાં પોતાનાંજ બારકસોથી વધારે ખમવું પડયું. તેઓએ પોતાની મોટી સંખ્યાને લીધે બારકસોની ત્રણ હાર બનાવી હતી. પણ જ્યારે પહેલી હારવાળાં બારકસો લડાઈ કરતાં ત્યારે બીજી અને ત્રીજી હારવાળાંઓ પોતાનું બળ અજમા-વવાથી બેનસીબ રહ્યાં હતાં. હવે એક ગમથી જ્યારે પહેલી હારવાળાં બારકસોને એકલે હાથે દુશ્મનો સાથ લડાઈ ચલાવવી મુશ્કેલ પડી અને તેમને પાછળ હઠવાની ફરજ જણાઇ ત્યારે બીજી હારવાળાં બારકસોએ તેમનો માર્ગ ઘેરી રાખ્યો. એ હાર વાળાં પોતાની બાહદુરી દેખાડવા માટે આગલ ધસવાજ માંગતાં હતાં માટે તેઓ પેલાં પાછાં હઠતાં બારકસો સાથ અથડી પડયાં, અને એવી અથડાઅથડીમાં ઘણો ઘાણ નીકળી ગયો.[૧] **ડાયોડોરસ**ના જણાવ્યા મુજબ આ લડાઇમાં ઇરાનીઓનાં ૨૦૦ ત્યારે યુનાનીઓનાં માત્ર ૪૦ બારકસો નાશ પામ્યાં હતાં, અને એ ઉપરાંત ઇરાનીઓનાં પક-ડાયાં હતાં તે તો જુદાં.[૨] પણ આ ઉપરાંત ઇરાનીઓની એક બીજી ખરાબી થઈ હતી. સાલામીસ ખાતે યુનાનીઓની ઉપર ચહડાઈ લઈ જવા જ્યારે તેમનો કાફલો ઉપડયો ત્યારે પાદશાહ સાઇટેલ્યા નામે એક નાના ટાપુ ખાતે એક મોટી ઇરાની ફોજને રાખી ગયો હતો. આ નાનો ટાપુ એટીકાના ભુશલાકાની પશ્ચીમ બાજુએ તેની અને સાલામીસના ટાપુની વચે આવેલો હતો. લડાઇ પુરી થયા પછી **એરીસ્ટાઈડીસ** નામે એક એથીન્યન સરદારે એક મોટી ફોજ લઇ જઇને આ નાના ટાપુ ખાતેની ઉપલી ઇરાની ફોજને વગર લડાઇ લડવે એકદમ કાપી નાંખી હતી.

આ સઘળા બનાવો ઇ૦ સ૦ પુ૦ ૪૭૯ ના સપ્ટેંબર માસમાં બન્યા. જંગને બીજે દીને યુનાનીઓએ પાછાં બારકસો ભેગાં કરીને નવી લડાઇ માટે તૈયારી કીધી, કેમકે તેમને ધાસ્તી હતી કે ઇરાનીઓ નવેસરથી હુમલો કર્યા વીના રહેશે નહી. પણ આમ બન્યું નહી. કહેછે કે સાલામીસની લડાઇ પછી પાદશાહનો જીવ બહુ ખાટો થઇ ગયો અને યુનાની કાફલો રખેને હેલેસ્પોંટ તરફ દોડી જઇને ત્યાં બાંધેલો પુલ ભાંજી નાંખે, એવો ભય રાખીને તે યુનાનની ફતેહ પોતે જાતે કરવાનું પડતું નાંખીને એશ્યા તરફ નાઠો, જે વીશેની ખબર યુનાનીઓને પડતાંજ તેઓ યુબીયાના ટાપુનાં અગ્નીખુણાં તરફ આવેલા એન્દ્રોસના ટાપુ સુધી દોડયા પણ તેઓ ઇરાનીઓને પકડી શકયા નહી. હવે **હીરોડોટસે** પોતે લખ્યુંછે કે સાલામીસની લડાઇમાં પાદશાહનું દરીયાઇ બળ લગભગ ૧૩૦૦ બારકસોનું હતું તે વાત જો ખરી હોય,[૩] અને **ડાયોડોરસ**ના લખ્યા મુજબ જો આ લડાઇમાં ઇરાનીઓનાં બશે બારકસોજ નાશ પામ્યાં હોય તો હજુ પોતાની કને શુમારે ૧૦૦૦ બારકસો છતાં ઇરાની કાફલો શા માટે યુનાનનો દરીયો

૧ પુરા૦ પાદ૦, દફ૦ ૪, પ્ર૦ ૭, સફે ૪૭૬.
૨ રૌલી૦ કૃત હીરો૦, દફ૦ ૪, સફે ૨૭૮, નોટ ૪.
૩ તેનું ખોટાર્ઇ ઉપર આપણ જોઇ ચુકયા છીયે.

છોડીને હંકારી જાય, તેની સમજ પડતી નથી. વળી એક ગમથી આ કાફલો હેલેસ્પોંટ તરફ ઉપડી ગયો કે બીજી ગમથી જર્કસીસ પોતે પણ પોતાની મોટી ફોજ લઇને એશ્યા તરફ ઉપડી ગયો હતો; એનું કારણ શું? જો હેલેસ્પોંટના પુલની સલામતી માટે તેને ધાસ્તી હોત તો ત્યાં થોડાંક શો બારકસો મોકલવાથી તેનું કામ સરત. અને તેમ છતાં સઘળા કાફલાને ત્યાં રવાના થવાનો હુકમ આપીને પાદશાહ પોતેબી યુનાન કાંય છોડી જાય? તેતો ઠેક એથન્સ સુધી ફતેહમંદ ચહડાઇ લઈ જઈ ચુકયો હતો. બચીત, યુનાની લખનારાઓએ યુનાન છોડી જવાનું જર્કસીસનું ખરૂં કારણ આપણને જણાવ્યું નથી. અમને લાગેછે કે ઇરાન ખાતેથી તેની લાંબા દીવસોની ગેરહાજરીનો લાભ લઇને કોઈ હાકમ અથવા સરદારે બલવો કરવાની તજવીજ કીધી હોય અને તેને ખુદ પોતાની હાજરીથીજ બેસાડી દેવાની પાદશાહને જરૂર જણાઈ હોય, અને તેટલામાટે તે યુનાન ખાતેની પોતાની સઘળી ફતેહોને આટલાંમાંજ અટકેલી રાખીને જર્કસીસે ઇરાન તરફ કુચ કીધી હોય. તેને યુનાનીઓ કોઈ નહી જીતી શકાય એવા જબરા શત્રુ મળ્યા હતા એવું તો કશું હતુંજ નહી. તે એથન્સને તાબે કરવાની પોતાની અસલ નેમમાં તો પાર પડી ચુકયો હતો, અને વળી યુનાનની જમીનને પોતાનાં લશ્કરી બળના ધાક વીના નચીંત રાખીને પણ તે તેને છોડી ગયો ન હતો. એટલા ઉપરથી અનુમાન કરવાને કારણ મળેછે કે જર્કસીસને ઇરાન ખાતે ઉપડી જવાનો મજબુત સબબ હતો જે વીશે યાતો યુનાનીઓને ખબર ન હોય, અથવા તો તેઓએ તે સબબ જાહેર નહી કરતાં પાદશાહને નહસાડવા વીશેની ખાલી બડાઇ મારવાનું ખુલ્લું મેદાન હાથ કર્યું હોય. ગમે તે હોય પણ પાદશાહની યુનાન છોડી આવવાની ઉતાવળનું ખરૂં કારણ શોધી કહાડવું મુશ્કેલ છે.

## ફસલ ૨. પાદશાહની વીદાયગીરી પછીના બનાવો.

(ઇ૦ સ૦ પુ૦ ૪૭૯ થી ઇ૦ સ૦ પુ૦ ૪૬૫.)

આપણે આટલી વાત ચોકસ માનવી કે પાદશાહ જર્કસીસને યુનાનથી પાછો ફરવાનો કોઈ ચોકસ સબબ હતો. પોતાના સરદાર માર્દોન્યસને ૩૦૦૦૦૦ માણસોની ફોજ સાથ થેસેલી ખાતે રાખીને પાદશાહ જે માર્ગે આવ્યો હતો તેજ માર્ગે પાછો ફર્યો. માર્ગમાં તેની ફોજ ઉપર ખોરાકીની બહુ વેહેલા પડેલી કહેવાયછે; પણ જ્યારે યુનાન તરફની કુચ વખ્તે ઠેકાણે ઠેકાણેના હાકમોએ તેની ફોજોને જીયાફતો આપીને આગતા સ્વાગતા કીધી હતી[૧] ત્યારે વળતી કુચ વખ્તે આ ફોજ ભુખમરો ખમે એ કેવળ અસંભવીક લાગેછે. હીરૉડોટસ વર્ણન કરેછે કે માર્ગમાં ઇરાની ફોજે જે જે ખેતરો મળ્યાં તેમાંનો દાણો સાફ કરી નાંખ્યા ઉપરાંત ઝાડોનાં ફળફુલ અને પાદડાં પણ તીડોની પેઠે ખાઇ નાંખ્યાં, એટલુંજ નહી પણ તેમની છાલ અને ઘાસ પણ ચાવી ખાધાં![૨] બચીત, આ વર્ણનથી યુનાનીઓ રાજી થયા વીના રહે નહી, કેમકે તેમનું વતન જીતવા આવનાર એક પરદેશી, દીનદુશ્મન, 'જંગલી' પાદશાહ ઉપરનાં આ

૧ હીરૉ૦, દફ૦ ૭, પ્ર૦ ૧૧૯. ૨ તેજ, દફ૦ ૮, પ્ર૦ ૧૧૫.

ભુખ્ખમરાનાં શંકટો કંઇ થોડાં ન હતાં. વળી એક સુધો (!) યુનાની લખ્ખનાર[૧] કહેછે કે પાછા ફરતી વખ્તે સ્ત્રાઇમન નદીનાં પાણી થંડીને લીધે બંધાઇ ગયાં હતાં, જે ઉપરથી પસાર થતી વેળા તડકો પડયો અને બરફ પીગળી ગયું, અને ઇરાની ફોજનો મોટો ભાગ ડુબી મુઓ ! આમાં કેટલી સચાઇ છે તેનું આપણ પોતે તોલ કરી શકીશું. એકજ દીવસમાં સઘળું બરફ પીગળી જાય એ વાત માનવાની **રૉલીન્સન**[૨] અને **ગ્રૉટ**[૩] જેવા લખ્ખનારાઓ ના પાડેછે, પણ **કૉક્સ** તો કહેછે[૪] કે એમ બનેજ નહી. તે તદન વાજબી તકરાર લાવેછે કે નદી આશરે ૨૦૦ વાર પહોળી હતી, જેનાં બંધાઇ ગયલાં પાણી ઉપરથી લખો માણસોની ઇરાની ફોજ ચાલી શકી તો આ બંધાયલાં પાણીની જાડાઇ ૧૨ થી ૧૮ ઇંચની હોવી જોઇયે. અને એવડું જાડું બરફ એક રાતમાં બંધાય એ કેવળ અશ્કય છે; એ બરફ ઉપરથી લખો માણસોએ બે કલાક સુધી મંજલ કાપ્યા પછી ઓરશેદની ગર્મીથી તે બરફ એકદમ પીગળી જાય એ કેવળ નહી બને એમ છે; અને તેટલામાટે ઇરાનીઓ નદીમાં ડુબી મરી જાય એ કેવળ કલ્પીત છે. પહેલો તવારીખ્ખનવેશ વાજબી સવાલ કરેછે કે આ નદી ઉપર પાદશાહે પુલ બાંધેલો હતો તેનું શું થયું ? તે પુલ પડતો નાખીને લશ્કર નદીમાં ઉતરે એબી કેવળ અશકય છે. ટુકમાં યુનાનીઓની અને તેમાં અગત્ય કરીને **હીરૉડોટસ**ની આ સઘળી કહાણી રૂપી વીગતો તદન બનાવટ ભરેલી છે. પણ તેણે અને બીજાઓએ તો એમજ દેખાડવું છે કે ઇરાનના પાદશાહ ઉપર તેમના દેવતાઓનો કોપજ ઉતરેલો હતો માટે તે ઉભી પુછડીએ નાઠો અને નહાસીનેબી સહી સલામત પોતાને દેશ પુગો નહી પણ માર્ગમાં તેના ઉપર બહુ વેહલા પડી અને તે પોતેબી મરતો મરતો બચી ગયો. **હીરૉડોટસ** લખેછે કે **જર્કસીસ** આ રીતે પાછો ખુશ્કીને માર્ગે હેલેસ્પોંટ તરફ ગયો, પણ ત્યાંનો પુલ તો તુફાન થવાથી ભાગી ગયો હતો. (આ કૌતુકબી દેવતાઓનાંજ હોવાં જોઇયે !) માટે તેને એક વહાણમાં સવાર થવું પડયું, જેને માટે પણ કહેછે કે ખાડી પસાર કરતાં તે ભાગી જતું જરા જરામાં બચી ગયું હતું ![૫]

પાદશાહ **જર્કસીસ**ની યુનાન દેશ ઉપરની મહાભારત ચહડાઇનાં પરીણામ વીશે **હીરૉડોટસ** અને બીજા યુનાની લખ્ખનારાઓ આપણને ગમે એટલી સચાઇનાં ડોળથી ચોકસ અસંભવીક, શહરાવેલી અને કેટલીક બાબતોમાં ખોટી વાતો જણાવી જાય તે માનવાને પાર્સીઓ બંધાયલા નથી; કારણ કે સુધા અને સાચા યુરોપીયન તવારીખ્ખનવેશો પોતે

---

૧ ઇસ્ચીલસ, જે એક યુનાની કવી હતો. યુનાન ઊપરની ઇરાની ચહડાઇથી યુનાનીઓ કેટલા બળતા હતા, અને તેઓએ જર્કસીસ તથા તેની ફોજને કેવી ખરાબ રોશનીમાં મેલવાની તજવીજ કીધી હતી, તે આ કવીના "પાર્સીઓ" નામના નાટક ઊપરથી માલુમ પડેછે, જેમાં ઓટારાંનો તો કશો શુમારજ નથી.

૨ રૉલી० કૃત હીરૉ०, દફ્૦ ૪, સફે ૨૮૯, નોટ ૯.

૩ યુના० તવા०, દફ્૦ ૫, સફે ૧૯૧.

૪ યુના० તવા०, દફ્૦ ૧, સફે ૫૫૨.

૫ પુરા० પાદ०, દફ્૦ ૪, પ્ર० ૭, સફે ૪૭૭.

તે વાતો માનવા અને મનાવવાની સાફ ના પાડી ગયાછે. અમે એ બાબતમાં કેટલા-કોનાં નામો અને શાહદતો ટાંકયાંછે, પણ આ ઠેકાણે તેઓમાંના એકે યુના-નીઓનાં લખાણોની ચલાવેલી બારીક તપાસ વીશે કંઇક ઇશારો કરવો દરૂસ્ત ધારીયે છીયે, કેમકે તે વળી **હીરૉડોટસ** ઉપર પ્રસંન થનારા ઇતીહાસ કર્ત્તાઓમાંનો એક છે, **જર્કસીસને** 'જંગલી' કહેવામાં તે હરકત જોતો નથી, ઇરાની લશ્કરના મોટા ભાગને કચરો ગણવામાં તે ખોટું વીચારતો નથી; ટુકમાં તે ઇરાનીઓનો નહી પણ યુનાની-ઓનો પક્ષ ખેંચે એવો છે. માટે એવા એક લખનારે **જર્કસીસની** મોટી ચહડાઇ વીશેનાં **હીરૉડોટસનાં** લખાણ ઉપરથી જે સાર ખેંચ્યો હોય તે જો ઇરાનીઓની તરફેણમાં ઉતરતો હોય તો તેઓને આડકતરો પણ ખરો ઇનસાફ મળેલો ગણાય. અમે **સર જ્યૉર્જ ડબલ્યુ. કૉક્સ** માટે બોલીયે છીયે, જેણે પાર્સી પાદશાહની ચહડાઇ અને લડાઇનિ સંબંધમાં જે સાર ખેંચ્યોછે તે આ મતલબનો છે.૧ આ તવારીખનવેશનો એવો વીચાર છે કે **જર્કસીસની** ચહડાઇ અને લડાઇનું આખું બયાન એક વીરરસીક દાસ્તાન જેવું છે, અને તેમાં ઘણીએક અગત્યની વીગતોમાં તે બનાવોની ખરી તવારીખ ગુમ થઇછે તથા કેટલાક બનાવો એવા દાખલ થયલાછે કે જેમનો ખોલાસો મળવો મુશ્કેલ છે. તે કેટલાક દાખલાઓ પકડીને લખેછે કે **જર્કસીસનાં** લશ્કરને અતી ઘણું વધારી દેવામાં ઉગમણ તરફના લખનારાઓએ પોતાની આદત મુજબ કીધુછે, અને તે ઉપરથી યુનાનીઓએ પોતાની કીર્તી દેખાડવાનું ઓટારૂં રચ્યુંછે. **જર્ક-સીસની** ફોજનું ખરૂં બળ તો **કાઈશ્શે** જેઓની મારફતે ફતેહો કીધી હતી તે સીપાહો હતા, જેમનું કુવત અને જુસ્સો પચીશ સદીઓ ગુજર્યા છતાં જેવાંને તેવાં તાબે થયા વીનાનાં રહ્યાં હતાં. યુનાનીઓ જેમની જોડે લડયા હતા તેઓ તેમના કરતાં ઉતરતા હતા નહી: તફાવત એટલોજ હતો કે ઇરાનીઓ એક પાદશાહનો અમલ વધારવા માંગતા હતા અને યુનાનીઓ સર્વને એકસરખા દરજ્જા ઉપર મુકવા માંગતા હતા. **જર્કસીસનાં** ઉતરતાં લશ્કરને સંખ્યામાં અતીઘણું વધારી દીધુંછે એમ સૌ કોઇ કબુલ કરેછે. ડેલ્ફીનું દહેરૂં લુટવા ઇરાની લશ્કર ગયું તેને ત્યાંના દેવતાએ ગભરાવી મારવાની વાત કલ્પીત છે, પણ ખરૂં જોતાં ત્યાં સખ્ત મારામારી થયલી હોવી જોઇયે. **પ્લુટાર્ક** મુજબ ઇરાનીઓએ આ દહેરૂં લુટીને બાળી નાખ્યું હતું, માટે સાર્દીસ ખાતેનાં આતશખાનાંઓ એથીન્યનોએ બાળી નાખ્યાં હતાં તેનાં વેરમાં આ કામ થવું જોઇયે; પણ **હીરૉડોટસ** કહેછે કે દેવતાઓ દહેરાંનું રક્ષણ કરવાને એટલા શકતીવાન હતા કે તેઓએ ઇરાનીઓને ફાવવા દીધા નહી. જો એમ હતું તો પછી ત્યાં ગયલી ઇરાની ફોજનું શું થયું ? તેણે બીજી જગા ઉપર હુમલા કાં નહી કીધા ? થેસ્પાઇ અને પ્લેટીના બે નાના કસ્બાઓ સીવાય આખો બીયોશ્યા પ્રાંત ઇરાનીઓના હાથમાં હતો, થેસેલ્યનો પાદશાહની પક્ષમાં હતા, અને એથન્સ તેના કબ્જામાં આવી ચુકયું હતું. વળી દહેરાંની રખેવાળ પુજારી સ્ત્રીએ જાહેર કર્યું હતું કે પવીત્ર સર્પે ખોરાક લેવાની ના પાડીછે, તે ઉપરથી તેમજ પવીત્ર સેતુરનાં ઝાડની ચોકસ નીશાનીઓ

૧ યુના૦ તવા૦, દફ૦ ૧, સફે ૫૧૨—૫૫૫.

ઉપરથી સર્વ કોઇએ એમજ માની લીધું હતું કે એથન્સનો અંત આવ્યોછે: એ સઘળું છતાં પાદશાહ એ શેહરને પડતું નાખીને ચાલી શા માટે જાય? પણ એતો આ કહાણી જોડી કહાડનારાઓની કલ્પના છે કે પાદશાહે તેના સલાહકારોનું માન્યું નહી અને ઉલટી રીતે ચાલ્યો તેથી તેની ખરાબી થઈ! **કૉક્સ** કહેછે કે આ સઘળાં ઉપરથી એમજ સાર નીકલે છે કે આ તવારીખ માત્ર એક ધર્મને લગતો અથવા નીતી શીખવનારો નાટક છે, જેમાં માણસ ઉપર દેવતાઓનો ચહડતો દરજ્જો દેખાડી આપવાની નેમ રાખેલીછે, અને વળી એ સઘળું પછવાડેના જમાનામાં થયુંછે. આ દાસ્તાનમાં એટલી તો અતીષયોકતી છે કે આ સુધો લખનાર પોકારી ઉઠેછે કે "જે દાસ્તાનમાં સઘળુંજ વધારી દીધેલું હોય તેમાં શહરાઘ્રાતનો દરેક નવો દાખલો દેખાડી આપવો નકામો છે." અને આવા દાખલાઓ શુમાર વીનાના છે. ઇરાનીઓની ચહડાઇની શરૂઆતમાં તેમની કને ૪૨૦૦ બારકસો હતાં, જેમાંનાં ઘણા પાછળથી લડાઇઓમાં અને તુફાનોમાં નાશ પામ્યાં હતાં, તે છતાં આપણને જણાવવામાં આવ્યુંછે કે આર્ટીમીસ્યમની પહેલી થઈ ગયલી લડાઇ વેળા ઇરાનીઓકને જેટલાં બારકસો હતાં તે કરતાં ઘણાં વધારે સાલામીસની છેલ્લી થયલી લડાઈ વેળા હતાં! આ જાતનાં જુઠાણાં જોડ ખરી બીના છુપાવા અથવા તે વીશે અખાડા કરી જવાના દાખલા કંઈ થોડા નથી. પાદશાહ યુનાન છોડીને પાછો ફર્યો ત્યારે તેના ઉપર બહુ બહુ સંકટો વીતેલાં કહેવાયછે. મેસીડોન્યામાં દાખલ થયા પછી તેની ફોજ ઉપર ભુખમરો પડવાની વાત ઉપર મોટો શક જાયછે. તે ચહડાઇ લાવ્યો ત્યારે તેની કરોડોની ફોજની બહુ મદારત થઇ હતી. ત્રણ ત્રણ વરસો સુધી ઠેકાણે ઠેકાણે ખોરાકીના કોઠારો અને ભંડારો ભર્યા હતા. તે સઘળાનું શું થયું તે વીશે **હીરૉડોટસ** કશું જણાવતો નથી. એ કોઠારોની બીના તેણે જાહેર કીધેલીછે, પણ ચહડાઇ વેળાજ તે સઘળા ખાઈ ગયા હતા એમ તે જણાવી ગયો નથી. ત્યારે તે સઘળા કયાં ગયા? **જર્કસીસ**ને માટે લખેછે કે ગોયા એક જબરા શત્રુએ તેની પુઠ પકડેલી હોય તેમ તે નાઠો. પણ તે તો યુનાનના આખા ઉપલા ભાગનો ધણી હતો, અને ગમે તે સબબથી તે ઇરાન તરફ પાછો ફર્યો, તોપણ ખુદ યુનાનમાં તેનો બનેવી **માર્દોન્યસ** મોટું લશ્કર લઈ નવી ચહડાઇઓ અને લડાઇઓની મતલબથી પડેલો હતો, તેનું કેમ? ટુકમાં **કૉક્સ**ના વીચારો અને તકરારોનું તાત્પર્ય એટલુંજ છે કે ઇરાનીઓ અને યુનાનીઓ સાથનાં જંગની ખરી તવારીખ ગુમ થઇછે અને પાછળથી તે લડાઇના બનાવોને ધર્મ સાથ સંબંધમાં આણીને અતીષયોકતી, કલ્પના, અને ખોટાં દેશાભીમાનથી નોંધી લેવામાં આવ્યાછે. આપણી તરફથી એટલુંજ વધારીશું કે અગરજો પાર્સીઓની તવારીખ જેવું કંઈ આપણી કને હોત તો યુનાનીઓનું ઘણું મોટું ભોપાળું કહાડી શકાત.

**માર્દોન્યસે** પોતાની જોડ ત્રણ લાખ માણસોની ચુનંદી ફોજ રાખી હતી, જેમાંનાં ૬૦ હજાર માણસો **આર્તાબાજસ** (અર્દાબાજુ) ની સરદારી હેઠળ પાદશાહની જોડ છેક હેલેસ્પોંટ સુધી જઇને યુનાન તરફ નવી લડાઇઓ ચલાવવા માટે પાછાં ફર્યાં હતાં. તે પાછો ફર્યો તે વેળા શીયાળાની મોસમ બેસી ચુકી હતી અને માર્દો-

ન્યસ પોતે થેસેલી ખાતે જઈ રહ્યો હતો, માટે **અર્દાબાજુએ** પણ વધારે આગળ નહી જતાં પાલીન ખાતે પડાવ નાખ્યો, અને આ વખ્તે પોટીડીયાનાં લોકોએ બળવો ઉઠાવ્યો હતો માટે તે તેમને તાબે કરવા દોડયો. ઘેરો નાખતાં આ સરદારને ખબર મળી કે ઑલીન્થસ નામે શેહરનાં લોકો પણ ફેસાદ કરનાર છે, જે ઉપરથી **આર્તાબાજસે** એ શેહર પ્રથમ તાબે કીધું. બીજી ગમથી શીયાળાની મોસમ આખર થતાંજ **માર્દોન્યસે** એથન્સ ખાતે એલચીઓ મોકળાવીને ત્યાંના રહેવાસીઓને પોતાની પક્ષમાં લેવાની તજવીજ કીધી. સાલામીસની લડાઇ પછી એથીન્યનો પાછા પોતાનાં વતનમાં આવી વસ્યા હતા; અને તેઓ કદાચ ઇરાનીઓ સાથ દોસ્તી બાંધવાને રાજી થયા હોત, પણ સ્પાર્ટનોની સમજાવટને લીધે તેઓએ **માર્દોન્યસની** માંગણી કબુલ રાખવાની ના પાડી. આ ઉપરથી આ પાર્સી સરદાર પાછો એથન્સ ઉપર ધસારો લઇ ગયો અને એ શેહરનો એકવાર ફરીને કબ્જો લીધો. પહેલા અને બીજા કબ્જા[૧] વચે માત્ર દશ મહીનાની મુદત વીતી હતી. **માર્દોન્યસને** આવતો જાણીને એથીન્યનો પાછા પોતાનાં ઘરબાર છોડીને નહાસી ગયા અને સાલામીસ ખાતે આશ્રો લીધો. ત્યાં ઇરાની સરદારે એકવાર ફરીને તેમને પોતાની બાજુ તરફ ઘસડવા માંગ્યા, પણ તેમાંબી તે ફાવ્યો નહી.

એથીન્યનોએ પોતાને એકવાર પાછા ઘરબાર વીનાના થયલા જોઇને સ્પાર્ટનોની મદદ માંગી અને એ રીતે યુનાનીઓની એક મોટી ફોજ કૉરીન્થની સંયોગી ભુમી પસાર કરીને **માર્દોન્યસ** સાથ લડાઈ કરવાને ધસી આવી. કદાચ સ્પાર્ટન લોકોએ એથીન્યનોને આ વખ્તે મદદ આપી ન હોત, અને એ રીતે યુનાનનો ઉત્તરનો અરધો મુલક ઇરાનના હાથમાં લાંબી મુદત સુધી રહ્યો હોત. પણ ઘરબાર વીનાના થઈ પડેલા એથીન્યનોએ એકગમથી સ્પાર્ટનોની મદદ માંગી ત્યારે બીજી ગમથી સ્પાર્ટાનો રાજા મરણ પામ્યો અને નવા રાજાની નાની ઉમરને લીધે **પૉસેન્યસ** નામે તેનો કાકો પ્રતીનીધી થયો. આ જવાન રાજવંશી બહાદુર, ચાલાક, પણ લોભી હતો, માટે તેણે એથીન્યનોને મદદ કરવાનું માથે લીધું. આ ખબર **માર્દોન્યસને** આર્ગીવ લોકો જેઓ તેનાં જોડે મીત્રાઈ ધરાવતાં હતાં તેઓ તરફથી પડી, જે ઉપરથી તેણે એથન્સ ખાતે ઓરાકી અને ઘાસચારાની તંગીમાં રહીને લડાઇ કરવાને બદલે થીબ્સ તરફ પોતાના બીયોશ્યન મીત્રોના મુલકમાં જઈને લડાઈ કરવાનું દરૂસ્ત ધાર્યું, પણ એ આગમજ તેણે જે જે એથીન્યન ઇમારતો અને દહેરાંઓ સલામત હતાં તેમને બાળી નાખવાનો ઠરાવ કર્યો.

પ્લેટી શેહરની પડોસમાંથી વહેતી અસોપસ નદીના કાંઠા ઉપર **માર્દોન્યસે** પોતાની ફોજોને સફ સમારી ઉભી રાખી, અને દુશ્મનો આવી પુગે તે આગમજ ત્યાંનાં ઝાડો

---

૧ સાલામીસની લડાઇ જે યુનાની મહીનામાં થઇ હતી તે ઉપરથી ગણત્રી કરીને રૉલીન્સન તે માસને ઇંગ્રેજી સપ્ટેંબર સાથ ગોઠવેછે, અને તે ઉપરથી ગણત્રી કરેછે કે જર્કસીસે એથન્સનો પહેલો કબ્જો ઑગસ્ટ માસમાં લીધેલો હોવો જોઇયે, અને બીજો કબ્જો દશ મહીના પછી લેવાયો માટે તે બનાવ બીજાં વરસના જુન માસમાં બનવો જોઇયે.—રૉલી૦ કૃત૦ હીરૉ૦, દફ૦ ૪, સફે ૩૧૧, નોટ ૬.

કાપીને આશ્રાને માટે એક મજબુત બરૂજ બાંધ્યો. તેની મદદે ઇરાનને તાબેના યુનાનીઓ પણ આવ્યા, જેઓમાં ૧૦૦૦ ફોસ્યનો હતા, જેઓ થર્મોપીલીની લડાઈ વખ્તે પર્વત ઉપરનો માર્ગ તપાસવા ઉભેલા હતા, પણ ત્યારબાદ **જર્કસીસને** તાબે થયા હતા. **પૉસેન્યસને** ઇરાની ફોજ કયાં છાવણી નાંખીને પડીછે તેની ખબર મળવા છતાં પ્લેટી ખાતે નહી જતાં સીથીરન પર્વતના ઢોળાણ આગળ તેણે પોતાની ફોજને થોબાવી. હાં **માર્દોન્યસે મસીત્યસ** (મહેસ્ત) નામે પોતાના એક કદાવર અને ખુબસુર્ત તેમજ બહાદુર સરદારને થોડુંક લશ્કર આપીને મોકલ્યો, જેની ફોજે કેટલીક બહાદુરી દેખાડયા પછી તે સરદારનો ઘોડો જખમી થવાથી તે પાઉં પ્યાદો થયો, અને એ બનાવ જોતાંજ કેટલાક એથીન્યનોએ તેને પોતાની ફોજથી છુટો પડેલો જોઇને ઘેરી લીધો અને કાપી નાંખ્યો. આ બનાવની ખબર **માર્દોન્યસે** ભારી દુખ સાથ સાંભળી. યુનાનીઓ હવે પોતાની અસલ જગા છોડીને પ્લેટી તરફ ઇરાની ફોજની વધારે નજદીક ગયા અને જમણી બાજુએ લેસીડીમોન્યનો, ડાવી બાજુએ એથીન્યનો અને વચમાં બીજા યુનાનીઓ, એ રીતે ફોજોની સફ ગોઠવીને ઉભા. આ ઉપરથી **માર્દોન્યસે** સ્પાર્ટનોની સામે ઇરાનીઓને, એથીન્યનોની સામે ઇરાનની મદદે આવેલી બીયોશ્યન, થેસેલ્યન અને એવીજ બીજી ફોજોને, તથા વચમાં બેકત્રયન, સકી અને હીંદી ફોજોને રાખી. લેસીડીમોન્યનો પોતાની સામે ઇરાનીઓને જોઇને બહુ બીધા, અને એથીન્યનો સાથ મસ્લત કરીને તેઓએ ઇરાનીઓ નહી જાણે તેમ રાતની અંધારીમાં પોતપોતાની જગા બદલી નાંખી. પણ **માર્દોન્યસને** તુર્ત આ ફેરફાર જાહેર થયો અને તેથી તેણેબી પોતાની ફોજની ગોઠવણમાં ફેરફાર કરીને ઇરાનીઓને પાછા લેસીડીમોન્યનોની સામે ઉભા રાખ્યા. આ ઉપરથી યુનાનીઓએ પોતાની ડાવી જમણી બાજુ જેમ અસલ હતી તેમ પાછી કીધી અને **માર્દોન્યસે** પણ પાછું તેમજ કીધું. બરાબર દશ દીવસો સુધી બંને લશ્કરો સામસામી અસોપસ નદીના બંને કાંઠાઓ ઉપર ઉભાં રહ્યાં, પણ તેઓમાંના કોઇએ નદી પસાર કરીને લડાઈ શરૂ કીધી નહી. ઇરાની ઘોડસવારો આ સઘળો વખ્ત યુનાનીઓને હેરાન કરતા રહ્યા. જે બાજુ ઉપર એથીન્યનો સફ સમારી ઉભા હતા ત્યાં ગાર્ગાફ્યા નામે એક મીઠાં પાણીનો તળાવ હતો, જેને માટે કહેછે કે ઇરાની ફોજે તેને ખરાબ કરી નાંખીને વાપરવા માટે તદન નીરૂપયોગી કરી નાંખ્યો, તથા કૉરીન્થ તરફથી યુનાનીઓ માટે આવતી ખોરાકીની એક નાની ફોજ મોકલાવીને લુટ ચલાવી, તથા બીજી ખોરાકીનો માર્ગ બંધ કીધો.

આ રીતે દાણા પાણીથી નીરાશ થયાથી યુનાની સરદારોએ ઠરાવ કર્યો કે અગરજો બીજે દીને ઇરાનીઓ નદી પસાર કરીને લડાઈ શરૂ નહી કરે તો સઘળી ફોજે મેદાન છોડીને બીજી જગા ઉપર આશ્રો લેવો. અને ખરેખર તેમજ બન્યું. સ્પાર્ટનો અને

---

૧ હીરૉડોટસ કહેછે કે આ બનાવ ઉપરથી ઇરાનીઓએ પોતાના માથાં બોડાવ્યાં તથા ઘોડાઓની યાલ કાપી નાંખી, અને પોકેપોક રડયા. કોઇ પણ માઠા બનાવ વખ્તે માથાં મુડાવવાનો ચાલ યુનાનમાં સાધારણ હતો, તે ઉપરથી આ તવારીખનવેશે તેજ ચાલ ઇરાનીઓને લાગુ પાડી દીધોછે. પારસીઓમાં એવો ચાલ હતોજ નહી.

એથીન્યનો સીવાય બાકીની સઘળી ફોજો જગા બદલવા થકી મેદાન છોડી ગઈ, પણ તેમને જ્યાં થોભવા કહ્યું હતું ત્યાં નહી થોભતાં તેઓ પ્લેટી શેહરમાં એક દહેરાંનો આશ્રો લઇ પડી. સ્પાર્ટનોએ હવે ઉપડી જવાની તૈયારી કીધી ત્યારે તેઓમાં એક સરદારે નહાસવાની નાપાડી અને તેથી માંહોમાંહે કેટલીક ગરમ તકરાર ચાલી. અંતે સ્પાર્ટનોબી નાઠા, અને એથીન્યનોએબી તેમનોજ દાખલો લીધો, પણ તેઓ બીજે રસ્તે ઉપડી ગયા. યુનાનીઓના નહાસવાની ખબર મળતાંજ ઇરાની ફોજે તેમનો દુંબાલો પકડયો. તેઓએ પ્રથમ લેસીડીમોન્યનોની પુઠ ધરી, જેઓએ પોતાની પાછળ ઇરાનીઓને આવતા જોઇને બીજે માર્ગે નાઠેલા એથીન્યનોની મદદ માંગી; પણ એથીન્યનોનો દુંબાલો પાદશાહની તરફેણ વાળી યુનાની ફોજે પકડેલો હતો, માટે તેઓ લેસીડીમોન્યનોની મદદે જઈ શકયા નહી.

યુનાની ફોજની કુલે સંખ્યા ૧૧૦૦૦૦ ની હતી, જેમાં ૫૦૦૦૦ લેસીડીમોન્યનો, ૧૬૦૦૦ એથીન્યનો અને બાકીની બીજી પ્રજાઓની ફોજો હતી, એમ **હીરૉડોટસે** આપણને ગણત્રી આપીછે.[1] હવે આમાંથી લેસીડીમોન્યનો અને એથીન્યનો સીવાય બાકીના સઘળા યુનાનીઓ પ્લેટી બાતે નહાસી ગયા હતા, માટે ઇરાની ફોજોએ માત્ર આજ બે છુટાં પડેલાં લશ્કરોનો દુંબાલો પકડયો હતો. **હીરૉડોટસ**[2] કહેછે તેમ ઇરાની ફોજમાં **આર્તાબાજસ**નાં ૪૦૦૦૦ માણસો લડયાં ન હતાં તેમને બાદ કરતાં કુલે ૨૬૦૦૦૦ ઇરાની અને એશ્યાની પ્રજાઓનાં માણસો તથા ૫૦૦૦૦ ઇરાનને તાબેની યુરોપ ખંડ માંહેની યુનાની પ્રજાઓનાં માણસો હતાં.[3] **આર્દાબાજુ**.ની મતલબ ઇરાની ફોજને પ્લેટીને બદલે થીબ્સ બાતે લઈ જઇને ત્યાંજ દુશ્મનોને લડાઇ આપાવવાની હતી, પણ એ વાત **માર્દોન્યસે** માની નહી તેથી નારાજી થઇને તે ઇરાન તરફ પાછો ફર્યો હતો. હવે અસોપસ નદીના કાંઠા ઉપરથી યુનાનીઓ નાઠા પછી તેઓએ એક ચોકસ જગાએ જઇને થોભવાની ગોઠવણ કીધેલી હોવા છતાં લેસીડીમોન્યનો અને એથીન્યનો સીવાય બીજું સઘળું યુનાની લશ્કર ખુદ પ્લેટી શેહરમાં ભરાઇ ગયું હતું, તેનું ચોકસ કારણ યુનાની તવારીખનવેશો આપણને જણાવી ગયા નથી. કદાચ ઇરાનીઓને હાથ માર ખાઇને આ એક લાખથી વધારે યુનાનીઓ નદીનો કાંઠો છોડીને નાઠા હોય અને ઇરાનીઓએ તેમનો દુંબાલો પકડયો હોય. એમ છતાં પણ યુનાનીઓની પુઠ પકડવામાં ઇરાનીઓ ફાવેલા જણાતા નથી. આપણને જણાવવામાં આવ્યુંછે કે જે અરધો લાખ લેસીડીમોન્યનો ઇરાનીઓ સાથ લડવા ભાગી બીહીને

---

૧ દફ૦ ૯, પ્ર૦ ૨૮ થી ૩૦. ૨ તેજ, પ્ર૦ ૬૬.

૩ રૉલીન્સન આમ લખેછે તે ખરૂં નથી કે એક લાખ આઠ હજાર યુનાનીઓ ઇરાનીઓની ત્રણગણી કરતાં વધારે સંખ્યાની સામે થયા હતા (પુરા૦ પાદ૦, દફ૦ ૪, પ્ર૦ ૪૭૯ તથા નોટ ૨૨). તે માર્દોન્યસની ૩ લાખ ફોજ તથા ઇરાનને તાબેની ૫૦ હજાર યુનાની ફોજને સાથે લઇને આ ગણત્રી કરેછે, પણ આર્તાબાજસની ૪૦ હજાર ફોજે લડાઇમાં મુદલ ભાગ લીધો ન હતો તે વાત તે ભુલી જાયછે. ઇરાની ફોજ કુલે ૩૧૦૦૦૦ માણસોની હતી, અને યુનાનીઓની ૧૧૦૦૦૦ ની હતી, માટે ઇરાનીઓ યુનાનીઓ કરતાં ત્રણગણા વધારે ન હતા.

એથીન્યનો સાથ જગા ફેરબદલ કરવાનું હીચકારાપણું દેખાડી ચુકા હતા, અને જેઓએ વળી નહાસતી વખ્તે એથીન્યનોની મદદ માંગી હતી, તેઓએ તેજ ઇરાની ફોજ સાથ લડાઈ કરીને તેનો સંહાર કીધો! **હીરૉડોટસ** કહેછે કે બંને ફોજો વચે લડાઈ ચાલી તે વેળા બહાદુરી અને લડાએક જુસ્સામાં ઇરાનીઓ યુનાનીઓથી જરા પણ ઉતરતા હતા નહી.[૧] **માર્દોન્યસ** પોતે એક સફેદ ઘોડા ઉપર સ્વાર થઇને, લડાઇમાં શામેલ થયો હતો, અને તે હયાત હતો ત્યાં સુધી ઇરાની સીપાહો લશ્કરી બચાવમાં પોતાના હરીફો કરતાં પોતે ગમે એટલા અસંપુર્ણ હોવા છતાં મજબુતીથી સામે થયા અને દરેક હુમલા સામે બચાવ કીધો. પણ લડાઇમાં **માર્દોન્યસ**ના માર્યા ગયા પછી ઇરાની ફોજ લાઇલાજ થઇ ગઇ, અને જેઓ બચ્યા હતા તેઓ યાતો થેસીડીમોન્યનોને તાબે થયા અથવા નહાસી ગયા. જેઓ નાઠા તેઓ પોતાના સરદારે તૈયાર કરેલા કીલ્લામાં ભરાઈ ગયા, પણ ત્યાંબી તેમની હાર થઇ. જે યુનાની ફોજે પાદશાહ તરફથી એથીન્યનોનો દુંબાલો પકડયો હતો તેમાં માત્ર બીયોશ્યન લશ્કર સીવાય બાકીના સઘળા દગાખોર અને હીચકારા માલુમ પડયા, કેમકે તેઓએ લડાઇમાં કશો ભાગ લીધો નહી. બહાદુર થીબનો એકલા પડી ગયા તેથી તેમનું બળ આઝોવાર ટકી શકયું નહી, અને તેમનાં ૩૦૦ માણસો માર્યા ગયા પછી તેઓ પોતાનાં વતન તરફ નાઠા.

આ રીતે પ્લેટીની લડાઇનું શેવટ આવ્યું. આપણો તવારીખનવેશ જણાવી જાયછે[૨] કે ત્રણ લાખ ઇરાનીઓમાંના માત્ર ૩૦૦૦ જીવતા રહ્યા! પણ યુનાનીઓની ૬૯૦૦૦ માણસોની લડાઈ લડનારી ફોજમાંનાતો માત્ર ૧૫૯ માર્યા ગયા!! આ સંખ્યાને આપણા આ સુધા લખનારે આ મુજબ વહેંચીછે:—૫૦૦૦૦ થેસીડીમોન્યનોમાંના માત્ર ૯૧, ૩૦૦૦ ટીજીયન લોકોમાંના માત્ર ૧૬, ૧૬૦૦૦ એથીન્યનોમાંના માત્ર ૫૨!! એક અપક્ષપાત તવારીખનવેશ કદી પણ આવું બેહુદુ પ્રમાણ આપવાની હીમત કરે નહી. પણ કેટલાક યુનાની લખનારાઓએ ઇરાની અને યુનાની લશ્કરોની સંખ્યા અને કતલના આંકડાઓમાં અજાયબ જાતના ઘોંતાળા કર્યાછે, અને તેમાં **હીરૉડોટસ** શામેલ થયલોછે, તેનો માત્ર આ એક દાખલો છે. જ્યારે આ છેલ્લો લખનાર પ્લેટીની લડાઇમાં યુનાનીઓનાં ફકત ૧૫૯ માણસો કતલ થયલાં જણાવેછે ત્યારે **પ્લુટાર્ક** કહેછે કે માર્યા ગયલા કુલે યુનાનીઓ ૧૩૬૦ હતા.[૩] **રૉલીન્સન** કહેછે[૪] કે ઇરાનીઓની કતલ ભારી થઇ હતી તેમાં શક નથી, તોપણ તેનો જાહેર થયલો આંકડો સચાઇથી ઘણો વેગળો હોવો જોઇયે. **ડાયોડોરસ**[૫] મુજબ ઇરાનીઓનાં એક લાખ માણસની કતલ ચાલી હતી, પણ **હીરૉડોટસ** તો ૩ લાખ ઇરાની ફોજમાં માત્ર ૩ હજારનેજ જીવતી રાખવાનું ડહાપણ ભરેલું વીચારેછે!

---

૧ દફ૦ ૯, પ૦ ૬૨. ૨ તેજ, પ૦ ૭૦.

૩ રૉલી૦ કૃત હીરૉ૦, દફ૦ ૪, સફે ૩૫૮, નોટ ૪.

૪ તેજ, નોટ ૭. ૫ તેજ.

ઇરાની છાવણીમાંથી યુનાનીઓના હાથમાં અલબત્તે કીમતી ચીજો આવી, જેમાંનો દશમો ભાગ ડેલ્ફીનાં દહેરાં મધે દેવતાની મેહરબાની માટે ભેટ મોકલવામાં આવ્યો.[1] બચેલા ઇરાનીઓ પોતાનાં વતન તરફ ચાલ્યા, અને લડાઇથી ફારેગ થયલા યુનાનીઓએ હવે ઇરાનીઓના મીત્ર થીબન લોકો સામે લડાઈ લઇજઇ તેમને તાબે કીધા. આ પછી કેટલાંક શેહરોએ ઇરાની સલતનત સામે બલવો ઉઠાવ્યો, અને તેમાં યુનાનીઓએ મદદ આપી. જે જે શેહરો ખાતે હજુ ઇરાની ફોજો રહેલી હતી ત્યાં યુનાનીઓએ લશ્કરો મોકાલ્યાં, અને એ રીતે યુરોપીયન શેહરોને પાછાં સ્વતંત્ર કરવામાં પોતાની બનતી મદદ આપી તે છતાં ડૉરીસ્કસ અને ઇઓન જેવાં શેહરો લાંબી મુદત સુધી યુરોપમાં ઇરાની હકુમત જાળવી શકયાં.

**હીરૉડોટસે** પોતાની નવ ગ્રંથોની તવારીખની કેતાબ માત્ર એકજ ખાસ સબબને થકી લખવાનું માથે લીધેલું જણાયછે, અને તે એકે ઇરાન અને યુનાન વચેના ઝઘડાની તવારીખ આપવી, અને ઇરાનની હકુમત તળેથી યુનાન શેવટે કેમ સ્વતંત્ર થયું તે દેખાડવું. પણ આપણુ આગળ જોઈ ગયા તેમ **કૉકસ**નાં મત મુજબ આ માત્ર નીતીબોધક વાર્તા જેવો હેવાલ છે, અને તેમાં આર્યદેહ દેવતાઓની મદદથી ઇરાનીઓની શીકસ્ત થયલી દેખાડવાની નેમ રાખેલીછે. બાકી લડાઇની અસલ તવારીખ તો ઘણીખરી ભુલી જવાયલી હતી. તેની આ તવારીખ માત્ર હવે એકજ બનાવનું વર્ણન આપ્યા બાદ સમાપ્ત થાયછે, અને તે એશ્યા મૈનરના આથમણુ ભાગ ઉપર માઇકેલ નામે જગા આગળ થયલી ઇરાનીઓ અને યુનાનીઓ વચેની લડાઇનો બનાવ છે. કહેછે કે એ લડાઇ પ્લેટીની લડાઇ થઇ તેજ દીને સાંજે થઇ હતી, અને આપણો વેહમી તવારીખનવેશ કહેછે કે સેંકડો કોશનો તફાવત હોવા છતાં પ્લેટીની લડાઇની ખબર એક ગેબી બશારતથી માઇકેલ ખાતેની યુનાની ફોજમાં ફેલાઈ હતી ![2] સાલામીસની લડાઇ પછી યુનાની દરીયાઈ કાફલો ડીલૉસના ટાપુ ખાતે પડેલો હતો તે વખ્તે ઇયોન્યન રાજ્યો તરફથી તેના સરદાર **લીયોટીચાઈડીસ**ને એવો સંદેશો મળ્યો કે અગરજો યુનાનીઓ સેમૉસના ટાપુ તરફ ધસી આવેતો ઇરાનને તાબેનાં સઘળાં ઇયોન્યન રાજ્યો બલવો ઉઠાવે. આ સંદેશો ઉપલાં દગાબાજ રાજ્યોએ ઇરાનીઓ નહી જાણે તેમ ગુપચુપ મોકળાવ્યો હતો, જે ઉપરથી શીયાળો ઉતરી જતાંજ યુનાની કાફલો સેમૉસ તરફ ચાલ્યો. ઇરાની કાફલાએ યુનાનીઓની આ હીલચાલ જોઇને ફીનીશ્યન કાફલાને રૂખસત આપી, અને પોતે દરીયાઈ લડાઇની જોખમદારી માથે ખેંચી નહી લેતાં એશ્યા મૈનર તરફ હંકારી ગયો, અને સેમૉસની સનમુખ સામી પારે માઇકેલ નામે જગા ખાતે ખુશ્કીનાં લશ્કરની સાહેતા હેઠળ જઈ રહ્યો. આ લશ્કરને **જર્કસીસે** યુનાન ઉપરની ચહડાઇ વખ્તે ઇયોન્યાનાં રક્ષણને માટે રાખેલું હતું. તેની સંખ્યા ૬૦

---

૧ આ કીમતી ચીજો ડેલ્ફીનાં દહેરાં અને યુનાની છાવણીઓની આગલ થયલી લુટોમાંનીજ હોવી જોઇયે.

૨ હીરૉ૦, ૬૫૦ ૯, પ૦ ૧૦૦. આ તવારીખનવેશ આમ લખી જાય તેથી અચરત થવાનું કંઇજ નથી. આવી વેહમી વાતોથી તેણે પોતાના નવ ગ્રંથોનો ઘણો ભાગ ભરેલોછે.

હજારની હતી અને તેની સરદારી **તાઈગ્રેનીસ** (તીગ્રન) નામે ઇરાનીને આપેલી હતી. આ ઠેકાણે ઇરાની કાફલાના નાખોદાઓએ પોતાનાં બારકસોને કાંઠા ઉપર ઘસડી લાવીને તેમના બચાવને માટે પથર અને ઝાડનાં થડ વગેરેથી એક કીલ્લો બાંધી લીધો. યુનાની કાફલો જ્યારે માઇકિલ ખાતે આવ્યો ત્યારે તેણે ઇરાનીઓને લડવા માટે તૈયાર ઉભેલા જોયા. આ ઉપરથી તેઓએબી કાંઠા ઉપર ઉતરીને લડાઈ કરવાની હીમત કીધી. ઇરાનીઓને ખબર પડી ચુકી હતી કે તેમની ફોજમાં સેમીયનો[1] તેમજ બીજા ઇયોન્યનો તેમના શત્રુઓને મળી ગયા હતા. એટલામાટે લડાઈ શરૂ થવા આગમજ ઇરાની સરદારે જે એક ડહાપણ ભરેલું પગળું ભર્યું તે એ હતું કે તેણે સેમીયન ફોજનાં હથીયારો છોડાવી લીધાં, અને તેને પોતાના દુશ્મનો તરફથી પોતાનીજ સામે હાથ ઉઠાવતાં અટકાવી. એજ મુજબ તેઓએ માઇલીટસ ખાતેથી પોતાની મદદે આવેલી ફોજને એક જુદી જગા ઉપર મોકળી આપી, એવી મતલબથી કે તે દુશ્મનોને કશી મદદ આપી શકે નહી.[2] આ કામો ઉપરથી જણાયછે કે ઇરાની ફોજના સરદારને તેની સેવા ઉઠાવનારા ઇયોન્યન લશ્કર ઉપર મુદ્દલ વીશ્વાસ ન હતો. અને પાછળથી એ વાત વાસ્તવીક રીતે ખરી પડી, કેમકે લડાઇમાં જ્યારે ઇરાનીઓની હાર થઇ ત્યારે ઉપલા માઇલીશ્યનો તેમજ બીજાઓ ઇરાનીઓ તરફથી નહી પણ તેમના શત્રુઓ તરફથી લડયા હતા. વગર હથીયારના સેમીયનોએ યુનાનીઓને મદદ આપી, તથા દુર કહાડેલા માઇલીશ્યનોએ ઇરાનીઓનીજ દુંબાલો પકડીને તેમને દગાથી માર્યા. બીજા ઇયોન્યનોએ પણ તેમનોજ દાખલો પકડીને ઇરાનીઓ સામે બલવો ઉઠાવ્યો અને હુમલો કર્યો.[3] **ડાયોડોરસ**[4] લખેછે કે આ બલવાખોર ફોજો પ્રથમ લડાઇમાં કશો ભાગ લીધા વીના હેલાએદી ઉભી રહી, જેમને સાર્દીસ ખાતેથી આવી પુગેલી નવી ફોજ સમજીને યુનાનીઓ ધાસ્તીમાં પડયા અને નહાસી જવાનો વીચાર કરવા લાગ્યા. ઇરાનીઓએ આ વખ્તે તેમના ઉપર તુટી પડીને ભારી લડાઈ ચલાવી; ફતેહ કેટલોક

---

૧ એથન્સનો ઇરાની ફોજે કબ્જો લીધો તે વખ્તે ત્યાં ભટકતા કેટલાક રહેવાસીઓને ઇરાનીઓ કેદ પકડી લાવ્યા હતા તેમને સેમૉસના રહેવાસીઓએ છુટકારા માટેની રકમ ભરીને છુટા કરાવી, તથા સઘળી રીતની મદદ આપીને પાછા એથન્સ ખાતે મોકળી આપ્યા હતા. આ છુટકારો પામેલા બંધવાઓની સંખ્યા ૫૦૦ ની હતી, અને પોતાના આટલા બધા દુશ્મનોને છોડવવા માટે સેમીયનો ઉપર ઇરાનીઓ બેવીશ્વાસથી જોતા હતા.

૨ હીરૉ૦, દફ્૦ ૯, પ્ર૦ ૯૯.

આ તવારીખનવેશે આગળ (દફ્૦ ૬, પ્ર૦ ૨૦) એવું જણાવેલુંછે કે પાદશાહ દારાયસે માઇલીટસની પ્રજાને તેનાં એ વતન ખાતેથી પકડી મંગાવીને બીજે ઠેકાણે વસાવી હતી. જો એમજ હતું તો જર્કસીસને મદદ કરવા આવેલી આ માઇલીશ્યન ફોજ કયાંથી આવી ? રૉલીન્સન અપક્ષપાત વીચાર આપેછે કે હીરૉડોટસે જેમ બીજી બાબતોમાં તેમજ આ હકીકતમાં પણ થોડાંનું ઘણું કરી નાંખ્યુંછે. આ સુધા લખનારનો એવો વીચાર છે કે દારાયસે માઇલીશ્યનોના માત્ર એક ભાગ કનેજ તેમનું વતન છોડાવ્યું હશે (રૉલી૦, કૃત હીરૉ૦, દફ્૦ ૪, સફે ૩૭૫, નોટ ૪). આ વીચાર સાથ મળતા થઇ અમે એટલું ઉમેરીશું કે માઇલીશ્યન બલવાખોરોમાં જેઓ ઘણાજ ફીતુરી હશે તેમનેજ પાદશાહે દેશનીકાળ કીધા હશે.

૩ હીરૉ૦, દફ્૦ ૯, પ્ર૦ ૧૦૩.

૪ રૉલી૦ કૃત હીરૉ૦, દફ્૦ ૪, સફે ૩૭૭, નોટ ૯.

વર્ષ સુધી અનઘન માલુમ પડી; પણ શેવટે ઉપલા દગાખોરોએ આવીને ઇરાનીઓ ઉપર હુમલો કીધો, જેથી બાજી ઉલટાઈ ગઈ અને ઇરાનીઓની હાર થઈ. પણ એટલુંજ નથી. દગાખોર ઇયોન્યનોએ નહાસતા ઇરાનીઓને આડે માર્ગે લઇ જઇને પાછા દુશમનોના કબ્જામાં લાવી નાંખ્યા, અને પછી પોતેબી તેમના શત્રુજ થઇને તેમની કતલ ચલાવી. આ રીતે યુનાન અને ઇરાન વચેની આ લડાઇનું શેવટ પાદશાહના હકમાં ઘણુંજ બદ નીવડયું. ઇયોન્યનોએ ઇરાન સામે બીજી મર્તબે બલવો ઉઠાવ્યો, અને ત્યાં **હીરૉડોટસ**ની તવારીખનો છેડો આવ્યો.

પણ ઇરાન અને યુનાન વચેનાં મોટાં યુદ્ધનું હજુ શેવટ આવ્યું ન હતું. જોકે યુનાન ઉપરની ચહડાઇમાં ઇરાનીઓ નીષ્ફળ થયાથી મેસીડોન્યા, થ્રેસ અને પીયોન્યાનાં રાજયોએ પોતાનું સ્વતંત્રપણું પાછું મેળવ્યું, તોપણ બાઇજેન્શ્યમ, ઇયોન અને ડૉરીસ્કસ નામનાં બંદરો યુરોપના કાંઠા ઉપર એ પછી લાંબી મુદત સુધી ઇરાનના કબ્જામાં રહ્યાં હતાં. ત્યાંનાં રહેવાસીઓને ફુલવીને બલવો ઉઠાવવાની ઉશ્કેરણી કરવાનું ઇરાનના શત્રુઓએ બાકી રાખ્યું ન હતું, પણ એ બંદરો બાતેની ઇરાની ફોજોએ બલવાની દરેક હીલચાલ દાબી નાંખવા જોડે યુનાનીઓના હુમલાઓ પણ મારી હટાડયા હતા. એ સઘળા બનાવો ઉપલી લડાઇઓ પછીનાં બાર વરસોમાં બન્યા હતા, અને ત્યાર બાદ ઇ૦ સ૦ પુ૦ ૪૬૬ માં પેમ્ફીલ્યાના કીનારા ઉપર યુરીમીડન નદીનાં મુખ આગળ એક છેલી દરીયાઇ લડાઇ યુનાની અને ઇરાની કાફલાઓ વચે ચાલી હતી. ૩૦૦ બારકસોનો એક કાફલો લઇને યુનાનીઓ **મીલ્ટાયડીસ**ના દીકરા **સાઈમન**ની સરદારી તળે ઉપડી ગયા, એવી મતલબથી કે કાંઠા ઉપરનાં યુનાની શેહરો બાતેથી ઇરાનીઓને હાંકી કહાડવા. માર્ગમાં તેમને બીજાં ઘણાં બારકસો મળ્યાં, જેમની મદદ લઇને તેઓ ઉપલી નદીનાં મુખ આગળ પડેલા ૩૪૦ બારકસોના ફીનીશ્યન કાફલા સાથ લડાઈ કરવા દોડયા, અને તેમાં તેને હરાવીને પછી જમીન ઉપરનાં ઇરાની લશ્કરને એક બીજી લડાઇમાં શીકસ્ત આપી. આ બનાવો ઇ૦ સ૦ પુ૦ ૪૬૬ માં બન્યા, પણ કેટલાક યુનાની લખનારાઓ આ પછી ૧૭ વરસે ઇ૦ સ૦ પુ૦ ૪૪૯ માં સાઇપ્રસ બાતે થયલી લડાઇને, ઉપલી લડાઇઓ સાથ ભેળી નાંખેછે, માત્ર **થ્યુસીડીડીસ** એકલોજ આ ત્રણે લડાઇઓને છુટી પાડી દેખાડેછે.[૧] આવા ઘોંતાળા વચે ખરૂં શું માનવું તેની સમજ પડતી નથી.

ઇરાનીઓ અને યુનાનીઓ વચેનાં યુદ્ધના સંબંધમાં **કૉકસ** ટીકા કરેછે કે સાલામાસની લડાઇનાં પરીણામ સીવાય તેના સંબંધી બીજું કશું આપણ જાણતા નથી, અને પ્લેટીની લડાઇની જે વીગતો મળીછે તેમાંની કેટલીક શક ભરેલી અને નહી મનાય એવી છે.[૨] આ છેલી લડાઇમાં ઇરાનીઓનાં ત્રણ લાખ માણસો સામે યુનાની-

૧ થ્યુસી૦, પેલોપો૦ તવા૦, દફ૦ ૧, પ૦ ૧૦૦. પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૪૮૩, તથા નોટ ૧૩. થ્યુસીડીડીસ એક યુનાની સીપાહ અને તવારીખનવેશ હતો. હીરૉડોટસની તવારીખ જ્યાંથી બંધ થાયછે ત્યાંથી તેની શરૂ થાયછે.

૨ યુના૦ તવા૦, દફ૦ ૧, સફે ૫૭૩.

ઓનાં એક લાખ દસ હજાર ભેગાં થયાં હતાં, પણ એવડી મોટી સંખ્યાઓની સચાઇ માનવાની ઉપલો તવારીખનવેશ સાફ ના પાડેછે.[1] **હીરૉડોટસે** પ્લેટીની લડાઇનો જે રંગીન હેવાલ આપ્યોછે તેમાંના ઘણાએક ભાગો ઉપર વીશ્વાસ મુકવાની ના પાડીને **કૉક્સ** કેટલાકોનું ખોટારૂં બતાવી આપેછે અને જાબજા લખેછે કે આપણને ઉપલાં યુદ્ધની ખરેખરી તવારીખ મળી નથી.[2] શેવટે તે **હીરૉડોટસ**ની તવારીખને નામે ઓળખાતી હકીકતોને વાર્તાનું નામ આપીને લખેછે કે તેને પુરતી સંભાળ સાથ આપણે ખરી માનવી જોઇયે. તેમાં શરૂઆતથી તે આખર સુધી સઘળી રાજદ્વારી મતલબોને બાજુએ મુકીને ધર્મની મતલબને પેશ આણીછે. લોકવીચારને તેમાં પહેલો દરજ્જો આપ્યોછે. તવારીખના બનાવોને કલ્પીત જંગો અને જંગીઓથી રંગ આપ્યોછે, અને કેટલીક અગત્યની બાબતોમાં એકેકથી ઉલટી વાતો લખીછે. પણ ખરા બનાવો સગન અને ચમત્કાર અને દેવતા વગેરેથી બનેલા જણાવ્યાછે; રાજદ્વારી બાબતોમાં કથાઓ અને કલ્પીત વાતોને ભેળી દીધીછે; ઇત્યાદી.[3] 'તવારીખના પીતા' ને નામે ઓળખતા જે લખનારની તવારીખમાં આ જાતનો ભીશ્ર હોય તેના ઉપર કેમ વીશ્વાસ બાંધી શકાય? અને તોપણ મજકુર યુદ્ધને માટે આપણને સર્વથી પહેલો અને મુખ્ય આધાર **હીરૉડોટસ**નોજ છે, એ અફસોસની વાત છે!

યુનાન સાથની છેલી લડાઇ પછી પાદશાહ **જર્કસીસ** માત્ર એકજ વરસ જીવ્યો. તવારીખનવેશો—અગત્ય કરીને યુનાની લખનારાઓ—એ તેને નીચ અને બદ ચીતારવાને કશી બાકી રાખી નથી. આગલા સફાઓમાં આપણ જોઇ ચુકયા છીયે કે **જર્કસીસે** યુનાનને તેની સર્કશીને માટે સજા કરવાનું કામ માથે ઉઠાવ્યું હતું, અને હજારો માઇલોની મોટી મુશ્કેલ મંજલો કાપી અગત્ય કરીને એથીન્યન લોકોને તેમની ઇરાન સાથની વર્તણુકને માટે પુરતી સજા કીધી હતી, જેથી તેઓએ તેના ઉપર લડાઇઓનાં ખોટાં અને શહેરાઘાત ભરેલાં વર્ણનો લખીનેજ પોતાનો કીનો લીધો નથી પણ તેને માટે તરેહવાર નહી બની શકે એવી વાતો જોડી કહાડીને આલમમાં તેને એક બદહવસી અને હેવાન્યત ખાસીયતનો ચીતારવાની તજવીજ કીધીછે. તેમની એ તજવીજમાં તેઓ ઘણે દરજ્જે ફાવ્યાછે, કેમકે જોકે **થર્લવૉલ** અને **ગ્રોટ** જેવા તવારીખનવેશો આ કલંકને એક રતીભારનો પણ વજન આપી ગયા નથી ત્યારે **રૉલીન્સન** જેવો સુધો હૈયાત તવારીખનવેશ એથીન્યન લખનારાઓની જાળમાં સપડાયોછે. એ લખનારાઓએ પોતાના જાતભાઇઓને રાજી રાખવા માટેજ આ નાલેશી ભરેલી વાતો જોડી કહાડેલી હોવી જોઇયે, પણ તે બીના સમજ્યા વીના પોતાના માનીતા તવારીખનવેશ **હીરૉડોટસ**ને પગળે ચાલીને **રૉલીન્સન** મહાત્મા **જર્કસીસ**ને તરેહવાર નહી ઘટતાં વીશેષણો લાગુ પાડેછે. અલબત **જર્કસીસ**ની મોટી કસુર એજ હતી કે તે પોતાની ચડડાઇમાં પુરી ફતેહ પામ્યો નહી. તોપણ તેણે પોતે જેટલાં વરસ રાજ્ય કર્યું એટલી મુદતમાં જે કામ માથે ઉઠાવ્યું અને બજાવ્યું તે એટલું બધું

---

૧ યુના૰ તવા૰ ૯૦ ૧, સફે ૫૭૪. ૨ તેજ, સફે ૫૮૨

૩ તેજ, સફે ૬૦૧.

હતું કે **જર્કસીસ**ની કારકીર્દીમાંથી કેટલાક જુલમાતના દાખલાઓ બાદ કરીયેતો તેની નકલ કરવાને આજનો એક સુધરેલાં દેશનો પાદશાહ બેશક રાજી થાય.

એવું કહેછે કે **જર્કસીસ**નું ખુન થયું હતું. **અર્દવાન** (આર્તાબાનસ) નામે એક લશ્કરી **અમલદારે** તેના આરામગાહમાં છુપો દાખલ થઇને તેનું લોહી રેડયું હતું અને તેમાં **અસ્પમીત્રીસ** નામે પાદશાહના એક ખાસ દરબાને તેને મદદ આપી હતી. પાદશાહના પાછળા દીવસો ઉપર ઇરાનની દરબારમાં ખટપટે ઘણો જબરો કાબુ મેળવ્યો હતો માટે તેવી કોઈ ખટપટમાં **જર્કસીસ**નું ખુન થયું હોય. તેની જે તવારીખ ઉપલા સફાઓમાં આપણે વાંચીછે તે તેની ચાલચલણ પુરતી રીતે દેખાડી આપેછે. તે બહાદુર અને હીમતવાન હતો, એ વાતમાં કશો શક નથી; તે મુશ્કેલીની પરવા કરતો ન હતો; તે નડી બને એવી મનાતી ચીજો બનાવવામાં શોક સમજતો હતો;—એ સઘળું યુનાન ઉપરની તેની મહાભારત ચહડાઈ અને તે માટેની તૈયારીઓ ઉપરથી સીદ્ધ થાયછે. તે દયાળુ હતો; સમજુ હતો; દુશ્મનની યા એક તાબેદારની સલાહ માનવાને પણ તત્પર હતો; પોતાની ભુલ કબુલ કરવાને કદી ના પાડતો ન હતો;— એ સઘળું ઉપલા સફાઓમાંના દાખલાઓ સાબેત કરી શકશે. તેની મોટી ખામી તેની બડાઈ હતી; તેની મોટી એબ તેની ગરૂરી હતી; તેની મોટી તકસીર તેની સખ્તાઈ હતી. બાકી તેને માથેનાં ઘાતકીપણું, વેહમ અને બદહવસનાં તોહમતો[૧] માત્ર સાબુના પરપોટા જેવાં ખયાલી અને ખાલી છે. તેના વખ્તમાં ઇરાનની મોટાઈ ઘણી વધી ગઈ હતી. છેક ઇટાલી સુધી તેનાં નામનો ધુજારો ચાલ્યો હતો, અને અગરજો યુનાન તેને તાબે થાત તો સીસીલીનો ટાપુ અને ઇટાલીનાં રાજ્યો તેને ખંડણી આપવાની તૈયારીમાં હતાં. પણ આ વાત ખરી છે કે તેની ચહડાઇઓથી ઇરાનને વસ્તી અને આબાદાનીમાં ઘણું ખમવું પડયું. લડાઇની કુનેહમાં તેને એક ખરા લડવૈયા જેટલો અનુભવ અને હુશીયારી હોય એમ લાગતું નથી. બાકી થર્મોપીલીની પહેલવહેલી લડાઈ થઇ ત્યારથીજ તેનું પગળું યુનાન સરજમીનમાં ફતેહ મેળવતું આગલ વધ્યું હોત. એક ચુકથી હજાર મુશ્કેલીઓ વેઠવી પડેછે; એક ગફલતીથી હજાર સંકટો શોશવાં પડેછે; અને તે **જર્કસીસ**ના દાખલાથી પુરતી રીતે આપણા જાણ્યામાં આવેછે. લડાઈ પછી સુલેહના વખ્તમાં તે પોતાનું મન બીજા રાજ્ય સુધારાઓ જોડે ઇમારતબંદીના હુનરમાં રોકેલું રાખતો હતો તેના નમુનાઓ ચેહલમીનાર અને બીજા મહેલોની ખંડીયેર નીશાનીઓ આપણી હજુર ધરેછે. તેનો એ હુનર આજે ઇરાની મુસાફરોને હેરત કરેછે, અને એ બાબતમાં **રૉલીન્સન**ને પોતાનેબી **જર્કસીસ** સંબંધી બે સારા શબ્દો બોલ્યા વીના ચાલ્યું નથી,[૨] કેમકે આ વખ્તે તેને વીચાર બાંધવા માટે **હીરૉડોટસ** યા બીજા યુનાની લખનારની મદદ લેવી પડી નથી, જેઓ સઘળા ઇરાનનાં આ મહાભારત કામથી તદન બેખબર અથવા બેકદર દીસેછે. તેમની તવારીખના અધુરાપણાંની આ મોટી સાબેતી છે.

૧ પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૪૮૫. ૨ તેજ, સફે ૪૮૫—૮૬.

# બાબ ૧૯.

# બહમન.

## અર્તક્ષત્ર—આર્તાજ઼ર્કસીસ (લોંજીમાનસ); અર્દશીર (દરાજ઼દસ્ત)૧.

(ઇ૦ સ૦ પુ૦ ૪૬૫ થી ઇ૦ સ૦ પુ૦ ૫૨૫ સુધી.)

**૧.** ઈરાનની નબળાઈનો જમાનો. જર્કસીસનાં કર્જ઼દો; ખુનીનાં કાવત્રાં—શાહજાદા દારાનું ખુન; નવો પાદશાહ અર્દશીર; ખુનીને ઘટતી સજા; મેહબાજુએ બજાવેલી સેવા. શાહજાદો ગુશ્તાસ્પ—તખ્ત ઉપર તેનો દાવો—તેની ચહડાઇ અને તેની શીકસ્ત. યુનાનીને બદલે ઇરાની નામોની પસંદગી.

**૨.** એથીન્યનોની દુશ્મની—યુનાનીઓમાં ઇરાનની નવી ચહડાઈ બાબે ત્રાસ—તેમની તૈયારીઓ; પૉસેન્યસની ગફ્રી અને તેનું પરીણામ; ડીલૉસની સંપીલી મંડળી; થેમીસ્ટોકલીસના દગાની સજા—તેના અપકારને બદલે પાદશાહ તરફનો ઉપકાર—તેની નવી ઠગાબાજી—તેનો અંત. મીસરનો બલવો—પાર્સી હાકમની નબળાઇ—મોટી ફોજ સાથ મેહબાજુની ચહડાઇ—બલવાખોરોની હાર—એથીન્યનોનો બેવડો નાશ—સરદારોને સજા—બલવાનો અંત. એથીન્યનોની નવી નાસેપાસી; એક ઠગાઈ ભરેલી સુલેહની કહાણી:—સુલેહની શરતો—સુલેહ માટેના સબબોની ગેરહાજરી— સુલેહનું ભોપાળું; યુનાની લખનારાઓની ઘાલમેલ.

**૩.** એથન્સ અને સ્પાર્ટા વચે જુંબેશ; સ્પાર્ટા ઈરાનની મદદ માંગેછે—તેમના એલચીઓ—પાદશાહનું થંડું દીલ—એથીન્યનોની મતલબી ભલાઈ. મેહબાજુ અને તેના બેટાના બલવાઓ—તેના સબબ. યહુદીઓ ઉપર પાદશાહની મેહરબાનગીઓ; ઈસ્થર રાણી; હામાન વજીરનું અપમાન—ઈરાનમાં યહુદીઓ સાથ લડાઇ—તેમના ઉપર નવી નવાજેશ; મેહરબાનગીઓના રાજદ્વારી સબબો. પાદશાહનું મરણ અને ચાલચલણ.

["દરાજ઼દસ્ત" ની સમજણ—બહમનનો સખી દીલગુર્દો—તેની નસીહતો—બેબીલનની ફતેહ વીશે ગુચવાડા ભરેલું લખાણ—મોતનું કારણ.]

### ફસલ ૧. નાના પાદશાહની શરૂઆતની ફતેહો.

(ઇ૦ સ૦ પુ૦ ૪૬૫ થી ૪૫૯ સુધી.)

મહાત્મા **જર્કસીસ**નાં મરણથી ઈરાનની નબળાઈનો જમાનો શરૂ થાયછે. એ બનાવ ઈ૦ સ૦ પુ૦ ૪૬૪ નાં સાલમાં બન્યો ત્યારપછીની દોઢ સદીની ઈરાનની તવારીખ ઇરાનની દુર્દશાથી ભરેલીછે. અત્યાર સુધી આપણે ઈરાનની મોટાઈની વાતો વાંચીછે, પણ હવે તે મોટાઈ કેમ અને કાંય પડી ભાગી તેની સંતાપકારક વાતો શરૂ થાયછે. અગરજો હખામંની વંશની પાદશાહતના બે તબક્કા કરવામાં આવે તો પહેલો **જર્કસીસ**નાં મરણ સાથ પુરો થાયછે અને બીજો તેના બાળક બેટા **આર્તાજ઼ર્કસીસ** (અર્દશીર) ના તખ્તે બેસવાથી શરૂ થાયછે.

**જર્કસીસ** ગમે તેવો મોટો પાદશાહ હતો તોપણ તેની રાણી એકજ હતી. તેના પીતા **દારાયસ હીસ્તાસ્પીસ** જોડે મળીને પેલા દગાખોર **સ્મર્દીસ**ને પદભ્રષ્ટ કરનારા ઉમરાઓમાંનો એક **ઓતાનીસ** (હુતન) તેનો સસરો હતો. **હુતન**ની બેટી **એમેસ્ત્રીસ** તે **જર્કસીસ**ની એકનીએક રાણી હતી. આ રાણીને પેટે ત્રણ બેટા અને બે બેટીઓ અવતરી હતી. આ શાહજાદીઓ સાથ આપણને કામ નથી. શાહજાદાઓ-

માંનો વડો **દારાયસ** (દારા), બીજો **હીસ્તાસ્પીસ** (વીસ્તાસ્પ) અને ત્રીજો **આર્તા-જર્કસીસ** (અર્દશીર) હતો. **દારા** પોતાનાં પીતાનાં મરણ વેળા પોતાના ત્રીજા ભાઇ જોડ દરબારમાંજ વસતો હતો, પણ વચલો ભાઇ આ વેળા બેકત્રયા ખાતે હતો, જ્યાંનો તે હાકમ હતો. અલબતે ઇરાનનું તખ્ત **દારાયસ**ને મળવું જોઇતું હતું, અને તે તેનેજ મળશે એવી સર્વેને વકી હતી. પણ પાદશાહનું ખુન કરનાર **આર્તાબાનસ** (અર્દવાન)ને આ વડા શાહજાદા **દારાયસ**ની ભારી બીક હતી, માટે તેણે તેને માર્ગમાંથી દુર કરવાની મતલબથી **અર્દશીર** (આર્તાજર્કસીસ) ના કાન ભર્યા કે **જર્કસીસ**નું છુપ્યું ખુન કરનાર કોઇજ નહી પણ **દારા** હતો, અને તખ્ત મેળવવાની ઉતાવળમાં તેણે આ કુકર્મ કર્યું હતું. નાદાન **અર્દશીરે** પેલા લુછાની આ સમજાવત ખરી માની, અને કદાચ **અર્દવાને** તેનાં મનમાં તખ્ત સંપાદન કરવાની છુપી ઉમેદ મેલી હોય તો તેમાં નવાઈ નથી. તે દગાખોરની ઉસકેરણી ઉપરથી **અર્દશીર** પોતાના વડા ભાઇનો ખુની બન્યો, અને એ રીતે ઇરાનની કમ્બખ્તીનો દીવસ શરૂ થયો. શાહજાદા **દારા**નું ખુન થયું એટલે દરબારમાં તખ્તના દાવાદાર વીશે ગડબડ ઉઠી, પણ વચલો ભાઇ બેકત્રયા ખાતે દુર હતો, અને દરબારનો તો પોતે માનીતો હતો, માટે એ તકનો લાભ લઇને તથા પેલા કાવત્રાંબાજ **અર્દવાન**ની કુમક હોવાથી **અર્દશીર** પોતાના બાપનાં તખ્ત ઉપર બેઠો.

હવે ઇરાનમાં પેલા દુર પડેલા ભાઈ **વીસ્તાસ્પ** અથવા **ગુશ્તાસ્પ**ના મીત્રો અને મદદગારો હતા તેઓએ **અર્દશીર**નાં આપખુદ કામ સામે વાંધો ઉઠાવ્યો, પણ **અર્દવાન** આ જવાન પાદશાહનો જમણો હાથ થઇ પડયો હતો માટે તેના કાવાદાવા આગલ બેકત્રયાના હાકમના મીત્રોનું કંઈ ચાલ્યું નહી. **અર્દવાન** નવા પાદશાહ સામે ઉઠતાં બંદથી અંદરખાનેથી રાજી હતો, કેમકે તેની છુપી અને બુરી નેમ એજ હતી કે રાજ્યમાં ઉઠતા બલવાનો લાભ લઇને પોતે તખ્ત પચાવી બેસવું. એટલામાટે તેણે હવે જવાન પાદશાહના બીલાઉપાડ કરવાની યુકતી રચી; પણ તેમાં તે ફાવ્યો નહી. તેની બુરી નેમ વીશે પાદશાહ—જે માત્ર એક છોકરો હતો—તેને ખબર પડી, અને એજ વખ્ત તેને એમબી માલુમ પડયું કે તેના વડા ભાઇનું નાહક ખુન થયું હતું, તથા **જર્કસીસ** પાદશાહનો ખરો ખુની તો આજ ચંડાલ હતો. આ ઉપરથી **અર્દશીરે** આ ખુની **અર્દવાન**ને પકડયો અને તેને તથા તેના કુટુંબીઓ, જેઓ ઉપલાં કાવત્રાંમાં શામેલ હતા, તેમને ગર્દન મરાવ્યા. **અર્દવાન**નો દગો પાદશાહ આગલ જાહેર કરનાર **જર્કસીસ**નો જમાઈ **મગબીજસ** (મેહબાજુ)[૧] હતો. તેનાથીજ પાદશાહે જાણ્યું કે તેના પીતાના આરામગાહના મુખ્ય દરબાન **અસ્પમીત્રીસ**ની મદદથી **અર્દવાને** મરહુમ પાદશાહનું રાતની વેળાએ ખુન કર્યું હતું. આ ગુનાહ **જર્કસીસ**નાં મરણ પછી સાત મહીને જાહેર થયો

૧ અવસ્તામાંના નામનું અસલ રૂપ 'મધબાજુશ' થાય, જે ઉપરથી ફાર્સીમાં 'મેહબાજુ' થાયછે. આ સરખામણી એરવદ શે૦ દા૦ ભરૂચાએ કીધીછે, અને કેટલાંક ગુચવાડા ભરેલાં તથા યુનાનીઓએ બીગાડી નાખેલાં પાર્સી નામોની એજ જાતની સરખામણી આગલ ચાલતાં અમે નોટમાં આપીછે તેબી એજ એરવદ સાહેબે કીધેલી જાણવી.

અને એ મુદત સુધી છુટા ફરીને નવાજ વાંકની તજવીજ કરતાં આ ચંડાલો પોતાને ઘટતે ફેજે પહોંચ્યા. એક તવારીખનવેશ—**ડાયોડોરસ**—એવી વાત જણાવેછે કે **અર્દવાન**નો કાબુ નવા પાદશાહ ઉપર અતીઘણો હતો અને તેથી તે એટલોબધો છગી ગયો હતો કે એક દીને પોતાની ગરૂરીની ધુણમાં તે પાદશાહનાં એવાનમાં ધુસી ગયો અને તેના ઉપર શમશેર ઉઠાવીને તેને જખમી કીધો ! અને તેની આ સર્કશીનો તે મગરૂર ખુનીએ બદલો મેળવ્યા પછી તેના બેટાઓ પોતાના પીતાનો કીનો લેવા **અર્દશીર** સામે બંદ ઉઠાવી નીકળ્યા. પણ તેમની ફોજને **મેહુબાજી**એ એક લડાઇમાં હરાવી અને તેમાંજ આ સર્કશ છોકરાઓ કપાઈ મુઆ.

આ રીતે **અર્દશીર** પાદશાહે પોતાના પીતા અને ભાઇનાં ખુનોનો કીનો લીધો. તેણે પોતાના વડા ભાઇનો જીવ લેવામાં કરેલી ભુલ હવેજ જોઇ. કદાચ તે ઘણો પશેમાન થયો હશે, અથવા તેની માતા **એમેસ્ત્રીસ** આગલ તેણે પોકેપોક રડીને માફી ચાહી હશે; પણ તે સઘળું છતાં આ પાદશાહ દીલનો ભલો અથવા સાચો જણાતો નથી; કેમકે તેણે પોતાના વડા ભાઇનું ખુન અગરજો પોતાના બાપનાં વેરમાં રેડયું હતું તો શાહજાદા **દારા** પછી તખ્ત ઉપરનો હક તેના બીજા ભાઈ **ગુશ્તાસ્પ**નો હતો એમ કબુલ કરીને તે તેને માટે તેણે રાખવું જોઇતું હતું. પણ તેમ કરવાને બદલે એકગમથી વડા ભાઇનું ખુન કરીને બીજી ગમથી તે પોતાના બીજા ભાઇનો હક પચાવી બેઠો. તેનાં આ કામથી **ગુશ્તાસ્પ**ને બહુ માઠું લાગ્યું અને તે છેક બેકત્રયા ખાતે દુર પડેલો હોયાથી ત્યાંથી તેને પોતાની લાગ લગાડતાં બહુ મુશ્કેલી નડી. તોપણ તેણે પોતાનો હક ઇરાનમાં પોતાના મીત્રોની મારફતે જાહેર કીધો અને તેની ફોજે **અર્દશીર**ની સામે બંદ ઉઠાવી **ગુશ્તાસ્પ**ને પાદશાહ નેમવાનો પોકાર ઉઠાવ્યો. તે શાહજાદો પોતે એક મોટી ફોજ લઇને ઇરાન તરફ ધસ્યો આવ્યો અને તેના ઝુંડા હેઠળ સત્યતા ચાહનારા ઘણાઓ શામેલ થયા. અગરજો પાદશાહ પોતેબી તેવોજ હોત તો તેણે પોતાના ભાઇને એકદમ તખ્ત ઉપર લઇજઈ બેસાડયો હોત; પણ તેમ કરવાને બદલે તે તેની સામે એક મોટી ફોજ લઈ ચાલ્યો. બંને ભાઇઓનાં લશ્કરો વચ્ચે બે મોટી લડાઇઓ થઈ. પહેલી લડાઈમાં મનમાનતું પરીણામ જણાયું નહી, પણ બીજીમાં હકદારની હાર થઈ અને તેનો હક પચાવી બેસનાર જીત્યો. **ગુશ્તાસ્પ**ની ફોજની આ શીકસ્તનું કારણ એવું જણાવવામાં આવ્યું છે કે તેનાં માણસોનાં મોહોડાં ઉપર ધુલ ઉડવાથી તેઓ દુશ્મનો સામે જોઇયે તેવી રીતે લડી શકયા ન હતા. **અર્દશીર**ની આ ફતેહ એટલી મોટી હતી કે બેકત્રયા તેને તાબે થયું અને **ગુશ્તાસ્પ** પુરો નાચાર થયો. એ પછી તેના શા હાલ થયા તે જણાતું નથી.

જવાન પાદશાહની આ સઘળી ફતેહો તેની પાદશાહીનાં પહેલાં થોડાંક વરસોમાં થઈ. પણ એ પછી ઇરાનને વધારે મોટી લડાઇઓમાં ઉતરવું પડયું. તે બાબેનું વર્ણન કરીયે તે આગમજ આ ઠેકાણે જણાવવાની જરૂર છે કે હવેથી આપણ નવા પાદશાહને યુનાનીઓનાં આપેલાં **આર્તાજર્કસીસ** નામથી તો નહીજ પણ શરૂઆતમાં જણાવેલાં **અર્દશીર** નામથી પણ ઓળખીશું નહી. પણ હવે તેને અમો **બહુમન**નાં

પાદશાહી અને માનીતાં સ્થાપીત નામથી ઓળખવા માંગીયે છીયે, કેમકે આ પાદશાહના અમલથી **ફીરદોસી**ના શાહનામાંમાં જણાવેલા પાદશાહ **બહુમન**નો અમલ શરૂ થાયછે. **અર્દશીર** દરાજદસ્ત તેજ **આર્તાજર્કસીસ** લોંજીમાનસ છે, અને લાંબા હાથવાળો **અર્દશીર** તેજ પાદશાહ **બહુમન** છે, એમ અમે એક આગલા બાબમાં લંબાણથી સીદ્ધ થયલું જણાવ્યુંછે. એટલામાટે હવેથી **આર્તાજર્કસીસ**ને અમે **બહુમન**નાં લોકપ્રીય અને રસીલાં નામથીજ ઓળખીશું, એટલુંજ નહી પણ તેના પછીના પાદશાહોનેબી બનતાંસુધી શાહનામાનાં મીઠાં નામોથીજ પીછાનીશું.

## ફસલ ૨. મીસરનો બલવો—એક બનાવટ ભરેલી સુલેહની કહાણી.

(ઈ૦ સ૦ પુ૦ ૪૬૦ થી ઈ૦ સ૦ પુ૦ ૪૪૦ સુધી.)

ઈ૦ સ૦ પુ૦ ૪૬૦ માં મીસરમાં બલવો ઉઠયો. **ડાયોડોરસ** જણાવેછે કે પાદશાહ **જર્કસીસ**ના વડા બેટાનું ખુન થયા પછી ઇરાનમાં ચાલેલી ગડબડની તક લઇને મીસરે ઇરાનથી સ્વતંત્ર થવાની આ તજવીજ કીધી હતી. પણ જો આ તજવીજ તે વખ્તનીજ શરૂ થઇ હોયતો તેણે ત્યારપછીનાં પાંચ વરસો સુધી બલવાનું રૂપ ધારણ કીધેલું જણાતું નથી. મીસરના આ બલવામાં પાછો એથીન્યન લોકોએ દેખાવ દીધો હતો. તેઓએ હવે તો ઇરાન સાથ દુશ્મનીનીજ કંમર બાંધી હતી, અને તેનાં કારણો હતાં.

યુનાની લખનારાઓ પોતાનાં દેશાભીમાનના ખોટા ગર્વમાં **જર્કસીસ**ની ચહડાઇનાં પરીણામો વીશે ગમે એટલું લખે, તોપણ તેમના પોતાનાંજ લખાણોથી આ વાત તો સીદ્ધ થઇ ચુકીછે કે તેઓનાં દીલમાં આ ઇરાની ચહડાઇથી એટલીબધી હેબત પેસી ગઇ હતી કે તેઓએ હવે પોતાનાં બંદરો મજબુત કરવા અને ચહડાઇના માર્ગો બંધ કરવા માંડયા. એથન્સનાં બારાંની મજબુતીના ઇલાજો ઉપર યુનાની લખનારાઓ આપણું બહુ ધ્યાન ખેંચેછે. આ મજબુતીના ઇલાજો ઇરાનની ચહડાઇની બીહીકથી લેવામાં આવ્યા હતા. વળી એથીન્યનોએ બંદરની મજબુતી જોડે દર સાલ વીશ નવાં બારકસો બાંધ્યા જવાનો ઠરાવ કીધો. એ કામ **થેમીસ્ટોકલીસ** નામે સરદારની સમજાવતથી એથીન્યન પ્રજાએ માથે લીધું. આ પછી સઘળી યુનાની પ્રજાએ ભેગી થઇને યુનાનની પડોસમાં, જ્યાં જ્યાં ઇરાનને તાબેનાં છુટાં છવાયાં શેહરો અને બંદરો તથા ટાપુઓ હતા તે ઉપર, ચહડાઇઓ મોકળાવી (ઈ૦ સ૦ પુ૦ ૪૭૮), અને તેમને પાછાં ઇરાનના કબ્જામાંથી સ્વતંત્ર કરવાની તલબ કીધી. આ કારણ માટે પેલોપોનીસસના દ્વીપકલ્પની પ્રજાઓએ સ્પાર્ટન સરદાર **પૉસેન્યસ**ના હાથમાં ૨૦ બારકસો આપ્યાં. એથીન્યનોનાં ૩૦ બારકસો હતાં, જેમની સરદારી **એરીસ્ટાઈડીસ** અને **સાઈમન** નામે ધણીઓને મળી હતી. આ ઉપરાંત બીજી સ્વતંત્ર પ્રજાઓએ બીજાં બારકસો તૈયાર કીધાં હતાં. પ્રથમ આ સઘળો કાફલો સાઇપ્રસના ટાપુ તરફ ચાલ્યો, જે હજુ સુધી ઇરાનના તાબા તળેજ હતો. કહેછે કે ત્યાંનાં કેટલાંક યુનાની શેહરોને ઉપલી યુનાની ફોજે છુટાં કીધાં, અને પછી તે થ્રેસ તરફ ચાલી. આ વખ્તે બાઇજેન્ટ્યમ શેહર ઇરાનના હાથમાં હતું અને તે તે તરફનું મુખ્ય મથક હોવાથી ત્યાં મોટી ઇરાની ફોજ રહેલી હતી.

આ શેહરને યુનાનીઓનાં ભેગાં લશ્કરે ઘેરો નાંખ્યો અને કહેછે કે લાંબી મુદત પછી યુનાનીઓએ તેને હાથ કીધું.

ઉપલી ફતેહોથી યુનાની સરદારો એક ફુકાની પેઠે ફુલી ગયા. તેમના ફુલણજીપણાંનો સર્વેથી સરસ નમુનો સ્પાર્ટન સરદાર **પૉસેન્યસ** હતો.[1] ઇરાનીઓની ચહડાઇ વેળા ખુદ યુનાનનાં ભીતરમાં પ્લેટી ખાતે ચાલેલી લડાઇ વેળા યુનાની ફોજનો વડો આ સરદાર હતો. તે લડાઇની ફતેહથી **પૉસેન્યસ** બહુ છકી ગયલો તો હતોજ તેમાં વળી સાઇપ્રસ અને બાઇજ઼ન્ટ્યમ ખાતેની ફતેહોથી તેને હવાપર જવાને પુરતી મદદ મળી. તેને લડાઇઓમાં મળેલી લુટથી તે એક પાદશાહી મોભા સાથ વસવા લાગ્યો. કહેછે કે તેણે ઇરાનના પાદશાહ (આ વખ્તે **જ઼ર્કસીસ** હજુ જીવતો હતો) ઉપર એક નામુ મોકળાવીને તેની જોડે દોસ્તી કરવા માંગી, અને કબુલાત આપી કે અગરજો પાદશાહ પોતાની બેટી જોડે તેની શાદી કરેતો **પૉસેન્યસ** ઇરાની ફોજની મદદથી એથન્સ અને સ્પાર્ટા તથા આખાં યુનાનને ઇરાનના તાબા તળે આણી આપે. **થ્યુસીડીડીસ** નામે એક યુનાની તવારીખ લખનાર, જે લગભગ **જ઼ર્કસીસ**ના જમાનામાંજ થઇ ગયેલોછે, તે આ નામાંની વાત જાહેર કરેછે.[2] તેના જણાવ્યા મુજબ પાદશાહે **પૉસેન્યસ**ના ઉપલા વચનોથી ખુશખુશ થઇને તેની સઘળી માંગણી મુજબ અમલ કરવાની ઇછા બતાવી, અને **પૉસેન્યસે** બાઇજ઼ેન્ટ્યમ ખાતે પકડાયલા ઇરાની બંધવાઓને પાદશાહ તરફ સલામત મોકળી આપ્યા હતા. માટે તેની માંગણી મુજબ અમલ કરવા માટે પાદશાહે **આર્તાબાજ઼સ** (અર્દાબાજુ) નામે એક વીશ્વાસુ સરદારને ભવીષ્યની યુનાની ચહડાઈ માટે ગોઠવણો કરવા થ્રેસ ખાતેનાં ઇરાની રાજ્યના નવા હાકમ દાખલ મોકળ્યો. કહેછે કે પાદશાહને પોતાની મરજીને વશ થયલો જોઇને **પૉસેન્યસ** એટલો તો ફુગી ગયો કે હવે તે પોતાને મહાત્મા **જ઼ર્કસીસ**નો જમાઈ ગણવા અને તે મુજબનો મોભો રાખવા લાગ્યો. તેણે ઇરાની પોશાક એખ્ત્યાર કીધો, જ્યાં જ્યાં ફરવા નીકળ્યો ત્યાં ત્યાં પોતાની જોડે મીડયન અને ઇજીપ્શ્યન ચોકીદારો રાખ્યા, ખાનાપીનામાં ઇરાની મોજમજાહ દાખલ કીધી, અને એ રીતે સ્પાર્ટન પોશાક અને રીતભાતનો જાહેર ધીકાર બતાવવા લાગ્યો. આ વીશેની ખબર સ્પાર્ટા ખાતે પોહોંચી, અને ત્યાંના અધીકારીઓએ તેને બોલાવી લઇને એકવાર જતો મુકયા પછી બીજી મર્તબે તે દગો કરતો સપડાયો ત્યારે અંતે ભુખમરાથી તેની જીંદગીનો અંત આવ્યો હતો. (ઇ૦ સ૦ પુ૦ ૪૭૭.)

એકગમથી જ્યારે **પૉસેન્યસ**ને સ્પાર્ટન લોકે બોલાવી લીધો ત્યારે યુનાન ખાતેના કાફલાની સરદારી સ્પાર્ટનોને બદલે એથીન્યનોના હાથમાં આવી. બેટાઓના એક

૧ ગ્રોટ અફસોસ કરેછે કે આમ ઘણાખરા યુનાની સરદારોના બાબમાં બન્યુંછે, જેઓ ફતેહથી બીગડી ગયા હતા.—યુના૦ તવા૦, દફ૦ ૭, સફે ૭૨૦, દફ૦ ૪, સફે ૧૭.

૨ થ્યુસીડીડીસ, દફ૦ ૧, પ્ર૦ ૧૨૮—૧૨૯. પણ આ પત્રવ્યવહારની વાત ઊપર આજના તવારીખનવેશો શકની નજરથી જુએછે. કૉકસ આ પત્રોને તેમજ થેમીસ્ટોકલીસે ઇરાનના પાદશાહ ઊપર લખેલાં પત્રોનેબી બનાવટ ભરેલાં ગણેછે.—યુના૦ તવા૦, દફ૦ ૨, સફે ૯ (નોટ).

સરદાર **એરીસ્ટાઈડીસે** બીજાં યુનાની રાજ્યોને પોતાની પક્ષમાં લઇને એક નવી એકસંપી મંડળી ઉભી કીધી, જેની મતલબ ઇરાન સામે કમર બાંધીને યુનાની રાજ્યોનો બચાવ કરવા અને તે માટે ગોઠવણો કરવા તથા ઇલાજો લેવાની હતી. તેનું મથક ડીલૉસના ટાપુ બાતે રાખ્યું, અને મંડળીનું વડાપણું એથન્સે લીધું. આ મંડળી સ્થાપાઇ તે વેળા યુનાનની પડોસમાંના કેટલાંક શેહરો જોડે સ્ત્રાઇમિન નદીના કાંઠા ઉપર ઇયન નામે મુખ્ય મથક તથા થ્રેસના પ્રાંતમાં ડૉર્સીકસનું મજબુત શેહર હજુ સુધી ઇરાનનાજ કબ્જામાં હતાં. હવે ઉપલી મંડળીનો એક આગેવાન **થેમીસ્ટોક્લીસ** નામે સરદાર હતો, જેની દગબાજી આગળા સફાઓમાં આપણે વાંચી ગયા છીએ. પણ ઇરાન તરફની દગાઇમાં તે ફાવ્યો હતો ત્યારે પોતાના દેશ તરફની દગલબાજીમાં તેનો નાશ થયો હતો. તેના ઉપર ઇરાન સાથ મળી જઇ યુનાનની વીરૂધમાં ખટપટ ચલાવવાનું તોહમત મેલાયું. આ વાંકમાં ઘણી સચાઇ હતી, કેમકે સ્પાર્ટન સરદાર **પૉસેન્યસ** જોડે **થેમીસ્ટોકલીસ** મળી ગયો હતો. તે લાંચીઓ અને લોભીઓ હતો તેમાં તો શક નથી.[1] તેનાજ મીત્રો એ તોહમત કબુલ કરી ગયા છે. પણ આ તોહમતની તપાસ ચાલે તે આગમજ આ લાંચખાઉ સરદાર નાઠો અને કેટલીક હેરાનગતી ભોગવીને અંતે સુસા બાતે ઇરાનના પાદશાહનો આશ્રો લેવા ગયો. વળી તે પાદશાહબી કોણ? તેણે જે પ્રજાની મોટી સેવાઓ બજાવેલી તે પ્રજાથી તે પોતાનો જીવ બચાવી નાઠો હતો, પણ તે સેવાઓ બજાવતાં જે પાદશાહનું તેણે મોટું નુકસાન કરેલું તેજ પાદશાહનો આશ્રો લેવા તે આવ્યો હતો! મહાત્મા **જર્કસીસને** **થેમીસ્ટોકલીસના** દગા ભરેલા વચનોથી સાલામીસની લડાઇ વેળા બહુ ખમવું પડયું હતું. એ વાત ઇરાનીઓ યા એથીન્યનોથી છુપી ન હતી; અને તોપણ તેજ પાદશાહના પગપર માથું મેલીને પોતાનો આશ્રો શોધવા તે સુસા બાતે આવી પુગ્યો હતો.

પણ આ વખ્તે **જર્કસીસ** જીવતો ન હતો. ઇરાનનાં તખ્ત ઉપર તેનો બેટો **બહુમન** બેઠો હતો. એવું અનુમાન કરી શકાય છે કે **જર્કસીસનાં** મોતની ખબર સાંભળીનેજ **થેમીસ્ટોકલીસે** તેના નાદાન દીકરાને પોતાની ખોટી વાતોથી ભમાવ્યો હશે. ગમે તેમ હોય, પણ ઇરાનની દરબારમાં આ એથીન્યન દુશ્મનનો સારો આદરસતકાર થયો. એક વરસમાં તે ઇરાની ભાષા શીખ્યો અને પાદશાહનો વીશ્વાસ મેળવવાને શકતીવાન થયો. **બહુમન** નાદાન—માત્ર એક છોકરો—હતો, માટે તે આ એથીન્યનની વાતોથી લલચાઇ જાય તેમાં નવાઇ નથી. જેમ **પૉસેન્યસે** **જર્કસીસને** તેમ **થેમીસ્ટોકલીસે** આ નાના પાદશાહને મોટી મોટી કબુલતો આપી. તેણે યુનાનને ઇરાનના કબ્જામાં લાવી મેલવાનું કામ પોતાને માથે લીધું, તે માટે ગોઠવણો કરવાનું શરૂ કીધું, અને પોતાની ફસાહત ભરેલી જબાનથી એ રીતે પાદશાહનું દીલ જીતી લીધું. આ ઉપરથી પાદશાહ એટલો ચકીત થઇ ગયો કે તેણે એકગમથી **અર્દવાનનું** કાવત્રું જાહેર થયા પછી અને બીજી ગમથી પોતાના વડા ભાઇ **ગુશ્તાસ્પની** શીકસ્ત થયા બાદ **થેમીસ્ટોકલીસને** પોતાનો મુખ્ય પણ છુપો મદદગાર માની લીધો. તેણે તેને ઇરાની

---

૧ ગ્રોટ, યુના૦ તવા૦, ઇ૨૦ ૪, સફે ૭૫.

ઓરત અપાવી, અને મોટી ભેટ સોગાદો સાથ મેગ્નીસ્યા ખાતે તેનું રહેઠાણ કરી અપાવ્યું. એ શેહરની આસપાસના જીલ્લાની મેહસુલ **થેમીસ્ટોકલીસ**ને તેની રોટીને માટે સ્વાધીન કરવામાં આવી, જે ૫૦ ટેલંટ જેટલી મોટી હતી. પડોસમાં માયસનું દરીયાઈ બંદર હતું તેની મોટી ઉપજ તેના મસાલાને થકી અને હેલેસ્પોંટના કાંઠા ઉપર લેમ્પસેકસનાં બંદરની ઉપજ તેના શરાબને માટે મુકરર કરી આપી. મેગ્નીસ્યા ખાતે પાછળથી **થેમીસ્ટોકલીસ**નું કુટુંબ એથન્સ ખાતેથી તેને આવી મળ્યું હતું. ત્યાં તે કેટલાંક વરસો સુધી રહ્યો, પણ પાદશાહને આપેલી કબુલતનો એક ભાગ પણ બજાવી શકયો નહી. એ રીતે તેણે પોતાને માથેનાં લાંચ, દેશ તરફની નીમકહરામી, દગો અને બીજાં તોહમતોમાં જુઠાઈનું નવું તોહમત ઉમેર્યું. કહેછે કે પાદશાહને ઠગવા માટેના ગમથી જેહર ખાઈને તે મુઓ હતો, પણ **૧ટ્યુસીડીડીસ** લખેછે કે તે માંદગીથી મરણ પામ્યો હતો.[2] એ બનાવ ઈ૦ સ૦ પુ૦ ૪૭૧ માં બન્યો, જે વેળા **બાહુમન**ને તખ્ત લેવાનું ૬ ઠું વરસ ચાલતું હતું.

હવે આપણ મીસરના બલવાની વાત ઉપર પાછા આવીયે. આ બલવામાં એથીન્યનોનો મોટો ભાગ હતો તે વીશે વર્ણન કરવા આગમજ તેમની ઈરાન સાથની દુશ્મની વીશે થોડોક ખોલાસો આપવાની જરૂર હતી. મહાત્મા **જર્કસીસે** પોતાના અમલનાં પહેલાં વરસોમાં મીસરને પાછું પોતાને તાબે કર્યા. પછી ત્યાંના લોકો કદી ચવડયાં ન હતાં, પણ ઈરાનને તાબે રહ્યાં હતાં અને ત્યાં **જર્કસીસ**નો ભાઈ **હુખામનીશ** હાકમ નેમાયો હતો. પણ પાદશાહનાં મરણ પછી ઈરાનમાં ગડબડ ઉઠી. એક ગમથી બેકટ્રયા ખાતે બલવો ઉઠયો કે બીજીગમથી મીસરનાં લોકોએ પોતાનું સ્વતંત્રપણું મેળવવાનો નવો યત્ન કર્યો. એ માટે તેઓએ એથીન્યનોની મદદ માંગી, અને તે પ્રજાએ ઈરાન સાથની પોતાની દુશ્મનીને થકી એકદમ લડાઈનાં ૨૦૦ બારકસો મોકળી આપ્યાં. મીસરનાં લોકોએ લીબ્યાના રહેવાસી **ઈનારસ**ને તથા સઈસના રહેવાસી **અમીર્ત્યુસ**ને પોતાના રાજા ગણીને તેમને લસ્કર વગેરેની સરદારી આપી, જેઓએ ઈરાની ફોજ સાથની એક મોટી લડાઈમાં ઈરાની હાકમ શાહજાદા **હુખામનીશ**ને હરાવ્યો, એટલુંજ નહી પણ **ઈનારસે** તેને જખમી કીધો જેથી તે મરણ પામ્યો. આ લડાઈ નાઈલ નદીનાં મુખ આગળ પેપ્રેમીસ ખાતે થઈ હતી, જેની ખબર મળવાથી પાદશાહ **બાહુમન**ને બહુ ક્રોધ ચહડયો. તેને એથીન્યનો ઉપર વેર લેવાનું હતું, કેમકે તેમની મદદથી આ બલવો બરપા થયો હતો. કહેછે કે એટલા માટે પાર્સી પાદશાહે સ્પાર્ટા ખાતે એલચીઓ મોકળાવીને એથન્સ ઉપર ચહડાઈ લઈ જવાની ઉસકેરણી કીધી,[2] પણ તેમાં તે ફાવ્યો નહી. આ ઉપરથી તેણે પોતાના **મેહબાજુ** સરદારને મોટી[3] ફોજ આપીને મીસર ખાતે લડવા મોકલ્યો. આ વેળા

---

૧ ટ્યુસી૦, દફ્‌૦ ૧, પ્ર૦ ૧૩૮. ૨ ગ્રોટ, યુના૦ તવા૦, દફ્‌૦ ૪, સફે ૮૨.

૩ ટીસ્યસ મુજબ પાંચ લાખ માણસો, જેમાંનાં ત્રણ લાખ મીસર ખાતે હતાં; ડાયોડોરસ મુજબ મેહબાજુ પોતાની જોડે ત્રણ લાખ માણસો તથા ૩૦૦ બારકસો લઈને ગયો હતો.—પુરા૦ પાદ૦, દફ્‌૦ ૪, સફે ૪૯૮, નોટ ૧૮.

ઇરાની ફોજ માર ખાઇને રાજધાની શેહર મેમ્ફીસના કીલ્લામાં ઘેરાઈ ગઈ હતી. પણ **મેહુબાજુ**એ એકદમ મેમ્ફીસ તરફ ધસી જઇને બલવાખોર ફોજને તથા તેના મદદગાર એથીન્યનોને એક મોટી લડાઇમાં હરાવ્યા તથા શેહરને ઘેરામાંથી મુક્ત કીધું. આ ઉપરથી એથીન્યનો પ્રોસોપીટીસ નામે એક ટાપુમાં ભરાઈ બેઠા. ત્યાં તેઓ નદીના બે મોટા ફાંટાઓ વચ્ચે એટલીબધી બચાવ ભરેલી હાલતમાં હતા કે તેમને એકદમ તાબે કરવાનું કામ મુશ્કેલ જણાયું. બરાબર ૧॥ વરસ સુધી પાર્સી સરદારે આ ટાપુની આસપાસનો ઘેરો ચાલુ રાખ્યો, અને શેવટે નદીના એક ફાંટાનો માર્ગ અટકાવી તેને બીજે રસ્તે કહાડીને તે માર્ગ સુકવી નાંખ્યો અને પછી આ સુકી જમીન ઉપર થઇને ઇરાની ફોજે એથીન્યનો ઉપર હુમલો કીધો. શત્રુઓ ઉપર આ શંકટ અંચીતું આવી પડયું. માત્ર થોડાક એથીન્યનો કાઇરીન બાતે નહાસી જવા પામ્યા તેઓ સીવાય બાકીના સઘળાઓ લડાઇમાં માર્યા ગયા અથવા કેદ પકડાયા. આ બનાવ પછી તેમની મદદે એક બીજી ૫૦ બારકસોની એથીન્યન ફોજ આવી લાગી. પણ એ ફોજને પોતાના જાતભાઇઓની જબરી શીકસ્ત વીશે ખબર હતી નહી, માટે જેવી તે નદીમાં દાખલ થઇ કે તેના ઉપર ઇરાની ફોજે હુમલો કીધો, અને એ રીતે તેનો પણ નાશ થયો.

પેલા બે રાજા થઈ નીકળેલા ડગારાઓ—**ઈનારસ** અને **આમીર્ત્યુસ**—નીચે જણાવ્યા મુજબના ફેજે પહોંચ્યા. **મેહુબાજુ** સાથની લડાઇમાં **ઈનારસ** જખમી થયો હતો તોપણ તે થોડીક યુનાની ફોજ જોડે બીબ્લસના કીલ્લામાં ભરાઈ બેઠો. શેવટે ઇરાની સરદારે તેને એવી શરતે માફી બક્ષી કે તેણે એકદમ તાબે થવું. **ઈનારસ** જીવતદાન મળ્યાથી તાબે થયો, અને તેને બીજા કેદીઓ જોડે પાદશાહ કને મોકળી આપવામાં આવ્યો. **બહુમને** કદાચ પોતાના સરદારની કબુલત મુજબ અમલ કીધો હોત અને **ઈનારસ**ને જીવતદાન બક્ષ્યું હોત. પણ એજ ધણીના હાથ ઉપર શાહજાદો **હખામનીશ** (પાદશાહનો કાકો) જખમી થઇ મરણ પામ્યો હતો માટે પાદશાહે પોતાની બપાઇના કાલાવાલાને આધીન થઇને **ઈનારસ**ની જીંદગી તેણીને સોંપી અને તેણીએ તેને ગર્દન મરાવ્યો. બીજો ડગારો **આમીર્ત્યુસ** નહાસીને એલ્બોના ટાપુમાં ભરાઈ બેઠો હતો, જ્યાં ઇરાની ફોજ તેને છેડી શકી નહી અને તેથી જોકે આખું મીસર પાછું ઇરાનના પાદશાહના તાબામાં આવ્યું તોપણ આ ટાપુ **આમીર્ત્યુસ**ના કબ્જામાં રહ્યો. એ રીતે ઇ૦ સ૦ પુ૦ ૪૫૫ માં મીસર પાછું પુરેપુરું તાબે થયું, અને **બહુમને** તેના નવા હાકમ દાખલ **સાર્સામસ** નામે સરદારને મુકરર કીધો. મીસરનો આ બલવો પાંચથી છ વરસો સુધી તકયો હતો.

મગરૂર એથન્સને આ બલવાની મુદતમાં અછી સજા મળી હતી. તેની સર્દશીને **મેહુબાજુ**ની મોટી ફતેહોથી જબરો ફટકો લાગ્યો હતો, અને જ્યાં ત્યાં માથું માર-વાની તેની આદતને એથી મોટો અટકાવ મળ્યો હતો. પણ આ જબરી શીકસ્તનો ચમચમાટ તેને લાંબા દીવસો સુધી યાદ રહ્યો, અને તેથી તેણે પાછું ઇરાન ઉપર વેર લેવાની એકબી તક જતી મેળી નહી. મીસર ખાતેથી એથીન્યનોને મારી કહાડયા પછી છ વરસો વીતી ગયાં, પણ તેટલા અરસામાં શું બન્યું તેની કશી નોધ મળતી

નથી, કેમકે માત્ર યુનાની લખનારાઓને આધારે આપણને ચાલવું પડેછે અને એ મુદતની નોંધ તેઓએ આપી નથી. ઇ૦ સ૦ પુ૦ ૪૪૯ માં **સાઈમન** નામના એથીન્યન સરદારે કેટલાંક લડાઇનાં બારકસો લઇને ઇરાની ટાપુઓને એકવાર ફરીને હેરાન કરવાનું કામ માથે લીધું, અને એ રીતે સાઇપ્રસ તરફ કુચ કરીને તેણે એકગમથી કીશ્યમને ઘેરો નાંખ્યો અને બીજી ગમથી ૬૦ બારકસો પેલા મીસરના રાજા થઇ બેઠેલા **અમીર્ત્યુસની** મદદે મોકલ્યાં. તે ધણી એલ્બોના ટાપુ ખાતે ગોયા કેદ પડેલો હતો, જ્યાંથી છુટો થવાની તેની મતલબ હતી, અને એથીન્યનો તેની મારફતે મીસરમાં પોતાનો પગદંડો મજબુત કરવાની નેમ રાખતા હતા. હવે આ મીસર ગયલી નવી એથીન્યન ફોજનું શું થયું તે જણાયું નથી, પણ એટલી વાત નકી છે કે આ વખ્ત પછી તમામ મીસર ઇરાનના તાબા તળે આવ્યું હતું. **સાઈમન** પોતે કીશ્યમ શેહરને ઘેરો નાંખી પડયો હતો એટલામાં જખમી થવાથી (કોઈ કહેછે કે રોગથી) તે મરણ પામ્યો, અને શેવટે તેની ફોજે ખોરાકી નહી મળ્યાથી ઘેરો ઉઠાવ્યો અને એથીન્યનો પોતાને વતન ગયા (ઇ૦ સ૦ પુ૦ ૪૪૯).

કદાચ આમ હશે, પણ એકગમથી એથીન્યનો વીદાય થયા કે બીજી ગમથી ઇરાન સાથ એથન્સને એક નવાઇ સરખી સુલેહના કોલકરાર થવાની વાત જાહેર થઇછે, જેની હકીકત પહેલેથી છેલે સુધી માત્ર બનાવટ દીસેછે. વીચારવંત તવારીખનવેશો આ સુલેહની વાત માનવાની સાફ ના પાડેછે,[૧] પણ **ર્થોલીન્સન** વળી પાછો કેટલાક યુનાની લખનારાઓની જાળમાં સપડાઇને તેમની આ બનાવટને ખરી માનેછે એટલુંજ નહી પણ તેનું કારણ દેખાડેછે. તે કહેછે કે સાઇપ્રસના ટાપુ ખાતેની એથીન્યનોની ફતેહથી ઇરાનના પાદશાહને બીહીક લાગી કે મબાદા આ ટાપુ આ રીતે એથીન્યનો જીતી લેશે, માટે તેણે તેઓ જોડે સુલેહ કરવાની માંગણી મોકળાવી, જે એથીન્યન સરદારોએ મંજુર રાખી![૨] આ સુલેહની શરતો, જે અસલી લખનારાઓને આધારે **ગ્રોટ** અને **ર્થોલીન્સને** ઉતારી લીધીછે,[૩] તે નીચલી કલમો મુજબની હતી:—

૧—એથન્સે સાઇપ્રસનો ટાપુ છોડી દેવો અને મીસર ખાતેથી પોતાની ફોજને બોલાવી લેવી.

૨—ઇરાને એશ્યાના કાંઠા ઉપરનાં સઘળાં યુનાની શેહરોને સ્વતંત્ર કરવાં, અને તેમને જમીન અથવા દરીયાને માર્ગે હેરાન કરવાં નહી.

૩—ઇરાન અને યુનાન વચેનો દરીયો બંને દેશોએ વહેંચી લેવો: તે એવી રીતે કે ઇરાની લડાઇનાં બારકસોએ ફાસેલીસના ટાપુની આથમણુ તરફ જવું નહી, તેમજ કાળા સમુદ્રમાં કાયેન્યન ટાપુઓથી આગળ વધવું નહી; તથા યુનાની બારકસોએ ઉપલી હદની ઉગમણુ તરફ જવું નહી.

---

૧ થર્લ્વૉલ, યુના૦ તવા૦, ફ૦ ૩, સફે ૩૭—૩૮ તથા નોટ ૧.

૨ પુરા૦ પા૦, ફ૦ ૪, સફે ૪૯૦.

૩ ગ્રોટ, યુના૦ તવા૦, ફ૦ ૪, સફે ૮૫; રૉલી૦, પુરા૦ પા૦, ફ૦ ૪, સફે ૪૯૦.

વળી આ શરતોને બીજી રીતે એમ સમજાવવામાં આવેછે કે ઇરાનીઓએ એશ્યા મૈનરનો લશ્કરી કબ્જો છોડી દેવો અને કાંઠા ઉપરથી દેશના માંહેલા ભાગમાં પગે ચાલતાં ત્રણ દીવસોમાં અને ઘોડાપર બેસીને એક દીવસમાં જેટલી જમીન કપાય એટલા તફાવત સુધી ઇરાની ફોજે દુર જવું ! વળી બીજા હેવાલ મુજબ એશ્યા મૈનરમાં હેલીસ નદીની પશ્ચીમ બાજુનો આખો મુલક ઇરાનીઓ છોડી દેવાને કબુલ થયા હતા ![2]

હવે આ સઘળું શાને માટે ? સાઇપ્રસના ટાપુમાં બાકી રહેલાં ગણત્રીનાં શેહરોનો કબ્જો રાખવા થકી ઇરાને આ સઘળા મુલકનો ભોગ આપ્યો હતો કે ? આપણ આગળ જોઇ ગયા છીયે કે સાઇપ્રસ ઉપરની એથીન્યનોની પહેલી ચહડાઈ વખ્તે તેઓએ કેટલાંક યુનાની શેહરોને સ્વતંત્ર કીધાં હતાં; ત્યારબાદ ઇ૦ સ૦ પુ૦ ૪૪૯ નાં સાલમાં **સાઈમને** એજ ટાપુ ઉપર ફરીને ચહડાઈ લઇજઇને તેનાં કીશ્યમ શેહરને ઘેરો નાખ્યો, જે તેનાં મરણ પછી ઉઠાડી લેવાની દુશ્મનોને ફરજ પડી હતી. ત્યારબાદ તેઓએ સાલામીસ શેહર આગળ બે ફતેહો મેળવી અને પછી પોતાની મોજે પોતાને વતન ચાલી ગયા. તેમનાં એ સઘળાં કામોથી ઇરાનના પાદશાહને બીહીવાનું શું હતું કે તે છેક હેલીસ નદી સુધીનો એશ્યા મૈનર ખાતેનો પોતાનો મુલક છોડી દે—અને તબી સાઇપ્રસનાં થોડાંક શેહરોને થકી ? એકબારગી સાઇપ્રસનો આખો ટાપુ પાદશાહના કબ્જામાં રહ્યો હોય તોપણ તેને દુર પડતો નાંખી વચમાંનો મોટો ફળદ્રુપ મુલક પાદશાહ **બાહુમન** શા માટે છોડી દેવાનું મન કરે ? શું ત્યાંના યુનાનીઓએ બળવો કર્યો હતો ? શું ત્યાંના રહેવાસીઓ એકસંપ થયા હતા ? શું તે તરફની ઇરાની ફોજે એથીન્યનોથી તુર્તનો જબરો માર ખાધો હતો ? એવું કશું નહી હતું. વળી મીસર પોતે તો એથીન્યનોની છેલી શીકસ્ત પછી ઇરાનને પુરેપુરૂં તાબે થઇ ચુકયું હતું, તો ત્યાં પેલા ઠગારા **અમીર્ત્યુસની** મદદે ૬૦ બારકસો ભરાઇને ગયલી એથીન્યન ફોજનું શું વળવાનું હતું ? અને વળી જ્યારે **સાઈમનનાં** ૨૦૦ બારકસોમાંનાં ૧૪૦ પાછાં ફર્યાં હતાં માટે બાકીનાં ૬૦ જો ખરેખર ફના થયાં નહીજ હોય તો તબી પોતાની મોજેજ પાછાં ફરવાં જોઇયે. અને એવો સઘળો મામલો હોયા છતાં પાર્સી પાદશાહને એવી તે શી મોટી આફત જણાઇ કે તે ટાળવા થકી તેણે ઉપર મુજબની બહુજ નામોસી ભરેલી શરતો કીધી ?

આ સઘળા સવાલોનો એક સુધા તવારીખનવેશે ખયાલ કરવો જોઇયે. **ગ્રોટની** તવારીખ ઉપર આપણ ભરૂસો લાવીશું નહી, પણ **રૉલીન્સનની** સાચવટ ઉપર આપણને ભરૂસો છે. તોપણ આ સુલેહની શરતો ખુલ્લી રીતે એક એવી તો શરમ ભરેલી બનાવટ જણાયછે કે તે આ ઇતીહાસકર્તા જોઇ શકયો નહી એ અચરતી પેદા કરનારૂં છે. પણ એક બહુજ ધીરજ આપનારી વાત એ છે કે જે કામ **રૉલીન્સન** નહી બજાવી શકયો તે એક બીજા સુધા લખનારે બજાવ્યુંછે : જે દગાબાજી તે નહી જોઇ શકયો તે **થર્લ્‌વૉલે** જોઇછે. તે ઉપલી સુલેહની બીનાને સરતાપા ગલત માનેછે. તે કહેછે કે

---

૧ થર્લ્‌વૉલ, યુના૦ તવા૦, ૬૫૦ ૩, સફે ૩૭.

**સાઈમન**ના દોસ્તોએ તેનું નામ અમર રાખવાના મતલબથી આ સુલેહની બીના બનાવી કહાડી છે; અને તેબી ક્યારે ? તેનાં મરણ પછી એક સદી રહીને ! વળી આ સુલેહની જે તારીખ તવારીખનવેશો આપેછે તે **સાઈમન**નાં મરણ પછીની છે. અને તેમ છતાં એ સુલેહ ગોયા **સાઈમન**નાં લશ્કરી બળનું પરીણામ હોય તેમ જાહેર કરવામાં આવીછે. એ ઉપરથી વીચારવંત તવારીખનવેશોનો શક વધારે મજબુત થયોછે. પણ એક બીજી જાણવા જોગ વાત છે. યુનાની તવારીખનવેશ **થ્યુસીડીડીસે** આ સુલેહ વીશે પોતાના ગ્રંથમાં એક શબ્દ પણ કહ્યો નથી—જોકે તે ખુદ **બહુમન** અને **સાઈમન**ના જમાનામાંજ હૈયાતી ભોગવી ગયો હતો. એજ બીના કહી આપેછે કે આ સુલેહ વીશે જેમ ઈરાની પાદશાહ અને એથીન્યન સરદારો અજાણ્યા હતા તેમજ આ તવારીખનવેશ પોતે પણ અજાણ્યોજ હતો. અને તે છતાં **સાઈમન**ના મીત્રો તેનાં મરણ પછી શો વરસે એ સુલેહ કરવાની ઈરાનના પાદશાહને ફરજ પાડવાનું માન જેમ તેને આપી ગયા, તેમ વળી એ સુલેહ તેનાં મરણ પછી **કેલ્યાસ** નામે એક એથીન્યને સુસાની દરબારમાં જઈને કીધી હતી, એમ બીજી તરફથી જાહેર થયુંછે. આ એકેકથી ઉલટી વાતો આ સુલેહની સચ્ચાઈને ખોટી પાડેછે અને તેની બનાવટના શકને મજબુતી આપેછે. **થર્લવૉલ** કહેછે કે સુલેહની શરતોમાં જણાવેલી જેવી સ્થીતીની મુદલ હયાતી હતી નહી, તથા ઈરાની પાદશાહ પોતાના મુલુકો છોડી દેવા વીશે તદન અજાણ્યો હતો, અને **સાઈમન**નાં મરણ પછી છેક **સેકંદર**ની ચહડાઈ સુધીમાં થયલા ઈરાન અને યુનાન વચેના કોઈબી કોલકરારમાં આ બાબતનો માત્ર ઈશારો પણ જણાતો નથી.[1] આ ઉપરથી આ સુધા તવારીખનવેશ આ સુલેહની શરતોને એક કલ્પીત, જોડી કહાડેલી વાર્તા ગણેછે. એથીન્યન ફીલસુફો અને ભાષણ કર્તાઓએ પોતાની પ્રજાની બડાઈ મારવા થકી આ વાત ઉપજાવી કહાડેલી હશે અને તેમના ઉપરથી તવારીખનવેશો લઈ નાઠા હશે. પણ વળી એથન્સના રાજદ્વારી દસ્તાવેજો ભેગા કરનાર **ક્રેટીરસે** આ સુલેહને "સાઈમનની સુલેહ" ને બદલે "કેલ્યાસની સુલેહ" નું નામ આપીને તેને પોતાનાં દફતરમાં નોંધવાની મુદલ આનાકાની કીધી નથી ! અને **પ્લુટાર્ક** તથા **થીયોપૉમ્પસ** નામે અસલી લખનારાઓનો એવો વીચાર છે કે આ **કેલ્યાસ**ની સુલેહની વાત **ક્રેટીરસે** યાતો બનાવી કહાડીછે અથવા તો કોઈ ચણી ઉપરથી ઉપજાવી કહાડી છે ![2]

આ સઘળા ખોલાસા પછી આ સુલેહની ડીંગ વીશે વધારે બોલવાની જરૂર રહી નથી. તે માત્ર એથીન્યનોની એક બનાવટ હતી જે વીશે ઈરાનીઓ તદન અજાણ્યા હતા. ઈરાનીઓ સાથના સંબંધની કેટલી બધી બાબતોમાં એથીન્યન લખનારાઓએ આવીજ ધાલમેલ ચલાવી હશે તેની કોને ખબર ?

---

૧ યુના૦ તવા૦, દફ૦ ૩, સફે ૩૮.

૨ તેજ, નોટ ૧. કૉકસ લખેછે કે આ સુલેહની વાત ખોટી અને જોડી કહાડેલી છે.—યુના૦ તવા૦, દફ૦ ૨, સફે ૫૧.

## ફસલ ૩. પાદશાહના છેલા દીવસો.

(ઇ૦ સ૦ પુ૦ ૪૪૦—૪૨૫.)

પણ હવે મગરૂર એથન્સનો વાંકો દીવસ નજદીક આવ્યો હતો. તેની મોટાઈ અને મગરૂરથી તે એટલું તો છગી ગયું કે તેનાં કામથી તેના મીત્રો પણ લજવાયા અને પછી તેને ધીકારવા લાગ્યા, એટલુંજ નહી પણ તેઓ તેની સામે થયા; અને શેવટે સ્પાર્ટા અને એથન્સ વચે ૨૭ વરસો સુધી મોટી લડાઈઓ ચાલી, જે તવારીખમાં "પેલોપોનીસસનાં જંગ" ને નામે મશહુર છે. તે બાદ એથન્સ સ્પાર્ટાનો એક પ્રાંત થઇ પડયું. આ છેલો બનાવ જોકે પાદશાહ **બહુમન**નાં મરણ પછી બન્યો, તોપણ ખુદ એ પાદશાહના છેલા દીવસો ઉપર ઉપલી લડાઇને દરમયાન એક ગમથી સ્પાર્ટા અને બીજી ગમથી એથન્સ તેની મદદ માંગવાને આતુર થયાં હતાં. પ્રથમ તો જે જે રાજયોએ દર સાલ ચોકસ રકમ ભેગી કરીને ઇરાન સામે પોતાનો બચાવ કરવા માટે એથન્સના સ્વાધીનમાં આપી હતી તે રકમ એથન્સે પોતાના ઉપયોગમાં વાપરવાથી વાંધો ઉઠયો. એથન્સની ઘાનતદારી સામે આ રીતે એકગમથી ફરીયાદ ઉઠી ત્યારે બીજી ગમથી તેની સરદારી કબુલ રાખવાની સેમૉસના ટાપુએ ના પાડીને બલવો ઉઠાવ્યો. આથી એથન્સને બહુ ક્રોધ ચહડયો. તેણે સેમૉસ ઉપર ચહડાઈ મોકળાવી, અને કેટલીક હારજીત પછી અંતે એ ટાપુને તાબે કીધો. એથન્સની યુનાની નાનાં રાજયો તરફની આ જાતની સખ્તાઈ એટલીબધી વધી ગઇ કે ઉપર કહ્યું તેમ સ્પાર્ટાને બીજાં રાજયો તરફથી એથન્સ સામે લડાઇ ઉઠાવવાની ફરજ પડી. આ લડાઇ વીશે પ્રથમ ઠરાવ કરતી વેળા સ્પાર્ટાએ પોતાના મદદગારો દાખલ જેમનાં નામો નોધ્યાં હતાં તેઓમાંનું એક મુખ્ય ઇરાનનું નામ હતું. આ ગોઠવણ મુજબ લડાઇનાં બીજાં વરસની આખરીએ (ઇ૦ સ૦ પુ૦ ૪૩૦) સ્પાર્ટાના રાજાઓ તરફથી ત્રણ એલચીઓને પાર્સી પાદશાહની દરબાર તરફ રવાના કરવામાં આવ્યા. તેઓની મારફતે સ્પાર્ટાએ એવી માંગણી કીધી કે પાદશાહે સ્પાર્ટનોને એથન્સ સામે લડાઇ ચલાવવા માટે નાણાંની મદદ આપવી તથા લશ્કરની નવાજેશ કરવી. પણ આ એલચીઓના બીજા કેટલાક સાથીઓની કાચી અકલથી તેઓ એથન્સના એક મીત્રના હાથમાં સપડાઇ ગયા, જેમને તેણે એથન્સ ખાતે મોકળી આપ્યા અને એથીન્યનોએ તેઓમાંના સર્વને ઘાતકી રીતે મારી નાંખ્યા. સ્પાર્ટનોએ આ બનાવ પછી અનેકવાર પાદશાહ જોગા નવા નવા એલચીઓ મોકળ્યા, તોપણ સ્પાર્ટાની માંગણી મુજબ **બહુમને** અમલ કીધેલો જણાતો નથી; કેમકે એથન્સ અને સ્પાર્ટા વચેની લડાઇનાં સાતમાં વરસમાં પાદશાહે સ્પાર્ટા તરફ **આર્તાફર્નીસ** (અર્દાઓરેહ) નામે એક ઇરાની સરદારને નામુ આપીને રવાના કીધો, જેમાં એવું લખ્યું હતું કે સ્પાર્ટન લોકો ઇરાન કનેથી શી જાતની મદદ માંગેછે તેની પાદશાહને સમજણ પડતી નથી, કાંએકે જેટલા એલચીઓ સ્પાર્ટાએ મોકળ્યાછે તેઓમાંના કોઇબી બેની વાત એકસરખી ઉતરતી નથી; એટલા માટે પાદશાહે તેમને જણાવ્યું કે જો તેઓની કોઇબી જાતની ચોકસ ઇછા હોય

તો **અર્દાખોરેહ** જોડે નવા એલચીઓને તે બીના અચ્છી રીતે સમજ પાડીને મોકળલા. પણ આ નામું સ્પાર્ટનોના હાથમાં જવા પામ્યું નહી, કેમકે **અર્દાખોરેહ** માર્ગમાં એથીન્યનોના હાથમાં સપડાઇ ગયો, જેઓ તેને એથન્સ ખાતે લઈ ગયા અને ત્યાં તેનાં નામાંનો તરજુમો કરાવી તેથી વાકેફ થયા. પણ એથીન્યનોએ **આર્તાફ્ર્નીસ**ને દુખ દીધું નહી. તેને પાદશાહની દરબારમાં સહી સલામત પહોંચતો કરી પોતે ભલાઈ લેવાની અને સ્પાર્ટાને બદલે પોતે તેની મદદ મેળવવાની આ તક હાથ કીધી. એ મતલબથી એથીન્યન એલચીઓ ઇરાની સરદાર જોડે સુસા તરફ જવા નીકળ્યા, પણ માર્ગમાં ખબર મળી કે પાદશાહ તુર્તનોજ મરણ પામ્યો હતો, માટે તેઓએ **આર્તાફ્ર્નીસ**ને જવા દીધો અને પોતે ઇરાનની દરબારમાં હાજર થવાને બદલે પાછા એથન્સ ગયા (ઇ૦ સ૦ પુ૦ ૪૨૫).

પાદશાહ **બહુમન**નાં છેલાં વરસોની કશી તવારીખ આપણને મળી નથી. તોપણ એવું જણાયછે કે પેલી હસ્તી વીનાની અને ખોટી બનાવી કહાડેલી સુલેહ પછી થોડીક મુદતમાં ઇરાનને તાબેના સીર્યાના પ્રાંતમાં બલવો ઉઠયો હતો. આ બલવો પેલા બહાદુર **મેહુબાજુ**એ ઉઠાવ્યો હતો, જે તે પ્રાંતનો હાકમ હતો. બલવો ઉઠાવવાનું તેનું કારણ એવું સમજાયછે કે મીસરના છેલા બલવા વખ્તે આ સરદારે પેલા ઠગારા રાજા થઇ નીકળેલા **ઈનારસ**ને જીવતદાન અપાવવાની કબુલતથી પોતાને તાબે કરી લઇને પાદશાહ ઉપર મોકળી આપેલો હોયા છતાં તેને મારી નાંખવામાં આવ્યો હતો. **મેહુબાજુ**ના બલવાનું કદાચ બીજું વધારે મોતેબર કારણ હશે, પણ તે આપણ જાણતા નથી. પાછળથી તે પાદશાહને તાબે થયો હતો અને તેની આ સરકશી **બહુમને** માફ કીધી હતી, કેમકે તે પાદશાહનો નજદીકનો ખેશી હતો. પણ તેના બેટા **જોપીરસે**[1] પાછળથી કાર્યા અને લીસ્યા ખાતે યુનાનીઓની ફુલવણીથી બલવો ઉઠાવ્યો, જે સારાં નસીબે લાંબી મુદત સુધી ટકયો નહી અને તેથી ઇરાનને કોઈ પ્રકારે ખમવું પડયું નહી. **મેહુબાજુ** અને તેના બેટાના બલવાઓની જે ટુક વીગત આપણને મળીછે તે એટલીજ છે કે પાંચ વરસો સુધી પાદશાહે **ઈનારસ**ને મારી નાંખવાની રાણી માતા (પોતાના બપાઇ) ની અરજ મન ઉપર લીધી નહી, પણ શેવટે તે કંટાળ્યો અને **ઈનારસ** શાહજાદા **હુખામનીશ**ના કીનામાં માર્યો ગયો. આથી **મેહુબાજુ**ને પોતાનો વચન ભંગ થવાનો ક્રોધ ચહડયો અને ઇ૦ સ૦ પુ૦ ૪૪૭ માં તેણે સીર્યા ખાતે બલવો ઉઠાવ્યો. પાદશાહે તેની સામે ફોજો મોકળાવી પણ તેમાં ફતેહ તો બલવાખોરોનીજ થયા કીધી. અંતે **બહુમને** આ બલવાખોર સાથ સુલેહ કીધી અને તેને પાછો પોતાનો સલાહકાર બનાવ્યો. પણ તોબી પાદશાહનાં મનમાં તેના ઉપરનો ખાર રહી ગયો. એક દીને શેકારગાહમાં કોઈ નજીવાં કારણસર પાદશાહે તેના ઉપર ક્રોધ કીધો અને તેને પોતાની હજુરમાંથી દુર કરી રાતા સમુદ્ર માહેલાં એક શેહરમાં દેશનીકાળ કીધો. આ ઉપરથી તેના બેટા **જોપીરસે** નવો બલવો ઉઠાવ્યો. અંતે પોતાની રાણી અને સાસુના સમજાવ્યાથી પાદ-

---

૧ કદાચ આ બીગડેલાં નામનું અસલ રૂપ જવારેહ હોય.—એરવદ શે૦ દા૦ ભરૂચા.

શાહે **મેહબાજુ**.ને પાછો પોતાના વીશ્વાસ તળે લીધો હતો. **મેહબાજુ** પાદશાહનો બંનેવી થતો હતો અને તેણે **બહુમન**ની પાદશાહીની શરૂઆતમાં તેની તરફથી લડાઇઓ જીતી આપી હતી. તેનાથીજ પુની **અર્દવાન**નું ભોપાળું બહાર આવ્યું હતું. દેશની બહાર પાંચ વરસો ગુજારીને આ સરદાર ગુપચુપ સુસા આવ્યો અને ઉપલી બાનુઓને વચે નાંખીને પાદશાહની મેહરબાનગી ફરીથી મેલવવા પામ્યો.

પાદશાહ **બહુમન**નાં રાજ્યની તવારીખમાં એક અગત્યનો સફો જે **શૉલીન્સને** ઉમેર્યો નથી તે અમે ઉમેરવા માંગીયે છીયે. ઇરાન તરફ યહુદીઓ પાદશાહ **કુરૂશ**ના વખતથીજ વફાદાર રહ્યા હતા. **કાઈરસે** તેમને ઘણી મદદ આપી હતી, અને તેથી તેઓએ પોતાનાં ધર્મ પુસ્તકમાં તેની **ખોરેશ**નાં નામથી બહુ તારીફ કીધેલીછે. પણ તેવોજ તેમનો બીજો એક માનીતો ઇરાની પાદશાહ **બહુમન** હતો, જેને **આહસુએરસ**ને નામે જુની તોરાતમાં યહુદીઓ ઓળખી ગયાછે. તેમાં તેઓએ તેનાં રાજ્યનાં એક પછી એક આવતાં વરસોમાં યહુદીઓ સંબંધી શું શું બન્યું તેની નોધ લીધીછે. એ નોધ ઉપરથી આપણ હ્યાં યહુદીઓ સંબંધી ઇરાનમાં બનેલા બનાવો ટુકમાં ઉતારી લઇશું. "ઇસ્થરનો ગ્રંથ" એ નામનો એક ભાગ જુની તોરાતમાં વાંચવા લાયક છે. તેમાં જણાવ્યા મુજબ આ પાદશાહે પોતાના અમલનાં ચોથાં વરસમાં **ઈસ્થર** નામે એક અતી રૂપાળી પણ માબાપ વીનાની યહુદણ કુમારીકાને પોતાની રાણી દાખલ પસંદ કીધી હતી, જેણીની ભલામણથી તેણે પોતાના અમલનાં સાતમાં વરસમાં (ઇ૦ સ૦ પુ૦ ૪૫૯) **એજરા** નામે એક મુનશીને જુડયા પ્રાંત ખાતે મોકલ્યો અને તેને એવો હુકમ આપ્યો કે યહુદીઓના **મુસા** પેગામ્બરનાં ફરમાંનો ત્યાં પાછાં ચાલુ કરવાં, ન્યાયાધીશો નેમવા, અને જે ધણીઓ ઉપલાં ધર્મનાં ફરમાન મુજબ નહી ચાલે તેમની માલ મીલકત જપ્ત કરવી.[૧] આ હુકમ મુજબ અમલ થયો અને સાત વરસ સુધી આમ જુડયા ખાતે સઘળું સમાધાની સાથ ચાલ્યું. હવે પાદશાહના અમલનાં ચઉદમાં વરસમાં તેનો એક વજીર **હામાન**[૨] નામનો હતો, જે યહુદીઓનો મોટો દુશ્મન હતો. પાદશાહનો તે માનીતો હતો, અને **બહુમન** ભલા ખવાસનો હતો માટે **હામાને** તેનો લાભ લઇને હુકમ કહાડયો કે દરેક યહુદીએ **હામાન**ને નમણ કરવું. બીજાં સઘળાં લોકોએ આમ કર્યું, પણ રાણી **ઈસ્થર**નો **મોર્દેકાઈ** નામે એક એશી હતો તેણે ઘુટણપર પડીને **હામાન**નું રાજવંદન કરવાની ના પાડી. આથી **હામાન**ને બહુ અપમાન લાગ્યું અને આ એક યહુદીની કસુરને થકી તેણે આખા ટોળા ઉપર વેર લેવાનો કસદ કીધો. તેણે પાદશાહને સમજાવ્યું કે ઇરાનમાં યહુદી પ્રજા એક ધાસ્તી ભરેલું તત્વ છે; અને કહેછે કે તેની માંગણી ઉપરથી પાદશાહે દરેક યહુદીની કતલ ચલાવવાનું ફરમાન કહાડયું. **હામાન** આથી રાજી થયો અને આ કતલ માટે તેણે આદર મહીનો (જે યહુદીઓનો બારમો મહીનો છે તે) નો ૧૩ મો રોજ પસંદ કીધો. પણ એ દીવસને વીલંબ હતો તેટલા વખતમાં રાણી **ઈસ્થર**ને પાદશાહના મજકુર હુકમ વીશે ખબર પડી,

---

૧ બૈબલ—ઇસ્થર, પ્ર૦ ૭, ૫૦ ૧—૨૬.
૨ આ યહુદી લધણનું નામ છે. અસલ ઇરાની નામ જુદું હશે.

અને તેણીની તકરાર ઉપરથી પાદશાહે પોતાનો મજકુર હુકમ ફેરવ્યો, પણ તે એવી રીતે કે તેણે એક બીજો હુકમ કહાડીને યહુદી લોકોને સત્તા આપી કે જે ધણી તેઓ ઉપર હુમલો કરે તેની સામે તેઓએ પોતાનો બચાવ કરવાને હથીયારબંધ થવું. પાદશાહે એક વખત કહાડેલો હુકમ બીજી વેળા ફરી શકે નહી તેથી આ નવો ઉલટો હુકમ કહાડવાની જરૂર જણાઇ હતી. પણ આ બેવડા હુકમથી રાજ્યમાં એક નાની સરખી માહોમાહેની લડાઇ ચાલી, જેમાં **હામાન** વજીરના ૧૦ બેટાઓ સુધાં ૭૫૦૦૦ માણસો કપાઇ મુઆં. આ પછી પોતાના અમલનાં ૨૦ માં વરસમાં પાદશાહે યહુદીઓને એક નવા હુકમથી ખુશખુશ કીધા. તેણે તેમને પરવાનગી બક્ષી કે તેઓએ પોતાનાં મુખ્ય શેહર જેરૂસલેમની દેવાલ ફરીને બાંધવી. **નેહેમ્યા** નામે એક યહુદીની અરજ ઉપરથી પાદશાહે આ પરવાનગી બક્ષી અને તેને જુડયાનો હાકમ ઠરાવ્યો. **બહુમને** યહુદીઓના સંબંધમાં એવાં ઘણાં કામો કીધાંછે, જેમની નોંધ "એજરા" અને "ઇસ્થર" નામના જુની તોરાતના ગ્રંથોમાં આપણ વાંચીયે છીયે. એ માટે યહુદીઓ તેમજ ખ્રીસ્તી લખનારાઓ તેની સ્તુતી ગાયછે અને કેટલાકો તો વગર સમજે એવું ગુમાન લઇ જવાની હીમત કરેછે કે ઇરાની પાદશાહને યહુદીઓના ધર્મ ઉપર એકીન હતું.

પણ આમાંનું કશું નથી. **બહુમને** એક યહુદણને પોતાની રાણી બનાવી તથા **હામાન** નામના એક વગવાળા જુદદીનને વજીર બનાવ્યો તેમાં તેની છુપી મતલબો હતી, જે ડૉ૦ **હેડસ** જેવા ચતુર લખનારાઓથી છુપી રહી નથી. તેની રાણી **ઈસ્થરને** લીધે યહુદીઓ ઉપર તે મેહરબાન હતો એ વાત ખરી, પણ આ મેહરબાનગીના બદલામાં તેને યહુદીઓની વફાદારી હાંસલ કરવી હતી. એ કારણ થકીજ તેણે **ઈસ્થરને** રાણીનો દરજ્જો આપ્યો હતો. એમ છતાં પણ તે યહુદીઓના વગ તળે દબાયલો ન હતો તે આ ઉપરથી જણાયછે કે તેણે એકવાર તેઓ સર્વેની કતલનો હુકમ આપ્યો હતો. પણ આ સઘળાંમાં મોટો રાજદ્વારી ભેદ સમાયલો હતો. પાદશાહે જેરૂસલેમની દેવાલ બાંધવાનો યહુદીઓને હુકમ આપ્યો અને તેમના ખોદા જીહોવાનું મંદીર બાંધવાની પરવાનગી બક્ષી તેથી એ પાદશાહે પોતાનો હોરમજદી મજહબ છોડેલો ગણવો નહી, પણ એમ સમજવું કે આમ કરીને તેણે યહુદીઓને પોતાની શેહનશાહતની એક મજબુત ઢાલ બનાવી હતી. પાદશાહે જોયું હતું કે એથીન્યનો તેનાં રાજ્ય સામે કેવા કેવા કાવાદાવા રમતા હતા. તેમને લીધે મીસરે લાંબી મુદતે બલવો ઉઠાવ્યો હતો, અને તે બલવા વખતે એથીન્યનોની જબરી શીકસ્ત થયા પછી તેઓએ દરીયા માહેલાં ઇરાની ટાપુઓ અને બંદરો ઉપર હુમલા કર્યા હતા. તેજ મુજબ તેઓ મબાદા યહુદીઓને પણ પોતાની પક્ષમાં ખેંચી લે, અને જોકે મીસર પાછું તાબે થઇ ચુકયું હતું તોપણ ત્યાં ફરીને બલવાની આગ સળગાવવાની મતલબથી એથીન્યનો યહુદીઓને ઇરાન સામે ઉસ્કેરે, અને તેમ કરીને ઇરાનને મીસરથી જેમ દરીયાને માર્ગેથી પોતે છુટું પાડવા માંગ્યું તેમ જમીનને માર્ગેથી યહુદીઓ મારફતે છુટું પાડવાનો યત્ન કરે; એ પાદશાહ **બહુમનની** બીહીક હતી. એટલામાટે તેમ નહી બને એવા ઇલાજો લેવાનું તેણે ડહાપણ ભરેલું વીચાર્યું. આ ઇલાજોમાંનો મુખ્ય એજ હતો કે યહુદીઓને

દરેક રીતે રાજી કરવા, રાજી કરીને તેમની વફાદારી મેળવવી, અને એથન્સનાં કાવત્રાં તરફ ધીક્કારથી જોવું. અને ખરેખર યહુદીઓ છેલ્લી ઘડી સુધી ઇરાન તરફ વફાદાર રહ્યા હતા. ઇરાન ખાતે લાંબી મુદત સુધી રહીને તેઓએ ઇરાની રાહ રસમ તથા ધર્મનાં ફરમાનો વગેરે એખત્યાર કીધાં હતાં, અને તેમના પાછળાં ધર્મ પુસ્તકોમાં કેટલીક બાબતો ઇરાનીઓને મળતી આપણા દીઠામાં આવેછે તેનું મુખ્ય કારણ એજ છે.

**બહમને** ૪૦ વરસ રાજ્ય કીધું, અને ૪૦ સ૦ પુ૦ ૪૨૫ માં તે મરણ પામ્યો. યુનાની તવારીખનવેશો **ડાયોડોરસ** અને **પ્લુટાર્ક** તેની વખાણ ગાઈ ગયાછે. તેની આટલી કસુર આપણ કબુલ રાખીશું કે તે પોતાની જવાનીના વખતમાં કાચા કાનનો અને ઉતાવળો હતો, જેને લીધે તેના વડા ભાઇ **દારાનું** ખુન થયું હતું; તથા વળી તે પોતાના બીજા ભાઈ **ગુશ્તાસ્પ** તરફ તખ્ત પચાવી બેસવામાં બેઇનસાફી થયો હતો, એ વાતબી ખરી છે. તોપણ તેનો લાંબો અમલ સઘળું જોતાં ઇરાનના બાબમાં ઠીક ગુજર્યો હતો. તેની તવારીખની ગેરહાજરીને લીધે, અને યુનાનીઓ સાથની ખટપટમાં સઘળો હેવાલ યુનાનીઓ તરફથીજ આપણને મળ્યોછે તે ઉપરથી, આપણ તેનાં કામકાજ વીશે એકદમ મત આપવાને પુરતા શકતીવાન થયલા કહેવાઇશું નહી. તેને માથે બે મોટા દોષ મેળવામાં આવ્યાછે કે, તે પોતાના આખા અમલમાં એક પણ વખતે દુશ્મન સામે લડવા ગયો ન હતો; તથા તેણે એથીન્યનો સાથ "કેલ્યાસની સુલેહ" ને નામે એથીન્યન તવારીખમાં જાણીતી થયલી શરમ ભરેલી સુલેહ કરીને ઇરાનને બહુ નરસ લગાડયું હતું. પણ આ છેલ્લું તોહમત કેટલું ખોટું છે તે આપણે આગળ જોઈ ગયા છીયે, જ્યાં આપણે વાંચ્યું છે કે આ સુલેહની શરતો પોતેજ બનાવટ ભરેલી હતી અને સુલેહની હસ્તી વીશે પાદશાહ પોતે અજ્ઞાન હતો. પહેલાં તોહમતની વાત કદાચ ખરી હશે, પણ પાદશાહની લડાઇઓમાંની સર્વેથી પહેલી જે તેના ભાઇ જોડે થઈ હતી તેમાં તો તે પોતે હાજર હતો એમ **રૉલીન્સન** પોતે જણાવેછે.[૧] સઘળી બાબતો ધ્યાનમાં લેતાં **બહમન** જોકે તેના બાપ બપાવા જેવો બહાદુર નહી તોપણ ડાહ્યો અને પોતાનું કામ સમજી શકે એવો પાદશાહ હતો.

**બહમન** તેનાં નામ મુજબ ભલો અને દયાળુ પાદશાહ હતો. એક તવારીખનવેશ લખી ગયોછે કે આ પાદશાહનો એક યાદગાર સખુન એ હતો કે "પાદશાહના દરવાજા કદી પણ બંધ થવા નહી જોઇયે." આ તેની દયાળુ અને સખી લાગણી બતાવેછે, અને પોતાના શત્રુ તરફબી તે કેવો દયાળુ હતો તે તો આપણે એથીન્યન સરદાર **થેમીસ્ટોકલીસ**ના સંબંધમાં જોયુંછે. તેનું ડોકું લાવનારને જે પાદશાહે એકવાર ૩૪ લાખનું ઇનામ આપવા કહાડેલું, તેના પડતા વખતમાં તેજ પાદશાહે તેને પોતાની મેહરબાનગીઓથી નવાજી નાંખ્યો હતો. બલવાખોર **મેહબાજુ**ના સંબંધમાં પણ એમજ બનેલું હતું. તે મોટો સપેહસાલાર, હાકમ અને વગવાળો પારસી ઉમરા હતો. પણ એક વાર બલવો ઉઠાવીને તેણે પોતાની બેવફાઈ દેખાડી આપ્યા છતાં પાદશાહે તેને યોગ્ય સજા કીધી ન હતી. એક લખનાર એક નવાઈ જેવી બીના પાદશાહની સખાઇ

૧ પુરા૦ પાદ૦, દ્ફ૦ ૪, સફે ૪૮૭.

બાબે જાહેર કરેછે પણ તે માનવાજોગ નથી. કહેછે કે **વશ્તી** નામે પાદશાહની રાણી હતી, જેણીને **બહમને** એક મોટી જીયાફત વેળા પોતાની સાથે જમવા બોલાવી, પણ આમ મર્દોની મજલિસમાં ઓરતોએ શામેલ રહેવાનો રેવાજ નથી એમ જણાવીને રાણીએ ના પાડી, જે ઉપરથી પાદશાહે તેણીને રાણીના અખીકાર ઉપરથી ઉતારી પાડીને પછી યહુદણ **ઈસ્થર**ને રાણી બનાવી.[૧]

## ફારસી તવારીખો મુજબ બહમનનો હેવાલ.

પાદશાહ **બહમન** વીશે ઉપલા સફાઓમાં જે કંઈ વીગતો આપણે વાંચીછે તે યુનાની લખનારાઓને આધારેજ ઉતારેલી છે. પણ **બહમનથી** છેક **સેકંદર** સુધીના પાદશાહોને કયાની વંશના ગણીને ફારસી લખનારાઓએ તેમનું થોડું ઘણું વર્ણન આપવાની તજવીજ કીધીછે, માટે તેઓ એ પાદશાહ વીશે શું લખી ગયાછે તેની કંઈક નોંધ આ ઠેકાણે કરવી દરૂસ્ત ધારીયે છીયે.

સર્વથી પહેલાં, **ફીરદોસી** પોતાનાં શાહનામાંમાં આ પાદશાહ વીશે જે હકીકત જણાવેછે તે તવારીખના બનાવોથી કેવળ ખાલી છે. તેમાં તેણે તેહમતન **રૂસ્તમ**નાં ખાનદાન ઉપર કીનો લેવાનું દાસ્તાન દાખલ કીધુંછે, જેને કેવળ કલ્પીત ગણીને આપણે છોડી દઈશું. માત્ર એ કીસ્સા સીવાય **ફીરદોસી** આ પાદશાહના અમલની લાંબી મુદતમાં એકબી જાણવાજોગ તવારીખનો બનાવ બનેલો જણાવી જતો નથી.

પણ "રોજત-અસ-સફા" નો બનાવનાર **મીરખુંદ** આ પાદશાહના સંબંધમાં કંઈ કંઈ વાતો લખી ગયોછે. તે કહેછે કે **બહમનને** "દરાજ દસ્ત" યાને લાંબા હાથનો એટલામાટે કહેતા હતા કે તેની હકુમત હફ્ત કેશવર જમીન ઉપર ફરી વળી હતી. પણ "મુફાતે-અલ-અલુમ" નામે કેતાબ બનાવનારે પાદશાહની મજકુર ઓળખનો જે અર્થ કીધો છે તે જે વર્ણન આગળા સફાઓમાં આપણે વાંચ્યું છે તેને બરાબર મળતો આવેછે. તે લખી ગયોછે કે **અર્દશીર** અથવા **બહમન** પાદશાહનો એતાબ "સખી" હતો. અને આ ગુણને માટેજ આ પાદશાહને "લાંબા હાથનો" કહેવામાં આવ્યો હશે એમ લાગેછે. "પાદશાહના દરવાજા સદા ખુલ્લાજ હોવા જોઈયે," એવી આ પાદશાહની એક નસીહત ઉપરથી, તેમજ જે સખુનો **મીરખુંદ** અને બીજાઓ આ પાદશાહની નસીહતો દાખલ જાહેર કરી જાયછે તે ઉપરથી ખુલ્લું જણાયછે કે **બહમન** સખી દીલ પાદશાહ હતો. સખાવત, નરમાશ, ડહાપણ, નેકી, એ આ પાદશાહના ગુણો હતા, તે તેના નીચલા સખુનો અને કામો ઉપરથી માલુમ પડેછે:—"એક માણસનો દરજ્જો તેનાં સખાવત ભરેલાં કામોથી વધેછે." "કીર્તી તે હાથની હથેલી છે, સખાવત તેનાં આંગળાં છે; અગરજો આગળાં ન હોય તો હથેલી શા ખપની?" "કોઈએ બજાવેલી સેવાની યાદ જીંદગીનાં ઝાડનું ફળ છે." "આબા-

---

૧ હીરૉડોટસ ઉપરથી ખુલ્લું જણાયછે કે પુરાતન પાર્સીઓ ખાનપાનની મજલેસોમાં ઓરતોને શામેલ કરતા હતા. પણ યહુદણ ઈસ્થરને રાણી દાખલનો મર્તબો આપવાની મતલબથી ઊપલી વાત યહુદીઓએ જોડી કહાડેલી લાગેછે.

દાનીની ચાવી તે નરમાશ છે." "સર્વથી પહેલી નેકી તે ઈનસાફ છે; અને સર્વથી પહેલી ખાસીયત એ કે જુલમ ખમનાર તરફથી જુલમ કરનાર ઉપર વેર લેવું.

**મીરખુંદ** લખેછે કે પાદશાહ દર સાલ પોતાની તમામ રૈયતોને ભેગી કરી જશન કરતો અને પછી કહેતો કે "મારા અમલનું એક વરસ પસાર થયુંછે; અગરજો મારૂં યા મારા હાકમોનું કોઈબી કામ ફરીયાદ કરવાજોગ હોય તો જાહેર કરો કે તે બાબે તપાસ કરવામાં આવે." આના ઉત્તરમાં દસ્તુરાન દસ્તુર પાદશાહના વાજબી ઈનસાફ વીશે ખાતરી આપતો, ત્યારે પાદશાહ પોતાના વજીરોને આ મુજબ કહેતો કે "જ્યારેબી તમો મને જુઠાઈ તરફ અથવા આડા માર્ગ તરફ ઢળતો જુઓ ત્યારે તે કામથી મને વાળજો; અગરજો કોઈ તરફ મને ગુસ્સા ભરેલો જુઓ તો મને અટકાવજો; અને દર વેળા કીર્તી ભરેલાં કામો કરવાનેજ મને ઉસ્કેરજો."

પાદશાહનાં ખરેખરાં કામો સાથ જે બીના મળતી આવતી ફાર્સી લખાણો ઉપરથી મળેછે તે ઉપર મુજબની છે. પણ આ તવારીખનવેશોએ કેટલાક આગલા પાછળા બનાવોને **બહુમન**ના અમલમાં ઘુસાડી દીધાછે. દાખલા તરીકે **મીરખુંદ** લખેછે કે પાદશાહે બાબુલનાં તખ્ત ઉપરથી **બખ્તુનનાસર**ના દીકરાને ઉઠાડી મેલી **ખોરેશ** નામે એક ઈરાની શાહજાદાને તેની જગા ઉપર મુકરર કીધો, જેની મા યહુદી તોખમની હતી. વળી તેણે આ નવા હાકમને ફરમાવ્યું કે કેદ પડેલા યહુદીઓને તેમનાં પવીત્ર મંદીરવાળા મુલકમાં પાછા મોકળી આપવા અને તેમને ગમે તે ધણીને પોતાનો હાકમ પસંદ કરવા દેવો. આ ઉપરથી **ખોરેશે** યહુદીઓને ભેગા કરીને **ડાન્યલને** તેમનો હાકમ નેમ્યો. ઉપલાજ લખનારે જાહેર કર્યા મુજબ બીજી ફાર્સી તવારીખોમાં એમ લખેલું છે કે **લોહરાસ્પે** બાબુલનાં તખ્ત ઉપરથી **બખ્તુનનાસર**ને ઉઠાડી મુકીને શામના મુલકને ખેતીથી આબાદ કરવા માટે કેદ પડેલા યહુદીઓને તેમને વતન જવા દીધા હતા, તેથી પાદશાહ **બહુમન**ના વખતમાં શામ (સીર્યા) દેશ બહુ આબાદ થયો હતો. પણ આ પાદશાહે મોકળેલા એક એલચીને યહુદીઓએ મારી નાંખવાથી **બહુમને** તેમનો મુલક વેરાન કરાવ્યો. હવે આ બંને બાબતો એકેકથી ઉલટી છે, એટલુંજ નહી પણ તવારીખના ખરેખરા બનાવ સાથ એ બંનેમાંની એક પણ મળતી આવતી નથી. યહુદીઓને સ્વતંત્ર કરવાનું માન પાદશાહ **કુરૂશ**ને મલ્યુંછે, અને તેમના ઉપર મેહરબાનગીઓ વરસાવવાનું માન **બહુમન**ને ખુદ યહુદીઓ પોતાનાં ધર્મ પુસ્તકમાં આપી ગયાછે.

**મીરખુંદ**ના જણાવ્યા મુજબ **બહુમન**ના વખતમાં **જી.મોક્રેટીસ** અને **બોક્રાત** નામે હકીમો થઈ ગયા હતા, જેમને એ પાદશાહે બહુ ઈજત આપી હતી. પાદશાહના મરણ વીશે તવકોલબેગ વલદે તુલકબેગ નામે એક લખનાર એમ જણાવેછે કે એક દીને અજદહાએ તેને દંખ્યો હતો. આ લખનાર મુજબ પાદશાહે ૬૦ વરસ અને "તારીખે માઅજમ" મુજબ ૧૨૦ વરસ રાજ્ય ચલાવ્યું હતું. બહમનના અમલમાં તેના પછીના બે પાદશાહોને ફાર્સી લખનારાઓએ ઘુસાડી દીધાછે તેથીજ તેના અમલની આવડી લાંબી મુદત તેઓ આપી ગયાછે.

# બાબ ૨૦.

# દારાયસ (દારયવુશ) ૨.

## (ઉર્ફે નોથસ.)

## (ઈ૦ સ૦ પુ૦ ૪૨૫—૪૦૪.)

૧. નવો પાદશાહ જર્કસીસ ૨—તેનું ખુન; પાદશાહ સોગ્દયાનસ—તેનું ખુન. પાદશાહ દારાયસ—તેના ભાઈનો બલવો; લીડયાના હાકમનો બલવો—ચેહરખોરેહની ફતેહ—તેની ફતેહ; મીડયાનો બલવો; પાદશાહના જમાઈનું કાવત્રું—શાહજાદીનાં ખુનની તજવીજ—ખુનીઓને સજા. દરબારમાં ગુલામોનો કાબુ—એક ગુલામનું તખ્ત મેળવવા માટે કાવત્રું. મીસરનો બલવો—તેનું સ્વતંત્ર થવું.

૨. એથન્સ અને સ્પાર્ટા વચ્ચે યુદ્ધ—તેમાં ઇરાનનો ભાગ—સ્પાર્ટા અને ઈરાન વચ્ચે કોલકરાર; આલ્સીબાયડીસનાં કાવત્રાં; સ્પાર્ટા સાથ નવા કરાર. ખોરેહબાજુ—સ્પાર્ટનો સાથનો તેનો સંબંધ; એથીન્યનોની મોટી ફતેહથી સ્પાર્ટનોની નાચારી.

૩. એથન્સ સાથ ઇરાનની દોસ્તીની ચર્ચા—તેમાં ખલલ; શાહજાદો કુરૂશ—તેનો મોટો અખ્તીઆર—ખોરેહબાજુની ગોઠવણોની નીષ્ફળતા; સ્પાર્ટનોની ખુશહાલી—એથન્સ ઉપર કુરૂશનો દાંત—લૈસેન્ડરને તેની વાતોથી ધીરજ—તેની માંગણી; આલ્સીબાયડીસ શાહજાદાની મદદ માંગેછે—તેની નીષ્ફળતા; સ્પાર્ટનો સાથ નવો વાંધો—લૈસેન્ડર ઉપર કુરૂશનો ઇતબાર—ઈરાની નાણાંની મદદથી સ્પાર્ટનોએ મેળવેલી ફતેહ—ઈગૉસ પોટેમાઈની લડાઇમાં એથન્સનો નાશ. પાદશાહનું મરણ અને ચાલચલણ.

### ફસલ ૧. બલવાનો એક આખો અમલ.

પાદશાહ **બહુમન**ની એકજ રાણી હતી, જેને યુનાની ગ્રંથકારો **દામાસ્પયા**નાં નામથી ઓળખાવી ગયાછે. આ રાણીએ માત્ર એકજ શાહજાદા **જર્કસીસ** (ક્ષયાર્શા)-ને જન્મ આપ્યો હતો, જે તેના પીતાનાં મરણ પછી તખ્ત ઉપર બેઠો. આ જવાન શાહજાદાએ તખ્ત લીધા પછી ઇરાનમાં પાછા બખેડા શરૂ થયા અને પહેલી પાર્સી શેહનશાહતની આખેરીની આ વખતે શરૂઆત થવા માંડી. **જર્કસીસ** ૨ જો તેના બાપનો એકપુરો દીકરો હતો ખરો, પણ તેના બીજા ૧૭ સાવકા ભાઇઓ હતા, જેમનો અલબતે તખ્ત ઉપર કશો દાવો હતો નહી. આ સઘળાઓમાં **સોગ્દયાનસ** નામે એક ભાઈ તખ્ત મેળવવાને તપેલો હતો, માટે રાજ્યની લગામ જવાન પાદશાહે પોતાના હાથમાં લેવાને ૧॥ મહીનો નહી થયો એટલામાં તેનું ખુન થયું. એક મોટાં જશનને દીને **જર્કસીસ** ખાઇપીને મસ્ત બન્યો હતો તે વેળા **સોગ્દયાનસે** તેનો જીવ લીધો અને એ રીતે પોતે તખ્ત ઉપર ચહડી બેઠો. પણ ખુનીનો કદી જય હોતો નથી. **સોગ્દયાનસે** હકદાર શાહજાદાનો જીવ લઇને તખ્ત મેળવ્યું ખરું, પણ તે ઉપર તે એક વરસ દહાડો સુધી પણ અમલ ભોગવવા પામ્યો નહી. સાડા છ મહીના સુધી તેની પાદશાહી ચાલી, અને એ મુદત પછી તે એક બીજા સાવકા ભાઈ **ઓકસ**ના હાથ ઉપર માર્યો ગયો. આ નવા શાહજાદાએ તખ્ત ઉપર બેસતાંજ **દારાયસ**નું નામ ધારણ કીધું, અને તે હકદાર યાને પાદશાહી ખાનદાનનો ન હતો માટે યુનાનીઓ તેને

મોટા **દારાયસ હીસ્તાસ્પીસ** પાદશાહથી જુદો દેખાડવા માટે **દારાયસ** 'નોથસ'[1] ને નામે ઓળખી ગયાછે.

**દારાયસ** (દારા—દારાબ) ના અમલની આખી મુદત બખેડાઓ, બલવાઓ, લડાઈઓ અને કાવાદાવાઓમાં ગુજરી હતી. પોતાના ભાઈનાં લોહીથી ખરડાયલા હાથ વડે તેણે રાજ્યની લગામ લીધી તેનું આ કુદ્રતી પરીણામ હતું. વળી એજ અપરાધને લીધે ઈરાનને મીસરના મોટા દેશની હાકમી ઓાહી દેવાની સજા ખમવી પડી હતી. પોતાના પીતા પાદશાહ **બહુમન**ના વખ્તમાં શાહજાદો **દારા** હીર્કેન્યાના પ્રાંતનો હાકમ હતો, અને તેથી તેને રાજ્ય વહીવટની કેટલીક રીતની માહીતગારી મળેલી હતી. પણ તેનાં પાપની તોજેશમાં તેની ૧૯ વરસની કારર્કીર્દીની સઘળી મુદત ગુજરી ગઈ હતી, માટે તેને રાજ્ય સુધારા કે રાજ્ય વધારા ઉપર લક્ષ દેવાનું કોઈબી રીતે બન્યું ન હતું. એક ગમથી તે તખ્ત ઉપર બેઠો કે બીજી ગમથી તેના પોતાના મા જણ્યા ભાઈ **આર્સીતીસે** તેની સામે પહેલો બલવો ઉઠાવ્યો, જેમાં **મેહુબાજુ**ના એક બેટા **આર્તીફીયસે** તેને મદદ આપી હતી. વળી આ બલવાખોરોને પડોસનાં યુનાની રાજ્યો તરફથી લશ્કરની મદદ મળી, જેને લીધે તેઓએ પાદશાહની ફોજો ઉપર બે મર્તબે ફતેહ મેળવી. પણ શેવટે યુનાની લશ્કર ઈરાની લાલચથી અથવા કોઈ બીજા સબબથી બલવાખોરોની પક્ષ છોડીને ચાલી ગયું, અને તેથી **આર્સીતીસ** નાચાર થયો. તેનાથી પાદશાહનાં લશ્કર સામે તકી શકાયું નહી. જીવતદાનની ઉમેદમાં તે અને **આર્તીફીયસ** પાદશાહને તાબે થયા, અને જીવતદાન મેળવ્યા છતાં તેમના જીવ ગયા.[2]

પણ બલવાખોરોને થતી આ જાતની સજાથી બીજાઓ શીખામણ પકડતા હોય એવું કશું હતું નહી. આ વખ્તે લીડયાનો ઈરાની હાકમ **પીસુથ્નીસ** (પેશોતન)[3] નામે એક ઉમરા હતો, જેણે એથીન્યનો સામે ઈરાન તરફથી કંઈક હીલચાલ કીધી હતી. આ સરદારે નવા પાદશાહની સત્તા સામે બલવો ઉઠાવ્યો. તે **હીસ્તાસ્પીસ** (વીસ્તાસ્પ—ગુશ્તાસ્પ) નામે પાદશાહી ખાનદાનના રાજવંશીનો બેટો હતો અને લીડયા ઠ્ખાતે તેણે ૨૦ વરસો કરતાં વધારે મુદત સુધી હાકમી ચલાવીને મોટા દ્રવ્ય મેળવ્યો હતો. આ દોલતની મદદથી તેણે યુનાની ભાડુતી ફોજોને પોતાની નોકરીમાં રાખી, જેવી ફોજો એવાં કામને માટે ઠેકાણે ઠેકાણે રખડતી ફરતી હતી. આ

૧ આ શબ્દનો અર્થ 'હલકી બુન્યાદનો' થાયછે.

૨ આવીજ રીતે બીજાબી બલવાખોરોને જીવતદાન મળ્યા છતાં તેમના જીવ લેવામાં આવ્યા હતા, જોકે પાદશાહે તો પોતાનો વચન પાળેલો મનાતો હતો. આ જાતના અપરાધીઓને કેવી પ્રકારે મારી નાખવામાં આવતા હતા તે ટીસ્યસ આ મુજબ બતાવે છે:—તકસીરવારને પ્રથમ સારીપેઠે ખવાડતા અને પછી એક શલકાં ઊપર તેનું બીછાનું કરીને તેને સુવાડતા હતા. પછી તેની ભર ઊંઘની વેળા પેલું શલકું જમીનનાં ઊંડાણમાં ઊતરી પડતું હતું અને તે કમનસીબ પોતાને એક ભોંયરાંમાં આવી પડેલો જોતો હતો, જ્યાં તે ભુખમરાથી મરણ પામતો હતો.—થર્લવૉલ, યુના૦ તવા૦, દ૦ ૪, સફે ૬, નોટ ૧.

૩ યુનાનીઓએ બીગાડી નાખેલાં અસલ નામનું આ પાર્સી નામ એરવદ શેહરપારજીએ સુચવ્યુંછે.

એક એથીન્યન ફોજ હતી, અને એથીન્યનો ઈરાન ઉપર કોઈબી પ્રકારે દાવ લેવાને સદા તયાર હતા. એ ફોજ **લાઈકન** નામે એક સરદારના હાથમાં હતી, અને જોકે **પેશોતન**ને બલવો ઉઠાવતી વેળા આ ફોજ ઉપર મદદનો પુરતો આધાર હતો તોપણ જરૂરની વખ્તે એજ ફોજે તેને ડુબાડયો. એ સરદારની સામે પાદશાહે **તીસાફર્નીસ** (ચેહરખોરેહ)[૧] નામે એક સરદારને લશ્કર આપી મોકલ્યો, જેને વળી એવી ઉમેદ મળી હતી કે અગરજો બલવાખોર પકડાશે યા માર્યો જશે તો **દારા** તેને યાને **ચેહરખોરેહ**ને લીડયાની હાકમી આપશે. **ચેહરખોરેહ** બડો જબરો કુનેહવાળો સરદાર હતો. તેણે યુનાનીઓને કેવી પ્રકારે હચમચાવ્યા હતા તેની હકીકત આપણ આગળ ચાલતાં વાંચીશું. તેણે બલવાખોર ફોજ સામે ચહડી જઈને પ્રથમ જે કામ કરવા ધાર્યું તે એજ કે પેલી ભાડુતી યુનાની ફોજના સરદારને લાંચ આપીને ખીસતો કરવો. આમ તેણે કીધું અને જેમ છેલી ઘડીએ **આર્સીતીસ** નાચાર થયો તેમ **પેશોતન** પણ યુનાની સરદારની દગલબાજીથી નીરાશ થયો. **લાઈકને** આ સરદારની પક્ષ છોડી દીધી, એટલુંજ નહી પણ વળી તે **ચેહરખોરેહ**ને મળી ગયો, અને એ રીતે બેવડો મજબુત થઈને આ પાર્સી સરદાર બલવાખોર સામે લડવા ચાલ્યો. **પેશોતને** લડાઈ કીધી ખરી પણ તે ઝાઝો વખ્ત પાદશાહી ફોજો સામે તકી શકયો નહી. અંતે તે તાબે થયો અને જીવતદાન માંગ્યું. **ચેહરખોરેહ** તેને પાદશાહ આગળ પકડી લઈ ગયો, અને **આર્સીતીસ**ના જેવાજ હાલ તેના પણ થયા. **ચેહરખોરેહ**ને તેની ફતેહ માટે લીડયાની હાકમી મળી. આ વખ્તથી તેણે ઈરાન તરફથી યુનાનીઓ સામે કેટલીક અગત્યની સેવાઓ બજાવવા માંડી.

પણ **પેશોતન**ની શીકસ્તથી લીડયાનો બલવો એકદમ નરમ પડયો નહી. તેના **એમોર્જીસ** નામે એક બેટાએ પાદશાહ સામે માથું ઉઠાવ્યું. બે વરસો સુધી તેણે એશ્યા મૈનર ખાતે પાદશાહી સત્તાનો અનાદર કરીને ત્યાંનાં બંદરોને ઉજડ કીધાં. અંતે તેબી પોતાનાં કામની સજાએ પહોંચ્યો (ઇ૦ સ૦ પુ૦ ૪૧૨), જે વીશે આપણ આગળ ચાલતાં થોડીક વધારે હકીકતો વાંચીશું. ઈરાનના યુનાનીઓ સાથના સંબંધની સઘળી હેકાયત બીજી ફસલમાં ભેગી કીધીછે, અને આ **એમોર્જીસ**ની શીકસ્તનો હેવાલ પણ તે ભાગનેજ અનુસરતો છે.

એક ચોથો બલવો (ઇ૦ સ૦ પુ૦ ૪૦૯) મીડ લોકોએ ઉઠાવ્યો. જોકે મીડ લોકો માત્ર પાર્સી લોકોથીજ ઉતરતા ગણાતા હતા તોપણ તેઓએ રાજ્યમાં ઉઠેલા અનેક બલવાઓની તક લઈને પોતાનાં સ્વતંત્રપણાંને માટે એકવાર ફરીને તજવીજ કીધી. પણ એ બલવાને લગતી કશી જાણવાજોગ હકીકત મળી નથી. પાંચમો બલવો પાદશાહના જમાઈ **ત્રીતાખ્મીસે** (સેતોખ્મ)[૨] ઉઠાવ્યો હતો. આ જવાન **હાઈદાર્નીસ** (વીદર્ન) નામે સરદારનો બેટો હતો, જેનાં મરણ પછી તેને તેના પ્રાંતની હાકમી મળી. પાદશાહનો તે

---

૧ તીસાફર્નીસ નામ અવસ્તામાં 'ચિથ્રખરેનો' થાય, અને તે ઉપરથી ફાર્સીમાં 'ચેહરખોરેહ' યાને 'નુરી ચેહરાનો' એવું નામ થઈ શકેછે.—એર૦ શે૦ દા૦ ભરૂચા.

૨ પાર્સીઓની તવારીખ સફે ૭૭.

માનીતો હોવાથી **દારાયસે** પોતાની બેટી **અમેસ્ત્રીસ** સાથ તેની શાદી કીધી હતી. પણ આ બનાવ પછી **સેતાબ્રમ રોક્ષાના** (રોષન) નામે એક ખુબસુર્ત નાજનીન ઉપર ફીદા થયો, અને તેણીને ખાતર પોતાની ઓરતને તજવાનું પાપી મન કીધું. તેણે ૩૦૦ ઓજાઓ સાથ એકસંપ રચ્યો અને પાદશાહની સત્તા સામે બંદ મચાવવાનો ઠરાવ કીધો. પ્રથમ તેઓએ ઠરાવ્યું કે શાહજાદી **અમેસ્ત્રીસ**નો જીવ લેવો. આ ૩૦૦ ખુનીઓ વચે એવો કરાર થયો કે શાહજાદીને એક કોથળામાં બંધ કીધા બાદ દરેકે તેણીનાં શરીરમાં ખંજર પેવસ્ત કરવું. આ ઘાતકી ખુન ખરેખર થયલું જણાતું નથી, પણ એ વીશે પાદશાહને આગમજથી ખબર મળતાંજ તેણે તેણીને બચાવવાની યુકતી રચી. એ કામ તેણે પોતાના જમાઈના એક વીશ્વાસુ નોકરને સોંપ્યું, જેણે બીજાઓ સાથ મળીને **સેતાબ્રમ**નો જીવ લીધો. આ પછી બલવાખોરો એકદમ નરમ પડી ગયા, અને પાદશાહે પોતાના જમાઈના એશીઓની કતલ ચલાવી, તથા રાણીએ પોતાની દીકરીનાં વેરમાં પેલી સુંદર નાજનીન **રોષન**ને વહેરી નખાવી. આ કતલમાં પાદશાહની પોતાની વહુ **સ્તેતીરા**નો પણ જીવ જાત, કેમકે તેણી બલવાખોર **ત્રીતાબ્મીસ**ની બહેન થતી હતી, માટે તેણી ઉપર પણ પાદશાહ તથા રાણીનો ક્રોધ ઉતર્યો, જોકે તે બાનુ પોતાના ભાઈનાં કાવત્રાંનાં તોહમતમાંથી તદન મોકળી હતી. પાદશાહના વડા બેટા **આર્સેસીસ**ની તે મોહરદાર હતી, અને તેનીજ કાકલુદીથી તથા આંખપાણી કરવાથી પાદશાહે એ બાનુને જીવતી રાખી હતી.

આ છેલા એકસંપને દરબારીઓનાં બંદનું નામ આપી શકાશે. **દારા**નાજ નહી પણ છેક પાદશાહ **જર્કસીસ**ના અમલનાં છેલાં વરસોથી ઈરાનની દરબારમાં પાદશાહની સત્તા ચોકસ ધણીઓમાં વહેંચાઈ ગઈ હતી. આ ધણીઓમાં મુખ્ય રાણી અથવા રાણી-માતા અને જનાનખાનાના કારભારીઓ યાને ઓજાઓ હતા. વખ્ત જતે આ છેલા ધણીઓનો કાબુ એટલો બધો વધી ગયો કે **આર્તાક્ષરીસ** (અર્દશીર) નામે એક ઓજાએ તો પાદશાહ **દારા**નો જીવ લઈને તેનાં તખ્તનો પોતે ધણી થઈ બેસવાની હીમત કીધી હતી. આ બાબતમાં એક તવારીખનવેશ[1] કહેછે કે પાદશાહના વખ્તમાં ઉપલા ઓજાના વડાપણાં હેઠળ બીજા બે ઓજાઓએ રાજ્યનો સઘળો અખ્ત્યાર પોતાના હાથમાં લીધો. **અર્દશીર** ઓજો પાદશાહનો બહુ માનીતો હતો. તે તેના સઘળા ખવાસો અને ઈછાઓથી માહીતગાર હતો, માટે તેની મરજી જાળવવાની કોઈબી તક તે જવા દેતો ન હતો. આમ કરીને તેણે પાદશાહ ઉપર કાબુ મેળવ્યો, તેને તેણે મોજમજાહ અને રમત ગમતમાં ચકચુર બનાવ્યો અને એ રીતે રાજ્યનો સઘળો કારભાર પોતાના હાથમાં લીધો. વળી રાણી **પરીસાતીસ** (પરીજાદ) તેના ઉપર પ્રસંન હતી, જેણીનાં નામ અને રક્ષણ હેઠળ આ ઓજો સઘળાં કામો કરવા લાગ્યો, અને તેમ કરીને તેણે આ રાણીને પણ રાજી રાખી પોતાનું કામ કહાડી લીધું. ટુકમાં રાજ્ય વહીવટનું સઘળું કામ આ ધણીએ એવી રીતે હાથમાં લીધું કે હવે માત્ર તેને પાદશાહને નામે ઓળખવાનુંજ બાકી રહ્યું. આ ખાલી નામ વીનાની સત્તાથી તે ધરાયો નહી,

---

**૧ એર૦ શેહરયારજીનું સુચવેલું ફારસી નાશ.**

તેણે તે નામ પણ મેળવવાનો લોભ કીધો અને તેટલામાટે પાદશાહનો જીવ લેવાની યુકતી રચી. પણ સારાં નસીબે તે નીચની આ પાપી રચના પકડાઈ આવી. તે પકડાયો, અને તેનો જીવ ગયો.

**દારાયસ**ના અમલમાં જે સર્વથી મોટો બનાવ રાજ્યના હકમાં બન્યો તે મીસરનો બલવો હતો. આ બલવો કયાં વરસમાં થયો તે નક્કી થયું નથી. કોઇ ઈ૦ સ૦ પુ૦ ૪૧૪, કોઈ ૪૧૧ અને કોઈ ૪૦૫ નું વરસ ગણાવેછે. **રૉલીન્સન** આ છેલી તારીખ ખરી માનવાનું કારણ જુએછે, અને એમ ધારતો જણાયછે કે મીસર ઈરાનના કબ્જામાંથી ગયું તે વેળા ત્યાં જુદા જુદા દેશી રાજાઓનાં નામ ધારણ કરનારા ઉભા થયા હશે.[1] એક તવારીખ લખનાર[2] કહેછે કે પાદશાહે મીસરને ઈરાની અમલ તરફ કેવળ બેદીલ જોઈને ત્યાં બે સરદારોને નામના દેશી હાકમ નેમ્યા હતા, પણ મીસર ખાતે હજુબી ઈરાની ફોજો કીલ્લાઓમાં પડી રહેલી હતી માટે ત્યાંના લોકોને આ ગોઠવણ-થીબી સંતોષ ઉપજ્યો ન હતો. વળી તેમને ખંડણી તો આપવીજ પડતી હતી. એટલામાટે શેવટે ઉપલા નામના રાજાઓએ હીમત પકડીને આખા દેશમાં બલવો ઉઠાવ્યો હશે અને એ બનાવ પાદશાહના અમલની આખરીએ બન્યો હશે, એમ અનુમાન થઈ શકેછે. આ બલવા પછી મીસર દેશ ઈરાનના હાથમાંથી સદાનું ગયું હતું.

## ફસલ ૨. ઈરાનનો સ્પાર્ટા સાથનો સંબંધ.

પાદશાહ **દારાયસ**ના અમલનાં ૧૯ વરસો ઉપર ટપકાવેલા એક પછી એક ઉઠેલા નવા નવા બલવાઓ બેસાડી દેલામાંજ ગુજરી ગયાં. એ મુદતની આખરીમાં ઈરાનનો ભુમધ્ય સમુદ્ર માંહેલા ઉગમણુ તરફના ટાપુઓ ઉપરનો કબ્જો વધારે મજબુત થયો હતો. તેમ થવાનું એક ખાસ કારણ ઈરાનના શત્રુઓ—એથીન્યનો—ની સ્પાર્ટન લોકોના હાથ ઉપર થયલી જબરી શીકસ્ત હતું. એથન્સ પોતાની મગરૂરીનું ભોગ થયું હતું. તેની સર્દશી સ્પાર્ટાથી દેખી શકાઈ નહી; તેની તુંદી યુનાનનાં દક્ષીણ તરફનાં બીજાં રાજ્યોથી ખમી શકાઇ નહી. એમ છતાં પણ આ બંને રાજ્યો એકેક સાથ લડવાને રાજી હતાં નહી. પણ બે નાનાં રાજ્યો વચે ઝગડો ઉઠવાથી તેઓમાંનાં એકે એથન્સની અને બીજાંએ સ્પાર્ટાની મદદ માંગ્યાથી ઉત્તર અને દક્ષીણ યુનાન વચે લડાઇ બરપા થઈ. અલબતે એ લડાઇનું આ ઠેકાણે વર્ણન કરવાની અમારી મતલબ નથી, તોપણ એમાં ઈરાનનો પણ ભાગ હતો, અને એથન્સના નાશમાં ઈરાનનો હાથ હતો, માટે જેટલી બીના આપણી તવારીખને લગતી છે તેટલી હ્યાં નોંધી લેવી ઘટેછે.

આપણે ઉપર વાંચ્યુંછે કે લીડયાના હાકમ **પેશોતને** બલવો કીધા પછી પાદશાહ **દારાયસે** ત્યાંની હાકમી **તીસાફર્નીસ** (ચેહરઓરેહ) નામે સરદારને આપી હતી. એ બનાવ ઈ૦ સ૦ પુ૦ ૪૧૩ માં બન્યો. હવે **પેશોતન**નો બેટો **એમૉર્જીસ** કાર્યાના કાંઠા ઉપર યાસસના કીલ્લાને મજબુત કરીને પોતે ત્યાં ભરાઇ બેઠો, અને

---

૧ પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૪૮૧—૮૨, તથા નોટ ૨.

૨ મીસરની તવારીખ, સફે ૬૦.

એથીન્યનોની મદદ ઉપર મુસ્તાક રહીને તેણે કેટલાંક વરસો સુધી પાદશાહની સત્તાનો અનાદર કીધો. આ ઉપરથી **ચેહુરખોરેહુને** એથીન્યનો સામે ચાંપતા ઉપાયો લેવાનું એક નવું કારણ મળ્યું. આ વખ્તે ચીયૉસના ટાપુના રહેવાસીઓએ એથન્સની સત્તા સામે બલવો ઉઠાવીને સ્પાર્ટાની મદદ માંગી હતી માટે એ તકનો લાભ લઇને **ચેહુરખોરેહે** ઇરાનના પાદશાહને નામે સ્પાર્ટા ખાતે એવી મતલબનાં નામાં સાથ એલચીઓ મોકલ્યા કે અગરજો સ્પાર્ટન ફોજ ચીયૉસની મદદે આવે તો તે ફોજ જેટલા દીવસ ત્યાં રહે તેટલા દીવસનો સઘળો ખર્ચ પાદશાહ આપે. આજ વખ્તે એક બીજો ઇરાની સરદાર નામે **ફાર્નાબાજસ** (ખોરેહબાજુ), જે આ વખ્તે બાઇજેન્ટયમ અને બીજા ઇરાનને તાબેના યુરોપીયન પ્રાંતોનો હાકમ હતો, તેણે પણ સ્પાર્ટાની મદદની માંગણી કીધી. આ બંને ઇરાની હાકમોને માથે પાદશાહે તેમને તાબેના યુનાની ટાપુઓની ખંડણીની રકમ નાંખી હતી અને તેમને તાકીદ કીધી હતી કે એ ખંડણી એથન્સની કુમક ઉપર કુદીને આ નાનાં રાજ્યો આપવાના અખાડા કરેછે તે હવે ચાંપતા ઇલાજો લઇને પાછી લેતી કરવી. હવે એથન્સને તોડવા માટે જેમ **ચેહુર-ખોરેહે** તેમજ **ખોરેહુબાજુ**.એ સ્પાર્ટાની મદદ અવશ્યની જોઈ અને તેથી તેઓ બંનેએ અકેકથી અજાણપણે એકજ વખ્તે આ મદદની માંગણી કીધી. આ સમયમાં સ્પાર્ટાની દરબારમાં **આલ્સીબાયડીસ** નામે એક એથીન્યન વસતો હતો, જેને તેના વતનીઓએ દેશનીકાળ કર્યો હતો. તેની સલાહ ઉપરથી સ્પાર્ટનોએ **ચેહુરખોરેહુની** માંગણી કબુલ રાખી અને ચીયૉસ ખાતે એક ફોજ મોકળાવી. આ ઉપરથી પાદશાહ **દારા** તરફથી તેના મજકુર સરદાર અને સ્પાર્ટનો વચે નીચલી મતલબના કોલકરાર થયા:—

જે જે મુલુકો અને શેહરો પાદશાહ **દારાયસના** અથવા તેની આગમજ થઇ ગયલા ઇરાની પાદશાહોના તાબા તળે હતાં તે હવેથી પાદશાહને સ્વાધીન કરવાં, અને તે શેહરો અને રાજ્યો કનેથી પૈસા અથવા કોઈ પણ જાતનો ફાયદો મેળવતાં એથીન્યનોને સ્પાર્ટનો તથા તેમના મદદગારોએ ઇરાનના પાદશાહ જોડે મળી જઇને અટકાવવા. તેઓ સઘળાઓએ ભેગા થઇને એથીન્યનો સામે લડાઇ ચલાવવી, અને તેઓ સર્વેનાં અનુમત વીના આ લડાઇનો અંત આણવો નહી. જો કોઇબી રાજ્ય પાદશાહ સામે બલવો ઉઠાવે તો તેને સ્પાર્ટનો તથા તેમના મદદ-ગારોએ પોતાનો શત્રુ ગણવું, તેમજ સ્પાર્ટનો વગેરેના શત્રુને પાદશાહે પણ પોતાનો દુશ્મન ગણવો.

આ કોલકરારો માઇલીટસ ખાતે ચીયૉસના એથન્સ સામેના બલવા પછી તુર્તજ સ્પાર્ટન **ચેલ્સીડયુસ** અને ઇરાની **તીસાફર્નીસ** (ચેહરખોરેહ) વચે થયા હતા (ઇ૦ સ૦ પુ૦ ૪૧૨). એ કોલકરારો દેખાડેછે કે સ્પાર્ટનો ગોયા ઇરાનના આભારી હોય તેમ તેઓએ એ દેશની સેવા બજાવવાના પાદશાહ કરતાં વધારે જોખમો માથે લીધા હતા. આ કોલકરારો એકગમ થયા કે **ચેહુરખોરેહે** બીજીગમથી માઇલીટસના ટાપુનો કબ્જો લીધો અને ત્યાં એક કીલ્લો બાંધીને ઇરાની ફોજને ગોઠવી દીધી. ઇરાની તથા

સ્પાર્ટન ફોજોના ભેગા થયા પછી તેઓએ યાસસનાં બંદર તરફ કુચ કીધી અને ત્યાં ભરાઈ બેઠેલા પેલા બળવાખોર **એમૉર્જીસ**ને સજા કરવા માંગી. **ચેહુરબોરેહુ**ની ઇરાની ફોજે જમીનને માર્ગે અને સ્પાર્ટન ફોજે દરીયાને માર્ગે ઉપલાં શેહર ઉપર હુમલો ચલાવ્યો. કહેછે કે **એમૉર્જીસ**ના મદદગાર એથીન્યનો સ્પાર્ટન વહાણોને પોતાને વતનથી વધુ મદદ દાખલ આવેલાં સમજ્યા, અને તેથી તેઓ સહેલથી તાબે થઇ ગયા. કેદ પકડાયલા શત્રુઓમાં **એમૉર્જીસ** પોતે પણ હતો, જેને **ચેહુરબોરેહે** સુસા ખાતે મોકળી આપ્યો. હવે આ ફતેહ પછી તેમજ તેની આગમજ ઇરાની સરદારે સ્પાર્ટન સીપાહીઓને પોતે આગલથી કબુલ કરેલો દર માણસ દીઠ લવાજમ આપ્યા કીધો હતો; પણ હવે તેની દાનત બીગડી—બલકે સ્પાર્ટન દરબારમાં જઈ વસેલા પેલા ખંધા એથીન્યન **આલ્કસીબાયડીસે** તેને ભમાવ્યો, જે ઉપરથી તેણે હવે સ્પાર્ટનોને આપવા કહેલો લવાજમ ઘટાડી નાંખ્યો અને તેનું કારણ બતાવ્યું કે તેને પાદશાહ તરફથી કશી રકમ મળી નથી માટે તે જે કંઇ તુર્તવેળા આપેછે તે પોતાની ગીરેથી આપેછે. આ વખ્તે સ્પાર્ટન ફોજનો સરદાર **થીરામીનીસ** નામનો હતો, જેણે લવાજમ ઘટાડવા વીશે કશી દરકાર કીધી નહી, પણ ત્યારપછી **એસ્તાઈયોકસ** નામે સરદાર આવ્યો તેણે ઇરાની સરદારનાં કામ સામે ભારી વાંધો ઉઠાવ્યો અને તે ઉપરથી બંને પક્ષો વચે નવા કોલકરાર થયા, જેમાં ઉપલા કોલકરારોની શરતોમાં નવું એ વધાર્યું હતું કેઃ—

પાદશાહના કબ્જા હેઠળનાં રાજ્યો ઉપર સ્પાર્ટનોએ હુમલો કરવો નહી, અથવા તેમને ઇજા દેવી નહી, તથા તેઓ કનેથી કશી ખંડણી લેવી નહી. એજ મુજબ પાદશાહે લેસીડીમોન્યનોને છેડવા નહી. પાદશાહ પોતાની મદદને થકી જે સ્પાર્ટન ફોજ મંગાવે તેનો પગાર વગેરે પાદશાહેજ આપવો, ઇત્યાદી.

અલબત્તે આ નવી શરતોમાં સ્પાર્ટનોએ પોતાની ફોજના ખર્ચનો બોજો ખુલ્લી રીતે ઇરાનને માથે નાંખવાનું **બોરેહુબાજી** કને કબુલ કરાવ્યું તેમાં તેમનો કશો વાંક ન હતો. પણ આ શરત છતાંબી ઇરાની સરદાર તો પોતાના આ મદદગારોનો ખર્ચ પુરો પાડવામાં બેદરકાર રહ્યો. ગ્રોટનો એવો વીચારછે કે **આલ્કસીબાયડીસ**ની શીખવણીને લીધે આ સરદાર સ્પાર્ટનો સાથ આડી રીતે વર્તવા લાગ્યો હતો.[૧] પણ ખરૂં કારણ એમ દીસેછે કે **ચેહુરબોરેહુ** સ્પાર્ટનોને પોતાની મદદે બોલાવીને તેમનો કાબુ વધારી દેવાને ખુશી ન હતો. તેને ફીકર હતી કે એથીન્યનોને યુનાની ટાપુઓ બાતેથી બહાર કહાડવામાં સ્પાર્ટનો ફાવ્યાછે માટે મબાદા એથીન્યનોની જગા તેઓ લઇ બેસે અને ઇરાનને પાછું પોતાના તાબા હેઠળનાં રાજ્યો તરફનું જેનું તે દુખ થાય. એટલામાટે **તીસાફર્નીસ** સ્પાર્ટન ફોજનો કાબુ તોડવા થકી તેને નાણાંની મદદ આપવાના અખાડા કરતો હતો.

આ વખ્તે વળી આ ઇરાની સરદાર નબળાં પડી ગયલાં એથન્સને પોતાની પક્ષમાં લેવાનું મન કરતો હતો. એ કામમાં અલબત તેને એથીન્યન **આલ્કસીબાયડીસ**ની

---

૧ યુના૦ તવા૦, દ૦ ૫, સફે ૩૪૯.

ઘણી ઉશ્કેરણી હતી, જે ધણી એકવાર પોતાને વતનથી દેશનીકાળ થઈ સ્પાર્ટામાં માન અકરામ પામીને હવે પોતાના એજ મુરબ્બીઓ તરફ નગુણો થયો હતો. તેણે પાછું પોતાને વતન જવાનું મન કીધું હતું અને તેથી સ્પાર્ટા સાથ તે છુપો દગો રમતો હતો. પણ એ કામમાં તે પકડાઈ આવ્યાથી તેને કતલ કરવાનો સ્પાર્ટન સરકારે હુકમ કહાડયો, જે વીશેની ખબર મળતાંજ **આલ્કસીબાયડીસ** નાઠો અને **તીસાફર્નીસ**ની ભીણમાં જઈ ભરાયો. તેણે હવે નાચારીથી નહી એથન્સની કે નહી સ્પાર્ટાની પક્ષમાં રહેતાં ઇરાનની સેવા બજાવવાનું **ચેહુરબોરેહ**ને રાજી રાખવા માટે માથે લીધું, પણ આ બંધા એથીન્યનની ઘણી નેમ જુદીજ હતી. આ સઘળો વખત સ્પાર્ટા અને એથન્સ વચે પેલો-પોનીસ્યન યુદ્ધ ચાલતું હતું, પણ તેમાં એક યા બીજાને મદદ આપીને તેને તેના દુશ્મન ઉપર સર્વોપરી કરી આપવાની પાદશાહ **દારા**ની મરજી ન હતી. તે તો આ બંને હરીફ રાજ્યોને અક્કેકને હાથે સારીપેઠે છુંદાયલાં જોવા માંગતો હતો, અને તેથી કોઈ વાર તે સ્પાર્ટનોને તો કોઇ વાર એથીન્યનોને પોતાની મદદ આપવાને લલચાવી ખુશ કરતો અને તેમ કરીને પોતાનું કામ કહાડી લેતો હતો. એટલા ઉપરથી સમજવાનું છે કે **આલ્કસીબાયડીસ** ઇરાનની મારફતે એથન્સને મદદ અપાવીને પોતાના વતની-ઓનો વીશ્વાસ એકવાર ફરીને મેળવવાની ઘણી તદબીર રચતો હતો, તોપણ તેના હાથ ઉપર **ચેહુરબોરેહ** (તીસાફર્નીસ) જેવો ઇરાની સરદાર છેતરાય અથવા **દારાયસ** જેવો પાદશાહ ફસે એમ ન હતું. તેની નેમમાં તે ફાવે તે આગમજ તો ઇરાની હાકમે સ્પાર્ટા સાથ ત્રીજી મર્તબે નવા કોલકરાર કરી સ્પાર્ટા સાથની ઇરાનની મીત્રાચારી મજ-બુત કરી આપી.

**ચેહુરબોરેહે** સ્પાર્ટન લશ્કરનો કશો ખર્ચ બે માસ સુધી મુદલ આપ્યો ન હતો, કેમકે **લીચાસ** નામે સ્પાર્ટન સરદાર ઇરાન સાથ સ્પાર્ટાને થયલા આગળા બંને કોલકરારો રદ કરાવવા માંગતો હતો, જેમ કરવાને **ચેહુરબોરેહે** ના પાડી હતી. હવે આ બે માસની મુદતમાં ઇરાન તરફની કશી મદદ વીના સ્પાર્ટન લશ્કર રહોડસ અને બીજા ટાપુઓ ખાતે એથીન્યનો સામે કશું કામ બજાવી શક્યું ન હતું. માટે એ લશ્કર જીવપર આવીને એથીન્યનો સાથ લડવા જવાને બદલે ઇરાન સાથ દુશ્મની પકડીને ઇરાની ટાપુઓ ખાતે લુટ ચલાવશે, એવો સંભવ જણાયાથી **ચેહુરબોરેહે** એક ત્રીજી મર્તબે તેઓ સાથ કોલકરાર કરવાનું વાજબી જોયું, જેમાં આગળા કરારો કરતાં નવો વધારો આ મતલબનો હતો:—

એશ્યા ખંડમાં પાદશાહે પોતાની મરજી મુજબ પોતાનો મુલક નકી કરવો; પાદશાહનો દરીયાઇ કાફલો દરીયા માંહેલા ઇરાનના ટાપુઓના બચાવ માટે આવી પુગે ત્યાં સુધી સ્પાર્ટન કાફલાએ ત્યાં રહેવું અને તેનો ખર્ચ **ચેહુર-બોરેહે** આપવો; પાદશાહનો કાફલો આવી પુગ્યા પછી સ્પાર્ટનોથી બની શકે એમ હોય તો તેઓએ પોતાના કાફલાનો ખર્ચ પોતેજ કરવો; અથવા **ચેહુર-બોરેહ** કને તે માટેની રકમ ઉછીની લેવી અને એથન્સ સાથનાં સ્પાર્ટન યુદ્ધની આખરી પછી એ રકમ સ્પાર્ટનોએ ઇરાનીઓને પાછી ભરી દેવી;

પાદશાહના કાફલાના આવી પુગ્યા પછી બંને કાફલાઓએ ભેગા થઇને એથન્સ સામે લડાઇ ચલાવવી, તેમજ ભેગાં મતે તે લડાઈ બંધ પણ પાડવી.

આ કોલકરાર એથીન્યનોની ઇરાન સાથ દોસ્તી બાંધવાની ઉલટને દાબી દેવાને પુરતા હતા. તોપણ આ નવા કોલકરારથી સ્પાર્ટનોને ઘણું મેળવવાનું ન હતું. પાદશાહ તરફથી દરીયાઇ કાફલો આવી પુગવાની વાત માત્ર એક બહાનું હતું; તે આવે ત્યાં સુધીનો સ્પાર્ટન સીપાહીઓનો ખર્ચ માથે લેવામાં એક મતલબ હતી: અને તે પાર પડી કે આ ખર્ચ આપવાની ચેહરખોરેહે પાછી ના પાડી, પાદશાહ તરફની કશી ફોજ આવી નહી, અને એ રીતે સ્પાર્ટનો સાથના આ ઇરાની હાકમના કરાર જ્યાંના ત્યાં રહી ગયા. આપણે કબુલ કરીશું કે **ચેહરખોરેહ** દગાબાજ હતો; પણ તેનાં એ કર્તુક તેનેજ નડયાં. હેલેસ્પોંટ તરફના ઇરાની પ્રાંતોના હાકમ **ખોરેહબાજુ**એ પ્રથમથીજ સ્પાર્ટા ખાતે એલચીઓ મોકળાવીને મદદ મંગાવી હતી, પણ **આલ્કસીબાયડીસ**ની ઉશ્કેરણીથી તેને મદદ આપવાની ના પાડીને સ્પાર્ટનોએ **ચેહરખોરેહ**ની અરજ મંજુર રાખી હતી, એમ આપણે આગળ જોઇ ગયા છીયે. હવે **ખોરેહબાજુ** તરફથી આ વખ્તે એકવાર ફરીને સ્પાર્ટાની મદદ માંગવામાં આવી, અને તેજ વખ્તે **ચેહરખોરેહ** સામે સ્પાર્ટનોમાં પુષ્કળ કચવાટ પેદા થયો હતો, માટે તેમની સઘળી ફોજે હવે આ ઇરાનીની કુમક એકદમ છોડીને **ખોરેહબાજુ**ની મદદે જવાનું દરૂસ્ત ધાર્યું.

**ખોરેહબાજુ**, **ચેહરખોરેહ** જેવો દગાબાજ ન હતો. તે બહાદુર અને ઇમાનદાર હતો. યુરોપના કાંઠા પરના ઇરાની પ્રાંતોને પાદશાહના કાબુમાં લેવા માટે સ્પાર્ટનોની મદદની તેને જરૂર જણાઇ હતી, અને તે મદદ આપવાને સ્પાર્ટન સરદારો તૈયાર થયા. **ગ્રોટ** કહેછેકે સ્પાર્ટા અને એથન્સની મોટી લડાઇઓમાં ઇરાનના પૈસાએ જે કામ કીધું તે આ વખ્તથીજ શરૂ થયું હતું.[૧] આ પૈસા છુટથી વેરનારા ઇરાની સરદારોમાં પેહલો **ખોરેહબાજુ** અને બીજો શાહજાદો **કુરૂશ** હતો, જેને લગતું બયાન આપણ હવે પછી વાંચીશું. મોટાં પેલોપોનીસ્યન યુદ્ધમાં સ્પાર્ટનોની ફતેહ થઈ તેમાં ઇરાનની આ મદદે મોટો ભાગ બજાવ્યોછે. **ચેહરખોરેહે** પણ પોતાની ભુલ જોઇને સ્પાર્ટનોની મદદની એકવાર ફરીને માંગણી કીધી, જેમાં તે નીષ્ફળ થયો એટલુંજ નહી પણ તેની સામે તેના દુશ્મનોને મદદ આપવાની સ્પાર્ટન લશ્કરે ના પાડી નહી. બીજી તરફથી **આલ્કસીબાયડીસ**, જે એક તરફથી તેની જોડે દોસ્તી રાખી બીજી તરફથી એક એથીન્યન કાફલાનો સરદાર થયો હતો, તેબી પોતાના દગાનો ભોગ થયો. **ચેહરખોરેહે** સ્પાર્ટનો સાથ પાછી દોસ્તી કરવાની મતલબથી એક વખ્તે તક મળતાંજ **આલ્કસીબાયડીસ**ને પકડી સાર્દીસ તરફ પાદશાહના કેદી દાખલ મોકલી દીધો (ઇ૦ સ૦ પુ૦ ૪૧૧). તે લુચ્ચો એથીન્યન તરફ જેટલો સ્પાર્ટનોનો તેટલોજ **તીસાફર્નીસ** (ચેહરખોરેહ) નો પણ ધીકાર હતો, કેમકે તેણે એ બંનેને પોતાની છુપી ખટપટોથી ઠગ્યા હતા. તે પકડાયો ખરો, પણ સાર્દીસ પુગ્યા આગમજ પાછો જીવ બચાવી નાઠો. બીજે વરસે (ઇ૦ સ૦ પુ૦ ૪૧૦) એથન્સે સ્પાર્ટા ઉપર એક મોટી ફતેહ મેળવી—એવી

૧ ગ્રોટ૦ તવા૦, વા૦ ૫, સફે ૪૫૦.

ફતેહ કેજેનાં પરીણામ દાખલ સ્પાર્ટનોએ સુલેહ કરવા માંગી, જે એથીન્યનોએ ના પાડી. એથન્સની આ ફતેહથી **ફાર્નાબાજસ** (ફારેહબાજુ) ની ફોજને પણ કેટલેક દરજ્જે ખમવું પડયું. સ્પાર્ટન ફોજથી મદદ મળવાને બદલે સામી તે ફોજનાં માણસોને ઉપલી લડાઈમાં તેમની શીકસ્ત પછી લુગડાં લત્તાં કરવાં પડયાં તથા તેમનાં નાશ પામેલાં બારકસો નવાં બનાવી આપવાં પડયાં. પણ આ સઘળું છતાં સ્પાર્ટનો **ફારેહુબાજુ**ને પોતાની ફોજનો ટેકો તો આપી શકયાજ નહી, જેથી અંતે આ ઇરાની સરદારને એથીન્યનો સાથ દોસ્તી શોધવી પડી, અને ઇ૦ સ૦ પુ૦ ૪૦૮ માં તેણે કેટલાક એથીન્યન એલચીઓને પાદશાહ **દારા** જોડે સુલેહના કરારની ગોઠવણ કરવા માટે સુસા ખાતે લઈ જવાનું માથે લીધું. પણ એથન્સ સાથ ઇરાનને કશા કોલકરાર થયા નહી.

## ફસલ ૩. શાહજાદો કુરૂશ.

(ઇ૦ સ૦ પુ૦ ૪૦૭—૪૦૪.)

અલબતે **ફારેહુબાજુ**ને મોટી નાખુશીથી પોતાના પાદશાહના શત્રુઓ સાથ દોસ્તી શોધવા જવું પડયું હતું. સ્પાર્ટાની ફોજથી પોતાનું કામ કહાડી લેવામાં જેમ ઇરાનને ફાયદો હતો તેમ સ્પાર્ટાને પોતાને ઇરાનના પૈસાથી એથન્સ સામે લડાઇ નીભાવવામાં લાભ હતો. પણ કાઇજીકસની ઉપલી લડાઇમાં સ્પાર્ટન ફોજની શીકસ્ત થયા પછી તે એટલીબધી હદ સુધી **ફારેહુબાજુ**ને માથે પડી કે તેનું પેટ ભરવું એ પાર્સી સરદારને ભારી પડયું. હેલેસ્પોંટ અને પ્રોપોન્ટીસના દરીયામાંથી એથીન્યન ફોજને મારી કહાડવા થકી તેણે સ્પાર્ટન ફોજને બોલાવી હતી. પણ તેમ થવાને બદલે તો એથીન્યનોની ફોજ ત્યાં પડી રહી અને સ્પાર્ટનો તેને કશું કરી શકયા નહી. આથી થયું એમ કે તે જે જે પ્રાંતોનો હાકમ હતો તે પ્રાંતો એથીન્યનોને હાથે લુટાવા લાગ્યા અને તેની આમદાની ઘટતી ચાલી. એટલામાટે તેણે જે કામ દોસ્તની મદદથી આરંભેલું તે કામ દુશ્મનની મદદથી પુરૂં કરવા ધાર્યું, અને તે નેમથી તેણે એથીન્યનોને પોતાની તરફ ખેંચ્યા. આમ ખેંચાવાને એથીન્યનો દીલોજાનથી તૈયાર હતા. ઇરાનના પૈસાથી સ્પાર્ટનો પોતાની સામે લડીને એથન્સનો પરાજય કરે તે કરતાં તેજ પૈસાવડે સ્પાર્ટનો સામે લડીને પોતાની ફતેહ કરવાની તેમને પહેલે ઘરથી અને પુરેપુરી હોંસ હતી. પણ તે પાર પાડવાની તેમને કશી તક મળતી ન હતી. એવાં સાંટકમાં **ફારેહુબાજુ**એ તેમને લલચાવ્યા, અને કામ હાં સુધી વધી ગયું કે એક એથીન્યન એલચીખાતાંને સુસા ખાતે પોતે જાતે લઈ જવાનું તેણે માથે લીધું, અને તે એલચીખાતાંને ઇરાનના પાદશાહ તરફથી જવાબ મળે ત્યાં સુધી એથીન્યનોએ લુટફાટ ચલાવવાનું મોકુફ રાખ્યું.[૧] પણ **ફારેહુબાજુ** એથીન્યન એલચીઓને સુસા લઈજાય તે આગમજ એક બનાવ બન્યો, અને તેથી એથન્સ અને ઇરાન વચે દોસ્તી થવાનો નહી બને એવો તેનો અણસારો શરૂઆતમાંથીજ નીકળી ગયો.

---

૧ થર્લ્વોલ, યુના૦ તવા૦, ઇ૦ ૪, સફે ૪૭.

એ બનાવ બીડયા, મોટા ફ્રીજ્યા અને કેપેડોસ્યાના હાકમ દાખલ શાહજાદા **કુરૂશ**ની નેમણુક સંબંધી હતો. તે પાદશાહ **દારા**નો નાનો બેટો હતો અને તેને તેણે કસ્ટોલસ ખાતે ભેગાં થતાં લશ્કરોનો સરદાર નેમ્યો હતો. અલબતે **ચેહર-બોરેહ** તથા **બોરેહબાજુ**ના હાથ હેઠળના પ્રાંતોની સરદારી તેને મળેલી નહતી, તોપણ લશ્કરોના વડા દાખલ તે આ બંને સરદારોનો પણ વડો હતો અને તેટલામાટે **બોરેહબાજુ** તેને તાબે રહેવાને બંધાયલો હતો. એથીન્યન સરદારો સાથ ગોઠવણ કરીને તથા સ્પાર્ટનોને પડતા નાખીને તે કેટલાક એથીન્યન એલચીઓને પોતાની જોડે લઇ સુસા ખાતે પાદશાહની મુલાકાતે જતો હતો. પણ માર્ગમાં ફ્રીજ્યા ખાતે સખ્ત શીયાળાને લીધે તેઓ અટકી પડયા, જ્યાંથી આગળ વધવા કરતા હતા એટલામાં શાહજાદો **કુરૂશ** સામો આવી મળ્યો. તેની જોડે કેટલાક સ્પાર્ટન એલચીઓ હતા, અને આ વાત તુર્ત જાહેર થઈ કે પાદશાહે એથીન્યનો સામે મજબુત લડાઇ ઉઠાવવાની મતલબથી **કાઈરસ**ને પુરતી તાકીદ સાથ મોકળાવ્યો હતો. **બોરેહ-બાજુ** સાથની મુલાકાતમાં **કુરૂશે** તેની સુસા ખાતે જવાની મતલબ પીછાની લીધી, પણ તેમ કરવાથી તેને અટકાવ્યો, એટલુંજ નહી પણ તેની જોડના એથીન્યનોને પોતાના સ્વાધીનમાં લેવા માંગ્યા. **બોરેહબાજુ** શાહજાદાને માન આપવાને તૈયાર થયો, પણ પોતાના સોહબતીઓને તેના સ્વાધીનમાં આપી દેવાની તેણે ના પાડી. શેવટે એવો ઠરાવ થયો કે આ એથીન્યનોને સુસા તરફ જવા દેવા નહી, એટલુંજ નહી પણ તેમને ચોકસ મુદ્દત સુધી તેમને વતન પણ જવા દેવા નહી. પાછળથી જ્યારે ઇ૦ સ૦ પુ૦ ૪૦૪ માં એથન્સનો સ્પાર્ટાને હાથ તદન પરાજય થયો ત્યારે આ એથીન્યનોનો છુટકારો થયો હતો.

**કુરૂશ** ઇ૦ સ૦ પુ૦ ૪૦૭ ના એપ્રેલ કે મે માસમાં સાર્દીસ ખાતે જઈ પુગ્યો. પણ તે ત્યાં જાય તે આગમજ સ્પાર્ટન ફોજનો સરદાર **લૈસેન્ડર** સાર્દીસની પડોસમાં ઇફીસસ ખાતે તેની વાટ જોતો ઉભો હતો. એથીન્યન એલચીઓની નામુરાદી જોઇને સ્પાર્ટન ફોજ હરખાઇ જતી હતી, અને આ વરસમાં તેનો સરદાર **લૈસેન્ડર** નેમાયો હતો તેથી તથા વળી એશ્યા મૈનરનો નવો ઇરાની હાકમ એથન્સ સામે આગલ કરતાં બમણાં ઈરાની ઝનુન સાથ આવેછે એમ સાંભળીને એ ફોજની ખુશહાલીની હદ રહી ન હતી. અને ખરેખર **કાઈરસ** પોતાનાં તન, મન અને ધનની મદદથી એથન્સનો નાશ કરવાની નેમથીજ સાર્દીસ ખાતે ગયો હતો. એ જવાન શાહજાદો એથન્સ સામે સ્પાર્ટાને નાણાંની મદદ કરીને **લૈસેન્ડરને** રાજી કરવાને જેટલો બાહેશમંદ હતો તે કરતાં વધારે તે એથન્સે ઇરાનને કરેલી ઇજાઓનું વેર લેવા માટે તત્પર હતો. જેવો તે સાર્દીસમાં દાખલ થયો તેવોજ નવો સ્પાર્ટન સરદાર તેને મળવા દોડયો, અને પહેલીજ મુલાકાતમાં તેઓ બંનેએ એકેકને પીછાની લીધા. બંને એકેકથી રાજી થયા. **લૈસે-ન્ડરે** આ શાહજાદા આગલ **ચેહરબોરેહ**ની ગોળગોળ રાજનીતી વીશે ફરીયાદ કીધી અને એથન્સ સામે લડાઇ ચલાવવામાં નવીજ રાજનીતી વાપરવાની અરજ ગુજારી. **કુરૂશે** ઉત્તર દીધો કે "મને મારા પીતા તરફથી એવોજ હુકમ મળેલોછે અને હું

મારાથી બનશે તેમ તે મુજબ અમલ કરીશ. હું મારી જોડે ૫૦૦ ટેલંટ લઈ આવ્યોછું, અને તે લડાઇનાં કામમાં વાપરતાં થઈ રહેશે તો મારા ખીસામાંથી ખાનગી નાણું ખર્ચીશ, અને તેથી અગરજો પુરૂં થઈ જશે તો જે સોના રૂપાંનાં તખ્ત ઉપર હું બેઠોછું તેનું નાણું બનાવીને વાપરીશ."[૧] **કુરૂશે** આ વચન પાળ્યો, અને તેનીજ દોલતથી પેલોપોનીસ્યન યુદ્ધમાં સ્પાર્ટા જીત્યું તથા એથન્સનો નાશ થયો.

શાહજાદાના ઉપલા સખુનો ઉપરથી હીમત પકડી **લૈસેન્ડરે** તેનો દીલોજાનથી ઉપકાર માન્યો, અને અરજ ગુજારી કે સ્પાર્ટન ફોજને **ચેહરખોરેહે** દર માણસ દીઠ એક દ્રખ્મા આપવા કબુલ કર્યું હતું તે પાછો ચાલુ કરવો. તેણે ફરીયાદ ગુજારી કે આ મુજબ એ સરદારે માત્ર એકજ મહીનો કીધું હતું અને ત્યારપછી તેણે દર માણસ દીઠની દરરોજની આ રકમ અરધો અરધ ઘટાડી દીધી હતી. પણ **કાઈરસે** આ અરજ બહાલ રાખવાની ના પાડી અને તેનાં કારણમાં જણાવ્યું કે પાદશાહના ખાસ હુકમથીજ સ્પાર્ટન સીપાહીઓના પગારની રકમ ઠરાવી આપેલીછે, માટે તેમાં ફેરફાર કરી શકાય નહી. પણ આમ છતાંબી શાહજાદો **લૈસેન્ડરને** વચન આપી સ્પાર્ટન લશ્કરનો પગાર વધારી આપવા માટે બંધાઈ ગયો. તેણે આ સરદારને તથા તેની જોડે આવેલા ધણીઓને બહુ માન આપ્યું તથા એક દીને તેને ખાના ઉપર બોલાવીને તેનાથી પોતે એટલોબધો રાજી થઈ ગયલો જણાયો કે તેને ગમે તે બક્ષેશ પોતા કનેથી માંગવા ફરમાવ્યું. કહેછે કે **કુરૂશે** ખાનું ખાઇ રહ્યા બાદ પોતાના શરાબની જામ યુનાનીઓની રસમ મુજબ **લૈસેન્ડરના** હાથમાં મેલીને તેને પુછ્યું કે તું મારાથી શી નવાજેશ ચાહેછે?[૨] **કાઈરસ** સમજતો હતો કે સ્પાર્ટન સરદાર તેની કને કોઇ ચીજ નવાજેશ દાખલ માંગી લેશે; પણ તેને બદલે તે પક્કા સ્પાર્ટને તો એવી માંગણી કીધી કે મારી ફોજનાં દર માણસના પગારમાં થોડો થોડો વધારો કરી આપવો. **કુરૂશ** વચનથી બંધાઈ ગયો હતો અને એક પાર્સી શાહજાદો વચન તોડવાનું પાપ કરતો કદી જણાયો નથી. **લૈસેન્ડરની** મરજી મુજબ થયું, એટલુંજ નહી પણ શાહજાદાને તેના વીશે બહુ સારો વીચાર બેઠો. સ્પાર્ટન ફોજનો ચહડેલો પગાર મળ્યો, અને નવા પગારમાં વધારો થયો તેથી દરેક ધણી ખુશહાલ થયો. આ સઘળા બનાવોની ખબર એથીન્યન સરદાર, જે આ વેળા **આલ્સીબાયડીસ** હતો, તેને કાને આવી. ઇરાનની દોલતની મદદ લઈ જે કામ પોતે કરવા ધાર્યું હતું તેમાં આ રીતે પોતાની હાર થયલી જોયા છતાંબી એ બંધા એથીન્યને **ચેહરખોરેહને** વચે નાંખીને **કુરૂશની** મેહરબાનગી મેળવવાનો પ્રયત્ન કર્યો. તેણે એકવાર ફરીને દાવપેચથી વર્તવા માંડ્યું. તેણે **ચેહેરખોરેહને** સમજાવ્યો કે અગરજો શાહજાદો સ્પાર્ટા કે એથન્સને મદદ નહી આપતાં મદદ આપવાનો દેખાવ કરી તેમને લડી મરવા દે તો તેથીજ ઇરાનને ખરેખરો લાભ છે, ઇત્યાદી. પણ **કાઈરસ** આ રાજનીતી કબુલ રાખે એમ ન હતું. **ચેહરખોરેહે** તેને **આલ્સીબાયડીસની** તરફથી ઘણું સમજાવ્યો, પણ શાહજાદાને

૧ ગ્રોટ, યુના૦ તવા૦, દ્ગ૦ ૫, સફે ૪૭૫.
૨ થર્લ્વૉલ, યુના૦ તવા૦, દ્ગ૦ ૪, સફે ૧૦૬.

એથીન્યનો તરફ એટલોબધો ધીકાર હતો કે તેણે તેમના એલચીઓની મુલાકાત લેવાની પણ ના પાડી અને **ચેહુરફોરેહુને** તેના વચ્ચે પડવા માટે ઠપકો દીધો. આ રીતે એથીન્યનોએ ઈરાનથી મેળવવા ધારેલી દરેક ઉમેદ ભ્રષ્ટ થઇ અને **આલ્કીબાયડીસ** પોતાની ધારણામાં નીષ્ફળ થયો.

ઈરાન અને સ્પાર્ટા વચ્ચે આ રીતે એક વરસ દહાડો સુધી સારો એખલાસ રહ્યો, પણ ઈ૦ સ૦ પુ૦ ૪૦૬ થી વળી પાછું બાટું દીલ થવા માંડયું. આ બટાશનું મુખ્ય કારણ સ્પાર્ટન સરદાર **લૈસેન્ડર** પોતે હતો. સ્પાર્ટન રાજ્યાધીકારીઓ પરદેશ ખાતેની પોતાની ફોજોના સરદારોને દર સાલ બદલતા હતા તેમ **લૈસેન્ડરનાં** એક વરસની મુદત પુરી થયાથી તેઓએ **કાલીક્રેટીડાસ** નામે સરદારને તેની જગા ઉપર મોકલ્યો. પણ **લૈસેન્ડરને** પોતાનો અધીકાર છોડવા ગમતું ન હતું. તેને **કાઈરસની** દોલતનો મોહ લાગ્યો હતો અને આ જવાન શાહજાદો **લૈસેન્ડરને** છોડવા માંગતો ન હતો. એટલામાટે નવા સ્પાર્ટન સરદારને દરેક જાતની મુશ્કેલીમાં લાવી નાખવાની મતલબથી **લૈસેન્ડરે** એક યુકતી રચી અને **કુરૂશ** તેમાં શામેલ થયો. સ્પાર્ટન સરદાર કને જેખી ફાજલ નાણાં હતાં તે તેણે નવા સરદારને હવાલે કરવાને બદલે આગમજથી **કાઈરસને** આપી દીધાં—એવી મતલબથી કે એ નાણાં તેણે ધીરેલી રકમમાંની બાકી હતી. હવે **કાલીક્રેટીડાસના** હાથમાં સ્પાર્ટન કાફલો આવ્યો, પણ તેની કને તેના નીભાવ માટે કશાં નાણાં હતાં નહી તેથી, તેમજ વળી ફોજના વડાઓ તેની નેમણુકથી નાખુશ હતા તેથી, અને **કુરૂશે** નાણાંની મદદ આપી નહી તેથી તેને બહુ સંતાપ થયો. તે શાહજાદો તો આ સરદાર સાથ બહુજ સખ્તપણે વર્ત્યો. તે આ વેળા સાર્દીસ ખાતે હતો, જ્યાં મદદ મેળવવા માટે નવા સ્પાર્ટન સરદારને જવાની ફરજ પડી. પણ શાહજાદાએ **કાલીક્રેટીડાસની** મુલાકાત લેવાના અખાડા કીધા. પ્રથમ તેણે તેને બે દીવસ ખોટી કીધો અને પછી વળી વધારે દીવસ ઝુલવ્યો. આથી કંટાળીને તથા **કાઈરસની** મતલબ પામી જઇને સ્પાર્ટન સરદાર ગુસ્સામાં સાર્દીસ છોડી ચાલી ગયો અને સઘળી મુશ્કેલીઓની વાત સ્પાર્ટા ખાતે લખી વાળી. એમ કરતાં એક વરસ ગુજરી ગયું, જે દરમયાન લડાઇમાં કોઇ વાર સ્પાર્ટનોની અને કોઈ વાર એથીન્યનોની ફતેહ થઈ. એક લડાઇમાં સ્પાર્ટન સરદાર **કાલીક્રેટીડાસ** પોતે માર્યો ગયો, અને બીજે વરસે ઘણી તરફથી માગણી થવા ઉપરથી સ્પાર્ટન રાજ્યાધીકારીઓએ પાછો **લૈસેન્ડરનેજ** એશ્યા ખાતેની ફોજોનો સરદાર ઠરાવી મોકલ્યો. જોકે ખરેખરો નામનો સરદાર તો બીજોજ ઘણી હતો, પણ સઘળો કારભાર **લૈસેન્ડરને** સોંપેલો હતો. તે ઈ૦ સ૦ પુ૦ ૪૦૫ માં ઇફીસસ ખાતે આવ્યો, અને ત્યારબાદ થોડી મુદતમાં શાહજાદાને પોતાના મરવા સુતેલા પીતાની મુલાકાતે જવું પડયું. **કુરૂશને લૈસેન્ડર** ઉપર પુર ઇતબાર હોયાથી તેને પોતાનું સઘળું મેહસુલ ભેગું કરવાનો અધીકાર સોંપ્યો, તેમજ પોતા કનેનું સઘળું ફાજલ નાણું પણ તેનેજ રાખવા આપ્યું.

આ મુજબ બેવડી રીતે મજબુત થયાથી **લૈસેન્ડરે** એથન્સ સામે પુર જોરથી કામ ચલાવ્યું, જેનું પરીણામ ઇગૉસપોટેમાઇની લડાઈ (૪૦૫ સપટેમ્બર) માં એથન્સના કેવળ

નાશમાં આવ્યું. તેની સઘળી ફોજો સ્પાર્ટાને તાબે થઇ, દરીયાઇ કાફલો તેને સ્વાધીન કરી દેવામાં આવ્યો, અને એથન્સ સ્પાર્ટાને તાબેનું એક પરગણું થઇ પડયું.

પાદશાહ **દારા** ઇ૦ સ૦ પુ૦ ૪૦૪ માં મરણ પામ્યો. જે યુનાની શત્રુ—**એથન્સ**—સામે સ્પાર્ટનોને પુરતી મદદ આપવાનો હુકમ આપીને તેણે પોતાના બેટાને એશ્યા મનરની હાકમી આપી હતી તે દુશ્મનનો તદન પરાજય થયલો પોતાની હયાતીમાં જાણીને તે ખુશી થયો જોઇયે. **દારાયસ**ના વખ્તમાં ઇરાનની દુર્દશાની શરૂઆત થઇ હતી. તેનો ૧૯ વરસોનો અમલ ફીતના અને ફેસાદમાં, બલવા અને બખેડામાં ગુજર્યો હતો. તોપણ એ સઘળી દેશના માહેલા ભાગો ખાતેની બુરી અવસ્થા છતાં ઇરાનનો કાબુ અને મર્તબો યુનાનીઓ એટલોબધો માનતા અને પીછાનતા હતા કે તેની મદદ વીના સ્પાર્ટા એથન્સ સામે અથવા એથન્સ સ્પાર્ટા સામે ટકી શકવાના નથી એમ ખાતરી રાખીને તેઓએ એકેક પછી તેની મદદ મેળવવાની આતુરતા બતાવી હતી. **દારા**નો અમલ ઘાતકીપણાનો એક જમાનો હતો. પોતાના સરદારો ઉપર વેર લેવા માટે તેમનાં છોકરાંબૈરાંને મારી નાંખવાનું તેના અમલમાં એક પછી એક એટલી બધી શીતાબીથી બનતું ચાલ્યું કે પાદશાહ **દારા**નું નામ તવારીખમાં ઇનસાફી અથવા બહાદુર અથવા દયાળુને બદલે જુદીજ રીતે ઓળખાયું છે. પણ આટલાબધા બલવાઓથી કંટાળીનેજ તેણે તકસીરવારોને સજા કીધેલી હોવી જોઇયે, અને તેનાં ઘાતકીપણાંને માટે આ કંઇ નજીવું બહાનું ગણાશે નહી. તે ઘાતકી અને નબળાં મનનો હતો, અને વળી એક બેબીલોન્યન રાણીનો બેટો હોયાથી તે વચનપાળક તો નજ હતો. તેનો અમલ કેવળ નબળો હતો, અને તેણે જ્યારે કંઇ પણ જીવ જેવું મેળવ્યું ન હતું ત્યારે ઘણું ખોયું હતું. આખો મીસર દેશ તેણે પોતાના હાથમાંથી જવા દીધો તે આ પાદશાહને લીધે ઇરાનને નાની સરખી સજા ન હતી. તેના અમલમાં જુદા જુદા પ્રાંતોના શત્રપો બહુ બળવાન થઇ પડયા હતા અને ઘણીવાર પાદશાહના હુકમનો અનાદર કરવા કે તેની સામે માથું ઉચકવાને ડરતા ન હતા. વળી તેવા અખીકારીઓને મોટી સત્તા આપી દીધેલી હોવાથી પણ તેઓ સર્કશી કરતા હતા. વળી દરબારમાં ખટપટ, કાવાદાવા, દગા ફટકા બરપા થયા હતા. પાર્સી ઇરાનની ખરાબીનાં આ સઘળાં શરૂઆતનાં કારણો હતાં, અને તેજ કારણોને લીધે અંતે ઇરાન પડયું હતું.

# બાબ ૨૧.

# અ ર્દ શી ર .

## અર્તક્ષત્ર—આર્તાજ.ર્કસીસ (નીમન[1]) ૨.

(ઈ૦ સ૦ પુ૦ ૪૦૪—૩૫૯.)

### ૧.

### ભાઈ ભાઈઓ વચ્ચે જંગ.

(ઈ૦ સ૦ પુ૦ ૪૦૪—૪૦૧.)

૧. બે શાહજાદાઓ—કુરૂશને તખ્ત અપાવવાની માંગણી—તેનું ઘાતકીપણું—તેના ઉપર પાદશાહનો ક્રોધ. નવો પાદશાહ આર્સ અથવા અર્દશીર—તેના તરફ તેના ભાઈની અદેખાઇ—તેનાં ખુનની તજવીજ; શાહજાદા કુરૂશનાં કર્તુક—તેના તરફ પાદશાહની રેહમદીલી—તેની બુરી ધારણાઓ—ઇરાન ઉપર ચહડાઈ લઇ જવાની તેની છુપી તૈયારીઓ. આલ્સીબાયડીસ—સુસા જવાની તેની માંગણી—તેનું ખુન. કુરૂશની સુસા તરફ કુચ—ચહડાઇના સબબ વીશે જેનો-ફનની બેખબરી—કુરૂશની બતંગ હાલત—એક રાણી તરફની મદદ—સીલીશ્યાના રાજાનું હીચકારાપણું—યુનાની ફોજનો નવો દગો—એબ્રોકોમાસની નબળાઈ; બલવાખોરના માર્ગમાં મુશ્કેલીઓ—અર્વંદની કહાણી.

૨. જેનોફનની તવારીખ વીશે સાહુચેતીની જરૂર. બલવાખોર ફોજોની લડાઈ માટે ગોઠવણ; પાદશાહની ફોજની સંખ્યા બાબે નાવ્યું—લશ્કરના વીભાગો અને કાચી ગોઠવણો; કાઈ-રસની નેમ—તેની નીઠફળતા; યુનાની ફોજની સહેલી ફતેહ—પાદશાહનાં પચરંગી લશ્કરની નબળાઇ—ચેહરખોરેહ વીશે ગપાટો—કુરૂશની ખુશહાલી. ખરેખરી લડાઇ—કુરૂશની ફતેહ—પાદશાહી ફોજની નહાસ ભાગ—ભાઈ ભાઇઓ વચ્ચે હાથોહાથની લડાઇ—કુરૂસનું માર્યું જવું—તેની ફોજની શીકસ્ત—તેની તારીફ.

### ફસલ ૧. ઈરાન ઉપર પહેલવહેલી ચહડાઈ.

પાદશાહ **દારા**ની રાણી **પેરીસાતીસ** (પરીજાદ) ને પેટે ૧૭ બાળકો અવતર્યાં હતાં, તેમાંના માત્ર બેજ બેટાઓ જીવ્યા હતા.[2] તેઓમાંનો વડો **આર્સેસીસ** (અઠક) અને નાનો **કારઈસ** (કુરૂશ) નામનો હતો. નાના ઉપર તેનાં માતપીતાનો બહુ પ્યાર હતો, કેમકે તે પાદશાહને તખ્ત મળ્યા પછી જન્મ્યો હતો; અને તેટલામાટે રાણીની મતલબ એ શાહજાદાને તખ્ત અપાવવાની હતી. **જર્કસીસ** પાદશાહને તેના બાપ **દારાયસ હીસ્તાસ્પીસ**નું રાજ્ય એજ કારણસર મળ્યું હતું કે તે **દારા**ના તખ્તે બેઠા પછી જન્મ્યો હતો. પણ **પરીજાદ** રાણીની એ તકરારને તેના ખાવંદ તરફથી ટેકો મળ્યો નહી. **કુરૂશ** રાજપાટ મેળવવાને આતુર હતો અને તેને પોતાની માતાની

૧ યુનાની ભાષામાં એનો અર્થ 'સારી યાદદાશ્તનો' એવો થાય છે.

૨ જેનોફન આ બેજ બેટાઓનાં નામ આપી જાયછે (આનાબાસીસ, દફ૦ ૧, પ્ર૦ ૧). પણ પ્લુટાર્કના જણાવ્યા મુજબ પાદશાહનાં ઘણાં ફર્જંદોમાં બીજા બે નાના બેટાઓ તેનાં મરણ વખ્તે જીવતા હતા, જેમનાં નામ ઓસ્તાનીસ અને ઓક્ષથ્રીસ હતાં (જુઓ "આર્તાજર્કસીસ").

મદદ ઉપર મુખ્ય ભરૂસો હતો. પણ **દારાયસ** પાદશાહે પોતાની રાણી તરફથી **વજ્ઞે-વજ્ઞ કાઈરસ**ને વારેસ નેમવાની વીનંતી થયાથી કંટાળીને તેને **ચેહુરબોરેહ** (તીસા-ફર્નીસ) ની જગા ઉપર એશ્યા મૈનરનો હાકમ નેમી મોકલ્યો, એવી મતલબથી કે તેની ગેરહાજરીમાં રાણી પાદશાહને તેના તરફથી વીશેષ કંટાળો આપતી અટકે. એમ કરતાં **દારાયસ** મરવા સુતો ત્યારે તેના ઉપર રાણી તરફથી વધારે ને વધારે દબાણ થવા માંડયું. પણ પાદશાહ એકનો બે થયો નહી. શાહજાદો **અષ્ક** તેનું વડું તેમજ હકદાર બાળક હતું, માટે **કુરૂશ**ને તખ્ત આપવાની તેણે સાફ ના પાડી, પણ એટલું ઠરાવ્યું કે તેને એશ્યા મૈનરની હાકમી મળે. વળી **કાઈરસ** ઉપર પાદશાહને ભારી ક્રોધ ચહડેલો હતો, કેમકે તેણે એશ્યા મૈનરની હાકમી મેળવતાંજ પાદશાહના બે ભાણજાઓ ઉપર નજીવા અન્યાય મેલી તેમને મારી નાંખ્યા હતા. અન્યાય એ હતો કે તેઓ બીજા ઇરાનીઓની પેઠે આ શાહજાદાની હજુરમાં હાથ જોડીને અથવા અદબ વાળીને ઉભા ન હતા. **દારાયસ**ની બહેન તથા બંનેવીએ આ બાબતમાં સખ્ત ફરીયાદ કર્યાથી **કાઈરસ**નાં આ કામથી તેનો પીતા તેના ઉપર બે રીતે ખીજવાયો. એકતો આ નજીવી તકસીર માટે તેણે પોતાની ફૈઇનાજ બે દીકરાઓને બહુ ઘાતકી સજા કીધી હતી, અને બીજું તો જે માન માત્ર પાદશાહનેજ મળે તે પોતે મેળવવાનો તેણે યત્ન કર્યો હતો. કદાચ આ મોટી તકસીરને માટે પાદશાહે આ સર્કશ શાહજાદાને તેની હાકમી ઉપરથી પાછો બોલાવી લીધો હોત, પણ રાણીના વચે પડવાથી તે બચી ગયો.

પોતાના પીતાની મરતી ઘડીએ સુસા ખાતે હાજર રહેવા થકી **કાઈરસ** સાર્દીસ છોડી આવતો રહ્યો તે આપણે છેલા બાબમાં જોયું છે. પણ તેણે મોટાં દુખ સાથ પોતાની માથી સાંભળ્યું કે ઇરાનનું તખ્ત તો તેના વડા ભાઇને આપવામાં આવ્યું હતું. આથી બંને મા દીકરાની વડા શાહજાદા **આર્સેસીસ** તરફ અદેખાઇ ઉસ્કેરાઇ, જેનું ફળ અંતે આ બંનેનાજ નહી પણ આખી શેહનશાહતના બાબમાં બહુ માઠું નીપજ્યું. ઇરાનના પાદશાહોને તખ્તનશીન થતી વેળા કેવી પ્રકારની ક્રીયા થતી હતી તેની કશી વીગત આપણને મળી નથી. પણ **પ્લુટાર્ક** ઉપરથી એટલું જણાયછે કે તખ્તનશીન થવાની ક્રીયા ધર્મ સાથ તાલુકો રાખતી ગણાતી હતી અને તેથી પાર્સાગર્દના આતશબેહરામમાં તે થતી હતી. આ શેહર હખામની ઇરાનનું અસલ પાયતખ્ત હતું. મહાત્મા **કાઈરસ**નું તે મુળ મથક હતું. પાછળથી નવું રાજધાની શેહર સુસા થયા છતાં પાર્સાગર્દને નવા પાદશાહની તખ્તનશીનીની ક્રીયા માટે મુકરર કીધું હતું. હવે નવો પાદશાહ, જેણે પોતાનું **આર્સેસીસ** યાને **અષ્ક** નામ છોડીને **આર્તાજર્કસીસ** યાને **અર્દશીર** નામ રાખ્યું હતું, અને એજ નામના આગળ થઇ ગયલા પાદશાહથી તેને જુદો ગણવા માટે યુનાની લખનારાઓ તેને 'નીમન' ને નામે ઓળખી ગયાછે, તે જ્યારે પાર્સા-ગર્દના આતશખાનામાં દાખલ થયો અને તખ્તનશીનીની ક્રીયામાં હાજર રહેવા માટે પ્રથમ ધારા મુજબ પોતાનો પોશાક બદલવા થકી હેલાયદા ઓરડામાં જવા નીકળ્યો, ત્યારે તેજ **વજ્ઞે ચેહુરબોરેહે** તેને અટકાવ્યો અને એક છુપી ખબરથી જાણીતો કીધો. આ ખબર ભય ભરેલી હતી. તે એ હતી કે પોશાક બદલવાની જગામાં

શાહજાદો **કુરૂશ** છુપાયોછે અને તે પાદશાહને પોશાકનાં કામમાં રોકાયલો જોઈ તેના ઉપર હુમલો કરી તેનો જીવ લેવાનો ઇરાદો રાખેછે. જવાન પાદશાહ ચમકયો. તે પોતાના જીવ ભાગી બીનો. તોપણ તે પોતાના ભાઇ ઉપર એકદમ શક લઇ જતાં અચકયો. **ચેહેરખોરેહે** તેની ખાતરી કરવા માંગી, અને તુર્ત એક મુબદ જે પોતે ક્રીયા કરનાર હતો તેણે તેની હકીકતને ટેકો આપ્યો. આ મુબદ એવો એકજ ધણી હતો કે જેની આગળ **કાઈરસે** પોતાનો ભેદ જાહેર કર્યો હતો. • આ મુબદ શાહજાદાનો નાનપણથી ઉસ્તાદ હતો. પણ એક ઉસ્તાદે પોતાના ગમે એવા પાદશાહી તોખમના ચેલાનાં બુરાં કર્તુ કોને ફાવવા દેવાં નહી જોઇયે, એમ સમજીને તેણે **કાઈરસની** દગા ભરેલી મતલબ જાહેર કીધી, અને એ રીતે તે પાદશાહનો જીવ બચાવ્યો.

આ મુબદની શાહદત ઉપરથી જવાન પાદશાહની ખાતરી થઈ. તપાસ કરતાં **કુરૂશ** છુપાયલો પકડાઇ આવ્યો. **અર્દશીરે** તેને દગાખોર ગણીને ગર્દન મારવાનો હુકમ આપ્યો. પણ ત્યાં તેઓની મા રાણી **પરીજાદ** વચે પડી. પાદશાહ ઘણો ગુસ્સે થયલો હોયા છતાં પોતાના નાના ભાઇ જેવો ખુની ખાસીયતનો નહી પણ દયાળુ ખવાસનો હતો. પોતાની માતાનું માનીને તેણે **કાઈરસની** તકસીર માફ કીધી એટલુંજ નહી પણ તેને પોતાના પીતાની વસીહત મુજબ એશ્યા મૈનરના પ્રાંતોની હાકમી ઉપર પાછો મોકળ્યો. આમ છતાં પણ **કુરૂશ** પોતાના વડા ભાઈ અને પાદશાહ તરફ બેમુરવત અને બેવફા રહ્યો. તેણે હવે કોઇબી રીતે તેનો જાન અને તેનું તખ્ત લેવાનો નીશ્ચય કર્યો. એ માટે તેણે મોટી તૈયારીઓ કીધી અને ભારી યુકતીઓ રચી. હજુતો તેની વય માત્ર ૧૮—૧૯ વરસની હતી, તોપણ તે ગરમ મીજાજનો અને તીક્ષણ બુદ્ધીનો હતો. એશ્યા મૈનર ખાતે **લૈસેન્ડર** અને બીજા યુનાનીઓ સાથના થોડાંક વરસોના રહેવાસથી તે ફેરાવન મગજનો થયો હતો, અને તેમાં ભર મજલેસમાં પોતાની બેઇજતી થયાથી તે હવે જીવપર આવ્યો. કોઇબી રસ્તે તખ્ત મેળવવાનો તેણે નીશ્ચય કર્યો. તે પાછો પોતાની હાકમી ઉપર ગયો ખરો, પણ તેનું ધકધ્યાન ઇરાનનાં તખ્તમાં ભરાયલું હતું. પાદશાહે તેની જોડે **ચેહરખોરેહને** તેની દરેક હીલચાલની ખબર રાખવા માટે ઇયો-ન્યન ટાપુઓના હાકમ દાખલ પાછો મોકળ્યો હતો, અને તે સરદારેજ શાહજાદાની સઘળી નેમ ઉંચી વાળેલી હતી માટે આ બંને વચે જોઇયે તેવો એખલાસ રહ્યો ન હતો.

**ચેહરખોરેહ** સાથની આ દુશ્મનીથી **કુરૂશને** પોતાની કપટરચના કરવાની અછી તક મળી. ઇ૦ સ૦ પુ૦ ૪૦૪ માં તે સુસાથી સાર્દીસ ખાતે પાછો ફર્યો તે વખ્તે એથ-ન્સનું જાતી બળ તદન તુટી ગયું હતું. એ શેહર સ્પાર્ટાને તાબે થઇ ચુકયું હતું, અને યુનાની રાજ્યોમાં સ્પાર્ટાનું પ્રબળ હતું. આ બનાવથી **કુરૂશ** તદન રાજી હતો. તેની અને તેના પીતાની મતલબ એથન્સની શીકસ્તથી બર આવી હતી. એજ વખ્તે યુનાનના ખુવાર થયલા માણસો રવડતા ફરતા હતા. તેઓને પેટ ભરવું ભારી પડ-વાથી હરકોઇ રાજ્યની નોકરીમાં રહેવાને તેઓ તૈયાર હતા. **કાઈરસને** પોતાની મતલબ બર લાવવા માટે એવા રખડતા યુનાનીઓની બહુ અગત્ય હતી, માટે તેણે ધીમે ધીમે તેઓને પોતાની નોકરીમાં ભેગા કરવા માંડયા. **કલીયાર્કસ** નામે એક

સ્પાર્ટન સરદારે તેને આ ફોજ ભેગી કરી આપી. **કાઈરસે** આ ભાડુતી સીપાહીઓમાં એવું જાહેર કીધું કે મારી નેમ **ગ્રેસ** તરફ ચહડાઇ લઇ જવાની છે. તેણે **ચેહુરખોરેહ**-ના તાબા તળેના પ્રાંતોમાં છુપી ઉસ્કેરણી ચલાવીને ત્યાં બલવો બરપા કીધો. આમ થવાથી ઇરાનના હકમાં કેટલું બધું નુકસાન થશે તેની આ બેકદર શાહજાદાને કશી દરકાર હતી નહી. શેવટે બલવાખોર પ્રાંતો **ચેહુરખોરેહુનો** અમલ નાપસંદ કરીને **કુરૂશને** શરણે આવ્યા, અને બીજા પ્રાંતોએ એજ રીતે પોતાનો છુટકારો કરવા માટે એજ શાહજાદાની મદદ માંગી. અલબતે આ સઘળું **કુરૂશ** અને તેના ભાડુતી મદદ-ગારોથી બન્યું હતું તે ચેતી જઇને **ચેહુરખોરેહે** પાદશાહ ઉપર ફરીયાદ લખી વાળી. પણ **કાઈરસ** બીજી તરફથી પોતાના વડા ભાઇને એટલી તો બુજર્ગી આપીને પોતાની હકીકત જણાવતો હતો, અને ફરીયાદ કરનાર પોતેજ તેના સામે દુશ્મની રાખેછે એવાં તોહમતો મેલી પાદશાહનો આશ્રો માંગતો હતો, કે એકબારગી પાદશાહ **અર્દશીરનું** દીલ ખરી ફરીયાદોને બદલે પોતાના નાના ભાઇની કપટી ખુશામદ તરફજ દોડતું હતું.

આ રીતની ઠગાઇઓ કરી કરીને **કાઈરસે** મોટું લશ્કર જમા કીધું. તેની ફોજ ત્રણ રસ્તે ભેગી થઇ. **ચેહુરખોરેહ** સાથના ઝગડાને માટે તેણે ખુલી રીતે ૫ થી ૬૦૦૦ યુનાનીઓને ભેગા કર્યા, જેમનો મોટો ભાગ સ્પાર્ટનોનો હતો. આ ઉપરાંત છુપી રીતે ૩ થી ૪૦૦૦ માણસોની એક જુદી ફોજ તેણે જમા કરાવી હતી. આ કામમાં ત્રણેક વરસો વીતી ગયાં, એટલામાં **કાઈરસનો** એક નવો શત્રુ ઉભો થયો, જે કોઇજ નહી પણ ટૉરસ્ પર્વતના આથમણ ભાગ ઉપર વસનારા પીસીડયન નામે લોકો હતા. તેમને સજા કરવા માટે જોકે ઉપલા દશ હજારમાંનાં થોડાંજ માણસો બસ હતાં, તોપણ તે ફોજને બદલે **કાઈરસે** આ નવાં કામને થકી નવી ફોજ તૈયાર કીધી; અને એ રીતે બહારનો દેખાવ કરવા થકી નવાં નવાં બહાનાંઓ શોધી કહાડીને તેણે એકંદર ૧૩૦૦૦ યુનાનીઓને પોતાની નોકરીમાં લીધા. અલબતે આ સઘળી ફોજ **ચેહુર-ખોરેહ** સામે લડાઇ ઉઠાવવા માટે તો હોયજ નહી, તેમજ પીસીડયન જેવી એક નાની પ્રજાની સર્કશી[૧] તોડવા માટે પણ આવડું મોટું લશ્કર હોયજ નહી. તોપણ આ ભાડુતી ફોજ ઉપરાંત **કાઈરસ** કને શુમારે ૧૦૦૦૦૦ ઇરાની ફોજ હતી તેતો જુદી. એટલામાટે **ચેહુરખોરેહે** પોતાનો વેહમ તદન ખરો પડતો દીઠો, અને હવે કશી પણ ઢીલ વગર સઘળી ખરેખરી બીનાથી પાદશાહને વાકેફ કરવાની પોતાની ફરજ વીચારીને તે એકદમ પોતાનો મુલક છોડી સુસા તરફ ઉપડી ગયો.

આ વખ્તેજ એક એથીન્યન સરદારનું **કુરૂશની** ઉસ્કેરણીથી ખુન થયું. તે એથી-ન્યન જાણીતો **આલ્કસીબાયડીસ** હતો. તેને એથન્સના પરાજય પછી એકવાર ફરીને દેશનીકાળની સજા મળી હતી માટે તે એશ્યાના કાંઠા તરફ બીજા રખડતા એથી-ન્યનોની પેઠે પોતાને લાયકનો રોજગાર શોધવા માટે ભમતો ફરતો હતો. તે કેયે ઠર પડીને બેસી રહેતો ન હતો, અને તેની એ ખાસીયતને લીધે **કાઈરસની** સઘળી

---

૧ તેઓનો વાંક એ હતો કે તેઓ પહાડોમાં વસીને ઇરાની મુલક ઉપર ઊતરી પડી લુટ ચલાવતા હતા.

છુપી નેમ તેના જાણ્યામાં આવી. તેની પછી ખાતરી થઇ કે જેને સજા કરવા માટે આ જવાન શાહજાદો આવડી મોટી ફોજ જમા કરેછે તે નથી **ચેહરઓરેહ** કે નથી પીસીડયનો; તેણે માની લીધું કે આ તૈયારીઓ ઇરાનના પાદશાહની સામે ચહડાઈ લઈ જવા માટે થાયછે. એ ઉપરથી તેણે **ફર્નાબાજસ** (ઓરેહબાજુ) ને સઘળા ભરમથી વાકેફ કીધો અને તેની મારફતે પાદશાહની દરબારમાં જવાની અરજ ગુજારી. પણ તે ઇરાની સરદારે ગોકસ સબબોને લીધે **આલ્સીબાયડીસને** મદદ આપી નહી. તેની માંગણી કબુલ રાખી તેને પાદશાહની મુલાકાતે મોકલી આપવાની **ઓરેહબાજુએ** ના પાડી, તોપણ તેને ફ્રીજ્યા ખાતે એક ઠેકાણે આશ્રો આપીને રાખ્યો અને તેની જરૂરીયાતો પુરી પાડવાનું માથે લીધું.[2]

એક ગમથી આમ બનતું હતું ત્યારે બીજી ગમથી સ્પાર્ટા ખાતેથી **લૈસેન્ડર** ઉપર હુકમ આવ્યો કે બનતાં સુધી **આલ્સીબાયડીસને** જીવતો રાખવો નહી. એટલા માટે તેનાં ખુનની તદબીર ચાલી. **લૈસેન્ડરે કાઈરસને** વીનંતી કીધી, અને આ બંનેની માંગણી ઉપરથી **ઓરેહબાજુ** ઉપર એટલું બધું દબાણ ચાલ્યું કે **આલ્સી-બાયડીસનાં** મકાનને ઘેરી લઇને સળગાવી મેલવામાં આવ્યું. પેલો એથીન્યન આ વેળા એક હાથમાં ખંજર અને બીજા હાથમાં ઢાલ તરીકે પોતાનો ડગલો વીટાળીને બહાર નીકળી આવ્યો અને તેના શત્રુઓએ તેને તીરો વડે વીંધી મારી નાંખ્યો. આ રીતે એક ખટપટીયા એથીન્યનનું શેવટ આવ્યું, જેથી યુનાનના મોટા ભાગને સંતોષ મળ્યો. જોકે ઇરાનને તેણે થોડું નુકસાન કર્યું ન હતું તોપણ તેની સેવા જો **ઓરેહ-બાજુ** અથવા **ચેહરઓરેહની** મારફતે પાદશાહ **અર્દશીરને** મળત તો **કુરૂશનો** બલવો કદાચ અધુરે જાત અને ઇરાનનો કાબુ એસ્યાના કાંઠા તરફ વધારે મજબુત થાત.

પોતાના માર્ગમાંની સઘળી હરકતો દુર કરીને **કાઈરસે** હવે પોતાની નેમ પાર પાડવાની ઉતાવળ કરવા માંડી. તેણે પોતાના વડા ભાઈ કનેથી ઇરાનનું તખ્ત મેળવવાની લાલચથી રાજધાની શેહર ઉપર ચહડાઇ લઈ જવાનું મોટું કામ ઇ૦ સ૦ પુ૦ ૪૦૧ ના માર્ચ અથવા એપ્રેલ માસમાં શરૂ કર્યું. સઘળી ફોજો સાર્દીસ ખાતે ભેગી થઇ હતી. અત્યાર સુધી ઇરાનના પાદશાહને તેના નાના ભાઇની બુરી મતલબની પછી ખબર ન હતી. **કુરૂશે ચેહરઓરેહને** સજા કરવા માટે પ્રથમ માઇલીટસ ઉપર ઘેરો નખાવ્યો હતો તે પાછળથી ઉઠાવી નાંખીને ત્યાંની સઘળી ફોજોને સાર્દીસ ખાતે બોલાવવાનો તેણે હુકમ આપ્યો, જે ઉપરથી **ચેહરઓરેહનો** લાંબા દીવસોનો શક ખરો પડતો જણાયો. અને તેથી હવે પાદશાહને સઘળી વાતો જાહેર કરવાનો વખ્ત નજદીક આવેલો જોઇ એક ગમથી તે સુસા તરફ દોડયો કે બીજી ગમથી **કુરૂશની કુચ** શરૂ થઈ. આ શાહજાદાએ પોતાની હાકમી પોતાના એક એશીને સોંપીને, તથા સ્પાર્ટન દરીયાઇ કાફલાને પોતાના તાબા તળે લઇ તેને **ટેમોસ** નામના પોતાના એક ઇજી-પ્સ્યન સરદારના હાથ હેઠળ આપીને, સાર્દીસ છોડયું અને તેનાં અગ્નીખુણાં તરફ ચાલવા માંડયું. તેની કને ૧૩૦૦૦ યુનાની અને ૧૦૦૦૦૦ ઇરાની ફોજો હતી.

---

૨ ગ્રોટ્સ યુના૦, તવા૦ દ૦ ૬, સફે ૨૦.

ફ્રીજ્યાનાં કેલીની નામે શેહર સુધી તેની કુચની દીશા બરાબર પીસીડયાના પહાડી મુલક તરફજ હતી. પણ ત્યાંથી તે આડો ફાટો અને ઉત્તર તરફનો માર્ગ લીધો. થોડાક દીવસની મંજલ કાપ્યા બાદ તેઓ કૈસ્ત્રુ-પીડયન (યાને કૈસ્ત્રસનાં મેદાનમાં) જઈ પુગ્યા, જ્યાં યુનાની ફોજે બડબડવા માંડયું.[1] આ બડબડાટ **કુરૂશે** પોતાની કબુલત મુજબ યુનાની સીપાહીઓને નવાજવાને બદલે તેમનો ત્રણ માસનો પગાર આપ્યો નહી તે માટે હતો.[2] **કુરૂશ** જેટલો જવાન તેટલો નાદાન હતો. તેણે પોતાની સઘળી પુંજી આ પરદેશીઓમાં વહેંચી દઇને પોતે પરવારી ગયો હતો અને તેથી હવે તેની કને કશું બાકી રહ્યું ન હતું. અગરજો આ વખ્તે તેને સુવેળાની મદદ એક રાણી તરફથી ન મળત તો તેની ચહડાઈ અધુરી જાત, તેની ઉમેદો હવામાં ઉડી ગઈ હોત, અને ઇરાન તથા તેના પાદશાહ ઉપર વેર લેવા નીકળેલા યુનાની શત્રુઓ ફજેત થઈ પાછા ફરત.

સીલીસ્યા ઇરાનના તાબાનો પ્રાંત હતો, અને ત્યાંના રાજાઓ પાદશાહ તરફથી રાજ્ય ચલાવી ખંડણી ભરતા હતા. આ વેળાના રાજાની રાણીને **કુરૂશની** કુચની ખબર પડતાંજ પોતાનો મુલક છોડીને તેને એસ્તેકબાલ આવી અને વળી **કુરૂશને** જોઇતી નાણાંની એટલીબધી રકમની મદદ કીધી, જેથી એ શાહજાદાએ એકદમ યુનાની ફોજનો ચાર માસનો પગાર ચુકવી આપ્યો. ઠેકાણે ઠેકાણે બબે ત્રણ ત્રણ દીવસો ગુજારીને **કુરૂશે** પોતાની કુચ જારી રાખી અને એમ કરતાં ફ્રીજ્યા તથા લાઇકેઓન્યામાં થઇને ટૉરસ પર્વતની લગોલગ ગયો. આમ કરવાની તેની ખાસ નેમ સીલીસ્યાની રાણીને તેને વતન સલામત મોકલી આપવાની હતી. છેલ્લો પ્રાંત ટૉરસ પર્વતની દક્ષીણે આવેલો હતો, જે ઉપરની એક ટુકી મંજલવાળી ખીણ અથવા 'પાસ' ઉપરથી તેણે થેસેલ્યન સરદાર **મીનનને** ઉપલી રાણીનાં માનને ખાતર તેની સઘળી ફોજ સુધાં રવાના કીધો. સીલીસ્યા ખાતે એક બીજી પણ 'પાસ' હતી, જે લશ્કરો વગેરેની આવજા માટે હમેશાં વપરાતી હતી, માટે સીલીસ્યાનો રાજા **સાયેનેસીસ** પાદશાહ **અર્દશીરનું** નીમક હલાલ કરવાનો દેખાવ કરવા માટે એ 'પાસ' ઘેરી ગોયા **કુરૂશને** અટકાવવા માંગતો હોય તેમ ઉભો હતો. આ છેલ્લી 'પાસ' નો માર્ગ લંબાણ હતો તે છતાં **કાઈરસની** મતલબ તેજ રસ્તે ફોજો લઈ

---

૧ જેનોફન તવારીખનવેશ શાહજાદા કુરૂશની ચહડાઇ વેળા તેની ફોજમાં લડવા ગયો હતો. તે એમ જણાવી જાયછે કે કુરૂશની ખરેખરી નેમ ઇરાન ઊપર ચહડાઇ લઇ જવાની હતી તે વીશે યુનાનીઓને મુદલ ખબર ન હતી, અને તેઓ તો એમ સમજતા હતા કે ચહડાઇ માત્ર પીસીડયનો ઊપર લઇ જવામાં આવતી હતી. પણ પીસીડયા છોડીને કુરૂશે તો ફોજને આગલ ચલાવી તેથી યુનાનીઓમાં બડબડાટ ચાલ્યો હતો. જેનોફનની આ હકીકત ઘણાએક સબબોને લીધે ખરી મનાતી નથી. ખરી વાત તો એ જાહેર થઇછે કે યુનાન ઊપરની પાદશાહ દારાયસ અને જર્કસીસની મહાભારત ચહડાઇઓ અને ફતેહોના વેરમાં, તેમજ ઇરાનની મદદથી સ્પાર્ટનો એથીન્યનો ઊપર ફાવ્યા હતા તેના બદલામાં, ઇરાન ઊપરની આ ચહડાઇમાં એથીન્યનો તેમજ બીજા યુનાનીઓ શામેલ થયા હતા. કહેછે કે યુનાનીઓમાં કેટલાક તો કુળીન હતા, કેટલાક માતબર હતા, કેટલાક ઘરબાર છોડીને લડવા ગયા હતા. એ સર્વનો સબબ ઊપલોજ હતો.

૨ ગ્રોટ, યુના૦ તવા૦, દફ૦ ૬, સફે ૧૯૮.

જવાની હતી, માટે તે હવે લાઇકેઓન્યા છોડીને કેપેડોસ્યામાં દાખલ થયો, અને દાના નામે શેહર ખાતે તેણે બે ઇરાની સરદારોને પોતાની સામે દંગો કરવા માટે મારી નાંખ્યા. ટૉરસ પર્વત ઉપરથી ઉતરીને જે 'પાસ'ની મારેફતે સીલીશ્યામાં દાખલ થવાનું હતું તે ત્યાંના મજકુર રાજાના કબ્જામાં હતી. તે દરીયાની સપાટીથી ૩૬૦૦ ફીટ ઉંચી હતી, તેની બંને બાજુએ પહાડોની હાર આવેલી હતી, તેના બચાવને માટે વળી દેવાલ બાંધી લઇને ભાગળ બનાવી હતી, તથા માગું ઘણો સાંકડો હતો. એ સઘળાં કારણોને લીધે અગરજો ગમે તેવું ભારી લશ્કર ચહડાઇ લાવે તોપણ પાસનો બચાવ કરવાને થોડું લશકર પુરતું શકતીવાન થઇ પડે. પણ આ વાત પહેલે ઘરથીજ જાણીતી થઇ ચુકી હતી કે સીલીશ્યાનો રાજા **કુરૂશ**ને મળેલો હતો અને આ પાસનો બચાવ કરવાની તેની તજવીજ માત્ર ઢોંગ હતો. તે આ પાસ છોડી નહાસીને ટાર્સસ ખાતે જઇ ભરાયો, અને ગોયા **કાઈરસ**નાં મોટાં લશ્કરથી તે અતીઘણો બીધો હોય તેમ તે ત્યાંથી પણ નહાસીને રેહેવાસીઓના મોટા ભાગ જોડે પહાડોમાં છુપાઇ બેઠો. આ રીતે **કુરૂશ** સેહેલથી પેલી સાંકડી પાસ પસાર કરીને ટાર્સસ ખાતે જઇ ચહડયો, જ્યાં તેનો થેસેલ્યન સરદાર **મીનન** તેને પાછો આવી મળ્યો. હ્યાં તેઓએ **સાયેને-સીસ**ના મેહેલ અને શેહરની લુટ ચલાવી. તે રાજાને બોલાવ્યા છતાં પ્રથમ તેણે દેખાવ દીધો નહી, પણ પાછળથી પોતાની રાણીની વીનંતી માનીને તે **કુરૂશ**ને તાબે થયો, તેની જોડે ભેટ સોગાદનો આવજો માવજો કરીને દોસ્તી કીધી, તેની ચહડાઇનાં કામમાં મદદ દાખલ નાણાંની મોટી રકમ આપી, તથા વળી પોતાની કેટલીક ફોજોને પોતાના ધણી ઇરાનના પાદશાહ સામે લડવા મોકલી. આના બદલામાં **કુરૂશે** સીલીશ્યાની વધારે લુટ ચલાવવાનો અટકાવ કીધો. પણ આ સઘળી ગોઠવણોમાં ભેદ હતો. સીલીશ્યાનાં રાજા રાણી ઇરાન તરફ નીમકહરામ થઇ તેના શત્રુને મળી ગયાં હતાં.

ટાર્સસ ખાતે **કુરૂશ**ને ૨૦ દીવસો સુધી રહેવું થયું. એ શેહર ભુમધ્ય સમુદ્રના કાંઠા ઉપર આવેલું હતું. હ્યાં યુનાની ફોજોએ નવો તગાડો કીધો. તેઓએ આગળ વધવાની ના પાડી, પોતાના વડા સરદાર **કલીયાર્કસ**ની ધમકીને તુછકારીને તેની સામે થયા તથા તેણે આગળ વધવા માંગ્યું ત્યારે તેઓએ તેના ઉપર પથરા વગેરે ફેંકવા માંડયા, જેના મારા હેઠળ તેનો જીવ જતો જરા જરામાં બચ્યો. અંતે **કલીયાર્કસ** તેમની જોડે મળી ગયો અને પોતેબી આગળ વધવાને નાખુશ છે એમ જાહેર કીધું, **કુરૂશે** બોલાવ્યા છતાં તે તેને મળવા ગયો નહી, અને એ રીતે પોતાની તદબીરોમાં તે ફાવ્યો. યુનાની સીપાહીઓની તેણે એક ખાસ સભા બોલાવી અને તેમના વીચારો લીધા, જેનું શેવટ એમ આવ્યું કે **કુરૂશે** દરેક યુનાની સીપાહનો દર માસે એક દારીક સીક્કાને બદલે દોહોડનો પગાર કરી આપ્યો. આથી યુનાનીઓ રાજી થયા અને પોતાનું કામ કહાડી લઇને શત્રુ સામે લડવા ચાલ્યા.

'આ પછી **કુરૂશ**ની ફોજ સારસ અને પીરામસ નદીઓ પસાર કરીને ઇસસ તરફ ચાલી. આ બંદર ખાતે શાહજાદાને ૩૫ સ્પાર્ટન અને ૨૫ ઇરાની લડાઇનાં બારકસો આવી મળ્યાં, જેમને ઇયોન્યન ટાપુઓનાં રક્ષણ માટેના સ્પાર્ટન કાફલામાંથી

છુટાં પાડીને મોકલી આપવામાં આવ્યાં હતાં. ત્યાં વળી તેને થોડાક વધારે યુનાની સીપાહીઓ આવી મળ્યા, જેથી તેની ફોજમાં યુનાનીઓની સંખ્યા ૧૪૦૦૦ ની થઈ. આ પાછળા યુનાનીઓ ફીનીશ્યા અને સીર્યા ખાતેના ઇરાની હાકમ **એબ્રોકોમાસની** નોકરીમાં હતા, જેને છોડીને તેઓ **કુરૂશને** આવી મળ્યા હતા. **એબ્રોકોમાસ** મોટી ફોજને પોતાની સામે આવતી જોઈને પ્રથમ સીલીશ્યા અને સીર્યાની ભાગળો, ત્યાર પછી અમાનસ પર્વત ઉપરની ખીલાન નામે 'પાસ', અને શેવટે યુફ્રેટીસ નદીનો માર્ગ છોડીને નહાસી ગયો. આ ત્રણે માર્ગોનો મજબુત બચાવ થશે અને ત્યાં એકાદ મોટી લડાઈમાં ઉતરવું પડશે એવો **કુરૂશને** ભય હતો, પણ **સાયેનેસીસ** દુશ્મનને મળી ગયલો જાણીને તથા આદીસથી ઇસસ સુધી બલવાખોર વગર હરકતે દોડતો આવ્યો એમ જોઈને **એબ્રોકોમાસને** ધાસ્તી પેઠી, અને સીર્યાની પાસ ઇસસથી માત્ર એકજ દીવસની મંજલ ઉપર હતી માટે ત્યાંથી નહાસીને તે પર્વત ઉપર ચહડી ગયો. આ પાસ અરધો માઈલ લાંબી હતી, જેની એક બાજુએ પર્વત અને બીજી બાજુએ ભુમધ્ય સમુદ્ર આવેલો હતો. પાસના સીલીશ્યા તરફના છેડા ઉપર, તેમજ સીર્યા તરફના છેડા ઉપર, મજબુત દરવાજા અને દેવાલો બાંધી લીધાં હતાં, અને પાસની વચેથી કર્સસ નામે એક નદી વહેતી હતી. એ રીતે આ પાસને મજબુતી મળેલી હતી, અને **કુરૂશ** તેનો કબજો સહેલથી લઈ શકે એમ ન હતું. પણ ડીચકારા **એબ્રોકોમાસે** તેનો માર્ગ સહેલો કરી આપ્યો. તે આ મજબુત પાસ વગર હરકતે પોતાના હાથમાં આવેલી જોઈને બહુ હરખાયો, અને તે પસાર કરીને ફીનીશ્યાનાં મીરીયેન્ડ્રસ શેહરમાં દાખલ થયો. આ એક મોટું વેપારી બંદર હતું, જ્યાં **કુરૂશ** સાત દીવસો સુધી રહ્યો. ત્યાં સુધી તેણે પોતાની જોડે લડાઈનાં વહાણો રાખ્યાં. ઉપલી પાસમાંથી પસાર થતાં મુશ્કેલી નડે તો આ વહાણોમાંનાં લશ્કરને જમીન ઉપર ઉતારીને **એબ્રોકોમાસને** બે ગમથી ઘેરી લેવાની તેની ધારણા હતી. પણ તેમ કરવાની જરૂર જણાઈ નહી તેથી તેણે આ કાફલાને રજા આપી, અને પોતે હવે ઉગમણુ તરફ આગળ વધવા માંડયું.

એ રીતે વગર હરકતે આ બલવાખોર શાહજાદો સીર્યામાં દાખલ થઈ કુચ કરતો થેપ્સેકસ ખાતે આવી પુગ્યો. ત્યાં યુનાની લશ્કરે પાછું બડબડવા માંડયું, જે ઉપરથી **કુરૂશે** તેનો પગાર વધારી આપવા કહ્યું, ઇનામો આપવાની કબુલાત આપી, અને સીપાહીઓને તેમનાં વતન ખાતે પાછા મોકલી દેવામાં આવે ત્યાંસુધી તેમને આઓ પગાર આપ્યા જવાનું કબુલ કીધું. આથી યુનાની સીપાહીઓ રાજી થયા ખરા, પણ થેપ્સેકસ ખાતેથી યુફ્રેટીસ નદી પસાર કરીને બેબીલનમાં દાખલ થવાનું હતું માટે એ કામ કરવાની કોઈની હીમત ચાલી નહી. પેલા ઇરાની સરદાર **એબ્રોકોમાસે** પોતાના પાદશાહ તરફથી અગરજો કશી પણ સેવા બજાવી હોય તો તે એટલીજ હતી કે તેણે આ બંદર ખાતેનાં દુશ્મનોનાં સઘળાં બારકસો બાળી નાંખ્યાં હતાં. એટલામાટે નદીમાં યાહોમ ઝોકાવવાની કોઈની હીમત થઈ નહી. પણ એ હીમત **મીનન** સરદારની થેસેલ્યન ફોજે કીધી. **મીનને** તેને એ કામ માટે ઉશ્કેરી, તથા **કુરૂશ** તરફથી મોટું ઇનામ અને માન મેળવવાની લાલચ બતાવી, જે ઉપરથી આ ફોજે નદીમાં ચાલવા

માંડયું. આ નદીનાં પાણી ચોકસ વક્તે બહુ ચઢી જાયછે, જોકે નદીની પહોળાઈ અરધા માઇલ સુધીની રહેછે. આ વક્તે પાણી માત્ર છાતી સુધીનાં હતાં, અને તેથી બોટોની મદદ વીના **મીનન**નાં માણસો નદી પસાર કરી ગયાં. એ વીશેની **કુરૂશ**ને ખબર મળતાંજ તેણે તેમનો ઉપકાર માન્યો અને **મીનન**ને માટે રૂડી ભેટ મોકલાવી. આ માણસોને જોઇને બીજા યુનાનીઓએ પણ આગલ વધવાનું મન કીધું અને એ રીતે સઘળું લશ્કર નદી પસાર કરી બીજે કાંઠે પહોંચ્યું. ત્યાંથી દક્ષીણ તરફ તે આગલ વધ્યું અને એક જંગલમાં દાખલ થયું, જ્યાં તેને ચોકસ ખોરાકી વીના બહુ ખમવું પડયું. કેટલાંક શેહરો ઉજડ થઈ ગયલાં જણાયાં અને ત્યાંની ખોરાકી આ લુટારૂ લશ્કરને હાથ આવી, પણ તે છતાં તેને આટા અને તરકારી વીના ફકત ગોશ્ત ઉપર ગુજરાણ કરવું પડયું અને તેથી ઘણાં બોજો ઉઠાવનારાં પ્રાણીઓ મરી ગયાં. કહેછે કે શત્રુઓને ખોરાકી વીના ખમવું પડે એવી તદબીર પાદશાહે આગમજથી રચાવી હતી અને તેથી અનાજનાં ખેતરોનો પોતેજ નાશ કરાવ્યો હતો.[૧] તેર દીવસો સુધી આવી સખ્તી ખમીને તેઓ બેબીલનની અડોઅડ પાઇલી ખાતે જઇ પુગ્યા, જ્યાં પાંચેક દીવસો સુધી આસાયશ લીધી.

પાઇલી ખાતે એક અગત્યનો બનાવ બન્યો, જેથી બલવાખોરની ઉમેદો એકવાર ફરીને ભ્રષ્ટ થવાનો સંભવ પેદા થયો. એ શાહજાદાની યુનાની ફોજ કંઈ એકજ સરદારના હાથ હેઠળ ન હતી. ફોજમાં સ્પાર્ટના, એથીન્યનો, થેસેલ્યનો વગેરે પોતપોતાના સરદારો ધરાવતા હતા. હવે **મીનન**ના સીપાહીઓ અને **કલીયાર્કસ**ના સીપાહીઓ વચ્ચે એક દીને કજીયો થયો, જે વધીને બંને વચ્ચે લડાઈ થાત ખરી, પણ **પ્રોકસીનસ** નામે એક બીજો સરદાર પોતાની ફોજ લાવીને આ લડતા હરીફોની વચ્ચે જઇ ઉભો અને તેમના વચ્ચે સમાધાની કરવાની બહુ તજવીજ કીધી. અંતે **કુરૂશ**ને દોડી આવવું પડયું અને તેની સમજુત પછીજ **કલીયાર્કસે** લડાઇથી હાથ ઉઠાવ્યા.

આ બનાવ પછી સઘળી ફોજ પાઇલી આગલની નદી પસાર કરીને બેબીલનમાં પેઠી. ત્યાં સઘળી જમીન પહાડીને બદલે સપાટ અને ફળદ્રુપ જણાઈ. પણ **કુરૂશ**ને એવું જણાયું કે તેની આગમજ ત્યાંથી એક ફોજ પસાર થઈ ગઈ હતી જે સઘળો પાક કાપી લઇ ગઇ હતી. આ ઠેકાણે **કુરૂશ**ના કાન ઉપર **ઓરોન્તીસ** (અર્વંદ)[૨] નામે એક ઇરાની સરદારના દગાની વાત આવી, જેની તપાસ કરીને તેણે તેને રૂડી રીતે ગર્દન માર્યો. એવું જણાયછે કે **કુરૂશે** આ ઇરાની સરદારને આગલ બે વાર જીવતદાન બક્ષ્યું હતું. જ્યારે પાદશાહ **અર્દશીર** તખ્ત ઉપર બેઠો અને **કુરૂશ** તખ્ત મેળવવાની મતલબમાં નીષ્ફળ થઇ સાર્દીસ ખાતે પોતાની હાકમી ઉપર પાછો ફર્યો ત્યારે **અર્વંદ** ત્યાંના કીલ્લાની ફોજનો વડો હતો માટે તે આ શાહજાદાની સામો થયો અને તેને કીલ્લાનો કબ્જો આપવાની ના પાડી, પણ શાહજાદાએ મોટી મેહનતથી તેને તાબે કર્યો. **અર્વંદ**નું આ કામ **કુરૂશે** બલવાખોરૂં ગણ્યું, તોપણ તેણે તેને આ તકસીર માફ કીધી. એ પછી **અર્વંદે** **કુરૂશ** સામે ખુલ્લો બલવો ઉઠાવ્યો અને

૧ પુરા૦ પા૬૦, ૬૨૦૪, સફે ૫૦૯. ૨ એરવદ શેહેરયારજીનું સુચવેલું પાર્સી નામ.

મીસ્યન લોકોને એ શાહજાદા સામેની લડાઇમાં મદદ આપી. પણ એમ છતાંબી કુરૂશે તેને પાછળથી પોતાની મેહરબાનગી હેઠલ લીધો અને પાદશાહ સામેની કુચ વેળા તેને પોતાનો એક સરદાર બનાવ્યો. જ્યારે કુરૂશની ફોજ બેબીલનના મુલકમાં દાખલ થઇ ત્યારે એવી ખબર મળીકે પાદશાહનાં ૨૦૦૦ માણસો દુશ્મનોની હીલચાલ તપાસવા ફરેછે. આ ઉપરથી અર્વંદે કુરૂશની પરવાનગી મેળવીને તે માણસો સામે હુમલો લઇ જવા થકી ૧૦૦૦ સીપાહીઓ તૈયાર કીધા. પણ એજ વખ્તે અર્વંદને નામનો એક કાગજ આવ્યો, જે પાદશાહનો લખેલો હતો. આ કાગજ શાહજાદાના હાથમાં ગયો, જે ઉપરથી જણાયું કે અર્વંદ પાદશાહ સાથ મળેલો હતો. આ ઉપરથી કુરૂશે પોતાની ફોજમાંના ૭ ઇરાની સરદારોની એક સભા મેળવીને તેની મારફતે આ દગાખોર ઇરાનીની તપાસ ચલાવી અને પછી તેને ગર્દન માર્યો. અર્વંદ ઉંચા ખાનદાનનો અને પાદશાહનો ખેશી હતો. તેને ગર્દન મારવા લઇ ગયા ત્યારેબી તેના હાથ હેઠળનાં માણસોએ તેને ઘટતું માન આપ્યું હતું. કાઈરસને બેબીલનના પ્રાંતમાં વધારે આગલ વધતાં ખબર મળી કે પાદશાહની ફોજ હવે ઘણી દુર નથી. તેણે પોતાની ફોજને તૈયાર કીધી અને લડાઇ કયાં અને કયારે થાયછે તેની વાટ જોતો રહ્યો. એમ કરતાં તે આગલ વધ્યો અને ઇરાની લશ્કરને નહી જોઇને તેને વીચાર ગયો કે કદાચ વગર લડાઇએ તેનું કામ સરંજામ ઉતરશે. હવે તે એક મોટી ખાહીની નજદીક આવી પુગ્યો, જે ૩૦ ફીટ પહોળી અને ૧૮ ફીટ ઉંડી હતી. એ ખાહીને છેક મીડયાની દેવાલ આગલથી યુફ્રેટીસની નદી સુધી ૪૨ માઇલ લાંબી ખોદી કહાડેલી હતી, એવી મતલબથી કે દુશ્મનોને તેમના માર્ગમાં રોકવા. આ સાહુચેતીના ઇલાજ છતાં આ ખાહીને છેક નદી સુધી ખોદી કહાડેલી ન હતી. નદી અને ખાહી વચે માત્ર ૨૦ ફીટ જેટલો સાંકડો માર્ગ ખોદ્યા વીનાનો રહ્યો હતો. એ માર્ગ ઉપરથી કુરૂશની ફોજ પસાર થઇ ગઇ. આ ખાહી પુરેપુરી કાં નહી ખોદી હતી તથા તેના બચાવ માટે ઇરાની ફોજને કાં નહી રાખી હતી, એ સવાલો નહી ખોલાસો થાય એવા છે. એ ઉપરથી કુરૂશે તો હવે એમજ માન્યું કે તેનો ભાઇ અને પાદશાહ તેની સાથ લડાઇ કરવાને કેવળ અશકત છે. એટલામાટે તેણે જે લશ્કરી ગોઠવણમાં પોતાની ફોજને રાખી હતી તે એમની એમ કાયમ રાખવાની તેણે જરૂર જોઇ નહી.

પણ આ ધારણામાં આ બલવાખોર શાહજાદો કેટલો ઠગાયો હતો તે આપણ હવે જોઇયે.

## ફસલ ૨. કુનેકસાની લડાઈ.

(ઇ૦ સ૦ પુ૦ ૪૦૧—સપ્ટેમ્બર.)

કુનેકસાનાં મેદાનમાં બલવાખોરને પાદશાહે આગલ વધતો અટકાવ્યો. બેબીલનથી આશરે ૬૦ થી ૭૦ માઇલ ઉપર આ નામનું ગામ આવેલું હતું. તડકી વખ્તે આસાયશ લેવા માટે કુરૂશની ફોજે પોતાની કુચ મલસકેથી જારી રાખી હતી, અને હજુતો મધ બપોર થાય તે આગમજ આ ગામ આગલ આવી પુગી હતી. સાર્દીસથી ઉપડયા પછી ત્યાં આવી પુગતાં દુશ્મનોની ફોજને છ મહીના લાગ્યા હતા, એમ ગણત્રી

થઇછે. આ સઘળી કુચનો તેમજ હવે પછી જે લડાઇનું આપણુ વર્ણન કરીશું તેનો સઘળો હેવાલ **જેનોફનની** તવારીખ[1] ઉપર આધાર રાખેછે. એ ધણી આપણે આગલ જોયું તેમ **કુરૂશનાં** લશ્કરમાંનો એક એથીન્યન હતો, અને તેટલામાટે તેની તવારીખ ઉપર આપણે બહુ સંભાળથી વીશ્વાસ રાખવો જોઇયે; અને આગલ ચાલતાં આપણુ એવું ઘણું જોઇશું કેજે માત્ર એથીન્યન અથવા યુનાની દેશાભીમાનીને લીધે, ઇરાન તરફના જાતી શત્રુભાવને લીધે, પોતાની કુદરતી ગરૂરીને લીધે, અડાવી દીધેલું, ચહડાવી આપેલું અને શહરાવી મુકેલું લાગેછે. જ્યારેબી બે ધણીઓ વચેના એક બનાવની નોંધ એકજ પક્ષવાળો લે અને તેબી વળી નામળી અથવા હારેલી પક્ષવાળો લે ત્યારે તે નોંધ કેટલીબધી ખામી ભરેલી અને સચાઇથી વેગલી હોવી જોઇયે તે કહેવા કરતાં વીચારવું સહેલ છે. **જેનોફનના** જણાવ્યા મુજબ **કુરૂશની** ફોજને સાર્દીસથી કુનેકસા સુધી આવી પુગતાં લાગત કુચ પાછળ ૯૩ દહાડા લાગ્યા હતા, અને એટલાજ દીવસ વચે વચે વીસામો લેતાં થયલા ગણીયે તો સાર્દીસથી ઉપડીને કુનેકસા સુધી જઇ પુગતાં છ માસ ઉપર થોડાક દીવસ વધેછે.

જ્યારે **કુરૂશની** ફોજ કુનેકસાના મેદાનમાં જઈ પુગી ત્યારે એકાએક એક ઘોડસવાર વીજળીની પેરે ઘોડો દોડાવતો અને દુરથી બાંટો પાડતો આવી પુગ્યો અને તેણે યુનાનીઓ તેમજ ઇરાનીઓને તેમની જુદી જુદી ભાષામાં ખબર આપી કે પાદશાહની ફોજ આવી પુગીછે અને જો લડાઇ થાય તો તે આ ઠેકાણેજ થવી જોઇયે. આ ખબર મળતાંજ **કુરૂશની** ફોજમાં ગભરાટ પેઠો, પણ તોબી તેને તૈયાર થવાને પુરતો વખ્ત હતો. શાહજાદો ગાડીમાં બેઠો હતો તે ઉતરીને તુર્ત ઘોડસવાર થયો અને હથીયારો સજીને લશ્કરોની ગોઠવણ કરવા પડયો. યુનાની ફોજ યુફ્રેટીસ નદીના કાંઠા તરફ હતી માટે તેણે ત્યાંજ ગોઠવાઇ જવાની તક લીધી. નદી તરફ સર્વેથી નાકા ઉપર **કલીયાર્કસ**, તેના પછી **પ્રોકસીનસ**, અને તેના પછી **મીનન** પોતપોતાની ફોજો લઇને તૈયાર થઇ ઉભા. બીજી બાજુએ યાને ડાવી તરફ **કુરૂશની** ઇરાની ફોજ **આરીયુસ** (એરજ)[2] નામે ઇરાની સરદારના હાથ હેઠળ સફ સમારીને ઉભી અને આ બંને ફોજોની વચે **કુરૂશ** ૬૦૦ ખાસ ઇરાની ઘોડસવારો જોડે હથીયારબંધ થઈ તથા માથે તાજ પહેરીને ઉભો. તેના સઘળા ઘોડસવારોએ લોહોડાંનાં બખ્તર પહેર્યાં હતાં, તથા માથે ટોલાહ, હાથમાં ટુકી યુનાની તલવારો અને બાંધે ભાલા લીધા હતા. તેમના ઘોડાઓને પણ માથાં તથા છાતી આગલથી બખ્તર જેવી કોઇ ગોઠવણથી બચાવ ભરેલી હાલતમાં રાખ્યા હતા.

આ રીતે **કુરૂશની** ફોજ લડાઈ માટે સફ સમારી ગોઠવાતી હતી એટલામાં દુરથી આકાશ ઉપર ધુળનું એક સફેદ વાદળું દેખાયું, અને પછી તે એકાએક કાળાં ધાભાંમાં

---

૧ આ તવારીખ "આનાબાસીસ" ને નામે ઓળખાય છે, જેમાં કુરૂશની જોડે ઇરાનમાં લડવા ગયલા અને ત્યાંથી ફજેત થઇ પાછા ફરેલા ભાડુતી યુનાનીઓ ઉપર પડેલાં શંકટ અને હાડમારીનું વર્ણન છે. એ લશ્કરમાં જેનોફન પોતે પણ હતો.

૨ આ બીગડેલાં નામનું અસલ અવસ્તા રૂપ 'અઇર્યુ' છે, જે ઉપરથી ફારસીનું 'એરજ' નામ બન્યું છે.—એર૦ શે૦ દા૦ ભરૂચા.

બદલાઈ ગયું અને વધારે ને વધારે નજદીક આવતું જણાયું. શેવટે હથીયારો ચક ચક થતાં જણાયાં અને ખુલ્લું સાબેત થયું કે આ પાદશાહની ફોજ હતી. આ ફોજ ઘણી મોટી હતી. કહેછે કે તે ૧૨૦૦૦૦૦ માણસોની હતી ![1] આ ફોજમાં આપણને સારીપેઠે જાણીતો થઈ ચુકેલો ઈરાની સરદાર **તીસાફર્નીસ** (ચેહરઓરેહ) ડાબી બાજુની પાંખની સરદારી ધરાવતો હતો. તેની ફોજમાં સફેદ બખ્તરવાળા ઘોડસવારો જોડે પેદલ લશ્કર પણ હતું. જમણી બાજુએ યાને નદી તરફ ઈરાની લશ્કરના ઘોડસવારો તેમજ પેદલ ફોજ હતી, પણ તે **ચેહરઓરેહ**નાં લશ્કર જેવું બહાદુર ન હતું. આ લશ્કર ફક્ત પાદશાહની ફોજનો વધારો કરી બતાવનારૂં હતું, જે જુદી જુદી ઈરાનને તાબેની પ્રજાઓનું બનેલું હતું અને જે કને તીર કમાન વગેરે હથીયારો હતાં.[2] એ લશ્કર બરાબર યુનાની ફોજની સામે હતું. તેની અને **ચેહર-ઓરેહ**નાં લશ્કરની વચ્ચે અને કિલ્લાંની પડોસમાં લાંબી ઢાલ સાથની પેદલ ફોજ હતી, તેની પછી અચ્છી રીતે હથીયારબંધ થયલું ઈજીપ્શ્યન લશ્કર પોતાની મોટી લાકડાંની ઢાલ સાથ કુચ કર્તું આવતું હતું, જે નીચે પગ સુધી પોહોંચતી હતી. તેની પછી ઉપર કહેલો જુદી જુદી પ્રજાઓનો ભેગો કચરો હતો, જે વીના પાદશાહનાં લશ્કરમાં કશી ખુટ પડવાની ન હતી, પણ જેની હાજરીથી પાદશાહના લશ્કરને માથે તવારીખમાં સદાનો ડાગ રહી ગયોછે. હવે આ સઘળાં લશ્કરોની વચ્ચે પાદશાહ **અર્દશીરે** પોતાના ૬૦૦ ખાસ સીપાહીઓ જોડે જગા લીધી હતી. પણ બંને સામસામી લશ્કરોની સંખ્યામાં મોટા તફાવત હોવાથી જ્યારે ઉપર કહેલી ઈરાની ફોજમાંનો કંગાલ ભાગ યુનાની ફોજની બરાબર સામે આવી રહ્યો હતો ત્યારે બાકીનું લશ્કર એટલું બધું બીજે નાકે લંબાયું હતું કે **ચેહરઓરેહ**ની ફોજ જે **એરજ**ની ફોજની સામે આવવી જોઈયે તે પોતાની સામે કોઈ પણ શત્રુને દેખતી ન હતી. ઈરાની લશ્કરના સપેહસાલારની કાચી ગોઠવણનું, બલકે અંધેર કારભારનું આ પરીણામ હતું. એથી પાદશાહની ચારગણી મોટી ફોજ હોયા છતાં કેવું માઠું પરીણામ નીપજવું જોઈયે તે સહેલથી સમજી શકાયછે. અને ખરેખર તેમજ બન્યું. વળી આ મોટી ભેગી ફોજની હરોલમાં ૧૫૦ હથીયારો જડી લીધેલા લડાઈના રથોને સફ સમારી આગલ ચલાવ્યા હતા. તેમનું કામ સર્વેથી પહેલું ઠરાવ્યું હતું, અને તે એકે **કુરૂશ**ની ફોજમાંના યુના-

---

૧ જેનોફન (દફ્ત૦ ૧, પ્ર૦ ૭). પણ એ સંખ્યા કેટલીયકી હશી કહાડવા જોગ હદ સુધી એથીન્યન તવારીખનવેશે વધારી દીધીછે એમ રૉલીન્સનને લાગ્યાથી તે કહેછે કે પાદશાહની ફોજ ૯૦૦૦૦૦ માણસોની હતી (પુરા૦ પાદ૦ દફ્ત૦ ૪, સફે ૫૦૯); કેમકે એબ્રોકોમાસની ૩૦૦૦૦૦ માણસની ફોજ હજુ પાદશાહને આવી મળી ન હતી. પણ એજ સુધો લખનાર પોતાની નોટમાં લખેછે કે ટીસ્યસના જણાવ્યા મુજબ આ ફોજ ૪૦૦૦૦૦ થી વધારે ન હતી (નોટ ૧૫); ત્યારે શા માટે ટીસ્યસની ગણત્રી ખોટી ગણવી અને જેનોફન ૯ લાખ કહેછે તે કબુલ રાખવું ? લડાઈ વખ્તે ટીસ્યસ ઈરાનની દરબારમાં હાજર હતો અને પાદશાહના હકીમ દાખલ તે મોટો વગ ધરાવતો હતો, માટે જેનોફનનાં સ્વાર્થી લખાણ કરતાં ટીસ્યસનો હીસાબ વધારે માનવા જોગ હોવો જોઇયે.

૨ પુરા૦ પાદ૦, દફ્ત૦ ૪, સફે ૫૧૧.

નીઓ સામે તેઓએ ધસી જઇને તેમને વીખેરી નાંખવા અને પછી પાદશાહની બીજી ફોજોએ લડાઇ શરૂ કરવી. પણ એ વીશે યુનાની ફોજોને મહાત્મા **જર્કસીસ**ની યુનાન ઉપરની મહાભારત ચડડાઈ વખતે પુરતો અનુભવ મળી ચુકયો હતો, માટે આ ભયંકાર રથો પોતાનું કામ કરે તે આગમજ **કલીયાર્કસે** પોતેજ પોતાની સામેની ઇરાની ફોજ ઉપર હલ્લો લઈ જવાનો નીશ્ચય કર્યો. **કુરૂશ**ની મરજી એવી હતી કે યુનાની ફોજે એકદમ ઇરાની ફોજના મધ્ય ભાગ ઉપર હુમલો લઈ જવો, કેમકે પાદશાહ તે ભાગમાં હતો અને આ બલવાખોર શાહજાદો જે માંગતો હતો તે પોતાના ભાઈનો જીવ હતો. પણ **કલીયાર્કસે** આમ કરવાની ના પાડી. તેણે પોતાની સામેજ ધસારો લઈ જવાનું નકી કર્યું, અને કદાચ પોતાને કોણ અને કેવી ફોજ સાથ લડવાનું છે તે વીશે તેને આગમજથી ખબર પણ મળી હોય. એ રીતે જ્યારે **કાઈરસ** પોતાની મતલબ પાર પાડવા માંગતો હતો ત્યારે યુનાનીઓ સહેલી ફતેહ મેળવવાના વીચારમાં હતા; અને આ એકેકના સ્વાર્થને લીધે થયું એમ કે **કુરૂશ**ની નેમ ઉંધી વળી અને તેની નોક-રીમાંના ભાડુતી યુનાનીઓની ફતેહનો પોકારો થઈ રહ્યો.

ઇરાની ફોજોની ઉપલી ગોઠવણ, એ ફોજે પોતાના દુસ્મનો સામે આવી ઉભી રહેવા પછી, કેવી દેખાય તે ઉપલા હેવાલ ઉપરથી માલુમ પડશે. પણ આ મોટી આખી ફોજ પોતાના શત્રુઓ સામે આવીને ઉભી રહેવા પામીજ નહી. એ ફોજ કશા પણ ગોંઘાટ વીના ધસી આવતી હતી. તે ગોયા એક મોટો વીક્રાળ મોજો ધસી આવતો હતો, પણ તે મોજાના માર્ગમાં અગરજો એક મોટો પર્વત આવે તો પાણીનું બળ જે મીસાલે નરમ પડી જાય તે મીસાલે પાદશાહની ફોજની ડાવી પાંખનું જોર યુનાની ફોજના અટકાવથી તુટી ગયું. હજુ તો પાદશાહની ફોજ દુશ્મનોથી અરધો માઇલ દુર હતી એટલામાં યુનાનીઓએ લડાઇનો પોકાર માર્યો અને પછી આગલ ધસ્યા. જેમ જેમ આગલ વધતા ગયા તેમ તેમ તેઓએ પોતાનાં પગળાંની ઝડપ વધારી અને પોકાર પણ મોટો કીધો, અને એ રીતે તેઓ પોતાની સામેનાં કંગાલ લશ્કરનો માર્ગ અટકાવવા દોડયા. આથી તેઓ ધારતા હતા તેવીજ અસર થઈ. ઇરાનને તાબેની પચરંગી પ્રજાનાં બેતાલ લશ્કરમાં સામેના શત્રુના ધસારાએ ભારી ગભરાટ પેદા કીધો, અને તેઓને લડવાને હીમતવાન કરવાને બદલે નહાસભાગમાં નાખી દીધા. તેઓ કશી પણ લડાઈ વીના નાઠા એમ યુનાની તવારીખનવેશો બડાઈ મારીને કહેછે. પોતાના દુશ્મનો એક તીર જાઈ પુગે એટલા દુર હતા એટલામાંજ આ બીન કવાયદનું અને નબળું લશ્કર નાઠું, અને તેમનું જોઇને આગલ દોડતા લડાઇના કેટલાક રથોએ પણ ધાસ્તીના માર્યા મહોડું ફેરવ્યું, પણ બીજાઓએ સામે આવતા યુનાનીઓ ઉપર ધસારો ચાલુ રાખ્યો. તેમને જોઇને યુનાની ફોજે પોતા વચે માર્ગ પાડી આપ્યો અને તે માર્ગમાંથી તે રથો આગલ વધી ગયા. એ રીતે પાદશાહની ફોજની ડાવી બાજુ પરનું પચરંગી લશ્કર કશી પણ લડાઈ વીના નહાસી ગયું, એમ આપણને યુનાની લખનારાઓ મોટી સરફરાજી સાથ જણાવેછે અને વળી પોતાની ફતેહ થયલી કબુલ

કરાવવા માંગેછે.[૧] આ નહાસતી ફોજની પુઠ યુનાનીઓએ પકડી અને ત્રણ માઇલ સુધી તેઓ આગલ ધસી ગયા. પણ **ચેહરખોરેહે** પોતાની ફોજ વડે સામે જતા યુનાનીઓ ઉપર ધસારો કીધો, જેઓએ તેનેબી પસાર થવાનો માર્ગ આપ્યો અને તેમ કરતાં તેઓએ તેના ઘોડસવારો ઉપર તીરો ફેંકયા; પણ **ચેહરખોરેહ**ની ફોજ કને ગોયા એક પણ હથીયાર નહી હોય તેમ આપણને જણાવવામાં આવ્યુંછે કે તે ફોજથી એક પણ યુનાનીને ઇજા થઈ નહી ![૨]

આ રીતે એકગમથી ઇરાની દુર્બળ ફોજ નાઠી તેની યુનાનીઓએ પુઠ પકડી, અને તે યુનાનીઓને અટકાવવા માટે **ચેહરખોરેહ** પોતાની ફોજ લઇને દોડયો તોપણ લડયા વીના તેમને પસાર થવા દઇને પોતે તેમની પાછળ પડી ગયો (!), ત્યારે બીજી તરફથી **કુરૂશ** ઉપર જુદોજ માર આવી પડયો. યુનાની ફોજે પોતાથી દુબળા સીપાહીઓને હરાવીને નહસાડયા તેથી આ જવાન શાહજાદો બહુ ખુશ થઇ ગયો અને તેના પોતાના ઇરાની સરદારોએ તેને ગોયા ફતેહ મળીજ ચુકી હોય એમ ગણીને તેને પાદશાહી માન અકરામ આપવા માંડયાં. પણ **કુરૂશ** હજુ ઠાવકો હતો. યુનાનીઓની ગમે એવી ઓઠી કે ખરી જીત ઉપર તેણે કશો વીશ્વાસ મેળ્યો નહી. તેની મતલબ એજ ફોજ પાસે પાદશાહની ફોજ ઉપર હુમલો કરાવવાની હતી; પણ પેલા પકા સ્પાર્ટન સરદાર **કલીઆર્કસે** તેમ કીધું નહી, કેમકે પોતાનો જીવ જોખમમાં નાખવાની તેને હીમત થઈ નહી. એટલામાટે **કુરૂશ**ની ચીંતા હજુ જેમની તેમ રહેલી હતી. તે પાદશાહની ફોજને શીકસ્ત આપીને તેનો જીવ લેવા માંગતો હતો. તેજ કારણસર તે આ ચહડાઈ લાવ્યો હતો. બીજી તરફથી પાદશાહ **અર્દશીર**ની ફોજે **કુરૂશ**નાં ઇરાની લશ્કરને ઘેરી લેવાનો કસ્દ કીધો અને તે મુજબ પાદશાહે પોતાના બળવાખોર ભાઇના જમણા હાથ તરફનો માર્ગ લીધો, અને ડાવા હાથ તરફથી બીજી ફોજે માર્ગ લીધો. પણ આ રીતે પાદશાહનું લશ્કર બળવાખોર ફોજને ઘેરી લે તે આગમજ **કુરૂશે** પાદશાહની ફોજ ઉપર પોતાના ૬૦૦ માણસો વડે હુમલો કરીને તેના ૬૦૦૦ ખાસ માણસોના વડા **આર્તાગર્સીસ**[૩]ને પોતાને હાથે કાપી નાખ્યો. આ પછી પાદશાહના સીપાહી-

---

૧ તેમના હેવાલો એકસરખું પ્રમાણ જાળવી શકતા નથી તે ઊપરથી યુનાની લખનારાઓ કેટલો ખોટો હેવાલ આપવાની હીમત ચલાવેછે તે માલુમ પડી આવેછે. કહેછે કે જેમ યુનાનીઓ તેમજ આ નાઠેલાં લશ્કરોમાંનું એક પણ માણસ મરણ પામેલું જણાતું નથી. હવે જો આ વાત કબુલ રાખવામાં આવે કે બંને પક્ષો વચ્ચે સઘળગી લડાઇ થઇજ ન હતી તો એક પણ જાનની ખુવારી નહી થવાની બીના ધ્યાનમાં ઊતરે એમ છે. પણ જેનોફન પોતેજ જણાવેછે કે યુનાની ફોજમાંનો એક જણ તીર વડે અને બીજો લડાઇના રથ માર્ગમાં આવી ગયાથી જખમી થયો હતો. આ ઊપરથી માનવાને કારણ મળેછે કે બંને પક્ષો વચ્ચે લડાઇ થવી જોઇયે.

૨ ગ્રોટ, યુના૦ તવા૦, ઇ૦ ૬, સફે ૨૨૨.

૩ યુનાનીઓ ઇરાની નામોને કેટલાંબધાં બીગાડી નાંખેછે તેનો આ એક અછો નમુનો છે. ખીલારોકી તખ્તીમાં પાદશાહનું નામ 'અર્તક્ષત્ર' છે, તે ઊપરથી બીગાડીને યુનાનીઓએ 'આર્તાજર્કસીસ' કીધુંછે, અને એજ બીગાડેલાં નામને વળી વધુ બીગાડીને 'આર્તાગર્સીસ' બનાવી દીધુંછે. એજ નામને વળી તેઓ 'આર્તાકસરીસ' પણ લખી ગયાછે.

ઓએ નહાસવા માંડયું ત્યારે **કુરૂશ**ના સીપાહીઓએ તેમની પુઠ પકડી, અને એ રીતે **કુરૂશ** માત્ર થોડાજ ખાસ મીત્રો જોડે રહી ગયો. આ વખ્તે તેણે પોતાના વડા ભાઇ અને પાદશાહને પહેલવહેલો દીઠો, અને એજ વખ્તે તે ગુસ્સાથી એટલો બધો તપી ગયો કે "પેલો રહ્યો તે" એમ બોલીને તેનો જીવ લેવાના ઇરાદાથી તે પાદશાહ ઉપર ધસ્યો ગયો. તેણે પોતાનો ભાલો ઉઠાવ્યો અને એવી નેમથી અને અછી સીફતથી તે **અર્દશીર** ઉપર ફેંકયો કેજેથી પાદશાહનું બખ્તર ફાડીને તે તેની છાતીમાં લાગ્યો. પણ આ જખમથી પાદશાહને ઝાઝું લાગ્યું હોય એમ જણાતું નથી, કેમકે તે મેદાનમાં ખડો ઉભો રહ્યો અને પોતાના ભાઇ જોડે હાથોહાથ લડયો. આ લડાઇમાં પાદશાહની જોડે **કાઈરસ**નાં કરતાં વધારે માણસો હતાં તેથી તેને જીત મેળવતાં ઘણી વાર લાગી નહી. **કુરૂશ સખ્ત** જખમી થયો. તેની આંખમાં એક ભાલો લાગ્યો અને તેને ઘોડા ઉપરથી હેઠો નાંખીને તુર્ત કતલ કરવામાં આવ્યો. તેની સાથવાળા સઘળા માણસો કપાઈ મુઆ. **આર્તાસીરસ**[૧] નામે **કુરૂશ**ના એક ખરા મીત્રે તેને જખમી પડેલો જોતાંજ તેની લાશને પોતાના ઓઝામાં લાધી, અને પોતે તે ઉપર ઢાલ થઈ પડયો. પણ એ હાલતમાં યાતો તે પોતાને હાથેજ અથવા પાદશાહના હુકમથી કતલ થયો. **કુરૂશ**નું ડોકું તથા જમણો હાથ છુટાં પાડવામાં આવ્યાં, અને એ રીતે તેને માર્યો ગયલો જોઇને તેની ઇરાની ફોજ પોતાના સરદાર જોડે નહાસી ગઇ, જેની પુઠ પાદશાહનાં લશ્કરે પકડી. ઇરાની ફોજે શત્રુઓની છાવણીની લુટ ચલાવી.

કહેછે કે જ્યારે પાદશાહ **કાઈરસ**ની છાવણીમાં હતો ત્યારે **ચેહરઓરેહ** પોતાની ફોજ લઇને તેને આવી મળ્યો. આ સઘળો વખ્ત સુધી તે કયાં હતો તેનો કશો ખોલાસો યુનાની તવારીખનવેશો આપણને આપી જતા નથી. આ વખ્ત યુનાની સરદાર **કલીચાર્કસ**, જેને જોકે એવી ખબર મળી હતી કે લડાઇમાં પાદશાહની જીત થઇ હતી, તોપણ પોતે જે બહાદુરી કીધેલી હતી તેથી જીત પોતાનીજ થઈ હોય એવા દમામથી મેદાન રોકી બેઠો હતો એટલામાં ઇરાની લશ્કર તેની સામે આવી ઉભું. પણ આપણને જણાવવામાં આવ્યુંછે કે થોડા ઘણા યુનાનીઓ સામે પણ આ જબરદસ્ત ઇરાની ફોજ લડી શકી નહી, અને તેમને દેખીને નહાસી ગઇ ! લડાઇને બીજે દીનેજ **કલીયાર્કસ**ને ખબર મળી કે **કુરૂશ** માર્યો ગયો હતો. આ શાહજાદાની કેટલીક સ્તુતી કરતાં **ગ્રોટ** લખેછે કે અગરજો તે જીવ્યો હોત અને લડાઇમાં તેની ફતેહ થઈ હોત તો તે યુનાનનો એક જબરો દુશ્મન થઇ પડત. જે મીસાલે પાછળથી મેસીડનના રાજા **ફીલીપ** અને તેના દીકરા **એલેકઝાંડરે** યુનાની ફોજોને પોતાની નોકરીમાં રાખીને તેમનીજ મારફતે યુનાનને તાબે કીધું હતું તેજ મીસાલે **કુરૂશ** પણ પોતાની નોકરીમાં યુનાની ફોજ વધારીને યુનાનને પોતાના તાબાતળે લેત,[૨] અને જે કામ બજાવવાની **જર્કસીસે** ભારી તસદી લીધી હતી તે કામ **કુરૂશ** બજાવી શકત.

---

૧ આર્તાજર્કસીસનું આ નામ વળી નવું રૂપ લાગેછે.

૨ યુના૦ તવા૦, ૬૪૦ ૬, સફે ૨૨૬—૨૨૭.

# બાબ ૨૨.

# અર્દશીર.

## અર્તક્ષત્ર—આર્તાઝર્ક્ઝીસ (નીમન) ૨.

( ઇ૦ સ૦ પુ૦ ૪૦૪—૩૫૯.)

## ૨.

## યુનાન ઊપર ઈરાનનો કાબુ.

(ઇ૦ સ૦ પુ૦ ૪૦૧—૩૬૬.)

૧. ડાયોડોરસનો તોહ્લો—યુનાની લખનારાઓની ખોટી બડાઇના નવા દાખલા; યુનાની છાવણીની લુટ; યુનાનીઓનું એક બીજું નાણું—જેનોફનનું ખોટારૂં; ઈરાનનું તખ્ત જીતનારી એક ફોજની કહાણી—તેની નહાસભાગ—કુનેકસાની લડાઇમાં યુનાનીઓની ખોટ—ઇરાની હાકમો વચ્ચે દુશ્મની—શત્રપો અને પાદશાહ વચ્ચેનો સંબંધ. સ્પાર્ટનોની ઈરાન સાથ દુશ્મની—ખોરેહબાજુ ઉપર સ્પાર્ટનોનો હુમલો—ચેહરખોરેહ સાથ તેનું મળી જવું—જેનોફનનો નવો ઘોંતાળો—સ્પાર્ટનોની શીકસ્ત બાબે અનુમાન; સ્પાર્ટન રાજાનો ઈરાની મુલુક ઉપર હુમલો—સ્પાર્ટા સામે એથન્સની લાગણી—ચેહરખોરેહ સામે લડવાની એજીસીલેઅસની નીર્બળતા—ફ્રીજયામાં તેની લુટફાટ. ચેહરખોરેહ ઉપર તોહમતો—તેનું ખુન—તેની ચાલચલણ.

૨. એજીસીલેઅસ સાથ નવી શરતો; ખોરેહબાજુ સામે તેની ચહડાઇ—સ્પાર્ટન સત્તા સામે બલવો; નાઇડસની લડાઈમાં ઈરાનની ફતેહ—સ્પાર્ટા સામે યુનાની રાજ્યોની એકસંપી—એશ્યાનાં યુનાની રાજયોને પાદશાહ તરફની છુટ; સ્પાર્ટા ઉપર ઇરાની કાફલાની ચહડાઇ—પેલોપોનીશ્યન દરીયાનો ઇરાની કબ્જો—એથન્સ ઉપર ઇરાનની મેહરબાનગી—ત્યાંનો કોટ બાંધી આપવાનો હુકમ. સ્પાર્ટાના રાજાની શીકસ્ત અને નહાસભાગ વીશે નવો પુરાવો—ફાર્સી લખનારાઓની શાહદત—એજીસીલેઅસની ભેદ ભરેલી હીલચાલોનો ખરો ખોલાસો—જેનોફનની તવારીખની સચાઈ બાબે શક. તીરબાજુ શત્રપની દરબારમાં યુનાની એલચીઓ—સુલેહ માટે તેમની અરજ—એન્ટાલ્સીડાસની માંગણીઓ—તેની ઇરાનના પાદશાહ સાથ મુલાકાત—પાદશાહનું ફરમાન—સુલેહની શરતો; યુનાની રાજયો ઉપર પાદશાહનું સર્વોપરીપણું.

### ફસલ ૧. યુનાન ઈરાનનો હુકમ માથે ચહડાવેછે.

(ઇ૦ સ૦ પુ૦ ૪૦૧—૩૮૭.)

કુનેકસાની લડાઇનું જુદું જુદું વર્ણન જુદા જુદા યુનાની લખનારાઓએ આપ્યું છે, તેમાં માત્ર **ડાયોડોરસ** એકલોજ એવો લખનાર નજર આવેછે જેણે એ લડાઇમાં કતલ થયલા સીપાહીઓની ગણત્રી આપી હોય. તે જણાવેછે[૧] કે આ લડાઇમાં ઇરાનના પાદશાહનાં ૧૨૦૦૦ માણસો માર્યા ગયાં હતાં અને તેમનો મોટો ભાગ **કલી-આર્કસ**ની સરદારી હેઠળના યુનાની સીપાહીઓને હાથ કપાઇ ગયો હતો. તે વળી કહેછે કે **કાઈરસ**ની ઇરાની ફોજનાં ૩૦૦૦ માણસો માર્યા ગયાં હતાં. હવે ૧૨૦૦૦ ઇરાની

---

૧ ગ્રોટ, યુના૦ તવા૦, દફ૦ ૬, સફે ૨૨૭, નોટ ૧.

સીપાહીઓનો મોટો ભાગ યુનાનીઓએ કાપી નાખ્યા છતાં તેમનું એક પણ માણસ માર્યું ગયું ન હતું, એ બીના એક અપક્ષપાત તવારીખનવેશે નોંધી લેવી જોઇયેછે; તેમજ વળી **કુરૂશની** ઈરાની ફોજનાં ૩૦૦૦ માણસો કપાઈ ગયાં તે વેળા પણ એકબી યુનાનીના જીવની ઘાત થઈ ન હતી. એ રીતે ત્યારે આ મોટી લડાઈમાં ખરેખરી જીત તો યુનાનીઓની થઈ હતી, જેઓએ પોતાનું એક પણ માણસ ખોયા વીના હજારો ઈરાનીઓને કાપી નાંખ્યા હતા ! પણ આ માત્ર પોકળ બડાઇ છે. ખાલી દેશાભીમાનની ધુનમાં ખરી વાત છુપાવવાની આ માત્ર હલકી તદબીર છે. મેરેથનની લડાઇમાં ૬૪૦૦ ઈરાનીઓ કતલ થયા ત્યારે પણ ૧૯૨ એથીનયનો માર્યા જવાની વાત યુનાની લખનારાઓએ કબુલ રાખીછે, પણ આ કુનેકસાની મોટી લડાઈમાં ૧૨૦૦૦ ઇરાનીઓની કતલનો હીસાબ આપવા છતાં **જે.નોફન** કે **પ્લુટાર્ક, ટીસ્યસ** કે **ડાયોડોરસ** એક પણ યુનાનીના માર્યા ગયાની વાત જણાવતા નથી. તેમની આ ગણત્રી કેટલી સચાઇથી વેગળી છે તે આ હીસાબ ઉપરથી જણાયછે. કુનેકસાની નામીચી લડાઇ પછી જે યુનાની ભાડુતી ફોજો પોતાનાં વતન તરફ પાછી ફરી તેમની સંખ્યા દશ હજારની જાહેર થઇછે. હવે વાંચનાર જાણેછે કે **કુરૂશ** પોતાની જોડે ૧૩૦૦૦ યુનાનીઓને લઇ ગયો હતો અને ત્યારબાદ તેને માર્ગમાં આશરે બે હજાર આવી મળ્યા હતા, માટે પાછા ફરનારાઓ ૧૦૦૦૦ હોય તો ઇરાનમાં પાંચ હજાર યુનાનીઓ માર્યા ગયા જોઇયે, એ દેખઇતો હીસાબ છે. અલબતે એઓમાંનો એક ભાગ પોતાની વળતી કુચમાં પણ નાશ પામ્યો હશે; પણ **જે.નોફન** જેવા એક સ્વાર્થી લખનારના આધાર ઉપરથી યુરોપીયન ગ્રંથકારો પણ આપણને એમ જણાવેછે કે મજકુર મોટી લડાઇમાં એક પણ યુનાની માર્યો ગયો ન હતો તેઓ આ પાંચ હજાર યુનાનીઓની ખુહારી કેમ થઇ તેનો કશો હીસાબ અથવા ખોલાસો આપી શકયા નથી.

હવે યુનાનીઓની બહાદુરી તથા હીમત છતાં તથા તેમને દેખીને ઇરાની ફોજ ગભરાયલાં ઘેટાંનાં ટોળાંની પેઠે નહાસભાગમાં પડી ગયા છતાં, **કલીયાર્કસની** ભાડુતી ફોજે **અર્દેશીર** પાદશાહનું તખ્ત **કાઈરસને** અપાવ્યું નહી એ મોટા અફસોસની વાત ગણાવી જોઇયે ! આપણને જણાવવામાં આવ્યુછે કે **કુરૂશની** છાવણીની લુટ વખતે તેની બે ખુબસુરત યુનાની બાંદીઓ પણ પકડાઇ, જેમાંની એકે યુનાની છાવણીમાં આશ્રો લીધો હતો. શાહજાદાની છાવણીની લુટ પછી આ યુનાની છાવણી ઉપર પાદશાહની ફોજે હલ્લો કીધો, પણ તેનો બચાવ યુનાની સીપાહીઓએ એવીતો બળત્વારીથી કીધો કે પોતે થોડા માણસો હોયા છતાં તેઓએ અતીઘણા ઈરાનીઓને કાપી નાંખ્યા ! આમ કરીને તેઓએ ઈરાનીઓને હટાવ્યા, પોતાનો અસ્બાબ બચાવ્યો, અને ઉપલી યુનાની બાંદીની પેઠે જેઓ પોતાના આશ્રા તળે આવ્યા તેમનું રક્ષણ કીધું.[1] હવે આ સઘળી બીના કબુલ રાખતી વેળા આ વાત યાદ રાખવી જોઇયે કે યુનાનીઓએ પોતાનો સઘળો અસ્બાબ બચાવ્યો હતો. પણ તુર્તજ આપણો તવારીખનવેશ જણાવે

૧ ગ્રોટ, યુના૦ તવા૦, ફ્સ૦ ૬, સફે ૨૨૪.

છે કે "ક્લીયાર્કસ પોતાની છાવણીમાં પાછો ફર્યો ત્યારે તેનો સઘળો સામાન સરંજામ ખાલી કરી લીધેલો તેને માલુમ પડયો, જેથી કરીને યુનાનીઓને તે રાત ભોજણ વીના ગુજારવાની ફરજ પડી."[1] હવે આ બે એકેકથી ઉલટી વાતોનો ખોલાસો શો ? થોડાંક યુનાની માણસોએ પુષ્કળ ઇરાની સીપાહીઓને કાપી નાંખીને પોતાની ખોરાકી વગેરે બચાવ્યા છતાં યુનાની લશ્કરનો સામાન સરંજામ લુટાઇ કેમ અને કયારે ગયો કે તેમને રાત્રે ખાનું લીધા વીના સુવું પડયું ? આ એકેકથી ઉલટી બીના એટલુંજ દેખાડેછે કે યુનાની છાવણી ઉપરનો ઇરાની હુમલો રદ ગયો ન હતો, અને તે શેવટે ઇરાનીઓના હાથમાં આવી હતી, જે વેળા તેનો બચાવ કરનારી યુનાની ફોજનાં સઘળાં અથવા થોડાં ઘણાં માણસો કતલ થયાં હતાં, અને બાકીનાં નહાસી ગયાં અથવા કેદ પકડાયાં હતાં.

પણ યુનાની તવારીખનવેશોના હેવાલમાં જે ઘાલમેલ જણાયછે તેની હદ હાંજ આવી રહેતી નથી. કાઈરસનાં મરણ પછી ક્લીયાર્કસે બીજા યુનાની સરદારો સાથ મસલત કરીને એરજને ઇરાનનું તખ્ત આપવાની માંગણી કીધી—જાણેકે યુનાનીઓએ પાદશાહની ફોજનો નાશ કર્યો હોય અને અર્દશીર માર્યો ગયો હોય, અથવા નહાસી ગયો હોય, અને તેનું તખ્ત યુનાનીઓના કબ્જામાં આવી ચુકયું હોય ! આ હશવા સરખી માગણી એકગમથી તેઓએ મોકળાવી ત્યારે એરજને એવું કહેવાડયું કે અમે યુનાનીઓ તો ફતેહ પામી ચુકયા છીયે, અને અમારી આગલ એક પણ ઇરાની ટકી શકયો નથી, અને અમે હવે પાદશાહની સામે હુમલો લઇ જઇયેછીયે, માટે તું જો અમોને આવી મળે તો જે તખ્ત કાઈરસને અમે અપાવનાર હતા તે તને અપાવીયે;[2] પણ બીજી ગમથી આ તાજ અને તખ્ત અપાવવા નીકળેલા ભાડુતીઓ કને ખાવાનું કે પકાવાનું કશું રહ્યું ન હતું માટે તેઓએ પોતાનો બોજો ઉઠાવનારાં કેટલાંક પ્રાણીઓને જબે કીધાં અને અસ્બાબનાં ગાડાં, ઢાલ, તીરકામઠાં વગેરે સળગાવીને આતશ રોશન કીધો ![3] આ બીના દેખાડી આપેછે કે કુનેકસા ખાતે યુનાની ફોજની હાલત કેટલી બધી બતંગ હતી. તેને પોતાના બચાવ માટે એરજનાં લશ્કરની મદદની જરૂર હતી, એમ જેનોફન પોતાની તવારીખમાં ખુલ્લું કબુલ રાખવાને શરમાયોછે, પણ તુર્તજ તે જે કંઇ હકીકત આપેછે તે ઉપરથી આ વાત સ્પષ્ટ સાબેત થાયછે. એરજે જવાબ મોકળાવ્યો—કારણકે તે તો પોતાની છાવણી ઇરાનીઓના હાથમાં જવા દઇને પોતે નહાસી ગયો હતો—કે તાજ ઉપરનો મારો કશો પણ દાવો ઇરાની અમીર ઉમરાઓ કબુલ રાખવાના નથી, અને હું આવતી કાલે સહવારે હાંથી નહાસવાનો ઇરાદો રાખુછું, માટે જો તમો યુનાનીઓનીબી એમજ ઇછા હોય તો તમોએ આજ રાત્રે મને આવી મળવું.[4] આ ઉત્તર મળ્યા પછી જયારે આપણ એમ જોઇશું કે યુનાનીઓએ એરજની

---

૧ ગ્રોટ, યુના૦ તવા૦, ઇ૦ ૬, સફે ૨૨૫.
૨ તેજ, સફે ૨૨૮.
૩ તેજ,
૪ તેજ, સફે ૨૩૦.

ફોજ સાથ મળી જઇને કુનેકસાથી નહાસી પાછા હટી જવાનું પસંદ કીધું ત્યારે આપણી ખાતરી થશે કે **એરજ**ને ઇરાનનું તાજ અને તખ્ત અપાવવાનો **કલીયાર્કસ** અને તેના મીત્રોએ જે ફાંકો રાખ્યો હતો તે કેટલો હસવા સરખો હતો, અને તે છતાં **જેનોફન**ના એ હેવાલને આજના યુરોપીયન તવારીખનવેશોએ કેટલો વગર વીચારે મોટો વજન આપી દીધોછે !

એક ગમથી યુનાનીઓએ **એરજ** ઉપર ઉપલો પેગામ મોકળાવીને પોતાનું ભોજનુ લેવા માંડયું ત્યારે બીજી ગમથી પાદશાહ તરફથી રાજદુતો પેગામ લઇને આવ્યા, જેઓ જોડે પાદશાહનો યુનાની તબીબ **ટીસ્યસ** પણ હતો, જેણે પોતે પાછળથી ઇરાનની તવારીખ લખી હતી.[૧] આ રાજદુતોનો પેગામ એવી મતલબનો હતો કે જંગ મેદાનમાં પાદશાહની ફતેહ થઇછે, અને **કાઈરસ** કતલ થયોછે, માટે તેની ફોજ દાખલ યુનાનીઓએ તાબે થવું. આમ કરવાની **કલીયાર્કસે** ના પાડી અને રાતની વેળાએ ગુપચુપ નહાસી જઇને **એરજ**ની ફોજને સઘળા યુનાનીઓ જઈ મળ્યા. તેઓએ અરસ પરસ એકબીજાને મદદ કરવાના વચન લીધા, અને અસલી રેવાજ મુજબ એક ગોધો, એક વરૂ,[૨] એક ડુકરો અને એક મેંઢો કાપી તેમનું લોહી ઢાલમાં ઝીલી લઈ તેમાં યુનાની સરદારોએ એક તલવાર તથા **એરજે** પોતાના મુખ્ય ઇરાની શરીકો જોડે એક ભાલો બોળી કહાડયો. **એરજે** વળી સઘળા યુનાનીઓનો ભોમીયો થઇ તેમને એસ્યાના કાંઠા ઉપર લઇજઈ મેલવાનું માથે લીધું.[૩]

એ રીતે યુનાનીઓ નાઠા. તેમની આ નહાસભાગની પાદશાહને ખબર મળતાંજ **ચેહરબોરેહે** તેમની પુઠ પકડી અને તેમને બહુ હેરાન કીધા. એ વેળાનાં શંકટોનું બયાન આપવા માટે **જેનોફને** જુદો ગ્રંથ લખ્યોછે, જેમાં અલબતે પોતે શામેલ હોયાથી પોતાના પક્ષને સારૂં લાગે એવુંજ સઘળું લખ્યુંછે. આ બેહોરમતી સાથ પાછા ફરતા યુનાનીઓનાં દુઓની હકીકત આ ઠેકાણે ઉતારવાની જરૂર નથી.

**ચેહરબોરેહ**ની છેલી સેવાઓને માટે પાદશાહ **અર્દેશીરે** ઇયોન્યાના ટાપુઓની તેની આગલી હાકમી જોડે એસ્યા મૈનરની હાકમી પણ તેનેજ બક્ષી હતી,

૧ આ ધણીએ પાદશાહ અર્દેશીરની દરબારમાં તબીબ દાખલ ઘણાં વરસો ગુજાર્યાં હતાં. તેણે પાદશાહી દફતરખાનાંની મદદથી તથા માહીતગાર ઇરાનીઓથી ખબર મેળવીને ૨૩ દફતરોમાં ઇરાનની એક તવારીખ લખી હતી. તે આખું પુસ્તક નાશ પામ્યુંછે પણ તેના થોડાક છુટા છવાયા કકડા રહી ગયાછે. હીરીન લખેછે કે અગરજો આ ત્રેવીશ દફતરોનો ગ્રંથ આજ હયાત હોત તો ટીસ્યસ હીરૉડોટસની બરાબરનો તવારીખનવેશ ગણાત—"તવારીખને લગતી શોધખોળ," દફ૦ ૧, સફે ૫૪.

૨ ગ્રોટ, યુના૦ તવા૦, દફ૦ ૬, સફે ૨૩૦, નોટ ૧. કૉખ નામે એક જર્મન લખનાર ટીકા કરેછે અને તેને ગ્રોટ ટેકો આપેછે કે ઊપલા ભોગો બેબીલોન્યામાં આપવામાં આવ્યા હતા, પણ ત્યાં તો વરૂ મળી શકતાં નથી ત્યારે તેઓ વરૂ લાવ્યા કયાંથી? જેનોફનનાં વર્ણનની સત્યતા ઊપર આ એક શરેહ ગણાવી જોઇયે.

૩ ત્યારે તખ્ત અને તાજ અપાવવાની વાત તો હવામાંજ ઊડી ગઇકે ? બચીત, જેનોફને દેશાભીમાનની ઝુમમાં પોતાના હેવાલની સચાઇને ઘણા જોખમમાં નાખેલી હોવી જોઇયે.

અને એ રીતે આ સરદાર બેવડાં બળ સાથ પોતાનાં રાજ્યનો અખ્ત્યાર લેવા ગયો હતો. આ વખ્તે સ્પાર્ટનો ઇરાન સાથ આગલી દોસ્તી ધરાવતા ન હતા. **કુરૂશને** લશ્કરી મદદ આપ્યા પછી તેઓએ તે દોસ્તી ખોહી હતી. પણ તોબી ઇરાની શત્રપોથી સ્પાર્ટનો સદા ડરતા હતા. માઠાં ભાગ્યે એશ્યા અને યુરોપના કાંઠાઓ ઉપરના ઇરાની મુલુકોના શત્રપો યાને હાકમોમાં એકસંપ ન હતો. ઇરાનનું રાજ્ય એક શેહનશાહત હતું, પણ તે માત્ર આવા શત્રપોને સોંપી આપેલાં નાનાં નાનાં રાજ્યોનું બનેલું હતું. તેઓ સર્વનો વડો પાદશાહ હતો ખરો, પણ તેઓ અકેકની હરીફાઇ કરતા અને અકેક સાથ શત્રુતા રાખતા, તેની પાદશાહ ઝાઝી દરકાર કરતો હોય એમ ન હતું. અગત્ય કરીને પાદશાહ **અર્દશીર**ના વખ્તમાં એ બીના ખુલ્લી માલુમ પડી, કેમકે શાહજાદા **કુરૂશ** અને **ચેહુરબોરેહુ** વચેની લડાઇ તેણે ચાલવા દીધી હતી એમ આપણ આગલ જોઇ ગયા છીયે, અને એજ મુજબ **ચેહુરબોરેહુ** અને **બોરેહુબાજુ** વચેની દુશ્મનીનો પણ તેણે કશો અટકાવ કર્યો નહી—જોકે તેથી તેનાં પોતાનાં રાજ્યની હાણી થતી હતી—તે આપણ હવે જલદીથી જોઇશું. પાદશાહ અને શત્રપ વચેનો સંબંધ આ મુજબનો હતો. રાજ્યના પાડેલા જુદા જુદા ભાગોવાળા મુલુકો ખાતે પાદશાહ પોતાની સત્તાથી શત્રપો નેમતો હતો, જેઓ લડાઇને વખ્તે પાદશાહને મદદ આપતા હતા, દર સાલ ઠરાવેલી રકમ પાદશાહ ઉપર મોકળી આપતા હતા, અને પોતાના મુલકનો બચાવ કરવા સાથે શત્રુના મુલક ઉપર હુમલો કરી તેની જીત પણ કરી શકતા હતા. હવે આ રીતે શત્રપો પાદશાહ તરફની પોતાની ચોકસ ફરજો બજાવ્યા બાદ પોતાના મુલકના ગોયા પોતે પાદશાહ હતા—જોકે તેઓ ધણી ન હતા. પાદશાહ વખ્તપર તેમની બદલી કરતો હતો, અને બીજા હાથપર વળી શત્રપો ચાહે તે વખ્તે સર્કશી કરતા અને બંદ મચાવતા હતા. આમ થયાથી દેશમાં માંહોમાહેની લડાઇ ચાલતી અને ખરાબી બરપા થતી હતી. જેમ પાદશાહે પોતાના મુલુકો ઉપર શત્રપો મુકરર કીધા હતા તેમ વળી શત્રપો પોતાના મુલકના જુદા જુદા પ્રાંતો ઉપર જુદા જુદા નાના હાકમો નેમતા હતા, જેઓ શત્રપને નેમી આપેલું ભરણું ભરીને તથા તેને ભેટ સોગાદોથી રાજી કરીને અમલ ભોગવતા હતા.

**ચેહુરબોરેહુ** એ શત્રપોના જેટલી સત્તા લઇને એશ્યા મૈનર ખાતે આવ્યો ત્યારે તેણે સાર્દીસને પોતાનું રાજધાની શેહર બનાવ્યું. પાદશાહે તેને વળી આસપાસના બીજા સઘળા શત્રપોની ફોજોનો સેનાપતી નેમ્યો હતો. તે આવ્યો ત્યારે ઇયોન્યાના ટાપુઓજ નહી પણ એશ્યા મૈનરના કાંઠા ઉપરનાં યુનાની શેહરોએ પણ ઇરાન સામે માથું ઉઠાવ્યું હતું. એ કામમાં તેમને સ્પાર્ટનોની ઉસકેરણી હતી. પણ **ચેહુરબોરેહુ** તેઓ સર્વને પાછાં જીતી લેવાને તેમજ સજા કરવાને શકતીવાન હતો. તેણે પ્રથમ કાઇમી નામે બંદર ઉપર હુમલો કીધો, તેની આસપાસનો મુલક લુટયો, અને ત્યાંના રહેવાસીઓ ઉપર આગલ કરતાં વધારે ભરણું લેવાનો દંડ નાંખ્યો. આવીજ હાલત બીજાં યુનાની શેહરોની પણ થવાની એવો તેમનાં દીલમાં ભય પેઠો, અને તેથી સ્પાર્ટનોની મદદ મેળવવાની તેઓએ ફરજ જોઇ. સ્પાર્ટનોએ આ અરજ ઉપરથી **થીમ્બ્રન** નામે

સરદારને ૨૦૦૦ ગુલામો, ૪૦૦૦ સ્પાર્ટનો, અને ૩૦૦ એથીન્યનોની ફોજ આપીને એશ્યા ખાતે મોકલ્યો. આ પછી ઇ૦ સ૦ પુ૦ ૩૯૯ માં જ્યારે પેલા દશ હજાર યુનાનીઓ રખડતા રઝડતા પાછા આવી લાગ્યા ત્યારે તેઓમાંના મોટા ભાગને **થીમ્રને** પોતાની નોકરીમાં લીધા, અને એ રીતે સ્પાર્ટન સરદારે ઇરાની શત્રપોના મુલુકો લુટવાનો લાભ કીધો. તેને સ્પાર્ટન અધીકારીઓએ હુકમ મોકલ્યો હતો કે તેણે કાર્યાના પ્રાંત ઉપર હુમલો લઇ જવો, જ્યાં **ચેહ્રખોરેહ** વસતો હતો. પણ તે હુકમ મુજબ **થીમ્રન** અમલ કરવા પામે તે આગમજ તો તેની બદલી થઇ અને ઇ૦ સ૦ પુ૦ ૩૯૯—૯૮ ના શીયાળામાં **ડર્કીલીડાસ** નામે સ્પાર્ટન સરદાર નેમાયો.

**ડર્કીલીડાસ** એક પક્કો પણ કપટી સરદાર હતો. **લૈસેન્ડર** સ્પાર્ટન ફોજનો વડો હતો તે વેળા તે તેના હાથ નીચે હતો. તે વખ્તે શત્રપ **ખોરેહુબાજુ**.એ તેની કંઇક ફરીયાદ કરવાથી **લૈસેન્ડરે** તેને પદવી ઉપરથી ઉતારી પાડયો હતો. એટલામાટે હવે તેણે અમલ ઉપર આવતાંજ **ખોરેહુબાજુ**. ઉપર પોતાનું વેર લેવાનો ઠરાવ કર્યો. તેને ખબર મળી કે આ શત્રપને **ચેહ્રખોરેહ** જોડે બનતું ન હતું. આ ઉપરથી તેણે છેલ્લા સાથ થોડોવાર સુલેહ કીધી અને તે દરમયાન ૮૦૦૦ માણસો લઇને તે **ખોરેહુ-બાજુ**ના મુલકમાં પેઠો. એ મુલકની મુખ્ય મજબુતી યોલીસનો પ્રાંત હતો, જ્યાં **ડર્કીલીડાસ** દાખલ થાય તે આગમજ એક માઠો બનાવ બન્યો હતો, જેથી આ સ્પાર્ટન લુટારાને પોતાનું કામ બજાવવાનું બહુ સવલ થઇ પડયું.

યોલીસનો પ્રાંત **ખોરેહુબાજુ**ના મુલકમાં આવેલો હતો, અને તેની હાકમી તેણે **જેનીસ** નામે એક યુનાનીને આપી હતી. તેનાં મરણ પછી તેની ઓરત **માન્યાએ** આ હાકમી પોતાના હાથમાં લેવા માટે ઇરાની હાકમને અરજ કીધી અને કહ્યું કે જે મીસાલે તેનો ભર્તાર તેની સેવા બજાવતો હતો તે મુજબ તેણી પણ કરશે. **ખોરેહુ-બાજુ**.એ આ ઉપરથી યોલીસની હાકમી **માન્યા**ના હાથમાં રહેવા દીધી અને તેણી શેવટ સુધી ઇરાન તરફ વફાદાર રહી, તથા સ્પાર્ટનોને પોતાના પ્રાંતમાં ફટકવા દીધા નહી. **ખોરેહુબાજુ** તેણીથી તદન રાજી હતો, પણ પાછળથી તેણીના જમાઇએ આ ઓરતને ગુંગળાવી મારી નાંખી, તેમજ તેણીના જવાન બેટાને કતલ કરીને યોલીસની હાકમી પોતે લેવાનો કસ્દ કીધો. પોતાનાં ખુની કામો કર્યા પછી તે **ખોરેહુબાજુ**.ની મેહરબાની મેળવવા ગયો અને પુષ્કળ ભેટ સોગાદ મોકળાવી. પણ તે ઇરાની હાકમે તે ધીકાર સાથ પાછી વાળતાં કહેવાડયું કે "હું તેનો તેમજ તારો કબ્જો લેવા આઉં ત્યાં સુધી એ સઘળું તારી કને રહેવા દેજે; **માન્યા**નું વેર લઉં નહી ત્યાંસુધી મને જીવવું હરામ છે !" આ વચનોથી પેલો ખુની જમાઇ, જેનું નામ **મૈડયાસ** હતું, તે બીધો અને પોતાના જીવની ધાસ્તીમાં આવી પડયો. પણ **ખોરેહુ-બાજુ** તેને સજા કરવા જાય તે આગમજ આપણે ઉપર જોયું તેમ સ્પાર્ટન સરદાર **ડર્કીલીડાસ**, જેને તે પાર્સી હાકમ ઉપર કીનો લેવો હતો તે, તેના આ નબળા થઇ પડેલા યોલીસના પ્રાંતમાં પેઠો. હ્યાં તેને પોતાની લુટ ચલાવવામાં કશી હરકત નડી નહી. **માન્યા** દોલતમંદ હતી, અને તેટલામાટે તેણીએ પોતાની સેવામાં બાહુતી યુનાની

ફોજ રાખી હતી. આ ફોજ તથા દોલત સ્પાર્ટન સરદારના હાથમાં આવી અને ચોલીસનાં મુખ્ય બંદરોનો તે ધણી થઈ બેઠો. **મૈડયાસ**ને કેદ પકડીને તેણે તેને પ્રાંતમાંથી હાંકી કહાડયો, જે ઉપરથી તે પ્રાંતને પોતાનો યુનાની હાકમ નેમવાની છુટ મળી.

અલબતે આ બનાવ **ખોરેહુબાજુ**, મુગે મોહોડે બેસીને જોયા કરે નહી. અને તો-પણ આપણને જણાવવામાં આવ્યુંછે[1] કે શીયાળો નજદીક આવી પુગતાંજ **ડર્કીલીડાસે** તેની જોડે થોડાવારની સુલેહ કીધી અને પોતે બાથીન્યા ખાતે જઇ રહ્યો. પણ બાજે વરસે યાને ઈ૦ સ૦ પુ૦ ૩૯૬ માં તેને સ્પાર્ટા ખાતેથી હુકમ મળ્યો કે **ચેહરખોરેહ** કાર્યા ખાતે મુકામ કીધોછે માટે તેના ઉપર ચહડાઇ લઇ જવી. હવે આ ઇરાની હાકમ આ વખ્તે એટલો બધો મજબુત હતો કે જે જે યુનાની શેહરોને સ્પાર્ટનો સતનો કાંટો ઓળવીને આજે સ્વતંત્ર કરવા નીકળ્યા હતા તે શેહરોએ અરજ ગુજારી કે જ્યાં સુધી **ચેહરખોરેહ** સ્પાર્ટાને હાથે નબળો પડશે નહી ત્યાં સુધી તેઓ સ્વતંત્ર થવાની કદી આશા રાખશે નહી. તેઓનીજ ભલામણ ઉપરથી કાર્યા ખાતે આ ઇરાની સપેહસાલાર ઉપર હુમલો લઇ જવાનો **ડર્કીલીડાસ**ને હુકમ મળ્યો અને તે મુજબ તે દરી-યાને તેમજ જમીનને માર્ગે લશ્કર લઈ ચાલ્યો. કાર્યાના પ્રાંતમાં મીયેન્ડર નદી આવેલી છે, જે પસાર કરીને સ્પાર્ટન સરદાર આગલ વધ્યો. બીજી ગમથી **ચેહરખોરેહ**ને પણ સુસા ખાતેથી નવી મદદ મળી હતી. વળી તેને પાદશાહે એસ્યા મૈનરની સઘળી ફોજોનો સેનાપતી નેમ્યો હતો, માટે હેલેસ્પોંટ તેમજ ફ્રીજ્યાનો ઇરાની હાકમ મજકુર **ખોરેહુ-બાજુ**, પણ તેની મદદમાં પોતાની ફોજો લઇને આવ્યો. એક ગમથી સ્પાર્ટન સરદાર નદી પસાર કરીને કાર્યાના માંહેલા ભાગમાં પેઠો ત્યારે બીજી ગમથી આ બંને પાર્સી હાકમો નદી પસાર કરીને કાંઠા ઉપરનાં યુનાની શેહરો, જેઓ સ્પાર્ટન કુમક ઉપર માથું ઉંચકી નીકળ્યાં હતાં, તેમને સજા કરવા દોડયા. ઇરાની સરદારોની આ હીલચાલની ખબર મળતાંજ **ડર્કીલીડાસ**ને ગભરાટ પેઠો, અને કાર્યા ખાતેથી પોતાની ફોજને પાછી ખેંચી લઇને તે ઉપલાં શેહરોના બચાવ માટે દોડયો. તેની ફોજ તદન બીધેલી હતી અને તેથી તે ગોયા નહાસભાગમાં કુચ કરી જતી હતી, એટલામાં ખબર મળી કે **ડર્કીલીડાસ**ને પાછો ફરતો સાંભળીને ઇરાની સરદારો તેને અટકાવવા માટે સામા ઉભાછે. આ ઉપરથી સ્પાર્ટન સરદારે પોતાની ફોજને સફ સમારીને આગલ વધવાનો હુકમ આપ્યો અને પોતાના મુઠીભર ઘોડસવારોને લશ્કરની બંને બાજુ ઉપર ગોઠવ્યા. પણ તેની ફોજમાં એટલો તો ગભરાટ પેઠો હતો કે તેની નોકરીમાંના પેલા ઇરાનથી પાછા ફરેલા ભાડુતી યુનાનીઓ અને સ્પાર્ટનો સીવાય બીજા કોઇપર તેને વીશ્વાસ ન હતો. કેટલીક ફોજ તો પોતાનાં હથીયારો અનાજના ખેતરોમાં છુપાવીને નહાસી ગઇ. બીજાઓ લડાઇ વખ્ત ટકી રહે એમ જણાયું નહી. સ્પાર્ટન ફોજોની એવી જોખમ ભરેલી બલકે ભય ભરેલી હાલતમાં અગરજો ઇરાની સરદારોએ તેઓ ઉપર ધુજારો લઇજઈ લડાઈમાં ઉતરવાની તેમને ફરજ પાડી હોત તો તેઓ બચીત મહાભારત ફતેહ મેળવત. **ખોરેહુબાજુ**, આમ અમલ કરવાને તત્પર હતો, પણ આપણને **જે. નોફન**[2]

---

૧ જેનોફન, હેલેનીકસ, ૬૫૦ ૩, પ્ર૦ ૨.

૨ તેજ.

જણાવેછે કે **ચેહરબોરેહ** બીવો અને **ડર્કીલીડાસ** જોડે મસલત કરવાનું તેણે કહેણ મોકલ્યું ! આના ઉત્તરમાં સ્પાર્ટન સરદારે જણાવ્યું કે જોકે હું તો લડવાને તૈયાર છું તોપણ મસલત કરવાની ના પાડતો નથી. પણ આ મસલતથી કશું જીવજેવું પરીણામ નીપજ્યું નહી. **ડર્કીલીડાસ**ની માગણી એવી હતી કે હવેથી ઇરાને યુનાની શેહરો ઉપરનો પોતાનો કબ્જો ઉઠાવવો અને તેમને પોતપોતાનાં સ્વતંત્ર રાજ્ય ચલાવવા દેવાં; પણ બીજી તરફથી ઇરાની સરદારોનો દાવો એવો હતો કે એ શેહરો પાદશાહના તાબા તળેછે માટે ત્યાંથી સ્પાર્ટન ફોજે પગ ઉઠાવવો અને કોઈ પણ સીપાહીએ ત્યાં દેખાવ દેવો નહી. તોપણ આ બાબતમાં પોતપોતાની સરકારોનો હુકમ મેળવવા માટે બંને પક્ષો વચે થોડી મુદતની સમાધાની થઈ.૧

આ મેહતલની મુદત પુરી થયા આગમજ સ્પાર્ટાનો રાજા **એજીસીલેઅસ** પોતે ઇરાની સરદારો સામે લડવા આવ્યો. તે ત્યાંના મરનાર રાજા **એજીસ**નો ભાઈ હતો, જેના બેટાનો હક ડુબાડીને તે લાગવગથી અને દગાબાજીથી તખ્ત મેળવી બેઠો હતો. તેનાં આ કામોમાં તેનો મુખ્ય મદદગાર **લૈસેન્ડર** હતો, જે આગલ શાહજાદા **કુરશ**નો વીશ્વાસુ હતો, અને જેને હેલેસ્પોંટ ખાતેની સ્પાર્ટન ફોજની સરદારી ઉપરથી ઇરાની હાકમ **ફારેહબાજી**એ સ્પાર્ટા ખાતે ફરીયાદ મોકળાવીને ખસેડાવ્યો હતો. તે પોતાની જોડે એક મોટી ફોજ અને ૩૦ સલાહકારીઓને લઈ આવ્યો હતો, જેઓમાં વડાપણું **લૈસેન્ડર**ને મળ્યું હતું. એક ગમથી **ડર્કીલીડાસ** જોડ ઇરાની સરદારોને સુલેહ થઈ કે બીજી ગમથી એથીન્યન સરદાર **કોનન** સ્પાર્ટા સામે ઇરાનને મદદ આપવાની ગોઠવણો કરતો હતો. ઇગૉસપોટેમાસની જે નાશકારક લડાઇ (ઇ૦ સ૦ પુ૦ ૪૦૫) માં એથન્સનું બળ તુટી ગયું હતું તે લડાઈ વેળા એથીન્યન ફોજનો વડો આ **કોનન** હતો, જેને તેના જાતભાઈઓએ પાછળથી દેશનીકાળની સજા ફરમાવ્યાથી તે સાઇપ્રસના ટાપુમાં સાલામીસના રાજા **ઈવાગોરાસ**ના આશ્રા હેઠળ જઈ રહ્યો હતો. ત્યાં તેની શાદી થઈ અને ફરજંદોનો પીતા થવાથી તેણે પોતાનાં વતન ખાતે પાછો ફરવાની આશા છોડી હતી. એટલામાં તેને ઇરાનને ખર્ચે એક દરીયાઈ કાફલો તૈયાર

---

૧ ગ્રોટ, યુના૦ તવા૦, દ૫૦ ૬, સફે ૩૮૫. આ સઘળા હેવાલ ઊપરથી આપણને તેની સચાઇ વીશે ભારી શક પેદા થાયછે. ડર્કીલીડાસની ફોજના આટલા બધા ગભરાટનું કશું કારણ જણાતું નથી. તેના ઊપર ઇરાની ફોજની ચહડાઇ આવી ન હતી, પણ તે પોતે ચહડાઇ લઇ જતો હતો, એટલામાં તેને યુનાની બંદરોના બચાવમાં જવું પડયું તેમાં ગભરાવાનો ખાસ સબબ શો ? તેમજ વળી ઇરાની ફોજ સાથ લડાઇમાં ઊતર્યા આગમજ નહાસી જવાનું કારણ શું ? વળી એમ હોવા છતાં ઇરાની સરદારો તેની જોડે મસ્લત કરવા માંગે તે કેમ બને ? આ સઘળા હેવાલને ઠેકાણે જો આપણને એમ જણાવવામાં આવત કે કાર્યા ખાતે યુનાની ફોજની જબરદસ્ત શીકસ્ત થઇ હતી અને તેમાં ઘણા યુનાનીઓ નહાસી ગયા હતા, તથા ત્યાર બાદ ડર્કીલીડાસે સુલેહ ચાહી હતી અને ઇરાની સરદારોની માગણી વીશે પોતાની સરકારને પુછી મંગાવવા થકી મેહતલ માંગી હતી, તો યુનાની ફોજના સઘળા ગભરાટનો તેમજ મેહતલનાં ખરાં કારણનો ખુલ્લો ખોલાસો મળત. પાછળથી સ્પાર્ટાનો રાજા પોતે લડવા આવ્યો તેનું કારણ પણ આજ ખોલાસામાં સમાઇ જાયછે.

કરવાની તક મળી, અને ફ્રીજીઆ તથા સીલીસીઆ ખાતે એવો એક કાફલો ગુપચુપ તૈયાર થયો. આ કાફલો ૩૦૦ બારકસોનો થયો. આ તૈયારીઓનું કામ જોકે બહુજ છુપું ચાલતું હતું તોપણ તે વીશે સ્પાર્ટા ખાતે એક વેપારીથી ખબર મળી હતી. રાજા **એજીસીલેઅસ** ઇરાનને જીતવા અને તેને સ્પાર્ટન શેહનશાહતનું એક પરગણું બનાવવાની મતલબથી ૮૦૦૦ માણસોની ફોજ લઇને ઇફીસસ તરફ દોડતો આવ્યો. તેણે ઇરાનને આખાં યુનાનનો સામાન્ય દુશ્મન ગણીને સઘળાં યુનાની રાજ્યોની મદદ માંગી, પણ એથન્સ, થીબ્સ અને કૉરીન્થે બહાનાં બતાવીને તે આપવાની ના પાડી. એમ છતાંબી બીજાં યુનાની રાજ્યો તેની ફોજમાં શામેલ થયાં, અને એ રીતે તે ઇફીસસનાં બંદર તરફ ભારી ભપકા સાથ આવી પુગ્યો. આ વખ્તે **ડર્કીલીડાસ** **ચેહરબોરેહ** જોડે તુર્તનોજ થોડાવારની મેહતલની ગોઠવણ કરી ચુકયો હતો, તોપણ સ્પાર્ટન રાજાએ ઇરાની સરદારો જોડે બીજી ત્રણ માસની નવી સુલેહ કીધી.[૧] એ મુદતમાં ઇરાની સરદારો પોતાના નવા કાફલાની તૈયારીમાં રહ્યા, પણ **એજીસીલેઅસે** **લૈસેન્ડર** જોડે વહેંચી લીધું અને અંતે તેને બીજે ઠેકાણેની સરદારી આપી પોતાની આગલથી દુર કીધો.

ત્રણ માસની સુલેહની મુદત સુધી ઇરાની હાકમ ગુપચુપ બેસી રહ્યો નહી. તેણે હવે લડાઇની ઉતાવળ કીધી, અને સ્પાર્ટન રાજા પોતાની ફોજ લઇને કાર્યાના પ્રાંતમાં લડવા ચાલ્યો. આ વખ્તે તે ઇફીસસનાં બંદરમાં સ્પાર્ટન ફોજો જોડે પડેલો હતો, માટે જો **ચેહરબોરેહે** લડાઇની ઉતાવળ કીધી હોય તો એ ઇરાની સરદાર પોતે ઇફીસસ તરફ ધસ્યો જવો જોઇયે; પણ તેને બદલે આપણને જણાવવામાં આવ્યુંછે કે તેને માથે સુલેહ તોડવાનો દોષ મેલીને **એજીસીલેઅસ** પોતાનાં બુશ્કીનાં લશ્કર જોડે **ચેહરબોરેહ** ઉપર હુમલો લઇ ગયો.[૨] તેને આવતો જાણીને ઇરાની હાકમે પોતાની પેદલ ફોજને કાર્યા ખાતે બચાવને અર્થે રાખી અને પોતે **એજીસીલેઅસની** ઘોડસવારો વીનાની ફોજને ઘેરી લેવા માટે પોતાની ઘોડસવાર ફોજ લઇને મીયેન્ડર નદી પસાર કરી તેની સામો ગયો. પણ **એજીસીલેઅસ** આ ઇરાની ફોજ સાથ લડવાને અશકત જણાયો. તેણે પોતાનો વીચાર ફેરવ્યો અને **ચેહરબોરેહને** પોતાનો હમનબર્દ કરવાને બદલે તે **બોરેહબાજુ** સામે લડવા ચાલ્યો.[૩]

---

૧ જ્યારે આ સ્પાર્ટન રાજા દોડધામ કરતો ઇરાનને તાબે કરવાજ આવ્યો હતો તો ત્રણ માસની સુલેહની નવી માંગણી શા માટે કરે? બચીત, જેનોફ્રને સ્પાર્ટનોની એક મોટી શીકસ્તની વાત છુપાવેલી ખુલ્લી જણાયછે. તે શીકસ્તનો બંગ લેવા તૈયાર થવા માટે આ સુલેહની માંગણી હોવી જોઇયે. પણ જેનોફ્રન કહેછે કે સુલેહની માંગણી ઇરાનીઓએજ કીધી હતી!—હેલેનીકસ ૬૫૦ ૩, પ્ર૦ ૪. ૨ જેનોફ્રન, તેજ.

૩ આ ઠેકાણે વળી કંઇ છુપાવેલું જણાયછે. એજીસીલેઅસે ચેહરબોરેહ ઉપર સુલેહની શરત તોડવાનો દોષ મુકયો, ત્યારે લડાઇ લઇ જવાની તેની ફરજ હતી. પણ તેને બદલે ઇરાની હાકમ પોતે લડવા ધસી આવ્યો ત્યારે એજીસીલેઅસ તેની સામે નહી લડતાં બોરેહબાજુ સામે કાં લડવા ગયો? કોઇ નવી શીકસ્ત છુપાવવા વાસ્તેની આપણા તવારીખનવેશની આખી તદબીર છે કે શું?

આ ઠેકાણે એક વાત જણાવવી જરૂરની છે કે એક ઉતરતા ઈરાની સરદાર નામે **સ્પીથ્રીદાતીસ** (અસ્પંદીયાર?)[૧] ને **ઓરેહુબાજુ**થી કોઇ જાતનું અપમાન થયલું હોયાથી તે પાદશાહ તરફ બેવફા થયો અને સ્પાર્ટન દુશ્મનોને જઈ મળ્યો. તેણે આ નીમકહરામી ભરેલું પગલું ભરીને **ઓરેહુબાજુ**ની સઘળી છુપી કુનેહો, જેથી પોતે માહીતગાર હતો, તે સ્પાર્ટન રાજાને જાહેર કીધી અને એ રીતે **ઓરેહુબાજુ** ઉપરની ચહડાઈનું કામ તેણે બહુ સવલ કરી આપ્યું. આવા એક અગત્યના મદદગારને લઈને **એજીસીલેઅસ ચેહરઓરેહને** પડતો નાખી ઉત્તર તરફ ફ્રીજ્યાના પ્રાંતમાં લુટફાટ ચલાવવા દોડયો, અને એ પ્રાંત **ઓરેહુબાજુ**ના હાથમાં હતો માટે તેનાં મુખ્ય રહેઠાણવાળાં શેહર ડાસ્કીલ્યમ સુધી તે ધસ્યો. ત્યાં એક ઈરાની ફોજે તેની ફોજને શીકસ્ત આપીને મારી કહાડી, અને બીજે દીને સારા સગન નહી મળ્યાથી **એજીસીલેઅસ** ફ્રીજ્યા છોડીને પાછો ઈફીસસ તરફ નહાસી ગયો.[૨] ફ્રીજ્યા ખાતે લડાઈને બદલે માત્ર લુટને થકીજ **એજીસીલેઅસ** ગયો હતો. એ વેળા ત્યાંનો હાકમ **ઓરેહુબાજુ** હતો કે નહી તે જણાતું નથી, પણ જે ઈરાની ફોજે ડાસ્કીલ્યમની પડોસમાં યુનાનીઓને શીકસ્ત આપી મારી કહાડયા તે **રાહુથીનીસ** અને **બગીયુસ** નામે ઈરાની સરદારોના હાથ તળે હતી. ગ્રોટ પોતે કહેછે કે ફ્રીજ્યા ખાતેની **એજીસીલેઅસ**ની ઉપલી કુચ કીર્તી ભરેલી કરતાં નફા ભરેલી વધારે હતી.[૩] અને એ નફો તે માત્ર લુટ હતી.

આ સઘળા બનાવો ઈ૦ સ૦ પુ૦ ૩૯૬ માં બન્યા. બીજે વરસે **એજીસીલેઅસે** લીડયા ખાતે લુટ ચલાવવાનો ઠરાવ કીધો. એ વીશેની **ચેહરઓરેહને** ખબર મળી, પણ તે સમજયો કે સ્પાર્ટન રાજાની છુપી નેમ કાર્યા ઉપર ચહડાઇ લાવવાની છે; એટલામાટે તેણે કાર્યાના બચાવને માટે ગયે વરસ કરેલી સઘળી ગોઠવણો આ વર્ષે

---

૧ અગરજો યુનાનીઓએ બીગાડી નાખેલાં આ પાર્સી નામને અવસ્તાનાં 'સ્પેંતોદાત' ઉપરથી નીકળેલું ગણીયે તો ફારસીમાં 'અસ્પંદીયાર' થવું જોઇયે.—એર૦ શે૦ દા૦ ભરૂચા.

૨ જેનોફનની તવારીખમાં એક ચાલાકી ભરેલો તદબીર એ જોવામાં આવેછે કે જ્યારેથી યુનાનીઓની શીકસ્ત થાય ત્યારે તેને બનતાં સુધી છુપાવવી, અથવા તેને શીકસ્તનું રૂપ નહી આપતાં કોઇ બીજી રીતે જાહેર કરવી. ડર્કીલીડાસ તીસાફર્નીસ ઉપર પહેલો હુમલો કાર્યા ખાતે લઇ ગયો તે વેળા ત્યાં કશી લડાઇ માર્યા વીના તે ઈફીસસ તરફ પાછો ફર્યો ત્યારે તેનું લશ્કર ગભરાઇ ગયું હતું, અને તેનો એક ભાગ નહાસી ગયો હતો, તોપણ તીસાફર્નીસે યુનાનીઓ સાથ લડાઇ કીધી નહી, એવું આપણે આગલ જોયુંછે તે બીના શક ભરેલી છે, તેમજ એજીસીલેઅસ માઠા સગનને લીધે ફ્રીજ્યા ખાતે એક નજીવી શીકસ્ત ખાઇને ઈફીસસ ખાતે પાછો ફર્યો એ બીના પણ મોટો શક પેદા કરેછે. જો એક દીવસ માઠા સગન મળ્યા તો બીજે દીવસે સારા સગન મળત; પણ બીજા દીવસ સુધી ખોટી રહેવાને બદલે કંઈ પણ થોભ્યા વીના એકદમ ઈફીસસ ખાતે કુચ કરી જવું, એ બીનામાં કંઇ ભેદ હોવો જોઇયે. અગરજો એ બીનાનો ખોલાસો એમ મળત કે ફ્રીજ્યા ખાતેથી ઓરેહુબાજુની ફોજે સ્પાર્ટનોને એટલો સખ્ત માર મારીને કહાડયા કે તેઓથી ત્યાં એક દીવસ પણ ટકી શકાયું નહી તો તેને કશા પણ શક વીના કબુલ રાખી શકાત. ૩ યુના૦ તવા૦, દફ૦ ૬, સફે ૪૧૭.

પણ કીધી. **એજીસીલેઅસે ચેહરખોરેહને** આ રીતે રોકાયલો જોઇને સાર્દીસ ખાતે ત્રણ દીવસો સુધી લુટ ચલાવી. ચોથે દીને **ચેહરખોરેહના** ઘોડસવારો તેની મુકાબેલ આવી ઉભા અને પ્રથમ તેને શીકસ્ત આપી, પણ બીજી લડાઇમાં તેઓની હાર થઇ. માઠાં ભાગ્યનો **ચેહરખોરેહ**, કે આ હાર તેનાં અકાળ મોતનું—બલકે તેનાં ખુનનું—એક કારણ થઇ પડી. તેના શત્રુઓએ આ શીકસ્ત ઉપરથી પાદશાહ **અર્દશીરને** તેની સામે બહુ ઉસ્કેર્યો, અને જોકે એ ઉસ્કેરણીમાં રાણી **પરીજાદ**—પાદશાહની મા—અને બીજાઓએ પોતાના ખાનગી બળત્રા કહાડયા હતા, તોપણ ખુદ સાર્દીસ ખાતેથી ફરીયાદ આવી કે **ચેહરખોરેહે** એશ્યા મૈનરનાં એ રાજધાની શેહરના બચાવની કશી ગોઠવણ રાખી ન હતી, અને સઘળું લશ્કર પોતાનાં રેહેઠાણવાળા કાર્યાના પ્રાંત ખાતે રાખ્યું હતું; તેમજ વળી પાદશાહને યાદ આપવામાં આવી કે ગયે સાલ જે ફોજને **ચેહરખોરેહની** મદદને માટે મોકળાવી હતી તેની નેમ એવી રાખી હતી કે **એજીસીલેઅસને** એશ્યા મૈનરના કાંઠા ઉપરથી મારી કહાડે, પણ તેમ કરવાને બદલે તે ફોજ પણ તેણે પોતાનાજ પ્રાંતના બચાવ માટે રાખ્યાથી તે કશું કામ બજાવી શકી નહી. વળી **ચેહરખોરેહ** સામે એક બીજી તરાહીત સાક્ષી એથીન્યન સરદાર **કોનનની** હતી, જેણે પાદશાહની આગલ હાજર થઇને ફરીયાદ ગુજારી કે **ચેહરખોરેહ** કાફલાનાં માણસોને કશો પગાર આપતો નથી અને જે રકમ પાદશાહ તરફથી મળેછે તે પોતાનાજ ઉપયોગમાં લેછે. એટલામાટે **ચેહરખોરેહ** ઉપર હીચકારાપણાંના અને પાદશાહના હુકમની સામે થવાના વાંકો મેળાયા, અને તેને પદભ્રષ્ટ કરી મારી નાંખવાનો હુકમ મેળવીને રાણીએ **તીસ્રૌસ્તીસ** નામે સરદારને એશ્યા મૈનર ખાતે મોકળાવ્યો. **તીસ્રૌસ્તીસને** તેનાં કામમાં મદદ કરવા માટે પાદશાહે લારીસાના હાકમ **એરજને** ફરમાવ્યું હતું, જેણે **ચેહરખોરેહ** જોડે મસ્લત કરવાને બહાને તેને બોલાવી સ્નાન કરતી વેળા તેનો જીવ લેવાડયો, અને એ રીતે **તીસ્રૌસ્તીસને** એશ્યા મૈનરની હાકમી મળી. **તીસાફર્નીસ** ગમે તેવો મોજીલો, લોભી અને એકલપેટો હતો તોપણ બચીત તે હીચકારો ન હતો. કાર્યા ખાતે પોતાનો બચાવ શોધવા જતાં તેણે લીડયાને લુટાવા દીધું ન હતું. તેણે સ્પાર્ટન રાજાની ગત તપાસવા જતાં ઉલથાપ ખાધી, અને તેથી લીડયાના બચાવની પુરતી જોગવાઈ નહી રાખવાથી તેની શીકસ્ત થઇ. અગરજો સાર્દીસ ખાતે પુરતી ફોજ હોત તો આ હાર થાત નહી; કેમકે જે ઘોડસવાર ફોજ દુશ્મન સામે લડવા આવી તે **ચેહરખોરેહની** કાર્યાના રક્ષણ માટેની હતી. **ચેહરખોરેહ** કુનેહબાજ હતો. યુનાની તવારીખનવેશો તેને દગલબાજ કહે તો તેમાં તેમનો સ્વાર્થ છે, પણ પોતાના પાદશાહની સત્તા વધારવા અને પોતાનાં વતનનું નામ ઉપરનું ઉપર રાખવા માટે સ્પાર્ટા અને એથન્સને તે ગોયા પોતાના હાથમાં સખતો હતો અને તેઓમાંના હરએકને બીજાં કરતાં ચહડતું થવા દેવાનું ઇરાનના હકમાં લાભકારક નહી પણ નુકસાનકારક છે એમ સમજીને તે જોરાવરને તોડી પાડવા માટે નબળાને સાહિ થતો હતો. એજ કારણસર એથન્સની ગરરી સ્પાર્ટાને મદદ આપીને તેણે બાંજી હતી. ઇ૦ સ૦ પૂ૦ ૪૦૫ માં ઇગૉસપોટેમાઇની લડાઇ જીતવામાં સ્પાર્ટાને ઇરાને મોટી મદદ

આપી હતી. પણ ત્યાર પછી એથન્સ એકગમથી નબળું પડયું અને બીજી ગમથી સ્પાર્ટા સર્કશ થયું, તે હ્યાં સુધી કે પોતાના મોટા મદદગાર ઇરાનના પાદશાહ તરફ નીમકહરામ થઇને તેણે શાહજાદા **કુરૂશને** છુપી મદદ આપી અને ઇરાન ઉપરની ચહડાઇ વેળા પોતાની દુશ્મની જાહેર કીધી. એ કારણ થકી **ચેહરખોરેહ** કુનેકસાની લડાઇ પછી સાર્દીસ ખાતે પાછો ફર્યો ત્યારે તેને એજ કામ સોંપવામાં આવ્યું હતું કે યુનાની ટાપુઓ ખાતેથી બનતાં સુધી સ્પાર્ટાનો કાબુ ઓછો કરવો; અને તેમ તેણે બનતાં સુધી કરવામાં બાકી રાખી ન હતી. **ચેહરખોરેહની** મોટાંમાં મોટી ભુલ એજ હતી કે તેણે પોતાનું આ મોટું કામ બજાવવા થકી **ખોરેહબાજુની** મદદ લેવાને બદલે તેની જોડ દુશ્મની રાખી, અને એ વાંક માટે તે હાકમ પણ તકસીરવાર ગણાવો જોઇયે.

## ફસલ ૨. સ્પાર્ટાને ઈરાન તરફની સજા.

**તીસૈફેર્નીસે** સાર્દીસ ખાતે પગ મેળતાંજ સ્પાર્ટન રાજા ઉપર હુકમ કહેવાડયો કે તેણે એકદમ એશ્યાની ભુમી ઉપરથી પગ ઉઠાવી ચાલી જવું. સાર્દીસની લડાઇ પછી **એજીસીલેઅસ** લીડયામાં પગભર થઇ બેઠો હતો, તોપણ ખુદ એ શેહર ફતેહ કરવાની તેની હીમત ચાલી ન હતી. એ શેહરના કીલ્લામાં **એરેજ** એક ફોજ સાથ બચાવને માટે ઉભો હતો. **તીસૈફેર્નીસની** માગણી એ હતી કે ઇરાનનો પાદશાહ સઘળાં યુનાની શેહરોને આ શરતે સ્વતંત્ર કરવાને રાજી છે કે તેઓએ તેને પોતાનો વડો ગણીને આગલની પેઠે ચોથાઇ આપ્યા જવું, પણ પોતાનું રાજ્ય પોતે ચલાવવું. આ માગણી મુજબ અમલ કરવો કે નહી તે વીશે સ્પાર્ટન સરકારનો હુકમ આવે ત્યાં સુધી **એજીસીલેઅસે** છ માસની એક સુલેહ કીધી, અને પોતે લીડયા ખાલી કરીને પાછો **ખોરેહબાજુના** મુલ્કો ઉપર દરોડો પાડવા ગયો. પણ એજ વખ્તથી સ્પાર્ટાની ચહડતીની આખર આવી. **ખોરેહબાજુ** અને **કોનન** સ્પાર્ટનો સામે જબરી જુંબેશમાં ઉતરવા માટે દરીયાઇ કાફલાની ઉતાવળી ગોઠવણો કરવા પડયા હતા. તેઓએ આ વખ્તે ૪૦ બારકસો તૈયાર કીધાં હતાં તે લઇને **કોનન** કાર્યા અને લીશ્યાના દક્ષીણ કાંઠા ઉપર કૉનસ નામે બંદર તરફ જઈ ચહડયો હતો. હ્યાં **કેરેકસ** નામે સ્પાર્ટન સરદારે ૧૨૦ બારકસો વડે તેને ઘેરી લીધો, અને એજ વેળા જો લડાઇ થઈ હોત તો કદાચ **કોનનની** ભારી શીકસ્ત થાત; પણ એજ વખ્તે બીજાં ૪૦ બારકસોનો એક ઇરાની કાફલો **કોનનની** મદદે આવી પુગ્યો, જે ઉપરથી ૧૨૦ બારકસો છતાં સ્પાર્ટનો પોતાનો ઘેરો ઉઠાવી પડોસમાં આવેલા રેહોડસના ટાપુ તરફ જતા રહ્યા. તેની આવડી મોટી ફોજ છતાં રેહોડસનાં લોકે સ્પાર્ટન સત્તા સામે બલવો ઉઠાવ્યો. સ્પાર્ટનોની દશ વરસોની નામદારીમાં જો કોઇબી તાબેની પ્રજાએ તેમના સામે સર્કશી કીધી હોય તો તે આ પ્રજા હતી. રેહોડસનાં લોકોને **કોનનનાં** ૮૦ બારકસોના કાફલાની કુમક હતી, જેથી ૧૨૦ બારકસોનો મોટો કાફલો છતાં સ્પાર્ટનો બલવો બેસાડી દેવાનો માત્ર યત્ન પણ કરવાને અશક્ત હતા. એટલામાં વળી મીસરના રાજા

**નીકેર્યુસે** સ્પાર્ટન ફોજોના ઉપયોગને માટે ખોરાકી અને અસ્બાબનાં કેટલાંક વહાણો મોકળાવ્યાં હતાં તે બંદરમાં દાખલ થતાંજ **કોનન**ની ફોજના હાથમાં આવી પડયાં, અને સ્પાર્ટનો તેનો કબ્જો મેળવી શકયા નહી.

એકગમથી આવો બનાવ બનતો હતો ત્યારે બીજી તરફથી **સ્પીથ્રીદાતીસ** (અસ્પંદીયાર ?) ની મસ્લતથી **એજીસીલેઅસ** ફ્રીજ્યા ઉપર હુમલો લઈ ગયો, પણ ત્યાં એક સ્પાર્ટન સરદાર સાથ વાંધો પડયાથી **સ્પીથ્રીદાતીસ** અને તેનો બેટો **મગબાજસ** (મેહબાજુ) સ્પાર્ટનોની પક્ષ છોડીને ઇરાની સરદાર **એરજ**ને મળી ગયા, જેણે આ વર્ષે એકવાર ફરીને પાદશાહ **અર્દેશીર**ની સત્તા સામે બલવો ઉઠાવ્યો હતો. એ રીતે આ બંને બલવાખોરો મળી ગયા; પણ તેઓએ તેમજ સ્પાર્ટન રાજા અને તેની ફોજે ઇરાનને હાથ શીકસ્ત ખાવાનો વખ્ત હવે નજદીક આવ્યો હતો. **બોરેહુબાજુ**ને પાદશાહ તરફથી હુકમ મળ્યો હતો તેમ તે **કોનન** જોડે લીસ્યાના દક્ષીણ કાંઠા ઉપર મોટા કાફલા સાથ તૈયાર ઉભો હતો. તેમની મતલબ નાઇડસનાં બંદર ખાતે ઉભેલી સ્પાર્ટન ફોજ સાથ લડાઇ કરવાની છે એમ તે કાફલાનો વડો **પૈસેન્ડર** સમજતો હતો, માટે **બોરેહુબાજુ** અને **કોનન** પોતાની ઉપર ધસારો લાવે ત્યાં સુધી વાટ જોવાને બદલે **પૈસેન્ડર** પોતેજ પોતાનો કાફલો લઇ તેમની સામો ગયો. કહેછે કે આ વખ્તે સ્પાર્ટન કાફલામાં ૮૫[૧] અને ઇરાની કાફલામાં ૯૦ થી સહેજ વધારે બારકસો હતાં. લડાઇ શરૂ થઇ અને તેનું પરીણામ એ નીપજ્યું કે **પૈસેન્ડર**નાં કેટલાંક બારકસો છટકી ગયાં, કેટલાંક ભાગી ગયાં, અને ૪૦ કેદ પકડાયાં. સ્પાર્ટન સરદાર પોતે પણ લડાઇમાં માર્યો ગયો. આ રીતે સ્પાર્ટાને ઇરાને જેમ ઇગૉસપોટેમાઇની લડાઇ જીતી અપાવીને એથન્સની મગરૂરી તોડી તેને દુર્બળ બનાવ્યું હતું તેમજ ત્યાર પછી અગ્યાર વરસે આ નાઇડસની લડાઇ જીતીને ઇરાને સ્પાર્ટાને દુર્બળ કરવાની એથન્સના હાથમાં એક સુંદર તક આણી આપી. આ બનાવ ઈ૦ સ૦ પુ૦ ૩૯૪ માં બન્યો.

હવે એ રીતે એકગમથી એશ્યાના કાંઠા ઉપર નાઇડસની લડાઈ ચાલે તે આગમજ બીજી તરફથી ખુદ યુનાન ખાતે સ્પાર્ટા સામે યુનાની રાજ્યો જોશ ભરી લડાઇ ચલાવતાં હતાં, અને તેમાં તેઓએ સ્પાર્ટાને એટલુંબધું દુર્બળ કરી નાખ્યું કે મહાત્મા **જર્કસીસ** જે રસ્તે યુનાન ઉપર ચહડાઇ લઇ ગયો હતો તેજ રસ્તેથી સ્પાર્ટાની મદદને માટે **એજીસીલેઅસ**ને પોતાની ફોજ લઈ જવી પડી. તેને માર્ગમાં નાઇડસની લડાઇની ખબર મળી. એ લડાઇ ઈ૦ સ૦ પુ૦ ૩૯૪ ના ઑગસ્ટ માસની શરૂઆતમાં થઇ હતી, અને તેની માત્ર થોડાજ દીવસ આગમજ જુલાઈ માસમાં યુનાન ખાતે સ્પાર્ટા અને તેના હરીફો વચ્ચે કૉરીન્થની મોટી લડાઇ થઇ, જેમાં સ્પાર્ટાએ કંઇક ફતેહ મેળવી તોપણ તેથી તેને કશો ફાયદો થયો નહી. આ લડાઇઓ સાથ આપણને કશું કામ

---

૧ સ્પાર્ટનો કને ૧૨૦ બારકસો હતાં તેમાંથી આ વેળા માત્ર ૮૫ કેમ રહી ગયાં ? શું બાકીનાંઓનો ઇરાનીઓએ નાશ કર્યો હતો ? અથવા શું તેઓ બીજી જગા ઉપર રોકાયાં હતાં ? જેનોફન પોતાની રીત મુજબ એ બાબતમાં ચુપ છે.

નથી. નાઇડિઅસની લડાઈ પછી સઘળાં યુનાની શેહરો તેમજ ટાપુઓ પાછાં ઈરાનને તાબે થયાં, જેમને પોતપોતાનું રાજ્ય ચલાવવાની પાદશાહ **અર્દશીર**ના હુકમથી **ખોરેહુબાજુ**એ છુટ બક્ષી. સઘળી સ્પાર્ટન ફોજો કશી પણ લડાઇ વીના તાબે થઈ, અને એ રીતે સઘળાં યુનાની શેહરો વગર મુશ્કેલીથી કબ્જામાં આવ્યાં, પણ માત્ર એબાઇડોસનો ટાપુ જે સ્પાર્ટન સરદાર **ડર્કીલીડાસ**ના કબ્જામાં હતો તે તાબે થયો નહી. તેના સામે લડાઈ કરવાની **ખોરેહુબાજુ**એ એથીન્યન સરદાર **કોનન** જોડે મસ્લત કીધી, પણ બીજે વરસે આ લડાઈ શરૂ થાય તે આગમજ એક જુદોજ બનાવ બન્યો. **ખોરેહુબાજુ** અને **કોનન** એક મોટી ઇરાની ફોજ સાથ યુનાન તરફ એક દરીયાઈ કાફલો લઇ ગયા. આથી સ્પાર્ટા સામે લડાઇ ચલાવનારાં એકસંપી રાજ્યોને ભારી ધીરજ આવી, કેમકે તેમની હાલત આ વખ્તે (ઇ૦ સ૦ પુ૦ ૩૯૩) સારી ન હતી. માર્ગમાં મળેલા ટાપુઓ લુટી અથવા ફતેહ કરીને તેઓ અંતે કૉરીન્થ ખાતે જઈ પુગ્યા, જ્યાં **ખોરેહુબાજુ**એ સઘળા એકસંપીઓને પોતાની તરફથી મદદ આપવાનો વચન દીધો અને તેમને પોતાનું કામ ઉલટથી આગલ ચલાવવાની હીમત આપી, તથા તેમને નાણાંની મોટી મદદ કીધી. **ગ્રોટ** વાજબી લખેછે કે એક ઇરાની શત્રપ એક ઇરાની કાફલા જોડે પેલોપોનીશ્યન દરીયાનો ધણી થઇ બેસે એ યુનાની નજરમાં હેરતથી ગોયા મુગા કરી નાંખે એવો દેખાવ હતો.[1] **ખોરેહુબાજુ** પાદશાહના હુકમ મુજબ અમલ કરતો હતો, અને **અર્દશીર**ને તેમજ સઘળા ઇરાનીઓને સ્પાર્ટા ઉપર બલવાખોર **કુરૂશ**ને મદદ આપવા માટે એટલોબધો કેહર હતો કે સ્પાર્ટાની દુર્દશા માટે એથન્સને અપાય એટલી મદદ આપવામાં ગોયા ઇરાનનો પોતાનો લાભ હોય એમ સમજવામાં આવતું હતું. એ કારણને થકી **કોનન**ની આતુરતા ભરેલી અરજ ઉપરથી **ખોરેહુબાજુ** પોતાનો કાફલો આ એથીન્યનના હાથમાં રાખીને એશ્યા તરફ પાછો ફર્યો. એટલુંજ નહી પણ એથન્સને તાબે કરતી વેળા તેની જે મોટી દેવાલ ભાંગી નાંખવામાં આવી હતી તે પાછી બંધાવી આપવાનો **ખોરેહુબાજુ**એ હુકમ આપ્યો.

**એજીસીલેઅસ**—સ્પાર્ટાનો રાજા—ઇરાન જીતવા આવ્યો હતો, ત્યાંથી તે મોટી નામોસી સાથે પાછો ફર્યો, તેની ફોજે અનેક શીકસ્ત ખાધી, અને ધણી રીતે તે પોતાની નેમમાં નીષ્ફળ થયો; ત્યાર બાદ ઇરાનના પાદશાહના હુકમથી તેનો સપેહસાલાર **ખોરેહુબાજુ** છેક સ્પાર્ટા સુધી લશ્કરી કાફલો લઈ ગયો અને ધણી ફતેહો કરીને સ્પાર્ટાને શરમીંદગી પહોંચાડી:—એટલા સાદા હેવાલને, અને તેથી **જેનોફન** અને બીજા પક્ષપાતી યુનાની લખનારાઓએ ધણુંએક છુપાવીને, ધણુંએક ઉલટાવીને, જાહેર કીધેલા હેવાલને, જો ઇરાન દેશની સ્વતંત્ર તવારીખની અફસોસકારક ગેરહાજરીમાં ફાર્સી તવારીખનવેશોથી ટેકો મળતો હોય તો તે કેટલીબધી ધીરજ આપનારી અને પુરાતન પાર્સી કીર્તીને જેબ દેનારી વાત થઈ પડે! **ફીરદોસી** અને **મીરખુંદ**, **તબ્રુસી** અને **શમ્શેરખાની** વગેરે ફાર્સી શાયરો અને લખનારાઓ ઉપલા બનાવોને મળતી વીગતો ગમે એવાં દાસ્તાન યા કીસ્સારૂપે જણાવે એ કંઈ થોડું કહેવાય નહી.

[1] યુના૦ તવા૦, ઇ૦ ૬, સફે ૪૭૧.

તેઓ એકસરખી રીતે લખેછે કે પાદશાહબાનુ **હોમાય**ના અમલમાં ઇરાન ઉપર "રૂમનો કયસર" ચહડાઇ લાવ્યો હતો, જેણે પ્રથમ ફતેહ મેળવી અને પછી રાણીએ **રસનવાદ** નામે એક સપેહસાલારને તેની સામે લડવા મોકલ્યો. આ સરદારે અને તેના પેશકાર **દારાબે** શત્રુઓ ઉપર ધસી જઈ તેમને ત્રણ દીવસો સુધી લડાઇઓ કરીને હરાવ્યા, અને તેમને બેઇજ્જતી તથા ખુહારી સાથ દેશમાંથી હાંકી કહાડીને તેમની કને ખંડણી લેતી કીધી,[૧] તથા લડાઇના દંડ દાખલ કયસરે **રસનવાદ**ની માંગણી મુજબની રકમ મોકળી આપી. ફાર્સી લખનારાઓ ઇરાનની આથમણુ તરફના પરદેશી પાદશાહોને રૂમના કયસરને નામે ઓલખાવી ગયાછે, અને ઉપલા હેવાલમાં **રૂમના કયસર** દાખલ તેઓએ સ્પાર્ટાના રાજા **એજીસીલેઅસ**ને ગણેલો સીદ્ધ થાયછે.

આ રાજા ઇરાન ઉપર ચહડી આવ્યો ત્યારથી તે પાછો ફર્યો ત્યાં સુધીનાં તેનાં નહી સમજણ પડે એવાં કામોને લીધે અમે અનેક ઠેકાણે વેહમ બતાવતા આવ્યા છીયે કે તેના સંબંધી તેના તવારીખનવેશ **જેનોફને** ઘણો ઘોંતાળો કીધોછે; અને તે વેહમને આપણા ફાર્સી લખનારાઓ ઉપરથી ટેકો મળેછે. ખુલ્લું જણાયછે કે સ્પાર્ટા (રૂમ) નો રાજા (કયસર) જબરો માર ખાઇ, દંડ આપી, અને જે યુનાની રાજ્યોની મદદે આવ્યો હતો તેમના કનેથી સલામી અપાવવાનું કબુલ કરીને ઇરાન છોડી ગયો હતો—બલકે એ શરતેજ તેને ત્યાંથી જવા દીધો હતો. પણ **જેનોફન**ની સફાઇદાર તવારીખ તો એમ દેખાડવા માંગેછે કે નાઇડિસની લડાઇમાં આ રાજાની મોટી હાર થઇ તે વેળા તે તો પોતાના વતન તરફ પાછો ફરી ચુકયો હતો !

હવે બીજી તરફથી **બોરેહબાજી** સ્પાર્ટા ઉપર ચહડાઈ લઇ ગયો હતો તેણે તે તરફ મોટી ફતેહો મેળવેલી હોવી જોઇયે; પણ તે બાબેનો હેવાલ જેવો જોઇયે તેવો આપણને **જેનોફન** તરફથી મળ્યો નથી. તેતો એટલુંજ લખેછે કે નાઇડિસની લડાઇમાં સ્પાર્ટનોને શીકસ્ત આપીને ઉપલો પાર્સી સરદાર એથીન્યન **કોનન** જોડે મળીને સઘળા ટાપુઓમાં ફરી વલ્યો અને ત્યાંથી સ્પાર્ટનોને મારી કહાડયા પછી તે સેસ્ટસ અને એબાઇડૉસ તાબે કરવા ગયો, અને પછી કેટલાંક શેહરો અને કસ્બાઓ ઉજડ વાળીને સ્પાર્ટા ઉપર ચહડી ગયો. તેણે સીથીરામાં એક બંદર બાંધ્યું અને પછી પોતે કૉરીન્થની સંયોગીભુમી ખાતે જઈ થોભ્યો, તથા શેવટે કૉરીન્થ્યનો વગેરેને નાણાંની મદદ આપી સ્પાર્ટનો સામે લડવા ફરમાવીને, તથા **કોનન**ના હાથમાં સઘળો ઇરાની કાફલો આપીને તે પોતાના મુલક તરફ પાછો ફર્યો.[૧] હવે **જેનોફન**ના આ સાદા હેવાલમાં મુખ્ય વાતો છુપાવેલી હોય તો નવાઈ નથી. **બોરેહબાજી** બામખા સ્પાર્ટાને સજા કરવા ગયલો હોયા છતાં તે ત્યાંથી ખાલી હાથે પાછો ફરે એ માન્યામાં આવે એવી વાત નથી. અને **કોનન** આખા કાફલાનો ધણી હોયા છતાં એથન્સના શત્રુનો નાશ કરવાનું પડતું નાખી પોતાનાં શેહરની દેવાલ બાંધવાનું દોડી જાય એબી શક ભરેલું છે.

સ્પાર્ટાને ઇરાનથી જબરો ઘા લાગ્યો. જે કામ ભેગાં યુનાની રાજ્યો બજાવી શકવાને અશકત હતાં તે ઇરાનની મદદથી બન્યું, અને તે મદદ પણ એથન્સને મળી,

---

૧ હેલેનીકસ, દફ્ત૦ ૪, પ્ર૦ ૮.

એ બનાવ સ્પાર્ટાની નજરમાં તીરની મીસાલ ખુંચ્યો. રાજા **એજીસીલેઅસ** પોતાની ગરૂરીમાં ઇરાનને જીતવાનો પવન મગજમાં લઇ એશ્યા ખાતે આવ્યો હતો, પણ હવે તેણે તેમજ તેના બીજા હમશરીકોએ જોયું કે જ્યાંસુધી ઇરાન એથીન્યનોની પક્ષમાં છે ત્યાંસુધી તેમની દુર્દશા નકી છે. એટલામાટે આ બંને વચેની દોસ્તી તોડાવવાના ઇલાજ દાખલ અને યુનાની રાજ્યો સાથ પોતે સુલેહ કરવા માટે સ્પાર્ટનોએ ઇરાનના પાદશાહને વચે નાંખવા માંગ્યો. તેઓએ સાઇપ્રસના ઇરાની હાકમ **તીરીબાજસ** (તીરબાજુ)-ની દરબારમાં એલચીઓ મોકલ્યા, અને એશ્યાના કાંઠા ઉપરનાં સઘળાં યુનાની શેહરો ઇરાનના પાદશાહના સ્વાધીનમાં આપી દેવાની, અને તેઓમાંનાં દરેકને પોતપોતાનો હાકમ નેમવાની છુટ બક્ષવાની, માંગણી કીધી. સ્પાર્ટનોએ આ કામ માટે **એન્ટા-લ્સીડાસ** નામે બાહોશ ધણીને પસંદ કરી એલચી દાખલ મોકલ્યો હતો. પણ એથન્સ અને બીજાં રાજ્યોના એલચીઓએ તુર્ત વેળા તેને ફાવવા દીધો નહી, કેમકે તેઓએ પણ પોતપોતાના જુદા એલચીઓ મોકલ્યા હતા, જેઓ ઉપલી માંગણીની સામે થયા. એઓ જોડ **કોનન** પણ હતો.

સ્પાર્ટનોની મુળ મતલબ ઇરાની નાણાંથી એથન્સનો કોટ બંધાતો હતો તે સામે **ઓરેહુબાજુ** સંબંધી ફરીયાદ કરવાની હતી. પણ **તીરબાજુ**ને **ઓરેહુબાજુ** સાથ કશું લાગતું વળગતું ન હતું. એવું જણાયછે કે તે પોતે આ વેળા સાઇપ્રસનો પાર્સી શત્રપ હતો. તેની લાગણી સ્પાર્ટનોની તરફેણમાં હતી, પણ પાદશાહના હુકમ વીના કશું કરવાને તે અશક્ત હતો. તોપણ તેણે સ્પાર્ટનોને એક કાફલો બાંધવા માટે છુપી મદદ કીધી અને એથીન્યન સરદાર **કોનન**ને કેદ કીધો, કેમકે તેણે પાદશાહના હકમાં આગલ કેટલુંક નુકસાન કીધું હતું એવું તેના ઉપર સ્પાર્ટનોએ તોહમત મુકયું હતું.[૧] કેટલીક તકરારો પછી **તીરબાજુ**એ પાદશાહની મુલાકાત લઇ તેની પરવાનગી મેળવીને, અંતે સ્પાર્ટન એલચીની માંગણી મુજબ તેને પોતાની જોડ પાયતખ્ત ખાતે બોલાવી લઇ ગયો. **એન્ટાલ્સીડાસે તીરબાજુ**ની જોડ સુસા ખાતે પાદશાહ આગલ પોતાની અરજ રજુ કીધી. પણ એકગમ **તીરબાજુ** ગયો કે તેની જગા ઉપર **સુથીસ** નામે હાકમની નેમણુક થઇ, જેણે એથીન્યનોની પક્ષ ખેંચીને સ્પાર્ટન સરદાર **થીમ્બ્રન**ને એક લડાઇમાં કતલ કીધો તથા તેની ઇરાની મુલુકોમાં લુટફાટ કરતી ફોજને શીકસ્ત આપી. આનાં વેરમાં નવા સ્પાર્ટન સરદારે **સુથીસ**નો જમાઈ **તાઈ-ગ્રેનીસ** (તીરાન)[૨] પોતાની નવી પરણેતી સ્ત્રીને લઇ સાર્દીસ જતો હતો તેને માર્ગમાં પકડીને મોટી રકમ કહડાવ્યા વીના છુટો કીધો નહી. તે વેળા સ્પાર્ટનો તેમજ એથી-ન્યનોએ દરીયાઈ ચાંચ્યાઓના જેવો પેશો હાથ કીધો હતો, એમ આ અને એવાજ

---

૧ જેનોફન, હેલેનીકસ, ઇ૦ ૪, પ્ર૦ ૮. જેનોફન આ તોહમતને વાજબી ગણેછે. તે પોતે એથીન્યન હોવા છતાં કીરોન્યાની લડાઇમાં પોતાના મુરબી એજીસીલેઅસ જોડે પોતાનાં વતનની સામે લડયો હતો માટે તેને એથન્સની સરકારે દેશનીકાળ કહાડયો હતો. તેનું વેર તેણે દર ટકે પોતાની તવારીખમાં લીધુંછે.

૨ એર૦ શેહરયારજીએ સુચવેલું પાર્સી નામ.

બીજા દાખલાઓ ઉપરથી માલુમ પડેછે. આ બનાવો બનતા હતા એટલામાં **એન્ટા-લ્સીડાસ** સુસા ગયો હતો ત્યાંથી **તીરબાઝુ** જોડે પાછો ફર્યો. આ ઇરાની સરદારે સઘળા પક્ષકારોને સાર્દીસ ખાતે બોલાવી જાહેર કીધું કે પાદશાહ જે શરતો કરવા માંગેછે તે જો તેઓ કબુલ નહી રાખશે તો ઇરાન સ્પાર્ટાને મદદ આપશે. આ મુજબ સાર્દીસ ખાતે **તીરબાઝુ**એ સઘળા યુનાની હરીફોને પોતાની દરબારમાં બોલાવ્યા અને ત્યાં પાદશાહનું ફરમાન વાંચી સંભળાવ્યું,' જેની મતલબ નીચે મુજબ હતી:—

"પાદશાહ **અર્દશીર** એશ્યામાંનાં યુનાની શેહરો અને કલેજોમીન તથા સાઇપ્રસના ટાપુઓ પોતાના અખત્યારમાં લેવાનું વાજબી ધારેછે. તેમજ વળી બીજાં સઘલાં નાનાં મોટાં યુનાની શેહરોને તેમના હાકમો નેમવાની છુટ બક્ષવાનું પણ પાદશાહ વાજબી વીચારેછે—સીવાય કે લેમ્નૉસ, ઇમ્બ્રૉસ અને સ્કાઇ-રૉસના ટાપુઓ, જેઓ અસલથી એથન્સને તાબેના છે માટે તે તેને મળશે. અગરજો કોઇબી પક્ષ આ સુલેહની શરતો કબુલ રાખવાની ના પાડશે તો જેઓ તે કબુલ રાખશે તેમની જોડે હું તે નાપાડનાર સામે જમીન તેમજ દરીયાને માર્ગે લડાઇ ચલાવીશ."

સુલેહના આ કોલકરારો સઘળાં લડતાં યુનાની રાજ્યોએ કબુલ રાખ્યા, જેમની એક સભા સ્પાર્ટા ખાતે પાછળથી મળી અને ત્યાં તેઓ સર્વે કબુલ થયા. આ બનાવ ઈ૦ સ૦ પુ૦ ૩૮૭ માં બન્યો. આ રીતે આખાં યુનાન દેશે સ્પાર્ટાની મારફતે ઇરાનના પાદશાહનો હુકમ માથે ચહડાવ્યો અને એ રીતે પાદશાહનાજ વચે પડવાથી તેઓ વચેની નાશકારક લડાઇનો તુર્તવેળા અંત આવ્યો. આ સુલેહ યુનાનનાં મુખ્ય રાજ્યો વચે થઇ અને તેનાં પરીણામ દાખલ ઇરાનના પાદશાહને એ સઘળાં રાજ્યો ઉપર સર્વોપરીપણું મળ્યું. તેઓ વચેની લડાઇ પાદશાહનાં ફરમાનથી બંધ પડી, અને તે મુજબ હવેથી નવી લડાઇ ઉઠાવનારને પાદશાહ તરફની સજાની ધાસ્તીમાં રહેવાનું થયું. યુનાની રાજ્યોએ પોતપોતા વચેની નવી લડાઇઓમાં પાદશાહની મદદ માંગવાનું ચાલુ રાખ્યું, એટલુંજ નહી પણ પોતાના ઝગડાની સમાધાની કરવાનું તેમજ પોત પોતામાં વડું કોણ છે તે મુકરર કરવાનું પણ પાદશાહનાજ હાથમાં રાખ્યું. મહાત્મા **જર્કસીસ** યુનાન પુરેપુરૂ ફતેહ કરી શકયો નહી, પણ પાદશાહ **આર્તાજર્કસીસ** "એન્ટાલ્સીડાસની સુલેહ" થી યુનાન ઉપર મોટાઇ ભોગવનાર થઇ પડયો. **ગ્રોટ** આ સુલેહને માટે યુનાન તરફથી બહુ અફસોસમાં પડી લખેછે કે "સઘળા શત્રુપો (ઇરાની હાકમો) જેઓએ એકથી વધારે વખ્ત પોતાના અકેકથી ઉલટા વીચારો જાહેર કીધા હતા તેમની તાબેદારી પુરેપુરી નકી કરવા માટે **એન્ટાઈસીડાસ** સુસા ખાતેથી સહી મોહર થયલું ફરમાન મેળવી લાવ્યો; અને સ્પાર્ટાએ તે ફરમાન—'પાદશાહે મોક-લાવેલા કરાર'—ફરી પણ શરમ અથવા આનાકાની વીના પોતાના દેશીઓ ઉપર બજાલાવવાનું માથે લીધું; અને એ પ્રમાણે તેમને **આર્તાજર્કસીસ**ની પ્રજાઓ તથા પોતાને તેના એક જાતના વાઇસરૉય અથવા શત્રપ બનાવ્યા."[1] આ રીતે ત્યારે યુનાની

૧ ગ્રોટ, યુના૦ તવા૦, દફ૦ ૭, સફે ૮.

રાજ્યોની હાલત તો ઇરાનના પાદશાહની પ્રજા જેવી થઇ પડી હતી એમ યુનાનના આ મોટા તવારીખનવેશના પોતાના એકરાર ઉપરથી જણાયછે. અને યુનાની રાજ્યો એ સ્થીતીમાં ઘણાં વરસો સુધી રહ્યાં હતાં તે પાછળા બનાવો ઉપરથી માલુમ પડેછે. ઉપલી સુલેહ છતાં સ્પાર્ટા અને થીબ્સ વચે લડાઇ ચાલી, જેમાં એથન્સે પણ ભાગ લીધો હતો. એ લડાઈ વેળા ઇ૦ સ૦ પુ૦ ૩૭૨ ની આખરીએ સ્પાર્ટાએ **એન્ટાલ્સીડાસ**ને સુસા ખાતે નાણાંની મદદ માટે અને ઉપર કહેલી સુલેહ વધારે મજબુતીથી જાળવવા થકી પાદશાહને એકવાર ફરીને વચે પડવાની અરજ ગુજારવા મોકલ્યો.[1] આ ઉપરથી ઇરાની એલચીઓ યુનાન ગયા અને સઘળાં લડતાં રાજ્યોને પાદશાહનાં નામથી તાકીદ આપી. એ પછી ઇ૦ સ૦ પુ૦ ૩૬૮ માં એથન્સે ફ્રીજ્યાના તે વેળાના હાકમ **આર્યોબાર્જેનીસ** (આર્યબુર્જીન) ને અરજ કરવાથી તેણે ઉપલીજ સુલેહનો ભંગ કરનારાં રાજ્યોને પાદશાહ તરફની લડાઇની ધમકી આપવા માટે એલચી મોકલ્યો, જેણે ડેલ્ફી ખાતે એક મોટી રાજ્યમંડળી બોલાવી, જ્યાં થીબન, સ્પાર્ટન, એથીન્યન વગેરે વઢતાં રાજ્યોના પ્રતીનીધીઓ તેનાં ઇજનને માન આપી હાજર થયા હતા.[2] ઉપલા એલચીએ ધમકી આપી હતી કે જે રાજ્ય સુલેહ નહી જાળવશે તેની સામે પાદશાહ લડાઈ ઉઠાવશે. હવે સુલેહ ઇછનારાં રાજ્યો સ્પાર્ટા અને એથન્સ હતાં, પણ તેમનાં ભેગાં બળ છતાં થીબ્સ તેમની સામે ટકી રહ્યું એટલુંજ નહી પણ તેમને તેણે પુરતી સજા કીધી હતી. એટલામાટે એ રાજ્યે તેઓ ઉપર સરદારી ભોગવવા માટે પાદશાહનું ફરમાન મેળવવા થકી પોતાના સરદાર **પીલોપીડાસ**ને સુસા ખાતે (ઇ૦ સ૦ પુ૦ ૩૬૬ માં) મોકલ્યો. જેનો હેવાલ સાંભળીને **અર્દશીરે** થીબ્સને વડાપણું આપવાનું ફરમાન બક્ષ્યું,[3] અને **પીલો-પીડાસે** થીબ્સ ખાતે સઘળાં રાજ્યોની સભા આગલ તે વાંચી સંભળાવ્યું. પણ ત્યાર બાદ વળી એવીજ મોટાઇ પાદશાહે એથન્સને બક્ષી હતી. આ રીતે ઇરાનના પાદશાહનો કાબુ "એન્ટાલ્સીડાસની સુલેહ" ને નામે જાણીતા થયલા કોલકરાર પછી નજદીક પા સદી સુધી યુનાની રાજ્યો ઉપર ચાલુ રહેલો જણાયછે.

---

૧ ગ્રોટ, યુના૦ તવા૦, દફ૦ ૭, સફે ૧૩૭. ૨ તેજ, સફે ૨૨૮.

૩ તેજ, સફે ૨૪૪. જેનોફન જણાવેછે (હેલેનીકસ, દફ૦ ૭, પ૦ ૧) કે પીલોપીડાસે પાદશાહ આગલ થીબન લોકોએ છેક જર્કસીસના વખ્તથી ઇરાન તરફ જે જે વફાદારી બતાવી હતી તે વર્ણન કીધી હતી. અને ખરેખર એજ પ્રજા સઘળા યુનાનીઓમાં ઇરાન તરફ વફાદાર રહી હતી.

# બાબ ૨૩.

# અર્દશીર.

## અર્તક્ષત્ર—આર્તાજ.ર્કસીસ (નીમન) ૨.

( ઈ૦ સ૦ પુ૦ ૪૦૪—૩૫૯. )

## ૩.

## ઈરાનમાં બલવાની આગ.

(ઈ૦ સ૦ પુ૦ ૩૯૦—૩૫૯.)

૧. સાઈપ્રસમાં બલવો—ઈવાગોરાસની સર્કશી—તેને મળેલી માફી. કેદુશ્યા ખાતે પાદશાહની ચહડાઈ—તેની મુશ્કેલી—તીરબાજુ.ની કળાથી છુટકારો. એશ્યા મૈનરમાં બલવાની આગ—બલવાખોરોનું તાબે થવું. મીસરની ઈરાન સામે દુશ્મની—બલવાખોરોને તેની મદદ—મીસર ઉપર ઈરાનની ચહડાઈ—ત્યાંથી ખોરેહબાજી.નું પાછું ફરવું. મીસરના રાજાની ઈરાન સામે સર્કશી—સ્પાર્ટન રાજા એજીસીલેઅસની તેને મદદ—મીસરમાં બંડ. રાજા ટાચોસનું નહાસી જવું. ઈરાનમાં શાંતી. પાદશાહ અર્દશીરનું મરણ; ઈરાનનો યુનાન ઉપર કાબુ; પાદશાહની ચાલચલણ—તેની નમનતાઈ અને દયાળુ ખવાસ. રાણી પરીજા.દનું ઘાતકીપણું.

૨. હોમાય—તેણીની પાદશાહીની મુદત—રાણી પરીજા.દ તેજ હોમાય ? હોમાય સાથ બહમનનો સંબંધ—"ચેહરઆજા.દ." તખ્તનો ખરો હકદાર શાહજાદો સાસાન. શાહજાદા દારાબની કહાણી—રૂમી (સ્પાર્ટન ?) ફોજની ચહડાઈ અને હાર. હોમાયની કારકીર્દી.

### ફસલ ૧. એશ્યા મૈનરમાં બલવાની આગ.

( ઈ૦ સ૦ પુ૦ ૩૮૦—૩૫૯. )

યુનાન ખાતે ઈરાનના પાદશાહનો કાબુ હતો ખરો પણ તેની મોટી શેહનશાહતમાં તેની સત્તા સામે દીનપરદીન બેદીલી અને કડવાસ વધતો જતો હતો. આ ફસલમાં આપણ પાદશાહ સામે થયલા બલવાઓનીજ હકીકત સમાવીશું. પહેલો બલવો સાઈપ્રસમાં સાલામીસ શેહરના બંડીયા હાકમ **ઈવાગોરાસે** કર્યો. સાઈપ્રસનો મોટો ટાપુ ઈરાનના તાબા તળે હતો અને **ઈવાગોરાસ** પોતાની તાબેદારી દાખલ પાદશાહને ખંડણી આપ્યો જતો હતો. પણ પાછળથી તે તુંદ થતો ગયો, અને ખંડણી આપવાની ના પાડયાથી તથા પાદશાહ સામે લડાઈ ઉઠાવવાની તજવીજ કર્યાથી **અર્દશીરે** તેની સામે લડાઇ કરવા માટે મોટી ફોજ મોકળી. પણ એ આગમજ આ બલવાખોર હાકમે સાઈપ્રસનાં બીજાં શેહરો હાથ કીધાં, એટલુંજ નહી પણ દરીયો પસાર કરીને ફીનીશ્યાનું ટાયર શેહર તાબે કીધું અને સીલીશ્યા ખાતે પાદશાહ સામે બલવાની આગ ઉસકેરી. આ કામમાં તેને એકગમથી મીસરના એક ભાગના રાજા **એકોરીસે** અને બીજી ગમથી બે મર્તબે એથીન્યનોએ મદદ આપી. તેની આવી સર્કશીને લીધે સાઈપ્રસનો હાકમ **તીરબાજુ** તેને એકદમ તાબે કરી શકયો નહી. તોપણ દશ વરસ સુધી આ બલવાખોરે પાદશાહ સામે સર્કશી ચાલુ રાખ્યા બાદ અંતે એક મોટી દરીયાઇ લડાઇમાં તેનો પરાજય થયો અને માત્ર સાલામીસનાં તેનાં શેહરમાં તે બંધ થઇ રહ્યો. અગરજો **તીરબાજુ**,

ચહાત તો તેને આ હાલતમાં ભુખો મારત અથવા બીજી રીતે તાબે કરત. પણ તેની જોડ પાદશાહનો જમાઇ **અર્વંદ** હમશરીક હતો, જેણે **તીરબાજુ**ને સલાહ આપી કે **ઈવાગોરાસ**ને પાદશાહના ખંડીયા રાજા દાખલ આગલી સ્થીતીમાં પાછો કાયમ કરવાના કરાર કરીને લડાઇનું શેવટ આણવું. પણ **તીરબાજુ** સુલેહને માટે ખંતી હોવા છતાં આ બલવાખોરને કશી પણ સજા વીના છોડી દેવાને રાજી ન હતો. આથી **અર્વંદે** પાદશાહ ઉપર પોતાના હમશરીક વીશે કેટલીક ફરીયાદો લખી મોકળાવીને તેના ઉપર વાંક મેલ્યો કે તે સ્પાર્ટા સાથ મળી ગયોછે, ઇત્યાદી. આ ઉપરથી **તીરબાજુ**ને પાદશાહે તપાસ માટે સુસા ખાતે બોલાવ્યો, અને એ તકનો લાભ લઇને **અર્વંદે** **ઈવાગોરાસ** સાથ ઉપર મુજબની શરમ ભરેલી સુલેહ કીધી. આ બનાવ શુમારે ઇ૦ સ૦ પુ૦ ૩૮૦—૩૭૯ માં બન્યો.

હવે એજ વખ્તે પાદશાહ **અર્દશીર** પોતે કેદુસ્યન લોકોનો બલવો નરમ પાડવા તેમના મુલકમાં લશ્કર લઇ ગયો હતો. આ પ્રાંત અલ્બોર્ઝ પર્વત અને કેસ્પીયન સમુદ્રની વચે આવેલો હતો. તે ફળદ્રુપ હતો, તોપણ ત્યાંની જમીન ખેડયા વીનાની ઉજડ અને પહાડી હતી. એટલામાટે બલવાખોર પ્રાંતમાં મોટી ફોજ સાથ દાખલ થયા પછી **અર્દશીર**ને માલુમ પડયું કે તેની ફોજની ખોરાકીની તદબીર નહી રાખેલી હોયાથી તે શંકટમાં આવી પડી હતી. કહેછે કે આ વખ્તે બોજો ઉઠાવનારાં પ્રાણીઓ ઉપર પાદશાહની ફોજે નીર્વાહ કરવા માંડયો, અને તેમાં એટલી મુશ્કેલી નડી કે એકેક ગધેડાનું ડાકું ૩૩૫૦ ની કીમતે વેચાયું હતું ![1] પણ આવી મુશ્કેલી છતાંબી લડાઇ કશી થઇ નહી અને ઇરાની ફોજ દુશ્મનો વચે ઘેરાઇ ગઇ. કેદુસ્યનોના બે રાજાઓ હતા, જેઓએ એકેકથી છુટી છાવણી નાખીને તેને ઘેરી લીધી હતી. આવી હાલતમાં કદાચ પાદશાહનાં લશ્કરની ભારી ખુવારી થાત, પણ એજ વખ્તે **તીરબાજુ** પાદશાહની ફોજમાં આવી લાગ્યો, જેના સામે આપણે ઉપર જોયું તેમ તેના હમશરીકે તોહમતો મેલ્યાં હતાં. તે બંને કેદુસ્યન રાજાઓની છાવણીમાં એક પછી એક મુલાકાતે ગયો અને દરેકને એકેકની વીરૂધમાં ખબર આપી કે એક રાજા નહી જાણે તેમ બીજા રાજાએ પાદશાહ જોડે સુલેહ કરવા માંગીછે. આ ઉપરથી **તીરબાજુ**ની સલાહ મુજબ બંને રાજાઓએ ગભરાઇને પાદશાહ પાસે સુલેહ માટે માંગણી મોકળાવી, અને એ રીતે ઇરાની ફોજ શત્રુના મુલકમાંથી સલામત નીકળી આવી. **તીરબાજુ**ની આ કળાથી પાદશાહ તેના ઉપર બહુ પ્રસંન થયો અને જયારે તેના ઉપરના વાંકની તપાસમાં તે તદન નીર્દોષ માલુમ પડયો ત્યારે તેણે તેને પાછો મોટો અખતીઆર સોંપ્યો, પણ **ઈવાગોરાસ** સાથ શરમ ભરેલી સુલેહ કરવા માટે શાહજાદા **અર્વંદ**ને દેશનીકાળની સજા ફરમાવી.

એ પછી એશ્યા મૈનર ખાતેના ઇરાની પ્રાંતોમાં ઉઠેલા બલવામાં આ શાહજાદો કાંય શામેલ થયો હતો તેની આપણને સમજણ પડેછે. આ બલવાની આગ એશ્યા મૈનર ખાતે એક પછી એક પ્રાંતોમાં એટલી બધી ફરી વળી કે એકબારગી એ આખો

[1] પાર્સી૦ તવા૦, સફે ૮૪.

દેશ ઇરાનના હાથમાંથી છુટો પડવાનો સંભવ પેદા થયો. પણ બલવો કદાચજ શેવટ સુધી ફતેહમંદ નીવડે છે; અને ફ્રીજ્યા, કાર્યા, કેપેડોક્યા, લીડયા, મીશ્યા, વગેરે પ્રાંતો ખાતેના ઇરાની હાકમોએ એક પછી એક ઉઠાવેલી બેવફા હીલચાલનું પણ તેમજ થયું. આ સઘળા બલવાઓ ઉઠવાનું ચોકસ કારણ માલુમ પડતું નથી. પહેલો બલવો હેલેસ્પોંટ અને પ્રોપોન્ટીસના હાકમ **આર્યબુઝીંને** ઉઠાવ્યો (ઇ૦ સ૦ પુ૦ ૩૬૭), જેની મારફતે થોડાંજ વરસો ઉપર પાદશાહે યુનાની રાજ્યોને સુલેહ કરવાની તાકીદ આપી હતી. આ પછી પેફલેગોન્યા અને પીસીડયા ખાતેના હાકમોએ માથું ઉઠાવ્યું, પણ તેમને થોડીક મુદત સુધી કેપેડોક્યાના એક ભાગના હાકમ **દાતામીસે** (દાદમેહે)[૧] પાદશાહ તરફથી કબ્જામાં રાખ્યા અને કશી હીલચાલ આગલ વધારવા દીધી નહી. પણ પાછળથી આ **દાદમેહ**, જે એક કાર્યન રહેવાસી હતો અને જે પાદશાહની ફોજનો વડો હતો, તેનાં મનમાં મગરૂરીએ ઘર કીધું અને પાદશાહ તેનો જીવ લેવા માંગેછે એવી બીહીક રાખીને તે પોતેબી બલવો ઉઠાવી નીકળ્યો, અને **આર્યબુઝીંન** સાથ મળી ગયો. આ ઉપરથી લીડયાનો ઇરાની શત્રપ **ઓતોફ્રેદાતીસ** પાદશાહના હુકમથી **દાદમેહને** તાબે કરવા નીકળ્યો, પણ જ્યારે તેમાં તે નીષ્ફળ થયો ત્યારે **આર્યબુઝીંનના** બેટા **મીથ્રીદાતીસે** (મેહરદાદે) **દાદમેહને** પકડીને કતલ કીધો. આ પછી કાર્યાના રાજા **મૌસોલસે** અને મીશ્યાના શત્રપે બલવા ઉઠાવ્યા અને તેમની જોડે વળી લીડયાનો ઉપર કહેલો હાકમ **ઓતોફ્રેદાતીસ** પણ પાદશાહ સામે કમર બાંધી નીકળ્યો. આ સઘળાઓને એકદમ પાદશાહ સામે હથીયાર ભીડવાનાં એકસરખાં અને ખાસ કારણો શાં મળ્યાં તે આપણુ જાણતા નથી. તેમનો બલવો કદાચ સીર્યા અને ફીનીશ્યા સુધી વધી પડશે એવો ભય પેદા થયો. સઘળા બલવાખોરોએ પોતાના વડા દાખલ ઉપર કહેલા દેશનીકાળ કહાડેલા શાહજાદા **અર્વંદને** પસંદ કીધો; અને એ રીતે આ નીમકહરામ શત્રપોએ પોતાની બદીનાં કામને ઘણા મજબુત પાયા ઉપર આગલ વધાર્યું હોત, પણ હવે આ બલવો પોતાની આગથી પોતેજ બળતો ચાલ્યો અને તેની બળતી ઇમારતને તુટી પાડવાનો વખત નજદીક આવ્યો. **અર્વંદ** અને **રીયોમીથ્રીસ** (આર્યમેહર)[૨] નામે બલવાખોર સરદારો ઉપર પાદશાહ તરફની તાબેદારીની ફરજ અંતે ફાવી નીકળી, અને તેઓ જ્યારે તેને તાબે થયા ત્યારે બીજા બલવાખોરો સહેલથી પાદશાહના કબ્જામાં આવી ગયા.

આ સઘળા બલવાખોરોને મીસરના એક રાજા **ટાચોસે** મદદ આપી હતી, અને ઉપલો બલવાખોર સરદાર **આર્યમેહર** તે મદદ લેવા છેક મીસર સુધી ગયો હતો. હવે મીસર દેશ આ વખતે કંઇ ઇરાનના પાદશાહના હાથમાં હતો નહી. તે તો છેલા પાદશાહના વખતમાં બલવો કરીનેજ સ્વતંત્ર થયો હતો. તેના જુદા જુદા ભાગો ખાતે જુદા જુદા રાજાઓ અમલ ચલાવતા હતા. માટે આ દેશને એકવાર ફરીને ઇરાનના તાબા તળે લેવાની પાદશાહ **અરદશીરે** ઇછા કીધી અને તેને જીતવાની તેણે બે મર્તબે

---

૧ એર૦ શેહરયારજીએ સુચવેલું ફારસી નામ.

૨ એર૦ શેહરયારજી 'રએમેહર' નામ સુચવેછે.

તજવીજ કીધી, જેમાં તે ફતેહ પામ્યો ન હતો. એ વખ્તથી મીસરના રાજાઓ ઇરાન સામે તેના શત્રુઓને મદદ આપતા ગયા હતા. **કાઈરસ**ની ચહડાઈ વખ્તે **ટામોસ** નામે સરદારના હાથ હેઠળ એક ફોજ તે શાહજાદાની મદદ માટે મીસરના રાજાએ મોકળાવી હતી, અને પાછળથી જ્યારે **ચેહરઓરેહ** મોટી ફોજ લઈ **કુરશ**ને મદદ કરનારાઓને સજા કરવા માટે સાર્દીસ ખાતે ગયો ત્યારે આ હીચકારો સરદાર **ટામોસ** નહાસીને પોતાને વતન ગયો, જે વેળા તેને તે વખ્તના રાજા **સૈમેટીકસે** મારી નખાવ્યો હતો. એ પછી ઇ૦ સ૦ પુ૦ ૩૯૫ માં **નીફેર્યુસ** નામે રાજાએ પાદશાહ સામે સ્પાર્ટનોને મદદ કરવા માટે એક કાફલો મોકળાવ્યો હતો. મીસરની આ સઘળી દુશ્મનીને લીધેજ પાદશાહ **અર્દશીરે** એ દેશ ઉપર ચહડાઈ મોકળવાનું મન કીધું, અને આગલાં વરસો ઉપર સારી પેઠે જાણીતા થઇ ચુકેલા પાર્સી સરદાર **ઓરેહબાજુ**ની સરદારી હેઠળ એક દરીયાઈ કાફલો રવાના કર્યો. આ વેળા પાદશાહે **આઈફીક્રેટીસ** નામે એક એથીન્યન સરદારને પોતાની ફોજમાં રાખ્યો, અને **ઓરેહબાજુ** આ જુનાની જોડે મળીને એકદમ નાઇલ નદીનાં મુખ તરફ ધસી ગયો. ત્યાં તેઓએ એક અગત્યનાં શેહરને તાબે કીધું અને આગલ વધવાની ગોઠવણ રાખી. **આઈફીક્રેટીસ**ની મતલબ એકદમ મીસરનાં પાયતખ્ત મેમ્ફીસ ઉપર ચહડી જવાની હતી, પણ પોતાનો સઘળો કાફલો હજુ આવી પુગેલો નહી હોવાથી **ઓરેહબાજુ**એ એકદમ ઉતાવળ કરવાની ના પાડી. કહેછે કે આથી કામ બીગડી ગયું, કેમકે ઢીલ થયાથી નદીમાં વાર્સીક રેલ ચહડવા માંડી અને ઇરાની ફોજને કશી જીવ જેવી ફતેહ વીના પાછું ફરવું પડયું.

પાદશાહની આ ચહડાઇને લીધે મીસરના રાજા **એકોરીસે** ઇરાન સાથની પોતાની શત્રુતા વધારે ઉલટ સાથ ચાલુ રાખી. સાલામીસના બલવાખોર રાજા **ઈવાગોરાસ**ની મદદ માટે **એકોરીસે** વખ્તે વખ્ત ફોજ મોકળ્યા કીધી, અને દશ વરસો (ઇ૦ સ૦ પુ૦ ૩૯૦ થી ૩૮૦) સુધી તેણે એ મદદ જારી રાખી હતી. એ પછી વળી એશ્યા મૈનર ખાતેના મોટા અને અનેક બલવાઓ વખ્તે મીસરના રાજા **ટાચોસે** પાદશાહ સામે બલવાખોરોને ભારી મદદ આપી, એટલુંજ નહી પણ એકગમથી સ્પાર્ટા ખાતે અને બીજી ગમથી એથન્સ ખાતે એલચીઓ મોકળાવીને માંગણી કીધી કે ઇરાની સામે મારી ખુસ્કીની તેમજ દરીયાઇ ફોજોની સરદારી લેવા માટે તમારા ચુનંદા સરદારોની મદદ આપવી. આ બનાવ બને તેની થોડીજ મુદત આગમજ પાદશાહે થીબ્સની અરજ ઉપરથી તેને સર્વોપરીપણું બક્ષ્યું હતું તથા મેસીનીનાં રાજ્યને સ્વતંત્ર કરવાનો હુકમ આપ્યો હતો. આથી સ્પાર્ટનોને બહુ માઠું લાગ્યું હતું અને તેથી ત્યાંનો પેલો બુઢો રાજા **એજીસીલેઅસ** જે હજુ જીવતો હતો તે ૧૦૦૦ માણસોની ફોજ લઇને મીસરના રાજાનાં ખુસ્કીનાં લશ્કરની સરદારી લેવાને ઉપડી ગયો. પણ એથીન્યનોએ પોતાની તરફથી ખુલ્લી રીતે કોઇબી સરદારને મોકળવાની ના પાડી, તે ઉપરથી જણાયછે કે એથીન્યનો પાદશાહ સામે ખુલ્લી દુશ્મની દેખાડવાને બીહીતા હતા. તોપણ **ચાબ્રીયાસ** નામે કોઈ એક એથીન્યન મીસરના રાજાની દરીયાઇ ફોજની સરદારી લેવા ગયો હતો, જેને મીસરના રાજા **ટાચોસે** આ સરદારી સોંપી હતી. પણ જ્યારે **એજીસીલેઅસ** આવી પુગ્યો ત્યારે સ્પાર્ટન બળ

વીશેની આ રાજાની સઘળી ઉમેદો ભ્રષ્ટ થઇ. સ્પાર્ટન રાજાને નવજવાન, ભપકાદાર અને કદાવર જોવાને બદલે તેણે પોતાની આગલ એક લંગડા, બુઢા, ઠીંગણા ધણીને દીઠો, જેનો પોશાક જરા પણ ભપકાદાર ન હતો, અને જે પોતાના સીપાહીઓ જોડ જમીન ઉપર પલાંઠો મારીને બેસવાને શરમાતો ન હતો. આ કારણોને લીધે **ટાચોસે** પોતાની ખુશ્કીની ફોજની સરદારી તો પોતાનાજ હાથમાં રાખી. **એજીસી-લેઆસ** પોતાનાં મનમાં ઇરાનને સજા કરવાની ભારી ઉમેદો બાંધીને આવેલો હતો માટે ઉપલાં અપમાન છતાંબી એક નાની પદવીના અખીકારી દાખલ તે પાદશાહ **અર્દશીર** સામે મીસરની ફોજ જોડ લડવા ચાલ્યો. તેઓની કુચ કરતી ફોજે પ્રથમ કામ ફીનીશ્યા ખાતે બજાવવાનું હતું, પણ એટલામાં આ મોટી ચહડાઇનું કામ બર્હમ ગયું અને **ટાચોસ** રાજાને તેની સર્કશીને માટે ઘટતી સજા થઈ.

એક ગમથી રાજા ઉપલી સઘળી ફોજોને લઇ ઉપડી ગયો કે બીજી ગમથી તેના એક પીત્રાઇએ **મેમ્ફીસ** ખાતે બંડ ઉઠાવ્યું અને પોતે રાજા થઇ નીકળ્યો. તેનું નામ **નેકટાનીબીસ** હતું, જેણે કદાચ સ્પાર્ટન રાજાની શીખવણીથીજ આ કામ કર્યું હોય તો બનવાજોગ છે; કેમકે મીસરના રાજાએ સર્વેથી પહેલી **એજીસીલેઆસ**ને વીનંતી કીધી કે મને આ સંકટમાંથી બચાવો. બીજી તરફથી નવા થઈ નીકળેલા રાજાએ પણ સ્પાર્ટનોની મદદ માંગી, અને એથીન્યન સરદાર **ચાબ્રીયસ** ગમે એટલો બજીદ થયો તોપણ **એજીસીલેઆસે** સ્પાર્ટાથી હુકમ મળ્યોછે એમ જણાવીને નવા રાજાની પક્ષ ખેંચી અને પોતાની ફોજ લઇને તે તેની મદદે પાછો ફર્યો. **ટાચોસ** રાજા કોઈ જબરો બીકીકણ માલુમ પડેછે, કેમકે માત્ર ૧૦૦૦ સ્પાર્ટનો તેની ફોજમાંથી છુટા પડયા તેમને કશી હેરાનગતી નહી પુગાડતાં તેમજ પોતાની કને મોટી ફોજ હોયા છતાં, તે નહાસી ગયો અને એથીન્યન સરદાર **ચાબ્રીયસ** મોટી શરમ સાથ પોતાને વતન પાછો ફર્યો. આ રીતે **નેકટાનીબીસ** મીસરનો રાજા થયો, અને જોકે તેની સામે વળી એક નવો દાવાદાર નીકળી આવ્યો તોપણ **એજીસીલેઆસે** તે અને બીજા સર્વે હરીફોને મારી કહાડયા. આમ કરીને પછી આ બુઢો સ્પાર્ટન રાજા પોતાને વતન જવા નીકળ્યો, પણ માર્ગમાં તે મરણ પામ્યો, જેથી ઇરાન જીતવાની સઘળી હવાઇ ઉમેદો તેનાં મનમાંજ રહી ગઇ!

મીસરનો રાજા **ટાચોસ** ઇરાન ઉપર ચહડાઈ લાવતાં ઉપર મુજબ પોતાનું રાજ્ય ખોહી બેઠો, અને એશ્યા માઈનરના બલવાખોર હાકમો પોતાનાં પાપની સજા પામ્યા; એ બનાવો પછી ઇરાનમાં પાછી સમાધાની થઈ (ઇ૦ સ૦ પુ૦ ૩૬૦). ત્યાર બાદ એક વરસ જીવીને ઇરાનનો બુજર્ગ પાદશાહ ૯૪ વરસોની વૃદ્ધ વયે મરણ પામ્યો. તે ઇ૦ સ૦ પુ૦ ૪૦૫ માં તખ્ત ઉપર આવ્યો હતો માટે તેણે ૪૬ વરસો સુધી રાજ્ય કીધેલું ગણાયછે. તેનાં રાજ્યમાં ઇરાનને કશું ખોહોવું પડયું નહી, પણ તેણે સામો નવો વધારો કરી આપ્યો હતો. **આર્તાજર્ક્સીસ** (અર્દશીર) નાં રાજ્યમાં ઇરાનને બીજા પ્રાંતો ઉપરાંત જે નવો ફાયદો થયો તે તો યુનાન ઉપરનું સર્વોપરીપણું મેળવવાને લગતો હતો. યુનાની રાજ્યોની સ્વતંત્રતાની સઘળી બડાઈ છતાં તેઓએ ઉગમણ તરફના મોટા પાદ-

શાહને પોતાનો વડો કીધો અને તેના હુકમને માન આપી ચાલવાનું તથા તેના ચુકાદા પ્રમાણે અમલ કરવાનું માથે લીધું, એ બીના ખુલ્લું દેખાડેછે કે તે રાજ્યોથી ઇરાનનો તાપ ખમી નહી શકાય એવો જણાયો. પોતાનાં સ્વદેશી રાજ્યો ઉપર તેમને વીશ્વાસ ન હતો. અલબતે તેમની અરસપરસની અદેખાઇએ ઇરાનના પાદશાહના કાબુને વધારી આપ્યો હતો, તોપણ **અરદેશીર**ના ભલા ગુણોથી પણ તેમાં ઘણો વધારો થયો હતો. સ્પાર્ટા, થીબ્સ, અને એથન્સ, એક પછી એક, આ પાદશાહની દરબારમા છેક સુસા ખાતે પોતાની તંગીના વખ્તમાં મદદ માંગવા જતાં, પોતાના હક માટે ફરીયાદ લઈ જતાં, અને હકદારને તેનો હક મળતો તે બીજાં રાજ્યો કબુલ રાખવાની ફરજ સમજતાં: એ સઘળાંમાં **અરદેશીર**ની નેકી અને ભલમણસાઈ, તેની ઇજત અને તેના દરજજાને ઘણો વધારી આપતાં હતાં. તવારીખનવેશો આપણને જણાવેછે કે એથીન્યન **કોનને** પાદશાહને નમીને સલામ કરવાનું કામ નમોજુ સમજીને તેની જોડે ત્રીજા ધણીની મારફતે સંદેશા ચલાવ્યા, જોકે પોતે સુસા ખાતે પાદશાહના મહેલમાં હાજર હતો; તેમજ થીબન **પીલોપીડાસ** પોતાનાં વતનની મોટાઇ માટે લ્યુકત્રાની લડાઇ પછી પાદશાહ કને વડાપણાંનો પરવાનો લેવા આવ્યો તે વખ્તે તેને ખરાં દીલથી નમીને સલામ કરવાને બદલે પોતાની વીંટી નાખી દઇ તે ઉઠાવવાને બહાને તે વાંકો વળ્યો; એ સઘળું પોતે જોયા અને જાણ્યા છતાં પાદશાહ **અરદેશીર** કશા પણ ગર્વ વીના તે વીશે અખાડા કરી ગયો હતો. તોપણ એવો કશો ગર્વ તેને હતોજ નહી એમ માલુમ પડેછે. પોતાનાં મહોડાં ઉપર કોઇ તુંદીથી બોલે તો તેની પણ તે ઝાઝી દરકાર કરતો ન હતો, તે એક એથીન્યન એલચીનાં કામ ઉપરથી જણાયછે. જ્યારે **પીલો-પીડાસ** પાદશાહ આગલ પોતાનો દાવો રજુ કરવા આવ્યો ત્યારે એથીન્યનો તરફથી તેની સામે વાંધો ઉઠાવવામાં આવ્યો, અને **પીલોપીડાસ**નો દાવો પુરવાર થયો ત્યારે એક એથીન્યન એલચી ભર દરબારમાં પોતાના બીજા શરીકો તરફ ફરીને પોકારી ઉઠયો કે "એથીન્યન ભાઇઓ, હું ધારૂંછું કે હવે ઇરાનના મોટા પાદશાહ કરતાં કોઇ બીજા મીત્રને શોધી કહાડવાનો વખ્ત નજદીક આવ્યોછે." આ તુંદી ભરેલા વચનો પાદશાહે સાંભળ્યા, પણ તેથી જરા પણ દુખી યા ગુસ્સે થયા વીના તેણે પોતાનાં ફરમાનમાં આટલા શબ્દો વધારવાનો હુકમ આપ્યો કે "અગરજો એથીન્યનોને થીબનોની માંગણી કરતાં કંઇ વધારે વાજબી માંગણી કરવી હોયતો તેઓએ તે વીશે પાદશાહ કને આવીને તેને જાણીતો કરવો." એક ગમથી યુનાની રાજ્યો પાદશાહ સાથ આ રીતે દોસ્તી રાખતાં હતાં, અને બીજી ગમથી તેઓ તેની સામે તેના મીસરના રાજા જેવા દુશ્મનોને ઉસકેરતાં હતાં તે વીશે **અરદેશીર** અજાણો ન હતો, તોપણ તે કુનેહબાજ પાદશાહ હતો માટે વખ્ત જોઇને કામ કરતો અને પોતાના ગુસ્સાને કદી જાહેર પડવા દેતો ન હતો.

**અરદેશીર** બહુજ દયાળુ પાદશાહ હતો, તેમાં કશો શક નથી. પોતાની સામે કપટ રચના કરનાર પોતાના ભાઇનો પ્રથમ અપરાધને માટે **કુરૂશને** માફી બક્ષી એટલુંજ નહી પણ તેને પાછી એશ્યા મૈનરની હાકમી સોંપી, તેમાં જોકે પાદશાહે ભુલ કીધી

હતી તોપણ તેના દયાળુ દીલની એ નીશાની હતી. તે પોતાની એકજ રાણી **સ્તેતીરા** તરફ હમેશાં મેહરબાન અને વફાદાર હતો. તેણીના બાપની બેવફાઇને માટે માજી પાદશાહે પોતાની રાણી **પરીજાદ**ની ફુલવણીથી તે બલવાખોર હાકમનાં સઘળાં છીલ-પીલને મારી નાખવા કહાડયાં ત્યારે **અર્દશીર,** જે તે વખ્તે માત્ર એક શાહજાદો હતો, તેણે પોતાનાં માબાપના કાલાવાલા કરીને રડી તતડીને પોતાની મોહરદારને જીવતદાન અપાવ્યું હતું. પાદશાહની આ માતા કોઈ બહુજ બુરા ખવાસની બાનુ હતી. તેણીની ખાસીયત ખુની હતી. પોતાના નાના બેટાને તખ્ત અપાવવાની તેણીની ઉમેદ હોવાથી **અર્દશીર** સામે તેણીએજ તેને ઉસકેર્યો હતો, અને મરનાર પાદશાહને તેણીએજ તેના વડા દીકરા સામે ભમાવ્યો હતો. તેણીનાં એ બુરાં ફેલના બદલામાં અંતે **કુરૂશ** માર્યો ગયો, અને પાછળથી એજ સ્ત્રીએ પોતાના વડા બેટા **અર્દશીર** ઉપર એટલો બધો વગ ચલાવ્યો કે પાદશાહે તેણીની કાકલુદીને વશ થઇને **કુરૂશ**નો જીવ લેનારા દાખલ જે જે ધણીઓ બડાઈ મારતા હતા તેઓ સર્વેને તેણીના સ્વાધીનમાં આપી દીધા, અને તે સર્વેને એ રાણીએ પોતાના વહાલા બેટાનાં વેરમાં મારી નખાવ્યા.[૧] પણ એટલુંજ નથી. એ ખુની ખવાસની સ્ત્રીનાં કામો સામે એક કુદરતી અંકોશ દાખલ રાણી **સ્તેતીરા** હતી, જેણી આ અઘોર કર્મોથી કમકમતી અને બનતાં સુધી તેમનો અટકાવ કરાવતી હતી. આથી બંને સાસુ વહુ વચે સદાનો કજીઓ થતો, અને એજ દુષ્ટ કજીયાનાં પરીણામ દાખલ બીચારી ભલી રાણી **સ્તેતીરા**ને આ કૃર રાણી **પરીજાદે** ઝેહર આપીને મારી નખાવી.[૨] આ દુખ પાદશાહને માટે ઘણું મોટું હતું, અને તોપણ તે તે દુષ્ટ માતાને કશું કરી શકયો નહી. બેશીત આ વર્તણુકથી **અર્દશીર** ગોયા પોતાની માતાના હાથમાં વેચાઇ ગયો હતો એમ જણાયછે. પણ એ તેના નરમ સ્વભાવનું—બલકે નાખતી કરવાની ખામીનું પરીણામ હતું. પાદશાહ કાચા કાનનો કે બેઇનસાફી ન હતો. તેનો દાખલો શત્રપ **તીરબાજુ** ઉપરથી માલુમ પડેછે, જેના ઉપર પાદશાહના જમાઇ **અર્વંદે** સ્પાર્ટનો સાથ મળી જવાનું તોહમત મેલ્યા છતાં **અર્દશીરે** આ વાંક ખરો માનીને તેને સજા નહી કરતાં તે વાંકની તપાસ ચલાવી, જેમાં **તીરબાજુ** બીન તકસીરવાર ઠર્યાથી તેને પાદશાહે પોતાના વીશ્વાસ તળે પાછો લીધો, એટલુંજ નહી પણ પોતે ઇનસાફી છે એવું દેખાડવા માટે તેણે પોતાના જમાઇને દેશનીકાળ કહાડયો હતો.

---

૧ રોલીન્સ, દ૫૦ ૯, પ્ર૦ ૨, ફસલ ૭. પાદશાહે પોતે કુરૂશનો જીવ લીધો હતો એ વાત જાહેર હતી તે છતાં એક કાર્યન સીપાહીએ તેમજ મેહરદાદ નામે એક ઇરાનીએ તે બલવાખોર શાહજાદાને કારી જખમો કરવાના દાવા ઊઠાવ્યા હતા.

૨ કહેછે કે પરીજાદે પોતાની વહુ સાથ તેમજ પાદશાહ સાથ દોસ્તી કરી દીધી અને પછી એક દીને ખાના ઊપર છરી વડે મુર્ગ કાપીને તેનો એક ભાગ સ્તેતીરાને ખાવા આપ્યો અને બીજો ભાગ પોતે ખાઇ ગઇ. જે ભાગ વહુને ખાવા આપ્યો હતો તે ભાગ તરફનાં છરીનાં પાનાને ઝેહર લગાડેલું હતું. આ મુર્ગ ખાધા પછી ગરીબ સ્તેતીરા બહુ હેરાન થઇને મરી ગઇ.—રોલીન્સ, દ૫૦ ૯, પ્ર૦ ૨, ફસલ ૭.

**અર્દશીર** બાહોશ પાદશાહ હતો. **રૉલીન્સન** કહેછે કે તે સઘળા પાદશાહોમાં બહુજ નબળો હતો, અને મનનો મજબુત ન હતો—જોકે તે સ્વભાવે નરમ, ભલા ખવાસનો, સાફ દીલનો અને મોહબતવંત હતો.[૧] એક બીજો તવારીખનવેશ કહેછે કે આ પાદશાહ નમ્ર અને સખી દીલનો હતો, અને મોટાં ડહાપણ, દયા અને ઇનસાફથી તેણે રાજ્ય ચલાવ્યું હતું, અને તેથીજ તેની આખી શેહનશાહતમાં તેને માન મળતું અને તેની સત્તા કબુલ રાખવામાં આવતી હતી.[૨] **પ્લુટાર્ક** આ પાદશાહ વીશે નીચે મુજબ લખી જાયછે.[૩] **અર્દશીર** પ્રથમ પહેલા **અર્દશીર** (દરાજદસ્ત) ની નમ્રતાની નકલ કરતો જણાયો, જેનું નામ તેણે તખ્તે બેસતાંજ રાખ્યું હતું. જેઓ તેને અરજ કરતા તેમની જોડ તે ભેળાઈ જતો, અને સારા ગુણીયળ ધણીઓને છુટે હાથે બક્ષેશો અને મર્તબા આપતો. કોઇને શીક્ષા કરવી હોય તો તેમાં અપમાન નહી ઉમેરાય તેની તે સંભાળ લેતો. જો કોઇ ભેટ લાવતું તો તે લાવનાર જેટલો પોતે પણ ખુશી દેખાતો—બલકે જેઓ તેને હાથે મર્તબો મેળવતાં હરખાઈ જાય તેવો પોતે પણ હરખાતો, અને મેહરબાનગી બક્ષતી વેળા તે ખુશી દેખાતો હતો. એવી કોઈબી ચીજ ન હતી, પછી તે ગમે એટલી નજીવી હોય, જે તે મેહરબાનગી સાથ કબુલ રાખતો ન હતો. **ઓમીસસ** નામે એક ધણી એક અતી મોટાં કદનું દાડમ પાદશાહ આગળ લાવ્યો જે કબુલ રાખતાં **અર્દશીર** બોલ્યો કે "મેહર ઇજિદની રોશનીના કસમ લઇને કહુંછું કે આ ધણીને જો એક નાનાં શેહરનો હાકમ ઠરાવવામાં આવે તો એ તેને મોટું બનાવે." એક વખ્ત પાદશાહ મુસાફરી કરવા નીકળ્યો તે વેળા તેની પ્રજા તેને માટે કંઇ કંઇ જીનસ ભેટ દાખલ લાવી. પણ એક મજુર કને એવી કશી ચીજ નહી હોવાથી તે નદીમાંથી પાણીનો ખોભલો ભરી લાવ્યો. આથી પાદશાહ એટલોતો ખુશ થઇ ગયો કે તેણે પેલા ગરીબ માણસને એક સોનાનું પ્યાલું તથા ૧૦૦૦ સોનાના સીક્કા બક્ષેશ આપ્યા. એક લેસીડીમોન્યન નામે **યુકલીડાસ** પાદશાહની હજુરમાં તુંદાઇ ભરેલા સખુનો બોલવા લાગ્યો ત્યારે **અર્દશીરે** તેને એટલોજ ઉત્તર દીધો કે "તારે ગમે તે તું બોલ, પણ તારે જાણવું જોઇયે કે હું તેનો ઉત્તર દઈ શકીશ એટલુંજ નહી પણ તે બજાવી શકીશ."

આ સઘળી ખુબીઓ છતાં **અર્દશીર** પાદશાહ ઉપર નબળાઈ—બલકે હીચકારાપણાંનું તોહમત મેલવામાં આવેછે. તે પોતાના ભાઇ સામે લડવા ગયો, તેમજ કેદુશ્યન લોકોને સજા કરવા માટે તે પોતે તેમના મુલકમાં ચહડાઇ લઇ ગયો હતો, તે બીના દેખાડેછે કે તે કંઇ અયાસી, બેદરકાર અથવા મોજીલો ન હતો. વળી મીસરને તાબે કરવાની બે વાર તેણે કોશેશો કીધી અને ચહડાઇઓ મોકળાવી હતી તે ઉપરથી જણાયછે કે તે છેક સુલેહને પસંદ કરી બેસનારો થંડો નહી પણ બહાદુર પાદશાહ હતો. પણ તોબી **કુરશ**ની ઇરાન ઉપરની ચહડાઈ વખ્તે છેક કુનેકસાનાં મેદાન સુધી પાદશાહ તરફથી તેના એક પણ સરદારે દુશ્મનો સામે દેખાવ દીધો નહી તે ઉપરથી કેટલાક તવારીખનવેશો **અર્દશીર**ઃ ઉપર નબળાઇનો દોષ મેલેછે. પણ આમાં જેટલી કસુર

૧ પુરા૦ પાદ૦, ઇંપ૦ ૪, સફે ૫૩૨.

૨ પાર્સી૦ તવા૦, સફે ૮૫.

૩ જુઓ "આર્ટાજર્ક્સીસ."

પાદશાહના સરદારો અને હાકમોની હતી તેટલી તેની ન હતી. આગલા સફાઓમાં આપણ જોઈ ગયાછીયે કે **એબ્રોકોમાસ** અને બીજા ઈરાની સરદારોના હાથમાં સારી તક હોવા છતાં તેઓ **કુરૂશ**ની સામે થયા ન હતા. પણ તેમનું આ હીચકારાપણું પાદશાહના નાખુતી કરવા અથવા ધચુપચુ મન રાખવાના સ્વભાવથી જન્મ પામ્યું ન હતું. બીજા તવારીખનવેશો જણાવી ગયા નથી, પણ પેલી ક્રૂર અને ખટપટખોરી રાણી **પરીજાદ**નાં પહેલેથી છેલે સુધીનાં સઘળાં કામો ઉપરથી આમ સાર કહાડવાનું આપણને કારણ મળેછે કે એ રાણીની ઉસ્કેરણીથીજ જ્યારે **કુરૂશ** ઈરાન ઉપર ચહડાઈ લાવ્યો હતો ત્યારે તેણીની ફુસલવણીથીજ **એબ્રોકોમાસ** અને બીજા ઈરાની સરદારોએ **કુરૂશ**ની સામે થવાના અખાડા કીધા હતા—જોકે પાદશાહને દેખાડવા માટે સામે થવાનું તેઓએ માત્ર ડોલ કીધું હતું. પણ એ સઘળું ઈરાનની દુર્બળતા દીનપર દીન વધતી જતી હતી તે દેખાડેછે.

## ફસલ ૨. રાણી હોમાયનો હેવાલ.

જોકે **ફીરદોસી** અને બીજા ફાર્સી તવારીખનવેશો વગેરે આપણને એમ જણાવી ગયાછે કે પાદશાહ **બહુમન** પછી રાણી **હોમાય** ઈરાનનાં તખ્ત ઉપર બેઠી હતી અને તેણીએ ૩૨ વરસો સુધી અમલ ચલાવ્યો હતો, તોપણ યુનાની લખનારાઓએ એવી કોઈબી રાણી પાદશાહ **આર્તાજર્કસીસ** 'લોંજીમાનસ' (**અર્દશીર** 'દરાજદસ્ત'=**બહુમન**) પછી તખ્ત ઉપર આવેલી આપણને જણાવી ગયા નથી. આ ઉપરથી સવાલ ઉત્પન થાયછે કે આ રાણી **હોમાય** કયાંથી આવી? અગરજો એવી કોઈબી રાણીનો અમલ હોત અને ત્રીશથી વધારે વરસો સુધી ચાલ્યો હોત તો યુનાની તવારીખનવેશો તે બીના જાહેર કીધા વીના રહેત નહી, કેમકે પાદશાહ **દારાયસ હીસ્તાસ્પીસ**ના વખ્તથી તે છેલા પાદશાહ **દારાયસ** કોડોમાનસના અમલ સુધી ઈરાનીઓને યુનાનીઓ સાથ ઝાઝો સંબંધ હતો અને મુખ્ય કરીને તેઓ જોડેજ લડાઈઓ ચાલુ રહી હતી. બીજા હાથ ઉપર **ફીરદોસી**એ **હોમાય**નું નામ પેહલવી બુનદેહેશ કેતાબ ઉપરથી લીધેલું લાગેછે, જેમાં **હોમાય**ની પાદશાહી ૩૦ વરસોની જણાવેલીછે.[1]

હવે આ સવાલને ગુચવાડો એકજ રીતે સમજી શકાયછે, અને તે એકે પાદશાહ **આર્તાજર્કસીસ** 'લોંજીમાનસ' પછી **દારાયસ** 'નોથસ' અને **આર્તાજર્કસીસ** 'નીમન' પાદશાહી ભોગવી ગયા હતા, તેઓ સર્વને ઉગમણુ તરફના લખનારાઓએ પાદશાહ **બહુમન**ની પાદશાહીમાં લપેટી દીધાછે; અને ત્યાર બાદ થોડાંક વરસો રાણી **હોમાય**ને લાગુ પાડી તેણીની પાદશાહી ગોઠવી આપીછે. આ અનુમાનનાં કેટલાંક કારણો છે. **અર્દશીર** દરાજદસ્તથી **અર્દશીર** નીમન સુધીના પાદશાહોનો અમલ ૧૧૨ વરસોનો હતો, એમ યુનાની લખનારાઓ જણાવેછે; ત્યારે બુનદેહેશ[2] અને તે ઉપરથી ફાર્સી લખનારાઓ મુજબ **બહુમન** અને **હોમાય**ની પાદશાહીઓનાં વરસોનો સરવાળો ૧૪૫ નો થાયછે. હવે 'નીમન' ની પાદશાહી પછી જો ૩૦ વરસ

---

૧ પ્ર૦ ૩૪, ૫૦ ૮.

૨ તેજ.

**હોમાય**ના અમલનાં ઉમેરવામાં આવેતો ઉપલા હખામની પાદશાહોનો ૧૧૨ વરસનો અમલ બુનદેહશ મુજબ ૧૪૨ વરસનો બરાબર થઈ રહેછે. બીજું એકે પાદશાહ 'નીમન' ની મા અને પાદશાહ **દારાયસ** 'નોથસ' ની રાણી **પરીસાતીસ** (પરીજાદ) એક ખરેખર પાદશાહી તોર અને મીજાજની બાનુ હતી. પોતાના ખાવંદની પાદશાહી વેળા તેણીએ એક આપખુદ રાણી જેવોજ અમલ ચલાવવામાં કશી બાકી રાખી ન હતી, તેમજ પોતાના બેટાની પાદશાહી વેળાબી તેણીએ તેના ઉપર એક મા દાખલજ નહી પણ તેના કરતાં પોતે વડી હોય એવો સ્વતંત્ર કાબુ ચલાવવાની અનેક વેળા તજવીજ કીધી હતી. એ સઘળું આપણે આગલા સફાઓમાં જોઇ ગયા છીયે. હવે આમ હોવાને લીધે પાછળથી અગરજો એમ મનાયું હોય કે રાણી **પરીજાદ** (ફાર્સી લખનારાઓ મુજબ **હોમાય**) પાદશાહી ભોગવી ગઈ હતી તો ખરેખરી તવારીખની ગેરહાજરીમાં અને લાંબાં વરસોની મુદત વીતી ગયાને લીધે તે બચીત બનવાજોગ છે. એક ત્રીજી વાત એ છે કે જોકે ફાર્સી લખનારાઓ તવારીખ જેવું કશું આપી ગયા નથી તોપણ તેઓએ **હોમાય**ના અમલની જે કંઇ નજીવી વીગતો આપીછે તેમાં તવારીખના ખરેખરા બનાવોનો કંઇક મલતો આવે એવો ભાસ હોય એમ માલમ પડેછે.

બુનદેહશમાં જણાવ્યુંછે કે **હોમાય** પાદશાહ **બહમન**ની બેટી[૧] હતી. **ફીરદોસી** એજ કેતાબ ઉપરથી જણાવેછે કે તેણી 'ચેહરજાદ'—બુનદેહશ મુજબ 'ચેહર-આજાદ'[૨]—

---

૧ ફીરદોસી લખેછે કે હોમાયને બહમને પેહલવી દીન મુજબ પોતાની ઓરત દાખલ કબુલ રાખી હતી! આ કઇ જાતની પેહલવી યાને પાદશાહ અને પેહલવાન લોકોની 'દીન' (?) હતી તે જણાતું નથી. અગરજો આ દીનજ હતી તો આગલા અનેક પાદશાહોએ એમ કીધેલું હોવું જોઇયે અને તેમ કરવાનો રેવાજ હોવો જોઇયે. પણ ફીરદોસીનાં આખાં શાહનામાંમાં એવો બીજો દાખલો કેથે જણાતો નથી જે મુજબ આ "પેહલવી દીન" રવેશે પાદશાહો બેટીઓ સાથ શાદી કરતા હોય! ફીરદોસી, મીરખુંદ અને બીજા જેવી લખનારાઓ હોમાયને બહમનની 'બેટી' લખી ગયાછે તેઓ બુનદેહશ મુજબ ચાલ્યાછે; પણ બુનદેહશના જે પેહલવી શબ્દનો તેઓએ 'દીકરી' અર્થ કીધોછે તેજ શબ્દનો અર્થ બીજી રીતે 'જોડાયલી' (યાને પરણેલી) થાયછે. એરવદ દારાબ દસ્તુર પેશોતન સંજાણા આ છેલો અર્થ વધારે વાસ્તવીક ગણાવેછે, અને "બહમન નામા" ની શાહદત આપેછે કે તેમાં જણાવ્યા મુજબ એ પાદશાહ નસ્રાજાર્સ નામે મીસરના એક પાદશાહની બેટી સાથ પરણ્યો હતો જેણીનું નામ હોમાય હતું. આ ઊપરથી એરવદ દારાબ એમ દેખાડવા માંગેછે કે હોમાય બહમનની બેટી નહી પણ ખરેખરી રાણીજ હતી. આ ખોલાસો જોકે ધ્યાન પુગાડવા જોગ છે તોપણ તે કેવળ ખરો હોય એમ લાગતું નથી. એક ચોકસ શબ્દના બે એકેકથી ઊલટા અર્થો થયાથી ફીરદોસીએ કેવી ભયંકાર ભુલ કીધીછે તેની આ ખોલાસા ઊપરથી સમજણ મલેછે; તોપણ પાદશાહ બહમન ૧૨૦ વરસ રાજ કરીને મરણ પામે તે વેળા તેની રાણી તે મીસરના રાજાની બેટીને ૬ માસના હમેલ હોય એ કેમ બને! અમારી તરફનો ખોલાસો એ છે કે હોમાય રાણી પરીસાતીસ (પરીજાદ) ને કેટલીક બાબતોમાં મળતી આવેછે માટે તેણી પાદશાહ બહમનની રાણીને બદલે તેના બેટા દારાયસ નોથસની રાણી હશે.

૨ રાણીના આ એલકાબનો અર્થ "ખુલ્લા ચેહરાની" એવો થાયછે. કદાચ તેની સમજણ બુરખો રાખ્યા વીના તેણી ફરતી હતી એવી કોઇ આપી શકે. પણ જો હોમાય પાદશાહ બહમનની બેટીને બદલે મીસરના રાજાનીજ શાહજાદી ઠરે તો બહમન નામામાં જણાવ્યા મુજબ તેણી ઘણી બહાદુર અને લડાયક હતી તે ઊપરથી કદાચ ઊપલા એલકાબની

ને નામે ઓળખાતી હતી, અને તે ઘણી હુશીયાર હતી. આ શાયર તેમજ **મીરખુંદ** મુજબ એવું જણાયછે કે તેણીને ઇરાનનાં તખ્ત ઉપર કશો દાવો ન હતો; કેમકે **બહુમન** પાદશાહનો **સાસાન** નામે એક બેટો હતો અને તેને તખ્ત મેળવવાની ઉમેદ હતી. પણ **બહુમને** બુજર્ગોનું એક અંજુમન બોલાવીને જાહેર કીધું કે તેનાં મરણ પછી **હોમાયને** પેટે જેબી બાળક અવતરે તેને ઇરાનનું તખ્ત મળે. આથી નાસેપાસ થઇ **સાસાન** નીશાપુર ખાતે જઇ રહ્યો અને એક આબરૂદાર ગ્રહસ્થની દીકરી સાથ શાદી કરી એકાંતવાસમાં જીંદગી પુરી કીધી. તેના એક બેટાનું નામ પણ **સાસાન** હતું, જે બીચારો નાદાર હાલતમાં ગોવાળીયાનો પેશો કરીને પહાડો અને જંગલોમાં ભટકી અંતે ઠેકાણે લાગ્યો હતો. શાહજાદા **સાસાન** તરફ પાદશાહની આ ઇતરાજીનો કશો સબબ ફારસી લખનારાઓ જણાવી જતા નથી. હવે **બહુમને** કંઇ **હોમાયને** તખ્તની વારેસ ઠરાવી ન હતી. ખરો હક તો તેણીનાં ફરજંદનો હતો, માટે પાદશાહે તેણીનાં પેટ ઉપર તાજ મુકવાની વસીહત કીધી હતી, એમ **મીરખુંદ** જણાવી જાયછે.

ગમે તેમ હોય તોપણ હવે **હોમાય** રાણી ગણાઇ, અને તેણીએ શરૂઆતમાંજ નેકી અને સખાવતથી સર્વે પ્રજાનાં દીલ હરી લીધાં. તેણીએ એક શાહજાદાને જન્મ આપ્યો હતો, પણ તે પાદશાહીનો માલેક થાય એ તેણીને ગમ્યું નહી તેથી, આપણા ફારસી તવારીખનવેશો એક કહાણી લખેછે કે, **હોમાયે** પોતાનાં બાળકને ૭ મહીનાનું થયા બાદ એક રાત્રે એક આરાસ્તે કીધેલી સંદુકમાં સુવાડી, તેમાં કેટલોક ખજાનો અને ઝવેરાત મુકીને ફોરાત (યુફ્રેટીસ) નદીમાં તરતું મેલી દીધું. **સુલેમાન શામી** નામે લખનાર મુજબ **હોમાયને** આ બાળક માટે બહુ ધીક્કાર પેદા થયો તેથી તેણીએ તેને પોતાથી દુર કરવાની મતલબથી ઇસ્તખ્રની નદીમાં છોડી દીધું હતું.[૧] હવે આ પેટી તરતી તરતી ધોબીઘાત તરફ ચાલી, જ્યાં એક ધોબીના હાથમાં આવ્યાથી તેણે તે ઉઘેડી, અને માંહે એક જીવતું બાળક તથા કીમતી ઝવેરાત જોઇને તેને પોતાને ઘર લઇ ગયો. ધોબીની ઓરતનું એક દુધમળ બાળક તુર્તનુંજ મરણ પામ્યું હતું માટે તેણીએ તેને પોતાનું દુધ પાઇ માયાથી ઉછેર્યું, અને તેઓએ પાણીમાંથી આ ફરજંદ મળ્યું હતું માટે તેનું નામ **દારાબ** રાખ્યું. મોટો થઇને આ શાહજાદો એક જમીનદાર[૨]ની નોકરીમાં રહ્યો, અને પાછળથી રૂમનું લશ્કર[૩] આ ધણીનાં ગામ ઉપર

---

સમજણ ઉઠાવી શકાય. તેનામું લખનાર પોતાના ભાઇબંધ લખનારાઓની રીત મુજબની અતીષયોકતી સાથ લખી ગયોછે કે બહમને બે મર્તબે તેણીને લડાઇમાં શીકસ્ત આપ્યા પછી તેણી તેની રાણી થવાને કબુલ થઇ હતી. એ વેળા બહમન પાદશાહ પોતાનું તાજ અને તખ્ત લોલુ નામે એક ગુલામના હાથ ઉપર બોહી બેઠો હતો અને નહાસીને મીસર તરફ ગયો હતો. હોમાય સાથ શાદી થયા પછી મીસરના અને રૂમશામના રાજાઓની મદદથી તે ઇરાનનું તખ્ત પાછું મેળવવામાં ફતેહ પામ્યો હતો.

૧ આ વીગતો ઉપરથી એક વાત એ સીદ્ધ થાયછે કે બહમન યા હોમાય કયાની વંશનાં ન હતાં. ઇસ્તખ્રની નદી યા ફેરાત નદી હખામની ઇરાનનાં પાયતખ્તોની નદીઓ હતી.

૨ ફીરદોસી જેને જમીનદાર લખેછે તે કોઇ મોટો હાકમ હોવો જોઇયે. ચેહરઓરેહના હેવાલ સાથ આ બીના સરખાવો.

૩ આ રૂમનું લશ્કર તે સ્પાર્ટન ફોજ હોવી જોઇયે. જુઓ સફે ૩૯૬.

ચહડી આવ્યું અને લડાઇ થઇ તેમાં તે માર્યો ગયો. આ બાબેની ખબર રાણી **હોમાયને** થયાથી તેણીએ શત્રુઓ સામે લડવા માટે **રસનવાદ**[1] નામે **અમીરને** એક લશ્કર આપીને મોકલ્યો. આ સરદારની ફોજમાં નવા સીપાહી દાખલ શાહજાદા **દારાબે** નામ નોંધાવ્યું, અને દુશ્મનો સામેની લડાઇમાં તેણે મોટી બહાદુરી દેખાડી અને તેમને મારી કહાડવામાં ફતેહ મેળવી. શેવટે શત્રુઓએ આજેજ થઇ સુલેહ ચાહી અને દંડ દાખલ કેટલોક ખજાનો મોકર્યો અને ઇરાનની મોટાઇ કબુલ રાખીને દર સાલ ખંડણી આપવાનું કબુલ કીધું.[2] **દારાબની** આ સઘળાં કામોમાં ભારી જવાંમર્દી જોઇ **રસનવાદ** અચરત થયો, અને પરપુછ કરતાં તે શાહજાદાથીજ તેની બુનીયાદ તેના જાણ્યામાં આવી, જે તે અમીરે રાણી **હોમાયને** જાહેર કીધી, અને એ રીતે **દારાબ** પોતાના બાપની પાદશાહી મેળવવાને શકતીવાન થયો.

**દારાબે** જે લડાઇમાં બહાદુરી બતાવેલી જણાયછે તે સ્પાર્ટનો સાથની લડાઇઓ વીશેનો ઇશારો હોવો જોઇયે; પણ તે કઇ કઇ લડાઇઓ હતી તે બાબે આ ઠેકાણે સરખામણી કરવાની તજવીજ કરવાને અમે થોબતા નથી. **મીરખુંદ** જણાવેછે કે **હોમાયે** ઇસ્ફહાનના મુલકમાં હર્પવઇગાન નામે શેહર વસાવ્યું હતું, અને ઇસ્તખ્ર ખાતે હજાર સતુન નામનો મહેલ બાંધ્યો હતો, જે પાછળથી **સેકંદર** રૂમીએ ફના કીધો હતો.[3]

---

૧ આ ઇરાની સરદારની હકીકતને બોરેહબાજુની સ્પાર્ટા ઊપરની ચહડાઇ અને ફતેહ સાથ સરખાવો.

૨ આ બીનાને "એન્ટાલસીડાસની સુલેહ" નાં પરીણામ સાથ સરખાવો.

૩ બહમન અને હોમાય અને દારાબ કયાની નહી પણ હખામની પાદશાહો હતાં તેની આ એક મદદગાર સાબેતી ફારસી તવારીખનવેશો ઊપરથી મલેછે. ઊપલા હજાર મીનારના મહેલ વીશે આ પહેલીજવાર આપણ વાંચીયે છીયે. એટલા બધા મીનારાના મહેલ વીશે એક પણ યુરોપીયન મુસાફર જણાવી ગયો નથી.

## બાબ ૨૪.

# દારાબ.

## અર્તક્ષત્ર—આર્તાજ.ર્કસીસ ૩; દારયવુશ—દારાયસ (ઓકસ) ૩.

(ઈ૦ સ૦ પુ૦ ૩૫૯—૩૩૮.)

૧. શેહનશાહતની પડતીનાં ચીન્હો—દુર્બળતાનું મુખ્ય કારણ—રાજ્ય કુટુંબમાં કુસંપ—ભાઈ ભાંડુઓની કતલ. બુઢા પાદશાહનો જીવ લેવાની તદબીર—શાહજાદા ઓકસનાં કર્તુક—તેનું નવું નામ—તેની ખુનરેજીની વીગતો.

૨. અર્દબાજુનો બલવો—તેને એથન્સ અને થીબ્સની મદદ—એથન્સનું બીહીકણપણું—બલવાખોરોને સજા. બીજાં શેહરો ખાતે બલવાની આગ—સાઇપ્રસના નવ રાજાઓનો ભેગો બલવો; ફીનીશ્યામાં તુફાન—સાઇડનના રહેવાસીઓ તરફ પાદશાહનું કઠણ દીલ—તેઓનો ઘાતકી ઠરાવ—શેહરને આગ લગાડી રહેવાસીઓએ બળી મરવું—ત્યાંના બલવાખોર રાજાને સજા.

૩. મીસરની ફતેહ માટે તૈયારી—પાદશાહની પહેલી ચહડાઈમાં નીષ્ફળતા; બીજી મોટી ચહડાઈ—ઈરાનની ફતેહ—મીસરનું તાબે થવું—પાદશાહનાં ઘાતકીપણાંની ફરીયાદ—મીસરની ફતેહ બાબે ગ્રોટના વીચાર. ઈરાનની વીશેષ ફતેહો. મેસીડન ઉપર પાદશાહની ચહડાઈ; યુનાની તવારીખોમાં એક અગત્યના બનાવની ખુટ; રાજા ફીલીપ યુનાનની મદદ માંગેછે—ફીલકુસ ઉપરની ચહડાઈનું કારણ—લડાઈમાં તેની શીકસ્ત—સુલેહ માટે માંગણી—તે સલામી આપવા કબુલ થાયછે—તેની બેટી નાહીદ. આરબોની ઈરાન ઉપર ચહડાઇ—તેમની શીકસ્ત. પાદશાહનું ખુન—તેની ચાલચલણ.

### ફસલ ૧. પાદશાહનું ઘાતકીપણું.

ઈરાનની પહેલી પાર્સી શેહનશાહતના પડતા વખ્તની નીશાનીઓ હવે તેની આસપાસના બારીકબીન પડોસીઓને ખુલ્લી દેખાતી હતી; અને યુનાની રાજ્યોમાં સ્પાર્ટા અને એથન્સ અછી રીતે જોઇ ચુકયાં હતાં કે ઇરાનનો પાદશાહ માત્ર નામેજ મોટો છે, બાકી તેની ફોજની અતી મોટી સંખ્યા છતાં તે કશું તારીફ લાયક કામ બજાવી શકવાને હવે અશકત છે. લશ્કરની સંખ્યામાં નહી પણ તેની કવાયદ અને બહાદુરીમાં, તેની ઇમાનદારી અને હીમતમાં પાદશાહ અને તેનાં મોટાં રાજ્યની સલામતી છે એમ પુખ્ત રીતે વીચાર કરવાને માજી પાદશાહ **અર્દશીર**ને પુરતી તકો મળી હતી, જેનો તેણે અગર લાભ લીધો નહી હોય તો તેના બેટા અને નવા પાદશાહ **દારાબે** લીધેલો લાગેછે. પણ તેમ છતાંબી મહાત્મા **કુરૂશ**ના વખ્તનો સાદો અને મીતાહાર ઇરાની સીપાહ હવે રહ્યો ન હતો; હવે તો ઇરાની સીપાહી એટલો મોજીલો અને બેદરકાર થઇ ગયો હતો કે તેની નકલ કરવાને સાદાઇ માટે વખાણાયલા સ્પાર્ટનો પણ લોભાયા હતા. લશ્કરની આવી સુસ્તીની જોડે ઇરાની શત્રપોની એકેક સાથની દુશ્મની ઇરાનની ખરાબીનું એક મુખ્ય કારણ હતું. ખુદ ઇરાન દેશ ગોયા મધ્ય બીંદુ હતું, જ્યાંની પ્રજા પાદશાહ તરફ વફાદાર હતી, પણ તેની આસપાસના મુલુકો ખાતે જેમને હાકમ દાખલ મોકળવામાં આવતા હતા તે જોકે ઘણું કરીને પાદશાહી ખાનદાનના તથા કશાયલા સીપાહો હતા, તોપણ તેઓ પોતાની હાકમીના મુલુકોને એકેક સાથ

જોડાયલા નહી પણ જુદા હોય એમ ગણીને એકેક સાથ દુશ્મની રાખતા અને વખ્તપર લડાઇઓ પણ કરતા હતા, એટલુંજ નહી પણ દુશ્મનોને પોતાના ભાઇબંધ શત્રપોના પ્રાંતો ઉપર ચહડાઇ લઇજવાને ઉશ્કેરતા હતા. આમ થવાથી તેમની પોતાની નબલાઇમાં વધારો થતો હતો, તેથી શેહનશાહતના સુધારા અને વધારાને મોટું નુકસાન થતું હતું, તેથી તેમના પાદશાહની સત્તા અને સખ્તુનને ઘણું ખમવું પડતું હતું; તેની આ શત્રપો કશી દરકાર રાખતા જણાતા ન હતા. એટલુંજ નહી પણ વળી તે હાકમોને આમ લડતા અટકાવવાની પાદશાહ તરફથી તજવીજ કદાચજ થતી હતી, એટલે ગોયા પાદશાહો પોતેજ પોતાની ઇજ્જત માટે સઘળી દરકાર છતાં બેદરકાર રહેતા હતા.

પણ ઇરાનની દુર્બળતાનાં આજ કારણો નથી. સર્વેથી મોટું અને અગત્યનું કારણ તો ખુદ દરબારનો કુસંપ—પાદશાહનાં પોતાનાં ફર્જંદોની શત્રુતા હતું. આથીજ ઇરાનની મોટી શેહનશાહતનું જલદીથી શેવટ આવ્યું; અને બીજાં રાજ્યોની આખરીની પણ એજ ખુલ્લી નીશાની હોયછે. પાદશાહ **જર્કસીસ** પછીથી પાદશાહી કુટુંબમાં આ બદબખ્ત મીનાકેશીએ દેખાવ દીધેલો જણાયછે, અને તે વખ્તથી આપણ નવજવાન અને બહાદુર શાહજાદાઓનાં ખુનો થતાં વાંચતા આવ્યા છીયે. એવીજ ભાઇભાંડુઓની કતલનો એક સફો હ્યાં ઉમેરવાની દુખ ભરેલી ફરજ બજાવવી પડેછે, જે ઉપરથી સાબેત થાયછે કે જેમ બહારથી તેમજ અંદરખાનેથી ઇરાનની હાલત તમામ સળી ગયલી હતી.

ભલો પાદશાહ **અર્દશીર** ૯૪ વરસો કરતાં પણ વધારે મુદત સુધી જીવત; પણ તેની હયાતીમાંજ તેના બેટાઓની કતલ ચાલી, જેથી ગમ ખાઇને તે મરણ પામ્યો. પાદશાહ બુજર્ગ વયે પુગ્યો હતો માટે તેણે પોતાના વડા બેટા **દારાને** પોતાનાં તખ્તનો વારેસ ઠરાવ્યો હતો, પણ તે બીચારો આ તખ્ત ભોગવવા પામ્યો નહી. **પ્લુટાર્ક** તેનાં મરણનાં કારણ દાખલ એક નવાઇ સરખી વાત કહી જાયછે, જેને **ગ્રોટ** વાજબીની રાહે હસી કહાડેછે. કહેછે કે જે ધણી તખ્તનો વારેસ હોય તે પાદશાહ કનેથી ગમે તે બક્ષેશ માંગે તો તે આપવાને પાદશાહ કદી ના પાડે નહી એવો ઇરાનમાં રવૈયો હતો. તે મુજબ શાહજાદા **દારાએ** પોતાના બાપ કનેથી તેનાં જનાનખાનાંમાંની એક જુનાની બાંદી[1]ની માંગણી કીધી. પોતાના વડા શાહજાદાની આ માંગણીથી, કહેછે કે, પાદશાહ એટલો તો ગુસ્સે થયો કે તેણે **દારાને** વારેસ નહી ઠરાવતાં પોતાના નાના દીકરા **ઓકસને** તખ્ત આપવાનો મનસુબો કર્યો. આ વીશે **દારાને** ખબર

---

૧ આ બાંદી તે પાદશાહના મરનાર ભાઇ **કુરશની** માનીતી એસ્પેશ્યા નામની હતી. હવે પ્લુટાર્કની વાત જો સાચી હોય તો તે બાંદીની ઊમર આ વખ્તે ૫૫ થી ૬૦ વરસની હોવી જોઇયે; કેમકે ગ્રોટ (યુના૦ તવા૦, દફ૦ ૭, સફે ૩૨૩, નોટ ૧) ખુલ્લું બતાવેછે તેમ કાઇરસ કુનેકસાની લડાઇમાં માર્યો ગયો તે બનાવને આ વખ્તે ૪૦ વરસો ગુજરી ગયાં હતાં. પ્લુટાર્કની ગણત્રી મુજબ તો પાદશાહ અર્દશીરે ૪૬ ને બદલે ૬૨ વરસ રાજ્ય ચલાવ્યું હતું. તેમ જો હોય તો આ બાંદીની વય પોણાસો વરસથી પણ વધારે હોવી જોઇયે ? જે પુરાતન લખનારાઓ ઊપર આ તવારીખને માટે અમને આધાર રાખવો પડયોછે તેઓ કેટલી બધી હદ સુધી ભુલાવો ખવાડેછે તેનો આ એક નમુનો છે.

પડી અને તે ગભરાયો, પણ **તીરબાજુ** નામે એક પાદશાહથી બેદીલ થયલા દરબારીની ઉશ્કેરણીથી તેણે પોતાના પીતાનો જીવ લઇ તખ્ત પોતાને હાથ રાખવાની કોશેશ કીધી, જે પકડાઈ આવ્યાથી પાદશાહે આ બંને કાવત્રાંબાજોને મારી નખાવ્યા.[1] **દારા**નાં મરણથી તેના નાના ભાઇ **ઓકસે** તખ્ત મેળવવાની તજવીજ કીધી, પણ તેના કરતાં એક વડો ભાઈ **આર્સામીસ** (અર્સામ) નામનો હતો, જેનો તેના કરતાં તખ્ત ઉપર પહેલો હક હતો, માટે કોઈ ચોકસ કારણસર પાદશાહ તારો જાન લેનાર છે એવી **ઓકસે** તેને ધાસ્તી આપ્યાથી, કહેછે કે, તે બેવકુફ શાહજાદાએ વગર તપાસ કરવે એકદમ જેહર લઇ આપઘાત કીધો.[2] આ રીતે પોતાના માર્ગ વચેની નડ નીકળી ગયા છતાં **ઓકસ**ને એક બીજી ફીકર પોતાના બાપના બીજા એક માનીતા દીકરા **આર્યાસ્પીસ**ની હતી, જેને આ શાહજાદાએ છુપી રીતે કતલ કરાવ્યો. આ રીતે પાદશાહનો ચરાગ માત્ર આજ એક ખુની શાહજાદો રહ્યો, જેનો અંત લાવનાર કોઈ નહી હોવાથી તે તખ્તનો હકદાર વારેસ ગણાયો, અને **અર્દશીર** આ સઘળા બનાવો પછી એક વરસમાં ગમ ખાઇને મરણ પામ્યો ત્યારે તે ઘાતકી શાહજાદો **દારાબ** (દારાયસ) નામ રાખીને તખ્ત ઉપર આવ્યો.[3]

**રૉલીન્સન** વગેરે અર્વાચીન તવારીખનવેશો **પ્લુટાર્ક** વગેરે પ્રાચીન ઇતીહાસ કર્તાઓના આધાર ઉપરથી આપણને જણાવેછે કે સઘળા હખામની વંશના પાર્સી પાદશાહોમાં **દારાબ** બહુજ ઘાતકી અને ખુની હતો.[4] જે કામો કરીને તેણે તખ્ત મેળવ્યું તે કામો ઉપરથીજ આ મત આપવામાં આવ્યું નથી, પણ તખ્ત મેળવ્યા પછી બીજી જે જે ખુનરેજી તેણે ચલાવી તે ઉપરથી તેને આવો કાળો દેખાડવામાં આવ્યોછે. કહેછે કે પોતે પાદશાહ દાખલ જાહેર થયા પછી તેણે પાદશાહી ખાનદાનમાંના સઘળા શાહજાદાઓ અને શાહજાદીઓને કતલ કર્યા, એવી મતલબથી કે તેની સામે દાવો ઉઠાવનાર કોઇપણ હરીફ ઉભો થાય નહી.[5] એક બીજો તવારીખનવેશ આ કતલનું

---

૧ જસ્ટીન નામે તવારીખનવેશ મુજબ દારાયસે પોતાના કેટલાક સાવકા ભાઇઓ જોડે પાદશાહનાં ખુનની પેત્રણ કીધી હતી—ગ્રોટ, યુના૦ તવા૦, દફ૦ ૭, સફે ૩૨૩, નોટ ૧.—રોલીન્સ ૫૦ ની સંખ્યા જણાવેછે (દફ૦ ૧૨, પ્ર૦ ૧, ફસલ ૧૧), અને લખેછે કે ખુનીઓના એકસંપની ખબર મળ્યાથી પાદશાહે તેમને છુપી રીતે પોતાના મહેલમાં દાખલ થવા દઇને પછી પકડાવી સજાએ પહોંચાડયા હતા.

૨ આ હકીકત શક ભરેલી લાગેછે. રોલીન્સ મુજબ ઓકસના વચલા ભાઇનું નામ આર્યાસ્પીસ (અર્જાસ્પ) હતું, અને લખેછે કે આ મુજબ આપઘાત તેણેજ કીધો હતો.—દફ૦ ૧૨, પ્ર૦ ૧, ફસલ ૧૧.

૩ કેટલાક લખનારાઓ તેને આર્તાજર્કસીસ (અર્દશીર) ને નામે ઓળખાવી જાયછે. વળી બીજાઓએ તેને દારાયસ (દારાબ) નું નામ આપ્યું છે. અમે આ છેલું નામ પસંદ કરીને તેને એજ નામે ઓળખાવવા માંગીયે છીયે; કેમકે ફીરદોસી અને બીજા મહમદીયાન લખનારાઓએ પણ તેને એજ નામ આપેલું છે.

૪ પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૫૭૩; પાર્સી૦ તવા૦, સફે ૮૬.

૫ પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૫૭૩—૭૪.—આ બીના પહેલે ઘરથીજ શક ભરેલી માલુમ પડેછે. મરનાર પાદશાહની રાણીને પેટના ત્રણ બેટાઓમાંનો એકલો ઓકસ જીવતો

વર્ણન આ મુજબ આપેછે. તખ્ત હાથ કર્યા પછી **દારાબે** માત્ર એકજ દીવસમાં સગપણ કે એકજ લોહીની દયા વીના, નાનાં કે મોટાંના તફાવત વીના, મર્દ કે ઓરતની દરકાર વીના, સઘળાં એશીઓને કાપી નાખ્યાં; **ઓખા** નામની પોતાની બહેનને જીવતી ડાટી; અને પોતાના તીરંદાજો મારફતે પોતાના એક બુજર્ગ કાકાને તેનાં નાનાં મોટાં ૧૦૦ ફર્જંદો સુધાં વીંધી નખાવ્યો. આ પીર મર્દ તેના પછી તખ્તે આવનાર પાદશાહ **દારાયસ** (દારા) નો મમાવો થતો હતો. વળી એક બીજો લખનાર ઉપલીજ બીનાને ફેરવીને એમ જણાવેછે કે આ **દારાયસની** મા **સીસીગેમ્બીસના** ૮૦ ભાઇઓને **દારાબે** એકજ દીવસમાં કતલ કરાવ્યા હતા.[૧] પણ એટલાંથી નહી ધરાતાં પોતાની સામે માથું ઉઠાવશે એવા જે જે અમીર ઉમરાઓ ઉપર પોતાને શક હતો તેમનેબી પાદશાહે મારી નખાવ્યા. **દારાબ** ઘાતકી પાદશાહ હતો તે તેનાં હવે પછીનાં કામો ઉપરથી ખુલ્લું માલુમ પડેછે, તોપણ તેને જેવો કાળો ચીતારવામાં આવ્યોછે તેવો તે ખરેખર હતો કે નહી તે શક ભરેલી બીના છે.

## ફસલ ૨. એશ્યા મૈનરમાં બલવાની આગ.

(ઇ૦ સ૦ પુ૦ ૩૫૫—૩૪૬.)

ઉપલા સઘળા બનાવો પાદશાહ **દારાયસ ઓકસ** (દારાબ) નાં રાજ્યનાં પહેલાંજ વરસમાં બનેલા કહેવાયછે. ત્યાર પછીનાં ચાર વરસોમાં શું બન્યું તેની કશી વીગત મળતી નથી. કહેછે કે પાદશાહના અમલનાં પાંચમાં વરસમાં એશ્યા મૈનરમાં ફ્રીજ્યાના ઇરાની શત્રપ **આર્તાબાજસે** (અર્દબાજુએ) બલવો ઉઠાવ્યો.[૨] આ બલવાનું કશું કારણ આપણને જણાવ્યામાં આવ્યું નથી. પણ તે ઘણાં વરસો સુધી ચાલુ રહેલો જણાયછે. **અર્દબાજુએ** એકવાર એથીન્યનોની અને બીજી મર્તબે થીબનોની મદદ મેળવી હતી. એથીન્યનોએ **ચારીસ** નામે સરદારને પાદશાહ સામે લડવા મોકલ્યો હતો, જે વીશે **દારાબને** ખબર થતાંજ તેણે એથન્સ સાથ લડાઇ ઉઠાવવાની ધમકી આપ્યાથી તે બીહીકણ પ્રજાએ પોતાના સરદારને બોલાવી લીધો હતો. પણ થીબન લોકોને પાદશાહની ધમકીથી કશું બીહીવાનું ન હતું; કેમકે એશ્યાના કાંઠા ઉપર એથન્સની પેઠે થીબ્સને તાબેના કોઇ પણ ટાપુઓ હતા નહી, જેમને પાદશાહ હુમલો લઇ જઇને તાબે કરી શકે. એટલામાટે તેઓએ **પામેનીસ** નામે સરદારને ૫૦૦૦

---

રહ્યો હતો, અને તેથી તેની ખુની ખાસીયત છતાં પાદશાહે પોતાની હૈયાતીમાંજ તેને વારસ દાખલ કબુલ રાખ્યો હતો (ગ્રોટ, યુના૦ તવા૦, દફ૦ ૭, સફે ૩૨૩), અને ત્યાર બાદ એક વરસે તે મરણ પામ્યો હતો. એમ છતાં ઓકસ વગર હરકતે તખ્ત ઊપર આવ્યા પછી ભાઇ ભાંડુઓને શા માટે મારી નાંખે તેની સમજ પડતી નથી.

૧ પાર્સી૦ તવા૦, સફે ૮૬.

૨ પાર્સી૦ તવા૦ (સફે ૮૬) મુજબ આ બલવો ઇ૦ સ૦ પુ૦ ૩૫૫ માં થયો હતો. રૉલીન્સન (પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૫૩૪, નોટ ૫) મુજબ આ બલવો ઓકસના તખ્તે બેઠા પછી તુર્તજ ઊઠયો હતો. વળી એજ તવારીખનવેશના લખ્યા મુજબ હીરીન એ બલવાની તારીખ ઇ૦ સ૦ પુ૦ ૩૫૮ ની અને સ્મીટજ ઇ૦ સ૦ પુ૦ ૩૫૬ ની જણાવી જાયછે. રોલીન્સે છેલી તારીખ જણાવીછે (દફ૦ ૧૩, પ્ર૦ ૧, ૫૦ ૧).

માણસો આપીને બલવાખોરની મદદે મોકલ્યો, જેણે (કહેછે કે) બે મર્તબે ઇરાની ફોજ ઉપર ફતેહ મેળવી હતી. આ બનાવ ઇ૦ સ૦ પુ૦ ૩૫૩—૩૫૨ માં બન્યો, જે પછી બલવો કયાં સુધી તકી રહ્યો તે જણાતું નથી, પણ એવું જણાયછે કે ત્યાર બાદ ત્રણ વરસમાં બલવાખોર **અર્દબાજુ**ને તેના **મેમ્નન** નામે એક મદદગાર એશી જોડે પાદશાહે એશ્યા મૈનર ખાતેથી દેશનીકાળ કર્યો, જે ઉપરથી તેઓ બંને મેસીડનના રાજા **ફીલીપ**ના આશ્રા હેઠળ જઈ રહ્યા.[૧]

પણ આ બલવો શાંત થયો નહી એટલાંમાં સાઇડન, ફીનીશ્યા અને સાઇપ્રસ ખાતે જુદા જુદા બલવાઓ ઉઠયા. આ બલવાઓને તો પાદશાહની મીસર જીતવાની તજવીજની નીષ્ફળતાથી કારણ મળ્યું હતું. મીસર ઉપરની આ ચહડાઇની હકીકત આપણ ત્રીજી ફસલમાં જોઇશું. આ ચહડાઇનાં કાંમની તૈયારી **દારાબે અર્દબાજુ**નો બલવો બરપા હતો તે વેળાજ કરી હતી, અને તેની આગ ઉપલા મુલુકો ખાતે તે બલવાખોરની શીકસ્ત થયાથી આગલ વધતી અટકી પડી હતી તે પાદશાહની મીસર ખાતેની નીષ્ફળતા પછી ભડકું લઇ ઉઠી. સાઇડિન શેહરનાં ઉપરીપણાં હેઠળ ફીનીશ્યાએ ઇરાનથી સ્વતંત્ર થવાનું માથું ઉઠાવ્યું, અને કીલ્લાઓ માંહેલી ઇરાની ફોજોને મારી કહાડી અથવા કતલ કરીને પછી મીસરના રાજા **નેકટેનીબસ** સાથ દોસ્તીનું યાને અરસપરસની મદદનું નાતું બાંધ્યું. ફીનીશ્યાને પગલે સાઇપ્રસના ટાપુએ પણ તુર્તજ સાલવું કીધું અને ત્યાંનાં નવ મુખ્ય શેહરોના તેટલાજ હાકમો, પાદશાહને તાબે હતા તોપણ, પોતે રાજાનું નામ ધારણ કરીને **દારાબ**ની સત્તાનો અનાદર કરી લડવાને તૈયાર થયા. આ બનાવ ઇ૦ સ૦ પુ૦ ૩૫૦ માં બન્યો, અને ત્યાર બાદ આ બલવાઓને બેસાડી દેવા માટે પાદશાહને ચાર વરસો લાગ્યાં. તેના એક સરદાર **ઇદ્રીયુસે** સાઇપ્રસનો બલવો એકદમ બેસાડી દીધો. **ઇદ્રીયુસ** કાર્યાના માજી બલવાખોર શાહજાદા **મઉસોલસ**નો ભાઇ અને વારેસ હતો, અને આ વખ્તે તે પાદશાહ તરફથી ત્યાં હાકમી ચલાવતો હતો. તે બહાદુર અને વફાદાર હતો, અને ગ્રોટ[૨] કહેછે તેમ આ વખ્તે એશ્યા મૈનરમાં સર્વેથી મોટી સત્તા ધરાવનારો તેજ હતો; વળી ચીઑસ, કૉસ અને રહોડસના યુનાની ટાપુઓનો પણ તેજ ધણી હતો. તેણે ૮૦૦૦ યુનાની ભાડુતી ફોજની સરદારી **ફોશ્યન** નામે એક એથીન્યનને આપીને સાઇપ્રસ ખાતે લડવા મોકલ્યો, જેને સાલામીસના માજી બલવાખોર હાકમ **ઈવાગોરાસ**ના એજ નામના બેટાની મદદ હતી. આ શાહજાદો સાઇપ્રસ ખાતેથી દેશનીકાળ થયલો હતો, માટે તેણે પાદશાહ તરફ નીમકહલાલ રહીને **ફોશ્યન**ને દરેક મદદ આપી. **ફોશ્યન** વળી ૪૦ લડાઇનાં બારકસોનો કાફલો પણ લઈ ગયો હતો. તેની અને **ઈવાગોરાસ**ની ફોજોએ પ્રથમ સાલામીસનેજ ઘેરો નાખ્યો, જેની સામે **પ્રોતાગોરાસ** નામે ત્યાંના હાકમે બળત્વારીથી પોતાનાં શેહરનોજ બચાવ કર્યો. પણ તે અને બીજાં સઘળાં બલવાખોર શેહરો થોડા વખ્તમાં પાદશાહના તાબા તળે પાછાં આવ્યાં અને એ રીતે સાઇપ્રસના નવ રાજાઓનો ભેગો બલવો નરમ પડયો.

---

૧ ગ્રોટ, યુના૦ તવા૦, ઇ૦ ૮ સફે ૧૫. ૨ યુના૦ તવા૦, ઇ૦ ૮, સફે ૧૭૧.

હવે સાઇડન ખાતે એવીજ ફતેહ પાદશાહના નેમેલા સરદારોને એકદમ મળી નહી. ફીનીસ્યનોને તાબે કરવાનું કામ પાદશાહે સીર્યાના શત્રપ **બેલેસીસ**ને અને સીલીસ્યાના શત્રપ **માઝી.ઉસ**ને સોંપ્યું હતું. સાઇપ્રીયન બલવાખોરોને પડોસનાં કોઈ પણ રાજ્યની મદદ હતી નહી તેથી તેઓ જલદીથી તાબે થયા, પણ ફીનીસ્યનોને તો મીસરના રાજા **નેક્ટેનીબસે** ૪૦૦૦ યુનાની ભાડુતી લશ્કરની મદદ આપી હતી. આ લશ્કર તેણે **મેન્ટર** નામે રહોડસના ટાપુના એક બાહાદુર રહેવાસીની સરદારી હેઠળ મોકાલ્યું હતું. ફીનીસ્યાનાં ત્રણ મોટાં શેહરો તે વેળા ટાયર, સાઇડન અને અરાદસ નામનાં હતાં. તે દરેકનો રાજદ્વારી કારભાર ચલાવનારી જુદી જુદી મંડળીઓ હતી, તોપણ તેઓ ત્રીપોલીસ નામનાં ઉપલાં ત્રણે શેહરો તરફનાં એક ભેગાં શેહર ખાતે એકઠાં મળીને પોતાનાં એકસરખી અગત્યનાં કામો બજાવતાં હતાં. આ ત્રીપોલીસ શેહર ત્રણ જુદી જુદી દીવાલોથી બાંધી લીધેલા વીભાગોનું બનેલું હતું, અને આ દરેક વીભાગ એકેકથી એકેક ફર્લોંગ દુર હતો. આ ત્રણે શેહરોમાં સર્વેથી વડું સાઇડન હતું, અને ત્યાંની પ્રજા ઇરાનના પાદશાહના હાથથી સર્વેથી વધારે સંકટ ખમનાર પોતાને માનતી હતી. એટલામાટે તેને બીજાંઓએ પોતાનું વડું ગણ્યું, અને ત્યાંના હાકમ **ટેનીસે** સર્વેથી પહેલો બલવો ઉઠાવ્યો. વળી એ શેહર બીજાંઓ કરતાં વધારે દોલતમંદ અને વધારે પુરાણું હતું, માટે **ટેનીસે** પોતાની દોલત ખર્ચીને એક ભાડુતી ફોજ ભેગી કીધી, હથીયારો તૈયાર કર્યાં, અને બચાવનો દરેક ઇલાજ અમલમાં આણ્યો. ઉપર કહ્યું તેમ બલવાખોરોએ પોતાનાં મજકુર શેહરો ખાતેની ઇરાની ફોજોને હાંકી કહાડી, તેમના મુખ્ય ઓધેદારોને પકડીને તેમના ઉપર ઘાતકીપણું વાપર્યું, અને શત્રપ અથવા પાદશાહને માટે બનાવેલા અને બાંધેલા મહેલનો નાશ કર્યો. આ પછી તેઓએ સીલીસ્યા અને સીર્યાના મજકુર શત્રપોની ફોજને શીકસ્ત આપી તથા શેહરની આસપાસ ત્રણ મોટી ખાહીઓ ખોદીને, દેવાલો ઉંચી બાંધી લઇને, તથા ૧૦૦ દરીયાઇ બારકસો તૈયાર કરીને પછી પાદશાહની વધારે મોટી ફોજો સામે કમર કશવાને તૈયાર થયા. આ સઘળું કરવાને તેમને પુરતો વખ્ત મળ્યો, કેમકે પાદશાહને બેબીલનથી ફોજ લઇને આવી પુગતાં વાર લાગી. જે કામ તેણે પોતાના હાકમોને સોંપ્યું હતું તે તેઓથી બજાવી શકાયું નહી ત્યારે તેણે પોતે એક મોટી ફોજ સાથ બલવાખોરોને સજા કરવાની તલબ કીધી.

કહેછે કે પાદશાહ **દારાબ** ૩ લાખ પેદલ અને ૩૦૦૦૦ ઘોડસવારોની મોટી ફોજ લઇને બલવાખોરોને સજા કરવા નીકળ્યો. તેને આ રીતે કુચ કરતો આવતો જોઇને શત્રુઓ ધુજવા પડી ગયા. સાઇડનના રાજાએ પોતાના બચાવનો માર્ગ દીઠો નહી, જેથી પોતાને તથા પોતાની કોમને સદાની શર્મીંદગીમાં નાખીને તે હીચકારાએ પોતાનો પાપી જીવ બચાવવાની તદબીર કીધી.[૧] તેણે દગો રચ્યો અને પોતાનાં શેહરના ૧૦૦

---

૧ ગ્રોટ પોતાના શરેસ્તા મુજબ પાદશાહ ઉપર તોહમત મુકેછે કે સાઇડનના રાજાને આકસે મોટાં ઇનામની લાલચથી પોતાની પક્ષમાં લીધો હતો (યુના૦ તવા૦ દફ૦ ૮, સફે ૧૭૧-૭૨). પણ રૉલીન્સનનો અભીપ્રાય વાસ્તવીક લાગેછે કે આ રાજા પોતાનો જાન ખરીદ કરવા માટે પોતાના વતનીઓ સાથ દગો રમ્યો હતો (પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૫૭૬).

મુખ્ય રહેવાસીઓને પાદશાહના હાથમાં આપી દીધા, તથા **દારાબને** સાઇડિનમાં દાખલ થવાના માર્ગો ખુલ્લા કીધા. પાદશાહને આ બલવાખોરો ઉપર એટલોબધો તો ક્રોધ હતો કે, જેમ તેઓએ કીલ્લામાંની ઇરાની ફોજના સરદારોને કાપી નાખ્યા હતા તેમ તેણે આ એકશો આગેવાન બલવાખોરોને ગર્દન મારવાનો હુકમ આપ્યો, અને જ્યારે તેમને બચાવવા માટે શેહરના બીજા ૫૦૦ રહેવાસીઓ કાકલુદી કરવા આવ્યા ત્યારે (કહે છે કે) પાદશાહે તેમનેબી વગર દયા લાવવે કતલ કરવાને કશી આનાકાની કીધી નહી ! આ સખ્ત ઇલાજોથી પાદશાહે સાઇડનના રહેવાસીઓ ઉપર પોતાનો દાબ બેસાડવાની અને ફીનીસ્યાના બીજા બલવાખોરોને ચેતવણી આપવાની મતલબ રાખી હતી, પણ તે મતલબમાં તે નીરાશ થયો. ખરેખર આવા ઘાતકીપણાંને બદલે નરમ રાજનીતીથીજ વીફરેલી પ્રજાને તાબે કરી શકાયછે તે **દારાબ** પોતાના અતીશય ગુસ્સાને લીધે ભુલી ગયો, અને તેનું પરીણામ એ નીપજ્યું કે સાઇડિન જેવું પુરાણું, વગવાળું અને દોલતમંદ શેહર ઇરાનને ખોહોવું પડયું. પાદશાહની નજર આગલજ એ શેહર આગમાં બળીને ખાક થઈ ગયું. ત્યાંના રહેવાસીઓએ જ્યારે જોયું કે પાદશાહને તાબે થવાથી તેમનું કશું વળવાનું નથી ત્યારે તેના ઘાતકી હાથ નીચે કચડાઇ મરવાને બદલે એકદમ અને એકજ વખ્તે બળી મરવાનું તેઓએ પસંદ કીધું. તેઓએ પોતાની નાચારી અને નામુરાદીમાં આ ભયંકાર ઠરાવ કીધો, અને એકેએક રહેવાસીએ તે ઠરાવ બોલેબોલ પાળ્યો. પ્રથમ તેઓએ પોતાનાં સઘળાં વહાણો બાળી નાખ્યાં, એવી મતલબથી કે કોઇબી રહેવાસી તેમાં બેસીને છટકી જાય નહી. બીજી ગમ પાદશાહની ફોજ પડેલી હતી માટે તે તરફ જો કોઈ જાય તો તે જીવતો રહેવાનો નથી એવી તેઓની ખાતરી હતી. એટલામાટે દરેક રીતે નીરાશીને શરણ થઇ સર્વે કોઈ પોતપોતાનાં ઘરમાં ભરાઈ ગયું, અને પછી પોતાનેજ હાથે પોતાનાં મકાનને સળગાવી મેલીને આ આખ્ખાં શેહરની એકજ વખ્તની આગમાં સઘળા રહેવાસીઓ બળી મુઆ. આ ભયં-કાર આગમાં ૪૦૦૦૦ રહેવાસીઓ બળી મુએલાં કહેવાયછે. તેમની જોડે તેમનું પુષ્કળ દ્રવ્ય પણ રાખમાં ડટાઈ ગયું. આ દોલતને માટે શેહરની વખ્ખાણ એટલી બધી ચાલેલી હતી કે જ્યારે પાદશાહ ઉપર આ બળી ગયલાં શેહરની લુટ ચલાવવાની શોધમાં નીકળેલા ધણીઓએ માંગણી કીધી ત્યારે તેમ કરવાનો હક **દારાબે** એક મોટી રકમ લેવાની કરીને વેચ્યો ! અલબત્તે આ આગથી પાદશાહ દુખી થયો, અને એ સઘળું સાઇડિનના રાજા **ટેનીસ**ની દગાબાજીને લીધેજ બન્યું હતું માટે તેને કોઇબી રીતે નહી નવાજતાં **દારાબે** તેને ગર્દન મરાવીને ઘટતી સજા કીધી. આ સઘળા બનાવો ઇ૦ સ૦ પુ૦ ૩૪૬ માં બન્યા હતા.

## ફસલ ૩. મીસરની નવી ફતેહ.

(ઇ૦ સ૦ પુ૦ ૩૪૬.)

ફીનીસ્યા ખાતેના બલવાને બેસાડી દેવા માટે પાદશાહ **દારાબ** એકદમ કાં નહી દોડી ગયો તેનું કારણ તેનાં હવે પછીનાં કામ ઉપરથી માલુમ પડેછે. મીસર ઉપરની પહેલી ચહડાઈમાં તે નીષ્ફળ થયો હતો તેથી તેને બહુ ખરાબ લાગ્યું હતું. જાતે

બહાદુર અને હીમતવાન હોયા છતાં ચોકસ કારણો (જે આપણ તુર્તજ જોઇશું) ને લીધે તેને પશેમાન થઇ પાછું આવવું પડયું હતું, તેથી હવે તે વધારે મકમપણે વધારે મહાભારત તૈયારીઓ કરવાનાં કામમાં રોકાયો હતો. એટલાંમાં ઉપલા બલવાઓ ઉઠયા, જેમને બેસાડી દેવાનું કામ તેણે પોતાના સરદારોને સોંપ્યું અને પોતે મીસર ઉપર નવી ચહડાઇ લઇ જવાની તૈયારીઓ ચાલુ રાખી. એમ કરતાં જ્યારે સઘળી તૈયારીઓ પુરી થઈ ત્યારે તે મોટી ફોજ લઇને બેબીલનથી ફીનીસ્યા તરફ ચાલ્યો. તેણે એવો દેખાવ કર્યો કે તે ફીનીશ્યનોનો બલવો બેસાડી દેવા જાયછે, જે કામ તેના શત્રપો બજાવી શકયા ન હતા. પણ તેની અંદરખાનેની ખાસ નેમતો મીસરને તાબે કરવા જવાની હતી.

હવે આ રીતે બલવો બેસાડી દીધા પછી અને એશ્યા માઈનર ખાતે પાછી સમાધાની અને શાંતી પાંથરી નાંખ્યા બાદ પાદશાહ **દારાબ** મીસર તરફ ચાલ્યો. જે દીવસથી મીસર ઇરાનના હાથમાંથી બલવો કરીને સ્વતંત્ર થયું હતું તે દીવસથી તેનાં ઇરાન સાથની દુસ્મની ભરેલાં કામોની થોડી થોડી હકીકતો આપણે આગળા સફાઓમાં જોઇ ગયા છીયે. ત્યાંના હાકમોનો એવો શત્રુભાવ જોઇને માજી પાદશાહ **અર્દશીરની** ઘણી ઇછા હતી કે તે પોતાના બાપદાદાઓએ હાથ કરેલા મીસર દેશને પાછો ઇરાનની શેહનશાહતનો એક પ્રાંત બનાવે; પણ સરદાર **ફેરેહુબાજુ**નું લસ્કર પાયતખ્ત શેહર મેમ્ફીસ ઉપર ધસી જાય તે આગમજ નાઇલ નદીમાં રેલ આવ્યાથી આ કામ બની શકયું ન હતું. હવે જે કામ બાપના વખ્તમાં ચોકસ કારણને લીધે બનતું રહી ગયું તે કામ બેટાએ જાતે જઇને બજાવ્યું. એવું જણાયછે કે **દારાબે** તખ્ત મેળવતાંજ પહેલું જે કામ કરવા ધાર્યું તે મીસરની ફતેહને લગતું હતું. ફ્રીજ્યાના હાકમ **અર્દબાજુ**એ બલવો ઉઠાવેલો હોવા છતાં તેને દાબી દેવાનું કામ પોતાના બીજા સરદારો અને હાકમોને સોંપીને પાદશાહ મીસરની ચહડાઇ માટેની ગોઠવણમાં રોકાયો અને જોકે હજુ તો બલવાની આગ ધીકતી હતી તોપણ તેની દરકાર વીના તેણે મીસર તરફ પોતે જાતે લસ્કર લઈ જવાનો કસ્દ કીધો. તે એક ફોજ લઇને એ દેશ તરફ ચાલ્યો અને ત્યાંના રાજા **નેક્ટેનીબસ**ને જંગ મેદાનમાં ધસડયો. પણ આ ચહડાઇમાં પાદશાહ ફતેહ પામેલો જણાતો નથી. લડાઈનું કશું વર્ણન આપણને મળ્યું નથી, પણ તેનું પરીણામ **ડાયોડોરસ** એટલુંજ જણાવી જાયછે કે મીસરના રાજાની નોકરીમાં આ વેળા એક એથીન્યન અને સ્પાર્ટન હોયાથી તેઓએ પાદશાહની ફોજને મારી કહાડી!

મીસર ઉપરની પહેલી ચહડાઈ (ઇ૦ સ૦ પુ૦ ૩૫૧) પછી પાંચ વરસે પાદશાહ એક વાર ફરીને ત્યાં ચહડી ગયો. ઇ૦ સ૦ પુ૦ ૩૪૬ માં ફીનીસ્યનોને તાબે કરીને તેણે એક મોટી ફોજ જોડે નાઇલ નદીનાં મુખ તરફ કુચ કીધી. **ગ્રોટ** લખેછે કે ફીનીસ્યાની ફતેહથી ફુલી જઇને **દારાબે** મીસર જીતવાની તૈયારી કીધી હતી. તેની ફોજમાં ફીની સ્યાની ફતેહ પછી બીજી ફોજોનો નહી ધારેલો વધારો થયો હતો. જે સરદારને મીસરના રાજાએ બલવાખોર ફીનીસ્યનોને મદદ આપવા માટે ૪૦૦૦ ગ્રુનાની ફોજ આપી મોકલ્યો હતો તે પોતે પાદશાહને તાબે થયો, તેમજ આર્ગોસ ખાતેથી ૩૦૦૦,

થીબ્સ બાતેથી ૧૦૦૦, અને એસ્યા મૈનરનાં યુનાની શેહરો બાતેથી ૬૦૦૦ મળીને ૧૪૦૦૦ યુનાની ભાડુતી ફોજો તેણે ભેગી કીધી હતી તે તથા બીજી ૧૦૦૦૦ યુનાની ફોજ તેનાં લશ્કરમાં હતી તે તેણે પાદશાહની સેવામાં ધરી. આ સઘળી ફોજોને દારાબે ત્રણ ભાગમાં વહેંચી, અને દરેક ભાગની સરદારી બબે સરદારોને સોંપી, જેમાંનો એક ઇરાની અને બીજો યુનાની હતો. આમાંના એક ભાગની સરદારી મીસરના રાજાની ફોજવાળા પેલા રોહોડસના રહેવાસી **મેન્ટર** અને **બગાવાસ** નામે ઇરાની[1]ના હાથમાં હતી. બાકીના બે ઇરાની સરદારો **રીહીસાકીસ** અને **એરીસ્તાજે નીસ**, તથા બે યુનાની સરદારો **લેક્રેટીસ** (થીબન) અને **નીકૉસ્ત્રેટસ** (આર્ગીવ) હતા. મીસરના રાજાને આ સઘળી ફોજોની ચહડાઇ વીશે ખબર હોયાથી તેણેબી એક મોટું લશ્કર તૈયાર કીધું. તેની કને ૧૦૦૦૦૦ માણસો હતાં, જેમાંના ૨૦૦૦૦ યુનાનીઓ હતા. વળી તેણે પોતાના મુલકમાં નાઇલ નદી અને તેની મુખ્ય શાખાઓ ઉપરનાં શેહરોના બચાવમાં દરીયાઇ કાફલો રાખ્યો હતો. દેશમાં પુષ્કળ નેહરો તથા મજબુત કીલ્લેબંદીવાળાં શેહરો હોયાથી તેને તેમને માટે ધાસ્તી ન હતી. આ સઘળી મજબુતીઓને લીધે રાજા લાંબી મુદત સુધી પાદશાહ સામે તકી શકે એમ હતું. રાજાએ ખુદ દેશની સરહદ ઉપર પાદશાહને આવતોજ અટકાવવા માટે એક ફોજ તૈયાર રાખી હતી.

પાદશાહ **દારાબને** આ સઘળી ગોઠવણોની ખબર મળી હતી. તે પોતાની ફોજ જોડ નાઇલની ઉગમણ તરફની શાખા ઉપરનાં મજબુત કરેલાં પેલુસ્યમ બંદરની પડોસમાં જઇ ઉતર્યો, અને ત્યાંથી પોતાની ત્રણે ફોજોને આગલ વધવાનો હુકમ આપીને બીજી થોડીક ફોજો સાથ પોતે છાવણીમાં રહ્યો, એવી મતલબથી કે જરૂરને વખ્તે મદદ મોકળવાનું બની શકે. પાદશાહની પહેલી ફોજ પેલુસ્યમ ઉપર ચહડી ગઇ, જેના કીલ્લામાં બીજી ફોજો જોડે ૫૦૦૦ યુનાની લશ્કર હતું. પાદશાહની બીજી ફોજ ૮૦ ઇરાની બારકસો ઉપર સવાર થઇને એજ વેળા નાઇલનાં એક મુખમાંથી આગલ વધી ગઈ, અને દેશનાં ભીતરમાં પેસીને ત્યાં એક ઠેકાણે કીનારે ઉતરી તેણે એક મજબુત છાવણી બનાવી લીધી. આ ઠેકાણે **કલીન્યાસ** નામે એક યુનાનીની સરદારી હેઠળ રાજાએ ૫૦૦૦ યુનાની અને બાકીની બીજી ફોજોને તૈયાર રાખી હતી. બંને લશ્કરો વચે હ્યાં એક ભારી લડાઈ થઇ, જેમાં **કલીન્યાસ** અને તેની સઘળી યુનાની ફોજ કપાઈ ગઈ અને બાકીનું લશ્કર નહાસભાગમાં પડયું, તથા જખમી થયું અને કેદ પકડાયું. આ વીશેની ખબર મળતાંજ રાજા **નેકટેનીબસ**, જે દેશના બચાવ માટેના સાંકડા માર્ગોના સંભાળ માટે ઉભો હતો તે હીમત હારી ગયો, અને ઇરાનીઓ હવે તેનાં પાયતખ્ત ઉપર ધુજારો લઇ જશે એવો ભય રાખીને તે મેમ્ફીસના બચાવ માટે દોડયો. **મેન્ટર**, જે ત્રીજી ઇરાની ફોજને રાજા સામે લડાઈ કરવા માટે લઈ આવતો હતો, તે સઘળા માર્ગોને વગર બચાવે પડેલા જોઇને પોતે તેમનો ધણી

૧ "પાર્સીઓની તવારીખ" લખનાર જણાવેછે (સફે ૮૬) કે આ બગવાસ કંઈ ઇરાની નહી પણ મીસર દેશનો એક ખોજો હતો, જેણે પાછળથી પોતાનાં વતનની ફતેહનાં વેરમાં પાદશાહનું ખુન કર્યું હતું.

થઈ બેઠો. તેણે એવી બુમ ઉડાવી કે "પાદશાહ **દારાબ**નો એવો હુકમ છે કે જેઓ ધણી તેને તાબે થશે તેના તરફ મેહરબાનગી બતાવવામાં આવશે, પણ જેઓ સામે થશે તેમને સજા કરવામાં આવશે." આ ઉપરથી સઘળી યુનાની તેમજ મીસરની ફોજો પાદશાહને શરણે આવી. આ રીતે ઉપલાં મીસરનો કબ્જો લઇને ઇરાની ફોજ મેમ્ફીસ ઉપર ધસી, જ્યાં રાજા જઈ ભરાયો હતો. પણ તે હીચકારો પોતાના જાન માટે ત્યાંથી પણ નાઠો અને ઇથીયોપ્યાનાં જંગલો તરફ દોડયો.

આ રીતે આખો મીસર દેશ પાદશાહ **દારાબ**ના તાબા તળે આવ્યો, જેણે શેહરોના કોટ તોડી નાખ્યા, દેહેરાંઓ લુટયાં, અને પોતાનાં માણસોને મોટાં ઇનામોથી નવાજીને તે પોતાને દેશ પાછો ફર્યો. આ પછી મીસર દેશ ઇરાનની શેહનશાહતનો એક વાર ફરીને એક માતબર પ્રાંત થઈ પડયો, અને તે હાલતમાં તે શેહનશાહતની આખરી સુધી રહ્યો. ત્યાંનો નવો ઇરાની હાકમ **ફારનદાતીસ**(ઓરેહદાદ) નેમાયો. મીસર તાબે થયા પછી પાદશાહે ત્યાં ભારી જુલમાત ચલાવવાની તવારીખનવેશો ફરીયાદ કરેછે. કહેછે કે **કમ્બાઈસીસે** જે જુલમાતો વરસાવ્યા હતા તે કરતાં વધારે **દારાબે** કર્યા હતા; પણ જ્યારે આપણ જાણીયે છીયે કે **કમ્બાઈસીસ** ઉપર મીસરના ધર્મગુરૂઓએ ખોટાં બોહતાનો જોડી કહાડીને તેને નાહક બદનામ કર્યો હતો, ત્યારે **દારાબ**ના સંબંધમાં પણ કેટલેક દરજ્જે તેમજ બન્યું હોય તો નવાઇ નથી. તોપણ પોતાના મજહબની એક ખાસ ખુબી દાખલ પાદશાહે મીસરનાં દેહેરાંઓની ભાંજફોડ કે મુર્તીઓનો નાશ કર્યો હોય તો આપણ જરાબી અચરત થઇશું નહી. મીસરની ફતેહ ઇ૦ સ૦ પુ૦ ૩૪૫ માં થઇ. એ બનાવને તવારીખનવેશો, અગત્ય કરીને **ગ્રોટ**, એટલો તો મહાભારત ગણેછે કે તેને માટે તે આ મુજબનો અભીપ્રાય આપેછે:—"**ઓકસે** પોતાની પહેલી ચહડાઇની નીષ્ફળતાથી પોતાને જે ધીકારમાં નાખ્યો હતો તેમાંથી ફીનીશ્યા અને મીસરની નવી ફતેહોથી તેણે પોતાનો છુટકારો કીધો, અને વળી ઇરાનની શેહનશાહત બળ અને આબરૂમાં જે દરજ્જો આગળ ભોગવતી હતી તે બુલંદી ઉપર તેને લગભગ પહોંચાડી." આ સખુનોનો છેલ્લો ભાગ આપણ ખુશી સાથ સ્વીકારીશું. પણ પહેલા ભાગની સચાઈ ના પાડીશું. ઉપલી ફતેહ પછી થોડીક મુદત સુધી ઇરાનમાંથી બલ્લા અને હુલડો નાબુદ થયાં—એટલી બધી ધાક આ ફતેહથી ચો તરફ બેસી ગઇ હતી. **મેન્ટર** અને **બગવાસ** સરદારો પાદશાહના જમણા હાથ જેવા થઈ પડયા. તેમની મદદથી તેની ફતેહ સમ્પુર્ણ થયા બાદ તેણે તેમને મોટાં ઇનામો બક્ષી નવાજ્યા. **મેન્ટર**ને તેણે એશ્યાના કાંઠા ઉપરનાં સઘળાં બંદરો અને ટાપુઓનો હાકમ બનાવ્યો, અને **બગવાસ**ને શેહનશાહતના માંહેલા ભાગનો કારભાર સોંપ્યો. તેમની મેહેનત અને વફાદારી ભરેલી સેવાઓથી પાદશાહ **દારાબ**ના અમલનાં બાકીનાં છ વરસો પુરતી સમાધાની અને સુલેહમાં ગુજર્યાં. **મેન્ટરે** કાંઠા ઉપરનાં સઘળાં યુનાની શેહરોનો વહીવટ ચલાવ્યા ઉપરાંત જે શેહરો હજુ સુધી પાદશાહની મોટાઇ કબુલ રાખતાં ન હતાં તેમને પણ તાબે કરવામાં ફતેહ મેળવી.

એવું જણાયછે કે પાદશાહ **દારાબ**નાં મોતની એક વરસ આગમજ તે મેસીડનના રાજા **ફીલ્કુસ** (ફીલીપ)[1] ઉપર ચહડાઇ લઈ ગયો હતો. યુનાની તવારીખનવેશો આપણને જણાવી જાયછે કે આ વખ્તે **ફીલીપ** યુનાની રાજયોમાં સર્વનો વડો થવા માંગતો હતો. તેણે યુનાનને ફતેહ કરવા માંગ્યું અને યુનાની રાજયોનાં કાંઠા પરનાં શેહરો લુટવા માંડયાં. આ કામમાં જો તે ફતેહ પામે તો પછી આસપાસના ઇરાની મુલુકોમાં ઉતરી પડતાં તેને વીલંબ લાગે નહી એમ સમજીને પાદશાહ **દારાબે** એસ્યા મૈનરના ઇરાની હાકમો ઉપર તાકીદના હુકમો મોકળાવી ફરમાવ્યું કે આ નવા શત્રુને આગલ વધતો અટકાવવો. **ફીલીપે** આ વેળા પેરીન્થસ નામે ઇરાની બંદરને ઘેરો નાખ્યો હતો, પણ ઇરાનીઓએ સામે થઇ તેને તેની ધારણામાં નીષ્ફળ કીધો.

હવે આ સાદો હેવાલ જે યુનાની લખનારાઓએ જાત્યાભીમાનને લીધે પોતાના પક્ષને ખાતર ઘણુંએક છુપાવીને જાહેર કીધોછે તે સાચો છે તોપણ તે બહુ અધુરો અને નાકેસ છે, એમ ફાર્સી લખનારાઓના હેવાલ ઉપરથી જણાઈ આવેછે. આ બાબતમાં એકવાર ફરીને **ફીરદોસી** અને **મીરખુંદ** વગેરેનાં લખાણોની આપણને મદદ મળેછે, જેમને આધારે કહી શકાયછે કે **ફીલ્કુસ**ની ઉપલી નીષ્ફળતા યુનાની લખનારાઓને ફરજની મારી જાહેર કરવી પડીછે, બાકી તે રાજાની સર્કશીને લીધે તેને ઘણું ખમવું પડયુંછે. એવું જણાયછે કે ખુદ મેસીડન ઉપર પાદશાહ **દારાબે** પોતે હુમલો કરી રાજા **ફીલ્કુસ**ને તેની બેઅદબીને માટે મોટી સજા કીધી હતી. એ બનાવની વાતના યુનાની તવારીખનવેશો તદન આખાડા કરી ગયાછે; પણ **ફીરદોસી**નાં લખાણને ખુદ તેમનાજ ચોકસ ઇશારાઓ ઉપરથી અછડતો ટેકો મળેછે તે ઉપરથી માનવાને પુરતું કારણ છે કે મેસીડન ઉપર ઇરાનીઓએ ચહડાઇ કીધી હતી. યુનાની તવારીખો જાહેર કરેછે કે યુનાનમાં **ફીલ્કુસ**ના મીત્રોએ બુમ ઉરાડી કે કીજ્યાના હાકમ **અર્દબાજુ**ને પાદશાહ સામેના બલવા વખ્તે એથન્સ અને થીબ્સે મદદ આપી હતી માટે તેમને સજા કરવાની મતલબથી પાદશાહ **દારાબ** યુનાન ઉપર એક મોટી ચહડાઇ લાવેછે. આ ખબરથી યુનાનમાં ભારી ધાસ્તી પેદા થઇ, કેમકે મહાત્મા **જર્કસીસ**ની ચહડાઇ વખ્તે જે ગોદો લાગ્યો હતો તેની દુખ ભરેલી યાદ યુનાનીઓ હજુ ભુલી ગયા ન હતા. પણ એથન્સના તે વખ્તના પ્રખ્યાત વકતા **ડીમૉસ્થનીસે** આ બુમને હસી કહાડીને પોતાના જાતભાઇઓને બોધ દીધો કે ઇરાનને યુનાનનાં સઘળાં રાજયોનો સામાન્ય દુશ્મન ગણીને તેની સામે એકદીલીથી વર્તવાની કશી જરૂર નથી. આ શીખામણ દેવાનાં ઉપલા વકતાને ખાસ કારણ હોવાં જોઇયે. તે શું હતાં તે આપણ જાણતા નથી, પણ તે વીશે અટકળ કરી શકીયે કે પાદશાહની ચહડાઈ માત્ર મેસીડન ઉપર આવેછે માટે સઘળાં યુનાની રાજયોએ ભેગાં થઇ તેની સામે જાહેર દુશ્મની

---

૧. અસલ નામ 'ફીલીપસ' આરબીમાં 'ફીલીબસ' લખાયું, કેમકે આરબી ભાષામાં 'પ' અક્ષર નથી. પછી એ ઉપરથી 'ફીલીફુસ' થયું, અને 'ફ' અને 'ક' વચ્ચે માત્ર એક નુકતાનોજ ફર્ક છે એટલે 'ફીલીફુસ' નું 'ફીલીકુસ' અને શેવટે 'ફીલ્કુસ' થઇ ગયું છે, જે નામ આજ સુધી વપરાય છે.

દેખાડી તેનો કેહર ખેંચી લેવાની શી જરૂર છે? વળી આ બુમ ઉરાડવાની રાજા **ફીલ્હકુસની** મતલબ પણ માલુમ પડી આવેછે. **દારાબની** ચહડાઇ પોતાની સામે છે એમ જાણ્યા છતાં ઉપલી બુમ ફેલાવીને તેણે સઘળાં યુનાની રાજ્યોને પોતાની મદદમાં લેવા માંગ્યાં હશે અને તેમનાં ભેગાં બળથી ઇરાન સામે લડવાની તેણે ઉમેદ બાંધી હશે. અને તેની એ નેમ પામી જઇનેજ **ડીમૉસ્થનીસે** એથીન્યનોને ચેતેલા રાખ્યા હશે. **ફીલ્હકુસે** ઉપલીજ બુમ એકવાર ફરીને પણ ઉરાડી* હતી, પણ તે વેળાબી તે પોતાની મતલબમાં ફાવ્યો ન હતો.

હવે ઇરાનના પાદશાહની "રૂમ" (મેસીડન) ના "કયસર" (રાજા **ફીલ્હકુસ**) ઉપરની ચહડાઇ બાબે ઉગમણુ તરફના તવારીખ નવેશો જે વર્ણન કરેછે તેની ટુક નોધ આપણ લઇયે. **ફીરદોસી** મુજબ પાદશાહને આ કયસર સાથ દુશ્મની થવાનો સબબ તેના બાપદાદાથી અપાતી સલામી બંધ થવા બાબે હતો. **ફીલ્હકુસે** એકાદ બે વરસની ખંડણીની રકમ નહી ભર્યાથી પાદશાહ તરફથી તે બાબે માંગણી થઇ, પણ તે નહી અદા કરતાં કયસર લડવાને તૈયાર થયો અને પોતાના પાયતખ્ત અમુરીયેથી લશ્કર એકઠું કરી લાવી ઇરાની ફોજ સાથ ત્રણ દીવસો સુધી લડાઇ ચલાવી, પણ ચોથે દીને પુષ્કળ માર ખાઇ નાઠો. તેનાં લશ્કરનો એક ભાગ કપાઇ મુઓ, પણ બે ભાગ જેટલી ફોજ જીવ બચાવીને અમુરીયામાં ભરાઇ બેઠી. **દારાબનાં** લશ્કરે આ કીલ્લાને ઘેરો ઘાલ્યો, જેથી આજેજ થઇને અંતે **ફીલ્હકુસે** સુલેહના પેગામ મોકલ્યા. **મીરખુંદ** મુજબ કયસર થોડાંજ માણસો સાથ કીલ્લામાં ભરાઇ બેઠો હતો, પણ તે કીલ્લો એવો મજબુત હતો કે **દારાબના** હાથમાં લાંબી મુદત સુધી તે આવી શકયો નહી. અંતે ઇરાનના પાદશાહે ધમકીઓ આપીને તેમજ લાલચ બતાવીને **ફીલ્હકુસને** તાબે થવાની ફરજ પાડી. **તરતુસી** મુજબ કયસરેજ લડાઇ બંધ કરી પાદશાહ માંગે તે દંડ આપવાની માંગણી કીધી; અને **શમ્શેરખાની** પણ એજ મતલબનું વર્ણન કરેછે. પણ આ સઘળા લખનારાઓ સુલેહના કોલકરારની વીગતોમાં એકસરખા ઉતરેછે. **ફીરદોસી** જણાવેછે કે કયસરે સુલેહની માંગણી કરતી વેળા બે પેટીઓ ભરીને ઝવેરાત તથા ભારી કીમતની જીનસો પાદશાહ ઉપર ભેટ મોકલાવી હતી. કોલકરારમાં એમ ઠર્યું કે **ફીકુલ્હસની** એક બેટી **નાહીદ** નામની હતી તે પાદશાહને શાદીમાં આપવી,[૧] અને દર સાલ મેહર મહીનામાં કયસરે દર ચાલીશ મીસ્કાલના વજનનાં એક લાખ સોનાંનાં બેદાં ખંડણી દાખલ આપવાં. આ ઉપરાંત વળી કેટલાંક ઝવેરાતની પણ શરત કીધી હતી. આ શરતો **ફીલ્હકુસે** કબુલ રાખવાથી તેને તેનું રાજ્ય પાછું મળ્યું અને ઇરાની લશ્કર અમુરીયેથી પાછું ફર્યું.

પાદશાહ **દારાબની** તવારીખમાં ઉપલો બનાવ મોટી અગત્ય ધરાવનારો છે, અને પાછળથી મેસીડનના રાજા **સેકંદર** સાથ જે જંગમાં ઇરાનને ઉતરવું પડયુંછે તે સાથ

---

**૧ મીરખુંદ અને શમ્શેરખાની લખેછે કે આ શાહજાદી ઘણી ખુબસુરત છે એમ ખબર મળવાથી દારાબે તેણી બાબે ફીલ્હકુસ ઉપર માંગણી મોકલાવી હતી. પણ તરતુસી જણાવેછે કે કયસરે પોતેજ આ શાહજાદીને શાદીમાં આપવાની પહેલી માંગણી કીધી હતી.**

એ બનાવ મોટો સંબંધ ધરાવેછે. ફાર્સી લખનારાઓ આ પાદશાહના વખ્તમાં એક બીજોબી બનાવ નોંધેછે, જે વીશે યુનાની લખનારાઓ આપણને કશું જણાવી ગયા નથી. **ફીરદોસી** મુજબ **સઈબ** નામે એક આરબ રાજા એક લાખ માણસોનું લશ્કર લઇ ઇરાન ઉપર ચહડાઈ લાવ્યો હતો, પણ ત્રણ દીવસો સુધી લડાઇ ચાલી તેમાં તે રાજા માર્યો ગયો અને તેનું લશ્કર હાર ખાઇને વીખરાઈ ગયું હતું. **શમ્શેર-ખાની** લખેછે કે આરબ લશ્કર નાહાસી ગયું તેથી ઘણાએક આરબી ઘોડા અને માલમતા **દારાબ**ના હાથમાં આવ્યા અને પછી તેની સલતનતે વધારે કુવત પકડયું હતું. આરબો સાથની આ લડાઇનો સબબ શો હતો, તથા તે કયારે થઈ, તે જણાયું નથી. **મીરખુંદ** એ લડાઇ વીશે કશું જણાવી ગયો નથી. સઘળાઓ મુજબ **દારાબ** ઘણો બહાદુર પાદશાહ હતો અને તેણે દારાબગર્દ નામે શેહર વસાવ્યું હતું. તેનું ખુન થવાની વાત આ લખનારાઓ જણાવતા નથી. પણ યુનાની લખનારાઓ મુજબ પાદશાહના માનીતા **બગવાસે દારાબ**ની સઘળી મેહરબાની છતાં અંતે દાનત બગાડી. પાછળથી તે બહુજ નીચ માણસ માલુમ પડયો. પાદશાહ તેનો જીવ લેશે એવો વેહમ પકડીને તેણે તેનું ખુન કીધું, અને એક નાના શાહજાદાને તખ્ત આપીને સઘળો અખ્ત્યાર પોતે એક હાથ કરી બેઠો. આ બનાવ ઇ૦ સ૦ પુ૦ ૩૩૮ માં બન્યો, અને એ પછી ઇરાનની દુર્બળતાની પાછી નવેસરથી શરૂઆત થઇ, જેમાંથી તે કદી ફરીને ફાવી નીકળી નહી. યુનાની લખનારાઓ મુજબ **દારાયસ ઓકસ** પાદશાહ બહુ ઘાતકી હતો; પણ મહમદીયાન લખનારાઓ મુજબ **દારાબ** બહાદુર અને સખીદસ્ત હતો. તેઓ તેનાં ઘાતકીપણાં વીશે કશું જાણતા કે જણાવતા નથી. યુનાનીઓએ તેને ઘણો કાળો દેખાડવા માંગેલેછે તેમાં શક નથી, પણ ફાર્સી લખનારાઓ મુજબ તે કેવળ ભલો હતો એમ પણ લાગતું નથી.

# બાબ ૨૫.

# આ સીં સ ( અ ર્ષ ).

( ઈ૦ સ૦ પુ૦ ૩૩૮—૩૩૬. )

ઈરાનની પડતીના સબબો. નવો પાદશાહ—ખુની બગવાસનાં નવાં કુકર્મો—રાજયનો ધણી થઈ બેસવાની તેની ધાનત; પાદશાહની ખબરદારી—બગવાસનો ભય—પાદશાહ અને તેનાં ફર્જંદોની કતલ. ઈરાનનો એક નવો શત્રુ—મેસીડનનો રાજા ફીલ્કુસ અને તેનો બેટો સેકંદર—એશ્યા મૈનર ઉપર ફીલ્કુસની ચહડાઈની તૈયારીઓ; તેનાં કુટુંબમાં કજીયો—તેનું ખુન—તેમાં શામેલ રહેનારાંઓ બાબે શક. સેકંદરનું તખ્તનશીન થવું—તેની ખુબ્યાદી વીશે ફાર્સી લખનારાઓનો હેવાલ.

## ઈરાનનો એક મોટો શત્રુ.

ઇરાનની મોટી શેહનશાહત ચુંથાઇને વેરાઇ જવાનો—બલકે તેનાં પાદશાહી ખાનદાનનો પણ નાશ થવાનો—વખત હવે નજદીક હતો. પાદશાહો દીન પર દીન મોજીલા અને સુસ્ત થતા ગયા હતા, તેમના હાકમો પોતાના પ્રાંતના જવાબદાર શત્રપોને બદલે આપખુદ અધીકારીઓ થઇ લાગ્યા હતા, અને તેમની ફોજો યુનાનીઓ જેવા શત્રુઓ સાથ વખતેવખત કામ પડયા છતાં સઘળી બહાદુરી અને હીમત ધરાવ્યા જોડે સંગીન કવાયદ વીના એકનીએક ઘોળાણમાં ચાલ્યા કરતી હતી. એ સઘળાં કારણો જોડે વળી ઇરાનનો દરજો આસપાસ વધી ગયો હતો તેથી દુશ્મનોનાં દીલમાં એકગમથી ધાસ્તી અને બીજી ગમથી અદેખાઇએ વાસો કર્યો હતો. પણ તેવા શત્રુઓનેબી એકવાર ગુપચુપ બેસાડી દે એવી ફતેહો પાદશાહ **દારાબે** મેળવ્યા પછી ઇરાનનો સીતારો વધારે બુલંદી ઉપર ચહડવાની વકી પેદા થતી હતી એટલામાં એ પાદશાહના ખાસ વીશ્વાસુ **બગવાસ** અમીરે તેને જેહર આપ્યાથી એ પાદશાહ પોતાની ભવીષની કેટલીક નવી ઉમેદો પાર પાડયા વીના મરણ પામ્યો. એ ઉમેદો શી હતી તે આપણ થોડા વખતમાં જોઇશું.

**બગવાસે** પાદશાહનું ખુન કર્યા પછી બીજું એક અઘોર કામ એ કીધું કે **આર્સીસ** (રાસ્ત)[૧] નામે એક જવાન શાહજાદાને તખ્ત આપીને તેણે બીજા સઘળા રાજવંશીઓને કતલ કીધા. પાદશાહ **જર્કસીસ**નું ખુન કરનાર તેના દરબારી **અર્દ-વાને** જે બુરી ઉમેદ બાંધી હતી તેજ ઉમેદ પાપી **બગવાસ**ની પણ હતી; અને તે એજ કે નાના શાહજાદાને માત્ર નામનો પાદશાહ બનાવીને તેનાં રાજ્યનો સઘળો કારભાર પોતે ચલાવવો. જવાન પાદશાહ **અર્ષ**નો અમલ માત્ર બે વરસનો હતો, જે અરસાની તેના સંબંધી કશી તવારીખ આપણને મળી નથી; પણ એવું જણાયછે કે તખ્ત મેળવ્યા પછી પાદશાહ એટલો તો બાહોશ થયો કે તેણે રાજ્યની લગામ પોતાના હાથમાં લેવાનો કસદ કીધો, એટલુંજ નહી પણ ખુની **બગવાસ**ને તેનાં પાપી કામોને માટે

૧ યુનાની ઢપનાં હખામની નામ ‘આર્સીસ’ નું ફાર્સી ઢપમાં ‘રાસ્ત’ નામ બનેછે એમ એર૦ શેહરયારજી સુચવેછે.

સજા કરવાની ધમકી આપી. પણ જવાન પાદશાહ ઉમરે નાદાન તેમ સખુનો બોલવે કાચો હતો. તેના આ કાચા સખુનોથી પરીણામ એજ નીપજ્યું કે **બગવાસ** પોતાના અમલ ભાગી તેમજ પોતાના જાન ભાગી બીધો, અને એ બંને યા તેઓમાંનો એક પણ ખોહોવાને બદલે તેણે પોતાના નવા હરીફનો જાન લેવાનું મન કીધું. સઘળી રીતે તેજ પાદશાહ હતો, માટે એકગમ તેણે આમ કરવાનો વીચાર કીધો કે બીજીગમ તેમ બન્યું. એ રીતે તેણે **આસીસને** નહી પણ તેનાં નાનાં બાળકોને પણ મારી નખાવ્યાં. આ બનાવ ઈ૦ સ૦ પુ૦ ૩૩૬—૩૫ માં બન્યો, અને પછી ઈરાનનાં તખ્ત ઉપર એક નવો હાકમ આવ્યો, જે તેનો છેલો પાર્સી પાદશાહ હતો.

પણ એજ વખ્તે ઇરાન સામે એક નવો દુશ્મન ધુરકતો હતો. ઈરાનને પ્રથમ તેની દરકાર જણાઈ નહી, પણ પાછળથી તેનું બળ વધતું જતું જણાયું. તે શત્રુ મેસીડનનો રાજા **ફીલીપ** (ફીલ્હકુસ) હતો; પણ ઈરાનનો જે ખરેખરો શત્રુ અને નાશ કરનાર થઇ પડયો તે તો તેનો બેટો **સેકંદર** (એલેકજાંડર) હતો. તે અને ઇરાનનો નવો પાદશાહ **દારાયસ કોડોમાનસ** (દારા) એકજ વખ્તે તખ્ત ઉપર ચહડયા, જેમનાં સામ સામેનાં કામોથી આપણી તવારીખનો બાકીનો ભાગ પુરો થાયછે.

મેસીડનનો પ્રાંત યુનાન દેશની ઉત્તરે આવેલો હતો. ત્યાંના હાકમો પાદશાહ **દારાયસ હીસ્તાસ્પીસ** અને મહાત્મા **જર્કસીસ**ના વખ્તમાં ઇરાનના પાદશાહના તાબેદાર હતા અને તેને ખંડણી આપતા હતા. **દારાયસ**ના સરદાર **માર્દોન્યસે** એ પ્રાંતને તાબે કરી લીધા પછી ત્યાંના રાજા પેહલા **અમીન્ટાસે** ખંડણી આપવાને કબુલ કીધું, જેમ લાંબી મુદત સુધી ચાલ્યું. પણ એમ છતાં મેસીડનના રાજાઓને ઇરાન તરફથી કશી પાંતીની અગવડ ભોગવવી પડતી ન હતી. ઈરાનના પાદશાહો પોતાના સદાના ભલા ખવાસ મુજબ તેમને માન આપતા અને તેમની જોડે સારી રીતે વર્તતા હતા. **અમીન્ટાસ**નો બેટો **સેકંદર** પહેલો ઈરાની ફોજ સાથ યુનાનીઓ સામે લડવા ગયો હતો, પણ તે વેળા તેણે પાદશાહના શત્રુઓને કેટલીક ખાનગી ખબરો આપીને તેના તરફ નીમકહરામી બતાવી હતી. ત્યાર બાદ તેનાં ભાઇઓ **પર્ડીકાસ** અને **ફીલીપ**ના વખ્ત સુધી કોઇ પણ મેસીડોન્યન રાજાનું નામ ઇરાનના સંબંધમાં જણાયું નથી. **ફીલીપે** મેસીડનનું તખ્ત મેળવ્યા પછી પ્રથમ પોતાની આસપાસના મુલુકો ફતેહ કીધા અને પછી તેણે યુનાનને ફતેહ કરવાની તલબ કીધી. આ વખ્તે યુનાનનાં સઘળાં રાજ્યો વચ્ચે એકસંપ હતો નહી, જેથી **ફીલીપે** પોતાનું કામ સવલ થવાની ઉમેદ રાખી. પણ એ કામમાં તેને ફતેહ મળી નહી. એટલાંમાં વળી ઇરાનના પાદશાહની ચોથાઇ તેણે નહી ભરવાથી **દારાબ** તેના ઉપર ચહડાઇ લાવ્યો અને તેને જબરી શીકસ્ત આપીને મોહોમાંગી શરતોથી કોલકરાર કરી તેનું તખ્ત પાછું હવાલે કીધું. આ બનાવથી **ફીલ્હકુસ**ને બહુ દુખ લાગ્યું. યુનાની રાજ્યોમાં એકસંપ ન હતો માટે તે તેઓમાંનાં દરેક છુટાં રાજ્ય કરતાં ચહડતો હતો, માટે દરેકને પીડવાની ધમકીથી તેણે પોતાનું કામ કહાડી લેવા માંગ્યું. તેણે ઈરાન ઉપર વેર લેવાની તલબ કીધી. તેણે એશ્યા માઇનર ઉપર ચહડાઇ લઈ જવાની છુપી નેમ રાખીને જાહેર કીધું

કે **જર્કસીસે** યુનાન ઉપર ચહડાઇ લાવીને જે ખરાબી બરપા કીધી હતી તેનો યુનાને બદલો લેવાનો હવે વખ્ત આવ્યોછે. તેની વકી મુજબ કેટલાંક યુનાની રાજ્યોએ ઇરાન ઉપર ચહડાઇ લઇજવાનું કામ પસંદ કરીને **ફીલ્હકુસ**ને પોતાનો વડો કબુલ રાખ્યો. પણ માત્ર સ્પાર્ટાજ એકલું સ્વતંત્ર રહ્યું. તેણે તેનું વડાપણું કબુલ રાખ્યું નહી અને ઇરાન સામે લડવા જવાની ના પાડી. પણ તેમ વળી બીજા હાથ ઉપર બીજાં યુનાની રાજ્યો પણ ઇરાન ઉપર ચહડાઇ લઇજવાને દીલોજાનથી રાજી હોય એમ ન હતું. તેઓએ **ફીલ્હકુસ**નો સરખુન રાખ્યો ખરો, પણ ઇરાન ઉપરની ચહડાઇ માટે તેઓએ કશી તૈયારી કીધી નહી. ચહડાઇની ગોઠવણ ઇ૦ સ૦ પુ૦ ૩૩૭ માં થઇ હતી, જે માટે **ફીલ્હકુસે** પ્રથમ પોતાના બે સરદારો **એટેલસ** અને **પાર્મીન્યો**ને એશ્યા મૈનરના કાંઠા તરફ રવાના કર્યા અને પોતે પુઠે જવાનો ઠરાવ રાખ્યો.

પણ આમ બન્યું નહી. રાજા જેટલો પોતાના મહેલની બહાર નસીબવાળો હતો તેટલો તે પોતાનાં કુટુંબમાં ન હતો. તેની **ઓલીમ્પ્યાસ** નામની રાણી હતી, જેણે **સેકંદર**ને જન્મ આપ્યા પછી **ફીલ્હકુસે** તેણી ઉપર બેવફાઇનો આરોપ મેલીને તેને પોતાના મહેલમાંથી કહાડી મુકી, અને પછી એક પછી એક બીજી ઘણી રાણીઓ સાથ પરણ્યો. શેવટે તેણે પોતાના સરદાર **એટેલસ**ની ભત્રીજી **કલીયોપેત્રા**ને પસંદ કીધી, અને **ઓલીમ્પ્યાસ**ને તલાક આપી.

આ બનાવથી **ફીલ્હકુસ**ને તેની બાયડી તથા દીકરા સાથ જબરી દુશ્મની થઇ. એકવાર **ફીલ્હકુસ સેકંદર**નો જીવ લેવા માટે શમશેર ઉઠાવી તેના ઉપર ધસી પણ ગયો હતો. આ કજીયો ઘણો વધી ગયા પછી **પૉસેન્યસ** નામે એક ખાસ સીપાહીએ રાજાનું ખુન કીધું અને પોતેબી તત્કાળ બેજાન થયો. કહેછે કે રાણી **ઓલીમ્પ્યાસ** અને **સેકંદર**નો રાજાનાં ખુનમાં ભાગ હતો; બીજાઓ કહેછે કે ઇરાનનો પાદશાહ **દારાબ** પણ નાણાંની મદદથી આ કામમાં શામેલ હતો. પણ આ સઘળી અટકળો તદન બેવજન છે. આટલી વાત ખરી છે કે જે સરદાર **સેકંદર**ને તેના બાપનાં ખુનની વાત કહી નવા રાજા દાખલ મુબારકબાદી આપવા ગયો તેને એ જવાન શાહજાદાએ પાછળથી નવાજ્યો હતો; તેમજ આબી વાત ખરી છે કે **સેકંદર** અને તેની માતાએ બીચારી જવાન રાણી **કલીયોપેત્રા**ને તેનાં દુધમળ બાળક સુધાં ઘાતકીપણે મારી નખાવ્યાં હતાં.[1] વળી આબી વાત જાહેર થઇછે કે **ઓલીમ્પ્યાસે પોસેન્યસ**ની સુળીએ ચહડાવેલી લાશને માન સહીત અગ્નીદાહ કીધી હતી અને તેની યાદગારીમાં સ્તંભ ઉભો કરીને વાર્ષીક જ્યારત કરવા માંડી હતી.[2] આ સઘળાં ઉપરથી જણાયછે કે **ઓલીમ્પ્યાસ** અને તેનો બેટો **સેકંદર** ભર્તાર અને બાપનાં ખુનમાં શામેલ નહી

---

૧ પૉસેન્યસ નામે તવારીખનવેશ લખી ગયેછે કે ઓલીમ્પ્યાસે આ બીચારી રાણી તથા તેના બાળકને આતશમાં ભુજી કહાડયાં હતાં. જસ્ટીનના જણાવ્યા મુજબ ઓલીમ્પ્યાસે રાણીની દીકરીને તેણીની માતાની છાતી ઉપરજ કાપી નાંખી ને પછી કલીયોપેત્રાને ફાંસી દીધી હતી, તથા શેવટે સેકંદરે તેણીના બાળક બેટાને મારી નાંખ્યો હતો.—ગ્રોટ, યુના૦ તવા૦, દફ૦ ૮, સફે ૨૪૧, નોટ ૨.

૨ તેજ, નોટ ૩.

હોય તે છતાં તેઓ ખુની અને ઘાતકી તો હતાંજ;—પણ વળી તેઓ **ફીલ્હકુસ**ના ખુનીઓ તરફ મેહરબાન હતાં!

મહમદીયાન લખનારાઓ મુજબ **સેકંદર** ઇરાનના પાદશાહ **દારાબ**નો બેટો હતો. તેઓનો હેવાલ આપણને બનાવટ જેવો લાગેછે તોપણ તેઓ સઘળા એ બાબતમાં એકમત છે એ નવાઈ જેવું છે. તેઓના જણાવ્યા મુજબ **ફીલ્હકુસ**ની બેટી **નાહીદ** સાથ **દારાબે** શાદી કીધા પછી તેણીનાં મોહડાંની બદબોથી પાદશાહ કંટાળી ગયો અને તેણીને તેના બાપને ઘર મોકળાવી દીધી. આ વેળા રાણી **નાહીદ**ને હમેલ હતા. **ફીલ્હકુસ**ને બેટાનું ફરજંદ નહી હોવાથી તેણે **નાહીદ**ના બેટાને પોતાનો છોકરો કરી લીધો અને પોતાની પ્રજામાં એમજ જાહેર કીધું કે તેનીજ રાણીએ બેટો જણ્યો હતો. તેનું નામ **સેકંદર** રાખ્યું તેનું કારણ ફાર્સી લખનારાઓ એમ જણાવેછે કે રાણીનાં મુખની બદબોના ઇલાજ દાખલ ઇરાની હકીમોએ મોહડાંમાં લસણ રાખવા ફરમાવી હતી. હવે લસણને રૂમી (મેસીડોન્યન) જબાનમાં "એસ્કંદરૂસ" કહેતા હતા, જે ઉપરથી **ફીલ્હકુસે** પોતાની બેટીના દીકરાનું ઉપલું નામ રાખ્યું હતું.[1]

આ રીતે જોતાં ઇરાનનો પાદશાહ **દારા** અને મેસીડનનો રાજા **સેકંદર** એકેકના ઓરમાઈ ભાઈ થવા જોઇયે. લગભગ સઘળા ફાર્સી લખનારાઓ આપણને એમજ જણાવેછે. પણ એક મહમદીયાન લખનાર ઇમામ **શમ્સઉદદીન મહુમદ** યુનાની લખનારાઓને પગળે ચાલીને જણાવેછે કે **સેકંદર ફીલ્હકુસ**નો પોતાનોજ બેટો હતો. તે પોતાની "નજાત અલ ઉર્વાહ" નામે કેતાબમાં લખેછે કે જ્યારે આ રાજાના અમલને સાત વરસ પુરાં થયાં ત્યારે **કુલુસ** નામે એક ઉમરા જે **સેકંદર**ની મા ઉપર ફીદા હતો તેણે **ફીલ્હકુસ**ને કતલ કીધો, પણ **સેકંદરે** તેને સખ્ત જખમી કરીને પોતાના મરવા સુતેલા બાપના હાથમાં તલવાર આપી તેની પાસે તે ખુનીનો જીવ લેવાડયો. વળી **મીરખુંદ** મુજબ બીજી તવારીખોમાં એમ લખ્યું છે કે **ફીલ્હકુસે** પોતાની બેટીને ઇસ્કંદરીયાના રાજા સાથ પરણાવી હતી, જેણે કોઇ સબબને થકી તેણીને તેના બાપને ઘર મોકળાવી દીધી, પણ માર્ગમાં તેણીએ **સેકંદરને** જન્મ આપ્યો, જેને તેણી કપડાંમાં વીટાળી જંગલમાં નાંખી ચાલી ગઇ. ત્યાં તે બાળકને એક મેંઢીએ પોતાનું દુધ પાઇને ઉછેર્યું, અને પછી એક બુઢી ગોવાળણીએ તે બાળકને મોટું કીધું. એક દીને **સેકંદરને** તેની માતાએ પીછાનીને તેને **ફીલ્હકુસ** આગળ હાજર કીધો અને તેના જન્મની સઘળી વાત જાહેર કીધી. આ રીતે તે જવાન પોતાના મમાવાનું તખ્ત મેળવવા પામ્યો હતો.

---

૧ આમ તરતુશી અને શમ્શેરખાની જણાવી ગયાછે. મીરખુંદ 'સેકંદર' નો અર્થ 'ફીલસુફ' યાને 'ડહાપણનો શોકીન' એવો કરેછે. તે લખેછે કે ઇયોન્યન જબાનના "અક્ષીદ રૂસ" શબ્દ ઊપરથી ઊપલું નામ બન્યું છે.

## બાબ ૨૬.

# દારા.

## દારયવુશ—દ્યુરાયસ કોડોમાનસ.

## ૧.

(ઈ૦ સ૦ પુ૦ ૩૩૬—૩૩૦.)

## ઈરાન ઊપર સેકંદરની ચહડાઈ.

(ઈ૦ સ૦ પુ૦ ૩૩૬—૩૩૪.)

૧. પાદશાહનાં ખાનદાન બાબે મતફેર—ફારસી લખનારાઓની શાહદત. દારાની બહાદુરી—તે માટેનું ઈનામ—કાસદ ઉપરથી અમીર—ઈરાનનાં તખ્ત ઉપર બીરાજવું. બગવાસ—તેનો કાંટો કહાડવાની તજવીજ—શરાબની જામ—ખણે તે પડે. દારા અને સેકંદર—પાદશાહની બેદરકારી—તેનાં માઠાં ફળ—પાદશાહની લશ્કરી સાહુચેતીઓ; મેન્ટરની બહાદુરી—તેનો ભાઈ મેમ્નન—પાર્મીન્યો અને એટેલસ સામે તેની લડતો. ઈરાની ફોજનું ફતેહથી છગી જવું—સેકંદરની ચહડાઇ બાબે ફારસી લખનારાઓનો હેવાલ.

૨. સેકંદરની બહાદુરી—બાપ સાથનો અણબનાવ—તખ્તના દાવાદારોનું કાતલું—સેકંદર ઉપર ખુનનો દોષ—શત્રુઓની કતલ. યુનાન સેકંદરને પોતાનો સરદાર ઠરાવેછે: ગૉલ પ્રજાની તાબેદારી—સેકંદરની ગરૂરી—તેને મળેલો ઘટતો જવાબ. થીબ્સનો બલવો—રહેવાસીઓની કતલ—તેઓ ઉપરનો ભયંકાર ગજબ. ઇરાન ઉપરની ચહડાઇ—મેસીડનનો નાયબ—લશ્કરોની ગોઠવણ—નાણાંની ખુટ—સેકંદર અને તેના બાપની કરજદારી. હેલેસ્પોંટ ખાતે ઈરાનીઓની સુસ્તી—મેમ્નનની રૂડી સલાહ તરફ તેમની બેદરકારી—ગ્રેનાઈકસ નદી ઉપર પડાવ.

૩. ગ્રેનાઇકસ નદી—ઈરાની સરદારોની એક ભુલ—તેમનાં લશ્કરની ગોઠવણ; સેકંદરનું ભાગ્ય—તેણે નદી પસાર કરવી—તેની મોટાઇ બાબે એક ટોલ્લો—કાંઠે ઉતરતાં યુનાની ફોજની મુશ્કેલી—નદીમાંજ લડાઈ—સેકંદરની ફતેહ; નદીના કાંઠા ઉપરની સખ્ત લડાઈ—સેકંદર ઉપર અનેક હુમલાઓ—તેનો ચમત્કારીક બચાવ—તેનો જય—પેદલ ફોજ ઉપર હુમલો—સેકંદરનું ફરીથી ભયમાં આવી પડવું—તેની મોટી ફતેહ; આર્યનનો ઘોંતાળો—તેની હકીકતની સચાઈ બાબે શક—યુનાની લખનારાઓનું ખોટું દેશાભીમાન. સેકંદર સાથની લડાઇનો ફારસી લખનારાઓ તરફનો હેવાલ; દારાની દરબારમાં સેકંદર એક એલચી દાખલ—તેની વર્તણુક—તેને પાદશાહ તરફની ભેટ—તેનું નહાસી જવું; ફેરાત નદી ઉપરની લડાઈ—તુફાની પવનથી ઇરાની ફોજની નાચારી—તેની શીકસ્ત અને નહારાભાગ.

### ફસલ ૧. નવો પાદશાહ.

(ઈ૦ સ૦ પુ૦ ૩૩૬.)

જે નવો પાદશાહ ઇરાનનાં તખ્ત ઉપર બેઠો તેનું નામ મશહુર છે, કેમકે તેના રાજ્યમાં ઇરાનના હખામની તબક્કાના પાર્સી પાદશાહોના અમલની આખેરી આવી હતી. ઇરાનના સાસાની તબક્કાના છેલ્લા પાર્સી પાદશાહ **યજદેજર્દ** જેવોજ તેની કમભાગ્યનો હતો; તફાવત એટલોજ હતો કે **યજદેજર્દ** કરતાં **દારાયસ** અથવા **ફીરદોસી** મુજબ **દારા** વધારે બહાદુર હતો, તેમજ તેને આરબો કરતાં વધારે બળવાન દુશ્મનો સામે લડાઈ ચલાવવી પડી હતી. **સ્ટ્રેબો** કહેછે[૧] કે **દારા** પાદશાહી તોખમનો ન હતો; કેમકે ખુની

૧ ગ્રંથ ૧૫, બાબ ૩, ફકરો ૨૪.

**બગવાસે** રાજ્યનો કુલે અખ્ત્યાર પોતાને હાથ કરવાની મતલબથી સઘળા પાદશાહી વારેસોને મારી નાખ્યા હતા; પણ **દારા** પાદશાહી ખાનદાનનોજ એક નબીરો હતો એમ બીજા તવારીખનવેશો (જેમકે **ડાયોડોરસ** વગેરે) કહી ગયાછે. અગરજો તેમ નહી હોય તો ઇરાનનાં તખ્ત ઉપર એક પારકાને આવેલો જોવાને પ્રજા કદી રાજી થાય નહી. એવું જણાયછે કે પાદશાહ **દારાબે** એક વખ્તે કેટલાક રાજકુંવરોને કાપી નાખ્યા તે વેળા માજી પાદશાહ **દારાયસ** 'નોથસ' નો **ઉસ્તાનીસ** નામે એક બેટો જીવ બચાવી નહાસી જવા પામ્યો હતો. આ શાહજાદાનો બેટો તે નવો પાદશાહ **દારા** હતો. **દારાબ**નાં રાજ્યમાં આ જવાન છુપો વસતો હતો અને એક હલકા કાસદની પેઠે પાદશાહી સંદેશાઓ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાનું કામ કરી પેટ ભરતો હતો. એમ કરતાં એક વખ્ત કેડુસ્યન લોકો સાથ ઇરાનીઓને લડાઇ થઈ, જે વેળા તે જંગલી લોકોમાંથી એક એવો પેહલવાન નીકળી આવ્યો કે જેણે ઇરાની ફોજમાંથી પોતાની જોડ એકલી હાથોહાથની લડાઇ કરી શકે એવો હમનબર્દ માંગ્યો. આ તુંદાઇ ભરેલી માંગણીના જવાબમાં **દારા** મેદાન પડયો અને પેલા કેડુસ્યન યોદ્ધા સાથ લડાઇ કરીને તેને કાપી નાખ્યો. માણસનું નસીબ હર બહાને ફરતાં વાર લાગતી નથી. એક કાસદની હલકી નોકરી ઉપરથી પાદશાહ **દારાબે** વગર પીછાંનવે શાહજાદા **દારાને** આર્મીન્યાનો હાકમ ઠરાવ્યો, કેમકે ઉપલી બહાદુરીની ખબર સાંભળીને તે તેના ઉપર બહુ પ્રસંન થઈ ગયો હતો.

જ્યારે યુનાની લખનારાઓ મુજબ નવો પાદશાહ એક આગલા પાદશાહના દીકરાનો દીકરો થતો હતો ત્યારે ફારસી ગ્રંથકારો મુજબ **દારા** માજી પાદશાહ **દારાબ**નો પોતાનોજ બેટો હતો. **ફીરદોસી** મુજબ પાદશાહ **દારાબ** મેસીડન (મકદુનીયા) ના રાજા **ફીલકુસ** (ફીલીપ) ની બેટી **નાહીદ** જોડે પરણ્યો હતો, પણ તેણીની ચોકસ એબને લીધે તેને તેના બાપને ઘેર મોકળાવી દઇને પાદશાહે બીજી રાણી કીધી તેને પેટે **દારા**નો જન્મ થયો હતો. **મીરખુંદ** આ બાબે કશું જણાવતો નથી, પણ **તરતુસી દારાબ**ની કહાણી લખતાં જણાવેછે કે ઇમનના પાદશાહ **ફન્તરસ**ની વીધવા રાણી **તમરૂશી** સાથ **દારાબે** તખ્ત મેળવ્યા આગમજ મુલકગીરી વખ્તે શાદી કીધી હતી, અને તેમનું ફર્જંદ નવો પાદશાહ **દારા** હતો.[1]

આર્મીન્યાની હાકમી ઉપરથી **દારાને** ઇરાનનાં તખ્ત ઉપર ચહડતાં લાંબી મુદત લાગી નહી. પ્રથમ પાદશાહનું અને ત્યારબાદ તેના બેટા **આર્સીસનું** ખુન કરીને ગુલામ **બગવાસે** હવે ઇરાનનો પાદશાહ શાહજાદા **દારાને** મુકરર કીધો. આ જવાનની સામે હરીફાઈ કરનાર આ વખ્તે બીજો કોઈ હતો નહી, કેમકે સઘળા પાદશાહી

---

૧ દારાબ નામું. આમ જો હોય તોજ દારાને પાદશાહ દારાબનો બેટો ગણવામાં ફારસી લખનારાઓ સાચા કહેવાય. કેમકે અગરજો સેકંદરની માને તેના બાપને ઘર કહાડી મુકયા પછી દારાની મા સાથ પાદશાહે શાદી કીધી હોય તો દારા સેકંદર કરતાં નાનો હોવો જોઇયે. પણ સેકંદર ઇરાન લડવા આવ્યો ત્યારે તેની વય જ્યારે ૨૦ વરસની હતી ત્યારે દારાની તો મોટી ઊમરની બેટીઓ હયાત હતી, જેમાંની એક સાથ સેકંદરે પાછળથી શાદી કીધી હતી.

તોખમના શાહજાદાઓ અત્યાર આગમજના **બગવાસ** અને તેના જેવા બીજા ખુની-ઓના ભોગ થઈ ચુકેલા હતા. **ગ્રોટ** કહેછે કે **દારા** પાદશાહ **આર્તાજર્કસીસ** 'નીમન' (અર્દશીર) ના એક ભાઈથી ઉતરેલો હતો.[૧] ગમે તેમ હોય, પણ **દારા** પાદશાહી તોખમનો હતો એ વાત બેશક ચોકસ છે, અને તેવો એક શાહજાદો ખુની **બગવાસ**ના એક પુછડાં અથવા પુતળાં દાખલ કામ કરે અને રાજ્યનો સઘળો વહીવટ એ ઘાતકી માણસ ચલાવે એ કેવળ નહી' બને એવો અખત્રો હતો. કહેછે કે **દારા** જ્યારે આર્મીન્યાનો હાકમ હતો તે વેળા **બગવાસ**નો તે મોટો મીત્ર હતો, અને તે મીત્રાઈને લીધેજ આ ખુનીએ તેને તખ્ત ઉપર લાવી બેસાડયો હતો. પણ એ કામને એક એહસાન ગણીને **દારા** તેનાં ફરમાન મુજબ અમલ કરશે એવી જો **બગવાસે** ગણત્રી કીધી હોય તો તેમાં તે ભુલ્યો હતો; કેમકે જેમ માજી પાદશાહ **અર્ષે** તેમજ **દારા**એ તેના જેવા એક પરદેશીને પોતાના ઉપર સરદારી ચલાવતો જોઇ તેનો કાંટો કહાડવાનો પ્રથમથીજ કસદ કર્યો હતો. પણ **આર્સીસ** પોતાની તક જોઈ કામ કરે તે આગમજ **બગવાસે** તેનોજ પ્રાણ લીધો. હવે **દારા**બી **આર્સીસ**ની પેઠેજ સ્વતંત્ર થવા માંગેછે અને પોતાનું કહ્યું માનતો નથી, એવું જોઇને ખુનીએ તેનેબી તખ્ત ઉપરથી ખસેડીને પોતાને માટે જગા મોકળી કરવાની તદબીર રચી. ઇરાનમાં આ વખ્તે **બગવાસ**નો કાબુ વધી ગયો હતો; તે જે કરે તે થાય એવું હતું; ગોયા તેની મરજી તેજ કાયદો હતો. એ સઘળું **દારા** સાંખી જાય એમ નથી, એવું જોઇને **બગવાસે** એક દીને પાદશાહને માટે શરાબની જામ તૈયાર કીધી અને મોટાં હેત તથા પ્રીત સાથ તેની આગળ ધરી. **બગવાસ** જેવો કરતો કારવતો વજીર પાદશાહને માટે શરાબની જામ તૈયાર કરે એ **દારા**ને મોટું માન હતું; પણ એ માન ખરેખરૂં છે એમ માત્ર જવાન **આર્સીસ**જ સમજે, **દારા** જેવો બાહોશ પાદશાહ તેમ સમજે નહી. **બગવાસ**નાં આગલાં સઘળાં કારસ્તાનોની તેને ખબર મળી ચુકી હતી, અને તેમજ આ જામમાં પણ શરાબને બદલે બાનેખરાબીની વસ્તુ છે એવી ખબર આગમજથી મળેલી હોયાથી પાદશાહે આ જામ હાથમાં ધરવાની ના પાડી, અને પેલા હસ્તે મુખના સાકીને ખુશ મીજાજથી ફરમાવ્યું કે પાદશાહની મેહરબાનગીની એક નીશાણી દાખલ તેણેજ આ શરાબ નોશ કરી **દારા**ના જીવને ખુશહાલ કરવો. **બગવાસથી** આ હુકમ કેમ ના પડાય? જીવ લેવાની તદબીર ઉંધી વળી અને સામો પોતાનોજ જીવ તેણે પોતાને હાથે ગુપચુપ લીધો. તેણે પેલી જામ ઉઠાવીને એક બોલ બોલ્યા વીના ગળાંમાં રેડી દીધી અને એ રીતે તે ખુનીએ પોતાની કરણીનું ફળ મેળવ્યું.

હવે નવા પાદશાહને પોતાના માર્ગ વચે હરકત કરનારૂં કોઇ હતું નહી. તે બહાદુર છે એ વાત સઘળે મશહુર થઇ ચુકી હતી, અને તે જે વખ્તે રાજ્યગાદી ઉપર આવ્યો તે વખ્ત એવો બારીક હતો કે તે વેળા એક ખરેખરા બહાદુર અને હીમતવાન પાદશાહ-નીજ ઇરાનને જરૂર હતી. છેલાં પ્રકરણમાં આપણે જોયુંછે કે મેસીડોન્યાના રાજા **ફીલકુસે** ઇરાન ઉપર ચહડાઇ લાવવાની તૈયારીઓ કીધી હતી અને તેટલામાટે પોતે

૧ ગ્રુના૦ તવા૦, દફ૦ ૮, સફે ૩૦૮.

એશ્યા તરફ ઉપડી જાય તે આગમજ તેણે પોતાના બે સરદારોને એક મોટી ફોજ આપી ત્યાંના યુનાની રહેવાસીઓને પાદશાહ સામે બલવો કરવાને ઉસકેરવા મોકલ્યા હતા. પણ આ ઉપરથી ઇરાનના પાદશાહે—બલકે **બગવાસે**—યુનાની રાજયો ઉપર નાણાંની કેટલીક મદદ મોકળાવીને તેમને **ફીલ્હકુસ**ની સામે લડાઇ ઉઠાવવાની મદદ કરી આપી હતી. આ બનાવો બનતા હતા એટલામાં **ફીલ્હકુસ**નું ખુન થયું, અને તેનાં તખ્ત ઉપર તેનો બેટો **સેકંદર** આવી બેઠો. **સેકંદર**ને તખ્ત મળે તેની થોડાજ માસ આગમજ **દારા**ને ઇરાનનું તખ્ત મળ્યું હતું, માટે આ બંને નવા રાજાઓ—જેઓ વચે પાછળથી મોટી લડાઇઓ થઇ હતી—તેઓ એકજ વરસ ઇ૦ સ૦ પુ૦ ૩૩૬ માં થોડાક મહીનાને અંતરે ઇરાન અને મેસીડનનાં તખ્તોના ધણી થયા હતા. **સેકંદર**ને તખ્ત મળ્યું તે વેળા તે માત્ર ૨૦ વરસની વયનો હતો તેથી **દારા**એ હવે એથન્સ અને બીજાં યુનાની રાજયોને નાણાંની મદદ આપવાની કશી જરૂર જોઇ નહી, કેમકે તે સમજ્યો કે જે ખરેખરો દુશ્મન હતો તેતો માર્યો ગયોછે. યુનાનીઓનાં મનમાં પણ એમજ હતું કે હવે **ફીલ્હકુસ**નાં તખ્ત ઉપર જે નાદાન છોકરો બેઠોછે તે તદન બીન અનુભવી હોવાથી તે પોતાના બાપના જેવો રાજયો ફતેહ કરવાનો લોભ રાખે નહી. પણ એ સમજણ ઇરાન તેમજ યુનાનને તદન ભુલ ભરેલી જણાઇ. **સેકંદરે** આસપાસના મુલુકોમાં ફતેહ ચલાવી તેથી યુનાનીઓ, અને યુનાનમાં ફતેહ ચલાવી તેથી ઇરાનીઓ ચોંકયા. પાદશાહ **દારા**એ **સેકંદર**ના તખ્તે બેઠા પછી થોડાજ માસમાં જોઈ લીધું કે તે પોતાના હરીફને જેવો નબળો પોચો ધારતો હતો તેવો તે ન હતો. તેણે જોયું કે **ફીલ્હકુસ**નું ખુન થયા છતાં એશ્યા મૈનરની ફતેહ માટે તે રાજાએ જે ફોજો મોકળાવી હતી તે હજુ પાછી પોતાનાં વતન તરફ ફરી ન હતી. એટલામાટે તેણે હવે મેસીડોનયન ધસારા અને ધુજારા સામે બળત્વારીથી લડવાનો નીશ્ચય કર્યો. થ્રેસ, ઇલીર્યા અને બીયોશ્યા બાતે **સેકંદરે** એવો તો હાથ બતાવ્યો કે યુનાનીઓ તેનાથી થથરી ગયા, અને તેમના તે થથરવાની ધુજરી ધર્થીકંપના એક મજબુત આંચકાની સહેજસહાજ અસરની પેઠે ઇરાનમાં પણ માલુમ પડી, અને તેથીજ સવેળા ચેતવણી લઇને **દારા**એ લસ્કરી ગોઠવણો કરવા માંડી. હવે યુનાન બાતે પૈસા અથવા લડાઇનાં બારકસોની મદદ મોકળાવવી વ્યર્થ હતી, કેમકે યુનાન આ વખ્તે **સેકંદર**ના પગતળે પુરતું કચડાઇ ચુકયું હતું.

પાદશાહે પોતાની નોકરી માંહેલો ફીનીસ્યન દરીયાઇ કાફલો તૈયાર કરવાનો હુકમ આપ્યો; ફ્રીજ્યા અને લીડયાના હાકમોએ એક મોટી ફોજ ભેગી કીધી; ઘણાએક યુનાનીઓ ઇરાનની નોકરીમાં જોડાયા; અને એ રીતે એશ્યા મૈનરના દરીયા તરફના ભાગો ઉપર ઇરાની તૈયારીઓની ધામધુમો ચાલુ થઇ. માજી પાદશાહ **દારાબે** મીસર ફતેહ કીધા પછી ઇરાનનું દરીયાઈ બળ ઘણું વધી ગયુ હતું તે ત્યાં સુધી કે યુનાની-ઓને પોતાને એ બળની મોટાઈ કબુલ રાખવી પડી હતી. મીસરની તે ફતેહ વેળા **મેન્ટર** નામે રહોડસના ટાપુનો એક રહેવાસી બહુ વખાણાયો હતો, અને તે વેળા પાદશાહના વડા વજીર **બગવાસ**ની મેહરબાનીથી તેને હેલેસ્પોંટ તરફના ઇરાની કાફલાના

વડાની પદવી મળી હતી. આ ફતેહ આગમજ **મેન્ટર**નો ભાઇ **મેમ્નન** તેમજ **આર્દ-બાજુ** નામે એક ઇરાની હાકમ, જેમને સ્પાર્ટનો સાથની લડાઇ વેળા સુસ્તી બતાવવાના તેમજ બલવો ઉઠાવવાના વાંક માટે પાદશાહે પોતાના મુલકમાંથી કહાડી મુકયા હતા, અને જેઓ મેસીડનના રાજા **ફીલ્હકુસ**ની દરબારમાં આશ્રો લઇ પડયા હતા, તેમને **મેન્ટરે** પોતાનો વગ ચલાવીને પાછા બોલાવવાની પાદશાહ કનેથી પરવાનગી મેળવી; અને એ રીતે **મેન્ટર મેમ્નન** જોડે મળીને ઇરાનની નોકરીમાં શેવટ સુધી વફાદાર રહ્યો. **મેન્ટર**ની બહાદુરીનો વળી આ એક પુરાવો છે કે તેણે સ્પાર્ટનોના ઇરાન ખાતેથી નહાસી ગયા પછી જે જે યુનાની સરદારો ઇરાનના પાદશાહને તાબે નહી થતા હતા તેમને શરણ કીધા. **મેન્ટર** અને તેના ભાઇએ એ રીતે હેલેસ્પોંટ તરફ પાદશાહનો કાબુ ઘણો વધારી દીધો. આ સઘળું પાદશાહ **દારાબ**નાજ વખતમાં બન્યું. પણ ત્યાર પછી **દારા**ના વખતમાં **મેન્ટર** હયાત હોય એમ જણાતું નથી. તેને બદલે આપણ તેના ભાઇ **મેમ્નન**નુંજ નામ વાંચીયે છીયે; કેમકે હેલેસ્પોંટ તરફનો દરીયાઇ કાફલો મેસી-ડોન્યનોની ચહડાઈ વખતે એજ સરદારના હાથમાં હતો.

**મેમ્નન**નાં કામો તેના ભાઇથી કોઇબી રીતે ઉતરતાં ન હતાં. તે ચાલાક હતો, બચાવ કરવાને ખડે પગે ઉભેલો હતો, એટલુંજ નહી પણ તે દુશ્મનો ઉપર ધસી જવાની દરેક તક હાથ ધરવાને કદી ચુકતો ન હતો. આ વખતે **ફીલ્હકુસ**ના બે સરદારો **એટેલસ** અને **પાર્મીન્યો** ઇરાનીઓ સામે ફોકટની માથાંફોડ કરતા હતા. તેઓ એશ્યા જીતવા આવ્યા હતા, પણ તેઓમાં ઝાઝો દમ નહી હોવાથી વખતેવખત માર ખાધા સીવાય તેઓ બીજું કશું કરી શકયા ન હતા. એવી તેમની રીતભાંત જોઇને **મેમ્નન** એકવાર આઇડા પર્વતની આસપાસ ફરીને કાઇજીકસ નામે બંદર ઉપર ચહડી ગયો, પણ જોકે તેને હાથ કરવામાં તે ફાવ્યો નહી તોપણ ત્યાંથી તેને મોટી લુટ મળી. **પાર્મીન્યો** અને **એટેલસ** જુદે જુદે ઠેકાણે હતા, જેઓ ઉપર **મેમ્નને** મોટી ફતેહો મેળવ્યાથી ઇરાની ફોજ એટલી તો છગી ગયલી જણાયછે કે તેણે વધારે ફતોહોને માટે ઉલટ પકડવાની અથવા પોતાના હવે પછીના બચાવને માટે સાવધ રહેવાની અગત્ય વીચારી નહી. **રૉલીન્સન** લખેછે કે ઉપલી ફતેહોથી ઇરાનનો અર્થ સમરવાને બદલે ઉલટો બીગડયો, કેમકે એક સદીથી વધારે મુદત થઇ જે જાતના યુનાનીઓ લડતા હતા તેજ જાતના આ મેસીડોન્યનો પણ છે એવું ઇરાની હાકમો સમજવા લાગ્યા, અને તેથી **સેકંદર**ની ચહડાઇબી તેમને ઘણી જીવ જેવી લાગી નહી.[૧] પણ આમ વીચારવામાં તેમની કેવી મોટી ભુલ હતી તે તેઓને જલદીથી માલુમ પડયું, કેમકે **સેકંદર** એક મોટી ફોજ લઈ હેલેસ્પોંટ પસાર કરીને હવે એશ્યામાં દાખલ થયો.

યુનાની લખનારાઓએ **સેકંદર**ની ચહડાઇનું કારણ યુનાન ઉપરની **જર્કસીસ**ની ચહડાઇના બદલા અથવા વેરનું જણાવ્યુંછે; પણ ફારસી લખનારાઓ આ ચહડાઇનો જુદોજ સબબ જાહેર કરેછે. **ફીરદોસી** મુજબ મેસીડનનો છેલો રાજા **ફીલ્હકુસ** ખંડણી આપવાને કબુલ થયો હતો તેમ તેનાં મરણ પછી આ રકમ ખજાના ખાતે

૧ પુરા૦ પા૬૦, ૬૫૦ ૪, સફે ૫૪૪.

નહી ભરાયાથી પાદશાહ **દારા**એ એલચી મોકળાવી ઉઘરાણી કીધી. આથી **સેકંદર** ગુસ્સે થયો અને બબાર્યો કે "બંડણીનું રંગરૂપ હવે બદલાઈ ગયુંછે, જમાનાએ જુદોજ માર્ગ પકડયોછે, સોનાનાં બેદાં આપનારી મરઘી મરણ પામીછે, અને એ રીતે બંડણીની રકમ ગુમ થઇ ગઇછે." **શમ્શેરખાની** મુજબ વળી **સેકંદરે દારા**ને એમ પણ જવાબ આપ્યો કે "મારો બાપ **ફીલ્કુસ** જે તારા બાપ **દારાબ**ની ફરમાંબરદારી કરતો હતો ને બેરાજ આપતો હતો તે વખ્ત ગુજરી ગયોછે. હવે તો તુંજ મારે માટે બંડણી મોકળ, અગર નહી તો હું તને અચ્છી રીતે સજા કરીશ." **મીરખુંદ** લખેછે કે **દારા**થી કેટલાક ઈરાની સરદારોએ કંટાળીને ઈરાનનું તખ્ત **સેકંદર**ને આપવાની લાલચ દેખાડી હતી તેથી તેણે પાદશાહને બંડણી આપવાની બંધ કીધી. એલચી પાછો ફર્યાથી **દારા**એ **સેકંદર**ને બચ્ચું સમજીને રમતનાં હથીયારો મોકળી આપ્યાં અને જણાવ્યું કે પાદશાહ સાથ સરકશી કર્યાને બદલે તેણે આ વસ્તુઓ જોડે રમત કરવીજ તેને છાજેછે. આ પછી **સેકંદર** મુલકગીરી કરવા નીકળ્યો અને ઇરાન ઉપર ચહડી ગયો.

## ફસલ ૨. ઈરાનનો નવો દુશ્મન—સેકંદર.

**સેકંદર** તેના બાપનાં તખ્ત ઉપર બેઠો તે વેળા તે ૨૦ વરસની ઉમરનો હતો. **દારા** તેને એક નાદાન છોકરો ગણીને તેની ગમે એટલી દરકાર નહી કરે તોપણ **સેકંદરે** પોતાની બાળ્યાવસ્થાથીજ પોતે એક શુરવીર છે એવું દેખાડી આપ્યું હતું. તેના તવારીખનવેશોએ આપેલા તેની બહાદુરીના હેવાલોની આ ઠેકાણે નોધ લેવાની કશી જરૂર નથી. **ફીલ્કુસ**નાં મરણ પછી તેનાં તખ્ત ઉપર **સેકંદર**નો દાવો દેખાઇતો હતો; પણ આ વખ્તે તેનો નાનો ભાઈ—નવી રાણી **કલીયોપેત્રા**નો બેટો—તથા પીત્રાઈ **અમીન્ટાસ** હયાત હતા. તેઓબી વધતા કે ઓછા તખ્તના દાવાદાર હતા. પણ એઓમાંના પહેલા બાળક શાહજાદાનું તેની મા જોડે કમકમાટ ભરેલું ખુન થયું, જેનો દોષ કેટલાક લખનારાઓ **સેકંદર**ની મા **ઓલીમ્પ્યાસ** ઉપર મેળી જાયછે, અને બીજાઓ મુજબ ખુદ **સેકંદરે** પોતેજ આ નાના ભાઇને મારી નખાવ્યો હતો. ગમે તેમ હોય, પણ આ રીતે એક દાવાદાર ઓછો થયો, અને જે બીજો રહ્યો તેના ઉપર પ્રજાની નજર દોડી. **ફીલીપ**નું તખ્ત તેના ભત્રીજા **અમીન્ટાસ**નેજ મળવું જોઇયે એવું કેટલાકોનું મત હતું, કેમકે તે જવાન **સેકંદર** કરતાં વડો—૨૪ વરસની વયનો—હતો. પણ **સેકંદર**ના મીત્રો તેની તરફથી ડંકો ફેરવવાને તૈયાર હતા. જેઓ **ફીલીપ**નાં ખુનમાં શામેલ હતા, અથવા જેઓ આ ખુનથી રાજી હતા, તેઓ સઘળા **સેકંદર** અને તેની માને જઈ મળ્યા અને તેઓએ આ શાહજાદાને નામની આણ ફેરવી. **અમીન્ટાસ ફીલ્કુસ**નો ભત્રીજો તેમજ જમાઈ હતો. તેનો ખરો હક છતાં તેને બાજુએ રાખીને **ફીલ્કુસ** પોતાના ભાઈનાં તખ્ત ઉપર ચહડી બેઠો હતો, અને તે તખ્ત તેનાં મરણ પછીબી આ એકમાર્ગી શાહજાદાના હાથમાં આવવા પામ્યું નહી. **સેકંદરે** તેને મારી નખાવ્યો, અને એ રીતે ખુની માનો તેવોજ ખુનખાર બેટો પોતાના બેશીઓનાં નીર્દોષ લોહીથી ખરડાયલા હાથ વડે રાજ્યની લગામ લઇ બેઠો.

પણ **સેકંદર**ની ખુનખારી એટલાંમાંજ આવી રહી નહી. **ફીલ્હકુસ**ના ખુનીઓને સજા કરવાને બહાને તેણે ઘણાકોના નાહક જીવ લીધા, જેઓમાંનો એક તેની સાવકી માંનો કાકો **એટેલસ** હતો, જે રાજાનાં ખુન વેળા એશ્યામાં લડાઇ ચલાવતો હતો.

હવે એક ગમથી **ફીલીપ**નું ખુન થયું કે બીજી ગમથી તેને તાબે થઈ પડેલા એથીન્યનોએ એશ્યા મૈનરમાં ઇરાનીઓ સાથ ભેગા મળીને **સેકંદર** સામે એકસંપ કરવાના સંદેશા ચાલુ કીધા. વળી એથીન્યનોને માટે કહેછે કે તેઓએ મજકુર સરદાર **એટેલસ**ને પણ પોતાની પક્ષમાં લેવા માંગ્યો. પણ તેમનાં આ બંને કામોમાં તેઓએ નીકળતા સીવાય બીજું કંઈ જોયું નહી. ઇરાનીઓએ નાના **સેકંદરથી** બીહીવાનું કશું કારણ નથી એમ જાણીને એથીન્યનોને કશી મદદ આપવાની જરૂર જોઇ નહી; અને **એટેલસ** નવા પાદશાહ તરફ બેવફા થયો નહી. પણ આપણે ઉપર જોયું તેમ નવો પાદશાહ પોતેજ આ વફાદાર નોકરનો ખુની થયો. યુનાનીઓ **ફીલ્હકુસ**ના હાથમાં ગુલામ સરખા થઈ પડયા હતા, અને ઇ૦ સ૦ પુ૦ ૩૩૬ ના અકટોબર માસમાં **સેકંદર** યુનાન ઉપર ચહડાઈ લઈ ગયો ત્યારે સ્પાર્ટા સીવાય સઘળાં નાનાં રાજ્યોએ તેની સરદારી કબુલ રાખી, અને કૉરીન્થ ખાતે મળેલી રાજય સભામાં તેને સઘળી યુનાની ફોજનો વડો ઠરાવવામાં આવ્યો. આ રીતે યુનાની રાજયો ગુલામગીરીમાં આવ્યાં, જેમાંથી તેઓ કદી છુટાં થયાં નહી.

**સેકંદર** યુનાન છોડીને હવે થ્રેસ તરફ ચાલ્યો અને ત્યાં કેટલીક જંગલી પ્રજાઓને તાબે કીધી, તથા ડેન્યુબ નદી પસાર કરીને ગેટી નામના ટોળાને શીકસ્ત આપી પાછો ફર્યો. તેની આ સઘળી ફતેહો જોઇને, કહેછે કે, ઇયોનીક સમુદ્રના કાંઠા ઉપર વસતી ગૉલ લોકોની એક પ્રજા પોતાની મેળે તેને શરણે આવી અને એથી આ જવાન રાજાનો ગર્વ વધી ગયો. આ ગૉલ લોકો ઉંચા કદના અને ફસાહતી જબાનના હતા. તેઓ બડાઇ મારવામાં બહાદુર હતા, અને જયારે તેમના જેવા એક ટોળાએ પોતાની દોસ્તી શોધી ત્યારે **સેકંદર** એટલો તો છકી ગયો કે તે પોતાના જેવો બીજો કોઇ હોયજ નહી એવું સમજવા લાગ્યો. તેણે આ દોસ્તી શોધવા આવનારા બડાઇખોરાઓને એક જીયાફત આપી અને પછી તેઓથી જાણવા માંગ્યું કે માણસ જાતમાં તમો સર્વેથી વધારે કોણથી બીહીછો? **સેકંદરે** આ સવાલ ખાસ પોતાની મોટાઇની ખાતરી કરવા માટેજ પુછયો હતો, અને તોપણ તે પુછયા આગમજ તેની ખાતરી હતી કે ગૉલ લોકો એમજ કહેશે કે અમો **સેકંદર** સીવાય બીજા કોઇથી ડરતા નથી. પણ એવો કશો જવાબ પેલાઓએ દીધો નહી. તેઓએ કહ્યું કે અમે કોઇબી માણસ જાતથી અથવા કોઇબી જાતનાં ભયથી ડરતા નથી; પણ ધાસ્તી એટલીજ છે કે રખેને આસમાન અમારી ઉપર તુટી પડે! મતલબ કે કુદરતી હોનારત સીવાય તેમની બીજી ધાસ્તી કોઈ નથી. આ વાજબી ઉત્તરથી અલબત **સેકંદર** નાખુશ થયો. તેણે પોતાના મીત્રોને કહ્યું કે આ લોકના જેવા પત્રાજીખોરા બીજા કોઇ નહી હોય.[૧] **સેકંદર** થ્રેશ્યન અને ઇલી-

---

૧ ગ્રોટ કહેછે કે આ એલકાબ ગૉલ લોકો કરતાં સેકંદરને પોતાને વધારે લાગુ પડેછે. ઇરાનની લડાઇ પછી તે પોતાને માણસ જાત કરતાં ચહડતો અને દેવતા જેવો ગણતો અને ગણાવતો હતો.—યુના૦ તવા૦, ફ૦ ૮, સફે ૨૬૬—૬૭.

થેનોને તાબે કરતો હતો એટલામાં પાછી યુનાન ખાતે બેદીલીની આગ સળગી. થીબન લોકોએ તેની સામે સ્વતંત્રતાનો ઝુંડો ઉરાડયો અને તેની ફોજને ઘેરી લીધી. આ ઉપરથી મેસીડોન્યન રાજાને ઉતાવળે કદમે પાછી યુનાન તરફ કુચ કરવી પડી. **સેકંદરે** આવીને થીબ્સને ઘેરો નાખ્યો, અને કહેછે કે ૬૦૦૦ થીબનો **સેકંદર**ની તલવારના ભોગ થયા; ૩૦૦૦૦ કેદ પકડાયા; થીબ્સ શેહર જમીનદોસ્ત થયું; અને કેદીઓ ગુલામ દાખલ વેચાઇ ગયા. ઉપર મુજબનો ગજબ કોઇ પણ યુનાની શેહર ઉપર એક માણસથી વીટેલો નોધાયલો નથી.

ઇ૦ સ૦ પુ૦ ૩૩૫ નાં સાલમાં જ્યારે **સેકંદર** ઉપલી કતલમાં રોકાયલો હતો ત્યારે તેજ વરસમાં એશ્યા મૈનર તરફ તેના સરદાર **પાર્મીન્યો** અને ઇરાની હાકમો વચે છુટી છવાઇ લડાઇઓ થતી હતી, જેમાં આપણે ઉપર જોઈ ગયા તેમ ઇરાની સરદાર **મેમ્નન** ફતેહ મેળવતો હતો. પણ હવે **સેકંદરે** ઇરાન ઉપર પોતે જાતે ચહડી જવાની તૈયારીઓ કરવા માંડી. તેણે **એન્ટીપેટર** નામે એક બુઢા અને વીશ્વાસુ સરદારને પોતાની જગા ઉપર નાયબ ઠરાવ્યો અને મેસીડનનાં રાજ્યની લગામ તેને સોંપી. ૧૨૦૦૦ પેદલ અને ૧૫૦૦ ઘોડસવારોની ફોજ તેના સ્વાધીનમાં આપી, એવી મતલબથી કે તે વડે તેણે યુનાનીઓનાં બંદ બેસાડી દેવાં તથા ઇરાનીઓ ચહડાઇ લાવે તેમની સામે થવું, તથા મેસીડનમાં ફેસાદ ઉઠે તો નરમ પાડવો. આ અને એવીજ બીજી ગોઠવણો કરીને **સેકંદર** પોતાની ફોજ સાથ પોતાનું રાજધાની શેહર પેલા છોડી થ્રેસમાં થઇને સેસ્ટૉસનાં બંદર ઉપર આવી ચહડયો, જ્યાં તેનો દરીયાઈ કાફલો તૈયાર ઉભેલો હતો. આ કાફલામાં ૧૬૦ લડાઇનાં બારકસો અને બીજાં વેપારી બારકસો હતાં. આ કાફલામાં એથન્સે પોતે લડાઈનાં ૨૦ બારકસોની મદદ આપી હતી. આ સઘળાં વહાણો મારફતે સઘળાં લશ્કર તેમજ અસ્બાબને યુરોપનાં બંદર સેસ્ટૉસથી એશ્યાનાં બંદર એબાઇડૉસ ખાતે લઇ જઈ ઉતારવાની સઘળી ગોઠવણો **સેકંદર**ના સરદાર **પાર્મીન્યો**એ કીધી, જે કામમાં ઇરાનીઓ ચહાત તો તેને અટકાવી શકત; પણ તેવો કશો અટકાવ થયો નહી, જેનું ખરૂં કારણ આપણ હવે જલદીથી જાણીશું. પોતાની ફોજ જોડે એબાઈડૉસ તરફ નહી જતાં **સેકંદર** પુરાતન ઇલ્યમ (ટ્રૉય) શેહર ખાતે ગયો અને ત્યાં એક પેહલવાનનાં નામ ઉપર ભોગ આપીને તથા હવે પછીની લડાઇમાં તેની મદદ માંગીને તથા બીજાં એવાંજ જંગલી અને મુર્તીપુજક કામો કરીને તે એશ્યા મધેની પોતાની ફોજને આવી મળ્યો.

**સેકંદર**ની ફોજની ગણત્રી જુદા જુદા લખનારાઓએ જુદી જુદી આપીછે.[૧] વધતાંમાં વધતી ફોજ ૪૩૦૦૦ પેદલ અને ૫૦૦૦ ઘોડસવારોની કહેવાયછે; પણ ગ્રોટ

---

૧ આર્યન મુજબ ૩૦૦૦૦ પેદલ અને ૫૦૦૦ થી વધારે ઘોડસવારો; ડાયોડોરસ મુજબ ૩૦૦૦૦ પેદલ અને ૪૫૦૦ ઘોડસવારો; જસ્ટીન મુજબ ૩૨૦૦૦ પેદલ અને ૪૫૦૦ ઘોડા; કેલીસ્થીનીસ પ્રમાણે ૪૦૦૦૦ પેદલ અને ૪૫૦૦ ઘોડા; એનેકસીમીનીસ મુજબ ૪૩૦૦૦ પેદલ અને ૪૫૦૦ ઘોડા; અને પ્લુટાર્ક મુજબ ૩૦૦૦૦ પેદલ તથા ૪ થી ૫૦૦૦ ઘોડા. પાછળથી આપણ જોઇશું કે આ ફોજ સેકંદરની મહાભારત ફતેહો અને મુલકો તાબે રાખવાની જરૂરીયાતો સાથ સરખાવતાં કેટલી નાની અને બીસાદ વગરની હતી. પ્લુટાર્ક વાજબી અચરતી બતાવેછે કે આવડી નાની ફોજ વડે સેકંદરે મહાભારત ફતેહો કેમ મેળવી હશે ?

૩૦૦૦૦ પેદલ અને ૪૫૦૦ ઘોડસ્વારોની ગણત્રી ખરી માનેછે. આ છેલી સંખ્યામાં ૨૪૦૦૦ પેદલ સરદાર **પાર્મીન્યો**ના હાથ હેઠળ હતી; બાકીનાં જીતાયલી પ્રજાઓનાં લશ્કરો હતાં. ઘોડસ્વારોમાં ૧૫૦૦ **પાર્મીન્યો**ના બેટા **ફીલોટાસ**ના અને ૧૫૦૦ **કેલાસ**ના હાથ હેઠળ હતા. આ લશ્કર ઉપરાંત વળી લડાઇનાં કામ માટેના સંચાઓ વગેરે જુદા હતા. પણ ભારી દમામ સાથ ઇરાન ઉપર ચહડાઇ લાવ્યા છતાં **સેકંદર** કને નાણાં પુરતાં હતાં નહી. કહેછે કે તે માત્ર ૭૦ ટેલંટ (૨૧૪૦૦૦) લઇને ઇરાન ખાતે લડવા ગયો હતો! અથવા એક બીજા લખનારના શબ્દોમાં ૩૦ દીવસ સુધી ચાલી શકે એટલુંજ નાણું તેની કને હતું. તેના બાપે લશ્કરી લાભને માટે ૫૦૦ ટેલંટનું કરજ કર્યું હતું, તેમ **સેકંદરે** પોતાની ઉપલી ફોજ ભેગી કરવા માટે ૮૦૦ ટેલંટ બહારથી કહડાવ્યા હતા. શું ત્યારે ઇરાન ઉપરની સવારીની મતલબ લુટ ચલાવવાનીજ હતી?

ઇરાનીઓને **સેકંદર**ની ચહડાઇની પુરતી ખબર હતી, પણ સરદારોની માંહોમાહેની અંટસને લીધે તેઓએ આ ચહડી આવનારની સામે પ્રથમથીજ હાથ દેખાડીને તેને આગળ વધતો અટકાવવાની તજવીજ કીધી નહી. હેલેસ્પોંટની ખાડી ગોયા તે વખ્તે ઇરાનનાં રાજ્યની આથમણુ તરફની ચાવી હતી, તે ચાવી **સેકંદર**ના હાથમાં એકવારં આવી તો પછી તે તરફના દરવાજા ઉંઘાડીને માંહે ધુસી આવતાં એ શુર વીર વાર લગાડે એ કેવળ અશકય હતું. હેલેસ્પોંટનું રક્ષણ કરવાને ઇરાનીઓ તદ્દન સામર્થવાન હતા. તેમનો એક દરીયાઇ કાફલો ફ્રીજ્યાનાં ઉપલી ખાડી માંહેલાં જેલીયાલો નામે બંદર ખાતે પડેલો હતો. તેની સરદારી ફ્રીજ્યાના હાકમ **અર્સીતીસ**ના હાથમાં હતી, જેની મદદે આ વેળાએ લીડયા અને ઇયોન્યાનો હાકમ **સ્પીથ્રીદાતીસ,** તેમજ **ફ્રાર્નાકીસ, મીથ્રીદાતીસ** (મેહરદાદ) **રીયોમીથ્રીસ** (રએમેહર), વગેરે સરદારો હતા. તેઓ એટલાબધા હતા કે તેઓમાંના ૪૦ તો પાદશાહ **દારા**ના એશીઓજ હતા અને જેઓ સઘળા બહાદુરીને માટે વખણાયલા હતા. ઉપલા કાફલામાંનાં લશ્કરમાં ૨૦૦૦૦ ઘોડસ્વારો અને તેટલીજ પેદલ ફોજ હતી, એમ **આર્યન** લખી જાયછે. અને એ સઘળી ફોજો છતાં ઇરાનીઓ દેવાનાની પેઠે મુગા બેસી રહ્યા અને **સેકંદરને** એકદમ ખાડી પસાર કરી એશ્યામાં દાખલ થવા દીધો, એ ઘણી અજબ વાત છે. સરદાર **મેમ્નન** પણ ઉપલી ફોજમાં પોતાના બેટાઓ જોડે હાજર હતો, પણ ઇરાની સરદારોએ તેની સલાહ મુજબ અમલ કીધેલો જણાતો નથી. તેણે સમજાવ્યું કે **સેકંદર**નાં લશ્કર માટેની ખોરાકી વગેરેનો નાશ કરવામાં જેટલો લાભ છે એટલો તેની જોડે લડાઇ કરવામાં નથી. વળી તેણે સુચવ્યું કે આપણે એશ્યામાં **સેકંદર** શું કરેછે તે મુગે મ્હોડે જોવું, અને તે હુમલો કરે તોજ તેની સામે લડવું; પણ બીજી તરફથી યુરોપ તરફ ચહડી જઇને તેનાં પોતાનાં રાજ્ય ઉપર આપણે હુમલો કરવો, જેથી **સેકંદરને** ગભરાઇને ત્યાં પાછું દોડી જવાની ફરજ પડયા વીના રહેનાર નથી.[1] પણ ઇરાની

---

[1] ગ્રોટ લખેછે કે અગરજો મેમ્નનની સલાહ મુજબ એકદમ અમલ થયો હોત તો બચીત સેકંદરને ઇરાનથી નહાસવું પડત અને કદાચ તેની સઘળી ફોજને પાછી ફરતાં ઇરાનીઓ અટકાવી શકત.—યુના૦ તવા૦, ૬૯૦ ૮, સફે ૭૧૧.

સરદારો આગલ એકલા **મેમનન**નું કશું ચાલ્યું નહી. તેઓને તો પોતાની બહાદુરી ઉપરજ વીશ્વાસ હતો, તેથી **સેકંદર**ની ફોજની કીમતની ગણત્રી તેઓએ જોઇયે તેવી કીધી ન હતી. શેવટે સરદાર **અર્સીતીસે** ચુકવ્યું કે **સેકંદર**ની સામે થઇને તેને **આગળ** વધતો અટકાવવો. **મેમનન**ની એક સુચના એવી હતી કે **સેકંદર**ને આગલ વધતાં માર્ગમાં કશી ખોરાકી નહી મળે એટલામાટે ઇરાની ખેતરો તારાજ કરવાં, એટલુંજ નહી પણ **અગત્ય** પડે તો ગામો અને કસબાઓ પણ ઉજડ વાળવાં. પણ આ શેહરો અને તેમની પેદાશ ઇરાની હાકમોની ઉપજનાં મુખ્ય મુળો હતાં માટે તે ઇલાજ એકદમ હાથ કરવાનું તેઓએ દરૂસ્ત ધાર્યું નહી. **અર્સીતીસે** કહ્યું કે મારા મુલકમાં એક પણ ઘરને બાળી નાખવાનો હું હુકમ આપી શકનાર નથી. એ રીતે **મેમનન**ની સુચનાઓ રદ કરીને ઇરાની સરદારોએ પોતાની ફોજ ગ્રેનાઇકિસ નદીના કાંઠા ઉપર ભેગી કીધી અને ત્યાં તેઓ **સેકંદર**ના આવી પુગવાની વાટ જોતા બેઠા. ગ્રેનાઇકસ નદી જેલીયાનાં બંદરથી થોડીજ દુર હતી, જે બંદર આતે ઇરાની ફોજ પડેલી હતી. ત્યાંથી તેણે કુચ કરી જઇ નદીની ઉગમણ બાજુ ઉપર પડાવ નાખ્યો, અને પોતાની ફતેહની આરજુમાં રહી.

## ફસલ ૩. ગ્રેનાઈકસની લડાઈ.

(ઈ૦ સ૦ પુ૦ ૩૩૪.)

ગ્રેનાઇકસની નદી ઘણી નાની છે. તે તવારીખમાં જાણીતી થયલીછે. યુનાની કવી **હોમર**ના ગ્રંથમાં પણ તેનું નામ જોવામાં આવેછે. પણ **સેકંદર** તથા **દારા**ની ફોજો વચેની મોટી લડાઈ તેના કાંઠા ઉપર થઈ તેથી તે વધારે યાદગાર રહી ગઇછે. એ નદી બીથીન્યાના પ્રાંતમાંથી નીકળીને પ્રોપૉન્ટીસ અથવા મારમોરાના સમુદ્રમાં પડેછે. તેની ઉગમણ બાજુના ઉંચા કાંઠા ઉપર ઇરાની ફોજે આવીને પડાવ નાખ્યો અને હેલેસ્પોંટની ખાડીમાંથી **સેકંદર**ને આવવા દીધા છતાં ત્યાંથી તેને પસાર થતો અટકાવવાની ઇરાની સરદારોએ અગત્ય જોઈ. તેઓ આ જગા પ્રથમથી હાથ કરી લેવા માટે પોતાને ભાગ્યશાળી સમજતા હતા, એટલુંજ નહી પણ વળી તેઓને પોતાની ઘોડસવાર ફોજ ઉપર એટલોબધો વીશ્વાસ હતો કે તેઓએ પેદલ ફોજને લડાઈ માટે તૈયાર કરવાની કશી જરૂર વીચારી ન હતી. એટલામાટે એ ફોજ—જેનો મુખ્ય ભાગ ભાડુતી યુનાની સીપાહીનો હતો, અને તોપણ જેઓ ઇરાની પેદલ સીપાહીઓ કરતાં વધારે કવાયદ પામેલા હતા તે—ને કેટલેક તફાવતે દુર ઉભી રાખી હતી. આ એક મોટી ભુલ થઇ હતી, જેનું કેવું માઠું પરીણામ નીપજ્યું તે આપણ હવે જલદીથી જોઇશું. પેદલ ફોજને આ રીતે લડાઇનાં મેદાનમાંથી દુર રાખીને એકલી ઘોડસવાર ફોજ નદીના કાંઠા ઉપર લડવા ઉભી. આ ફોજમાં મીડ અને બેક્ત્રયન ઘોડસવારોએ **રઓમેહર** સરદારના હાથ હેઠળ જમણી બાજુની હાર રોકી, ડાવી બાજુ ઉપર **મેમનન** અને **આર્સામીનીસ** સરદારોની ફોજો રહી, અને તેઓ બનેની વચમાં ફ્રીજ્યાનો હાકમ **અર્સીતીસ** પોતે **સ્પીથ્રીદાતીસ**ની જોડ પેફલેગોન્યન અને હીર્કેન્યન ઘોડસવારોને લઇને ઉભો.

ઇરાનીઓની આ હીલચાલ જોઇને **સેકંદરની** ફોજે પણ અરીસ્બીને બંદરેથી ઉપડી એ નદી તરફ કુચ કરવા માંડી, અને તે પાંચ છ દીવસમાં ગ્રેનાઈકસ નદીના કાંઠા ઉપર આવી લાગી. **સેકંદરે** પોતાની ફોજમાં પેદલને વચમાં રાખી ઘોડસવારોને બંને પાંખો ઉપર ગોઠવ્યા હતા, અને અસ્બાબની જગા સર્વની પછવાડે કીધી હતી. નદીના કાંઠા ઉપર તે કયારે આવી પુગ્યો તેનો વખત જણાયો નથી, પણ આવતાંની વારમાંજ તે પસાર કરીને એકદમ ઇરાની ફોજ ઉપર હુમલો કરવાનો તેણે ઠરાવ કીધો. સરદાર **પાર્મીન્યો** તેની સાથે હતો, જેણે ઇરાનીઓનું બળ પોતાની આગળી શીકસ્તો વખતે અજમાવેલું હતું, માટે તેણે સલાહ આપી કે સહવાર સુધી **સેકંદરે** લડાઇ શરૂ કરવી નહી. પણ **સેકંદર** નસીબનું બાળક હતું. કળ કે કુનેહ કરતાં લોકો જેને ભાગ્ય કહેછે તેનાં જોરથી તે જ્યાં જતો ત્યાં ફાવી નીકળતો હતો; વધારે ખુલ્લી રીતે કહીયે તો **સેકંદર** લડાઇના હુનરને બદલે તક ઉપર વધારે આધાર રાખતો હતો, અને તેવી દરેક સારી તકનો લાભ લેવાને કદી ઢીલ નહી કરવાનો કાયદો રાખ્યાથી અંતે તે જીત મેળવતો હતો. **પાર્મીન્યોએ** થોભવાની સલાહ આપ્યા છતાં **સેકંદરે** પોતાની તક જોઈ લીધી અને તેથી તેણે એકદમ લડાઈ કરવાનો નીશ્ચય કર્યો. તેને લાગ્યું કે ઇરાનીઓએ એવી ખરાબ જગા પસંદ કીધેલીછે કે અગરજો લડાઇને એક રાત થોભાવવામાં આવશે તો તેઓ તે દરમયાન પોતાની જગા બદલી નાખશે અને વધારે સારી જગા પસંદ કરશે તો હાલના જેવી તક હાથમાંથી જતી રહેશે. તેણે લશ્કરના બે વીભાગ પાડયા, જેમાંના જમણાની સરદારી પોતે લીધી અને ડાબો **પાર્મીન્યોને** સોંપ્યો. અને એવી ગોઠવણ સાથ સઘળી ફોજે નદી પસાર કરવા માંડી, જે આગમજ તેણે પોતાના સીપાહોને હીમતના થોડાક શબ્દો કહ્યા. નદીમાં **સેકંદર** ઉતર્યો કે કર્નાયના આવાજ થયા અને લડાઇના પુકારા ઉઠયા. નદીમાં પાણી ઘણાં નહી હતાં માટે સઘળી ફોજને બોટની જરૂર હતી નહી. પણ તોબી નદીનાં પાણી આખી ફોજને પસાર થવા માટે એકસરખી ઉંડાઈનાં ન હતાં, માટે સઘળાઓ એકજ વખતે બીજે કાંઠે જઇ પુગ્યા નહી.

દુશ્મનોની આ સઘળી હીલચાલ ઇરાનીઓ તપાસતા રહ્યા હતા. અલબત તેઓની નજર સર્વે કરતાં **સેકંદર** ઉપર વધારે હતી, જેની નવજવાની, ભપકો, તથા તેને મળતાં આદરમાન ઉપરથી તેઓએ તેને તુર્ત પીછાન્યો. દુશ્મનોની ફોજમાંથી જેઓએ સર્વેથી પહેલાં નદી પસાર કીધી તેઓએ જોયું કે ઇરાનીઓની ઘોડસવાર ફોજ બે હારમાં ગોઠવાઇ હતી. એક નદીના ઉંચા કાંઠા ઉપર હતી, જયાંથી તે શત્રુઓ ઉપર પોતાના ભાલા ફેંકતી હતી: અને બીજી નદીનાં પાણીની અડોઅડ આવીને દુશ્મનોનો માર્ગ અટકાવવા ઉભી હતી. આ ઉપરથી શત્રુઓએ જોયું કે તેમનાથી કાંઠે સહેલથી ઉતરાય એમ ન હતું. તેઓએ ભેગા મળીને કાંઠો પકડવાની યત્ન કીધી, પણ ફોકટ. એકતો તેઓ નીચાણ જગામાં હતા, અને બીજું તો તેઓના પગને પોચી માટીમાં કશી મજબુતી હતી નહી; એટલા માટે તેઓ દરેક હુમલે માર ખાઇને પાછા પાણીમાં હટયા. પાછા હઠીને તેઓ **સેકંદરની** ફોજ સાથ જોડાઇ ગયા, જે ફોજ હજુ કાંઠા તરફ આવી પુગેલી ન હતી. પણ **સેકંદરની** હાજરી છતાંબી મેસીડોનયન ફોજ કશી જાતનો કાબુ ધરાવવાને પ્રથમ તદન અશકત

હતી. તે પોતાના સીપાહોની હરોલમાં આવીને લડવા લાગ્યો, અને એ રીતે જુંબેશ બંને બાજુએ બહુ જોશ સાથ ચાલી. બંને તરફના ઘોડસવારો એકેક સાથ ગોયા ગંઠાઇ ગયા, અને લડાઇએ એવું રૂપ પકડયું કે જાણે માણસ અને ઘોડા પોતાનાં ભેગાં બળો વાપરીને પોતાના હરીફોને હણવા, અથવા તેઓમાંથી પોતાનો માર્ગ લેવાનું દબાણ ચલાવવા, અને તેટલામાટે ખાલી અંગબળ વાપરવા લાગ્યા. આમ કેટલોક વખ્ત સુધી ચાલ્યા પછી માત્ર તેમનાં હથીયારોની મદદથી શત્રુઓનો જય થયો, તે એમ કે ઇરાનીઓ જ્યારે તેમના ઉપર પોતાના ટુકા ભાલા ફેંકતા હતા ત્યારે મેસીડોનયનો પોતાના હાથોહાથની લડાઈ માટેના ખાસ બનાવેલા ભાલા પોતાના હરીફોનાં શરીરમાં ભોકી તેમને વીંધી નાખતા હતા. એમ કરતાં **સેકંદર**નાં બળ આગલ ઇરાનીઓનું ચાલ્યું નહી. તેઓ પાછા હટ્યા, અને આ મેસીડોન્યન રાજાએ પોતાના મીત્રો જોડે આગલ માર્ગ લીધો અને જે ઉંચાણ જગા ઇરાની ઘોડસવારોએ રોકી હતી ત્યાં પોતે જવા પામ્યો. એ રીતે ઇરાનીઓને નદીનાં પાણી આગલનો નીચાણ ભાગ છોડીને ઉંચા કાંઠા ઉપરના સપાટ મેદાન તરફ પોતાનાં બીજાં લશ્કર સાથ જઈ મળવાની જરૂર જણાઈ.

ત્યાં જે લડાઇ થઇ તે વધારે જોશ ભરી હતી. ત્યાંબી **સેકંદર** સર્વેથી આગળ પડેલો હતો. પણ લડાઈની શરૂઆતમાંજ તે ધાસ્તીમાં આવી પડયો. પ્રથમ તો તેનો ભાલો ભાગી ગયો, જે ઉપરથી બીજો મેળવવા માટે તેણે પોતાના ખાસ હજુરીયા તરફ જોયું. પણ આ ધણીનો ભાલો પણ ભાગી ગયલો હોયાથી **સેકંદર** બીજા કોઇનો ભાલો તેના હાથમાં મેળવામાં આવે ત્યાં સુધી વગર હથીયારે ઇરાનીઓના મારાનાં ભય વચે આવી પડયો. આ વખ્તે પાદશાહ **દારા**નો એક જમાઈ સરદાર **મીથ્રી-દાતીસ** (મેહરદાદ) **સેકંદર** ઉપર હુમલો કરવા માટે ઘોડસવારોની એક ટુકડી લઇને દોડયો આવતો હતો, જેના ઉપર તેણે પોતેજ ધસારો કીધો, કેમકે એજ વખ્તે તેને એક સીપાહીએ નવો ભાલો લાવી આપ્યો હતો. **મેહરદાદ** અગરજો પોતાના સોહબતીઓ જોડે આવ્યો હોત તો તે પોતાની ધારણામાં ફાવત, પણ તેના સવારો તેની પાછળ પડી ગયા અને **સેકંદરે** તેના ઉપર ધસી જઇ તેનાં મહોડાં ઉપર પોતાનો ભાલો મારી તેને એકદમ જમીનદોસ્ત કરી નાખ્યો. આ બનાવ જોઇને **રીહુસાકીસ** નામે ઇરાનીએ **સેકંદર**નાં માથાં ઉપર તલવારનો ફટકો લગાવ્યો, જેથી તેની કોલાહનો એક ભાગ કપાઇ ગયો, પણ તલવારનો જખમ **સેકંદર**નાં માથાંને લાગ્યો નહી. પોતાની ઉપરના આ હુમલાનાં વેરમાં **સેકંદરે** પેલા ઇરાની સરદારનેબી ભાલા વડે વીંધી નાખ્યો. તુર્તજ એક ત્રીજો ઇરાની સરદાર **સ્પીથ્રીદાતીસ** હાથમાં તલવાર ઉઠાવીને **સેકંદર**નું માથું કાપી નાખવાને ધસી આવ્યો. અગરજો આ વખ્તે **કલીટસ** નામે એક મેસીડોન્યને **સ્પીથ્રીદાતીસ**ના ઉંચે ઉઠાવેલા હાથ ઉપર તલવાર લગાવી તેને ધડથી છુટો પાડી નાખ્યો ન હોત તો **સેકંદર** ગ્રેનાઇકસની લડાઇમાં ખચીત માર્યો ગયો હોત. હવે બીજા ઇરાની સરદારો અને સીપાહો ધસ્યા આવ્યા, અને **સેકંદર**ને ઘેરી લઈ તેના ઉપર કેટલાક ફટકા લગાવ્યા;[૧] પણ આમ થવાથી **સેકંદર**ના સંબંધમાં

---

૧ ગ્રોટ, યુના૦ તવા૦, ઇ૦ ૮, સફે ૩૧૬.

પરીણામ શું નીપજ્યું, તે જખમી થયો કે નહી, તેને કોણે અને કેમ બચાવ્યો, અને આટલીબધી બળત્વારીથી ઇરાની સીપાહો લડયા છતાં તેઓએ દુશ્મનોને કાંય અને કેમ માર્ગ આપ્યો તેની કશી વીગત આપણને જણાવવામાં આવી નથી. આપણને એટલુંજ જાહેર કરવામાં આવ્યુંછે કે ઇરાનીઓ અંતે હાર્યા અને શત્રુઓ જીત્યા; ઇરાની ઘોડસ્વારોથી ટકી નહી શકાયું તેથી તેઓ ચો બાજુએ નહાસી ગયા.[1]

આ રીતે **સેકંદર**ની ફતેહ થઇ. પણ એ ફતેહ માત્ર ઇરાની ઘોડસવારો સાથની લડાઇમાંજ થઇ હતી. ઇરાની પેદલે લડાઇમાં કશો ભાગ લીધો ન હતો, બલકે કશો ભાગ લેવાનો તેને હુકમ થયોજ ન હતો. **સેકંદર**ની ફોજમાં તો ઘોડસવારો તેમજ પેદલ બંને લડયાં હતાં. અને હવે ઘોડસવારોને નહસાડીને **સેકંદરે** પેલી ઇરાની પેદલ ફોજ ઉપર ધસારો કીધો. એ ફોજનો મોટો ભાગ યુનાની સીપાહોનો હતો. તેને કદાચ ઘોડસવારોની શીકસ્તની ખબર થઇ હોય કે નહીબી થઇ હોય, પણ તે પોતાને નેમી આપેલી જગાએથી નાઠી નહી. **સેકંદર**ની પેદલ ફોજે તેના ઉપર સામો હુમલો કીધો અને તેના ઘોડસવારોએ પછવાડેથી આવી તેને ઘેરી લીધી. આ ઘોડસવારોમાં **સેકંદર** પોતે પણ હતો, અને બહાદુર ઇરાની પેદલને નીરાધાર જોઇ આ અઘટીટે લડાઇ મારવાના તેના લોભના બદલા તરીકે તેનો જાન એકવાર ફરીને ધાસ્તીમાં આવી પડયો, કેમકે તેનો ઘોડો માર્યો ગયો. પણ ઇરાની પેદલ ગમે એટલી બહાદુરીથી લડે તે છતાં તે ફાવે એ કેવળ અશકય હતું. તે નથી ફાવનાર એમ જેમ **સેકંદર**ને ખબર હતી તેમજ તે બહાદુર ફોજને પોતાને પણ હતી, કેમકે જો **આર્યન** જેવા પક્ષપાતી લખનારની ગણત્રી ખરી માનીયે તોપણ ઇરાનીઓનાં ૨૦૦૦૦ માણસો કરતાં તેમના શત્રુઓનાં વધારે કવાયદ પામેલાં ૩૦૦૦૦ માણસો જેમ બળમાં તેમજ સંખ્યામાં દોહોડાં વધારે હતાં. વળી આ ૩૦ હજાર પેદલ જોડે ૪૫૦૦ ઘોડસવારોને ઉમેરો, અને એ સઘળા આંકડા ભેગા કરીયે તો ઇરાનીઓ કરતાં તેમના દુશ્મનોની ફોજ ત્રણગણી વધારે થઇ જાયછે.[2] ત્યારે આ કેવળ અસરખાં પ્રમાણમાં ફતેહનું ત્રાજવું કયાં નમવું જોઇયે તે શોધી કહાડવું મુશ્કેલ નથી. કહેછે કે ઇરાની પ્યાદાઓ બહુ જોમપર ચહડીને લડયા, પણ અંતે તેઓમાંનો એક પણ બહાદુર બચ્યો નહી.

---

૧ આર્યને આપેલો લડાઇનો આ સઘળો હેવાલ ફીરદોસી કે તરતુશીએ લખેલું કોઇ ઇરાની પેહલવાનની બહાદુરી દેખાડનારું મરી મસાલા સાથનું દાસ્તાન વાંચતા હોઇયે તેવો લાગેછે. તેમાં નેમ એજ રાખેલી દીસેછે કે પોતાના પેહલવાન (સેકંદર) ને એવો નસીબવાન દેખાડવો કે તે ભર લડાઇમાં જીવ જવાના જોખમમાં હોવા છતાં ગેબી મદદથી બચી જતો હતો !

૨ સેકંદરનાં ૩૦૦૦૦ પેદલ લશ્કરમાં ૪૫૦૦ થી ૫૦૦૦ ઘોડસવારો હતા, એમ ગણીયે તો દર છ પેદલે એક સવારની રાસ આવેછે. માટે ૬ પેદલ સીપાહી જેટલો એક ઘોડસવાર બળવાન ગણીયે તો સેકંદરના ૫૦૦૦ ઘોડસવારો ૩૦૦૦૦ પેદલની બરાબર થાય, અને તેમાં ૩૦૦૦૦ ખરેખરા પેદલ સીપાહીઓ ઊમેરવાથી સેકંદરની કુસે માત્ર પેદલ ફોજ ૬૦૦૦૦ ની ગણી શકાય. તેની મુકાબેલ ઇરાની ફોજ માત્ર ૨૦૦૦૦ ની, યાને ત્રણગણી નાની હતી.

**સેકંદર** આ મુજબ ગ્રેનાઇકસની મહાભારત લડાઇમાં ફતેહ પામ્યો. એ બનાવ ઇ૦ સ૦ પુ૦ ૩૩૪ ના મે માસની તા૦ ૨૨ મીને દીને બન્યો. ઇરાનીઓની આ લડાઇમાં ભારી કતલ ચાલેલી કહેવાયછે, અને એ કહેનારાઓમાં મુખ્ય **આર્યન** છે. ઇરાની ઘોડસવાર ફોજ સાથ બે જુદે જુદે ઠેકાણે બે જુદી જુદી લડાઇઓ થયલી આપણે જોઇછે, અને ત્રીજી લડાઈ ઇરાની પેદલ ફોજ સાથની હતી. આમાંની પહેલી બે લડાઇઓમાં ૧૦૦૦ ઇરાની ઘોડસવારો માર્યા ગયા, જેઓમાં કેટલાક તો નામીચા ઇરાની સરદારો હતા. તેઓ બહુ બહાદુરી સાથ લડયા હતા. તેઓમાંનો એક પાદશાહ **દારા**નો જમાઇ **મેહરદાદ** હતો, બીજો તેનો સાળો **ફાર્નાકીસ** હતો, ત્રીજો કેપેડોસ્યાનો હાકમ **મીથ્રોબાર્જેનીસ** (મેહરબુર્જીન) હતો; અને તેઓ સીવાય બાકીના બીજા અરધી ડજન સરદારો માર્યા ગયા હતા. ફ્રીજ્યાનો હાકમ **આર્સીતીસ**, જે ઇરાની ફોજનો વડો હતો તે, જીવતો રહ્યો; પણ પાછળથી તે આ લડાઇની શીકસ્તના ગમથી આપઘાત કરીને મરણ પામ્યો. ૨૦ હજાર ઇરાની પેદલ ફોજમાંના માત્ર બે હજાર સીવાય બાકીના સઘળા સીપાહીઓ કપાઈ ગયા. આ ૨૦૦૦ કેદ પકડાયા, જેમને **સેકંદરે** બેડી પોહને મેસીડન ખાતે ગુલામ દાખલ વેચવા માટે મોકળાવી દીધા. આવડો મોટો કચ્ચરઘાણ ઇરાની લશ્કરનો થયો, પણ અજાયબ જેવું છે કે તેમના શત્રુઓને ઝાઝું ખમવું પડયું નથી! ઇરાનીઓનાં હજારો માણસો માર્યાં ગયાં ત્યારે મેસીડોન્યન ફોજમાંના માત્ર ૮૫ (!) ઘોડસવારો અને ૩૦ (!) પેદલ સીપાહીઓ ઉપલી ત્રણ લડાઇઓનાં એક મોટાં મહાભારત યુદ્ધમાં માર્યાં ગયા હતા, એમ **સેકંદર**નો તવારીખનવેશ **આર્યન** જણાવી જાયછે!! **સેકંદર**ની ઇરાન સાથની જુંબેશોનાં વર્ણનનો સઘળો આધાર આજના તવારીખનવેશો ઘણું કરીને **આર્યન** ઉપર બાંધેછે, ત્યારે આ મોટી લડાઇમાં બંને પક્ષોના માર્યા ગયલા સીપાહીના મુદ્દલ માન્યામાં નહી આવે એવા આંકડાઓ ઉપરથી આપણને મજબુત શક જાયછે કે **આર્યને** **સેકંદર**ને ગોયા પોતાનાં દાસ્તાનનો એક નાયક ગણ્યોછે, અને તેની ફતેહ અને મોટાઇ અને નેકનામીનુંજ વર્ણન કરવાની મતલબ રાખીછે. ઇરાની ફોજમાંથી ૧૦૦૦ ઘોડસવારો અને ૧૭૦૦૦ પેદલ સીપાહી માર્યા ગયા, તથા ૨૦૦૦ જખમી થયા અને કેદ પકડાયા, તેઓ સર્વે મળીને ૨૦૦૦૦ નાં એક મોટાં લશ્કરની બુહારી આગલ માત્ર ૧૧૫ દુશ્મનોની બુહારી શી બીસાદમાં!! તવારીખનવેશની સર્વેથી મોટી અને પહેલી ખુબી તેના હેવાલની સચાઇ છે; પણ અફસોસ, કેટલાબધા યુનાની લખનારાઓ આ ખુબી વીનાના ગ્રંથો લખી ગયાછે! **આર્યને** પોતાના નાયકની ફોજને ગોયા અજીત દેખાડીછે. પણ એક બાજુએ ૧૭૦૦૦ અને બીજી બાજુએ ૧૧૫ માણસો કપાઇ જાય એ હીસાબજ અકલ કબુલ કરે એવો નથી.[૧]

---

૧ યુનાની લખનારાઓ પોતાની મતલબને વખતે સચાઇથી કેટલા વેગળા જાયછે તે તેઓ અકેક સાથ મળતા ઊતરતા નથી તે ઊપરથી ખુલ્લું માલુમ પડેછે. આર્યન માર્યા ગયલા ઇરાનીઓનો ૧૮૦૦૦ નો આંકડો બતાવેછે ત્યારે પ્લુટાર્ક કહેછે કે ૨૦૦૦૦; પણ ડાયોડોરસ ગણાવેછે કે લડાઇમાં માત્ર ૧૦૦૦૦ માર્યા ગયા,

યુનાની "સેકંદર નામું" લખનાર **આર્યન** મુજબ ગ્રેનાઇકસની લડાઇનો ઉપલો હેવાલ કેટલાક શક અને બેવીશ્વાસ સાથ વાંચ્યા પછી હવે આપણ આપણા ફારસી લખનારાઓ તરફ નજર કરીયે. જોકે તેઓ કંઈ ખુદ ઇરાની કે પારસી લખનારા નથી માટે તેમના ઉપર **આર્યન** જેવો પક્ષપાત રાખવાનો વાંક લાગુ પડશે નહી, તોપણ તેમની આદત શરેહ કરવાની હોવાથી તેમના હેવાલને માથે અતીશયોકતીનો દોષ લાગુ પડી શકે તે આપણ ના પાડીશું નહી. **ફીરદોસી** યુનાની લખનારાઓ સાથ એકમળતો ઉતરીને લખેછે કે **દારાને સેકંદર** સાથ ત્રણ લડાઇઓ થઈ હતી. આમાંની પહેલીનું મથક તે ફોરાત (યુફ્રેટીસ) નદીના કાંઠા ઉપર મુકેછે, પણ તે જગાનું નામ આપતો નથી. હ્યાં **દારા**ની ફોજ પડેલી હતી, અને યુનાની ફોજ તેથી બે ફરસંગ દુર હતી. ઇરાન આવ્યા આગમજ **સેકંદર** મીસરની ફતેહ કરી આવ્યો હતો એમ ઘણાખરા સઘળા મહમદીયાન લખનારાઓ જણાવી જાયછે, અને પોતાની ઉપલી ફતેહથી છકી જઇને તે જવાન યુનાની રાજા ઇરાનમાં આવ્યો હતો ખરો, પણ આપણો શાયર જણાવેછે કે ઇરાનના પાદશાહનું નામ અને માન સાંભળતાંજ તે ગભરાઈ ગયો અને સુલેહ કરવાનો વીચાર કીધો. તે દશ સવારો અને દશ દુભાશીયાઓ લઇને પાદશાહની છાવણી તરફ પેગામી થઇને ગયો, જ્યાં તેને પુરતું આદરમાન મળ્યું. હ્યાં તેની પાદશાહી બુન્યાદ દેખાડનારી ચતુરાઈ અને જબાંદરાજી જોઇને પાદશાહને શક ગયો, પણ **સેકંદરે** એ બાબતમાં **દારા**નો શક દુર કરવા માટે કહ્યું કે રૂમી પાદશાહ કંઈ એટલો બેવકુફ નથી કે ચાલી ચલાવીને પોતાના શત્રુના હાથમાં આવી ફસે. તકરારો ચાલતાં **સેકંદરે** ખંડણી આપવાની ના પાડીને લડાઇ કરવાની મરજી દેખાડી. શરાબની મજલેસમાં ઇરાની ગાનું ચાલ્યું, જેની ખુશ લેહરમાં **સેકંદર** શરાબ પીને જરરીન જામ એક બાજુએ છુપાવ્યા કરતો જણાયાથી તેને એ નવાઈ જેવી વર્તણુક બાબે સવાલ થયો, જેના ઉત્તરમાં તેણે જણાવ્યું કે જો ઇરાનમાં એવો રેવાજ હોય કે શરાબની જામ ઉઠાવી જવી તો આ જામ પાદશાહને મુબારક છે, એ લઈ જઇને ખજાનામાં મુકો. આ સખુનોથી **દારાને** હસવું આવ્યું અને **સેકંદરનો** આ એલચી લાલચુ છે એમ સમજીને તેણે ઝવેરાતથી એક જામ ભરી તે ઉપર યાકુતનું ઢાંકણું ઢાંકી **સેકંદર** આગળ મુકાવ્યું. આથી તે એલચી ખુશ થયો, પણ એજ વખ્તે જે

---

પણ કેદ પકડાયા તે ૨૦૦૦૦ હતા !! વળી આર્યન મુજબ શત્રુઓના ૧૧૫ ત્યારે પ્લુટાર્ક મુજબ માત્ર ૩૪ માણસો ઊપલી લડાઇમાં માર્યા ગયા હતા !! આ રીતે જોતાં સાચું શું છે તે શોધી કહાડવું કઠણ પડેછે, પણ જુઠું શું છે અને તે ક્યાં છે તે આ અકેકથી ઊલટી ગણત્રી ઊપરથી પકડાઇ આવેછે. એક તવારીખનવેશ લખેછે કે ગ્રેનાઇકસની લડાઇનો જે એકલો હેવાલ યુનાનીઓએ આપેલો છે તે નહી માનવા જેવો જણાયછે, કેમકે યુનાની સીપાહો મેસીડોન્યનોના જેવાજ ફતેહમંદ ઠરી ચુકેલા હોયા છતાં તેઓ સઘળા જ્યારે માર્યા જાય અને દુશ્મનોનાં માણસો તેમના પ્રમાણમાં નહી મરે, એ અસક્યછે. આ કંઇજ નહી પણ બેશક પોતાનાં દેશની કીર્તી માટેનો ખોટો ચાહછે, અને તેને લીધેજ યુનાની તવારીખનવેશો ખરી બીના જણાવવાથી વેગળા ગયાછે. (પાર્સી॰ તવા॰ સફે ૮૯, નોટ ૧.) **પણ યુનાની લખનારાઓના આવા આવા ખોટા ગર્વનો આ કાંઇ પહેલો અથવા એકલોજ દાખલો નથી.**

ઇરાની સરદાર **સેકંદર**ની દરબારમાં પાદશાહ તરફથી ખંડણી લેવા ગયો હતો તેણે પેલા એલચીને રૂમી રાજા દાખલ પીછાન્યો અને તુર્ત તે બાબે પાદશાહને ચેતવણી આપી. ચતુર **સેકંદર** આ બીના એકદમ ચેતી ગયો અને મોડી રાત્રે પોતાનાં મકાન ઉપર જવાને બહાને તે પેલું ઝવેરાત ઉઠાવી પોતાના મીત્રો જોડે બનતી ઝડપથી પોતાની છાવણી તરફ નાઠો. **દારા**ને તેના નહાસી ગયાની ખબર મળતાંજ તેની પુઠ પકડાવી, પણ **સેકંદર** હાથમાં આવ્યો નહી. તે સીપાહમર્દ તો પોતાની છાવણીમાં જઈ **અરસ્તાલીસ** અને બીજા વજીરોને બોલાવી કહેવા લાગ્યો કે પાદશાહ તરફથી મને આ ખજાનો મળ્યો તે સારા સગન છે, અને તેનો સઘળો મુલક મારા હાથમાં આવશે એમ લાગેછે, તથા તે મારી સામે તકી શકે એમ નથી.

આ રીતે પોતાના સરદારો અને લશ્કરી અમલદારોને હીમત આપીને **સેકંદરે** લડાઇની તૈયારી કીધી. પણ તે નદી પસાર કરે તે આગમજ તો **દારા** પોતેજ નદી ઓલંગી શત્રુની ફોજ ઉપર ધસી ગયો. સાત દીવસો સુધી બંને લશ્કરો વચ્ચે જબરી લડાઇ ચાલી, પણ આઠમે દીને એક તુફાની પવન નીકળ્યો, જે **સેકંદર**ની ફોજની પીઠે અને **દારા**નાં લશ્કરનાં મોહોડાં ઉપર ફુકવાથી ઇરાની સીપાહીઓ ધુળથી તદન આંધળા થઈ ગયા, હવા તદન ઝાંખી થઈ ગઈ, **દારા**નાં લશ્કરનો વળ ફાવ્યો નહી અને તેણે નહાસવા માંડયું; જે ઉપરથી **સેકંદરે** તેની પુઠ પકડીને પુષ્કળ કતલ ચલાવી.[1] આ રીતે આ રૂમી સરદારે ઇરાનમાં પહેલી ફતેહ મેલવી હતી.

**શમ્શેરખાની** મુજબ પહેલી લડાઈ પાયતખ્ત ઇસ્તખ્રમાં થઇ હતી, અને ત્યાંથી નાઠેલી ઇરાની ફોજનો દુંબાલો **સેકંદરે** છેક ફરાત નદી સુધી પકડેલો રાખ્યો હતો. **નીઝામી** મુજબ બંને હરીફો વચ્ચે બે દીવસ સુધી એકજ લડાઈ ચાલી હતી. **મીરખુંદ** ઉપરથી પણ એવોજ સાર નીકળેછે. તે તો વળી એમબી જણાવેછે કે **સેકંદરે** આજર-બાઇજાન અને ધીલાન ફતેહ કર્યા પછી તેની માની બીમારીની ખબર મળ્યાથી તે પાછો પોતાને વતન ગયો, અને ત્યાંથી પાછો ફરીને એક ચોકસ શેહરને ઘેરો નાખ્યો[2], અને શેવટે પાર્સના પ્રાંતમાં દાખલ થઈ **દારા** સાથ લડાઇ ચલાવી. આ સઘળાં ઉપરથી એમ જણાયછે કે છેલ્લા બંને લખનારાઓ માત્ર છેલી યાને આર્બેલા અથવા ગોગે-મેલાની લડાઇથીજ જાણીતા હતા. તેની આગમજ થયલી બે લડાઇઓ બાબે તેમને **ફીરદોસી**ના જેટલી પણ ખબર ન હતી.

---

૧ ફીરદોસી તથા શમ્શેરખાની.

૨ આ શેહર ગાઝા અથવા ટાયર હોવું જોઇયે. તેમને તાબે કરતાં સેકંદરને બહુ મુશ્કેલી નડી હતી.

## બાબ ૨૭.

# દારા.

## દારયવુશ—દારાયસ કોડોમાનસ.

(ઈ૦ સ૦ પુ૦ ૩૩૬—૩૩૦.)

## ૨.

## સેકંદર સાથના મોટાં યુદ્ધો.

(ઈ૦ સ૦ પુ૦ ૩૩૪—૩૩૩.)

૧. ગ્રેનાઇકસની શીકસ્તના સબબો; સેકંદરનો ગર્વ; ફ્રીજયાની સહેલી ફતેહ; સાર્દીસના હાકમનું હીચકારાપણું અને તેનું માઠું ફળ; માઈલીટસનું તાબે થવું; કાર્યામાં એક જંગલી રેવાજ—હેલીકર્નાસસની મજબુતી—સેકંદરનો હુમલો—એક લડાઈ અને તેનો ધડો—શેહરના હાકમનો છેલ્લો ફટકો—તેની ફતેહ અને મરણ—શેહરની આગ અને પાયમાલી; એક ગાડાંના ગાંઠની કહાણી. મેસીડન ઉપર ચહડાઇ લઈજવાની ઉમેદમાં મેમ્નનનું મોત—ઈરાનને મોટી ખોટ.

૨. ઈરાનનું બુરૂં એકબાલ—મેમ્નનની સ્તુતી—તેની ખાલી જગા—પાદશાહની નવી રાજનીતી—તેની ખયાલી ઉમેદો—સેકંદર સામે હુમલો લઈજવાની તૈયારીઓ—લશ્કરની સરદારી ઉપર દારા; શત્રુઓનું આગલ વધવું—ટાર્સસ ખાતે સેકંદરની બીમારી—તેનું ઘાતકીપણું—તેની કુચ—ઈસસ ખાતે પાદશાહની નાની ફતેહ—તેની ફોજમાં જનાનો અને ઝવેરાત. પાદશાહની એક બીજી ભુલ.

૩. પીનારસ ખાતે પડાવ—ઇરાની લશ્કરની ગોઠવણ બાબે નવું નાટ્યું. ઇસસની લડાઇ—તેનાં પરીણામ બાબે આર્યનની અતીષયોકતી. લડાઈ સંબંધી બીજો હેવાલ—તેની સચાઇને સેકંદર તરફથી ટેકો. સેકંદર અને દારા વચ્ચે લડાઇ—ઈરાની લશ્કરોની બહાદુરી; બંને તરફની કતલનો શુમાર; ઈરાની છાવણીની મોટી લુટ—પાદશાહનાં કુટુંબનું સેકંદરના હાથમાં આવવું. પાદશાહની એક ભુલ. મેસીડન ઉપરની ચહડાઇનો એકસંપ.

### ફસલ ૧. મેસીડોન્યનોની નાની મોટી ફતેહો.

ગ્રેનાઇકસની લડાઇમાં ઇરાનીઓએ માર ખાધો તેનો મોટો જોખમ ગ્રેટ ઇરાની સરદારોને માથે મેલેછે. તેઓએ **મેમ્નન**ની સલાહ મુજબ અમલ નહી કીધો; તેઓએ **સેકંદરને** હેલેસ્પોંટની ખાડી પસાર કરતો નહી અટકાવ્યો; તેઓ લડાઈ વેળા પેદલ ફોજને દુર ઉભી રાખીને પોતાની બહાદુરી ઉપરજ મુસ્તાક રહ્યા; અને એ રીતે તેઓ લડાઈ હાર્યા. એટલામાટે ગ્રેનાઇકસની લડાઇ **સેકંદર**નાં પેદલ અને ઘોડસવારો જોડે માત્ર ઇરાની પેદલ ફોજનેજ થઇ હતી એમ વાજબી રીતે ગણવામાં આવેછે.[૧] ઇરાની સરદારોએ પોતાનાં બળ ઉપર મુસ્તાક રહી ધાણ વાળ્યો તેમાં શક નથી, પણ તેઓ કંઇ થોડા બહાદુરીથી લડેલા જણાતા નથી. ફોજના પુશ્કળ સરદારો કપાઇ મુઆ તેજ બીના દેખાડી આપેછે કે, તેઓએ લડાઇની કુનેહ જેવી જોઇયે તેવી રીતે વાપરી નહી તોપણ, તેઓ પોતાના દેશ અને પાદશાહની તેમજ પોતાની ઇજતને માટે

૧ ચુના૦ તવા, દફ૦ ૮, સફે ૩૨૮.

હીમત અને ઉલટથી લડયા હતા. આ નાશકારક લડાઇએ ઇરાનનાં ભવીષ્યનો એકદમ છાપ બેસાડી દીધો. આ મોટી શેહનશાહતની આખરી હવે ઘણી નજદીક આવી લાગી છે એવું આ લડાઇએ દેખાડી આપ્યું. અને **સેકંદર** જેવા એક ગર્વીષ્ટ જવાન સરદારે આ મોટી ફતેહ મેળવી ત્યારે તેની મોટાઇનો, તેના લોભનો, તેના ગુસ્સાનો, અને તેના અહંકારનો પાર રહ્યો નહી. આ ફતેહથી તેને હીમત આવી, અને આ ફતેહથી તેનાં લશ્કરે પણ હીમત પકડી. વળી આ ફતેહ જોઇને બીજી આસપાસની પ્રજાઓનાં દીલમાં પણ ધાસ્તી પેદા થઇ.

આ સઘળા બનાવોથી ફુલીને ચહડાઇ લાવનાર શત્રુએ હવે ફ્રીજયાનાં રાજધાની શેહર દાસ્કીલ્યમ ઉપર હુમલો કરવાને **પાર્મીન્યોને** રવાના કર્યો. ત્યાં ફ્રીજયાના ઇરાની હાકમનો મેહેલ અને દોલત હતાં, તથા ત્યાંના કીલ્લામાં એક ફોજ હતી; પણ ગ્રેનાઇકસની લડાઇ પછી આ કીલ્લો અને મેહેલ અને આખો ફ્રીજયાનો પ્રાંત તદન ખાલી થઇ ગયલો જણાયો. તેનો કબજો લેવામાં **પાર્મીન્યોને** કશી હરકત નડી નહી. ત્યાં **કાલાસ** નામે ધણીને હાકમ નેમીને હવે **સેકંદર** લીડયા તરફ ચાલ્યો અને સાર્દીસ શેહર ફતેહ કરવા ચાહ્યું. એશ્યા માઇનરમાં ઇરાની લશ્કરોનું તે મુખ્ય મથક હતું. જયારે એ શેહરને મહાત્મા **કાઇરસે** ફતેહ કર્યું ત્યારે આપણ જોઇ ગયા છીયે કે તે એક ઉંચા અને ઉભા ખડક ઉપર બાંધેલું હોવાથી દુશ્મનના હાથમાં એકદમ આવે એમ ન હતું. ત્યારબાદ તેને ત્રણગણી દેવાલથી મજબુત કીધું હતું અને ત્યાં મોટી ફોજ રાખેલી હતી. અગરજો આ કીલ્લામાંની ફોજે પોતાનો બચાવ કરવા માંગ્યો હોત તો લાંબા વખતના ઘેરા વીના **સેકંદર** તેને હાથ કરી શકત નહી, અને એટલા વખતમાં ઇરાની કાફલો આવી પુગવાથી મોટી લડાઇ ચાલી હોત અને **સેકંદરને** વખતપર માર ખાઇને નહાસવું પડયું હોત. પણ સાર્દીસના કીલ્લામાંની ફોજને આવો બચાવ કરવાનું સુઝે પડે તે આગમજ ત્યાંના ઇરાની હાકમ **મીથ્રીનીસે** પોતાનું હીચકારાપણું દેખાડી આપ્યું. **સેકંદર** હજુ તો આઠ માઇલ દુર હતો એટલામાં આગેવાન શેહરીઓનું એક ટોળું તેને જઇ મળ્યું, તેમજ શેહરનો આ હાકમ તેને એસ્તેકબાલ લેવા ગયો, અને એ રીતે શેહર, કીલ્લો તથા ખજાનો ફર્યાદના અથવા હીમતના એક શબ્દ વીના દુશ્મનને હથે ગયાં. **સેકંદરે** શેહરના લોકોને "સ્વતંત્રપણું" બક્ષ્યું, પણ તે છતાં તેમને માથે ધારા મુજબની ખંડણીનો કર લાગુ કીધો. આ રીતે પોતાનું કામ સહેલું થતું જોઇને તે દરીયા કાંઠા તરફ ચાલ્યો અને ત્યાંનાં મુખ્ય ઇરાની બંદરો હાથ કરવા માંગ્યાં. ઇફીસસ અને માઇલીટસનાં બંદરો ખાતે ઇરાની ફોજોનાં મુખ્ય મથકો હતાં. પણ **સેકંદરને** આવતો સાંભળતાંજ ઇફીસસ ખાતેની ફોજ નહાસી ગઇ અને આ નસીબવાન રાજા એ શેહરમાં વગર હરકતે દાખલ થયો, જયાં કેટલીક કતલ ચલાવી તથા ખંડણી લેતી કરીને તે હવે માઇલીટસ ફતેહ કરવા દોડયો.

પણ હવે તેની મુશ્કેલીઓ શરૂ થઇ. તે જાણતો હતો કે જેમ દાસ્કીલ્યમ, જેમ સાર્દીસ, જેમ ઇફીસસ તેને તાબે થયાં તેમ માઇલીટસ પણ થશે; પણ તેમ બનયું નહી. આ ટાપુના લોકો તેની સામે બની એટલી જવાંમર્દીથી] લડયાં. પણ અંતે

તેમની શીકસ્ત થઇ; મોટો ભાગ કપાઈ ગયો; કેટલાકો નાની બોટોમાં અથવા ઢાલ ઉપર તરીને બચી ગયા, તોપણ તેઓમાંના ઘણાકો માર્યા ગયા; માત્ર ૩૦૦ જણ એક ટાપુ ઉપર આશ્રો લઇ રહ્યા અને જયારે **સેકંદર** તેમને મારવા આવ્યો ત્યારે જીવપર આવી લડવાને તૈયાર થયા. અંતે **સેકંદરે** તેમને ચોકસ લાલચથી તાબે કીધા અને પોતાની નોકરીમાં લીધા. માઇલીટસના બાકીના રહેવાસીઓને તેણે છુટાપણું બક્ષ્યું, પણ જેઓ કેદ પકડાયા તેમને ગુલામ દાખલ વેચી દીધા.

માઇલીટસ તાબે થયા પછી **સેકંદરે** પોતાની દરીયાઇ ફોજને ઇરાની ફોજ સામે લડવાને અશકત જોઇને હવે વીખેરી નાખવા માગી, અને પોતે હેલીકર્નાસસ તરફ ખુશ્કીનાં લશ્કર સાથ ચાલ્યો. હેલીકર્નાસસ કાર્યાના પ્રાંતનું મોટું બંદર અને મુખ્ય શેહર હતું. હ્યાં એવો રેવાજ હતો કે રાજય કરતાં કુટુંબના ભાઈ બહેન એકેક સાથ શાદી કરીને રાજય ચલાવે. **સેકંદર** આવ્યો તેની થોડાજ વખ્ત આગમજ ત્યાં **આદા** નામે એક રાણીનો અમલ ચાલતો હતો, જેણીનો ભર્તાર અને ભાઇ **ઈદ્રીયુસ** મરણ પામેલો હતો. પણ **ઈદ્રીયુસ**નાં મરણ પછી તેના ભાઇ **પ્રીક્ષોડોરસે** પોતાની બહેન **આદાને** કાર્યા બાતેથી કહાડી મેલી, અને પોતાની બીજી એક બહેન નહી હોવાથી તે એકલો અમલ ચલાવવા લાગ્યો, જોકે તેવો અમલ ઇરાનના પાદશાહના હુકમ સીવાય કાર્યાના રાજાઓ ચલાવી શકતા ન હતા. **પ્રીક્ષોડોરસે** પોતાની એક બેટીને **ઓરોન્તોબાતીસ** નામે એક ઇરાની સરદાર સાથ પરણાવી હતી માટે તેણે **સેકંદર**ને તાબે નહી થતાં ઇરાનના પાદશાહ તરફ વફાદાર રહી લડવાનો નીશ્ચય કર્યો. એટલામાં **મેમ્નન** પોતાનો કાફલો લઇને શત્રુઓ જઇ પુગે તે આગમજ હેલીકર્નાસસ બાતે દોડી પોહોંચ્યો. આથી તેમજ પોતાના જમાઈ અને બીજા સરદારો જોડે શેહરના કીલ્લામાં એક ઇરાની ફોજ હતી તેથી **પ્રીક્ષોડોરસ**ને ભારી હીમત આવી. કીલ્લામાંની ફોજ યુનાની હતી અને તેની સરદારી **એફીયાલ્ટીસ** નામે એક દેશનીકાળ થયલા એથીન્યનના હાથમાં હતી. શેહર પોતે કુદ્રતથીજ મજબુત હતું, તેમાં વળી માણસના હાથથી તે વધારે મજબુત બનવા પામ્યું હતું. તેની આસપાસ ૪૫ ફીટ પોહોળી અને ૨૨ ફીટ ઉંડી એક ખાહી ખોદેલી હતી. આ ઉપરાંત તેના બે કીલ્લાઓ અને એક સલામતી ભરેલું બારૂં હતું, જેની અછી કીલ્લેબંદી કરેલી હતી. તેમાં દાખલ થવાનો માર્ગ દક્ષીણ બાજુએથી હતો, અને દુશ્મનો સામે હીમતથી કમર બાંધેલી રાખવા માટે હથીયારો તેમજ ખોરાકીનો પુરતો જથો ભરી રાખેલો હતો.

આવાં એક મજબુત શેહરનો કબ્જો **સેકંદર** એકદમ લેવા પામ્યો નહી. માઇલીટસ કરતાં હ્યાં તેને વધારે મહેનત પડી. પ્રથમ તેણે શેહરના ઉત્તર ભાગ તરફથી હુમલા શરૂ કીધા, પણ ત્યાં તેણે નીષ્ફળતા સીવાય બીજું કશું દીઠું નહી. કીલ્લા ઉપરથી લશ્કરે તેના ઉપર એટલા તો ધસારા કર્યા કે ત્યાંથી તેને માર ખાઇને શેહરની પશ્ચીમ બાજુ તરફ જવું પડયું. હ્યાંથી તેણે એક રાત્રે પડોસનાં મીન્ડસ નામે શેહરઉપર શબે ખુન ચલાવવાની હીમત કીધી, પણ એ કામમાંથી તેને માર ખાઇને નહાસી આવવું પડયું. આ પછી તેણે હવે હેલીકર્નાસસ ઉપર હુમલો કરવાનું ચાલુ રાખ્યું અને કોઇવાર ફતેહ તથા કોઇવાર

શીકસ્ત એમ કેટલાક દીવસો સુધી ચાલ્યા કીધું. એમ કરતાં એક દીને બે મેસીડોન્યન સીપાહીઓએ કીલ્લાની દેવાલો ઉપર ચહડી જઇ બીજાઓને અંદર લીધા અને ત્યાં એક જોશ ભરેલી લડાઇ ચાલી, જેમાં **સેકંદર**નાં માણસોની ફતેહ થયલી ગણાઇછે, પણ તેનાં એટલાંબધાં માણસો માર્યાં ગયાં કે તેમને ઠેકાણે પાડવાને માટે તેને થોડા વખ્તની સુલેહની માંગણી કરવાની ફરજ થઈ પડી; જોકે આમ જે ઘણી માંગણી કરે તેણે પોતે હાર્યોછે એમ કબુલ કીધા બરાબર છે.[1] **એફીયાલ્ટીસે** આ થોડા વારની સુલેહની માંગણી કબુલ રાખવાની ના પાડી, પણ **મેમ્નન**ની સલાહ ઉપરથી અંતે તેમ કરવાની ફરજ પડી. આ પછી કેટલેક દીવસે પાછો **સેકંદરે** હુમલો શરૂ કીધો. આ વખ્ત આગમજ શેહરમાંના ત્રણ બરૂજો તો દુશ્મનોએ તોડી પાડયા હતા, અને હવે કીલ્લો વધારે મુદત સુધી બચાવ કરી શકશે એવું ખુદ કીલ્લા માંહેલી ફોજને પણ લાગ્યું નહી. એટલામાટે એથીન્યન **એફીયાલ્ટીસે** એક શેવટનો ફટકો મારીને મરવાનો ઠરાવ કર્યો. તેણે **મેમ્નન**ની પરવાનગી મેળવીને ૨૦૦૦ ચુનંદા સીપાહીઓને પોતાની જોડે લીધા, અને તેઓમાંની અરધી સંખ્યા વડે તેણે દુશ્મનો ઉપર છાપો મારવાનો તથા બીજી વડે તેમના લડાઇનાં યંત્રો વગેરેને મશાલો લઈ સળગાવી મેળવાની તદબીર રચી. મળસકું થતાંજ શેહરના સઘળા દરવાજાઓ ઉઘાડી મેલવામાં આવ્યા અને પેલા ચુનંદા સીપાહીએ ધસી જઇને દુશ્મનોને ગભરાવી માર્યા. એજ વખ્તે કીલ્લાની ફોજે તીરો વગેરેનો વરસાદ વરસાવા માંડયો. **એફીયાલ્ટીસ**ની તદબીર ફતેહમંદ ઉતરેલી જણાઇ. દુશ્મનોનાં લડાઇનાં યંત્રોને આગ લગાડવામાં આવી અને તેમનાં માણસો માર ખાઇને નહાસભાગમાં પડયાં. આ દેખાવ જોઈ **સેકંદર** ગભરાયો, તોપણ તેણે અને બીજા મેસીડોન્યનોએ હીમત આપીને નહાસતા સીપાહીઓને પાછા ફેરવ્યા. તેઓ સઘળા હવે **એફીયાલ્ટીસ** અને તેની ફતેહમંદ ફોજની સામે ગયા; એક જોશ ભરી લડાઈ ચાલી; **એફીયાલ્ટીસ** માર્યો ગયો; બાકીનાઓ પાછા કીલ્લામાં નહાસી ગયા; અને પેલાં બળતાં યંત્રોની આગ બુઝાવી નાંખવામાં આવી. આજ વખ્તે વળી શેહરના એક બીજા દરવાજા આગલ એવીજ એક બીજી લડાઈ ચાલી, જ્યાંથી કીલ્લામાંની ફોજે ઘેરો નાખનારી દુશ્મન ફોજ ઉપર છાપો માર્યો હતો. ત્યાંની મેસી-ડોન્યન ફોજનો વડો અને બીજાઓ માર્યા ગયા, તોપણ અંતે છાપો મારનારાઓને કીલ્લામાં ભરાઈ જવાની ફરજ પડી.

આ છાપાઓ[2] છતાં કશું નહી વળવાથી **મેમ્નને** અને **ઓરોન્તોબાતીસે** શેહરને ઝાઝી મુદત સુધી બચાવી રાખવાની આશા મેલી. તેઓએ ધાર્યું કે તે દુશ્મનને

---

૧ ગ્રોટ, યુના૦ તવા૦, ૬૪૦ ૮, સફે ૩૨૬.—ગ્રેનાઇકસની લડાઇની મોટાઇ આગલ આ ઘેરા વખ્તની મારામારી શી બીસાદમાં? અને તોપણ ત્યાં માર્યા ગયલા મેસીડોન્યનો આગલ ઊપલી લડાઇમાં માર્યાં ગયલા ૧૧૫—બલકે માત્ર ૩૪!—શી બીસાદમાં? દેશાભીમાન આગલ તવારીખની સચાઇને મોટા ભોગ આપવા પડે તેમાં નવાઇ નથી.

૨ આ છાપાઓ વેળા મેસીડોન્યનોની મોટી ખુઆરી થયલી હોવી જોઇયે, તોપણ તેની કશી ગણત્રી આર્યન આપતો નથી. આ ઊપરથી ગ્રોટ ટીકા કરેછે કે જ્યારેથી સેકંદરની ફોજની થોડી ઘણી શીકસ્ત થાયછે ત્યારે આર્યન તે વીશે અખાડા કરી જાયછે.—

હાથ જવા વીના રહેનાર નથી. તોપણ તેને પોતાના સઘળા અસબાબ સુધાં **સેકંદરને** હાથ જતું અટકાવવા માટે તેઓએ પોતાનાં લડાઇનાં યંત્રોને બાળી નાખ્યાં અને હથીયારો વગેરેનો એવોજ નાશ કરીને, તોપણ શેહરના બંને કીલ્લાઓમાં પુરતી ફોજો રાખીને, તેઓએ બાકીનાં સઘળાં લશ્કરને ખેંચી લીધું તથા રહેવાસીઓને પોતાનાં બારકસોની મારફતે સલામતી ભરેલી જગા ઉપર લઇજઇ મેલ્યાં. હેલીકર્નાસસ શેહર બળતી હાલતમાં **સેકંદરના** હાથમાં આવ્યું. તેણે આગ બુજાવી નાંખવાનો હુકમ આપ્યો, અને જેઓ આગ લગાડતાં પકડાયા તેમને કતલ કીધા. એમ છતાં પણ એ શેહરનો નાશ કરવાનો **સેકંદરે** હુકમ આપ્યો. કાર્યાની પેલી કહાડી મુકેલી રાણી **આદાએ** **સેકંદરને** પોતાનો દીકરો ગણીને તેનાથી આશ્રો માંગ્યો હતો માટે તેણે હવે કાર્યાનું રાજ્ય આ રાણીને હવાલે કીધું. હજુ સુધી હેલીકર્નાસસના કીલ્લાઓમાં ફોજો પડેલી હતી માટે તેમને ઘેરો નાંખવા માટે **ટૉલેમી** નામે સરદારને ૩૦૦૦ માણસોની ફોજ સાથ ત્યાં રાખીને **સેકંદર** બીજી તરફ ચાલ્યો. ઉપલા સઘળા બનાવો ઈ૦ સ૦ પુ૦ ૩૩૪—૩૩૩ ના શીયાળા આગમજ બન્યા અને એ શીયાળો **સેકંદરે** એશ્યા મૈનરની દક્ષીણના ભાગોની બીજેલી પ્રજાઓની તાબેદારી કબુલ રખાવવામાં ગુજાર્યો. ત્યાંથી તે ફ્રીજ્યાની ઉત્તર તરફ ચાલ્યો, અને ગૉર્ડયમ નામે એક શેહર[૧] ખાતે ઈ૦ સ૦ પુ૦ ૩૩૩ નાં ફેબ્રુઆરી અથવા માર્ચ માસમાં જઇ પુગ્યો. ગૉર્ડયમ ખાતે **સેકંદર** હતો તે વેળા તેને એથન્સથી કહાડેલા કાસદો આવી મળ્યા, જેઓએ વીનંતી કીધી કે જે જે યુનાનીઓ તેને હાથ કેદ પકડાયાછે તેમને છોડી મેળવા. પણ આ માંગણી કબુલ રાખવાની તેણે ના પાડી.

એકગમથી આ બનાવો બનતા હતા ત્યારે બીજી ગમથી **મેમ્નન** કોઈ નવાજ વીચારમાં મશગુલ હતો. હેલેસપોંટની ખાડી પસાર કરતાં **સેકંદરને** અટકાવવાની તેની અરજ ઇરાની સરદારોએ ના પાડી હતી; તેમજ પાછળથી **સેકંદરના** માર્ગમાંનાં શેહરો અને ખેતરો વેરાન કરી તેની ફોજને ભુખે મારવાની તેની સુચના પણ નાપસંદ કરવામાં આવી હતી. એ વખ્તે **મેમ્નનને** એવું પણ કહ્યું હતું કે એકગમ **સેકંદરને**

---

યુના૦ તવા૦, દફ૦ ૮, સફે ૩૨૬, નોટ ૩. પણ જ્યારે નાની શીકસ્તોના આમ અખાડા થાયછે ત્યારે મોટી શીકસ્તો વેળા કેટલા ટાંકપીછોડા થયા હશે ? આર્યનનો સેકંદર વીશેનો હેવાલ પોતાની સચાઇ ઘણે દરજ્જે ખોહેછે.

૧ એ શેહરની એક પુરાની દંતકથા એવી છે કે ત્યાં અસલ ખેડુત રાજાઓ રાજ્ય કરતા હતા, જેમના વખ્તનું એક પુરાણી બાંધણીનું ગાડું શેહરના કીલ્લામાં પડેલું હતું. એ ગાડાંના ધોરીયા સાથ જુસરીને એક જાતનાં ઝાડની છાલમાંથી કહાડેલા શાખાનાં બનાવેલાં દોરડાં વડે એવી ગુચવણ ભરેલી રીતે બાંધેલી હતી કે તેનો ગાંઠ કયાં છે અને કેવો છે અને તે કેમ છુટે, તેની કોઇને સમજ પડતી ન હતી. એક ઑરેકલે—યાને આગાહી કરનાર દેવતાએ—એવું જાહેર કર્યું હતું કે જે ધણી આ ગાંઠ છોડી આપશે તે આખા એશ્યાનો ધણી થશે. સેકંદરની આગમચ ઘણાઓએ આ ગાંઠ છોડવાની તજવીજ કીધી હતી, અને તેમની પેઠેજ સેકંદર પોતેબી આ તજવીજમાં નીષ્ફળ થયો હતો. અંતે કંટાળીને તેણે પોતાની તલવાર ખેંચી કહાડી અને તે વડે પેલા ગાંઠને કાપી નાખ્યો !

બુઓ મારીને બીજીગમથી આપણુ તેનાં રાજ્ય ઉપર હુમલો લઇ જઇશું એટલે તેને ઇરાનમાંથી નહાસવાની ફરજ પડયા વીના રહેવાની નથી. પણ તે વખતે **મેમ્નનનું** ઝાઝું ચલણ ન હતું માટે તેની સલાહ મુજબ કશું બન્યું નહી. પણ હવે જ્યારે તે સઘળા ઇરાની કાફલાનો વડો હતો ત્યારે, અને જ્યારે હેલીકર્નાસસની ફતેહ પછી તેની ફોજ એશ્યા મૈનરના કાંઠા ઉપર તદન નકામી હતી ત્યારે, તેણે ખુદ મેસીડોન્યા ઉપર ધસી જઇ ત્યાં લડાઇ ચલાવવાનું મન કીધું. ચીયૉસ અને લેસ્બૉસના ટાપુઓ તેના હાથમાં આવ્યા. પણ છેલા ટાપુનાં માઇટીલીન નામે શેહરે તેને તાબે થવાની ના પાડી, કેમકે તે **સેકંદર**ને તાબે થઇ ચુક્યું હતું અને ત્યાં મેસીડોન્યન ફોજ હૈયાત હતી. એટલામાટે **મેમ્નનને** યુનાન તરફ ચહડી જવા આગમજ આ સર્કશ શેહરને તાબે કરવાનો લોભ કીવો. જોકે અંતે આ શેહર તેની ફોજને હાથ આવ્યું, તોપણ ત્યાં કોઇ રોગથી **મેમ્નનનું** મોત નીપજ્યું, અને મેસીડન ફતેહ કરવાની તેની ઉમેદ એમની એમ રહી ગઈ. આ નહી ધારેલા બનાવથી ઇરાનને મોટી ખોટ ગઇ. અગરજો **મેમ્નન** જીવ્યો હોત તો તેણે પોતાની ધારેલી મતલબમાં કદાચ ફતેહ મેળવી હોત, કદાચ હુમલો લાવનારને સઘળી ફતેહો પડતી નાખીને નહાસવું પડત, કદાચ તે બારકસો વીના એશ્યા મૈનરમાં ઘેરાઇ જાત અને કોઇ માઠી મુસીબતનો ભોગ થઇ પડત. પણ **સેકંદર** પહેલાંથીજ ભાગ્યશાળી હતો, માટે સર્જેત ગોયા તેની તરફેણમાં હતી; તેની વીરૂધનું દરેક કામ ભ્રષ્ટ થતું અને તેની પક્ષનાં સઘળાં કામ અણધારેલાં બની જતાં હતાં. એટલામાટે **મેમ્નનનું** અકાળ મરણ નીપજ્યાથી મેસીડોન્યા અને તેનો રાજા સજામાંથી મુકત થયાં.

## ફસલ ૨. વીનાશકાળે વીપરીત બુદ્ધી.

માણસને વીનાશકાળે વીપરીત બુદ્ધી સુજ પડેછે. **મેમ્નન** હૈયાત હતો તે વેળા તેણે જે ગોઠવણ મેસીડન ઉપર ચડાઇ લઇજવાની રાખી હતી તે તેની જીંદગીનો ગોયા એક સ્વપ્નો હતો, પાદશાહ **દારા** પોતે એ કામની તરફેણમાં હતો, તેણે **મેમ્નનનો** આ ઇરાદો પસંદ કર્યો હતો, તેને ઉપલી ચહડાઈ લઈ જવાનો હુકમ આપ્યો હતો, અને એ રીતે આ ' ચહડાઈ પાદશાહની પોતાની મંજુરીયાતથી ગોયા એક સરનજામ પાર ઉતરેલાં કામ દાખલ સમ્પુર્ણ થઈ ચુકી હતી. પણ તેટલાંમાં **દારાનું** એકબાલ ઉંધું વળ્યું. **મેમ્નનનાં** મોતથી તેની ધારેલી ઉમેદો ભ્રષ્ટ થઇ, અને જયારે આ માઠા બનાવથી ઇરાનની શેહનશાહતનો ગોયા એક જમણો હાથ કપાઇ ગયો ત્યારે તેના મુદઈ **સેકંદરની** બાજુનાં બળમાં એથી બેવડો વધારો થયો. **મેમ્નનની** હીમત, બહાદુરી, ઇમાનદારી અને વફાદારી વીશે પાદશાહ **દારાની** પોતાની ખાતરી થઈ ચુકેલી હતી; અને હવે તેના મરણ પામવાથી તેની જગા ખાલી પડી અને ખાલીજ રહી. હવે ઇરાની કાફલાની સરદારી લેવાજોગો એક પણ સરદાર જણાયો નહી. ઘણાખી ઈરાનીઓમાંનો એક પણ એવો જણાયો નહી કેજે **દારા** અને **મેમ્નનની** ધારણા મુજબ મેસીડન ઉપર ધુજારો લઇ જવાને શકતીવાન હોય. આથી હવે પાદશાહે પોતાની ચાલુ રાજનીતી ફેરવી નાખી; તેને એક

એવી ઉંધી બુદ્ધી સુજ પડી કે જેથી ગોયા તેણે પોતાનાં રાજ્યની સમાપ્તીની મુદતને ટુકી કરી નાખી. તેણે એકદમ હુકમ આપ્યો કે હવે ઇરાને દુશ્મન સામે બચાવ કરીને લડાઈ લંબાવ્યા કરવી નહી પણ સામો હુમલો કરીને તેનો છેડો આણવો.

અફસોસ કે લડાઇનો છેડો આણવાની પાદશાહ **દારા**ની બદલાયલી રાજનીતીએ શેહનશાહતનો છેડો આણ્યો ! **મેમ્નન**ની રાજનીતી તો બચાવ ઇરાનમાં કરવો પણ ધસારો દુશ્મનના મુલક ઉપર લઇ જવો એવી હતી. **દારા**એ તે ફેરવી નાખી, અને દેશમાં બચાવ કરવાનું છોડી દઈ, દુશ્મનના મુલક ઉપર ધુળારો લઈ જવાનું તજી દઈ, એકદમ ઇરાનમાંજ દુશ્મનની ફોજને આગલ વધતી અટકાવવા માટે તેની સામે લડાઇ લઇજવાની ચાલાક રાજનીતી હાથ ધરી. પણ ચહડતા દીવસમાંજ એવી રાજનીતી કામ કરી શકેછે—પડતા દીવસમાં એવી રાજનીતી ખુવારી અને નાશનું કારણ થઈ પડેછે. અને ઇરાનના સંબંધમાં પણ તેમજ બન્યું. **દારા**એ **મેમ્નન**ની જગા પુરી નહી, મેસીડન ઉપર ચહડાઇ મોકળાવી નહી, રાજ્યનો બચાવ કરવાની રીત ચાલુ રાખી નહી; પણ તેને બદલે એકદમ હુકમ આપ્યો કે ભુમધ્ય સમુદ્ર માંહેલા દરીયાઇ કાફલાને વીખેરી નાખવો, તેમાંના ચુનંદા સીપાહીઓને ખુશ્કીનાં લશ્કર માટે તૈયાર કરવા, આસપાસના તાબેના તેમજ મીત્રતા ધરાવનારા મુલુકો ખાતે મોટી ફોજો તૈયાર કરી બોલાવવી, અને એ રીતે એક ગંજાવર લશ્કર એકઠું કરીને દુશ્મનની મુકાબેલ જઈ તેને લડાઇ આપવી. પાદશાહની ઉમેદો ઘણી મીઠી અને મોટી હતી, પણ નાશને વખ્તે જે વીપરીત બુદ્ધી સુજ પડેછે તેનાં માત્ર મીઠ્યા પરીણામ દાખલની તે ઉમેદો ખાલી અને ખયાલી હતી.

પાદશાહે મોટું લશ્કર ભેગું કરવા માંડયું એ ખરી વાત છે, પણ તેની જે સંખ્યા યુનાની લખનારાઓએ આપીછે તે એટલી તો અકેકથી ઉલટી છે કે તે કદી કબુલ થઈ શકે નહી.૧ તેમના આંકડાઓ કેવળ હસી કહાડવાજોગ છે, માટે સંખ્યાના શુમાર વીશે કશું ખાતરી ભરેલું નહી ગણતાં આપણ એટલુંજ કબુલ કરીશું કે આ ફોજ **સેકંદર**ની ફોજ કરતાં મોટી હતી. કહેછે કે પાદશાહે નજદીકના પ્રાંતો ખાતેની ફોજો મંગાવી હતી તે ઉપરાંત સોગદયાના અને બેકત્રયા ખાતેથી તેમજ છેક ઉગમણે હીંદુસ્તાન ખાતેથી પણ લશ્કર મંગાવ્યું હતું. સઘળું સૈન્ય મેસોપોટેમ્યાનાં મેદાનમાં ભેગું થયું અને આપણને જણાવવામાં આવેછે કે તે એવડું મોટું હતું કે તેની ગણત્રી કરવી મુશ્કેલ જણાયાથી ૧૦૦૦૦ માણસો સમાઇ શકે એટલી જગા મુકરર કરીને તેમાં ફોજનાં માણસોને દાખલ કરી બહાર કહાડતા હતા અને એ રીતે આખી ફોજ ગણત્રીમાં લીધી હતી ! આ ફોજોની મોટાઇ વીશે પાદશાહ અને તેના દરબારીઓનાં મનમાં

૧ કોઇ કહેછે કે આ ફોજ ૬ લાખ માણસોની હતી; બીજાઓ મુજબ તેમાં ૪ લાખ પેદલ અને એક લાખ ઘોડસવારો હતા. વળી એમબી કહેછે કે આ ફોજમાં ૨૦ થી ૩૦,૦૦૦ ભાડુતી યુનાનીઓ હતા (ગ્રોટ, યુના૦ તવા૦, દફ૦ ૮, સફે ૭૭૫). આર્યન મુજબ ૬ લાખ અને ડાયોડોરસ મુજબ ૫) લાખ ફોજ ઇરાનીઓની હતી. પણ કુઇન્ટસ કર્સ્યસ સઘળી વીગત આપીને લખેછે કે ૨।। લાખ પેદલ અને ૬૧૨૦૦ ઘોડસવારો મળીને કુલે ૩૧૧૨૦૦ લશ્કર હતું—પુરા૦ પા૬૦, દફ૦ ૪, સફે ૫૫૧, નોટ ૧૬. આ છેલ્લી સંખ્યાથી ઘણી વધારી દોરેલી હોય એમ લાગેછે.

મહાભારત વીચારો ઉભા થાય એ કુદ્રતી છે. પાદશાહ કેવો બહાદુર હતો તે આ ઉપરથી જણાયછે કે **સેકંદર** સામે જનારાં લશ્કરની સરદારી તેણે પોતે લીધી. પણ **દારા**નાં આ કામ માટે જેટલો તેને ઠપકો ઘટતો નથી તેટલો તેણે બચાવની રાજનીતી તર્ક કરી સામો ધસારો લઇ જવાની ચાલાક રાજનીતી અખ્ત્યાર કીધી તે માટે ઘટેછે.

આપણે **સેકંદર**ની છેલી હીલચાલની ખબર લેતાં જોયુંછે કે શીયાળાની મુદત તેણે ગોર્ડીયમ ખાતે ગુજારી હતી. ત્યાં તેને ૩૬૫૦ માણસોની નવી ફોજ આવી મળ્યા પછી તે ઇ૦ સ૦ પુ૦ ૩૩૩ ના **મે** માસમાં ગોર્ડીયમથી ઉપડયો અને પેફ્લેગોન્યા તથા કેપેડોશ્યામાં થઇને આગલ વધ્યો. પહેલો પ્રાંત તેને એકદમ તાબે થયો, પણ કેપેડોશ્યા ફતેહ કરતાં તેને મેહેનત પડી. આ બંને ઠેકાણે પોતાના હાકમો નેમીને તે ટૉરસ પર્વત તરફ ચાલ્યો. અગરજો લશ્કરી બચાવની ગોઠવણ આ પર્વતની 'પાસ' ઉપર રાખવામાં આવી હોત તો **સેકંદર**ને આગળ વધવા માટે માર્ગ મળત નહી અને મુશ્કેલી પડત; પણ તેવી કશી ગોઠવણ ઇરાનના પાદશાહ તરફથી થયલી નહી હોયાથી આ 'પાસ' **સેકંદર**ની ફોજે કશી હરકત વીના પસાર કીધી અને તે ટાર્સસ શેહર ખાતે જઇ પુગ્યો. ટાર્સસ ખાતે **અર્સામીસ** (અર્શામ) નામનો ઇરાની હાકમ હતો, પણ **સેકંદર** સામે થવા માટે તેણે ઉપલી 'પાસ' ના બચાવની કશી ગોઠવણ રાખી નહી, અને ત્યાં જે થોડાંક માણસો હતાં તે એકદમ મોટી ફોજ જોઇને વગર લડવે ગેબ થઈ ગયાં, કેમકે માત્ર જીવ ખોવા સીવાય લડીને તેઓ થોડોજ ફાયદો હાંસલ કરનાર હતાં. પહાડી લુટારાઓને સીલીશ્યા ઉપર ઉતરી પડતા અટકાવવા માટે આ નાની ફોજ રાખેલી હતી, પણ **સેકંદર**ની ફોજ આ લુટારાઓ કરતાં વધારે બળવાન અને વધારે મોટી હતી. હવે પેલી નાહેલી ગણત્રીની ફોજથી **અર્શામ**ને મેસાડો-નેનોના આવી પુગ્યાની ખબર મળી, જે ઉપરથી એ હાકમે લડવાને બદલે પોતાનું શેહર છોડી પર્વતોમાં આશ્રો લેવાનું ડહાપણ ભરેલું વીચાર્યું. એટલામાટે જ્યારે **સેકંદર** આ શેહર ખાતે આવી પુગ્યો ત્યારે તેને ઉજડ પડેલું જોયું. ત્યાં તેણે કેટલાક દીવસો સુધી પોતાની ફોજને આસાયશ આપી, અને એજ વખ્તે પોતે મરતતોલ બીમાર પડયાથી આ આરામની મુદત ઘણી લાંબી વધી ગઇ. કદાચ પુષ્કળ થાકથી અથવા કીડનસ નદીનાં બરફ જેવાં થંડાં પાણીમાં સ્નાન કર્યાથી **સેકંદર**ને સખ્ત તાપ લાગુ પડી, તે ત્યાં સુધી કે હવે તે બચે નહી એમ આસપાસનાઓને લાગ્યું. આ વખ્તે તેની જોડ ઘણાખી તબીબો હતા, પણ **સેકંદર**નાં ઘાતકીપણાને લીધે કોઇએબી તેની દવા કરવાનું માથે લીધું નહી, કેમકે તેની મરતતોલ સ્થીતીમાં અગરજો વધારો થાય અથવા તેનું મોત નીપજે તો તેમનો પોતાનો જીવ સલામત રહે એવી તેમને ઉમેદ ન હતી. તોપણ તેઓમાંના એક નામે **ફીલીપસે** દવા કીધી, અને તેને માટે **પાર્મીન્યો** જેવા સરદારે **સેકંદર**ને ચેતાવ્યો કે **ફીલીપસ**ને ઇરાની પાદશાહે તારો જીવ લેવાની લાલચ આપેલીછે, તોપણ **સેકંદરે** તેના ઉપર વીશ્વાસ મેલ્યો અને અંતે આ તબીબે તેને પાછો તનદરોસ્ત બનાવ્યો.

તનદરોસ્ત થયા બાદ **સેકંદરે પાર્મીન્યો**ને કેટલીક ફોજ આપીને ખબર કહાડવા

મોકલ્યો કે એસીર્યા અને સીલીશ્યાના દરવાજાને નામે ઓળખાતો અમાનસ પર્વત અને દરીયા વચેનો સાંકડો માર્ગ ખુલ્લો છે કે ઇરાની ફોજે તેનો બચાવ કરેલોછે. આ દરવાજા ટાર્સસથી છ દીવસની મંજલ જેટલા દુર આવેલા હતા. ખબર કહાડતાં જણાયું કે આ દરવાજાની ઇરાની ફોજે નેગેહબાની રાખી હતી, પણ તે ફોજ કદાચ નાની અથવા નજીવી હોયાથી **સેકંદરને** આવતો સાંભળીને બચાવ પડતો મેલી ચાલી ગઇ હતી. **પાર્મીન્યોની** પુઠે **સેકંદરે** પણ કુચ કીધી, અને દરીયા કાંઠા ઉપર મૉલસ નામે બંદર ખાતે હતો તે વેળા તેને ઇરાનના પાદશાહની હીલચાલની સઘળી ખબર મળી. **દારાએ** પોતાની મોટી ફોજ લઇને સીર્યામાં સોચાઇ નામે કસ્બાનાં મોટાં મેદાનમાં પડાવ નાખ્યો હતો. આમ થવાથી પોતાનો માર્ગ રોકાઇ ચુકયોછે એમ સમજી **સેકંદરે** પોતાના મુખ્ય સરદારોની સલાહ પુછી, અને તેઓએ આગળ વધવાની હીમત બતાવ્યાથી તેણે કુચ જારી રાખી. માર્ગમાં તે ઇસસ ખાતે આવી લાગ્યો, જ્યાં પોતાના ઘાયલ થયલા[૧] અને બીમાર પડેલા સીપાહીઓને એક નાની ચોકી હેઠળ રાખીને તે આગલ ધસ્યો, અને ઉપર કહેલા દરવાજાઓમાંથી બેધડક પસાર થઇને ત્યાંથી બે દીવસની રાહ કાપી મીરીયેંદ્રસ નામે બંદર ખાતે જઇ પુગ્યો. આ બંદર ફીનીશ્યામાં દાખલ થતાં પહેલુંજ હતું. કદાચ તે હ્યાંથી પણ વધારે આગલ વધી ગયો હોત, પણ સખ્ત તુફાન વાયાથી તેને ત્યાં એક દીવસ થોબવું પડયું. તોપણ હ્યાં થોબવામાં ફાયદો **સેકંદરનેજ** થયો. ગોયા તેની ભાગ્ય દેવીએજ તેને ત્યાં થોભાયો, અને અચરતીની વાત છે કે તેના ખુશામદીયા લખનારાઓ એમ નથી કહી જતા કે આ તુફાન ખુદ દેવતાઓએ પોતે તેને ફતેહ આપવા માટેજ ઉઠાડ્યું હતું !

**સેકંદર** મીરીયેંદ્રસ તરફ એટલામાટે ધસી ગયો કે ત્યાંથી થોડેક છેટે આવેલી સીર્યાના પર્વતો ઉપરની એક 'પાસ' ઉપર થઇને પોતાની ફોજને **દારાની** સોચાઇ ખાતે ભેગી મળેલી ફોજ સામે લઇ જાય. આ પાસથી સોચાઇ બે દીવસની મંજલ ઉપર હતું. પણ હ્યાં પાદશાહે પોતાની ફોજને નકામી બેસાડી રાખી નહી. તેની ઇછા કદાચ હ્યાંજ પડી રહેવાની નહી હશે. એ ફોજ સોચાઇથી ઉપડીને હવે એક પાણીના પ્રવાહ પેરે અમાનસ પર્વતની એક બીજી 'પાસ' ને માર્ગે ઇસસ ખાતે જઇ ચહડી અને ત્યાં રાખેલી **સેકંદરની** નાની ફોજને ચોળી નાખીને એ શેહેરનો કબ્જો લીધો. **દારાની** ફોજમાં તેની માતા, રાણી, બાળકો અને આખો જનાનો તેમજ ખાસ હજુરીયાઓ

---

૧ સેકંદરના આ સીપાહીઓ કયારે અને કયાં ઘાયલ થયા હશે ! ગોર્ડીયમ ખાતે તે શીયાળો પસાર કરીને નીકળ્યો ત્યાર પછી છેક ઇસસ સુધી આવી પુગતાં તેનો માર્ગ ગમે એટલો કુદરતી મુશ્કેલીઓથી ભરેલો હતો તોપણ તે ગોયા તદન સફાઇદાર હોય એમ આપણને તેના તવારીખનવેશો જણાવી જાયછે. આ માર્ગમાં કશી લડાઇ થઇ ન હતી, સામા ઇરાનીઓ તો પોતાનાં મથકો છોડીને નહાસી જતા હતા એમ આપણને જણાવવામાં આવ્યુંછે. તે છતાં આ ઘાયલ સીપાહીઓ આવ્યા કયાંથી ? ખચીત કોઇ મોટી સચાઇ ઉપર એકતરફી લખનારાઓએ વાળેલાં ઢાંકણાંની મુગી નીશાની બતાવી આપનારી આ બીના છે, જે આર્યનથી લખાઇ દેવાઇછે અને ગ્રોટે (યુના૦ તવા૦, દફ ૮, સફે ૩૪૨) તે ઊતારી લીધીછે !

વગેરે ગોયા આબો મહેલ ઉચકાઇ આવ્યો હતો એમ કહેછે. કહેછે કે સઘળો પાદશાહી અસ્બાબ, સઘળું ઝવેરાત, સઘળો ભપકો જેવો મહેલમાં તેવોજ લડાઇની છાવણીમાં હાજર હતો. અને એ ઝવેરાત એટલુંબધું હતું કે તેને ઉપાડવા માટે ૬૦૦ ખચરો અને ૩૦૦ ઉંટોનો ખપ પડયો હતો, અને તે ઉપરાંત બીજો ખજાનો અને અસ્બાબ દમાસ્કસ શેહર ખાતે પાદશાહે મોકળાવ્યો હતો. **દારાની** ફોજ એવડી મોટી દેખાડવાની તજવીજ થઇછે કે તેને યુફ્રેટીસ નદી ઉપર નાખેલા કામચલાઉ પુલ ઉપરથી પસાર થતાં પાંચ દીવસ લાગેલા કહેવાયછે. **દારાની** મતલબ ખુલ્લાં મેદાનમાં દુશ્મનને લડાઈ આપવાની હોવાથી તેણે પોતાના દેશનું રક્ષણ કરનારા કુદરતી માર્ગોને તદન ખુલ્લા મેલ્યા હતા, એવી મતલબથી કે તેને આગલ ધસી આવવાની લાલચ થાય. **સેકંદરે** તો તેમ કીધું, પણ તેની માંદગીને લીધે થયલી ઢીલથી તેમજ તે મીરીયેંદ્રસ તરફનો સીર્યાનો મુલક જીતવા ગયો તે ઉપરથી **દારા** સમજ્યો કે દુશ્મન લડાઇ માટે ઢીલ કરેછે. એટલા માટે હવે તેણે તેની પુઠ પકડીને લડાઇમાં ઉતરવાની તેને ફરજ પાડવાનો ઠરાવ કર્યો, અને એ રીતે સોચાઇ ખાતેથી તેણે પડાવ ઉઠાવીને ઇસસ તરફનો માર્ગ પકડયો. પણ હાં જ્યારે તેને ખબર મળી કે દુશ્મન તો દક્ષીણ તરફ ઉતરી ગયોછે ત્યારે પાદશાહે થોડેક છેટે પીનારસ નામે નદીના કાંઠા ઉપર પડાવ નાખ્યો.

**દારાએ** વળી આ એક બીજી ભુલ કીધેલી જણાયછે. સોચાઇનાં મેદાનમાંજ લડાઇ આપવાનો ઠીક લાગ હતો, તોપણ તે ખામખા પહાડો અને ડુંગરો વચે કઢંગી જગામાં જઈ પડયો અને એ રીતે પોતાને વધારે મુશ્કેલીમાં લાવી મેલ્યો. **સેકંદરને** **દારાની** નવી હીલચાલની ખબર પડતાંજ તે અચરત થયો, અને એ ખબરની સચાઈ તેણે પ્રથમ કબુલ પણ રાખવાની આનાકાની કીધી. અંતે તે ઉપલા દરવાજાઓ તરફ પાછો ફર્યો, જે તેને પસાર થવા માટે તદન ખુલ્લા હતા. તે બેધડક આગળ વધ્યો અને આ સાંકડા માર્ગમાંથી પોતાની ફોજને આસાનીથી ચલાવી લઇજઈને એક રાત ત્યાં થોભ્યો, અને બીજે દીને સહવારે પીનારસ નદીને કાંઠે જઇ ઉભો.

## ફસલ ૭. ઈસસની લડાઈ.

(ઇ૦ સ૦ પુ૦ ૩૩૩.)

જે મેદાનમાં બંને ફોજો સામસામી આવી ઉભી હતી તે શુમારે ૧ાા માઇલ પહોળું હતું. તેની ઉગમણ બાજુએ પર્વત અને આથમણ બાજુએ દરીયો આવેલો હતો. **સેકંદરે** પોતાના મેસીડોનયન ઘોડસવારોને અને બીજી ચહડતી ફોજોને જમણી પાંખ ઉપર રાખ્યાં અને તેમની સરદારી પોતે લીધી; અને **પાર્મીનયોની** સરદારી હેઠળ ડાવી પાંખની ફોજ આપી. **દારાએ** પર્વત અને દરીયા વચેની સઘળી પહોળાઈ ઉપર પોતાની ૯૦૦૦૦ પેદલ ફોજનો એક લીટો બનાવ્યો, જેની વચોવચમાં ૩૦૦૦૦ યુનાની સીપાહીઓને રાખ્યા. પોતાની ડાવી બાજુના પર્વત ઉપર તેણે ૨૦૦૦૦ માણસોની એક ફોજને **સેકંદરની** જમણી પાંખ ઉપર મારો ચલાવવા માટે રાખી; પણ બાકીની બીજી ઘણી મોટી ફોજ વચે તેને ગોઠવવાની જગ્યા નહી રહેવાથી અને કામ પડે તે

વચ્ચે તે મદદ આપી શકે એવી જગા ઉપર તેને ગોઠવવાનું બની શકે એમ નહી હોયાથી પાદશાહે તેને પોતાના ઉપલા ૯૦૦૦૦ માણસોના લીટાની હારની પછવાડે ગોઠવી.[1] ઉપર કહેલાં ૧,૨૦૦૦૦ માણસો ઉપરાંત **દારા**એ બીજાં ૫૦ હજાર માણસોને જુદાં રાખ્યાં હતાં.[2] ૩૦૦૦૦ ઘોડસવારો અને ૨૦૦૦૦ પેદલને તેણે પ્રથમ પીનારસ નદી ઉપરથી તેના સામા કીનારા સુધી ઉભી રાખી હતી, પણ સઘળી ફોજોની વ્યવસ્થા કર્યા બાદ આ અર્ધ લાખ ફોજને તેણે પોતાની જમણી બાજુએ બોલાવી લીધી. આ રીતે એ બાજુ તરફ ઇરાની ઘોડસવારોની મોટી સંખ્યા ભેગી થઈ. ૩૦૦૦૦ યુનાની-ઓની ફોજની પછવાડે અને સઘળાં લશ્કરની વચોવચમાં પાદશાહ **દારા** પોતાના લડાઇના રથમાં સવાર થઈ સઘળા હુકમો આપતો હતો. આ રીતે ઇરાની ફોજ દુશ્મનની વાટ જોતી પીનારસ નદીનાં માથાં ઉપર સફ સમારી ઉભી હતી.

ઇરાની ફોજની આ રીતની હીલચાલ જોઇને **સેકંદરે** પોતાનાં લશ્કરની સફ સમારવામાં કેટલોક ફેરફાર કીધો. તેણે એક ફોજ પર્વત ઉપર ઉભેલા ૨૦૦૦૦ ઇરાનીઓ સામે લડવા માટે તૈયાર રાખી, જે ઇરાનીઓને **દારા**એ **સેકંદર**ની પાંખ ઉપર હુમલો ચલાવવાનો હુકમ આપેલો હતો. આમ કરીને **સેકંદર** આ હુમલામાંથી પોતે બચી ગયો. પણ ઉપલી ૨૦૦૦૦ ફોજે તેનાં માણસોને ઝાઝી મેહેનત આપી નહી. **સેકંદર**ની નાની ફોજે જેવો હુમલો કીધો તેવીજ એકદમ તે પર્વત ઉપરની ફોજ હઠી ગઈ, અને આમ જોઇને મેસીડોન્યનોએ હવે તે ફોજ ફરીને ધસી આવે તો તેને અટકાવવા માટે ૩૦૦ ઘોડસવારો રાખી બાકીનાં માણસોને પોતાનાં લશ્કરની મદદે પાછાં બોલાવી લીધાં. **સેકંદર**ને એવી ઉમેદ હતી કે ઇરાની ફોજ નદી પસાર કરીને તેની સામે આવશે અને પહેલો હુમલો તે કરશે; પણ તેમ બન્યું નહી ત્યારે તે પોતેજ ધીમી કુચ કરતો નદીના કાંઠા ઉપર આવી લાગ્યો, અને પછી જ્યારે તીર ફેંકી શકાય એટલે તફાવતે જઈ પુગ્યો ત્યારે તેણે ઝડપ ચાલે ચાલીને બનતી ઉતાવળથી નદી પસાર કીધી, અને એકદમ **દારા**ની ડાવી પાંખ ઉપર હુમલો કીધો. કહેછે કે ઇરાની સીપાહીઓ પોતાના દુશ્મનની ઉતાવળી કુચથી અને હુમલો કરવાનાં શુરથી એટલાતો ચકીત થઈ ગયા કે તે સામે બચાવ કરવાને તૈયાર નહી હોયાથી કદાચજ સામે થઇ શકયા, અને એકદમ પાછળે પગે હઠી જઇને તેઓએ નહાસવા માંડયું ! મેસીડોન્યન ફોજે તેમની પુઠ પકડી, અને કહેછે કે **દારા**એ પોતાને આ રીતે ઉંધાડો પડેલો જોઇને પોતાનો જીવ બચાવવાની મતલબથી રથ ફેરવીને પોતેબી નહાસવા માંડયું ! માર્ગમાં રથ નહી ચાલી શકે એવી જગા આવી ત્યારે તે રથ ઉપરથી ઉતરીને ઘોડા ઉપર સવાર થયો, અને કહેછે કે જીવ ભાગી તે એટલો બધો બીધો કે ગભરાટમાં તેણે પોતાનો પાદશાહી સાયો, તીર અને ઢાલ પણ પડતાં નાખ્યાં ! તેને નહાસતો જોઇને તેની ફોજની પછવાડે

---

૧ ગ્રોટ, યુના૦ તવા૦, ફ૨૦ ૮, સફે ૩૪૬. આ એક નહી મનાય એવી ગોઠવણ લાગેછે. દારા જેવો સપેહસાલાર કદી આવી ગોઠવણ કરે નહી.

૨ આ સંખ્યા આર્યને આપેલીછે, પણ રૉલીન્સનને તે બહુ વધારી મેલેલી ગણેછે.— પુરા૦ પાદ૦, ફ૨૦ ૪, સફે ૫૫૪, નોટ ૧૦.

ઉભાં રાખેલાં નકામાં ટોળાંએ પણ નહાસવા માંડયું અને એ રીતે એટલોબધો ગડબડાટ ચાલ્યો કે ઘણાઓ બીજાઓના પગ હેઠળ ચંપાઈ મુઆ !

**આર્યને** કહેલી આ સઘળી હસી કહાડવાજોગ વાતો **ગ્રોટ** જેવો બારીકબીન તવારીખનવેશ કબુલ રાખે એ ઓચંબાની વાત છે.[૨] એટલુંજ નહી પણ વળી તે તેને બીજા લખનારાઓ કરતાં વધારે વીશ્વાસ રાખવાજોગ ગણેછે ![૨] આ બીજા લખનારાઓબી યુનાનીઓજ છે, જેઓમાં **ડાયોડોરસ** અને **કર્સ્યસ**ના જણાવ્યા મુજબ **દારા**ને ખુદ **સેકંદર** સાથ લડાઈ ચાલી હતી. તેઓના જણાવ્યા મુજબ **સેકંદરે** ખુદ પાદશાહના રથ ઉપર હુમલો કીધો અને તેનો જીવ લેવાની મતલબથી તેણે તેના રથને ઘેરી લીધો, અને ત્યાંજ બંને પક્ષો વચે એક ખુનખાર લડાઈ ચાલી. આ લડાઈમાં રથના ઘોડાઓ જખમી થયા અને એટલા તુફાની બની ગયા કે એકવાર પાદશાહી ગાડી ઉંધી વળી જતી જરામાં બચી ગઈ હતી. **ચારીસ** નામે એક બીજો તવારીખનવેશ ઉપલી ખુનખાર લડાઈનું વર્ણન આપતાં હ્યાં સુધી લખેછે કે **સેકંદર** અને **દારા** વચે આમન સામન લડાઈ ચાલી તેમાં ઇરાનના પાદશાહને હાથે તેના શત્રુને જાંગ ઉપર એક જખમ લાગ્યો હતો. આ જખમની વાતને ખુદ **સેકંદર** પોતે ટેકો આપેછે. મેસીડન ખાતે **એન્ટીપેટર** ઉપરના પોતાના પત્રમાં તેણે લખ્યું હતું કે લડાઈમાં મને જાંગ ઉપર એક નાનો જખમ લાગ્યોછે.[૩] લડાઈનો આ હેવાલ વધારે માનવાજોગ અને **દારા** જેવા પાદશાહની આબરૂને ખાતર વધારે કબુલ રાખવાજોગ છે.

હવે આ સઘળો બનાવ તો ઇરાની ફોજની ડાવી યાને પર્વત તરફની પાંખ સાથની લડાઈમાં બન્યો, ત્યારે બીજી ફોજો—દરીયા તરફની જમણી, તથા વચોવચની યુનાની—એ દુશ્મનો સાથ જોશ ભરી લડાઇ ચલાવી. યુનાનીઓએ પોતાના શત્રુઓ ઉપર એટલો જોશબંધ ધસારો કીધો કે, કબુલ કરવાની ફરજ પડીછે કે, આ ધસારામાં મેસીડોન્યનોને કંઇ નાનીજેવી ખોટ ખમવી પડી નહી.[૪] તોપણ એ ખોટ માત્ર ૧૨૦ ચુનંદા સીપાહો અને એક સરદારના જીવ જવા કરતાં વધારે કહેવાતી નથી. પણ એટલામાં **સેકંદર** ઇરાનીઓની ડાવી પાંખને શીકસ્ત આપવાનાં કામથી ફારેગ થઇ હવે યુનાનીઓ ઉપર ધસ્યો આવ્યો, અને એ રીતે બે ગમના મારાને લીધે યુનાની સીપાહીઓને પાછા હઠવાની ફરજ પડી. **દારા**ને લસ્કરમાં નહી જોઇને તેઓએ પણ મેદાન છોડી જવામાં ડહાપણ વીચાર્યું.

---

૧ દારાને એકદમ નહાસવાની વાત રૉલીન્સન કબુલ રાખતો નથી એ ગનીમત છે. તે કહેછે કે એ પાદશાહે પોતાની જવાનીનાં વરસોમાં બહાદુરી બતાવીને જે મર્તબો મેળવ્યો હતો તે ઉપરથી આ વાત અશકય છે કે લડાઇમાં તે આંવું હીચકારાપણું બતાવે. રૉલીન્સનના વીચાર મુજબ બનવાજોગ એમ છે કે ઇરાની ફોજની ડાવી પાંખની શીકસ્ત થઇ ત્યારે પાદશાહ નાઠો ન હતો, પણ જે યુનાની ફોજની પછવાડે તે ઊભો હતો તેઓ લડાઇમાં જયારે લાઇલાજ થયા અને તેઓએ પાછું હઠવા માંડયું ત્યારે દારાએ પણ લડાઇનું મેદાન છોડયું હતું.—પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૫૫૬.

૨ યુના૦ તવા૦, દફ૦ ૮, સફે ૩૪૮.

૩ ગ્રોટ, યુના૦ તવા૦, દફ૦ ૮, સફે ૩૪૮, નોટ ૧. ૪ તેજ, સફે ૩૪૯.

પણ જ્યારે વચોવચની યુનાની ફોજની આ વ્યવસ્થા થઈ ત્યારે જમણી પાંખની ઇરાની ઘોડસવારોની ફોજ જંગ મેદાનમાં એકલીજ બાકી રહી. એ ફોજ બન્યું ત્યાં સુધી છેલી ઘડીવેર લડી. તેણે ઘણી ભારી બહાદુરી બતાવી. તેણે પોતે પીનારસ નદી પસાર કરી જઇને તેની પેલી પારે **સેકંદરે** રાખેલી ફોજ સાથ હાથોહાથની રસભરી લડાઇ ચલાવી. આ લડાઇમાં તેની જીત થઇ એમ આપણને કહી જવાની કોઇબી યુનાની તવારીખનવેશની હીમત ચાલી નથી; પણં સેને બંદલે એમ જણાવવામાં આવ્યું છે કે આ ફોજબી પોતાની આ લડાઇ પડતી નાંખીને ચાલી ગઇ, કેમકે **દારા** જંગ મેદાન છોડી નહાસી ગયોછે એવી તેને ખબર મોડેથી પડી. પોતાના પાદશાહને નાઠેલો જાણી તેણેબી પુઠ મરડી અને એ વખ્તે તેની ઘણી ખુવારી થઇ. આ રીતે સઘળી ઇરાની ફોજો નાઠી અને આ નાશકારક નહાસભાગમાં તેમનાં અતીઘણું માણસો માર્યા ગયાં. **સેકંદર** જોડે આ લડાઇમાં લડનાર તેનો એક સરદાર **ટાલેમી,** જે પાછળથી મીસરનો હાકમ થયો હતો, અને જેણે **સેકંદર**નાં કર્મોનો બડાઇખોરો ઇતીહાસ લખેલો છે, તથા જેને આધારે **આર્યન** પોતે ચાલેલોછે, તે જણાવેછે કે ઇરાનીઓની પુઠ પકડતી વેળા સાંકડી જગામાં એટલીબધી લોથ તેના દીઠામાં આવી કે માર્ગમાં મળેલી એક ખાડી તો તેઓથી ભરાઇ ગઈ હતી, અને તેથી તે મુએલી લાશોનો પુલ બનાવીને તેની મારફતે તે આ ખાડી પસાર કરી ગયો હતો![1] ઇરાનીઓની પુઠ તેમના શત્રુ-ઓએ કયાં સુધી પકડી અને તેમાં તેમની કેટલી ખુહારી કીધી તેનો વીગતવાર હીસાબ મળ્યો નથી, પણ એકંદર આંકડો મેલી દેવામાં આવ્યોછે કે આ લડાઇમાં ઇરાની ફોજનાં ૧૦૦૦૦ ઘોડસવારો અને ૧૦૦૦૦૦ સીપાહીઓ માર્યા ગયા હતા![2] આ માર્યા ગયલાઓમાં કેટલાક ઇરાની સરદારો હતા, જેઓમાં ગ્રેનાઇકસની લડાઇ વેળા લડનારા **અર્શામ, રથમેહર** અને **અતીજાઈસીસ**[3] પણ હતા. પણ આટલાબધા ઇરાનીઓ છતાં મેસીડોનયનો એટલા બહાદુર કે તેમના તો માત્ર ૩૦૦ પેદલ અને ૧૫૦ ઘોડસવાર સીપાહીઓ કપાઇ મુઆ હતા![4]

---

૧ ગ્રોટ, યુના૦ તવા૦, દફ૦ ૮, સફે ૩૫૦. ઘાતકીપણાં—બલકે હેવાનયત—નો આથી વધારે ચહડતો દાખલો બીજો કયાંથી મળશે?

૨ રૉલીન્સન જણાવેછે કે આ ઊપરાંત ૪૦૦૦૦ કેદ પકડાયા હતા (પુરા૦ પા૬૦, દફ૦ ૪, સફે ૫૫૭), જેમને અલબત ગુલામ દાખલ વેચી દેવામાં આવ્યા હતા. માર્યા ગયલાઓની સંખ્યા યુનાની લખનારાઓ હેરફેર આપેછે. આર્યન મુજબ ૯૦૦૦૦ પેદલ અને ૧૦૦૦૦ ઘોડસવાર મળીને ૧૦૦૦૦૦ માણસો માર્યા ગયા હતા; કર્સ્યસનો આંકડો ઊપર આપેલોછે, અને પ્લુટાર્ક પણ એમજ ગણાવેછે. પણ જસ્ટીન કહેછે કે ૧૦૦૦૦ ઘોડસવાર અને ૬૧૦૦૦ પેદલ મળીને માત્ર ૭૧૦૦૦ માણસો માર્યાં ગયાં હતાં (પુરા૦ પા૬૦, દફ૦ ૪, સફે ૫૫૭, નોટ ૪).

૩ આ ધણી નવેસરથી જન્મ લઇને ઇસસની લડાઇમાં આવ્યો હતો કે કેમ? ગ્રોટ એક ઠેકાણે (યુના૦ તવા૦, દફ૦ ૮, સફે ૩૧૭) લખેછે કે ગ્રેનાઇકસની લડાઇમાં તે માર્યો ગયો હતો; અને વળી પાછો (તેજ, સફે ૩૫૦) લખેછે કે તે ઇસસની લડાઇમાં પણ માર્યો ગયો હતો! આર્યને ગ્રોટને આ હસવા સરખું ગોથું ખવાડેલું લાગેછે.

૪ આ બહુજ નાની સંખ્યાછે. એક અપક્ષપાત લખનાર કહેછે કે "બંને બાજુએ માર્યા ગયલાઓની સંખ્યા બેશક ઘણી મોટી હતી."—પાર્સી૦ તવા૦, સફે ૯૩.

**સેકંદર**ને ઇસિસની લડાઇમાં જે સર્વેથી મોટું ઇનામ મળ્યું તે પાદશાહ **દારા**ની છાવણીની લુટ હતી. કહેછે કે આ છાવણીમાં તેની મા અને રાણી, અને બહેન, અને એક બાળક શાહજાદો, તથા બે નાની શાહજાદીઓ હતી. આ સઘળું કુટુંબ **સેકંદર**ના હાથમાં આવ્યું, અને તેની જોડે પાદશાહનો રથ, તીરકમાન તથા ઢાલ પણ આવ્યાં. વળી ખજાના મધે ૩૦૦૦ ટેલંટ (૩૬૦૦૦૦૦) જેટલી દોલત પણ આ તદન નાદાર હાલતમાં[1] લડવા અને માત્ર લુટ ચલાવવા નીકળેલા નસીબવાન જવાન ફતેહ કરનારને હાથ આવી. આ મોટી દોલત જોઇ **સેકંદર** છકી જાય એમાં નવાઇ નથી, પણ જ્યારે પાદશાહની છાવણીમાં તેનાં કુટુંબને કેદ પકડાવાની વાત તેણે જાણી ત્યારે તેની ખુશીનો પાર રહ્યો નહી. કહેછે કે તે આ પાદશાહી કુટુંબ તરફ મોટી મમતાથી વર્ત્યો. કુટુંબની બાનુઓને એવો ખયાલ હતો કે **દારા** માર્યો ગયોછે, અને તેથી તેઓ આંખ પાણી કરતી હતી, પણ **સેકંદરે** તેમને ખબર આપી કે તેમની ધાસ્તી તદન ખોટી છે. વળી તેણે તેમને સધ્યારો આપ્યો કે તેઓએ પોતાનો પાદશાહી એતાબ અને મોભો કાયમ રાખવા, કેમકે **દારા**નો જીવ લેવા થકી આ લડાઇ ઉઠાવવાની તેની મતલબ નથી, પણ તે તો એશ્યાની શેહનશાહત પોતાને હાથ કરવા માટે આ લડાઇ લાર્વ્યોછે.

ઇસસની લડાઇ ઇ૦ સ૦ પુ૦ ૩૩૩ ના નવેમ્બર માસમાં થઈ. પાદશાહ **દારા** લડાઇનું મેદાન છોડીને ૪૦૦૦ માણસો સાથ થેપ્સેકસ ખાતે ગયો અને ત્યાંથી યુફ્રેટીસ નદી ઓલંગીને આગલ વધી ગયો. તેનો વાંક કહાડવામાં આવેછે કે સોચાઇનાં મોટાં મેદાનમાં લડવાને બદલે તે ખામખા પીનારસ નદી ઉપરના સાંકડા માર્ગમાં આવી સીકડાઇ ગયો હતો. એક સુધા લખનાર[2] ના વીચાર મુજબ ઇસસની લડાઇ **સેકંદરે** અને **દારા**નાં એકસરખાં લશ્કરો વચે થઈ હતી, તફાવત એટલોજ કે **સેકંદર**ની ફોજ **દારા**ની ફોજ કરતાં કવાયદમાં ઘણી ચહડતી હતી, અને તેથીજ ઇરાનીઓની હાર થઇ હતી. **દારા**ની ફોજ એવાં સંકડાંમણમાં આવી ગઈ હતી કે તેને સફ સમારી ઉભી રહેવાની જગા મળી ન હતી, માટે જેટલી ફોજે લડાઇ ચલાવી તે **સેકંદર**ની ફોજની બરાબરની હતી. આ વાત તદન ખરી છે, અને તેની સચાઈ આ બીના ઉપરથી પુરવાર થાયછે કે ખુદ **સેકંદર**ની નાની ફોજને સફ સમારીને ઉભી રહેવા માટે પણ દરીયા અને પર્વત વચેના સાંકડા માર્ગમાં પુરતી જગા હતી નહી તેથી તેણે પોતાની ફોજના એક ભાગને નદીને પેલે પારજ રાખ્યો હતો, જે ભાગ ઉપર ઇરાની ઘોડસવારોએ પાછળથી હુમલો કર્યો હતો. આ સંકડામણને લીધે **દારા**ની સઘળી ગણત્રી ઉંધી વળી.

---

૧ આ શબ્દો વાપરવામાં હરકત નથી, કેમકે એરીસ્ટોબ્યુલસના જણાવ્યા મુજબ માત્ર ૭૦ ટેલંટ લઇને સેકંદર એશ્યા ઉપર ચહડાઈ કરવા નીકળ્યો હતો. એક બીજો લખનાર કહેછે કે તેની ફોજનો ૩૦ દીવસનો ખર્ચ નીકળે તે કરતાં વધારે નાણું તેની કને હતું નહી. ગ્રોટ લખેછે કે તેના બાપે ૫૦૦ ટેલંટનું દેવું કીધું હતું તે ઉપરાંત બીજા ૮૦૦ ટેલંટનું દેવું કર્યા વીના સેકંદર મેસીડન ખાતે પોતાની ફોજ ભેગી કરી શકયો ન હતો—ગ્રોટ, તવા૦, દફ૦ ૮, સફે ૩૦૫—૩૦૬. ૨ રૌલીન્સન, પુરા૦ પાદ૦, દફ૦ ૪, સફે ૫૫૮.

**મેમ્નન**ની સરદારી હેઠળનો કાફલો પાદશાહના હુકમ છતાં હજુ વીખેરી નાખવામાં આવ્યો ન હતો. તેનાં મરણ પછી તેની સરદારી તેના ભત્રીજા **ફાર્નાબાઝસ** (ખોરેહ બાજુ) ને મળી હતી, જેની કને હવે માત્ર ૧૦૦ બારકસોજ રહી ગયાં હતાં. પણ આ સંખ્યામાં બીજો તેનાથી થાય એટલો વધારો કરીને એ કાફલાને સ્પાર્ટા ખાતે લેસીડી-મોન્યન લોકોની મદદે મોકળવાની ત્યાંના રાજા **એજીસે** પોતે જાતે **ખોરેહબાજુ**ની મુલાકાત લઇને તેને અરજ કીધી. આ કામ ઉઠાવી લેવાંને તે સરદાર એકદમ તૈયાર થયો, કેમકે સ્પાર્ટા ખાતે **સેકંદર** સામે એક મહાભારત હીલચાલ થતી હતી, અને તેની મુખ્ય નેમ ખુદ મેસીડન ઉપર ચહડાઇ લઇજવાની હતી. પણ આ રીતે ઇરાની અને સ્પાર્ટન હાકમો પોતાની ગોઠવણ કરતા હતા એટલાંમાં ઇસુસની નાશકારક લડાઇની ખબર આવી, જેથી સઘળી તરફ એટલીબધી તો માઠી અસર ફેલાઇ કે મેસીડન ઉપરની આ ચહડાઇનો વીચાર અધુરે ગયો અને **સેકંદર** સામેનો એકસંપ પોતાની મેળેજ બેસી ગયો. કદાચ આ લડાઇનાં માઠાં પરીણામની દરકાર વીના **ખોરેહબાજુ**એ સ્પાર્ટન રાજા **એજીસ**ને પુરતી મદદ આપી હોત, પણ આજ વખ્તે વળી ચીયૉસના ટાપુ ખાતે બલવો ઉઠવાનાં ચીન્હો જણાયાં, જે ઉપરથી ઇરાની સરદાર પોતાની ફોજ લઇને ત્યાં દોડી ગયો અને **એજીસ**ને ૩૦ ટેલંટ તથા ૧૦ બારકસોની મદદ આપીને રવાના કીધો—જે મદદ તદ્દન નીરર્થક હતી. સ્પાર્ટનો હવે ચુપ બેઠા અને યુનાનમાંથી સ્વતંત્રતાનું જોમ ઉડી ગયું.

ફાર્સી લખનારાઓ પાદશાહ **દારા**ની **સેકંદર** સાથની લડાઈ કયાં કયાં થઈ તે બાબે કશી વીગતો આપી જતા નથી. **ફીરદોસી** યુનાની લખનારાઓની માફક ત્રણ લડાઇઓ છુટી પાડી લખેછે કે પહેલી લડાઈ પછી **દારા** બીજીવાર અને ત્યાર બાદ ત્રીજીવાર જંગમાં ઉતર્યા હતો. આ બીજી વેળાની લડાઈ ત્રણ દીવસો સુધી ચાલ્યા બાદ પાદશાહની શીકસ્ત થઈ અને તેણે જેહરમર શેહરમાં જઈ આશ્રો પકડયો. **શમ્શેરખાની** લખેછે કે આ બીજીવારની લડાઇ પછી **સેકંદરે** ઇરાનમાં પોતાને નામની પાદશાહી ચલાવવા માંડી અને પોતાનો સીક્કો ચાલુ કીધો હતો.

---

૧ શું એજ થેપ્સેકસ શેહર હશે, જ્યાં યુનાનીઓ મુજબ દારાએ આશ્રો લીધો હતો?

# બાબ ૨૮.

# દારા.

## દારયવુશ—દારાયસ „કોડોમાનસ.

(ઈ૦ સ૦ પુ૦ ૩૩૬—૩૩૦.)

### ૩.

### સેકંદરની ઈરાનમાં નવી ફતેહો.

(ઈ૦ સ૦ પુ૦ ૩૩૨—૩૩૧.)

૧. ખાનદાનના છુટકારા માટે દારાની કાળજી તેનું નરમાશ ભરેલું નામું—સેકંદરનો તોછડાઈ ભરેલો જવાબ. પાદશાહનું બીજું પત્ર—તેનો અહંકાર ભરેલો ઉત્તર; સેંકદરનાં ઘાતકીપણાંથી રાણી માતાનું મરણ. તાબેદાર હાકમોની નીમકહરામી. પાદશાહનું ત્રીજું નામું અને તેનો જવાબ.

૨. દમાસ્કસ ખાતેનો ખજાનો—ત્યાંના હાકમનો દગો—તેથી શેહનશાહતની ખરાબી. ફીનીશ્યન બંદરોનું તાબે થવું; ટાયરના રહેવાસીઓ અને સેકંદર—ટીરીયન લોકોની મજબુતી—તેમની શીકસ્ત—સેકંદરનું ઘાતકીપણું. ગાઝા શેહરની મજબુતી—તેના હાકમની દેલાવરી—રહેવાસીઓની બહાદુરી—સેકંદરની ફતેહ—તેની ખુની ખાસીયતનો નવો દાખલો. મીસરની સહેલી ફતેહ. નવું સેકંદરીયા શેહર. સેકંદર દેવતાઓનું ફર્જંદ! તેનો પાપી ગર્વ—તેને દેવતાઈ માન. પાદશાહ સાથની નવી લડાઈ માટેની તૈયારીઓ; એક નવા ઘોંતાળા બાબે શક—શત્રુઓની ફોજમાં કચવાટ—ચંદ્રગ્રહણ બાબે તેમનો વહેમ.

૩. પાદશાહની હીલચાલ—લડાઈની તૈયારીઓ—આર્બેલા ખાતે લશ્કરોની ગોઠવણ—શત્રુઓની નાની ફોજનું પોગળ. સેકંદરનું આવી પુગવું—તેનો હુમલો; ઇરાની રથોનો ધસારો—તેનું માઠું પરીણામ. આર્બેલાની જબરદસ્ત લડાઈ—દારા અને સેકંદર વચ્ચે હાથોહાથની લડત—એક ખોટી બુમ—પાદશાહને માર્યો ગયલો સાંભળીને ઇરાની ફોજનું નહાસવું. ઇરાની ફોજની જમણી પાંખનો ધસારો—પામીન્યોનું સંકટ—સેકંદર ઉપર પેગામ—ઇરાની ફોજની ફતેહની ઉમેદ—સેકંદરની ફોજ સાથ નવી લડાઇ—ઈરાની ઘોડસવારોની ફતેહ. લડાઈનું પરીણામ—પાદશાહની વર્તણુક બાબે અભીપ્રાય—ઈરાનીઓની શીકસ્તનો એક સબબ. મહમદીયાન લખનારાઓ મુજબ લડાઇનો હેવાલ:—ફીરદોસીની હકીકત; મીરખુંદની બીના; નીઝામીનું દાસ્તાન.

#### ફસલ ૧. સેકંદર અને દારા.

ઇસિસની લડાઈ પુરી થયા પછી બીજે દીને **સેકંદરે** પોતાનાં માર્યાં ગયલાં માણસોને ભારી ભપકા સાથ ભુમીદા કરાવ્યાં, અને એ વેળા તેમને મોટા લશ્કરી મર્તબો આપવા માટે તેણે પોતાની સઘળી ફોજને સફ સમારી ઉભી રાખી. કહેછે કે તેણે ઇરાની ફોજમાંના મોટા દરજ્જાવાળા સરદારોને પણ ઇરાનીઓની રીત મુજબનું માન આપી અવજંલ પુગાડવા માટે **દારા**ની માતા રાણી **સીસીગેમ્બીસ**ને પરવાનગી બક્ષી હતી.[1] પાદશાહની આ માતા તેમજ તેની રાણી **સ્ટૅતીરા** (દીલારાય),[2] તેનો નાનો બેટો અને બે ખુબસુરત શાહજાદીઓ લડાઇ પછી ફતેહ કરનારના **હાથમાં**

૧ પાર્સી૦ તવા૦, સફે ૯૩.—પ્લુટાર્ક ("સેકંદરનામું").

૨ ફીરદોસી મુજબ પાદશાહ દારાની રાણીનું નામ દીલારાય હતું.

કેદ પકડાઇ હતી. તેઓ માટે પાદશાહને બહુ ચીંતા પેદા થતી હતી. ઇસિસથી કેટલીક ફોજ સાથ બેબીલન તરફ નીકળી ગયા પછી **દારા**એ પોતાની આ ચીંતાને થકી **સેકંદર** ઉપર નરમાશ ભરેલું એક નામું લખવાની જરૂર જોઇ. તેણે ખાસ એલચીઓને આ નામું આપી **સેકંદર** તરફ મોકલ્યા, જે આ વખતે મેરેથસ નામે શેહરમાં હતો. પાદશાહે આ નામાંમાં પોતાની માતા, રાણી અને બાળકોને પોતાના સ્વાધીનમાં આપી દેવાની માંગણી કીધી હતી, **સેકંદર**ને પોતાના મર્તબાનો ગણીને તેની જોડે દોસ્તી કરવા અને મીત્રાઇનું નાતું બાંધવાની સુચના કીધી હતી, અને વળી એમ પણ જણાવ્યું હતું કે ઇરાન ઉપરની ચહડાઇનું તુફાન તેના બાપ **ફીલ્હકુસે** ઉભું કીધું હતું, **સેકંદરે** તે ચાલુ રાખ્યું હતું, અને પાદશાહે તે સામે પોતાના મુલકનો બચાવ કર્યો હતો. આ નરમાશ ભરેલા પત્રનો ઉત્તર **સેકંદરે** બહુ તુંદી સાથ વાળ્યો. તેનું તારીફ નામું લખનાર **આર્યન**ના જણાવ્યા મુજબ તે મગરૂર લડવૈયાએ આ જવાબમાં પોતાની હકીકતો રજુ કીધી અને લખ્યું કે "મહાત્મા **જર્કસીસે** યુનાન ઉપર જે ચહડાઇ કરી હતી તેનાં વેરમાં યુનાનીઓનો સરદાર નેમાઇને હું હાલની ચહડાઈ ઇરાન ઉપર લાવ્યોછુ." વળી **દારા** ઉપર કેટલાક અન્યાયો મેલી જણાવ્યું કે "મારા બાપનાં ખુનની તેમજ મેસીડન સામે યુનાનીઓના બળવાની ઉશ્કેરણીઓ પાદશાહે કરી હતી." શેવટે આ મગરૂર ફતેહ કરનારે લખ્યું કે "હમણા દેવતાઓની મેહરબાનીથી ફતેહ મેળવનાર હું છું; મેં પ્રથમ તારા હાકમો ઉપર અને પછી તારી પોતાની ઉપર ફતેહ મેળવીછે. જેઓ મારે તાબે થાયછે તેઓ સર્વેની હું સંભાળ લઉંછું અને તેમને રાજી કરૂંછું. તું પણ મને આખા એશ્યા ખંડનો ધણી ગણીને મારી પાસે આવ. ઇજા થવાની કશી બીહીક વીના આવ, અને આવીને મારી કનેથી તારી માતા, ઓરત, બાળકો અને તને બીજું ગમે તે માંગી લે. તોપણ જ્યારે ફરીથી તું મારી ઉપર લખે ત્યારે મને તારો બરાબરીનો ગણીને લખતો ના, પણ તારી કને જે કંઈ છે તે સર્વેનો તેમજ આખા એશ્યાનો મને ધણી ગણજે; નહીતો કે તને એક બુરો માણસ ગણીને હું તારી જોડે કામ લઇશ. જો તું મારી જોડે શેહનશાહત વીશે હજુબી ઝગડો ઉઠાવવાની ધારણા રાખતો હોય તો મારી સામે ઉભો રહીને લડ, પણ નહાસી ના જા. નહીતો કે તું જ્યાંબી જશે ત્યાં હું તારી પુઠે આવીશ."

મગરૂર **સેકંદર**ના આવા તકોબરી ભરેલા જવાબની કદાચ ઇરાનના પાદશાહે વકી રાખી નહી હશે. પણ તે માત્ર એક નાના પ્રાંતનો હાકમ હોયા છતાં **દારા**ને પોતાનો બરાબરીયો ગણવાની પણ ના પાડે, એ તે દુખી પાદશાહને થોડું દુખ ભરેલું ન હતું. તેની શીકસ્તો કરતાં વધારે દુખ તેનાં કુટુંબની જુદાઇ હતી. સઘળા રાજ્ય વૈભવો કરતાં એક કુટુંબનું સુખ કેવડું મોટું હોયછે તે **દારા**ને હવે માલુમ પડયું. જે પાદશાહ પોતાના હાથ તળેના હાકમોની વફાદારીની જામીનગીરી દાખલ તેમનાં કુટુંબના માણસોને સાનમાં રાખતો હતો તેજ પાદશાહનું કુટુંબ દુશ્મનના કબ્જામાં જઈ પડયું, એ **દારા**ને સર્વેથી મોટું દુખ હતું. અને તેટલામાટેજ એકવાર ફરીને—ઉપલા તકોબરી ભરેલા જવાબ પછી કેટલીક મુદત રહીને—પાદશાહે **સેકંદર** ઉપર એક બીજો

નરમાશ ભરેલો પત્ર લખવાની ફરજ વીચારી. આ તેનો બીજો પત્ર **સેકંદરની** ફીનીશ્યા ખાતેની ફતેહો, જેમનો હેવાલ હજુ આપણ વાંચવાના છીયે તે, થયા પછી લખાયો હતો. આ નામું આપીને પાદશાહે કેટલાક એલચીઓ મોકલ્યા, જેઓ પેલા જવાન ફતેહ કરનારને ટાયર ખાતે જઇ મળ્યા. આ નામાંમાં **દારાએ સેકંદરને** ૩૨૪ લાખની મોટી રકમ તથા યુફ્રેટીસ નદીની પેલી બાજુનો સઘળો ઇરાની મુલક આપી દેવાની માંગણી કીધી હતી, તથા એવું જણાવ્યું હતું કે પાદશાહ તેને પોતાનો જમાઇ કરવાને રાજી છે અને પોતાની શાહજાદીની રીતમાં ઉપલી રકમ તથા મુલક તેને આપી દેવા માગેછે. સઘળી મોટી લાલચ દેખાડવાની **દારાની** મતલબ એકજ હતી, અને તે એ કે "મારી માદર તથા રાણી તથા બચ્ચાંઓને મારે હવાલે કરી દેવાં."[૧] અફસોસ, આ કાકલુદી ભરેલી અરજ ઉપલી સઘળી લાલચો છતાં પેલા કઠણ દીલના મેસીડોનયનનું પથરનું દીલ પીગળાવી શકી નહી ! **દારા** તરફનું નામું તેણે પોતાની રાજ્ય સભામાં વાંચી સંભળાવ્યું, જે અલબત આખી સભાને પસંદ પડયું હશે એમ જણાયછે; કેમકે તેના વડા સરદાર **પાર્મીન્યોએ** તુર્તજ કહ્યું કે "અગર હું જો **સેકંદર** હોઉં તો વધારે જોખમમાં ઝીપલાવવાને બદલે **દારાએ** કરવા માંગેલી શરતો કબુલ રાખું." પણ **સેકંદર** સ્વમતને પસંદ કરનારો હતો. તે બીજાની સલાહને વજન આપે એવો ન હતો. તેણે ઉત્તર દીધો કે "બરાબર; અગર હું જો **પાર્મીન્યો** હોત તો આ શરતો કબુલ રાખત; પણ હું **સેકંદર** છું, કંઇ **પાર્મીન્યો** નથી; માટે મારે તો જુદોજ ઉત્તર મોકળાવવો જોઇયે." આમ કહીને તેણે આ મતલબનો તોછડો, ગર્વીષ્ટ અને અને તુંદ જવાબ મોકળાવ્યો: "મને તારૂં નાણું કે તારો દેશ જોઇતો નથી, કાંએકે તારી સઘળી દોલત અને મુલક મારાં થઈ ચુકેલાં છે; અને વળી તું મને જે કંઇ આપવા માંગેછે તે એ સઘળાંનો માત્ર એક ભાગ છે. જો હું તારી શાહજાદી જોડે શાદી કરવા ઇછીશ તો તેમ હું કરીશજ, પછી તું મને તેણી આપી દે યા નહીબી આપે. મારી તરફથી અગરજો એક દોસ્ત તરીકે તારે કંઇબી મેળવવું હોય તો મારે તાબે થઇને આવ." **ગ્રોટ** આ જાતની **સેકંદરની** ભાષાને જંગલી અને અપમાન ભરેલી કહેછે;[૨] પણ તેમાં **દારાને** તેનાં બચ્ચાં છોકરાં પાછાં નહી સ્વાધીન કરવાનું જે ઘાતકીપણું સમાયલું છે તે ખુલ્લું માલુમ પડી આવેછે. જે ધણી પોતાના બાપનાં ખુનથી

૧ ફીરદોસી અને મીરખુંદ મુજબ આ જાતની માંગણી પાદશાહે છેલી લડાઇ પછી કીધી હતી, અને તે ઊપરથી સેકંદર તેને મળવા જતો હતો એટલે તેના બે વજીરોએ તેનું ખુન કીધું હતું. શમ્શેરખાની પણ એમજ જણાવેછે કે છેલી લડાઇ પછી પાદશાહ ઇસ્તખ્રમાં જઇ ભરાયો, જ્યાંબી સેકંદરે તેને ટકવા દીધો નહી તેથી તે સર્વસ્વ છોડી દઇને નાઠો અને તેનો કબીલો તેના ખજાના જોડે શત્રુના હાથમાં સપડાયો, જેને સલામત પાછો મેળવવા માટે દારાએ સેકંદર ઊપર નામું લખ્યું હતું. આ રીતે સઘળા ફાર્સી લખનારાઓ એકમત છે કે છેલી લડાઇ પછીજ દારાનો કબીલો શત્રુના હાથમાં ગયો હતો. આ બીનામાં કંઇક સચાઇ જણાયછે. કોઇબી પાદશાહ લડાઇનાં મેદાનમાં પોતાના કબીલાને લઇ ગયો હોય એમ જણાયું નથી.

૨ ગ્રુના૦ તવા૦, દફ૦ ૮, સફે ૩૬૫.

ક્રમક્રમે નહી, અને પોતાની સાવકી મા અને ભાઇનાં ખુનોથી રાજી થાય તે માણસથી દયાનાં એક કામની **દારા** જેવો મોટો પાદશાહબી વકી રાખી શકે નહી, એ દેખઇતું છે. **સેકંદર** આ પાદશાહી કુટુંબને પોતાની ફોજ જોડે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં સાથેનો સાથે રખડાવતો હતો. આ રખડ એટલીબધી હતી કે **દારા**ની રાણી **દીલારાય** ટાઇગ્રીસ નદી પસાર કર્યા બાદ થાકથી મરણ પામી,[૧] અને એ રીતે ઘાતકી **સેકંદરે** તેણીના દુખી ખાવંદનાં દુખોમાં એક નવું ઉમેરી આપ્યું.

આવી હાલતમાં ઇરાનનો પાદશાહ અરધો દેવાનો બની જાય તેમાં નવાઇ નથી. ઇસસની લડાઈ પછી બે વરસો સુધી તે પોતાના આ ઘાતકી દુશ્મનની સામો થઇ શકયો નહી એવો તેને માથે દોષ મેળાયોછે, પણ મુલકનું રક્ષણ કરવાના પોતાથી બનતા ઇલાજો લેવા છતાં પોતાના અતલગનાં વહાલાંઓને પોતાની આગલ નહી જોઇને, પોતાની પડોસમાં સુખી જોવાને બદલે એક જોરાવર શત્રુની છાવણીમાં તેમને દુખી થતાં જાણીને, અને વળી તેમને પાછાં મેળવવાની અનેક તજવીજમાં પોતે નીષ્ફળ થયાથી **દારા**ની હાલત કેવી માઠી થઈ જાય તે વીચારવું મુસ્કેલ નથી. અને તેટલા માટે બે વરસો સુધી તેણે લડાઇની તૈયારી કીધી નહી હોય તો તે સમજી શકાય એમ છે. પણ ખરેખર તેમ નહી હતું. પોતાનાં કુટુંબની જુદાઇના કારી જખમ છતાં પાદશાહને પોતાના જે તાબેદાર હાકમો ઉપર વીશ્વાસ હતો તે તેઓએ તોડયો અને તેની બોદુંને મજબુત કરવાને બદલે નબળી પાડી નાખી, અને તેઓ દુશ્મનને જઇ મળ્યા. એ સઘળી વીગતો નીચે આપણ વાંચીશું તે ઉપરથી **દારા**ની હાલની સ્થીતીની આપણને પુરતી ખબર પડશે.

એવું જણાયછે કે ઉપલી બમેવારની માગણીઓનો તુછકાર થયા છતાં એકવાર ફરીને પાદશાહે **સેકંદર**ને વીનંતી કરી હતી. કહેછે કે આર્બેલાની લડાઈ થાય તે આગમજ **દારા** તરફથી લખાયાં હોય એવી મતલબનાં કાગજો **સેકંદર**ના હાથમાં આવ્યાં, જેમાં શત્રુની ફોજમાંના ચોકસ યુનાનીઓને એવી ઉસકેરણી થઈ હતી કે તેઓએ **સેકંદર**નો જીવ લેવો અથવા તેને ઇરાનીઓના હાથમાં આપી દેવો. આ વખતેજ પાદશાહની રાણી **દીલારાય** મરણ પામી. **સેકંદરે** મોટાં આદરમાન સાથ તેણીને અવલમંજલ પહોંચાડવાનો હુકમ આપ્યો અને રાજકુટુંબનાં બીજાં જેઓ બાકી રહ્યાં હતાં તેમને દીલાસો અપાવ્યો. **સેકંદરે** પોતાની રાણીનાં મોત વખતે દેખાડેલી આ મમતાને માટે **દારા** ખુશી થયો અને પોતાના ૧૦ એલચીઓને એલચી દાખલ મોકળીને તેની જોડ સુલેહ કરવા ઇછ્યું. પણ મગરૂર **સેકંદરે** ઉત્તર દીધો કે એક પૃથ્વી ઉપર બે સુર્ય હોય નહી, તેમ દુન્યામાં પાદશાહબી બે હોય નહી; અગરજો **દારા સેકંદર**નો બરાબરીયો થવાનો વીચાર છોડી દઇ તેને તાબે થશે તો **સેકંદર** તેને પોતાથી ઉતરતો

---

૧ પ્લુટાર્ક ("સેકંદર નામું") જણાવેછે કે આ રાણી હમેલથી શરેગ થયલી હતી. હવે આવી નાતવાન હાલતમાં એક પાદશાહી બાનુને પોતાની જોડે મંજલ દર મંજલ ઘસડયા કરવી એ શું ઘાતકીપણું નથી? તેણીનું મોત નીપજાવવાનો સેકંદર ઉપર ખુલ્લો વાંક લાગુ પડેછે.

ગણી કબુલ રાખશે.૧ ફતેહથી ચકચુર થઇ ગયલા ગર્વીષ્ટ **સેકંદરના આ વચનોથી** દુખી થઇને હવે **દારાએ** ત્રીજી મર્તબે લડાઇમાં ઉતરવાનો ઠરાવ કર્યો.

## ફસલ ૨. શત્રુઓની સહેલ ફતેહો.

દમાસ્કસ ખાતે પાદશાહે પોતાનો ઘણોખરો ખજાનો મોકળાવી દીધોછે એવી **સેકંદરને** ખબર હતી, માટે ઇસસની લડાઈ પછી તુર્તજ એક પાદશાહી પીંડારા દાખલ તે આ ખજાનાની લુટ ચલાવવા ફીનીશ્યાના આ શેહર તરફ દોડયો. તોપણ આ લુટનું કામ પોતે કરવાને બદલે તેણે તે **પાર્મીનીયોને** સોંપ્યું. દમાસ્કસને કીલ્લો અલબતે બીજાઓ કરતાં વધારે મજબુત અને ત્યાંનો ઇરાની હાકમ પાદશાહનો વધારે વફાદાર નોકર હોવો જોઇયે, કેમકે તેમ હોય નહી ત્યાંસુધી **દારા** ત્યાં પોતાનો ખજાનો વગેરે સાચવી રાખવા મોકળાવે નહી. તોપણ તે કંઈ પાદશાહની વફા મુજબનું વફાદાર શેહર ન હતું. ત્યાંનો હાકમ કોઇ મોટો હીચકારો અને દગાબાજ જણાયો. તેણે સામે થવાની જરા પણ તજવીજ કર્યાં વીના પોતે અંદરખાનેથી દુશ્મન સાથ મળી ગયો, અને બહારથી ગોયા પાદશાહી ખજાનો બીજાં મજબુત શેહર ખાતે લઇ જતો હોય એવું ડોલ દેખાડીને તેણે તે સઘળો એકદમ **સેકંદરના** સરદારના હાથમાં લઇજઇ મેલ્યો. એ રીતે **પાર્મીનીયો** શેહરમાં પગ મુકયા આગમજ પાદશાહી ખજાનાનો ધણી થઇ બેઠો. પણ માત્ર ખજાનોજ એવો ન હતો કે જે તેના હાથમાં આવ્યો. પાદશાહના સંખ્યાબંદ ખેદમતગારો, માજી પાદશાહ **દારાબની** રાણી અને શાહજાદીઓ, ખુદ **દારાના** પોતાના ભાઈ **હુક્ષત્ર** (ખુસરૂ) ની બેટી, **અર્દબાજી**, અને **ખોરેહુબાજી**, નામના સરદારોની ઓરતો, પેલા બહાદુર રહોડયન સરદાર **મેન્ટરની** ત્રણ બેટીઓ, તથા તેના ભાઈ **મેમ્નનની** ઓરત અને બાળક;—આ અને બીજા ઘણા વખાણયલા ઇરાનીઓ અને યુનાનીઓ દુશ્મનોના હાથમાં બંધવા થઈ પડયાં. તેઓ સર્વેએ દમાસ્કસને મજબુત ધારીને ત્યાં આશ્રો લીધો હતો, પણ દમાસ્કસે પાદશાહ અને શેહનશાહત તરફ બેવફા થવાની મજબુતી બતાવીને તેઓ સર્વેનો ઘાણ કહાડયો.

દમાસ્કસની બેવફાઇથી માત્ર આટલીજ ખરાબી થઇને અટકી નહી. એ શેહર શત્રુને તાબે થયું તેનું જોઇને ફીનીશ્યાનાં બીજાં શેહરોએ પણ તેનેજ પગળે ચાલવાનું પસંદ કીધું. તેઓ સઘળાં ભુમધ્ય સમુદ્રના ઉગમણ કાંઠા ઉપરનાં મજબુત બંદરો હતાં, પણ તેઓમાંનાં એકેબી **સેકંદર** સામે બળત્વારીથી લડવાની મરજી દેખાડી નહી. દમાસ્કસ છોડીને **સેકંદર**, જેમ જેમ આગલ વધ્યો તેમ તેમ એક પછી એક બંદરો તેને તાબે થતાં ગયાં. મેરેથસ, બીબ્લસ, સાઇડન, ટાયર, એ સઘળાં ફીનીશ્યન શેહરો **સેકંદરને** તાબે થયાં. તેઓમાં મુખ્ય ટાયર શેહર હતું, જેણે તાબેદારી કબુલ રાખ્યા છતાં **સેકંદરને** શેહરમાં દાખલ થવા દેવાની ના પાડી. આથી **સેકંદરને** મોટું અપમાન લાગ્યું. ટાયર શેહરને જમીનથી અરધો માઇલ દુર દરીયામાં એક ટાપુ ઉપર બાંધેલું હતું. આઓ ટાપુ મોટી દેવાલોથી ઘેરી લીધેલો હતો, અને જમીનની સન-

---

૧ પાર્સી૦ તવા૦, સફે ૯૮—૯૯.

મુખની દેવાલ ૧૫૦ ફીટ જેટલી ઉંચી બાંધેલી હતી, જે જેવી ઉંચી તેવીજ મજબુત અને જાડી હતી. શેહરના બચાવ માટે બહારના આ દેખાવ સાથ અંદરખાનેનો બચાવ પણ એવોજ મજબુત હતો. શેહરનાં લોક પોતે એક લડાયક પ્રજા હતી. **સેકંદરે** કોઇબી રીતે પોતાનું બળ દેખાડી તેમને તાબે કરવાનો કસદ કીધો, અને લાંબી મુદત સુધી તેણે પોતાનું જોર માર્યા પછી તથાં ઘણી ખુહારી કર્યા પછી તે આ નાના પણ દોલતમંદ ટાપુ અને પ્રજાનો ધણી થયો. ટીર્યનો **સેકંદર** સામે બહાદુરીથી શેવટ સુધી લડયા, અને અંતે કપાઇમુઆ. જેઓએ હીરેકલીસનાં દેહેરાંમાં બચાવ શોધ્યો તેઓનેજ જીવતદાન મળ્યું. આ ધણીઓમાંનો એક ટાયરનો હાકમ પોતે હતો. લડતાં માર્યા ગયાં તે ઉપરાંત ૨૦૦૦ જખમી થયા હતા, પણ તે સર્વેને **સેકંદરે** ફાંસી દેવાનો હુકમ આપ્યો![૧] પણ એટલુંજ નથી. નીર્દોષ અબળાઓ અને બાળકોને તેણે ગુલામ દાખલ વેચી નાખ્યાં, જેઓ સર્વેની સંખ્યા ૩૦૦૦૦ ની હતી. લડાઇમાં મેસીડોન્યન ફોજનાં શરેસ્તા મુજબ થોડાંજ માણસો માર્યાં જવાં જોઇયે, અને અપક્ષપાત **આર્યન** આપણને ગણાવેછે કે ૪૦૦ માણસો માર્યા ગયાં હતાં! **ગ્રોટ** વાજબીની રાહે, પણ માત્ર આજ ઠેકાણે, આમ જણાવેછે કે આ સંખ્યા ખરેખરી સંખ્યાથી ઘણીજ ઓછી હોવી જોઇયે.[૨] ટાયરનો ઘેરો સાત માસ સુધી ચાલ્યો હતો.

સખ્ત દીલના **સેકંદર** ઉપર દુખી પાદશાહ **દારા**એ જે બીજી મર્તબે નામું મોકળાવી પોતાનાં કુટુંબને પાછું મેળવવા માંગ્યું હતું તે ટાયરનો ઘેરો પુરો થવાની થોડાજ દીવસ આગમજ હતું. તેની કાકલુદી તરફ કશું લક્ષ નહી દેતાં તેણે તેની ફરમાસ રદ કીધી અને પછી સીર્યા, ફીનીશ્યા અને પેલેસ્ટીનનો માલેક બનીને **સેકંદર** મીસરની ફતેહ કરવા દોડયો. ઇજીયન સમુદ્ર માંહેલા જે જે ટાપુઓ ઇરાની દરીયાઇ કાફલાના સરદાર **મેમ્નને** જીતી લીધા હતા તે સઘળા—ચીયૉસ, લેસ્બૉસ, ટેનીડૉસ—તેના સરદારોએ ફતેહ કીધા, કેમકે ઇરાની કાફલામાંની ફોજોને પાદશાહે બોલાવી લીધા પછી હવે તેમાં કશો દમ રહ્યો ન હતો, અને તેથીને ઉલટું **સેકંદર**ની દરીયાઇ ફોજ વધતી જતી હતી. આ રીતે ફતેહ પોતાની આગલની આગલ છે એમ જોઇને મીસર તરફ ચહડાઇ લઇ જતાં માર્ગમાં તેણે ગાજા શેહરને ઘેરો નાખ્યો. મીસર અને સીર્યા વચેનાં મોટાં બીયાબાનમાં દાખલ થવા આગમજ ગાજા **સેકંદર**ની સામે થયું. તે મોટું અને વગવાળું હતું, માટે બીજાં હીચકારાં લોકોની પેઠે ત્યાંના રેહેવાસીઓએ **સેકંદરને** તાબે થવાની ના પાડી. દરીયાથી માત્ર એકથી બે માઇલ જેટલુંજ તે દુર હતું. તેને એક હસ્તકૃત મોટા ડુંગર ઉપર બાંધેલું હતું અને ફરતી મજબુત દેવાલોથી

---

૧ ગ્રોટ, યુના૦ તવા૦, દર૦ ૮, સફે ૭૬૪.—સેકંદરની ખુની ખાસીયતનો આ દાખલો કર્ચ્યસ અને ડાયોડોરસ આપી ગયાછે, પણ તેને ફરેસ્તાઇ ખસલતનો જણાવી જનાર અપક્ષપાત (!) આર્યન આ બીનાના કેવળ અખાડા કરી ગયોછે.

૨. તેજ. પણ અમને લાગેછે કે આ સંખ્યા અતી મોટી છે! મેરેથનની મોટી લડાઇમાં ૧૯૨ એથીન્યનો મુઆ, ગ્રેનાઇકસની જબરી લડાઇમાં ૧૧૫ મેસીડોન્યનો મુઆ, ત્યારે ટાયરની નાની લડાઇમાં ૪૦૦ મેસીડોન્યનોના જીવ જાય એ સંખ્યા કંઇ નાની ગણાય?

ઘેરી લીધેલું હતું. આ ડુંગરની આસપાસ પગ ગળી જાય એવી પુષ્કળ બારીક રેતી હતી જેથી શેહરના બચાવમાં એક નવી મજબુતી વધી હતી. તે ઉપરાંત વળી કાંઠા ઉપર પુષ્કળ કાદવ તથા પાણીથી ભીંજાયલી રેતી પંથરાઈ ગયલી હતી, જેથી કોઈબી દુશ્મન શેહર જીતવાને એકદમ હીમત કરી શકે એમ ન હતું. પણ **સેકંદર** તો નસીબનો બળીયો હતો; તેતો જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં ફતેહનેજ પકડી લેતો હતો, અને તેના ઉપર દેવતાઓની મેહરબાનગી છે એવું તે ગુમાન ધરાવતો હતો, માટે તેણે આ મજબુત શેહરને તાબે કરવાનો કસ્દ કીધો. કીલ્લામાં પુષ્કળ ખોરાકી હતી, તેનાં રક્ષણ માટે આરબોની એક બહાદુર ફોજ રાખેલી હતી અને તેનો હાકમ **બાતીસ** નામે એક ખોજો હતો. પોતાનાં શેહરને આ રીતે મજબુત જોઇને તેણે **સેકંદર** આગળ શીશ નમાવવાની ના પાડી. તેને તાબે કરવા માટે **સેકંદરે** ઘણા ઉપાયો લીધા. એક જોશ ભરી લડાઈ ચાલી જેમાં **સેકંદરની** ખાંધ ઉપર એક સખ્ત જખમ લાગ્યો. તેની ઢાલ તથા તેણે પહેરેલું બખ્તર ચીડીને આ ગોફણનો ગોળો તેનાં શરીરમાં પેઠો અને તેને ઘાયલ કીધો.[૧] એ બીના દેખાડેછે કે તે ગોફણ ફેંકનાર કેવો કુવતમંદ હશે. એક બીજી મોટી લડાઇ ચાલી તેમાં રહેવાસીઓ જીવપર આવી લડયા, અને તેઓમાંનો એકેએક કપાઇ મુઓ ત્યાં સુધી તેઓ સામા થયા.

આ રીતે ગાજા શેહર તાબે થયું. માત્ર એકજ જણ જીવતો કેદ પકડાયો. તે કોઇજ નહી પણ હાકમ બહાદુર **બાતીસ** હતો, જેણે **સેકંદરને** શેહરમાં દાખલ થતો અટકાવ્યો હતો. આ તેની મોટી તકસીર ગણાઇ અને તે માટે તેને બહુ ક્રૂર સજા ફરમાવવામાં આવી. **બાતીસ** એક આરબ હતો. તે રંગે કાળો, કદે પેહલવાન જેવો, ઉંચો, કદાવર, શરીરે માટેલો અને **સેકંદર** માટે એક લાયક હરીફ જેવો હતો. તે ઘાતકી સરદારે તેને મરતતોલ જખમી જોવા છતાં તેના જખમનો મલમપટો કરાવ્યો નહી, તેને હયાતી સુધી ખાવા માટે જાગીરો આપી નહી, અને તેમ કરીને તેનો યા આલમનો ચહા મેળવ્યો નહી. પણ તેથીને ઉલટું તેણે મરણને કાંઠે આવેલા પેલા સીહા પેહલવાનના નળામાં સુરાખ પડાવી તેમાં પીતલની સાંકળો પેવશ કીધી, અને પછી તે બાપડાને તદન નાગો કરીને પેલી સાંકળો પોતાની લડાઇના રથ સાથ બાંધી, તે રથ ઉપર પોતે સવાર થઈ હંકારવા બેઠો, અને આખી ફોજનાં દેખતાં ઘોડાને જોશમાં દોડાવી ગયો. તેનાં આ કામથી તેના મેસીડોન્યન સીપાહીઓ વાહુવાજી વાહુવા કરવા લાગ્યા અને તેમ કરીને તેઓએ પોતાના આ ઘાતકી સરદારનાં તેવાંજ બુરાં કામને વખાણ્યું. પણ આ ઘાતકી સરદાર એટલાંથીજ ધરાયો નહી. ગાજાના કપાઈ ગયલા બહાદુરોનાં બાયડી છોકરાંઓને તેણે ગુલામ દાખલ વેચ્યાં, અને પછી એ શેહર ખાતે મેસીડોન્યન ફોજ રાખીને તે આગલ વધ્યો.

આ સઘળું ઇ૦ સ૦ પુ૦ ૩૩૨ ની પાનખર ૠતમાં બન્યું. એ વરસના અકટોબર માસમાં **સેકંદરે** મીસર તરફની કુચ શરૂ કીધી. ત્યાંનો ઇરાની હાકમ **માઝીસ** નામનો હતો, જેની કને થોડીજ ઇરાની ફોજ હતી અને વળી દેશનાં લોક બેદીલ હતાં,

૧ ગ્રોટ, યુના૦ તવા૦, ઇ૦ ૮, સફે ૩૬૭.

માટે **સેકંદર** સામે લડવાની તેનામાં તાકત ન હતી. સાત દીવસની મંજલ કાપીને મેસીડોન્યન લશ્કર ગાઝાથી મીસરનાં પેલુસ્યમ બંદર તરફ આવી પુગ્યું. મીસરની સરહદનો આ એક મજબુત કીલ્લો હતો. એકગમથી **સેકંદરનું** લશ્કર ખુશ્કીને માર્ગે અને બીજી ગમથી દરીયાઈ કાફલો એમ એકઠાં આવી પુગ્યાં. પેલુસ્યમના હાકમે શેહરના દરવાજા ઉઘાડી નાખ્યા, **સેકંદરે** ત્યાં પોતાની ફોજ રાખી તેનો કબ્જો લીધો, અને દરીયાઇ કાફલાને નીલ નદીને માર્ગે મીસરનાં રાજધાની શેહર મેમ્ફીસ તરફ રવાના થવાનો હુકમ આપ્યો. બીજી તરફથી પોતે લશ્કર લઇ ખુશ્કીને માર્ગે એ શેહર ઉપર ધસી ગયો. પણ ઉપર કહ્યું તેમ ઇરાની હાકમ **માઝાકીસ**માં લડવાની તાકત નહી હતી, માટે મીસર દેશને હવે પોતાના કબ્જામાં સહેલથી આવેલું ગણીને **સેકંદરે** નદીનાં મુખ ઉપર પોતાને નામનું એક શેહર વસાવવા માંગ્યું, એવી મતલબથી કે તેણે અત્યાર સુધીમાં જીતેલા મુલુકોનું તે મુખ્ય શેહર અને મધ્ય બીંદુ થઇ પડે. એ શેહર વસાવવા આગમજ તેણે દેવતાઓની સલાહ લીધી, તેઓ ખુશી થયા અને **સેકંદરની** ફતેહનાં નકારાં વાગી રહ્યાં. જ્યારે આ શેહર તૈયાર થયું ત્યારે પડોસમાંનાં કાનોપસ અને બીજાં શેહરોના રહેવાસીઓને ત્યાં લઇજઈ રાખવામાં આવ્યાં.

**સેકંદર** મીસર ખાતે ચારથી પાંચ મહીના રહ્યો, અને તે અરસામાં ઉપલું સેકંદરીયા શેહર વસાવીને હવે તે રેતાળ બીયાબાનમાં થઇ જુપીટર એમન નામે દેવતાનાં દહેરાંની ભેટ લેવા ગયો. આ બનાવમાં આપણ **સેકંદરના** વહેમની એક બીજી અને મજબુત સાબેતી જોઇયેછીયે; અને આ દહેરાંની ભેટ પછી તથા દેવતા સાથ થયલી મુલાકાત પછી તેના ગર્વમાં કેટલો બધો વધારો થઇ ગયો તે માલુમ પડી આવેછે. છેલાં બે ત્રણ વરસોમાં તેનાં નસીબનાં બળથી તે એટલો તો અચરત થયો હતો કે તેનાં મનમાં એવોજ ગર્વીષ્ટ ખયાલ આવ્યો કે તે કોઈ માણસજાતનું નહી પણ દેવતાનું ફરજંદ હતો ! દંત કથા મુજબ તેના વડવાઓ તો કેથા **હીરેકલીસ** પેહલવાન અને **પરસ્યુસ** રાજા નીકળી આવ્યા ! તેઓ બંને યુનાનીઓના મોટા દેવતા જ્યુપીટરના પુત્રો હતા એવી દંતકથા છે, અને તેથી **સેકંદર** સમજ્યો કે મારો બાપ પણ જ્યુપીટર દેવતાજ હોવો જોઇયે! તેની ગરૂરીએ તેને એટલોબધો માર્યો કે પોતાના હકદાર બાપ **ફીલ્કુસ**ને તેણે પીતા ગણવાની ના પાડી. તેણે નીશ્ચય કર્યો કે આ બાબત નકી કરવા માટે જ્યુપીટર એમનનાં દહેરાં તરફની મુસાફરી કરીને તેને પુછી જોવું. તેણે બહુ મુશ્કેલી વચે મંજલ કાપ્યા પછી **સેકંદરને** તેની મહેનતનું પુરેપુરૂં દામ મળ્યું. તેની મતલબ પાર પડી. તેનો સંદેહ ભાગો. તેના ગર્વની હવે હદ રહી નહી. દહેરાં આગલ જઈ પુગે નહી એટલાંજ ત્યાંના ધર્મગુરૂએ તેને સામો મળીને આવકાર દેતાં પ્રથમથીજ તેને "જ્યુપીટર દેવતાના બેટા" દાખલ બોલાવ્યો અને આઘાડી આપી કે તે જ્યાંબી જશે ત્યાં ફતેહ મેળવશે ! પુષ્કળ ભોગો આપીને તથા ભેટ સોગાદ નજર કરીને **સેકંદર** પોતાના "પીતા" સાથની મુલાકાતથી ફારેગ થયો અને મનમાં એવોજ ખયાલ લઇને પાછો ફર્યો કે હું જ્યુપીટર એમનનુંજ બાળક છું ! હવે તેણે **ફીલ્કુસ**ને પોતાનો હકદાર પીતા ગણવાનું છોડી દીધું, પણ **ફીલ્કુસ** તરફનાં તેના બેટાનાં આ અપમાનથી પાર્મીન્યો અને બીજા મોટા મેસીડોન્યન સરદારોને ભારી દુખ લાગ્યું.

**સેકંદર** મેમ્ફીસ ખાતે એક માસ સુધી રહ્યો, જ્યાં નવા હાથ આવેલા પ્રાંતોના વહીવટની ગોઠવણો કરીને તે ઇ૦ સ૦ પુ૦ ૩૩૧ ના જાન્યુઆરી માસમાં ફીનીશ્યા તરફ પાછો ફર્યો. એ આગમજ યુનાન ખાતેથી તેને નવી ફોજોની મદદ મળી હતી. ફીનીશ્યા ખાતે **સેકંદરે** ઇરાનના માહેલા ભાગ તરફ ધસારો લઇજવા માટેની તૈયારીઓ કરવા માંડી. થેપ્સેકસ તરફ એક નાની ફોજ મોકળાવીને તેણે યુફ્રેટીસ નદી પસાર કરી જવા માટે પુલો નખાવ્યા. નદીની બીજી બાજુએ **માઝ્યુસ** નામનો એક ઇરાની સરદાર ૩૦૦૦ માણસોની એક નાની ફોજ લઇ ઉભો હતો, જેમાંના ૨૦૦૦ યુનાનીઓ હતા. આ ફોજ એટલી નાની હતી કે પુલો નાખતાં મેસીડોન્યનોને અટકાવવાની તેનામાં શકતી ન હતી. પુલો તૈયાર થયા પછી અગીયાર દીવસોની મંજલ કાપીને **સેકંદર** પોતાની સઘળી ફોજ સાથ નદીના કાંઠા ઉપર આવી પુગ્યો. આ મોટી ફોજ જોઇ **માઝ્યુસ** પોતાનું નાનું લસ્કર એકદમ ખેંચી લઇને ટાઇગ્રીસ નદી તરફ ચાલ્યો, અને પછી દુશ્મનનું લશ્કર નદી પસાર કરી ગયું. યુફ્રેટીસ નદીનો આ રીતે કબ્જો મળ્યા પછી **સેકંદર** ચહાત તો બેબીલન ઉપર ધસી ગયો હોત, જે ઇરાની શેહનશાહતનું એક મુખ્ય શેહેર હતું અને જ્યાં **દારા** પાદશાહ તેને સામો મળે એમ હતું. પણ **સેકંદરે** તેમ કરવાને બદલે ટાઇગ્રીસનો માર્ગ લીધો, 'અને જોકે એ નદી તેની ઉંડાઇને લીધે પસાર કરવી એક મહા કઠણ કામ હતું, અને જો ઇરાનીઓ તરફથી તેને તેમ કરતો અટકાવવાની તજવીજ થઇ હોત તો **સેકંદરની** ફોજમાં ઘણી ખરાબી થાત એમ હતું, તોપણ કહેછે કે ઇરાનીઓ અજાયબ જેવી રીતે દુરના દુર રહ્યા અને આ શત્રુને વગર હરકતે નીનીવેહ આગળથી નદી પસાર કરી આવવા દીધો ! જોકે નદીનાં માથાં આગળથી ઇરાની ફોજ કંઇ ઘણી દુર ન હતી, તોપણ કોણ જાણે શા સબબથી ઇરાની સરદારોએ **સેકંદરને** નદી પસાર કરવા દીધી. આવી એક મોટી બચાવની જગા ઇરાનીઓ છોડી જાય અને દુશ્મનોનો નાશ કરવાની આ તક ચુકે એ નહી માનવામાં આવે એવી બીના છે. લાંબી કોઇ મોટા ઘોંતાળો યુનાની તવારીખનવેશો તરફથી થયલો હોય તો કોણ જાણે ?

નદી પસાર કરીને **સેકંદર** બે દીવસો સુધી થાક ખાવા થોભ્યો. પહેલી રાત્રે ચંદ્ર ગ્રહણ હતું[૧] અને તેથી ચંદ્ર લગભગ ઢંકાઇ ગયો હતો. ઇરાનીઓને આ ગ્રહણ વીશે કશો વેહમ ન હતો, પણ **સેકંદર** જેવો વેહમી હતો તેવાજ તેના માણસો પણ હતા. તેઓ સઘળા આ બનાવને એક આફત સમજીને બીધા. **સેકંદર** એક મોટા દેવતાનો દીકરો થઇ નીકળ્યો હતો, એક દેવતા દાખલ માન માંગતો હતો, તે છતાં આ દેવતાઇ કોપ કેમ થયો તે તે સમજી શકયો નહી. લશ્કરોમાં બડબડાટ ચાલ્યો. **સેકંદર** તેમને કયાં દુરદરાજ લઇજવા માંગેછે તે કોઇ જાણતું ન હતું, માટે સીપાહીઓ હવે ખુલ્લા શબ્દોમાં ફફડવા લાગ્યા. વળી **સેકંદરે** પોતાના બાપ **ફીલકુસને** પીતા ગણવાની ના પાડી હતી તેથી તેના ઉપર કેટલાકો કચવાયલા તો હતાજ, તેમાં આ બનાવથી વધારો

૧ જ્યોતીષ શાસ્ત્રીઓની ગણત્રી મુજબ આ ગ્રહણ તા૦ ૨૦ મી સપ્ટેમ્બરને દીને થયું હતું.

થયો. પણ સેકંદરે સીપાહીઓને થંડા પાડવાની યુકતી કીધી. તેણે સુર્ય, ચંદ્ર અને પૃથ્વીને સંતોખવા અને તેમના કોપ શાંત કરવા માટે તેમને ભોગો આપ્યા, અને પછી પોતાની જોડે રાખેલા એક જોષીની મારફતે જાહેર કર્યું કે સુર્ય મેસીડોન્યન ફોજની પક્ષમાં છે, પણ ઇરાનીઓની પક્ષમાં ચંદ્ર છે; અને હાલ ચંદ્રની શીકસ્ત છે માટે મેસીડોન્યનોની ફતેહ નક્કી છે. વળી પેલા જોષીએ વધાર્યું કે આવતી ચાંદરાતની આગમજ મેસીડોન્યનોની ફતેહ થશે. કહેછે કે આ ભવીષવાણીથી પેલા સીપાહીઓ રાજી થયા હતા.

## ફસલ ૭. આર્બેલાની લડાઈ.

(ઇ૦ સ૦ પુ૦ ૩૩૧—તા૦ ૧ લી અકટોબર.)

ઇસસની લડાઇ પછી બે વરસો સુધી પાદશાહ **દારા** કયાં હતો અને શું કરતો હતો તેની કશી હકીકત યુનાની લખનારાઓ આપી જતા નથી. અગરજો આ બે વરસની મુદતમાં **દારા**એ પોતાના જીતાયલા મુલુકો પાછા હાથ કરવાની કશી તજવીજ નહીજ કીધી હોય તો તેનું કારણ **ગ્રોટ**ના ધારવા મુજબ આ હતું કે જો **દારા** **સેકંદર** સામે એકદમ લડાઇ ઉઠાવે અને તેમાં તેની ફતેહ થાય તો તેનું વેર તેનાં કુટુંબ ઉપર લેવામાં આવે,[1] એવો પાદશાહને ભય હતો.

યુફ્રેટીસ નદીની આથમણુ દીશા તરફનો સઘળો મુલક શત્રુના હાથમાં જઇ ચુકયો હતો માટે હવે **દારા**એ ઉગમણુ તરફના મુલુકોના બચાવ માટેની ગોઠવણો કીધી. એ માટે તેણે એક મોટી ફોજ ભેગી કીધી. કહેછે કે આ ફોજ ઇસસની લડાઇ વખ્તે ભેગી કરેલી ફોજ કરતાં પણ મોટી હતી. તેની સંખ્યા[2] આપણને હેરત કરેછે, પણ તે તદન માનવાજોગ નથી એમ ગણીનેજ આપણ એ સંખ્યાને રદ કરીશું. **દારા**એ આ વખ્તે પોતાનાં લશ્કરને અછી રીતે હથીયારબંધ કર્યું હતું. આગલી લડાઇઓ ઉપરથી અનુભવ મેળવીને તેણે મેસીડોન્યન સીપાહીઓના જેવી લાંબી મજબુત તલવાર તથા ભાલા, અને ઢાલો તથા બખ્તરોથી પોતાના સીપાહીઓને સણગાર્યા, તથા લડાઇના રથોને એવા ભયંકાર બનાવ્યા કે એકજ ઝટકામાં તેઓ દુશ્મનોમાં મોટી કતલ ચલાવી દે. આ ફોજ લઇને પાદશાહ પ્રથમ આર્બેલા ખાતે પડાવ નાખી બેઠો હતો, પણ ટાઇગ્રીસ નદી પસાર કરી દુશ્મનને આગળ વધી આવતો સાંભળીને

---

૧ યુના૦ તવા૦, દફ૦ ૮, સફે ૩૭૫.

૨ આર્યન મુજબ દારાની ફોજમાં ૧૦ લાખ પેદલ, ૪૦ હજાર ઘોડસવારો, ૨૦૦ હથીયારબંધ લડાઇના રથો, અને ૧૫ હાથીઓ હતા. ડાયોડોરસ મુજબ ૮ લાખ પેદલ અને બે લાખ ઘોડા હતા. જસ્ટીન ૪ લાખ પેદલ અને એક લાખ ઘોડાની ગણત્રી આપેછે, જે ડાયોડોરસ કરતાં અરધી અને આર્યન કરતાં હડીગણી ઓછી છે. કર્ર્યસ મુજબ બે લાખ પેદલ અને ૪૫ હજાર ઘોડા હતા. વળી પ્લુટાર્ક ૧૦ લાખની ગણત્રી આપેછે. યુનાની લખનારાઓની આ અકેકથી જુદી ગણત્રીજ આપણી આ તકરારની મજબુત દલીલ થઇ પડેછે કે આવડી મોટી ફોજ દારા પાદશાહે ભેગી કીધી હતીજ નહી.

તે પડાવ ઉઠાવી ગોગેમેલા[1] નામે ગામ તરફ ચાલ્યો. આ બંને જગાઓ બચે લાઇકસ અથવા મોટી જાબ નદી આવેલીછે, જે ઉપરનો પુલ પસાર કરતાં **દારા**ને પાંચ દીવસ લાગ્યા. તે પોતાનો અસબાબ અને ખજાનો આર્બેલા ખાતે રાખીને ગોગેમેલા તરફ ધસી ગયો અને ત્યાં લશ્કરની સફ સમારી દુશ્મનની વાટ જોતો ઉભો. બેકત્રયાના હાકમ **બીસસ**[2] ની સરદારી હેઠળ તેણે બેકત્રયનોને ડાવી બાજુનાં નાકાં ઉપર રાખ્યા, અને તેમની જોડે બીજી પ્રજાઓની ફોજોની જગા કરીને સાથે ઇરાની ઘોડસવારો તથા પેદલ ફોજોની થોડી થોડી સંખ્યા રાખી. જમણી બાજુએ **માઝયુસ** નામે સરદારના હાથ હેઠળ સીર્યન ફોજો, મીડયાના હાકમનાં ઉપરીપણાં હેઠળ મીડ લશ્કર, તથા **ફ્રેતાફ્રર્નીસ**ના વડાપણાં હેઠળ પાર્થ્યન, સકી, હીર્કેન્યન વગેરે પ્રજાઓની ઘોડસવાર ફોજોને ઉભી રાખી. આ બંને ફોજોની વચોવચમાં પાદશાહ **દારા**એ જગા લીધી અને પોતાની જોડે ચુનંદા ઇરાની પેદલ તથા ઘોડસવારોને રાખ્યા. વળી આ ઇરાનીઓ જોડે પાદશાહે પોતાના યુનાની લશ્કરીઓનેબી એજ ભાગ ઉપર ગોઠવી રાખ્યા. કહેછે કે આ રીતે લશ્કરની એક હાર બનાવીને તેની પછવાડે વળી પાદશાહે એક બીજાં લશ્કરની હાર બનાવી, જેમાં બેબીલોન્યનો વગેરે પ્રજાઓની ફોજો હતી ! પણ એ વાત મનાય એવી નથી. આ સઘળાં લશ્કરોની હરોલમાં પાદશાહે પોતાના ૨૦૦ રથો વહેંચી નાખ્યા હતા. ડાબી બાજુ ઉપર ૧૦૦ રથો બેકત્રયન ફોજ સાથ અને જમણી બાજુની ફોજ સાથ ૫૦ રથો રાખીને બાકીના પાદશાહે પોતે ઉભો હતો ત્યાં, યાને વચોવચમાં, તૈયાર રાખ્યા હતા.

ઇરાનીઓની આવડી મોટી ફોજો સાથ સરખાવતાં **સેકંદર**ની ફોજ શી ગણત્રીમાં ? તે તો કેયો બહુજ નાનું લશ્કર લઇને આવ્યો હતો, અને એટલી નાની ફોજ વડેજ તેણે જીત મેળવી ! તેની ફોજ ફકત ૪૦૦૦૦ પેદલ અને ૭૦૦૦ ઘોડસવારોની હતી ! **દારા** તૈયાર થઇને ઉભોછે એવી જ્યારે **સેકંદર**ને ખબર મળી ત્યારે તે ગોગેમેલાથી સાત માઇલ દુર હતો. તેણે તુર્ત પોતાની કુચ થોબાવી અને પોતાનાં લશ્કરને ચાર દીવસ સુધી આસાયશ લેવા દીધી. ચોથી રાત્રે તેણે પાછી કુચ શરૂ કીધી, પણ પોતાના અસબાબ તથા ઇરાની કેદીઓ અને અશકત માણસોને તે આ છાવણીમાં રાખી ગયો. માર્ગમાં પાછો તે એક દીવસ થોભ્યો અને બીજે દીને લડાઇમાં ઉતરવા માટે પોતાના સીપાહીઓને તેણે હીમતના થોડાક શબ્દો કહી ઉસ્કેર્યાં. બીજે દીને તેણે સફ સમારી અને લશ્કરની જમણી બાજુની સરદારી પોતે લઇને ડાવી બાજુનું વડાપણું આગળી લડાઇની પેઠે **પાર્મીન્યો**ને આપ્યું. આ લશ્કરની

[1] પ્લુટાર્ક ("સેકંદર નામુ") જણાવેછે કે આ ગામને એ નામ એટલા માટે આપ્યું હતું કે દારાયસ હીસ્તાસ્પીસ પાદશાહ જે ઊંટ ઉપર સવાર થઇને સ્કીટયા ખાતેથી પાછો ફર્યો હતો તે ઊંટને એ ગામમાં એક અચ્છું મકાન બાંધીને રાખ્યું હતું અને તેના ગુજરાણને માટે ચોકસ ગામોની ઉપજ મુકરર કીધી હતી. હખામની જબાનમાં 'ગોગેમેલા' નો અર્થ "ઊંટનું મકાન" એવો થાયછે એમ ઊપલોજ લખનાર જણાવી ગયેછે.

[2] ફારસી ટપમાં 'બેસેહ.' એક જાણીતું નામ 'વેસેહ' છે, પણ તેતો તુરાની નામ છે; માટે તે ઊપરથી 'બીસસ' થયું હોય એ બાબે શક છે.—એર૦ શે૦ દા૦ ભરૂચા.

પછવાડે વળી **સેકંદરે** એક અનામત ફોજ રાખી, એવી મતલબથી કે અગરજો ઇરાની લશ્કર પોતાની મોટી સંખ્યાને લીધે મેસીડોન્યન ફોજની પાંખ ઉપર અથવા તેની પીઠેથી હુમલો કરે તો આ અનામત ફોજે તેનો અટકાવ કરવો.

આ મુજબની ગોઠવણ પછી લડાઇ શરૂ થઇ. **સેકંદરે** પહેલી હીલચાલ કીધી; યાને ઇરાની ફોજ બચાવમાં ઉભી હતી માટે તેણે પહેલો ધસારો કીધો. પણ એ ધસારો તેણે બરાબર પોતાની સામેની ફોજ ઉપર કરવાનું બદલે આડો યાને જે ભાગ ઉપર પાદશાહ **દારા** હતો તે વચલા ભાગ ઉપર કીધો, અને તે એટલો સપાટામાં વધી ગયો કે, આપણને જુનાની લખનારાઓ જણાવી ગયાછે તેમ, તેને આગલ વધતો અટકાવવા માટે રાખેલી ઇરાની ફોજે જોયાજ કીધું ! એટલુંજ નહી પણ લશ્કરની હરોલમાં રાખેલા લડાઇના હથીયારબંધ રથો પણ કશું અગત્યજોગ કામ બજાવી શકયા નહી ! પણ **સેકંદરને** જુદી વળાણ લેતો જોઇને ૧૦૦૦ બેકત્રયન ઘોડસવારો અને સ્કીટ્યન સીપાહીઓએ પોતાની બાજુનાં લશ્કરથી છુટા પડી શત્રુની આગલ વધતી ફોજને ઘેરી લેવાની તજવીજ કીધી. આ ઉપરથી **સેકંદરે** પણ પોતાની ફોજમાંથી **મેનીડાસની** સરદારી હેઠળ મેસીડોન્યન ઘોડસવારોની એક ફોજને છુટી પાડી ઉપલી ઇરાની ફોજની સામે મોકળી; અને એ રીતે પ્રથમ આ ફોજો વચે લડાઈ ચાલુ થઇ. બેકત્રયન સીપાહીઓએ શત્રુઓને પોતાની સામે આવતા જોઇને **સેકંદરનો** માર્ગ અટકાવવા જવાનું પોતાનું અસલ કામ છોડી દીધું અને **મેનીડાસ** ઉપરજ પહેલો હુમલો કીધો, તથા તેને આગળ વધતો અટકાવીને તેની ફોજમાં પાછો મારી કહાડયો. આ ઉપરથી તેની મદદે બીજી વધારે મોટી ફોજ આવી લાગી, જેની સામે બેકત્રયન ઘોડસવારોથી ટકાયું નહી માટે તેમની મદદે **બીસસ** પોતે દોડયો આવ્યો; અને એ રીતે આ હરીફ લશ્કરો વચે કેટલોક વખત સુધી જોશભરી લડાઇ ચાલી, જેમાં (કહેછેકે) અંતે મેસીડોન્યનો ફાવ્યા અને બેતત્રયન લશ્કરમાંથી આગળ ધસી જવાનો માર્ગ મેળવ્યો.

જ્યારે એક ગમથી આ લડાઇ ચાલતી હતી ત્યારે બીજી ગમથી પાદશાહે હુકમ કીધો કે લડાઇના રથોને આગળ દોડાવવા અને શત્રુઓ ઉપર બાકીની સઘળી ફોજે ધસારો લઇ જવો. આ હુકમ આપતી વેળા **દારાએ** એવી ગણત્રી કીધી કે રથોના ધસારાથી દુશ્મનોમાં એટલુંબધું નહાસણું પડશે કે પછવાડેથી ઇરાની ફોજે તેઓ ઉપર તુટી પડવાથી ફતેહ ઘણી સહેલથી હાથ આવશે. કદાચ આ ગણત્રીમાં તે ખરો પડત; પણ બનાવ એવો બન્યો કે એકગમથી આ રથો દુશ્મનો ઉપર ધસ્યા કે બીજી ગમથી મેસીડોન્યનો ગભરાટમાં પડયા ખરા, તોપણ તેમના તીરંદાજોએ તેમજ ભાલા વાળાઓએ સમયસુચકતા વાપરીને રથોને જોડેલા ઘોડાઓ ઉપર તીરો અને ભાલાઓ ફેંકયા, જેથી ઘોડાઓ અશકત અને જખમી થઈ પડયા, કેટલાકો માર્યા ગયા, બીજાઓ ગભરાઇને નહાસભાગ કરવા લાગ્યા, તથા એ રીતે રથો આગલ વધવાને બદલે માર્ગમાં એક જબરી હરકત જેવા થઈ પડયા અને બીજાઓને આગલ વધતા અટકાવી તેમનો રસ્તો રોકી બેઠા. જે રથો વધારે ફતેહમંદ નીવડયા તે દુશ્મનોની ફોજ તરફ બેધડક જઈ પુગ્યા, પણ તેમને ધસી આવતા જોતાંજ શત્રુઓએ સામે થવાને

બદલે તેમને માર્ગ આપવામાં ડહાપણ જોયું, અને એ રીતે તે રથો વગર હરકત કરવે પસાર થઈ ગયા અને કશા ઉપયોગના જણાયા નહી. કહેછે કે શત્રુઓમાં જે રથોથી ખરાબી થઈ તે ઘણા થોડા હતા અને તેથી ખરાબી પણ તેમના પ્રમાણ મુજબનીજ હતી.

રથોની આ લડાઇથી ઇરાની ફોજને ફાયદાને બદલે ગેરફાયદો થયો. ઉપર કહ્યું તેમ પાદશાહે પોતાની સઘળી ગણત્રી આ રથો ઉપર રચી હતી, અને તેઓ ઉપર આધાર રાખીનેજ સઘળી ફોજને તેમની પુઠે રહી ધસારો લઈ જવાનો હુકમ આપ્યો હતો. પણ રથો નીર્બળ થઈ પડયાથી તેમની પાછળનું લશ્કર કશું કામ કરી શકયું નહી. તે આગળ વધ્યું ખરૂં પણ તેના માર્ગમાંની હરકતો ટાળીને તે શત્રુઓ ઉપર હુમલો લઈ જાય તે આગમજ **સેકંદરે** પોતાની ફોજોને હુકમ આપ્યો કે તેઓએ લડાઇના પોકાર ઉઠાવવા અને ઉતાવળાં પગળાંથી ઇરાની લશ્કર સામે ધસી જવું. તે પોતેબી આડો વધવાને બદલે હવે સીધોજ ચાલ્યો, અને એ રીતે બંને લશ્કરો વચ્ચે હાથોહાથની જબરદસ્ત લડાઇ જાગી. ભાલા અને તીરો અને તલવારો એકેકના મહોડાં, માથાં અને શરીરના દરેક ભાગમાં પેવશ થવા લાગ્યાં. **સેકંદર**ની સઘળી નેમ ઇરાની ફોજના મધ્ય ભાગમાં જ્યાં પાદશાહ **દારા** હતો ત્યાં ધસારો લઇ જઈ તેને શીકસ્ત આપવાની હતી. કહેછે કે તેમ કરતાં ઇરાની લશ્કર તેને અટકાવી શકયું નહી.

એવું જણાયછે કે લડાઇનું પરીણામ જાહેર થાય તે આગમજ **સેકંદર** અને **દારા** વચ્ચે એક લડાઇ ચાલી હતી. જેમ ઇસસની લડાઈમાં તેમજ આ લડાઇમાં પણ આ બંને હરીફો એકેકની સામસામે આવી ઉભા. પ્રથમ **દારા**એ પોતાના રથ ઉપરથી પોતાનો નેજો ધુમાવ્યો, પણ તેથી શી અને કોણની ખરાબી થઇ તે આપણને જણાવવામાં આવ્યું નથી. ત્યાર બાદ **સેકંદરે દારા** ઉપર પોતાનો નેજો ફેંકયો, જે પાદશાહને બદલે તેના રથ હાંકનારને લાગ્યો અને તે જમીનદોસ્ત થઇ પડયો. કદાચ **દારા** લડાઇ આગલ ચલાવી શકયો હોત, કદાચ તેની તરફથી ઇરાની ફોજે વધારે શુરપર ચહડીને લડવા માંડયું હોત; પણ રથ ઉપરથી એકજણ પડયો તે કોઇજ નહી પણ પાદશાહજ છે એવી ખોટી ખબર વીજળીને વેગે આખાં લશ્કરમાં ફરીવળી. એસ્યા ખંડની પ્રજાઓ પાદશાહ અથવા સરદારનાં મરણ પછી કદી લડતી નથી, એ સાધારણ છે. તેઓ યાતો નસાસી જાયછે અથવા તો શત્રુઓને તાબે થઇ જાયછે. કહેછે કે ઇરાની ફોજે પોતાના પાદશાહને માર્યો ગયલો સાંભળીને દુશ્મનો સામે લડાઇ ચલાવવાની હીમત ખોહી દીધી અને નહાસવા માંડયું. તે ખોટી બુમથીજ પાદશાહ **દારા**ની બાજી બીગડી. ઇરાનીઓએ હવે જીવપર આવી નહાસવા માંડયું. તેઓને પાછા ભેગા કરવાની સરદારોમાં તાકત રહી નહી; કદાચ તેઓએબી ઉપલી બુમને ખરી માની હોય. એ રીતે જંગ મેદાન ઇરાનીઓ તરફથી ખાલી થતું ચાલ્યું. એ બનાવથી **દારા**ને મોટું દુખ લાગવું જોઇયે. પણ ગમે એટલાં દુખ છતાં તેણે પોતેબી હવે ઝાઝોવાર લડાઈ ચાલુ રાખવામાં સાર દીઠો નહી. તે પોતેબી દુશ્મનો સામે એકલો ઉભો રહેવાને શક્તીવાન ન હતો, જોકે રથ ઉપરથી ઉતરી ઘોડ સવાર થઈ લડવાને તે તૈયાર હતો. હવે તેબી નાઠો. તેની જોડ બીજા સઘળા બાકીનાઓ નાઠા, અને એ રીતે ઇરાની ફોજની

મધ્ય તથા ડાબી બાજુનાં લશ્કરો પોતાની શીકસ્ત કબુલ કરીને ગેબ થઈ ગયાં. **સેકંદરે** આ નહાસતી ફોજની પુઠ પકડવા માંગી, પણ કહેછે કે આ વેળા એટલી બધી ધુળ ઉડી અને તેથી એટલો બધો અંધકાર ફેલાઇ ગયો કે તે કોઇને જોઈ શકયો નહી અને ઇરાની ફોજે લીધેલો માર્ગ, પણ તે પીછાની શકયો નહી ! સઘળે ગડબડ અને ગભરાટ વ્યાપી રહ્યાં. સઘળે નહાસતા અને પુઠે જતા સીપાહીઓના પોકારો અને ચીચારીઓના બીહામણા આવાજો પંથરાઈ ગયા. આવો મામલો હતો એટલામાં **સેકંદર** ઉપર તેના સરદાર **પાર્થીન્યોનો** પેગામ આવ્યો કે મારી મદદે લશ્કર મોકળવું. આ ઉપરથી **સેકંદર** ઇરાનીઓની, પુઠ પકડવી છોડીને પોતાના વડા સરદારની મદદે દોડયો.[૧]

હજુ લડાઇનું શેવટ આવ્યું ન હતું. ઇરાનીઓની જે શીકસ્ત થઇ હતી તે માત્ર તેમનાં લશ્કરના ડાબા અને મધ્ય ભાગોમાંજ થઈ હતી. જમણા ભાગ તરફનું લશ્કર જે સરદાર **માઝ્યુસના** હાથ તળે હતું, તેણે હજુ પોતાની જગા જાળવી રાખી હતી. તેણે પોતાની તરફની લડાઇ શરૂ કીધી તે વેળા પ્રથમ લડાઇના રથોનો ધસારો કર્યો,[૨] અને તેમની પુઠે સઘળી ફોજે હુમલો કર્યો. પોતાની સામે યુનાની ઘોડસવારો હતા તેમની ઉપર સીધો ધસારો લઈ જઇને **માઝ્યુસે પાર્થીન્યોની** ફોજ ઉપર ડાબી બાજુથી પણ હુમલો કરવા માટે ઘોડસવારોની એક ફોજ દોડાવી. આ ઉપરથી બંને લશ્કરો વચ્ચે રસાકસી ભરેલી લડાઇ ચાલુ થઇ. ફતેહ કઈ બાજુએ હતી તે શક ભરેલું હતું એમ **ગ્રોટ** કહેછે,[૩] પણ તે પોતે તુર્તજ જણાવેછે કે **દારા** પાદશાહ આ વખ્તે લડાઈનું મેદાન છોડી ચુકયો હતો તે છતાં **પાર્થીન્યો** એટલો બધો દબાણમાં આવી ગયો કે તેણે **સેકંદર** ઉપર પેગામ મોકળાવીને નવી ફોજની મદદ મંગાવી. આ ઉપરથી ખુલ્લું દીસેછે કે ફતેહ ઇરાની ફોજનીજ હતી. હવે જ્યારે **સેકંદરને** ઉપલો સંદેશો મળ્યો ત્યારે તેણે પોતાની સાથનાં લશ્કરને **પાર્થીન્યોની** મદદે લઈ જવા માંગ્યું, પણ તે આગમજ ઇરાની લશ્કરમાંથી ઇરાની તથા હીંદી ઘોડસવારોની એક નાની ફોજને શત્રુઓના અસ્બાબ ઉપર હુમલો કરવા **માઝ્યુસે** મોકળી. આ હુમલાનાં કામમાં ઓચીંતી બે મદદો મળી ગઇ. એકતો એ કે અસ્બાબનો બચાવ કરવા રાખેલાં માણસો તૈયાર હતાં નહી; અને બીજી એકે ઇરાનીઓને હુમલો લાવતા જોઇને કેદ પકડાયલા ઇરાનીઓને હીમત આવ્યાથી તેઓએ છુટા થવાની તજવીજ

---

૧ નહાસતી ફોજની સેકંદરે પુઠ કાં ન પકડી તેનું ખરૂં કારણ તો કેથું આ હતું ! અને તોપણ આપણને તો એમ જણાવવાની તજવીજ થઇછે કે ઇરાની લશ્કર એટલું બધું નાઠું કે તેથી ધુળનું વાદળ ઊઠયું અને ઇરાનીઓ કયાં નાઠા તે સેકંદર પીછાની શકયો નહી !

૨ ગ્રોટ લખેછે (યુના૦ તવા૦, દ૫૦ ૮, સફે ૩૮૪) કે કદાચ આ રથોએ ઇરાની ફોજની ડાબી બાજુના રથો કરતાં શત્રુની ફોજમાં વધારે ખરાબી કીધી હશે; પણ તે વીશેની કશી વીગત મળી નથી.' એજ બીના કહી આપેછે કે યુનાની લખનારાઓએ બનતાં સુધી ઇરાની ફોજની ફતેહની કશી પણ વીગત આપવાના દેખઇતા અખાડા કર્યાછે.

૩ યુના૦ તવા૦, દ૫૦ ૮, સફે ૩૮૫.

કીધી. પણ એટલામાં **સેકંદર**ની એક ફોજ, જેને અનામત રાખી હતી તે, અસ્બાબના બચાવ માટે દોડી આવી; અને એ રીતે આ બંને ફોજો વચ્ચે હ્યાં એક સખ્ત લડાઈ ચાલી, જેમાં (કહેછે કે) અંતે ઇરાનીઓને પાછું હઠવું પડયું. **માઝ્યુસ** પોતેબી ત્રીજી વાર **પાર્મીન્યો** સામે લડી શકયો નહી.[૧]

હવે જ્યારે **પાર્મીન્યો**ની મદદે **સેકંદર** પોતાની ફોજો લાવ્યો ત્યારે જંગ મેદાનમાં કેટલાક ઇરાની અને પાર્થેન ઘોડસવારો તેની સામસામે આવી અથડયા. કહેછે કે તેઓ છટકી જવાનો માર્ગ શોધતા હતા, કેમકે લડાઇમાં પાદશાહની હાર થયલી તેઓ જાણી ચુકયા હતા. પણ પાછું ફરાય એવું નહી હોયાથી તેઓએ **સેકંદર**ની ફોજમાં થઇને પોતાનો રસ્તો લેવા માંગ્યો હતો. અલબત આ રસ્તો તેમને સહેલથી મળે એમ નહી હતું, માટે હ્યાં એક નવી લડાઈ ચાલી. તે હાથોહાથની અને તેટલામાટે ઘણી જોશ ભરી લડાઈ હતી. ઇરાનીઓ તો નેજા અને બીજાં હથીયારો ફેંકી શત્રુને તાબે કરવા અને મારી કહાડવામાં કુશળ હતા, માટે હાથોહાથની લડાઇમાં તેઓની ફતેહની આશા ગણાતી ન હતી. તોપણ આ સખ્ત લડાઇમાં મેસીડોન્યન ફોજના ચુનંદાઓ, જેઓ "કંપાન્યન" ઘોડસવારોને નામે ઓળખાતા હતા, અને જેઓ ઇરાની ફોજમાં પાદશાહના "અમર" ઘોડસવારોના જેવો દરજ્જો મેસીડોન્યન ફોજમાં ધરાવતા હતા, તેઓમાંના ૬૦ જણ માર્યા ગયા અને ઘણાક સરદારો સાથ ઉપલી કરતાં પણ વધારે સંખ્યા જખમી થઈ, તથા **સેકંદર** પોતે મોટાં ભયમાં આવી પડયો. મુઠીભર ઇરાની ઘોડસવારો સાથની **સેકંદર**નાં મોટાં લશ્કરની આ અસરબી લડાઇનું શેવટ શું આવ્યું તે ચોકસ જણાતું નથી; પણ તે ચોકસ જણાવવામાં આવ્યું નથી તે ઉપરથીજ ધારી શકાયછે કે ઇરાની ઘોડસવારો પોતાનો રસ્તો **સેકંદર**ની પોતાની ફોજમાંથી કાપી નીકળી ગયા હશે. બાકી તેમ જો નહી હોત તો આપણને શરેસ્તાની બડાઈ સાથ જણાવવામાં આવત કે ઇરાનીઓમાંનું એકેએક માણસ કપાઈ ગયું![૧] **સેકંદરે** પોતાની ફોજ **પાર્મીન્યો**નાં લશ્કર સાથ જોડી દઇને હવે સઘળાં બળ સાથ ઇરાનીઓની પુઠ પકડી. બીજે દીને તે આર્બેલા બાતે જઈ પુગ્યો, જ્યાં પાદશાહ **દારા** પોતાનો રથ, ઢાલ, કમાન અને મોટો ખજાનો મેલીને તથા વળી એ શેહરને વગર બચાવે રહેવા દઇ ગયો હતો. **સેકંદરે** આ સઘળું હાથ કીધું; અને બીજી ગમથી **પાર્મીન્યો**એ ઇરાની છાવણી લુટી.

આ રીતે આ મોટી અને તવારીખમાં મશહુર થયલી મહાભારત અગત્ય ધરાવનારી લડાઇનું શેવટ આવ્યું. એ લડાઈ 'આર્બેલા' ને નામે ઓળખાયછે, પણ ખરૂં જોતાં તો તે ગૉગેમેલા નામે ગામ આગળનાં મોટાં મેદાનમાં થઈ હતી. આ લડાઇમાં થયલી

---

૧ ગ્રોટ લખેછે કે આ લડાઇમાં ફતેહ સેકંદરની થયલી "કહેવાયછે" તોપણ આ બહાદુર ઇરાની ઘોડસવારોમાંના ઘણાખરા પોતાનો રસ્તો કાપી છટકી ગયા હશે.—યુના૦ તવા૦, દ૫૦ ૮, સફે ૩૮૬. અજબ જેવું છે કે આટલા થોડા ઘોડસવારો સેકંદરની ફોજને શીકસ્ત આપી શક્યા. અસ્બાબવાળી જગા ઊપરની લડાઇમાં ઇરાની સરદાર માઝ્યુસ અને તેની ફોજનું શું થયું તે જણાતું નથી. અમને લાગેછે કે ઊપલા ઇરાની ઘોડસવારો સેકંદરને પાર્મીન્યોની મદદે આવતો અટકાવવા થકીજ તેની સામે થયા હતા, અને તે વેળાની લડાઇમાં જીત મેળવીને તેઓ તેમજ માઝ્યુસ સલામત બચી ગયા હતા.

ઇરાનીઓની ખુહારીનો હીસાબ નહી માન્યામાં આવે એવોછે. જેમ ઇરાની ફોજ મોટી તેમ તેમની ખુહારી પણ ભારી હોવી જોઇયે, એ કાનુન ઉપર આં હીસાબ કહાડેલો જણાયછે, જેને ખરો દાખલ માનવાને કોઈ પણ સુગ્ન અને અપક્ષપાત તવારીખનવેશ રાજી થાય નહી.[1] એટલામાટે આ મોટી લડાઇમાં ઇરાનીઓની શીકસ્ત થઈ અને તેમની ભારી ખરાબી થઈ એટલુંજ કબુલ કરીને તેને આપણ પસાર થવા દઇશું. આ લડાઈ તા૦ ૧ લી અકટોબર ૩૩૧ ને દીને થઈ હતી.

આ મોટી લડાઈ પ્રાચીન કાળની તવારીખમાં યાદગાર રહી ગઇછે. **સર એડવર્ડ ક્રીજી** આ લડાઇનું વર્ણન આપતાં **સેકંદર**ના ખાસ મીત્રોનાં રંગીલાં લખાણોથી ગમે એટલો દોરવાઇ ગયોછે તોપણ તે પાદશાહ **દારા**ને ઘટતી શાબાશી આપવાને ચુકયો નથી. તે લખેછે[2] કે લડાઇની શરૂઆતમાં પાદશાહે ચાલાકી અને હીમત બતાવી હતી અને કેટલોક વખ્ત સુધી પોતાના સીપાહીને મજબુત રહેવા માટે પોતાના દાખલાથી અને પોતાના આવાજથી હીમત આપી હતી. **ડાયોડોરસ** લખી ગયોછે કે શરૂઆતમાં ઇરાની ફોજને ફતેહ મળે એવાં ચીન્હો જણાતાં હતાં તે પાદશાહની લડાયક વર્તણુક અને બહાદુરીને લીધેજ હતાં. વળી **પ્લુટાર્ક** કહેછે કે પાદશાહ પોતે જાતે રણસંગ્રામમાં છતો પડીને લડતો હતો. આર્બેલાની લડાઇમાં **ક્રીજી** મુજબ[3] **દારા** એક ચોકસ કારણને લીધે હાર્યો હતો. શત્રુઓ રાત્રે શબેખુન ચલાવશે એમ પાદશાહ વકી રાખતો હતો, અને **પાર્મીન્યો**એ તેમ કરવાની **સેકંદર**ને ભલામણ પણ

---

૧ આર્યન મુજબ ૩ લાખ ઇરાનીઓ કપાઇ મુઆ અને એથી વધારે જખમી થયા; કર્ટયસ મુજબ ૪૦,૦૦૦ અને ડાયોડોરસ મુજબ ૯૦,૦૦૦ કપાઈ ગયા હતા. આર્યન મુજબ મેસીડોન્યન ફોજમાંથી માત્ર ૧૦૦ માણસો કપાઇ મુઆં; કર્ટયસ મુજબ ૩૦૦ અને ડાયોડોરસ મુજબ ૫૦૦. આ છેલ્લા લખનાર મુજબ કપાઇ ગયલાં કરતાં ઘણા વધારે જખમી થયાં હતાં. ગ્રોટ કહેછે (યુના૦ તવા૦, દફ૦ ૮, સફે ૩૮૭) કે આર્યનની ગણત્રી દેખઇતી રીતે એક બાજુ ઊપર ઘણી મોટી અને બીજી બાજુ ઊપર ઘણી નાની છે. એક બીજો લખનાર (પાર્સી૦ તવા૦, સફે ૧૦૦) કહેછે કે "આર્યન કપાઇ ગયલા મેસીડોન્યનોની જે ગણત્રી આપેછે તે ખરી હોય નહી; કાંએકે જો આવી હઠીલી લડાઇ છતાં અને યુનાની તવારીખનવેશો ગણાવેછે તેટલી મોટી ઇરાનીઓની ફોજો છતાં મેસીડોન્યનો આમ સસતાંમાં ઇરાનની શેહનશાહત કદી પણ ખરીદી શકે નહી. આ સંખ્યાઓના સંબંધમાં બેશક એક બાજુએ શહરાઘાત અને બીજી બાજુએ બહુ થોડું બતાવવાની તજવીજ થયલી જણાયછે." અમો દરેક લડાઇ વેળા જે વીચાર આપતા આવ્યાછીયે તેને આ સખુનોથી ટેકો મળેછે, અને અમો ધારીયેછીયે કે દરેક લડાઇ વેળા લશ્કરની તેમજ કપાઇ ગયલાં માણસોની સંખ્યા આપતાં આર્યન અને બીજા યુનાની લખનારાઓએ એજ મુજબ ઇરાનીઓની સંખ્યાને હદથી જયાદા વધારી દીધીછે અને યુનાનીઓની સંખ્યાને તેજ રીતે હદથી જયાદા ઘટાડી દીધીછે. અને તેટલામાટે ઊપલા લખનારના મજકુર વીચારો દરેક લડાઇ માટે એકસરખી રીતે લાગુ પડી શકે એમ છે.

૨ "દુન્યાની પંદર પરીપુર્ણ લડાઇઓ," સફે ૭૪. સર એ. ક્રીજી આગળ સીલોંનનો વડો ન્યાયાધીશ હતો. સેકંદરના સરદારો એરીસ્ટોબ્યુલસ અને ટૉલેમીએ તેનાં કામોના જે રંગીન હેવાલો લખ્યાછે તે ઊપરથીજ આર્યને પોતાનું લખાણ કીધુંછે એમ કહીને સર એડવર્ડ આ છેલા લખનારને ઇમાનદાર ગણેછે!—તેજ, સફે ૬૪.

૩ તેજ, સફે ૬૮.

કીધી હતી. એટલામાટે **દારાએ** પોતાની ફોજને બળતી મશાલોની રોશની વચે આખી રાત જાગૃત રાખી, જેથી માઠું પરીણામ એ નીપજ્યું કે સહવાર પડી ત્યારે સઘળા હથીયારબંધ ઇરાની સીપાહીઓ ઉજાગરાથી અને આખી રાત ખડા ઉભા રહેવાથી તદન ઠાકી અને બેજોબ થઇ ગયા હતા. બીજા હાથ ઉપર **પ્લુટાર્ક** વગેરે જણાવી ગયાછે તેમ દુશ્મનોએ આખી રાત સારીપેઠે ઉંઘ કહાડેલી હોવાથી લડવાને માટે તેઓ તદન તાજા અને તૈયાર હતા.

**ફીરદોસી** મુજબ બીજી લડાઇમાં શીકસ્ત થયા પછી પાદશાહ **દારાએ** જેહરમ શેહરમાં આશ્રો પકડયો, પણ ત્યાં શત્રુઓના તાપથી ટકી શકાયું નહી તેથી તે પાયતખ્ત શેહર ઇસ્તખ્ર ખાતે ગયો અને ત્યાં વજીરો અને અમીરોની સલાહથી છેલી લડાઇ માટેની તૈયારીઓ કીધી. પણ એ જંગમાંબી તેને નસીબે યારી દીધી નહી, માટે તે નાઠો અને કેરમાન શેહરમાં જઇ વીસામો લીધો. **મીરખુંદ** લખેછે કે **સેકંદર** ઇરાન ઉપર ચહડાઇ લાવ્યો તે આગમજ મીસર વગેરેની તેણે ફતેહ કીધી હતી. પાર્સના પ્રાંત તરફ તે ધસ્યો આવ્યો ત્યારે **દારા** તેની સામે એક ગંજાવર ફોજ લઇને ઉભો, પણ આખો દીવસ ખુનખાર લડાઈ ચાલ્યા પછી **દારાએ** પોતાની શીકસ્ત થયલી જોઈ અને તેના નહાસવાથી સઘળો ખજાનો **સેકંદરના** હાથમાં આવ્યો. પાદશાહની છાવણીમાં તેની રાણી, શાહજાદો અને શાહજાદી પણ હતાં, જેઓ રૂમી સરદારના હાથમાં આવ્યાં. **નીજામી** મુજબ **દારા** અને **સેકંદર** વચે પ્રથમ ગરમાગરમ સંદેશા ચાલ્યા હતા અને આ નામાંઓની લડાઈ પછી મોસલ જમાન ઉપર બંને વચે મોટું જંગ ચાલ્યું હતું. આ લડાઇમાં **દારાએ** એક હજાર રૂમીઓને કતલ કીધા. બીજી બાજુએથી **સેકંદરે** પણ **દારાનાં** લશ્કરની ઘણી ખરાબી કીધી. તે જોઈ **દારાએ** પોતાનાં લશ્કરને હુકમ આપ્યો કે જે બાદુએ **સેકંદર** બંને હાથોમાં અકેકી તલવાર લઇને લડેછે ત્યાં જઇ તેના ઉપર એકેદમ હુમલો કરવો. આમ કીધાથી સામસામી ઘણી કતલ ચાલી, જેમાં **સેકંદરની** બાજુ ઉપર બખ્તર ચીરીને જખમ લાગ્યો, પણ તે જાણવાજોગ ન હતો. જોકે તેથી **સેકંદરનું** દીલ નબળું પડી ગયું, તોપણ તેણે સામેવાળાને તલવારથી મારી નાખી તેનું સર છુટું પાડયું હતું. હવે **દારાની** દેલાવરીથી **સેકંદર** ડરવા લાગ્યો અને **દારાની** લડાઇમાંથી નહાસી જવાનો ઇરાદો કીધો અને તે બાબે પોતાનાં લશ્કરને સાહુચેત રાખ્યું. પણ **સેકંદરે** ફાલ જોઇ તેમાં ફતેહ થશે એમ જણાયાથી તેણે લડાઈ ચાલુ રાખી. એમ છતાંબી ફતેહ તો **દારાનીજ** થઈ. **સેકંદરની** હાર થઈ તોપણ તેણે **દારાને** પોતાનાં લશ્કરમાં લુટફાટ કરવા દીધો નહી.

એકલો **નીજામીજ** એવો લખનારછે કે જે આ લડાઇમાં **દારાની** ફતેહ થયલી જણાવેછે. તે કહેછે કે બીજે દીને પાછી લડાઈ ચાલી, અને વળી ત્રીજે દીને જંગ મચેલુંજ રહ્યું. આ જંગ વેળા **દારાનું** ખુન તેના બે વજીરોએ કીધું, અને તે **સેકંદરની** શામેલગીરીથી થયું હતું એમ **નીજામી** જણાવેછે. પણ એ બીના ઉપર હજુ આપણ આવ્યા નથી, માટે લડાઇનો હેવાલ હાંજ બંધ કરીશું.

બાબ ૨૯.

# દારા.

## દારયવુશ—દારાયસ કોડોમાનસ.

(ઈ૦ સ૦ પુ૦ ૩૩૬—૩૩૦.)

## ૪.

## શેહનશાહતનું શેવટ.

(ઈ૦ સ૦ પુ૦ ૩૩૧—૩૩૦.)

૧. દારાની મીડયા તરફ કુચ—નવી લડાઇ માટે પાદશાહની તલબ—બીસસ અને બીજા ઈરાની સરદારોનો દગો—પાદશાહી લેવાનો તેમનો એકસંપ—દારાનું કેદ થવું—દગાખોરોના હાથ ઉપર તેનું મરતતોલ જખમી થવું. પાદશાહની શોધમાં શેકંદરની ઉતાવળી કુચ; દારાની છાવણીમાં એક દયામણો દેખાવ—પાદશાહના છેલા સખુનો—સેકંદરની ખુશહાલી અને દલગીરી—તેનાં ખોટાં આંસુ ફારસી લખનારાઓનો હેવાલ:—પાદશાહનું છેલું નામું—હીંદી રાજાની મદદ માટે અરજ—સેકંદર સાથ નવી લડાઈ—વજીરોનું કાવત્રું—દારાનું ખુન—સેકંદરની માતમ—પાદશાહની લાશને અવલમંજલ પુગાડવી; ઇરાની ફોજનું નદીમાં ડુબી મરવું; દારાનાં ખુનમાં સેકંદરની શામેલગીરી.

૨. પાદશાહનું કમભાગ્ય—તેના ઉપરનાં તોહમતો—અપક્ષપાત તવારીખની ગેરહાજરી માટે શોક—તોહમતોનો રદ જવાબ—ગ્રોટને રૉલીન્સન તરફનો જવાબ—પાદશાહનાં હીચકારાપણાંનો સવાલ—તેનો ફડચો. પાદશાહની નેકીના દાખલા. પાર્સીઓની મોજમજાહની બદી—એક લખનારના વાજબી ચાબખા. રાજ્યની ખુહારીના સબબો:—લશ્કરી કુનેહની ગેરહાજરી—પ્રાંતોના શત્રપોના બલવા—રાજકુટુંબમાં કુસંપ—શેહનશાહતના નાશને સવલ કરી આપનારા સંજોગો.

### ફસલ ૧. પાદશાહની નહાસભાગ અને ખુન.

આર્બેલાની લડાઇ પછી સેકંદરે ઈરાનનાં પાયતખ્ત શેહરો ફતેહ કીધાં અને પછી તેણે મીડયા તરફનો માર્ગ લીધો, કેમકે પાદશાહ દારા લડાઈ પછી તે તરફ નાઠો હતો. તેની નેમ ઉત્તર તરફના પ્રાંતો ખાતેથી નવું લશ્કર ભેગું કરીને એકવાર ફરીને જંગમાં ઉતરવાની હતી.[૧] એ વખ્તે તેની કને થોડાંજ માણસો હતાં, અને મીડયન પાયતખ્ત હમદાન ખાતે તે છ માસ સુધી રહ્યો તોપણ એ મુદતમાં તેની ધારેલી ફોજો ભેગી થઇ શકી નહી. તેની જોડે બેકત્રયાનો હાકમ બીસસ પણ હતો, જેની મતલબ પોતાના પ્રાંતને બચાવવાની હોવાથી તેણે પાદશાહને વધારે ઉત્તરે બલ્ખ તરફ ધસડી જવા માગ્યો, અને જ્યારે સેકંદર મીડયા તરફ આવેછે એવી ખબર મળી ત્યારે પાદશાહને હમદાન પણ છોડવાની ફરજ પડી. આ વેળા પાદશાહકને ૨૧ કરોડ ૬૧ લાખનો ખજાનો અને શુમારે ૩૭૦૦૦ માણસો હતાં. એટલી ફોજની મદદથી દારા નવી લડાઇ કરવા માંગતો હતો; પણ બીસસની સલાહ આનાકાનીથી કબુલ રાખીને તેણે બલ્ખ તરફ જવા માંડયું ત્યારે આ ફોજ પણ ઘટતી ચાલી. તેની છાવણીમાં કેટલાક દગાખોરો હતા, જેઓમાંનો મુખ્ય આ બીસસ હતો. તેની જોડે બીજા બે સરદારો શામેલ હતા.

---

૧ પાર્સી૦ તવા૦, સફે ૧૦૦.

આ બેમાંનો એક પાદશાહી ચોકીઆનોનો વડો **નેબાર્જનીસ** (નોબુર્જીન) **અને** બીજો દ્રાન્જીઆના તથા આરાકોસ્યાનો હાકમ **બાર્સાએન્તીસ** હતો. આ એકસંપી દગાખોરોની મતલબ એવી હતી કે અગરજો **સેકંદર** જે રીતે કુચ કર્યો આવેછે તેમ તે પોતાની કુચ ચાલુ રાખે તો પાદશાહ **દારા**ને એકદમ પકડીને જીવતો તેના હાથમાં આપી દઇ પોતે છટકી જવું; પણ જો તેમ નહી અને તો **દારા**નો જીવ લઇને પોતે ઇરાનની પાદશાહીનો અખ્ત્યાર લેવો અને **સેકંદર** સામે નવેસરથી લડાઇ ચલાવવી. આ ઠરાવ એકમતથી નકી કરીને તેઓએ આગળ વધવા માંડ્યું, પણ પાદશાહને તેમ કરવા માટે આનાકાની કરતો જોઇને તેઓએ તેને પકડી સોનાની બેડી નાખી. દગાખોરોએ ને એક બંધ ગાડીમાં બેસાડયો અને તેની આસપાસ બેકત્રયન ફોજને રાખી. આ બનાવ થારા નામે એક પાર્થ્યન ગામ મધે બન્યો. **બીસસ** અને તેના મદદગાર દગાખોરો હવે આગલ વધ્યા. તેમને એવી વકી ન હતી કે **સેકંદર** તેમને જલદી પકડી પાડી શકશે. પણ એક દીને સહવારે તેઓને ઓચીતી ખબર મળી કે તે સરદાર ઘણો નજદીક આવી પુગ્યોછે. સઘળાઓને ફાળ પડી. **બીસસે** પાદશાહને અરજ કીધી કે ઘોડા ઉપર બેસીને તેની જોડે નહાસવું. **દારા**એ આ વાત તુછકાર સાથ ના પાડી. આ ઉપરથી પેલા ચંડાલોએ તેને **સેકંદર**ના હાથમાં જીવતો નહી જવાદેવા માટે એક અઘોર કર્મ કર્યું. પોતાના તીર તથા નેજા વટે તેને વીંધી તેઓ ત્યાંથી ઉતાવળા ઘોડા દોડાવી ચાલ્યા. ત્રણે ખુનીઓ જુદેજુદે રસ્તે નાઠા, એવી મતલબથી કે શત્રુ તેમની પુઠ પકડી શકે નહી.

**સેકંદર** આવી પુગ્યો, પણ **દારા**ને જીવતો જોવા પામ્યો નહી. પર્સીસથી નીકળેલો તે જ્યારે હમદાન ખાતે જઇ પુગ્યો ત્યારે તેને ખબર મળી કે **દારા** ત્યાંથી આઠ દીવસ આગમજનો નીકળી ગયો હતો. આ શેહરને પોતાનું મુખ્ય મથક બનાવી **સેકંદર** આગલ વધ્યો. માર્ગમાં એક દીને તેને **બાગીસ્તાનીસ** (બગસ્તાની)[1] અને **એન્તીબીલસ** નામે બે વગવાળા ઇરાની સરદારોથી ખબર મળી કે **દારા** સામે દગો થયો હતો અને તેને **બીસસ** અને બીજાઓએ કેદ કરી રાખ્યો હતો. આ સમાચાર મળતાંજ **સેકંદરે** પોતાની કુચમાં વધારે ઝડપ કરવા માંડી. તેને લાગ્યું કે જેઓએ તેને કેદ કર્યોછે તેઓ કદાચ તેનો જીવ પણ લેશે. માટે તે થોડીજ ફોજ લઇને ઝડપથી આગળ વધ્યો, પણ જે છાવણી તેને ખબર આપનારા ઇરાનીઓ છોડી આવ્યા હતા ત્યાં તે જઇ પુગે તે આગમજ **બીસસ** તે ખાલી કરી ગયલો જણાયો. માણસો તેમજ ઘોડાઓ ઉતાવળી કુચથી બહુ ઠાકી ગયા હતા તે છતાં **સેકંદરે** કુચ જારી રાખી. તે રાત અને દીવસ ચાલ્યો, પણ **બીસસ** પણ પોતાનાં માણસો જોડે રાત અને દીસ કુચ કર્યો જાયછે એવી ખબર મળ્યાથી **સેકંદર** સમજ્યો કે કોઇ ટુંકો માર્ગ મળે નહી ત્યાં સુધી તે પાદશાહને મેળવી શકે નહી. એવો એક રસ્તો—જે માત્ર પાણી વીનાનું બીયાબાન હતું તે—**સેકંદરે** હાથ ધર્યો. એક રાતમાં તેણે ૪૫ માઇલની મંજલ કાપી અને બીજે દીને સહવારે તે જ્યાં **બીસસ** હતો તે ગામમાં જઇ પુગ્યો.

---

૧ એ૦ શેહરયારજી આ અને એનેજ મળતું બીજું નામ 'બહીસ્તુની' સુચવેછે.

પણ ઉપર કહ્યું તેમ **સેકંદર** પાદશાહને જીવતો જોવા પામ્યો નહી. તેની આટલી બધી જેહમત અને મુશક્કત છતાં **દારા**ને તે ભેટી શકયો નહી.

અગરજો પાદશાહને જે ગાડીમાં મરતો નાખ્યો હતો તે ગાડી જલદીથી ઓળખાઇ હોત તો **સેકંદર** અને **દારા** એકેક સાથ વાતો કરી શકત. પણ કજાનો બનાવ એથી જુદોજ હતો. આખી છાવણીમાં શોધ કર્યા છતાં કશું જડયું નહી. અંતે **પોલીસ્ટ્રેટસ** નામે એક યુનાની સરદાર પાણીની તરસ લાગ્યાથી છાવણીમાં તે ધુંડતો હતો એટલામાં, કહેછે કે, તેને કોઇનો ડચકાં ખાવાનો આવાજ સંભળાયો. આ આવાજ પેલી બંધ ગાડીમાંથી આવતો સાંભળીને તે આગળ ગયો, અને ત્યાં તેણે પાદશાહને તેની છેલી સ્થીતીમાં દીઠો. કહેછે કે **દારા**એ તેના કને થોડુંક પાણી માંગીને પીધું અને પછી પોતા ઉપર વીતેલી વાતો તેને કહી અને **સેકંદર** તરફની પોતાની મમતા જાહેર કરીને કેટલાક વચનો તેને કહેવા માટે પેલાને કહ્યા.[1] આ પછી તે મરણ પામ્યો, અને હજુતો પેલો યુનાની તેની પાસેજ હતો એટલામાં **સેકંદર** ત્યાં આવી પુગ્યો. પાદશાહને મરણ પામેલો જોઇ તે બહુ દલગીર થયો અને વળી રડયો. દલગીર એટલામાટે થયો કે **દારા**ને જીવતો પકડવાની તેની ઉમેદ હતી. **સેકંદર**ની નેમ કદાચ **દારા**ને એક કેદી દાખલ આલમની હજુર દેખાડવાની, તેને પોતાને તાબેનો એક નાનો હાકમ બનાવવાની, અથવા તેને નામે આખી શેહનશાહતમાં પોતાનો કાબુ પાંથરી નાખવાની હોય.[2] રડયો એટલામાટે કે **દારા** જેવા પાદશાહોનો પણ આવો અંત આવેછે! પણ તેનાં આંસુ એક લખનાર[3] કહેછે તેમ માત્ર ખોટાં હતાં. તે લખેછે કે **સેકંદર**નાં આ આંસુ દલગીરીનાં નહી પણ ખુશહાલીનાં હોવાં જોઇયે, કેમકે હવે તેણે પોતાની છાતી ભરાઈ જાય એટલીબધી હદ સુધીનો લોભ તૃપ્ત કર્યો હતો અને આખી ઇરાની શેહનશાહતમાં હવે તેનો હરીફ કોઇ રહ્યો ન હતો. **સેકંદરે** **દારા**નાં સ્વાનને સઘળાં પાદશાહી માન સાથ તેની મા **સીસીગેમ્બીસ** જે સુસા ખાતે હતી તેણી તરફ મોકળાવ્યું અને તેને સઘળા ઇરાની પાદશાહોની પેઠે પાર્સાગર્દ ખાતે અવલમંજલ પુગાડવામાં આવ્યું.[4]

આ બનાવ ઇ૦ સ૦ પુ૦ ૩૩૦ ના જુલાઈ માસમાં બન્યો.

પાદશાહ **દારા**ના છેલા દીવસોને લગતો ઉપલો સઘળો હેવાલ યુનાની લખનારાઓ આપી ગયાછે; પણ ઉગમણુ તરફના લખનારાઓએબી એ હકીકત કેટલીક જાણવાજોગ

---

૧ આ વચનો સેકંદરની સ્તુતી સીવાય બીજું કંઇ નથી. તેમની સચાઇ માટેની સ્વતંત્ર શાહદત એક નથી. ૨ ગ્રોટ, યુના૦ તવા૦, દફ૦ ૮, સફે ૪૦૪.

૩ પાર્સી૦ તવા૦, સફે ૧૦૨.

૪ હીરીન લખેછે (તવા૦ શોધ૦, દફ૦ ૧, સફે ૧૨૭) કે પાર્સી પાદશાહો ગમે ત્યાં મરણ પામ્યા હોય તે છતાં તેમની લાશને સ્વદેશ લઇ જઇ ત્યાં અવલમંજલ પુગાડવામાં આવતી હતી. મહાત્મા કુરૂશની લાશને કમ્બાઇસીસના હુકમથી બગપાતીસ નામે ખોજો તુરાનથી લાવ્યો હતો, અને તેને પાર્સાગર્દ ખાતે ઠેકાણે પાડી હતી, જ્યાં સેકંદરે તે જોઇ હતી. કમ્બાઇસીસ, અર્દશીર વગેરેની લાશને પર્સીપોલીસ ખાતે અથવા તો નક્ષે રૂસ્તમના પર્વત ઊપર અવલમંજલ પુગાડી હતી. ડાયોડોરસ લખી ગયોછે કે પર્સીપોલીસ શેહરની ઊગમણે ૪૦૦ ફીટને તફાવતે એક પહાડ "પાદશાહોના પર્વત" ને નામેજ ઓળખાયછે ત્યાં તેમની કબરો (અસ્તોદાનો) બનાવેલીછે.

વીગતો સાથ આપીછે માટે તેનો સમાસ આ ઠેકાણે કરવો દરૂસ્ત ધારીયેછીયે. **ફીરદોસી** મુજબ પાદશાહ ત્રીજી લડાઇમાં માર ખાઇને કેરમાન શેહર તરફ ગયો અને ત્યાં એક મોટી અંજુમન મેળવીને પોતાનાં કમનસીબનો કેટલોક ગીલ્લો કીધો, અને કુટુંબ કબીલો કેદ પકડાયો, ખજાનો લુટાયો, તથા દેશ શત્રુને હાથ ગયો તે બાબે અફસોસ કરીને હવે શો ઉપાય લેવો તે બાબે સલાહ પુછી. જે આગેવાનો હાજર હતા તેઓએ સલાહ આપી કે તાજ તખ્ત દુશ્મનના હાથમાં લાંબી મુદત નહી રહી શકે એવા ઉપાય લેવાલા જોઇયે, અને તે માટે પાદશાહે **સેકંદર** ઉપર એક નમનતાઈ ભરેલું નામું લખવું જોઇયે. પાદશાહને નાચારીથી આ સલાહ મુજબ અમલ કરવો પડયો. તેણે એક નામું લખીને **સેકંદર** સાથ સુલેહ કરવા માંગી, મોટો ખજાનો આપવાની લાલચ દેખાડી, અને પોતાનો કેદ પકડાયલો કબીલો પોતાના સ્વાધીનમાં લેવાની માગણી કીધી. આના ઉત્તરમાં **સેકંદરે** જણાવ્યું કે તારા કબીલાને મારાથી કશી ઈજા થનાર નથી, ઈરાનીઓને હું હેરાન કરનાર નથી, અને હવે લુટ પણ ચલાવનાર નથી; પણ તું પાદશાહ અગરજો પાછો પાયતખ્ત ખાતે આવે તો તારો દેશ અને સર્વે તારે હવાલે કરી દઉં, ઈત્યાદી. આ જવાબથી **દારા** રાજી થયો નહી. તેણે વીચાર્યું કે આ રૂમીને તાબે થવા કરતાં મરવું બેહતર છે. આ પછી તેણે **ફુર** નામે એક હીંદુ[1]રાજા ઉપર પોતાનું કેટલુંક ઝવેરાત મોકળાવીને તેની લશ્કરી મદદ માગી.[२] પણ આ મદદ આવી પુગે તે આગમજ તો **સેકંદરને** પાદશાહની લશ્કરી તૈયારીઓ બાબે ખબર પડી અને તેથી તેણે ઈસ્તખ્રથી નીકળી **દારાની** ફોજ ઉપર હુમલો કીધો. એક નવી લડાઈ ચાલી, પણ પાદશાહનાં લશ્કરમાં દમ હતો નહી માટે તે લડી શકયું નહી. મોટા ઈરાની સરદારોએ **સેકંદરની** માફી માગી, અને "પોતાની બુજર્ગીને બદલે બદનામીને તાબે થયા."[२] આ વળી નવું દુખ હતું. હવે **દારા** માત્ર ૬૦૦ સવારો સાથે નહાસી ગયો. તેની જોડે તેના માત્ર બેજ વજીરો **માહુયાર** અને **જાનોશયાર** હતા. આ વજીરોનીબી દાનત બદ થઇ. તેઓએ વીચાર્યું કે કમબખ્ત **દારા** ફરીથી ઇરાનનાં તખ્ત ઉપર બેસે એમ લાગતું નથી માટે એનો જાન લઇશું તો **સેકંદર** તરફથી મોટું ઈનામ મળશે. આમ ઠરાવ કરીને રાત્રે પાદશાહે ખાબ કીધો હતો તે વેળા **જાનુશયારે** તેના સીનામાં છુરી મારી તેને મરતતોલ જખમી કીધો.[३] એ પછી તેઓએ શત્રુને એ

---

૧ શમશેરખાની મુજબ આ કનોજનો રાજા ફોજે હીંદી હતો, જેણે એવો જવાબ લખ્યો કે દારાએ તેના મુલકમાં જઈ આશ્રો લેવો.—મીરખુંદ મુજબ હીંદી રાજાએ એક લશ્કર મોકળાવ્યું હતું, અને દારાને સેકંદર સાથ છેલી (ચોથી) લડાઇ થઇ તે વેળા તે પાદશાહ તરફથી લડયું હતું.—સર એડવર્ડ ક્રીજી લખેછે કે દારાની છેલી લડાઇમાં હીંદી લશ્કર હાજર હતું. તે લખેછે કે આજના સીખ લોકોના વડવા દારા તરફથી લડયા હતા, જેઓ બેકત્રયાની પડોસમાં વસતા હતા અને આર્યન તેમને હીંદીવાનોને નામે ઓળખાવી ગયોછે.—"પંદર પરીપુર્ણ લડાઇઓ," સફે ૬૨. ૨ ફીરદોસી.

૩ શમશેરખાની મુજબ દારા સવાર થઇ આગલ વધતો હતો, પણ લશ્કર તેનાથી દુર હતું તે વેળા જાનુશયારે તેનાં જીગરમાં ખંજર ભોકી દીધું અને માહયારે તલવારનો ઝાટકો ઝુર્યો, જેથી પાદશાહ જમીનદોસ્ત થઇ પડયો.

બાબે ખબર આપી. **સેકંદર** તેમની જોડે દોડતો છાવણી તરફ ગયો, જ્યાં **દારા** લોહીમાં ગરકાવ થયલો પડેલો હતો. **સેકંદરે** એકદમ આ બંને ખુનીઓને કેદ કરવાનો હુકમ આપી **દારા**નું સર પોતાના ખોળા ઉપર લીધું. હજુ તે જીવતો હતો. **સેકંદરે** આંખમાં આંસુ લાવીને કેટલીક વાતો કહી. તબીબનું કામ રહેલું ન હતું તે છતાં તેણે દીલાસાને માટે કહ્યું કે **દારા**ની મરજી હોય તો હીંદી નહીં તો યુનાની હકીમને બોલાવવામાં આવે. વળી તે બોલ્યો કે જો તારામાં શક્તી હોય તો ઉઠીને ઘોડેસવાર થા, ઈરાનનું તખ્ત તને પાછું હવાલે કરવાને હું તૈયાર છું. **દારા**એ પોતાની અજલ નજદીક આવેલી જોઇને **સેકંદર**ને કેટલાક દોઆના સખુનો સાથ આ મુજબ કહ્યું:—"મારાં ફર્ઝંદો જેઓ કેદમાં છે તેઓનો સંભાળ રાખજે. પાક તનની મારી **રોષનક** નામની બેટીને તારા આરામની જગા ઉપર રાખજે. તેણીને ખરી શીખામણ દેતો રહેજે, પણ ખોટો તાણો ના મારતો. તે તું જેવા પાદશાહનેજ લાયકની છે. જો તેણીને પેટે બેટો પેદા થાય તો તેનું નામ **અસ્પંદયાર** રાખજે કે તે તેનું નામ જીવતું રાખે; જંદ અવસ્તા હાથમાં ધરી **જરતોશ્ત**ના આતશને રોશન રાખે; નોરોજ, જશ્ને સદે, અને આતશ કદેહના મર્તબાનો સંભાળ રાખે; **ગુશ્તાસ્પ**ની દીનની પેરવી કરીને **લોહરાસ્પ**ની રાહરસમને તાજી રાખે." **સેકંદરે** કબુલત આપી કે પાદશાહની શીખામણ મુજબ અમલ કર્યા આગમજ તે પોતાને વતન પાછો ફરશે નહીં. આ ઉપરથી **દારા**એ તેનો હાથ લઇ પોતાનાં સર ઉપર ધર્યો અને તેના હકમાં કેટલીક દોઆ ચાહી. એ પછી તે દુખી પાદશાહ મરણ પામ્યો. **ફીરદોસી** લખેછે કે આ બનાવથી તમામ અંજુમન જારજાર રડી. **સેકંદર** પોતાનાં કપડાં કહાડી નાખ્યાં, પોતાનાં તાજ ઉપર ધુળ નાખી, પીઠ નમાવી, માથું નીચે નાખી માતમ કરવા લાગ્યો. દીનના હુકમ મુજબ દુખમું તૈયાર કરાવી **દારા**ની લાશને ગોલાબથી ધોઇ પાક કીધી, અને રૂમી રેશ્મી કપડાં પહેરાવી કાફુરથી ઢાંકી મુકી. ત્યારબાદ તેનું મહોડું કોઈ જોઈ શક્યું નહીં. દુખમાની અંદર એક સોનાનું તખ્ત ગોઠવી તથા કસ્તુરીનું તાજ મેલી તૈયાર રાખ્યું. પછી લાશને ઉઠાવી લઈ ચાલ્યા ત્યારે પાયદસ્તે જનાર સઘળા અંકકના હાથ પકડીને ચાલ્યા હતા. **સેકંદર** લાશની અગાડી ચાલતો હતો. એ રીતે પાદશાહી રેવાજ મુજબ લાશને દુખમે ચહડાવી.

**ફીરદોસી**ના આ સઘળા સુંદર હેવાલમાં બીજા મહમદીયાન લખનારાઓએ થોડોજ વધારો કીધોછે. **મીરખુંદ** લખેછે કે **દારા**ને નહાસતી વેળા માર્ગમાં એક નદી મળી જે સખ્ત થંડીને લીધે બરફથી ઢંકાઈ ગઈ હતી. પાદશાહ વગેરે તે ઉપરથી ચાલી ગયા, પણ પછવાડે પુષ્કળ લશ્કર આવ્યું તેના ભારથી બરફ છુટું પડી ગયું અને ઘણાખરાઓ ડુબી મુઆ. વળી તે લખેછે કે વજીરોએ તેનો જીવ લેવાની ધારણા રાખી હતી તે પામી જઇને પાદશાહે તેમને ઠપકો દીધો અને કહ્યું કે મારાં ખુનનો બદલો **સેકંદર** લીધા વીના રહેનાર નથી.

પણ **દારા**નાં ખુનમાં **સેકંદર**ની શામેલગીરી હતી એમ **નીબુહ્મી** લખી જાયછે. તેણે એમ જાહેર કીધુંછે કે પાદશાહ **દારા**ના ખુનીઓને **સેંકદર**નો છુપો ટેકો હતો.

તેઓએ **સેકંદરની** લડાઇમાં બે વાર હાર થયલી જોઇને તેને જઈ મળ્યા અને માગણી કીધી કે અગરજો અમો **દારાનો** જીવ લઇયેતો અમને નવાજવા. આ શરત કબુલ રાખીને **સેકંદરે** સોગંદ લીધા, તોપણ તેને તેમના બોલવા ઉપર ભરૂશો હતો નહી. બીજે દીને લડાઇ ચાલી અને લશ્કરો નહાસભાગમાં પડેલાં હતાં તે વેળા **દારાની** નજદીક પેલા વજીરોએ જઈ તેની પાંસલીમાં સખ્ત જખમ કીધા, અને તેને ત્યાં પડતો મેલીને **સેકંદર** પાસે જઈ ઇનામ માગ્યું. ખુની વજીરો **દારાના** દુશ્મન પાસે ઇનામ માગવા ગયા એમ સઘળા મહમદીયાન ગ્રંથકારો કહેછે તે ઉપરથી **નીજામીએ** જણાવેલી વાતને કંઇક રંગ મળેછે. એ શાયર મુજબ **સેકંદરે દારાનું** સર પોતાના ખોલા ઉપર ઉઠાવ્યું તેથી તે દુખી પાદશાહ એમ સમજ્યો કે તે તેનું ડોકું કાપી નાખવા માગેછે; કેમકે **સેકંદર** તેની નજદીક છે એવી **દારાને** ખબર ન હતી.

## ફસલ ૨. શેહનશાહતની તમામ્યત.

આ રીતે માઠાં ભાગ્યના પાદશાહ **દારાનો** અંત આવ્યો, અને તેનાં મરણ સાથ ઇરાનની પહેલી મોટી પાર્સી પાદશાહતનો પણ અંત આવ્યો. **દારાનું** ખુન તેની ઉમરનાં ૫૦ માં વરસમાં થયું, અને તેણે માત્ર પાંચ વરસ રાજ્ય ચલાવ્યું. તેના અમલની આ ટુંક મુદતમાં તેણે કશું સુખ જોયું નહી. તખ્ત ઉપર બેઠો ત્યારથી તે તેનો અંત આવ્યો ત્યાં સુધી તેણે યા તેની રૈયતે સુલેહમાં એક મહીનાની મુદત પણ ગુજારી નહી. મેહેલમાં ચાલેલી ખુનરેજીનાં પરીણામ દાખલ તેને માથે તાજ મેલવામાં આવ્યું, જે વખ્તે જેમ આખી શેહનશાહાત જુદા જુદા હાકેમોમાં કુસંપ ચાલવાને લીધે દોદરી થઇ પડી હતી તેમ ખુદ દરબારીઓ અને પાદશાહના કુટુંબીઓ પોતે એટલા ગાફેલ બની ગયા હતા કે છેક મેસીડનના રાજા **ફીલકુસે** ઇરાન ઉપર ચહડાઈ લાવવાની ધમકી આવી હતી ત્યારથી ઇરાન ઉપર ભયનું વાદળ લટકતું થયું હતું તે છતાં કોઇ પણ બે દરબારીઓ અથવા બે શાહજાદાઓને એવી બુદ્ધી સુજ પડી નહી કે માંહોમાંહે સંપ રાખીને શત્રુની સામે થવા માટે પોતાનું જાતી બળ ભેગું કરે. એવા કડાકડીના વખ્તમાં **દારાને** માથે તાજ મેલાયું તેમાં વાંક તેનો ન હતો; અને તેનાથી હખામની વંશના પાર્સી પાદશાહોની આખેરી આવી તેમાંની તકસીર તેની નહીજ હતી. તેના પછી ઇરાનની શેહનશાહત **સેકંદરના** હાથમાં ગઇ તેમાં જેમ **દારાની** કસુર ન હતી, તેમજ એ શેહનશાહતને બચાવવા માટે તેણે લીધેલા ઇલાજોમાં તે ફાવ્યો નહી તેમાંની તેનો દોષ કહાડી શકાય નહી. દુશ્મન લખનારાઓ ગમે એટલું બોલે—યુનાની તવારીખનવેશો **સેકંદરની** ખુશામદ યા સ્તુતીને માટે ગમે એટલી બડાઇ મારે—તોપણ **દારાને** માથે તોહમતો મેલનારાઓએ વીચાર એટલોજ કરવાનો હતો કે તેણે વખ્ત પ્રમાણે પોતાથી બનતી મેહેનત લઇને રાજ્યનો બચાવ કરવાની તજવીજો કીધી હતી કે નહી? **ગ્રોટ** કહેછે કે **દારાના** પોતાના અંધાપાને લીધે તેનો નાશ થયો હતો. તે એમ કે ઇસસની લડાઈ પછી તે જલદીથી શત્રુની સામે થવાને મેદાન પડયો નહી; ટાયર અને ગાજા શેહરો **સેકંદરની** સામે થયાં ત્યારે તેણે તેઓને મદદ ન આપતાં સરજત ઉપર છોડી મેલ્યાં; અને શેવટે જેમ ઇસસ તેમજ આર્બેલાની લડાઈ વખ્તે તે

હીચકારાપણું બતાવીને લશ્કર મેલી નહાસી ગયો.[1] પહેલી નજરે આ એકેએક તોહમત ખરું દીસે એવું છે, પણ જે સંજોગોએ **દારા**ને ફાવવા દેવા સામે એકસંપ કર્યો હતો તે તરફ જોતાં આ એકેએક તોહમત માત્ર નામનું ઠરેછે. ઇસસની લડાઈ પછી બે વરસ સુધી તેણે લડાઇની તૈયારી કાં નહી કીધી તેનું કારણ **ગ્રોટે** પોતેજ સમજાવેલું છે.[2] એ લડાઇમાં પોતાનું રાજકુટુંબ કેદ પકડાઇ ગયાથી તેને પાછો છુટકારો બક્ષાવવા માટે **દારા**એ એકથી વધારેવાર **સેકંદર**ને નમનતાઇ ભરેલાં નામાંઓ લખ્યાં, તેને પોતાનાં રાજ્યના ચોકસ મુલુકો આપી દેવા માંગ્યા, અને પોતાના કુટુંબીઓને એલચી દાખલ મોકળ્યા. એ સઘળું તેણે એટલામાટે કીધું કે **સેકંદર** તેની રાણી, માતા, શાહજાદા, અને શાહજાદીને છોડી દે અને પાદશાહના કબ્જામાં પાછાં આપે. **દારા**ને આ માયા મોટી હતી, અને તેથી અગરજો કુટુંબનો કબ્જો લેવા આગમજ પોતે લડાઈ ઉઠાવશે તો **સેકંદર** જેવો ઘાતકી માણસ—જેણે આ નીર્દોષ અબળાઓ અને બાળકોને કેદ કરી રાખ્યાં હતાં તે—તેઓને નાહક કતલ કરી દેશે, એવો ભય રાખીને પાદશાહે લડવાની ઉતાવળ કીધી ન હતી. પણ જ્યારે કઠણ દીલનો **સેકંદર** એકનો બે થયો નહી, **દારા**ને પોતાના બરાબરીયો ગણવાની પણ ના પાડવા લાગ્યો, ત્યારે ઇરાનના પાદશાહે તેના સામે છેવટની લડાઈ ઉઠાવી;—એ બીના કહી આપેછે કે અગરજો તેનું કુટુંબ તેને પાછું મળ્યું હોત તો **દારા** વગર લડાઇએ **સેકંદર**ને ફાવી જવા કદી દેત નહી. એ વીચારને આ બીનાથી ટેકો મળેછે કે અંતે જ્યારે **સેકંદર** પીગળ્યો નહી ત્યારે પાદશાહે તેના સામે લડાઈ કરવાની ખરેખરી અગત્ય પીછાની.

વળી ઇસસ પછી **સેકંદર** ઇરાનના ઉગમણ ભાગ ઉપર ચહડાઈ લાવવાને બદલે આથમણ તરફ અને છેક મીસર સુધી રોકાયલો હતો, માટે **દારા** છેક ત્યાં સુધી તેની સામે લડવા જાય એ કેવળ અશક્ય હતું. જ્યારે તે નજદીક આવ્યો ત્યારે **દારા** તેની સામો થયો, લડયો, અને લશ્કર નાઠું ત્યારેજ પોતે બીજી નવી લડાઇને માટે તૈયાર થવાની ઉમેદથી નાઠો. એમાં ખરેખર **દારા**નું હીચકારાપણું ગણાય નહી. **ગ્રોટ** એ પાદશાહ ઉપર અનેક ઠેકાણે આ હીણું તોહમત મેલેછે અને કહેછે કે તેણે પોતાના નાશ જોડે પોતાની પ્રજાનો અને શેહનશાહતનો નાશ કીધો. પણ ઉપલા ખુલાસા પછી આ તોહમત કેટલું ખોટું છે તે જણાઇ આવશે. **રૉલીન્સન** પોતે આ બાબતમાં પાદશાહ **દારા**ને ઇનસાફ આપેછે. તેનું આ મત છે કે અગરજો **દારા** આર્બેલાની લડાઇમાં જીવપર આવીને માથેમાથ લડતાં મરણ પામ્યો હોત તો કીર્તીનું તેજસ્વી ચક્ર તેની આસપાસ ફરી વાળ્યું હોત; પણ બીજા ઘણા રાજાઓ અને સપેહસાલારોની પેઠે તેનામાંબી પેહલવાનગીરીના ગુણની ખામી હતી, તેટલામાટે તેનાં નામ ઉપર જાતી હીચકારાપણાંનો ડાગ લગાડવો વાજબી નથી.[3] વળી **રૉલીન્સન** કહેછે તે બાલિબાલ ખરું છે કે શેહનશાહતની આખરી આવીછે અને સઘળું જીતાઈ ચુકસું છે, એમ સમજીને પાદશાહ પોતાના દેશનું સ્વતંત્રપણું લુટાયા બાદ જીવ્યો ન હોત તો બેશક તેનું કામ

---

૧ ગ્રુના૦ તવા૦, ફસ૦ ૮, સફે ૪૦૫. ૨ તેજ, સફે ૩૭૫.
૩ પુરા૦ પાદ૦, ફસ૦ ૪, સફે ૫૭૨.

વધારે ઉત્તમ અને વધારે દેશહીતકારી ગણાત: પણ **દારા**ને જે હીંગામમાં પાદશાહી મળી તે હીંગામજ એવો હતો કે જ્યારે અગરજો તેણે રાજ્યની લગામ હાથમાં લીધી ન હોત તો તે તુર્તજ ભાગીને જુદો થઈ જાત. પણ **દારા**ની નેમ પહેલે ધરથી દેશનો બને ત્યાં સુધી બચાવ કરવાનીજ જણાયછે, અને તેટલામાટેજ તેણે તક મળી હતી તે છતાં ખુદ યુનાન ઉપર ચહડાઈ નહીં મોકળવાની મોટી ભુલ ખાધી હતી, જેનું પરીણામ અંતે તેના અને સર્વેના નાશમાં આવ્યું. દેશનોજ બચાવ કરવાની નબળાઈને લીધે **દારા** લડાઈઓમાં શામેલ થયા છતાં જીવપર એડીને લડયો નહીં—બલકે આપણ એમ કહીશું કે તેના મુખ્ય સલાહકારોએ તેને લડવા દીધો નહી; કેમકે ખુદ યુનાની સરદારો પોતે **દારા**ને સલાહ આપતા હતા કે તેણે લડાઇમાં છેટો પડવું નહી.[૧] અને તેમ છતાં **દારા** બંને લડાઈઓમાં હાજર થયો અને લડયો, એ શું તેનું હીચકારાપણું ગણાય? **ગ્રીજી** પાદશાહને ઈનસાફ આપેછે[૨] કે **દારા**એ તખ્તે આવ્યા આગમજ એક સીપાહ દાખલની બહાદુરી અને એક સરદાર દાખલની ચાલાકી દેખાડી આપેલી હતી. તેણે ત્રીજી (આર્બેલા) ની લડાઇ માટેની જગા પસંદ કરવામાં ડહાપણ વાપર્યું હતું. વળી તે લખેછે[૩] કે પાછળા જમાનાના અલંકારશાસ્ત્રીઓ **દારા**ને ભપકા અને નબળાઇમાં બીજો **જર્કસીસ** ગણવાનું પસંદ કરેછે; પણ છેલ્લી લડાઇમાં તેણે જે **હુનર** દેખાડયો હતો તે ઉપરથી જણાયછે કે **હીસ્તાસ્પીસ**ના બેટા **દારાયસ**નું નામ નામ રાખવાને તે કેવળ યોગ્ય હતો.

પાદશાહ **દારા** બહાદુર હતો, પણ વળી એક ખરા પાદશાહના જેવોજ તે સખી દીલનો અને માયાળુ હતો. પોતાના દુશ્મનથી પોતાને ખરેખરૂં દુખ થાયછે એમ નજરે જોયા છતાં તે તેના ઉપર મેહરબાન હતો. મહમદીયાનોજ નહી પણ યુનાની લખનારાઓ પોતે લખી જાયછે કે તેણે મરતી વખ્તે **સેકંદર**નો બહુ આભાર માન્યો હતો.[૪] **દારા**ની ભલમાણસાઇના ઘણા દાખલા નોંધાયલાછે. કહેછે કે આર્બેલાની લડાઇમાં શીકસ્ત થવા પછી **દારાયસે** નાહાસવા માંડયું. લડાઇ ગોગેમેલાનાં મેદાનમાં થઈ હતી જ્યાંથી આર્બેલા ચાર માઈલ દુર હતું. વચમાં લાઇકસ નામે એક નદી હતી, જે ઉપર બાંધેલા પુલ મારફતે પાદશાહ અને તેના સાથીઓ પેલેપાર જઈ પહોંચ્યા. આ પછી તેના સાથીઓએ પાદશાહ કને માંગી લીધું કે પુળ ભાંજી નાખવાની પરવાનગી આપવી, કેમકે તેમ થવાથી શત્રુઓ ઇરાઓની પુઠ પકડી શકશે નહી. પણ **દારા**એ કહ્યું કે ખુદ ઇરાની ફોજનાં કેટલાંક માણસો પુલ પસાર કરવા વીના રહી ગયલાંછે, માટે એક પુઠે આવતા શત્રુનો અટકાવ કરવા માટે આપણા પોતાના મીત્રનો માર્ગ અટકાવવાને બદલે હું તો તે શત્રુનો માર્ગ ખુલ્લો રાખવાનું વધારે પસંદ કરૂં, કેમકે

૧ ગ્રોટ, યુના૦ તવા૦, ઇ૦ ૮, સફે ૭૩૬. પ્લુટાર્ક—"સેકંદરનામુ".

૨ પંદર પરીપુર્ણ લડાઇઓ, સફે ૬૨. ૩ તેજ, સફે ૭૬.

૪ ફીરદોસી, શમ્શેરખાની, મીરખુંદ, નીજામી, વગેરે સર્વ ઊગમણુ તરફના તવારીખનવેશો આમ લખી ગયાછે; તેમજ યુનાનીઓબી.—ગ્રોટ, યુના૦ તવા૦, ઇ૦ ૮, સફે ૪૦૪; પાર્સી૦ તવા૦, સફે ૧૦૨.—પ્લુટાર્ક પણ "સેકંદર નામા"માં એમજ લખી ગયોછે.

તેથી આપણા મીત્રનો જીવ બચે.[1] મીડયાથી પાર્થ્યા તરફ નહાસતાં બેકત્રયાના હાકમ **બીસસ** અને બીજાઓએ પાદશાહ સામે એકસંપ કીધો તે વીશેની ખબર **દારાને** તેના વફાદાર યુનાની મદદગારોથી મળી. તેઓએ તેને અરજ કીધી કે તેણે ઇરાની છાવણી છોડીને યુનાનીઓની વફાદારી અને જાનફેશાની ઉપર ઇતિબાર રાખવો, જેઓ તેનો જાન સલામત રાખશે. આના ઉત્તરમાં **દારા**એ કહ્યું કે ઇરાનીઓને બેવફા ગણીને સજા કરૂં તેથી મને જે દુખ ઉપજે તે તેઓની વફાદારી ઉપર ઇતબાર રાખીને ઠગાયાથી ઉપજતાં દુખ કરતાં વધારે છે: મારી પોતાની પ્રજામાં વસીને હું ભારીમાં ભારી દુખ ખમું તે ગમે એવા વફાદાર પરદેશીઓથી આશ્રો મેળવવા કરતાં ભલું; અને જો ઇરાની સીપાહો એમ ધારતા હોય કે હવે મારે જીવવું હરામ છે તો મારી જીંદગીની જલદીથી આખરી આવેલી ગણાય નહી.[2] એક ત્રીજો અને સર્વથી વધારે જાણવાજોગ દાખલો **દારા**એ મરતી વખતે આપ્યોછે. જ્યારે ખુનીઓ તેને મરતતોલ જખમી કરીને એક બંધ ગાડાંમાં નાખી ચાલી ગયા, અને જ્યારે એક મેસીડોન્યને તેનો પટો મેળવ્યો ત્યારે તેની કને થોડુંક પાણી માંગી પાદશાહે પીધું અને પછી તેની કને **સેકંદરને** આ મતલબના સખુનો કહેવાડયા:—**સેકંદરને** કહેજે કે હું તારો દેવાદાર મરી જાઉંછું; મારી મા, બાયડી અને છોકરાંઓ તરફ તેં મેહરબાનગી બતાવી તે માટે હું તારો ઉપકાર માનુંછુ; હું ખોદા પાસ માગુંછું કે તે તને ફતેહ બક્ષે અને તું હફતેકેશવર મુલુકોનો પાદશાહ થાય; ઇત્યાદી ઇત્યાદી.[3] હવે આ સઘળી વાતો આપણને માત્ર યુનાની લખનારાઓએ જણાવેલીછે, અને તેમાં મુખ્ય મતલબ ઇરાનીઓની ગીબતની અને **સેકંદર**ની સ્તુતીની રાખેલીછે, તોપણ એ વાતો ઇરાની પાદશાહનાં સાફ દીલ અને મોટાં મનની એવીતો અચુક નીશાન બતાવેછે કે તેટલા માટેજ એ વાતો હ્યાં નોંધી લેવા જોગ જણાઇછે. પણ વળી ફાર્સી લખનારાઓ મુજબ તે **સેકંદરને** જે છેલી નસીહત કરી ગયો તે એ હતી કે તેણે ઇરાની આલમને દુખી કરવી નહી અને પાદશાહને લીધે તેના ઉપર વેર લેવું નહી.

એક સુધો લખનાર જણાવેછે[4] કે ઇરાની શેહનશાહતનો નાશ **દારા**ના ગેરવાજીબટને લીધે થયો ન હતો: એ નાશ તો એવાં કારણોથી જન્મ પામ્યું હતો કે જે ઉપર એ પાદશાહનો કશો કાબ્રુ ન હતો. તેનાં બી તો ઘણા આગમજથી વવાયલાં હતાં, અને **દારા**ના વખતમાં નાશરૂપી ઝાડ પાકીને તૈયાર થઇ રહ્યું હતું. મહાત્મા **કાઇરસે** પર્સીસના પહાડી પ્રાંતમાં વસતા મીતાહાર અને બહાદુર પાર્સીઓને એકવાર ફળદ્રુપ જગામાં લઇ જઈ મેલ્યા ત્યારથી પાર્સી પ્રજા અને પાર્સી સીપાહો મોજમાં પડયા; બેબીલન જેવાં મોજીલાં શેહરની ફતેહ પછી તે મોજમાં વધારો થયો; નવા નવા મુલુકો હાથ આવતા ગયા તેમ તેમ નવી નવી વસ્તુઓ જાણમાં આવતી ગઇ અને મોજીલા પાર્સીઓમાં તેનો શોક વધતો ગયો. એ રીતે મીતાહાર પ્રજામાં મોજે ઘેર કીધું, મોજ ઉપરથી પાર્સી પ્રજા મગરૂરી ઉપર ચહડતી ગઈ; ફોકરાજી વધતી ગઈ; મર્દાનગીને બદલે નબળાઇ

---

૧ પાર્સી૰ તવા૰, સફે ૯૯. ૨ તેજ સફે ૧૦૧.

૩ પ્લુટાર્ક—"સેકંદર નામું."—પાર્સી૰ તવા૰, સફે ૧૦૨. ૪ તેજ.

તેની જગા લેતી ગઈ; વધારે દેશો જીતવાનો લોભ પેદા થયાથી તે લોભને તૃપ્ત કરવા માટે દગા ફટકા ચલાવવામાં આવ્યા; અને એ રીતે આ સર્વેથી મીતાહાર પ્રજા સર્વેથી વધારે મોજી, ભપકાદાર, જાહોજલાલ અને છાકટી બની. એટલામાટે આમ કહેવું ખોટું નથી કે ઇરાની શેહનશાહતની શરૂઆતથીજ તેમાં મોજનો સડો પેઠો હતો અને તેથીજ શેહનશાહત પોકળ થતી જઈને અંતે તેનો માવો ખવાઈ જઈ માત્ર ખાલી કોતળું રહ્યું હતું, જે દુશ્મનની એકજ ચહડાઈમાં કકડા થઈ પડયું.

અલબત ઇરાનનાં મોટાં રાજ્યના કકડા બુકલા થવામાં ઇરાની પાદશાહોની રાજ્યદ્વારી કુનેહની પણ ખામી હતી. લશ્કરો પુરતાં કવાયદ પામેલાં ન હતાં; માત્ર ઘોડસવારો પોતાની આગલી બહાદુરી જાળવી રાખી શકયા હતા, બાકી પેદલ ફોજ તો કોઇવાર હથીયાર વીના તો કોઇવાર કવાયદ વીના માત્ર એક મોટી સંખ્યામાં ભેગી થતી અને ફકત દુરથી ગોફણ કે તીરો કે નેજા ફેંકવામાં લડાઇનો સઘળો હુનર આવી રહેલો સમજતી હતી. દલગીરી ભરેલી વાત એ છે કે યુનાનીઓ તેમજ બીજા શત્રુઓ સાથ જેમ જેમ કામ પડતું ગયું તેમ તેમ ઇરાનીઓએ તેમનાં મજબુત હથીયારોનો અનુભવ મેળવ્યા છતાં તેમનાં જેવાં હથીયારો અને તેમના જેવી કવાયદની કશી જરૂર છેક શેવટની ઘડી સુધી જોઈ ન હતી! રાજ્યની ખરાબીનું એક બીજું મુખ્ય કારણ જુદા જુદા પ્રાંતો ખાતેના હાકમો ઉપર પાદશાહે પોતાનો કુલે અખત્યાર રાખી દરેકને પોતાના સુબા તરીકે ગણવાને બદલે તે ગોયા પ્રાંતનો રાજા હોય તેમ સઘળો હક તેને બક્ષી દેવાનું હતું. આથી થયું એમ કે કોઇવાર એક અને કોઇવાર વધારે પ્રાંતોના હાકમો ભેગા થઈ પાદશાહ સામે કમર બાંધતા, બલવાથી દેશને ખરાબ કરતા, અને આ માંહોમાંહેની લડાઇ જોઇને આસપાસના શત્રુઓ પોતાનું કામ કહાડી લેતા તથા સ્વતંત્ર થવાની તજવીજ કરતા હતા. આથી રાજ્ય ગમે એટલું મોટું છતાં તેનો દરેક ભાગ ગોયા એકેકથી છુટો હોય તેમ ઢીલો પડી ગયો હતો, અને તેથીજ **સેકંદર** જેવા સરદારને ઇરાન જીતવાનું સેહલ થઈ પડયું હતું. એક ત્રીજું મુખ્ય કારણ પાદશાહી કુટુંબનો કુસંપ હતો. **દારા** આગમજના છેલા થોડાક પાદશાહોએ ચલાવેલી પોતાનાંજ ખાનદાનની કતલથી રાજ્યની સમાપ્તીને નજદીક આણી હતી. આમ બે ભાઈ શાહજાદાઓ વચે કુસંપ હોયાથી એક પ્રાંતનો સરદાર એક ભાઇની તો બીજા પ્રાંતનો હાકમ બીજા ભાઇની પક્ષ તાણતો, જેથી મુળમાં ખરાબી રાજ્યની પોતાની થતી હતી. ઇરાનની શેહનશાહતનું શેવટ **સેકંદરથી** આવ્યું તેમાં યુનાનને મગરૂરી લેવાનું કશું કારણ નથી. ઇરાનની ફતેહ યુનાનને કાજે થઈજ ન હતી. એતો માત્ર એક સડેલી શેહનશાહત ઉપર ઘણા માઠા સંજોગોને તાંકણેજ **સેકંદરે** ચહડાઈ કર્યાથી ઇરાન તેના હાથમાં ભાગી પડયું હતું. કુસંપી કુટુંબીઓ, દગાબાજ સરદારો, લાલચુ ઓહદેદારો, કંટાળી રહેલા તાબેના જીતાયલા દેશો, ત્યાંની બેદીલ પ્રજા, એ અને એવાજ બીજા સંજોગો ભેગા થયલા હતા તેવે પ્રસંગે ઇરાન પોતાનો બચાવ કરવાને કેવળ અશકત હોવું જોઇયે. તેની એ અશકતીનો **સેકંદરને** લાભ મળ્યો, અને ઇરાન તેના હાથ ઉપર ફતેહ થયું.

---

# બાબ ૩૦.

# સેકંદર.

(ઇ૦ સ૦ પુ૦ ૩૩૦—૩૨૩.)

## પર્સીપોલીસનો નાશ.

પાયતખ્તોની નાચાર હાલત—તેમની સહેલ ફતેહ; પર્સીપોલીસના માર્ગમાં મુશ્કેલી—આર્યબુર્જીનની બળત્વારી—સેકંદરનું પાછું હઠવું—એક છુપો રસ્તો—શત્રુઓની ફતેહ—પાયતખ્તના આગેવાનોનું હીચકારાપણું—સેકંદરનું ઘાતકીપણું—શેહરમાં આગ અને લુટ—રહેવાસીઓની કતલ—ઓરતોનું ગુલામદાખલ વેચાણ—શત્રુઓની ફોજમાં કાપાકાપી-પર્સીપોલીસનું ખંડીયર.

### ફસલ ૧. ઈરાનનાં પાયતખ્તોની ફતેહ.

(ઇ૦ સ૦ પુ૦ ૩૩૧—૩૩૦)

આર્બેલાની લડાઇનાં શેવટ પછી ઇરાનની શેહનશાહતનો આથમણ તરફનો સઘળો ભાગ **સેકંદર**ના હાથમાં આવ્યો. એ આખો મુલક જીતતાં તેને ચાર વરસો લાગ્યાં હતાં અને હવે તેણે ઉગમણ તરફનો મુલક જીતવાની તલબ કીધી. પણ આર્બેલાની લડાઇએ તેનું એ કામ એટલું બધું સુવલ કરી આપ્યું કે આથમણ તરફનો મુલક જીતતાં તેને જેટલી મુદત લાગી તેથી અરધી પણ આ બાકીના દેશો હાથ કરતાં લાગી નહી. ગોગેમેલાનાં મેદાનમાં **સેકંદર**નો સેતારો બુલંદ જણાયો, **દારા** નાઠો, ઇરાની ફોજો વીખરાઈ ગઈ; અને એ સઘળાંનું પરીણામ એ નીપજ્યું કે જેમ ઉગતાને સર્વે કોઇ નમે તેમ **દારા**નો પક્ષ છોડીને તેના વીશ્વાસુ સરદારો **સેકંદર**ના ઝુંડા હેઠળ જઇને ભરાયા, હાકમોમાં દેશ બચાવવા માટેની એકદીલી રહી નહી, જેઓ વફાદાર રહ્યા તેમનું દગાખોર હાકમો આગલ ચાલ્યું નહી, અને એ રીતે ઇરાનનાં મોટાં, દોલતમંદ, વગવાળાં પાયતખ્ત શેહરો આ મેસીડોન્યન સરદાર આગલ કશી પણ હરકત વીના ગોયા ભીખારી હાલતમાં આવી પડયાં. આ પાયતખ્તોમાંનું એક સુસા અને બીજું બેબીલન હતું. આ બંને શેહરો એકદમ તાબે થયાં. એવું જણાયછે કે **સેકંદર**ને આવતો સાંભળતાંજ બેબીલનના હાકમ **માજ્યુસે**[१] શેહરના કીલ્લાની ચાવીઓ તેને હવાલે કીધી. **સેકંદર**ને બેબીલન ખાતેથી પુષ્કળ દોલત મળી. સુસા શેહર ખાતેથી મળેલો ખજાનો બેબીલન કરતાં પણ વધારે હતો. કહેછે કે શુમારે ૩૧॥ કરોડની દોલત આ માતબર શેહર ખાતેથી **સેકંદર**ના હાથમાં આવી.[૨] આ દોલતમાંના આશરે ૨૮॥ કરોડ જેટલું તો નકર સોનું અને રૂપું હતું, અને બાકીના દારીક સીક્કા હતા.

પ્રથમ બેબીલન ખાતે ઘટતો બંદોબસ્ત કરીને **સેકંદર** સુસા તરફ ચાલ્યો. ત્યાં ૧૫૦૦૦ નવી પુનાની ફોજ તેને આવી મળી. એ બંને પાયતખ્તોની હાકમી તેણે ત્યાંના

---

१ આ તેજ ધણી હતો જેણે આર્બેલાની લડાઇમાં પાર્થીન્યોને શીકસ્ત આપી હતી.

૨ સુસા ખાતેથી મળેલી દોલત પોતાના ખજાનામાં સેકંદરે ઉમેરી તે ઉપરથી "પાર્સીઓની તવારીખ" લખનાર કહેછે કે "ખચીત તે એક બળવાન લુટારો હતો"—સફે ૧૦૦.

દગાખોર ઇરાની હાકમોનેજ સ્વાધીન કીધી, પણ એ બંને શેહરો ખાતે લશ્કર અને મેહસુલ ખાતાંઓ માટે **સેકંદરે** બે યુનાનીઓને હાકમના મંદદગાર દાખલ રાખ્યા. સુસા અને પર્સીસ વચે પહાડોની મોટી હાર આવેલછે, જે ઉપર યુકસાઈ નામે ભરવાડોની એક જંગલી પણ બહાદુર પ્રજા વસ્તી હતી. **આ** લોકે **સેકંદરને** આગળ વધતો **અટકાવ્યો.** પણ **અંતે** તેઓ દગાના ભોગ થયા, **અને સેકંદર** પર્સીસમાં દાખલ થયો.

આ બહાદુર લોકે જે રસ્તો રોકી રાખ્યો હતો તે 'યુકસીયન પાસ' ને નામે ઓળખાયેલછે; પણ એ કરતાં વધારે મુસ્કેલ રસ્તો 'સુસ્યન પાસ' અથવા ઇરાની બાગળનો હતો. એ માર્ગનો કબ્જો પર્સીસના હાકમ **આયોબાર્જેનીસ** (આર્યબુજીંન) ના હાથમાં હતો. તે એક બહાદુર અને દેશહીતકારી સરદાર હતો. તેણે કબ્જામાં રાખેલો માર્ગ સાંકડો અને બંને બાજુએ પર્વતોની દેવાલોથી ઘેરાઇ ગયલો હતો. આ કુદ્રતી બચાવ એવો મજબુત હતો કે **સેકંદરની** ગમે એટલી દલેરી છતાં બચાવ કરનારાઓ પોતાને સઘળી સલામતીમાં રાખીને શત્રુઓ ઉપર હથીયારો ફેંકી તેમનો સંહાર કરી શકે. **આર્યબુજીંન** કને ૪૦૦૦ પેદલ અને ૭૦૦ ઘોડસવારો હતા, જેઓ જેવી દુશ્મનોની ફોજ પાસમાં દાખલ થઈ કે તે ઉપર મોટા પથરો ઘુમાવવા અને પર્વતો ઉપરથી ગબડાવવા લાગ્યા. આ પથરો ગબડતા ગબડતા નીચે જતા અને શત્રુઓનાં માણસોને છુંદી નાખતા હતા.[૧] આથી **સેકંદરને** શીકસ્ત ખાઇ પાછું હઠવું પડયું.[૨] તેના સીપાહીઓની બહાદુરી છતાં પાર્સીઓને તે કશી ઇજા કરી શકયો નહી. કદાચ **સેકંદર** પર્સીપોલીસ જોવા પણ પામત નહી, એવી આ મજબુત પાસ હતી. પણ એટલામાં **સેકંદરને** એક છુપા રસ્તાની બાતમી મળી, જે વીશે એક યુનાની ગુલામનેજ માત્ર ખબર હતી; અને તે દગાખોરે **સેકંદરને** તે બતાવી આપ્યાથી તે સરદાર બરાબર **આર્યબુજીંનની** પછવાડે જઈ ઉભો. ઇરાની હાકમને આ દગાની ખબર પડે તે આગમજ તે બે ગમથી ઘેરાઇ ગયો, અને તેની ફોજનો મોટો ભાગ કપાઇ ગયો તથા પર્વતો ઉપરથી નીચે પડી ઝીખાઇ ગયો. થોડાઓજ બચ્યા જેઓમાંનો એક પર્સીસનો બહાદુર હાકમ પોતે હતો.

પર્સીપોલીસની હવે આવી બની. **આર્યબુજીંન** જેવો નાઠો તેવો શેહરમાં દાખલ થયો અને તેના કીલ્લાનો બચાવ કરવાની તજવીજ કરવા મંડયો. પણ તેમાં તેને ફતેહ મળી નહી. શેહરના આગેવાનોમાં બેદીલી જણાઈ. હાકમે કંઇજ નહીતો ખજાનો વગેરે ત્યાંથી ઉપાડી લઈ જવાની ઇછા દેખાડી. પણ તેમબી તે કરી શકયો નહી. શેહરમાંના કેટલાક બદમાશો એકગમથી આ ખજાનો લુટવાની તજવીજ કરતા હતા ત્યારે બીજી ગમથી કીલ્લાનાં લશ્કરના વડા **તીરીદાતીસે** (તીરદાદે) **સેકંદરના**

---

૧ પાર્સી૦ તવા૦, સફે ૧૦૦.

૨ ગ્રોટ, યુના૦ તવા૦, દફ૦ ૮, સફે ૩૯૧. આ ઠેકાણે જે લડાઇ થવી જોઇયે તેનું કશું વર્ણન યુનાની લખનારાઓ આપતા નથી, પણ 'સેકંદરને નુકસાની સાથ પાછું ફરવું પડયું,' એટલુંજ માત્ર કબુલ કરવામાં આવ્યુંછે. આ ઉપરથી ખુલ્લો વેહમ જાયછે કે ત્યાં એક મોટી લડાઇમાં દુશ્મનોની ભારી ખુવારી થઇ હશે.

ગુસ્સાનો ડર કરીને ખજાનો ઉપાડી લઇજવા દેવાની ના પાડી. તે **આર્યબુઝી.** નની સામે થયો, અને ગુપચુપ **સેકંદર** ઉપર સંદેશો મોકલ્યો કે તેણે હવે પગ ઉઠાવીને શેહર અને તેમાંના સર્વસ્વનો કબ્જો લેવો. તુર્તજ **સેકંદર** પોતાની ઘોડસવાર ફોજ સાથ આવી ચહડયો. **તીરદાદ** તેની મદદે ગયો, પણ **આર્યબુઝી.** **ન** તેની સામે થયો, અને એક લડાઇ થઈ તેમાં તે બહાદુર પોતાના સઘળા સીપાહીઓ સુધાં માર્યો ગયો. એ રીતે પર્સીપોલીસ એવડા દગાનું ભોગ થઇ મેસીડોન્યનોના હાથમાં ગયું. તેની જોડે તેની પડોસનું પાર્સાગર્દ (પાર્સી કીલ્લો) શેહર પણ શત્રુને તાબે થયું. હવે **સેકંદરે** પોતાના લોભને ત્યાં પુરતી હદ સુધી તૃપ્ત કીધો. એ ઘાતકી સરદારે શેહનશાહતનાં આ મુળ શેહરને લુટ અને આગથી તારાજ કરી નાખ્યું. તેણે આ સુંદર મોહોલોનાં શેહર ઉપર કેહર વરસાવ્યો, અને તેના ઉપર વેર લીધું. હખામની પાદશાહોની જગપ્રસીદ્ધ સુંદર ઇમારતોનો તેણે નાશ કીધો, ત્યાંના કીલ્લામાં સાચવી રાખેલાં કીમતી દફતરખાનાં ફના કીધાં, અને એ રીતે હુનરના એ બેકદર શત્રુએ એકગમથી પોતાનું અજ્ઞાનપણું, અને વીદ્યભ્યાસના આ મુખખ દુશ્મને બીજીગમથી પોતાનું જંગલીપણું આલમને દેખાડી આપ્યાં. **સેકંદરનાં** બીજાં ભુડાં કામોનો ગમે એટલો બચાવ કરી શકાય, પણ આ નીર્જીવ ચીજો ઉપર તેણે વાપરેલાં ઘાતકીપણુનો કશો બચાવ નથી. તે કામો માટે તેનો બચાવ કોઇએ કીધો નથી અને કોઇ કરશે પણ નહી. કીલ્લામાંની સઘળી દોલત ભેગી કરી લઇને પછી તેણે શેહર લુટવાનો પોતાના સીપાહીઓને હુકમ આપ્યો. **પાર્મીન્યોને** આ વાત પસંદ આવી નહી. તેણે તથા બીજા સરદારોએ તેને આ કામથી વાળવા માંગ્યો. પણ કઠણ દીલના **સેકંદરે** આ ભલી શીખામણ માની નહી.

ત્યાંથી ૩૨।। કરોડ જેટલી પાદશાહની દોલત એકહાથ કરી ૫૦૦૦ ઉંઠો અને તે કરતાં વધારે ખચરો ઉપર લાદીને આ ગંજાવર ખજાનાને **સેકંદરે** પર્સીસની બહાર મોકળાવી દીધો. પર્સીપોલીસના આ ખજાના ઉપરાંત પાર્સાગર્દ ખાતેથી બીજી થોડીક દોલત મળી. આ સઘળું એકહાથ કરી લઇને પછી આ લોભી અને ઘાતકી માણસે શેહરને લાગ લગાડી. એકગમથી શેહર સળગ્યું કે બીજી ગમથી રેહેવાસીઓમાં નહાસણું પડયું. તેઓ પોતાનું સર્વસ્વ મેળીને નહાસવા લાગ્યા. યુનાની અને મેસી-ડોન્યન સીપાહીઓ હવે પોતાના હાથમાં જે ખજાનો આવ્યો તે હાથ કરવા લાગ્યા. પણ માત્ર લુટ કરવાનોજ તેમને હુકમ ન હતો. નીર્દય **સેકંદરે** તેમને હુકમ આપેલો હતો કે શેહરમાં સઘળા મર્દ રેહેવાસીઓને જેમ હાથમાં આવે તેમ કાપી નાખવા, અને ઓરતોને પકડી આણવી. પકડાયલી સ્ત્રીઓને તેણે ગુલામડી દાખલ વેચી દીધી. થોડાઓ નહાસી ગયા તે બચ્યા, કેટલાકો પોતાના માલ ખજાના સાથ આગમાં બળી મુઆ, બાકીના સઘળા કપાઇ ગયા. કહેછે કે **સેકંદરે** છાકટપણાંના બહારમાં શેહરને પોતાની જાતે આગ લગાડી હતી;[१] અને તેનું જોઇને તેના સીપાહીઓ પોતે એટલા ચકચુર

---

૧ પ્લુટાર્ક ("સેકંદર નામું") લખેછે કે પર્સીપોલીસ ખાતે એક દીને સેકંદરે પોતાના મીત્રોને એક જીયાફત આપી પુષ્કળ દારૂ પીધો. આ વખ્તે છાવણીમાંની યુનાની સ્ત્રીઓ તદન બેહયા બનીને આ છાકટાઓની મજલેસમાં પોતાના દોસ્તો મેળવવા મહોડાં

બનેલા હતા કે તેઓ અપસ અપસમાં વહડયા અને કાપાકાપી ચલાવવા લાગ્યા. અંતે આ ભુખ્યા સીપાહીઓની ભુખ ભાગી અને પર્સીપોલીસ એક ઉજડ, વસ્તી વીનાનું, માત્ર સુંદર ઇમારતોનાં ખંડીયેર જેવું થઇ પડયું. એમ છતાંબી **સેકંદર** સઘળી ફોજ સાથ આ નાશ પામેલાં શેહરની નજદીકમાં એક મહીના કરતાં વધારે મુદત સુધી રહ્યો, અને તે મુદતમાં પર્સીસમાં ફરી ફરીને ઘણાં શેહરો તાબે કીધાં. તેની સામે આ વેળા મર્દાઇ નામે એક ટોળાએ ખરેખરી મર્દાન્ગી બતાવી. પર્સીપોલીસ ખાતે ૩૦૦૦ મેસીડોન્યનોની એક ફોજ રાખીને **સેકંદરે** પેલા દગાબાજ **તીરદાદને** પર્સીસની હાકમી બક્ષી, અને પછી ઇ૦ સ૦ પુ૦ ૩૩૦ ની વસંતમાં તેણે મીડયા તરફનો રસ્તો લીધો.

આ પછીની છેક **દારા** પાદશાહનાં મરણ સુધીની **સેકંદરની** હીલચાલો આપણ છેલા બાબમાં જોઈ ગયા છીયે; અને તે પછીના થોડાજ અને તેબી આપણી તવારીખને લગતાજ બનાવોની ટુક વીગત આ ઠેકાણે કહી જવાનું બાકી રહ્યુંછે. શેહનશાહતની આખરી પછીનો **સેકંદરનો** હેવાલ આ તવારીખ સાથ સંબંધ ધરાવતો નથી, માટે તે વીગતે લખવાનું ઇ૦ સ૦ પુ૦ ૩૩૦ પછીની ઇરાનની તવારીખ લખનારને માટે રાખીને અમારાં કામનું હવે શેવટ આણીશું.

**સેકંદર** હજુ ઇરાન સરજમીનનો પુરેપુરો હાકમ થઈ ચુકયો ન હતો. પાર્થ્યા, હીર્કેન્યા, વગેરે પ્રાંતો તેને તાબે થયા, પણ માજંદરાન અને ઘીલાનના પ્રાંતો વચે વસનારી મર્દાઇ નામે એક પ્રજાએ તેની સામે થઇને જબરી મર્દાન્ગી દેખાડી. હવે તે પાદશાહ **દારાનું** ખુન કરનાર **બીસસની** પુઠે દોડયો. ખુનીની મદદમાં આર્યાનો પાર્સી હાકમ **સતીબાર્ઝેનીસ** (સદબર્જન) છે એવી ખબર ઉપરથી તે પ્રથમ આર્યા ઉપર ચહડાઈ લઇ ગયો, જ્યાંના હાકમે પડોસની હીંદી પ્રજાઓનો આશ્રો લેવાથી **સેકંદરે** આર્યાના રેહવાસીઓની જબરી ખુહારી કીધી.

ઇ૦ સ૦ પુ૦ ૩૩૦—૩૨૯ ની પાનખર તથા શીયાળાની રૂતુ દ્રાન્જયાના, ગેદ્રુસ્યા, આરાકોસ્યા અને આજના અફગાનીસ્તાનના કેટલાક મુલુકો જીતવામાં પસાર થઈ ગઇ. એજ મુદતમાં **સેકંદરે** કાબુલ, કંદાહાર, ગીજની અને ફરાહની વચેનો મુલક પણ

---

ખુપાવીને દાખલ થઇ. એ બેશરમ ઓરતોમાંની એક થૈસ નામની હતી, જેણી ટૉલેમીની માશુક થતી હતી. તેણી શરાબથી મસ્ત બની હતી અને પોતાનાં સ્ત્રી ચરીત્રમાં કુશળ હતી. સેકંદરનું લક્ષ પોતાના શરમ ભરેલા ચાલાઓ તરફ ખેંચીને તથા શરાબની જામ ઊઠાવીને તેને મહાત્મા જર્કસીસના મહેલોને ફુકી મુકવા ઊસકેર્યો, જે ઊપરથી આખી મજલેસે તેણીને ખુશાલીના પોકારોથી વધાવી લીધી અને તેણીની ઇછા તૃપ્ત કરવાનો સેકંદરને આગ્રહ કીધો. આ ઊપરથી તે પોતાની બેઠક ઊપરથી કુદકો મારીને ઊઠયો અને હાથમાં મશાલ લઇ આગળ ચાલ્યો. તેની પુઠે પેલી આખી છાકટી મજલેસ આતશ લઇ દોડી, અને નાચી કુદીને તથા ખુશીના પોકારો કરીને મહેલની આસપાસ સઘળાઓ ફરી વળ્યા અને ખરાબી પુરી કીધી. પ્લુટાર્ક કહેછે કે સેકંદરને આ કામ માટે તુર્ત પસ્તાવો લાગ્યો અને તેણે આગ હોળવી નખાવી. પણ એથી કંઇ તેને માથે ચોંટેલી કાળી ટીલી ફીટી નહી.

ફતેહ કીધો. હીંદુકુશ પર્વતની દક્ષીણે અને કાબુલનાં ઇશાણ ખુણાં તરફ તેણે પોતાની યાદગારીમાં એક શેહર વસાવ્યું, અને પછી પંદર દીવસની મુશ્કેલી અને મુસીબત વચે તે હીંદુકુશ પર્વત પસાર કરીને બેકત્રયામાં પેઠો. તેની મતલબ **બીસસને** સજા કરવાની હતી: નહી કે તેણે **દારાનું** ખુન કીધું હતું એટલામાટે; પણ તેણે ઇરાનના પાદશાહનો એતાબ ધારણ કીધેલો હતો તેથીજ પોતે અપમાન લઇને **સેકંદર** તેને સજા કરવા ગયો હતો. **બીસસે** પોતાની હવે આવી બનેલી જોઇ. તેની કને **સેકંદર** સામે લડી શકે એવડી મોટી ફોજ હતી નહી માટે તેણે ખોરાકી વગેરેનો નાશ કરી શત્રુને વધારે આગલ વધતો અટકાવવાની મતલબ રાખી અને પોતે જીહુન નદી પસાર કરી સોગ્દયાના પ્રાંતમાં જઇ ભરાયો. એજ વખતે તેણે નદી ઉપર ફરતી સઘળી હોડીઓ ભાંજી નાખી. **સેકંદરની** સામે બેકત્રયામાં કોઇ થયું નહી. તેણે એ પ્રાંત ઉ- વાળ્યો. દરીયા જેવી જીહુન નદી મેસીડોન્યન ફોજે ચામડાંઓમાં ઘાસ ભરીને પસ- કીધી, અને **બીસસને** એક ગામમાંથી પકડી કહાડી **સેકંદરે** તેના ઉપર પુરું વેર લીધું. તેનાં ગળાંમાં એક બંધ બાંધ્યો, તેને હાથે પગે બેડી ઠોકી, અને એક જાહેર રસ્તા ઉપર તેને ઉભો કીધો. **સેકંદર** પોતાના રથમાં બેસીને તેના તરફ ગયો, રથ ઉભો રાખ્યો, **દારાનું** ખુન કરવાનું કારણ પુછ્યું, અને પછી તેને બાંધી મરાવ્યો. એ બાદ **સેકંદરે** તેને પાછો બલ્ખ ખાતે મોકળી આપ્યો, જ્યાં જ્યારે પોતે પાછો ફર્યો ત્યારે **બીસસને** બોલાવી મંગાવ્યો, તેના કાન તથા નાક કપાવ્યાં, અને શેવટે એ હાલતમાં તેને હમદાન ખાતે મોકળાવી દીધો—એવી દેખાઇતી મતલબથી કે મીડ અને ઇરાનીઓ પોતાના પાદશાહના ખુનીને પોતાનેજ હાથે જખે કરે. આપણે ઉપર જોઇ લીધુંછે કે **સેકંદરને** પોતાના સ્વાર્થ માટે **બીસસ** ઉપર જેટલો ક્રોધ હતો એટલો તેને **દારાનાં** ખુન માટે ન હતો; તોપણ ઇરાની પ્રજાને રાજી રાખવાની મતલબથી તેણે **બીસસ** ઉપર ખુદ **દારાને** માટેજ વેર લેવાના ઢોંગ કીધા હતા.

આ પછી બ્રેન્ચાઇડી નામે એક પ્રજાનાં એકેએક માણસની ઘાતકી કતલ ચલાવીને જકસાર્ટીસ (સીહુન) નદીના કાંઠા ઉપર **સેકંદરે** પોતાને નામનું એક નવું શેહર બાંધ્યું, અને કેટલીક નવી કતલો ચલાવીને તે સ્કીથ્યનોને તાબે કરવા ગયો; પણ ત્યાંથી મરતો મરતો બચી આવ્યો. તેની ઘણી ફોજનો નાશ થયો. આ પછી બલ્ખ ખાતે જઇને તેણે પેલા કમબખ્ત **બીસસ** ઉપર નવા એજાબો ગુજાર્યા,[૧] અને સોગ્દયાનાનો નવો બલવો કેટલીક મુશ્કેલીથી નરમ પાડયો. એ પછી બેકત્રયાના **હુક્ષીયાર્તીસ** નામે હાકમને તેનાં આખાં કુટુંબ સાથ કેદ પકડી તેની બેટી **રોક્ષાના** (રોષન)[૨] સાથ ઇ-

---

૧ બીસસનું શેવટ કેમ આવ્યું તે યુનાની લખનારાઓ જણાવી જતા નથી, પણ સઘળા ફારસી લખનારાઓ એમ કહેછે કે દારાનાં રવાનને અવલમંજલ પુગાડયા પછી તુર્તજ તેના બંને ખુની વજીરોને સુળીએ ચહડાવ્યા હતા.

૨ આ હાકમ કોણ અને તેની બેટી રોક્ષાના કયાંથી આવી? કોઇક યુનાની તવારીખ-નવેશો મુજબ આ હુક્ષત્ર પાદશાહ દારાનો ભાઇ હતો અને તેની બેટી મજકુર રોષન હતી. પણ ફારસી લખનારાઓ મુજબ દારાની પોતાની બેટી રોષનક નામની હતી, જેણી

સ૦ પુ૦ ૩૨૭ માં સાદી કીધી. એ બાદ તે હીંદુસ્તાન તરફ પંજાબમાં ચહડાઈ લઈ ગયો અને ત્યાંથી પાછો ફરીને એકવાર પર્સીપોલીસ તથા પાર્સાગર્દની ભેટ લીધી અને મહાત્મા કુરૂશનાં અસ્તોદાનને ખરાબ થયલું જોઇ તેના રખેવાળોને મારી નાખ્યાં. ખુનરેજી અને કતલ સેકંદરનો પેશાજ હતો, અને તેથી જ્યારેબી લડાઇમાં લોહી રેડવાનું ન હોય ત્યારે તે પોતાના દોસ્તો અને માનીતાઓનો નજીવે બહાને જીવ લેતો હતો. એક માનીતો મરણ પામવાથી સેકંદરે તેનાં મોત પાછળ મોટી ખાનાપીની કરીને પોતેબી પુષ્કળ દારૂ પીધો, અને એજ લખથી અંતે તેનું મોત નીપજ્યું ! તાવ છતાં તેણે સ્નાન કીધું અને તેથી કેટલાક દીવસોનાં દુખ પછી ઈ૦ સ૦ પુ૦ ૩૨૩ ના જુન માસમાં તેનું મોત નીપજ્યું, અને દુન્યા તેના એજાઓથી છુટી થઇ.

---

શાદી કરવાની તે સેકંદરને વસીહત કરી ગયો હતો; અને પાછળથી સેકંદરે એ ને દારાની રાણી દીલારાય તથા રોષનક ઊપર નામાં લખીને શાદી માટે પોતાની પારજી દેખાડી હતી તથા તેઓ તે માટે ખુશી થયાં હતાં. ફીરદોસી લખેછે કે એ કારણ માટે સેકંદરે પોતાની મા નાહીદ (મીરખુંદ મુજબ રૂકીયા) ને પોતાને વતન અમુરીયેથી બોલાવી હતી.

સમાપ્ત.

# હખામની પાદશાહતની વંશાવળી.

- (૧) હખામનીશ (એકીમીનીસ) (મુળ પુરૂષ).
  - (૨) ચીશ્પાઈશ (ટીસપીસ).
    - (૩) કબુજીય (કમ્બાઈસીસ) ૧.
      - (૪) કુરૂશ (કાઈરસ) ૧.
        - (૫) કબુજીય (કમ્બાઈસીસ) ૨.
          - (૬) મહાત્મા કુરૂશ (કાઈરસ ધ ગ્રેટ) ૨.
            - (૭) કબુજીય (કમ્બાઈસીસ) ૩.
            - બર્દીય (સ્મર્દીસ).
            - એતોસ્સા (દારયવુશની રાણી).
    - આર્યરામત.
      - અર્શામ.
        - વીસ્તાસ્પ (હીસ્તાસ્પીસ).
          - અર્દવાન (આર્તાબાનસ).
            - તૈતનતખ્મીસ.
          - (૮) દારયવુશ (દારા) (દારાયસ) ૧.
            - આર્તાબાઝેનીસ (આદરબુઝીન) (પહેલી રાણીનો).
            - વીસ્તાસ્પ (હીસ્તાસ્પીસ).
            - હખામનીશ (એકીમીનાસ).
            - મહેસ્ત (મજીસ્તીસ).
            - આર્યમર્દ (એર્યોમાર્દસ).
            - આર્તાજોઝા.
            - અર્શામ.
              - ગઓબરૂવ (ગોબ્રાયસ).
            - એબ્રોકોમાસ.
            - આર્યબીગનીસ.
            - (૯) ક્ષયાર્શા (જર્કસીસ) (બીજી રાણી એતોસ્સાનો).
              - દારયવુશ (દારાયસ).
              - વીસ્તાસ્પ (હીસ્તાસ્પીસ).
              - (૧૦) બહુમન (અર્દશીર) (અર્તક્ષત્ર-આર્તાજર્કસીસ ૧).
              - અમીતીસ (જોપીરસના બેટા મેહબાજુની ઓરત.
          - એક બેટી [ગઓબરૂવ (ગોબ્રાયસ)ની ઓરત].
            - માર્દોન્યસ.
    - એતોસ્સા.
      - ગલુસ.
        - સ્મર્દીસ (બર્દીય).
          - આર્તામનીસ (અથવા કાર્નાસ્પીસ).
            - ઓતાનીસ (અથવા અતાફ્રીસ.)
              - ફેદીમા.
              - એમેસ્રીસ (જર્કસીસની રાણી).

[જુઓ બીજો સફો.]

(૧૦) બહમન.

(૧૧) ક્ષયાર્શા (જર્કસીસ) ૨. (૧૨) સોગ્દયાનસ. આર્તસીસ. (૧૩) (દારયવુશ) દારા (દારાયસ 'નોથસ') ૨.

એમીસીસ (સેતખમની ઓરત). (૧૪) અર્દશીર (અર્તક્ષત્ર) (આર્તાજર્કસીસ 'નીમન') ૨. કુરૂશ (કાઈરસ). ઓસ્તાતીસ.

અર્જાસ્પ (આર્યાસ્પીસ). દારયવુશ-દારા (દારાયસ). અર્શામ. (૧૫) દારાબ (દારાયસ 'ઓકસ') ૩. અર્સાનીસ.

(૧૬) અર્ષ (રાસ્ત) (આર્સેસીસ).

(૧૭) દારા (દારયવુશ) (દારાયસ કોદોમાનસ) ૪.

નોટ—જે નામો આગળ ૧ થી ૧૭ સુધીના આંકડા મુકયાછે તે સર્વ રાજ્ય કરી ગયલા પાદશાહોનાં જાણવાં, અને એ આંકડા મુજબ એક પછી એક આ પાદશાહો ઊતરેલા સમજવા.